श्री संभवनाथ जैन पुस्तकालय सिरीझ नं. १७

पंडित श्री मोहनविजयजी विरचित

# श्री चंदराजानो रास

## ( भावार्थ सहित )

संपादक

पं. अमृतलाल मोहनलाल संघवी

भावनगर



प्रकाशक

श्री संभवनाथ जैन पुस्तकालय

फलोधी—मारवाड

मूल्य रू. ३-८-०



દાનવીર શેઠ કિશનલાલજી લૂણાવત. ફ્લોધી ( મારવાડ )

શ્રી મહોદય પ્રીન્ટીંગ પ્રેસ-ભાવનગર.

ॐ नमः ।

श्रीमद्विजयधर्मसूरये नमः

# શેઠ કિસનલાલજીની જીવની



જગતમા તેજ માણસ જન્મ્યો છે કે જેનુ નામ નિરતર લોકોની જિહ્વાગ્રે રહે છે, જગતમા તેજ મનુષ્ય છે કે જે નિસ્વાર્થી બની પરલોકહિત પરાયણ બને છે, જગતમા તેણે જ જીવી જાણ્યુ છે કે જે નિર્મમત્વભાવે પોતાના ધનનો ત્યાગ કરી અન્યલોકોના હિત સાધે છે ઇતિહાસના પાના ઉલટાવતા જણાય છે કે કોઈ વીરતાથી, કોઇ ધૈર્યતાથી, કોઈ ત્યાગથી, તો કોઈ દાનથી આદર્શ બન્યું છે જૈન ઇતિહાસમા આવા ઘણાએ દાખલાઓ સુવર્ણાક્ષરે કોતરાયેલા છે અને આથી જ જગતની બધી જાતિમા જૈનજાતિનુ નામ મોખરે છે વીર ભામાશાહે પોતાનો અખૂટ ખજાનો મહારાણા પ્રતાપને અર્પી જૈનજાતિની દાનવીરપણાની ખ્યાતિ વધારી હતી કાળના મુખમા હ્રાસ થતા જગતના માનવીઓને બચાવવાનુ બીડુ ઝડપી વીર ખેમા હડાળીએ બાદશાહ નહીં પણ શાહ પ્રથમ શાહ છે એ બિરુદ મેળવી જૈનજાતિને આદર્શ તરીકે આલેખાવી હતી વસ્તુપાળ-તેજપાળ અને આવા બીજા ઘણાએ મત્રીઓ-શેઠ શાહૂકારો થઈ ગયા છે કે જેમણે પોતાની સપત્તિ ઉપર મમતા ન કરતા નિસ્વાર્થપણે લોકહિતાર્થે સદ્વ્યય કર્યો છે અને સાથેસાથે જગતમા અવિચળ કીર્તિ વરી દેહથી મૃત-વિનશ્વરરૂપ હોવા છતા કાર્યથી અમર આત્મા તરીકે તેઓના જીવત આત્માઓ આજે પણ આપણી આખ સમક્ષ તરવરી રહ્યા છે

આ વીસમી શતાબ્દિના યુગમા પણ પ્રત્યેક દેશમા જૈન સમાજમા કેટલાક એવા દાનવીર નરરત્નો છૂપાએલા છે કે જેઓએ પોતાના જીવનનુ ધ્યેય "परोपकाराय सता विभूतय बनावी राख्यु होय छे એવાજ દાનવીરોમાથી અહિ એક ગુપ્તદાની નરરત્નની જીવનીનો વાચકગણને પરિચય કરાવવામા આવે છે

મારવાડમા ભલે વરસાદની ઉણપ છે, વિદ્યાનો અભાવ હોવાથી અજ્ઞાનતા અને વ્હેમ ઘરઘાલીને બેઠા છે છતા એ ભોળી પ્રજામા પ્રત્યેક શહેર અને ગામમા ધનાઢ્યોના ઘરો ઘણી સખ્યામા મળી આવે છે આ કથાના નાયક પણ મારવાડના એક પ્રસિદ્ધ શહેરમા

જન્મ્યા છે, સંસ્કાર પામ્યા છે, અને દાન–ત્યાગ એજ પોતાના જીવનનું ધ્યેય બનાવી ચૂકયા છે. ખરેખર કવિની ઉક્તિને સાર્થક બનાવી રહ્યા છે કે—

उपार्जितानां वित्तानां, त्याग एव हि रक्षणम् ।
तडागोदरसंस्थानां, परिवाह इवाम्भसाम् ॥ १ ॥

આવા ઉપકારી આત્માને લોક સમક્ષ મૂકવા અને ખાસ કરીને ધનીપુરૂષો આવા સંપત્તિશાળી પુરૂષોના જીવનનો કોઇ અંશ અનુકરણ કરે એજ આ લેખનું ફળ છે અને તે માટે જ લેખકનો પ્રયત્ન છે. આશા છે કે વાચકો લાભ ઉઠાવશે.

જેનું નામ શેઠ કિશનલાલ લૂણાવત છે.

જન્મસ્થાન ફલોધી. (મારવાડ) માતાનું નામ મગનબાઇ, પિતાનું નામ જયરાજજી, ગોત્ર લૂણાવત. જન્મતિથિ સંવત્ ૧૯૩૮, અશાડ વદ ૧૪. શેઠ જયરાજજી એક મ્હોટા નીતિકુશળ વ્યાપારી અને ધનાઢય પુરૂષ હતા. તેમની ઈજ્જત ફલોધીમાં અને આજુ-બાજુના નાના મોટા ગામોમાં સારી હતી, પુત્રના પ્રારબ્ધમાં પિતાનો વિયોગ લખેલો હતો એટલે સાત વર્ષની વયેજ પિતા દેવલોક પામ્યા. શિક્ષામાં મારવાડ પ્રત્યેક દેશ કરતાં પછાત છે અને તેજ હિસાબે આપણા ચરિત્રનાયક શિક્ષા-ઉચ્ચશિક્ષા લઇ શકયા ન્હોતાં છતાં ધાર્મિક સંસ્કાર ઉચ્ચ હોવાથી વ્યવહાર--કુશળતા સારી પ્રાપ્ત કરી. ધનવાન હોવાથી શરીર સૌષ્ઠવ તથા પાલનપોષણ સરસ રીતે કરવામાં આવ્યું હતું. આ પ્રમાણે બાલ્ય-અવસ્થા વ્યતીત થતાં થોડા વખતમાં શેઠ તનસુખદાસજી લૂણાવતને ત્યાં ભાઇ કિસનલાલ દત્તક તરીકે ગયા. અને દત્તક લેનાર વ્યક્તિએ ભાઈ કિસનલાલનું પાલનપોષણ સરસ રીતે કર્યું. સ્વાભાવિક રીતેજ પુત્ર ઉપર પિતાનો પ્રેમ હોય છે તેમ પિતાનો પ્રેમ કિસ-નલાલ ઉપર સંપૂર્ણ હતો, વળી કિસનલાલ કોઇપણ જાતના વ્યસનને આધીન બન્યા ન્હોતા અને તેથીજ તેમની પ્રકૃતિ સ્વાધીન હતી. હંમેશાં સીધા અને સરલ સ્વભાવથી રહેવું અને પ્રત્યેકની સાથે સદ્વ્યવહાર કરવો એ એમનો જીવનમંત્ર હતો.

પિતાનો પુત્ર ઉપર બહુ પ્રેમ હોય છે એટલે બાળકને નાનીજ વયમાં સંસારી બનાવી દે છે અને કિસનલાલને પણ બાર વર્ષની વયમાં પિતાએ ગૃહસ્થ બનાવ્યા. તેમના લગ્ન ફલોધીમાંજ દીપચંદજી બરડીયાને ત્યાં થયા હતા. અહીંઆ ગામમાંજ દીકરી-દીકરા પરણાવવાનો વધારે રીવાજ છે અને એથી જ એમ બન્યું. ગૃહસ્થ ધર્મની ફરજ દંપતી-ધર્મમાં આવ્યા પછી ફરજીઆત ગણાય છે અને તેટલા માટેજ ગૃહસ્થધર્મરૂપ મંદિરમાં પગમૂક્તાંજ આત્મદેહની પૂજાના પૂજારી બની શેઠ ફૂલચંદજી ગુલેચ્છાને ત્યાં મુનીમી કરવા લાગ્યા. આ વખતે પ્રથમ શ્રેણીના મુનિમોને બાર મહીને ૧૦૦) રૂપીઆ એટલે આજે એક હજારની બરાબરી થઇ શકે. તે રીતે બાર મહીનાના ૧૦૦) સો રૂપીઆ વેતન નક્કી થયું. સંપૂર્ણ વિશ્વાસ અને નીતિકુશળતાથી ઘણાજ પરિશ્રમપૂર્વક નિયમિત નોકરી કરી અને

સાથોસાથ મિલનસાર સ્વભાવથી પ્રત્યેકના આત્મામા વિશ્વસનીય પુરૂષ તરીકે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી ખરેખર કવિની ઉક્તિ સત્ય જ છે કે—

કીડા જરાસા ઔર પત્થરમે ઘર કરે,
ઇન્સાન કયો ન એસા, જો દિલ દિલમે ઘર કરે.

ઉપરના જ સ્થાને ૧૦૦ થી ૪૫૦ થયા એજ એમના જીવનની ઉચ્ચતા સાબીત કરે છે કૃતજ્ઞી તરીકે પ્રશસા પામેલ કિસનલાલે ગામના અને આસપાસના શહેરોના ધની લોકોનુ આકર્ષણ કર્યું અને ખેચાતાણી થતા પાલીમા શેઠ જોરાવરમલજી ભોલારામજી કોચરની દુકાને મુનિમ તરીકે નિમાયા ત્યા પણ ઘણા વર્ષો સુધી એજ રીતે જીવનયશ મેળવ્યો અને ફલસ્વરૂપ દેશાવરમાથી તેમની માગણી થવા લાગી અને તેમને દક્ષિણ હૈદ્રાબાદમા જવુ પડયુ પાલીમા તો તેમની એક ઇજ્જતદાર મુનિમ તરીકે કીર્ત્તિ વ્યાપી ગઇ એટલુ જ નહીં પણ પ્રત્યેક વ્યક્તિ મુનિમજી તરીકે બોલાવવા લાગી અને આજે પણ શ્રીયુત કિસનલાલજી પાલીમા મુનિમ તરીકે પ્રસિદ્ધ છે મારે લખવુ પડે છે કે ખરેખર તેઓ લોક વ્યવહારથી તો મુનિમ છે પણ કુબેર ભડારીના મુનિમ છે કે જે અઢળક ધન ઉત્તમ માર્ગે ખર્ચે જાય છે અને કોઈ પણ વ્યક્તિ તેમના આગણે આવી નિરાશ બની પાછી જતી નથી ખરેખર તેમણે તેમના જીવનમા એ ઉપદેશ ધ્યાનમા રાખ્યો લાગે છે કે—

अतिथिर्यस्य भग्नाशो, गृहात् प्रतिनिवर्तते ।
स तस्मै दुष्कृत दत्त्वा, पुण्यमादाय गच्छति ॥ १ ॥

હૈદ્રાબાદમા પણ આપના જીવનરૂપ પુષ્પની સુવાસ ચોમેર ફેલાઇ ગઇ પણ આપને એક રાતના સ્વપ્નમા ચદ્રના દર્શન થતા આત્મા સશયમા પડી ગયો અને તે સબધી ઘણે ઠેકાણે પૂછપરછ કરતા કઇપણ સતોષકારક જવાબ ન મળ્યો ત્યાર બાદ બેજ દિવસમા ફલોધીથી તારદ્વારા સમાચાર મળ્યા કે આપના ધર્મપત્નીનો આત્મા દેહમદિરને છોડી સ્વર્ગમદિરનો વામી બન્યો છે આથી આપને અત્યત દુખ થયુ અને તરત જ હૈદ્રાબાદ છોડી પાછા પાલી આવ્યા મરનાર પત્નીથી એક પુત્ર અને એક પુત્રી જન્મી હતી પુત્રનુ નામ વિજયલાલ અને પુત્રીનુ નામ નાથીબાઈ હતુ જે હાલ હયાત છે પુત્ર વિજયલાલજી પણ ધર્મિષ્ઠ, નીતિકુશળ અને સરલ સ્વભાવી હતા પણ આયુષ્ય બહુજ ઓછુ હોવાથી ફક્ત ૩૫ વર્ષની યુવાન વયમા એક પુત્રીને મૂકી ( જેનુ નામ કિરણ છે ) આ લોક છોડી પરલોકવાસી બન્યા હતા આથી ભાઈ કિસનલાલજીને મહાન્ આઘાત પહોચ્યો અને સાથોસાથ પુત્રવધૂ વિધવા બનવાથી તેનુ જીવન કેમ સુખરૂપ વ્યતીત થાય તેની બહુજ ચિંતા હતી અને મન બહુજ વ્યગ્ર રહેતુ હતુ સમય આવતા સાધ્વી પ્રેમશ્રીની પાસે દીક્ષા અપાવી અને તેથી તેણીનુ જીવન આદર્શમય બની ગયુ અને બાળવૈધવ્યને ભૂલી પોતાના આત્માની ઉન્નતિમા દત્તચિત્ત બની ગઇ જેમનુ નામ વસતશ્રી તરીકે પ્રસિદ્ધ છે

વિધુર અવસ્થામાં રહી ગૃહસ્થધર્મ પાળવો સુકર ન લાગવાથી સં. ૧૯૬૯ માં પાલી-નિવાસી શેઠ નિહાલચંદજી સરાફને ત્યાં ફરી લગ્ન કર્યાં. અને તે ધર્મપત્નીથી સં. ૧૯૭૧ માં એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. જેનું નામ સંપત્તલાલજી રાખવામાં આવ્યું. આ નૂતન બાળકનું લાલન-પાલન સરસ રીતે કર્યું. સાથોસાથ શિક્ષા આપવામાં પણ દત્તચિત્ત બન્યા. ઉચ્ચશિક્ષાના પ્રભાવથી પુત્ર પણ પિતાના માર્ગને અનુકરણકરવાવાળા નિવડ્યા, સંપત્તલાલજી ખરેખર ધર્મપ્રેમી અને માત-પિતૃ ભક્ત છે, મિલનસાર સ્વભાવ અને ઉત્સાહી નવયુવક જીવન જીવવાવાળા છે. શિક્ષાના આદર્શ સ્વરૂપ સુરસુન્દરી, મહાસતી મૃગાવતી, ધર્મદ્રઢ સતી સુલસા, ઘરકા ડૅાકટર વિગેરે પુસ્તકો પણ લખ્યા છે. કેળવણી પ્રત્યે એટલી બધી લાગણી છે કે પુસ્તક પ્રકાશન માટે તથા સામાન્ય જનતામાં જ્ઞાનના વિકાસ માટે શ્રી સંભવનાથ જૈન પુસ્તકાલય નામની સંસ્થા પણ તેઓએ સ્થાપન કરી છે. ખરેખર આવા નવયુવકના જીવનપરથી ઇતર સંપત્તિશાળી ધનાઢ્ય યુવકોએ પોતાના જીવનની પ્રત્યેક પળ લોકહિતના કાર્યમાં વ્યતીત કરતાં શિખવું જોઇએ. આવા ધની પુરૂષો પોતાના ધન અને જીવનનો આ રીતે ઉપયોગ કરે એ ધન કમાનારનું ધન નીતિનું જ હોવું જોઇએ અન્યથા ધનીયોના આન્તરિક જીવન બહુજ ખરાબ હોય છે ધન્ય છે આવા ધનીઓને કે જેઓએ સોનામાં સુગંધ સમાન પોતાના જીવનને બનાવી પોતાના ધનના ત્યાગ સાથે ઉચ્ચશિક્ષા લઇ કેળવણી પ્રત્યે પ્રેમ રાખી લોકોને લાભ પહોંચાડે છે.

અત્યારે આપની ઉમ્મર ફક્ત ત્રેવીશ વર્ષની છે. આ નાની ઉમ્મરમાં મારવાડની અપેક્ષાએ ઘણોજ વિકાસ કર્યો કહેવાય. આપના લગ્ન શેઠ જોરાવરમલજી ભોલારામજી કોચરને ત્યાં થયેલ છે જ્યાં આપના પિતાએ જીવનનો ઘણો ભાગ મુનિમી કરી વ્યતીત કર્યો છે.

## શેઠ કિસનલાલજીના ધર્મ કાર્યો.

આચાર્યશ્રી વિજયનેમસૂરીશ્વરજી મહારાજ વિહાર કરતાં અને ધર્મોપદેશ આપતાં એક વખત પાલી આવ્યા. આચાર્યશ્રીના પધારવાથી સંઘમાં હર્ષનો વાયુ પ્રસરી ગયો. અને સંઘની ઇચ્છા ચાતુર્માસ રોકવા થઇ. પણ હાથી તો રાજા જ પાળી શકે. મહાન્ આચાર્ય અને ઘણો સમુદાય સાથે હોય વળી મહાન્ આચાર્ય બિરાજતાં હોય ત્યાં દેશ દેશાવરના લોકો મંદિર ઉપાશ્રય પાઠશાળા બોર્ડિંગ વિગેરેની ટીપો કરાવવા આવે. એટલે સંઘે પોતાની શક્તિનો પણ વિચાર કરવો ઘટે. આથી પાલીના સમસ્ત સંઘની દ્રષ્ટિ શ્રીયુત કિસનલાલજી ઉપર પડી. યદ્યપિ કિસનલાલજીની શક્તિ આ સમયે મર્યાદિત હતી છતાં મહાન્ પુરૂષનો પ્રતાપ જ એવો હોય છે કે ભક્તિ કરનારને વિઘ્ન નજ આવે. આથી આચાર્યશ્રીને ચાતુર્માસની વિનંતિ થઇ અને ચાતુર્માસ કરાવ્યું. અને ઘણીજ ઉદારતાપૂર્વક ભક્તિ કરી ચાતુર્માસ કરાવવાનો લાવો પોતે એકલો જ લીધો. ચાતુર્માસ પછી આચાર્યશ્રીની ઇચ્છા કાપરડાજી જવાની થઇ કારણ કે ત્યાં હિંસા પણ બહુ ઘતી હતી. તો આવા મહાન્

આચાર્ય ત્યા જાય તો ઘણીજ અસર થાય આથી આચાર્યશ્રીની ઇચ્છા સઘ લઇને જવાની હતી પાલીમા આ વખતે આ એકજ વ્યક્તિ હતી કે જે કઇ ઉદારતા બતાવી શકે મઘમા અન્ય કોઇ સખી ગૃહસ્થ ન હતા એટલે લોકોમા આ સબધી કઇપણ વિચાર થયો નહી પણ ચરિત્ર નાયક તો સૌની પહેલા આચાર્યશ્રી પાસે પહોચી ગયા, આચાર્યશ્રીને આદેશ આપવા માટે વિનતિ કરી આચાર્યશ્રીએ શેઠને ઘણી રીતે સમજાવ્યા પણ શેઠજીએ તો આદેશ આપી દેવા માટે જ વિનતિ કરી આખરે આચાર્યશ્રીએ કાપરડાજી તીર્થના સઘના સઘપતિ તરીકેનો યશ શેઠ કિસનલાલજીને આપ્યો અને બીજી તરફથી સઘની તૈયારી થવા લાગી વાયુવેગે ગામ-ગ્રામાન્તર સમાચાર ફેલાયા અને સાભળનાર બધા આશ્ચર્યમા પડી ગયા અને આચાર્યશ્રી પાસે આવી લોકો કહેવા લાગ્યા કે આપે એક માણુસની વિનતિ કેવી રીતે સ્વીકારી લીધી ? મહારાજશ્રીએ જવાબ આપ્યો કે ધર્મના પ્રતાપથી બધુ સારૂ થશે

સવત્ ૧૯૭૪ મા કાપરડાજી તીર્થનો પાલીથી સઘ ગયો જેમા કાપરડાજી જતા જતા પદર હજાર માણુસોનો સમુદાય એકઠો થઇ ગયો શેઠે ખુબ પ્રેમથી અને ઉત્સાહથી બધાની સેવા કરી અને પાલીથી કાપરડાજી સુધીનો બધો ખર્ચ શેઠે જ કર્યો સઘમા હાથી, ઘોડા, ગાડી વિગેરેની પણ ઘણીજ સરસ વ્યવસ્થા હતી કાપરડાજીમા અજનશલાકા કરાવી અને એક ભાઇને દીક્ષા પણ આપી જેઓ હાલ મુનિરાજશ્રી કમળવિજયજી તરીકે પ્રસિદ્ધ છે કાપરડાજીના ભડારમા ૨૫૦૦) રૂપીઆ આપે ભેટ કર્યા

અપૂર્વ હિમ્મત અને ઉજ્વળ ધર્મભાવના જોઇ આચાર્યશ્રીનુ હૃદય ધર્મપ્રશમિત બન્યું અને ઉલ્લાસિત હૃદયે ધર્મ પ્રેમરૂપી ધર્મલાભ આપ્યો જેના પ્રતાપથી આજ સુધી તેમના ઘરમા ખૂબ આનદ આનદ થઇ રહ્યો છે

આ સિવાય બીજા પણ બે સઘો આપે કાઢ્યા છે એક જેસલમેરથી લોદ્રવાજી આચાર્ય કૃપાચદ્રસૂરિજી સાથે અને બીજો આચાર્ય કૃપાચદ્રસૂરિજી સાથે ફલોધીથી ખીચનનો આપના ધર્મપત્ની સુદરબાઈ પણ ખૂબ ધર્મિષ્ઠ છે સુદરબાઈના પિતાએ પોતાની સર્વસ્વ સપત્તિનો હક પોતાની આ પુત્રીને કરી આપ્યો હતો અને તેની યાદગિરિમા શ્રીયુત કિસનલાલજીએ ફલોધીમા નિહાલ ધર્મશાળા તથા એક મદિર પણ બનાવ્યુ છે અને તેની યાદદાસ્તીમા આચાર્યશ્રી નીતિસૂરિના વરદ હાથે ઉપધાન તપની ક્રિયા પણ વહન કરાવી હતી પાલીમા પણ ધર્મશાળા બનાવી છે આવી રીતે બહાર પણ ઘણે ઠેકાણે ધર્મશાળાઓ વિગેરે બનાવી જીર્ણોદ્ધાર વિગેરેમા સારો ફાળો આપી દાનધર્મનો લાભ લીધો છે પ્રત્યેક વર્ષે શત્રુજય તીર્થની યાત્રાએ જઇ બે-ત્રણ મહીના રહી તીર્થયાત્રાનો, સાધુ-સાધ્વી, શ્રાવક-શ્રાવિકારૂપ તીર્થનો પણ ખૂબ લાભ લે છે પોતાની તમામ સપત્તિને વ્યવસ્થિત રીતે વ્હેચી સ્ત્રી હકને પણ માન આપ્યું છે પુત્રવધૂ, પૌત્રી અને ધર્મપત્નીના પણ ભાગ પાડી આપવામા આવ્યા છે આજસુધીમા તેઓ અઢીલાખ રૂપીઆ લગભગ દાનમા આપી ચુકયા છે અને

હજુ પણ ફલોધી યા પાલીમાં આપને ત્યાં કોઈપણ વ્યક્તિ આવે તે ખાલી હાથે પાછી ગઇ નથી એટલું જ નહીં પણ આ બન્ને શહેરોમાં દાતા તરીકે લોકો એમને ત્યાંજ અર્થીને મોકલે છે. શ્રીયુત કિસનલાલજીની દાન દેવાની પ્રણાલિકા એવી છે કે પોતે, પોતાની ધર્મ-પત્ની, પુત્ર, પુત્રવધૂ અને કિરણ એમ પાંચે જણના હાથે અલગ અલગ દાન અપાવશે-દાન આપવા પ્રેરણા કરશે. જેવી આપની દાનમાં પ્રીતિ છે તેવીજ ક્રિયાકાંડ અને તપસ્યામાં શ્રદ્ધા અને પ્રીતિ છે અને પતિના આવાં કાર્યમાં હંમેશાં સંપૂર્ણપણે ભાગ લેતા આપના ધર્મપત્ની પણ ખરેખર પ્રશંસાને પાત્ર છે. એ તો કોઇ કુદરતનો જ સંકેત હોવો જોઇએ કે હિન્દુસ્તાનના કુટુંબ કલેશોમાંથી આવું કોઈ જ કુટુંબ બચ્યું હોય કે જેના ઘરમાં પુત્ર સંપત્તલાલ ખરેખર સંપત્તિ સમાન, પત્ની સુંદરબાઇ નિરંતર સુંદરતામાં જ રાજી રહે. નાની વયમાં માતા-પિતાનો વિયોગ થવા છતાં બેન કિરણ સૂર્યના કિરણની જેમ પોતાના બાળજીવનના કિરણો પ્રસરાવતી પોતાના વડીલોને ખુશી રાખે.

કુદરતની આવી અથાગ મહેરબાની હોવા છતાં અભિમાન જરા પણ નથી, ઉદ્ધતાઈ કે મોટાઇને સ્થાન નથી. મોટાની સાથે મોટા, શેઠની સાથે શેઠ, સાદાની સાથે સાદાઇ એ એમના જીવનનું ખાસ ધ્યેય છે. ખરેખર નરરત્નોથી જ આ ભારત સુવર્ણભૂમિ અને નરરત્ના વસુંધરા, બહુરત્ના વસુંધરા કહેવાય છે. આવા મનુષ્યોથી જ જૈન સમાજ અને ભારત ગૌરવ-શાળી ગણાય છે. શાસનદેવ આવાં નરરત્નો સમાજને અર્પો જેથી સમાજનું ભાવી નિરંતર ઉજળું અને ઉચ્ચ રહે. એજ અભ્યર્થના.

**श्लाघ्यः स एको भुवि मानवानां, स उत्तमः सत्पुरुषः स धन्यः ।**
**यस्यार्थिनो वा शरणागता वा, नाऽऽशाभिभंगाद्विमुखाः प्रयान्ति ॥**

સોમવાર,
જેઠ વદી ૭, ૧૯૯૪
**ફલોધી,** મારવાડ.

રચનાર—
**પં. અમૃતલાલ મોહનલાલ સંઘવી.**
વ્યાકરણતીર્થ-વૈયાકરણભૂષણ.






શ્રી સંભવનાથ પુસ્તકાલય( ફલોધી )ના સંચાલક
શ્રીયુત સંપતલાલજી લુણાવત-ફલોધી ( મારવાડ )

શ્રી મહોદય પ્રી. પ્રેસ-ભાવનગર



# પ્રસ્તાવના.

આ સુપ્રસિદ્ધ શ્રી ચંદરાજાનો રાસ પંડિત શ્રી મોહનવિજયજી મહારાજે અમદાવાદમા સંવત્ ૧૭૮૩ ની સાલમા ચાર ઉલ્લાસમા રચ્યો છે પ્રથમ ઉલ્લાસમા ૨૧ ઢાળ, બીજામા ૨૩, ત્રીજામા ૩૧ અને ચોથામા ૩૩ ઢાળ, એમ ચારે ઉલ્લાસમા મળી ૧૦૮ ઢાળ છે અને કુલ ગાથા ૨૬૭૯ છે ગ્રન્થમા આવતી હકીકતો એવી ખુબીથી વર્ણવી છે કે, જે વિષય ચાલતો હોય તેને પૂર્ણ કર્યા વગર વાચનાર કે શ્રોતાને ઉઠવાનુ મન ન થાય અન્યોક્તિ, યમક, પ્રાસ, ઉપમા, ઉત્પ્રેક્ષા, અર્થાન્તર ન્યાસ, રૂપક, જુદા જુદા દેશની કહેવતો, અને ભિન્ન ભિન્ન દેશમા વપરાતા નવી નવી ઢબના શબ્દો સ્થળે સ્થળે નજરે પડતા હોવાથી ગ્રન્થકારનુ વિશાળ જ્ઞાન, તેમનો ઉગ્ર વિહાર, અને તે તે દેશનો અનુભવ કેટલો બહોળો હશે? એ સ્પષ્ટ જણાઇ આવે છે કેટલાક ગ્રન્થોમા ગ્રન્થકારો પોતાની વિદ્વત્તા બતાવવા જતા કાઠિન્ય વધી જાય છે, લાંબી લાંબી ઉપમાઓ અને વર્ણનો આવતા રસક્ષતિ થવાથી વાચનારને કંટાળો ઉપજે છે, આ રાસ તેમા અપવાદરૂપે છે ગમે ત્યાંથી વાંચીએ કે તુરત રસવૃત્તિ પેદા કરે છે, કુતૂહલ જાગે છે, અને તેનુ શું થયુ? એવી ઉપજેલી આકાંક્ષા પૂર્ણ કરવાની તાલાવેલી લાગતા વાચનાર તેમા ઓતપ્રોત બની જાય છે, એજ આ અનુભવી વિદ્વાન ગ્રન્થકારની ખુબી છે ગ્રન્થકાર મહાપુરૂષ જેવી રીતે લેખનકળામા કુશલ હતા, તેવીજ રીતે વ્યાખ્યાનકળામા પણ એટલાજ કાબેલ હતા અને તેથીજ તેઓ લટકાળાના ઉપનામથી મશહુર થયા હતા સાંભળીએ છીએ કે, તેઓશ્રીની વ્યાખ્યાન શૈલી એવી ચમત્કારક હતી કે, ગમે તેવો નાસ્તિક પણ તેમના એકજ વખતના વ્યાખ્યાન શ્રવણથી પરમ શ્રદ્ધાળુ થઇ જતો

ચંદરાજાનુ ચરિત્ર પૂર્વાચાર્ય કૃત સંસ્કૃત કે પ્રાકૃત ગ્રન્થોમા હજી સુધી દૃષ્ટિગોચર થયુ નથી, તેથી કર્તાએ આ ગ્રન્થની રચના કયા પુસ્તકને આધારે કરી છે? તે જણાયુ નથી કર્તાએ સંવત્ ૧૭૬૦ ની સાલમા માનતુંગ-માનવતીનો રાસ રચ્યો છે, અને તે પણ આ રાસ જેવોજ પ્રસિદ્ધ અને રસિક છે

આ ગ્રન્થનો મુખ્ય વિષય શીયળ ગુણની પ્રધાનતા, પુણ્યનુ પ્રાબલ્ય, અને કર્મગતિની કરામત સૂચવનારો છે, પરંતુ તે સાથે બીજા પુષ્કળ વિષયો દૃષ્ટિગોચર થાય છે તીર્થાધિરાજ શ્રી શત્રુંજય મહાતીર્થનુ ભાવપૂર્વક સેવન કરવાથી ભાવનાની વૃદ્ધિ, આત્મિક અભ્યુદય અને છેવટે પરમપદની પ્રાપ્તિ થાય એ નિઃસંદેહ છે પરંતુ પતિતપાવન એ મહાતીર્થનુ દ્રવ્યસેવન

પણ કેટલું બધું ઉપકારક થાય છે ? એ આ રાસ વાંચવાથી સહેજે સમજી શકાય તેમ છે. આ રાસના મુખ્ય પાત્ર ચંદરાજાને કૂકડાનું રૂપ મટાડી મનુષ્યપણું ધારણ કરવામાં કારણભૂત આ મહાતીર્થ ઉપર આવેલ પ્રભાવશાળી સૂર્યકુંડનું જલ છે. આની પુષ્ટિ માટે પ્રખર વિદ્વાન્ મહાકવિ પંડિત શ્રી વીરવિજયજી પોતે બનાવેલી નવાણું પ્રકારી પૂજામાં જણાવે છે કે—" દ્રવ્ય સેવનથી સાજા તાજા, જેમ કુકડો ચંદરાજા રે; એ તીરથ તારૂ." ચંદરાજાના શીયળની ઈન્દ્ર મહારાજા પોતે પ્રશંસા કરે છે, તેની કસોટી કરવા ભલભલા યોગિરાજના પણ ચિત્તને ચંચળ કરી નાખે એવા સુંદર રૂપવાળી વિદ્યાધરીનું રૂપ ધરી દેવ આવે છે. વિદ્યાધરી નમ્રભાવે પ્રાર્થના કરે છે, છતાં ચંદરાજા પોતાની ટેકમાં અડગ રહે છે. આ આખો વિષય દરેક મનુષ્યે વાંચી આચરણમાં મૂકવા જેવો છે. ચંદરાજા કુકડો થયા, એવી કફોડી અવસ્થામાં પણ તેમણે આવેલા નટોને રત્ન જડિત કચોળું આપી પોતાની દાનવૃત્તિ બતાવી આપી છે. ઉદારતા કે કંજુસાઈનો સંબંધ સારી કે નરસી સ્થિતિ સાથે નથી, પણ તેનો ખરો સંબંધ ઉદાત્ત કે સંકોચવાળી મનોવૃત્તિ સાથે છે; એ સિદ્ધાંત આ પ્રસંગે સિદ્ધ કરી બતાવેલ છે.

ચંદરાજાની ગુણીયલ સ્ત્રી ગુણાવલીનું ચરિત્ર દરેક બ્હેનોએ મનનપૂર્વક વાંચવા–વિચારવા જેવું છે. તેણીની થોડી પણ પતિની આજ્ઞા વિરૂદ્ધ થયેલી ભૂલ તેણીને કેટલું દુઃખ આપનારી થઈ ? એ ખાસ ધ્યાન ખેંચે તેવી બિના છે. ચંદરાજા કુકડો મટીને મનુષ્ય થયા પછી તેમના ઉપર ગુણાવલીએ લખેલો કાગળ, અને તેનો ચંદરાજાએ આપેલો પરિઉત્તર, એ બન્ને કાગળ સ્ત્રીજાતિએ કંઠસ્થ કરવા જેવી છે. આ બન્ને કાગળ પૃષ્ઠ ૩૫૧ થી ૩૫૭ સુધીમાં છાપ્યા છે.

ચંદરાજાની બીજી સ્ત્રી પ્રેમલાલચ્છીનું આખું ચરિત્ર કઠણ હૃદયના માનવીના પણ ચિત્તને હચમચાવી મૂકે તેવું છે. તેણીનું સંકટ સમયનું અનહદ ધૈર્ય, પોતાને માટે હલકો વિચાર બાંધી બેઠેલા પિતાજીને સમજાવી તેમની સાન ઠેકાણે લાવવામાં વાપરેલું ડહાપણ, અને અડગ ટેક ખાસ પ્રશંસનીય અને અનુકરણીય છે.

ચંદરાજાની સાવકી માતા વીરમતીની બેહદ પ્રપંચજાળ, રાજ્ય ખટપટ, ગુણાવલીને ભોળવી ઉન્માર્ગે દોરવવી, ચંદરાજા પ્રત્યે ક્રૂરતા, વિગેરે હકીકત ત્યાજ્ય હોવા સાથે સમજવા જેવી છે. વીરમતીએ સ્ત્રીચરિત્રનું આબેહુબ સ્વરૂપ ખડું કરી બતાવી આપ્યું છે કે, સ્ત્રી એ અબળા નહિં, પણ વખત આવે સબળા બની શકે છે. અને જ્યારે પોતાના ખરા સ્વરૂપમાં આવે છે ત્યારે મનમાન્યા પાસા ગોઠવી ધારેલું કાર્ય પાર પાડે છે. આ રાસ ઉપરથી વીરમતી એટલી પ્રસિદ્ધ થઇ છે કે, અત્યારે પણ આવી કૂડ–કપટવાળી અને કરામતવાળી સ્ત્રીને લોકો વીરમતીના ઉપનામથી ઓળખાવે છે.

આ રાસ મૂલ–માત્ર સંવત્ ૧૯૨૯ ની સાલમાં ઝીણા ટાઈપમાં છપાયો હતો. ત્યાર પછી સંવત્ ૧૯૪૪ ની સાલમાં શ્રાવક ભીમશી માણેક તરફથી શાસ્ત્રી ટાઈપમાં મુદ્રિત થયો હતો. કેટલેક સ્થળે ગૂઢાર્થ હોવાથી, તથા ભિન્ન–ભિન્ન દેશમાં વપરાતા શબ્દો અને કહેવતોનો ભાવાર્થ દરેકને સમજવા માટે ઉપયોગી થાય, માટે અર્થ સહિત છપાવવાની જરૂર જણાતાં સંવત્ ૧૯૬૦ ની સાલમાં અમદાવાદવાળા બુકસેલર જેશીંગભાઈ મોતીલાલ શાહ તરફથી મૂળ અને

અર્થ સાથે ગુજરાતી ટાઇપમા છપાયો હતો, તથા સંવત્ ૧૯૬૧ ની સાલમા શ્રાવક ભીમશી માણેક તરફથી મૂળ અને અર્થ સાથે સચિત્ર શાસ્ત્રી ટાઇપમા છપાયો હતો ત્યાર બાદ સંવત્ ૧૯૭૪ ની સાલમા શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી મૂળ, ભાવાર્થ અને રહસ્ય સાથે છપાયો હતો.

હાલમા આ આવૃત્તિઓ ન મળતી હોવાથી અને ગ્રન્થ રસિક હોવા સાથે ઉપકારક હોવાથી ગ્રાહકોની વિશેષ માગણી થતા અમોએ અગાઉની આવૃત્તિઓ કરતા વાચનાર અને સાભળનારને અધિક સુગમ પડે તેવી રીતે સુધારા-વધારા કરી મૂળ, ભાવાર્થ અને રહસ્ય સાથે છપાવેલ છે વાચનાર કે સાભળનારને રસક્ષતિ ન થાય, અને જરૂર જણાતા અર્થ તુરતમાજ મળી આવે, એ માટે જે પેજમા જેટલુ મૂળ આવે તેટલો જ તેનો ભાવાર્થ ગાથાના આક સાથે ગોઠવ્યો છે, અને ત્રણ-ચાર ઢાળ પૂરી થતા ચાલતો સંબધ પૂરો થતો હોય ત્યારે તેટલી હકીકતનુ બોધપ્રદ રહસ્ય આપવામા આવ્યુ છે વળી કયા પેજમા કયો વિષય ચાલે છે ? શુ હકીકત છે ? એ જણાવવાને દરેક પૃષ્ઠના આક સાથે હેડિંગો ગોઠવ્યા છે, અને તે મુજબ સંપૂર્ણ વિષયાનુક્રમ પણ આપવામા આવ્યો છે આ પ્રમાણે આ આવૃત્તિ અગાઉની આવૃત્તિઓ કરતા વિશેષ ઉપયોગી થાય, એ માટે બનતી કાળજી રખાઇ છે

આ ગ્રન્થના સંશોધન કાર્ય માટે લીંબડી નિવાસી શ્રીયુત મગનલાલ ભૂરાભાઇ દોશી પાસેથી મૂળની પ્રતિ મળી હતી તથા જેસલમેરના દુર્ગના ભંડારની શ્રીતપાગચ્છના ભંડારની, યતિ શ્રી વૃદ્ધિચદ્રજીના ભંડારની અને યતિ શ્રી વેલચંદજીના ભંડારની, એમ હસ્તલિખિત મૂળની ચાર પ્રતો મળી હતી વળી શ્રી જૈન ધર્મ પ્રસારક સભા અને શ્રાવક ભીમશી માણેક તરફથી પ્રકાશિત થયેલ આવૃત્તિઓ પણ ઉપયોગમા લીધી હતી ભાવાર્થ તથા રહસ્ય તૈયાર કરવામા મુખ્ય મદદ શ્રી જૈન ધર્મ પ્રસારક સભા તરફથી પ્રકાશિત થયેલ આવૃત્તિ ઉપરથી લીધી છે આવી રીતે સંશોધન કાર્યમા અને ભાવાર્થ તથા રહસ્ય તૈયાર કરવામા મદદગાર થયેલ તે તે મહાશયો, ભંડારોના ટ્રસ્ટીઓ અને શ્રી જૈન ધર્મ પ્રસારક સભાનો આભાર માનીએ છીએ.

આ મહાન્ ગ્રન્થનો ભાવાર્થ અને રહસ્ય તૈયાર કરી આપવાનુ કાર્ય અને સંશોધન કાર્ય વ્યાકરણ તીર્થ પંડિતજી અમૃતલાલ મોહનલાલ સંઘવીએ ખાસ કાળજીપૂર્વક કરી આપ્યુ છે, તે બદલ તેમનો આભાર માનીએ છીએ

ગ્રંથને શુદ્ધ છપાવવા માટે બનતી સાવચેતી રાખવા છતા મતિભ્રમથી, દૃષ્ટિદોષથી કે પ્રેસ દોષથી કાઇ અશુદ્ધિ રહી જવા પામી હોય, અને પરમ કૃપાળુ તીર્થંકર પરમાત્માની આજ્ઞા વિરુદ્ધ લખાયુ હોય, તો તે બદલ મિચ્છામિ દુક્કડ માગીએ છીએ અને વાચક મહાશયોને નમ્ર વિનંતિ કરીએ છીએ કે, આ ગ્રન્થમા જે કાઇ અશુદ્ધિ જણાય તે તેઓ જણાવવા કૃપા કરે, જેથી હવે પછીની આવૃત્તિમા તે મુજબ સુધારી લેવાય

પાલીતાણા
સવત્ ૧૯૮૪ ॥ ફાગણ શુદિ ૧ ગુરુવાર
તારીખ ૨ માર્ચ ૧૯૨૮

નિવેદક—
મેસર્સ એ એમ, એન્ડ કંપની.

# અનુક્રમણિકા

## દ્વિતીય ઉલ્લાસ, ઢાળ ૨૩ પૃષ્ઠ ૮૫ થી ૧૬૮

ॐ अर्हं नमः। ऍं नमः॥

पंडित श्री मोहनविजयजी विरचित-

# श्री चंदराजानो रास

( ભાવાર્થ સહિત )

## પ્રથમ ઉલ્લાસ

( મગલાચરણ )

( દોહરા-૭૬ )

પ્રથમ ધરાધવ તિમ પ્રથમ, તીર્થંકર આદેય;
પ્રથમ જિણંદ દિણંદ સમ, નમો નમો નાભેય. ૧

અમિતકાન્તિ અદ્દભુત શિખા, શિરભૂષિત સોચ્છાહ;
પ્રકટ્યો પદ્મદ્રહ થકી, સિંધુ સલિલ પ્રવાહ. ૨

ક્ષુધા સહી કેવળ લહી, દીધું પ્રથમજ માત;
જનનીવત્સલ એમ જે, તે જગ જાત સુજાત. ૩

---

ગ્રંથકાર પંડિત શ્રી મોહનવિજયજી મહારાજ મંગલાચરણ કરવા માટે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ પ્રભુની પ્રાર્થના કરતા કહે છે કે, શ્રી નાભિકુલકરના નંદન, પહેલા રાજા, માનનીય પ્રથમ તીર્થંકર તથા સૂર્યની ઉપમાવાળા પ્રથમ જિનેન્દ્ર શ્રી ઋષભદેવ ભગવાનને વારવાર નમસ્કાર હો ૧

જાણે પદ્મદ્રહમાથી નિકળેલો સિંધુ નદીના પાણીનો પ્રવાહજ ન હોય? એવી અતુલ કાંતિવાળી અદ્દભુત શિખા જેમના મસ્તકને સુદર રીતે શોભાવી રહી છે, એવા શ્રી આદીશ્વર ભગવાને ક્ષુધા સહન કરી ( તપ કરી ) કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને પહેલુ માતાને ભેટ કર્યું આવી રીતે માતા ઉપર ભક્તિ રાખવાવાળા જે હોય તે દુનિયામા જન્મ્યા પ્રમાણ ગણાય ( તેમનુ જન્મવુ સફળ છે ) ૨-૩

જાસ વંશ અવતંસ સમ, પ્રભુતા યુક્ત સુભુક્તિ;
વિલસી મુકુરનિવાસસેં, વરી વધૂ જે મુક્તિ. ૪

લઘુવય ઇચ્છા ઇક્ષુની, પારણ દિન પણ તેહ;
મિષ્ટ ઇષ્ટ પ્રભુને સદા, મીઠો મંગળ એહ. ૫

ગણધર દ્વાદશ અંગિકા, ધારક સૂત્ર કહેવ;
જંગમ નાણ તણા જલધિ, પુંડરીક પ્રણમેવ. ૬

તું વરદા તું શારદા, સચરાચર આભાસ;
કહેતાં શીળ સંબંધનો, વસ મુજ મુખ આવાસ. ૭

ગુરૂ દરિયો ભરિયો ગુણે, તરિયો કિણ વિધ જાય;
જાસ અકથ ઉપકાર ભર, પ્રણમું તેહના પાય. ૮

ચંદ નરિંદ તણો રચું, શીલગુણે સુચરિત્ર;
શ્રોતા શ્રુતિભૂષણ નિપુણ, પરમ ધર્મ સુપવિત્ર. ૯

---

જેમનો વંશ ( સર્વ વંશોમાં ) મુગટ સમાન છે, જેમાંથી ( આઠ પાટ સુધીના રાજાઓ ) પ્રભુતાયુક્ત સારા ભોગો ભોગવીને અરીસાભવનમાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મુક્તિરૂપી વધૂને વર્યા–મોક્ષે ગયા. ૪.

ભગવાને લઘુવયમાં શેરડીની ઇચ્છા કરી હતી. વાર્ષિક તપના પારણામાં પણ શેરડીનો રસ મલ્યો હતો. આ મીઠી ચીજ પ્રભુને હંમેશાં ઇષ્ટ હતી તેથી તે મીઠું મંગળ કહેવાય છે. ૫.

બાર અંગના ધારક, બાર અંગની સૂત્રથી રચના કરનાર અને જ્ઞાનના જંગમ ( ચાલતા ) સમુદ્ર સમાન શ્રી પુંડરીક ગણધરને નમસ્કાર હો. ૬.

( હે સરસ્વતી દેવી ! ) તું વરદાન દેનારી અને સ્વર્ગ તથા મૃત્યુલોકના આભાસ –જ્ઞાનવાળી શારદાદેવી પણ તુંજ છો. શીલના સંબંધવાળો રાસ કહેતાં તું મારા મુખરૂપી આવાસ–ગૃહમાં વાસ કર. ૭.

( મારા ) ગુરૂ એ તો ગુણોથી ભરેલો દરીયો છે, તે કેવી રીતે તરી શકાય ? જેમના ઉપકારોના સમૂહને કહેતાં પાર આવે તેમ નથી, એવા ગુરૂના ચરણોને નમન કરૂં છું. ૮.

બુદ્ધિશાળી શ્રોતા–સાંભળનારાઓના કાનોના આભૂષણ સમાન અને શ્રેષ્ઠધર્મથી અતિ પવિત્ર એવું શીળગુણ ઉપર શ્રી ચંદરાજાનું સુંદર ચરિત્ર રચું છું. ૯.

એહ કથારસ આગળે, સુધા સુધા આયાસ;
તે સાંભળજો રસ રસિક, કવિજન વચન વિલાસ ૧૦

મધુર કથા રચના મધુર, વક્તા મધુર તિમ હોય;
મધુર એ તો ઘે મધુરતા, જો હોય શ્રોતા કોય. ૧૧

ઢાળ પહેલી.

( ચ્હીં ચોપાઇની )

જબુદ્વીપ જોયણ લખ જામ, જબુવૃક્ષ શોભિત ઉદ્દામ;
ઉત્તરકુરૂ પૂર્વાર્દ્ધે તેહ, જબુનદમય અતિ સસનેહ. ૧

પઉમવેદી ચિહુ દિશિ મનોહાર, મધ્યપીઠ વડ જોયણ વિસ્તાર;
ઉંચો મણિમય જોયણ ચાર, તે ઉપર જબૂ તરૂ સાર. ૨

મૂળ વયર કદે આરીઠ, ખધ વૈડૂર્યમયી સુગરિઠ;
તે તરૂ ખધે ગાઉ આઠ, ચોવિશ ગાઉ વિડ ઇમ પાઠ. ૩

---

આ કથાના રસની મધુરતા આગળ સુધા–અમૃતની મધુરતા નકામી છે માટે રસના રસિયા શ્રોતાઓ તમો કવિની વાણીના વિલાસવાળુ આ ચરિત્ર સાભળજો કથા–કહેવાની હકીકત મધુર હોય, તેની રચના મધુર હોય, તેમ વક્તા પણ મધુર હોય, પરતુ જો શ્રોતા પણ મધુર હોય તો તેને એ ત્રણે ચીજો મધુરતા આપે છે ૧૦–૧૧

કોઇ પણ ગ્રથની શરૂઆત કરતા તે પૂર્ણ થતા સુધીમા વિઘ્નો ન આવે તે માટે દેવ, ગુરૂ, સરસ્વતી વિગેરેની સ્તુતિ કરી પછી ગ્રથ શરૂ કરવામા આવે છે તે પ્રમાણે ઉપર ઇષ્ટદેવ, પુડરીક ગણધર, સરસ્વતી અને ગુરૂની સ્તુતિદ્વારા મગલાચરણ કરી ગ્રથકર્તા શ્રીચદરાજાનો રાસ શરૂ કરે છે

ઢાળ પહેલીનો ભાવાર્થ—

ચૌદ રાજલોક પ્રમાણ ત્રણ લોકના મધ્યમા તિર્છાલોક રહેલો છે તે લાબો પહોળો એક એક રાજ પ્રમાણ છે અને ઉર્ધ્વ અધો મળીને ૧૮૦૦ યોજન પ્રમાણ છે તેના મધ્યમા જબુ વૃક્ષથી ઓળખાતો જબુ નામનો દ્વીપ એક લાખ યોજનના પ્રમાણવાળો થાળીને આકારે છે તેની ફરતા અસખ્યાતા દ્વીપ સમુદ્રો બધા વલયને આકારે છે તે જબુદ્વીપના પૂર્વ અર્ધભાગમા ઉત્તરકુરૂ ક્ષેત્ર છે, જે સુવર્ણ જબુનદથી વ્યાપ્ત છે તેની ચારે દિશાએ મનોહર પદ્મવેદિકા છે તેના મધ્ય પીઠ ઉપર એક યોજન વિસ્તારવાળો વડ છે તે ઉપર ચાર યોજન ઉચુ એક મણિમય જબૂ વૃક્ષ છે તેનુ મૂળ વજ્ર મણિમય છે, તેના કદ અરિષ્ટ મણિમય છે, તેના મડીયા વૈડૂર્ય મણિમય છે તે વૃક્ષનુ ચડ આઠ ગાઉનુ છે ( ચોવિશ ગાઉ છે એવો પણ કોઇ ઠેકાણે પાઠ છે ) ૧–૩

શાખા ચાર પહોળી દો કોશ, આયત પન્નર કોશ ઉક્કોસ;
સિદ્ધાયતન વિડમને અગ્ર, દેવ અણાઢીઓ રક્ષક ઉગ્ર. ૪

કંચન શાખા પ્રશાખા રૂપ, રયણ વૈડૂર્ય પલાશ અનૂપ;
તવણિજજમય યશ વૃત્ત વિવૃદ્ધ, જંબુનદ પલ્લવ સુપ્રસિદ્ધ. ૫

રાજત વિડમેં પુષ્ફ ફળ પૂર, શાશ્વત જંબૂતરૂ સસનૂર;
જંબુ બહુ બીજાં છે સમીપ, થઇ પ્રથા તેણે જંબુદ્વીપ. ૬

તિહાં ષટ્ખંડથી ભારહવાસ, અષ્ટમી ચંદ્ર સમો સુપ્રકાશ;
ક્ષેત્ર સકળથી ઉત્તમ એષ, જિહાં સિદ્ધાચળ તીર્થ વિશેષ. ૭

ગંગા સિંધુ જિહાં નિમ્નગા, ચઉદ ચઉદ સહસ નદી મગા;
સાડાપચવિશ આરજ દેશ, બીજાં આર્ય નહી લવલેશ. ૮

મધ્યખંડ તે ભારહ તણો, પૂરવદેશ તિહાં સોહામણો;
રવિ પણ ઉદય લહે જિણ દેશ, લહે જિનવર તિહાં જ્ઞાન વિશેષ. ૯

---

તેની ચાર શાખાઓ બે બે કોશ પહોળી છે, વળી તે લંબાઈ અને ઉંચાઈમાં પન્નર કોશ પ્રમાણ છે. તેના અગ્ર ઉપર સિદ્ધાયતન છે, જેનો રક્ષક અણાઢીઓ નામે ઉગ્ર દેવતા છે. તેની શાખા અને પ્રશાખા સુવર્ણની છે. તેના અનુપમ પાંદડાં વૈડૂર્ય રત્નમય છે. વળી સુવર્ણમય તે વૃક્ષ યશ અને વૃત્તાંતથી વૃદ્ધિ પામેલો છે. તેના સુવર્ણમય પલ્લવો પ્રસિદ્ધ છે. તેનાં પુષ્પ અને ફળના સમૂહ ઘણાં શોભી રહ્યાં છે. આ પ્રમાણે તે જંબુવૃક્ષ શાશ્વત છે, અને તેજથી પ્રકાશી રહેલ છે. તેની નજીક બીજા અનેક જંબુવૃક્ષ છે. આવી રીતે તે વૃક્ષના નામપરથીજ દ્વીપનું નામ પણ જંબુ કહેવાયેલ છે. જંબુદ્વીપની અંદર સાત મોટા ક્ષેત્રો છે, મધ્યમાં મેરૂ પર્વત છે અને છ વર્ષધર પર્વતો છે. દક્ષિણ દિશાને છેડે અષ્ટમીના ચંદ્રની આકૃતિવાળું **ભરત** નામે ક્ષેત્ર છે. તે **સિદ્ધાચળ** મહાતીર્થના સદ્ભાવવાળું હોવાથી સર્વ ક્ષેત્રોમાં અગ્રપદને ભોગવે છે. ભરત ક્ષેત્રના વૈતાઢ્ય પર્વતથી અને ગંગા સિંધુ એ બે મોટી નદીઓથી છ વિભાગ પડેલા છે. ગંગા સિંધુ એ બંને નદીઓને ચૌદ ચૌદ હજાર નદીઓ આવીને મળેલી છે. ભરત ક્ષેત્રની અંદર ૩૨૦૦૦ દેશો છે, તેમાં માત્ર સાડીપચીશ દેશ આર્ય છે, બીજા અનાર્ય છે. ભરત ક્ષેત્રના છ ખંડ પૈકી દક્ષિણ બાજુના મધ્ય ખંડમાં પૂર્વ બાજુનો પ્રદેશ ઘણો રળિયામણો છે. સૂર્ય ત્યાંથી ઉદય પામે છે અને જ્યાં શ્રી જિનેશ્વર ભગવંત કેવળ જ્ઞાન પ્રાપ્ત કરે છે. ૪–૯.

નિશિપતિ તે દેશે સચરે, સોળ કળા તે તવ અનુસરે;
ગગા પણ તિણ દિશિ પરવરી, દેશ તણો ઇમ અતિશય ચરી ૧૦

તિહાં નગરી એક આભાપુરી, અખિલ વસ્તુ શોભાલ કરી;
લકા પણ શકા મન ધરે, અલકા સળકી ન શકે ખરે. ૧૧

ચોરાશી ચૌટાં વિસ્તાર, જગતીસમ ઉત્તગ પ્રાકાર;
ઉત્તમ જનગણ તેણે સકીર્ણ, રાજમાર્ગ બહુ મણિય વિકીર્ણ. ૧૨

વર્ણ સુવર્ણે પૂજિત સર્વ, દાને રવિસુત હોય અગર્વ;
ધનપતિ કઠિન મેરૂ અધિકાર, તે ગુણ જનમે નહિય લગાર. ૧૩

વ્યાપારી ભારી ધનપાત્ર, નારી નિરૂપમ નિર્મળ ગાત્ર;
દેહરા દેવ સેવે બહુ ભેવ, કહ્યું પુર વર્ણન કરી સખેવ. ૧૪

રાજ્ય કરે વીરસેન નરેશ, જાસ પ્રભાવ અરિ લહે ઋષિ વેષ;
દેવળ દડાકિક ઉપમાય, પુરમાં એહવો નૃપનો ન્યાય. ૧૫

વીરમતી પટરાણી તાસ, વિલસે વિષયિક ભોગવિલાસ,
જેહનો સુખ દેખી સુરવશ—ભૂષણ અહનિશ કરે પ્રશસ. ૧૬

---

ચદ્રમા તે પ્રદેશમા સચરે છે ત્યારેજ સોળ કળાવાળો થાય છે ગગા નામની મહાનદી પણ તે દેશમા જ સચરેલી છે આવી રીતે તે દેશ મહત્ત્વવાળો ગણાય છે તે દેશના મધ્ય ભાગમા આભાપુરી નામની એક નગરી છે, તે એવી સુશોભિત છે કે લકા ને અલકા પણ તેનાથી લજ્જા પામે છે આભાપુરી ચોરાશી ચૌટાવાળી છે જબુદ્રીપની જગતી સમાન તેની ફરતો ઉચો કિલ્લો છે ઉત્તમ જનો તેમા આવીને વસેલા છે, અને ત્યા રાજ્યમાર્ગમા ઘણા મણિઓનો વિસ્તાર છે ત્યા વસનારા સર્વ ઉત્તમવર્ણો સુવર્ણથી પૂજિત છે તેઓના દાનથી દાતાર કર્ણ પણ ગર્વ રહિત થાય એમ છે કુબેર અઢળક ધનનો સ્વામી અને મેરૂ સુવર્ણમય હોવા છતા તે બન્ને કઠણ–કજુસ છે, જ્યારે આ નગરીમા વસનાર લોકોમા જરા પણ કજુસાઇ નથી–ઉદાર દિલના છે ૧૦-૧૩

વ્યાપારીઓ ધનવાન છે, સ્ત્રીઓ નિરૂપમ અને રૂપવતી છે અને લોકો અનેક પ્રકારે દેવ, જિનમદિરની સેવા કરે છે આવી રીતે તે નગરીનુ સક્ષેપથી વર્ણન છે તે નગરીમા વીરસેન નામે રાજા રાજ્ય કરે છે તે રાજાની શક્તિ એવી હતી કે તેના શત્રુઓ તેના પ્રભાવથી ઋષિ–મુનિનો વેષ લઇ ભાગી જતા હતા દેવાલયના દડની ઉપમા જેવો નગરમા રાજાનો ન્યાય હતો તેને વીરમતી નામે પટ્ટરાણી છે તેની સાથે રાજા વિષયભોગના વિલાસમા આનદ કરતો હતો જેનુ સુખ દેખીને દેવતાઓના વશમા આભૂષણરૂપ એવો ઇદ્ર પણ નિરતર તેની પ્રશસા કરતો હતો ૧૪-૧૬

ચરિત્રપીઠિકા પહેલી ઢાળ, મોહનવિજયે કહી રસાળ;
શ્રોતા સુણજો તજી વ્યાઘાત, આગળ અતિ મીઠી છે વાત. ૧૭

દુહા.

એહવે આવ્યા નગરીએ, સોદાગર શિરદાર;
બહુમૂલા ઘોડા તણા, કરવાને વ્યાપાર. ૧

કુક્કડકંધા લહુકના, ઉલટ કટોરા ચક્ષ;
ગતિ અધિકી મન પવનથી, જંગમ તક્ષ વિપક્ષ. ૨

વીજ ઝબુકા જિમ અલખ, દ્રઢ વપુ નલિય પ્રચંડ;
ખુરાઘાત પડતાળથી, કરે ગિરિ ખંડોખંડ. ૩

તેજી સુરકી હંસલા, કંબોજા એરાક;
પાણીપંથા કાબલી, જાતિ અનેક ઉછાક. ૪

ભૂપે એહવા હયવરા, આવ્યા જાણ્યા જામ;
સોદાગરને ધન દેઇ, લીધા સઘળા તામ. ૫

એક તુરંગમ તેહમાં, અતિ ઉત્તમ આકાર;
રંજ્યો ભૂપ લહ્યો નહીં, તેહનો વક્રાકાર. ૬

---

આ ચરિત્રની પીઠિકારૂપ અને રસિક એવી પહેલી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહેલી છે. હે શ્રોતાઓ ! હવે વિક્ષેપનો ત્યાગ કરી સાંભળજો. આગળ ઘણી મીઠી વાત આવે છે. ૧૭

દુહાનો અર્થ.

એક વખત તે નગરીમાં ઘોડાના સોદાગરો આવ્યા. તે અનેક જાતિના ઉત્તમ ઉત્તમ ઘોડાઓ વેચવા માટે લાવ્યા હતા. તે ઘોડાઓના કાંધ કુકડાઓના જેવા હતા. તેઓની આંખો વિશાળ અને તીક્ષ્ણ હતી. તેઓની ગતિ મન અને પવનથી પણ અધિક હતી અને તેઓ જાણે પાંખો વિનાના ચાલતા ગરૂડ હોય તેવા લાગતા હતા. વીજળીના ઝબકારાની જેમ ક્ષણમાં અલક્ષ્ય થઇ જાય તેવા હતા, તેમનાં શરીર દ્રઢ હતાં અને નાળો પ્રચંડ હતી, તેઓ પોતાની ખરીઓના આઘાતથી પર્વતના ખડેખંડ કરે તેવા હતા. વળી તેઓમાં તેજી, તુરકી, હંસલા, કંબોજ, એરાક, પાણીપંથા, કાબલી એવી અનેક જાતિઓ હતી. આવા ઉત્તમ ઘોડાઓ આવ્યા છે એવી વાત રાજાના જાણવામાં આવતાં તેણે સોદાગરને દ્રવ્ય આપી તેના તમામ ઘોડાઓ ખરીદ કરી લીધા. તે ઘોડાઓની અંદર એક સુંદર આકારનો અશ્વ હતો. જેની ઉપર રાજાનો બહુ રાગ થયો. પણ તે વક્ર ગતિવાળો હતો તેનું જાણપણું રાજાને થયું નહીં. ૧-૬.

સાજ કરી તે ઉપરે, નૃપતિ થયો અસવાર;
મૃગયાહિત સેના સહિત, ગયો ગહન કાંતાર. ૭

ઢાળ બીજી.

( ચૈત્રે ચતુર્ભુજ નાવિયા, ગધાજી કરે રે નિચાર—એ દેશી )

ભૂમીસર અલવેસર, કાનન કેરે તુખાર; વન શ્વાપદ કર્યાં આકુલા, તરતર થયા અસવાર, મૃગ સબર સસકાદિક, ધાલે ઘેરે ધંધ; પરમાધામી વશ પડ્યા, જેમ નારકી સબંધ. ૧ એક મૃગ યૂથ વિછૂટો, દીઠો તવ ભૂમીશ; તુરગ કર્યો તે કેડે, હિસારવ સુજગીશ; હરિણ ઘણો ફાળે ચઢચો, તે પકડ્યો નવિ જાય; જસ જીવિત અતિ તેહને, કોયથી કાંઇ ન થાય. ૨ સેના કોઇ કિહાં રહી, એકાકી રાજન; વક્ર શિક્ષિત તે અશ્વની, ગતિ ન લહિ તિલમાન; મૃગ કુદી જિમ કૂદી, જુદી પકડી વાટ; તુરગ પયોધ તરંગ જ્યું, રંગ કરે બહુ ધાટ. ૩ વાગ વશે નવી આવે, વ્યાકુળ થયો મહીપાળ; ઘોડે થોડામાંહિ, ઉલ્લંઘી ભૂમી વિશાળ, ખેંચી રાખ્યો નવિ રહે, વહે જિમ પવન પ્રચાર; નાસા વાજે વ્રહાસની, પગ ન છબે ભૂમિ સાર. ૪ તુરગની દપટ અને વળી, ઝપટ અનિલની ગૂઢ; વનગિરિ

---

જેથી તે ઘોડા ઉપર સામાન ગોઠવી રાજા તેનાપર સ્વાર થઇને શિકાર ખેલવા માટે કેટલીક સેના સહિત એક ગાઢ વનમાં ગયો ૭

ઢાળ બીજીના ભાવાર્થ

હવે રાજાએ વનમાં ઘોડાને ફેરવતા ફેરવતા વનના શિકાર કરવા લાયક ઘણા જીવોને આકુળ વ્યાકુળ કરી મૂક્યા આડે આડે ઘોડેસ્વારો ફરી વળ્યા જેમ પરમાધામીઓ પોતાને વશ પડેલા નારકીઓને ઘેરી લે, તેમ મૃગ, સાબર અને સસલા વિગેરે પ્રાણીઓને તેમણે ઘેરી લીધા એવામાં મૃગના ટોળાથી છુટું પડેલું એક હરણ રાજાની નજરે ચડ્યું શિકાર કરવાના રસથી રાજા તેની પાછળ થયો હરણ પણ ફાળ ભરતું દોડ્યું રાજાએ ઘણો પ્રયાસ કર્યો પણ તે હાથમાં આવ્યું નહિ ખરેખર જ્યાં સુધી આયુષ્ય હોય ત્યાં સુધી કોઇથી કાંઇ પણ થતું નથી રાજા થાક્યો એટલે અશ્વને ઉભો રાખવા લગામ ખેંચવા માંડી, તેમ તેમ તો તે વધારે દોડવા લાગ્યો તે ઘોડાને અવળી રીતે શિક્ષા આપેલી હોવાથી ખેંચી રાખવાનો પ્રકાર તેને દોડાવનાર થઇ પડ્યો લશ્કર બહુ છેટે રહી ગયું તે એકલો છૂટો પડી ગયો, પેલો હરણ તો કુદીને જુદે માર્ગે ચાલ્યો ગયો હવે આ ઘોડો સમુદ્રના મોજાની જેમ બહુ પ્રકારના રંગ કરતો ઉછળતો ઘણી જમીન ઉલ્લંઘન કરી ગયો ૧-૪ એવામાં રાજાએ એક મનોહર પુષ્કરણી

તરૂવર નિરખી, નરવર થયો હિતૂમૂઢ; પુષ્કરણી હિતકરણી, ધરણીધવ તિહાં દીઠ; વડ તરૂવર એક ગવ્હર, ઉપકંઠે ઉક્કિઠ્ઠ. ૫ નૃપ શોચે હય મોચું, પોહોચું જો તરૂડાળ; ખેંચ્યો પુંહચ્યો તવ ઘણો, ઇમ આલોચે ભૂપાળ; મન ભાવ્યો તરૂ આવ્યો, સબળો ફાવ્યો દાવ; ધાઇને વડવાઇ, તુરત સંબાઇ રાવ. ૬ કુવળી વાગ પડી જવ, તવ રેવંત અદંભ; થંભ પરે થઇ ઉભો, મહીપતિ પામ્યો અચંભ; વક્રશિક્ષિત તે જાણ્યો, નાણ્યો રોષ પ્રકાશ; તાણ્યો અતિ અપિછાણ્યો, ફોકટ કીધ પ્રયાસ. ૭ સકૂપ તવ નૃપ ઉતર્યો, બાંધ્યો હય વટ છાંહિ; પાણી પીવા કારણે, પેઠો પુષ્કરણીમાંહિ; જલપૂરી સસનૂરી, ભૂ તાટંક સમાન; ઘટિત જટિત બહુ ફટિકના, નિવડ નિવડ સોપાન. ૮ વિમળ કમળ જળ ઉપરે, પરિમલ બહુલ પ્રકાર; ગુણ લીણા સ્વર ઝીણા, પ્રીણા દ્વિરેફ ઝંકાર; નફરી સમ શફરી તિહાં, અવિફરિ ફરિય અનેક; પંથ શ્રમ મંથર પથિકને, પુચ્છથી કરે જળ સેક. ૯ મંદ સમીરને છંદે, ઉદિત સાનંદ તરંગ; પ્રકટે જાસ પ્રસંગથી, અંગ સુરંગ અનંગ; શીતળ છાયા માયા, માય સરીખી તેહ; નિરખી નયણે હરખી, નરવર પામ્યો નેહ. ૧૦ વિધિપૂર્વક જળ પીધું, કીધું મજ્જન તેમ; જળક્રીડા તજી વ્રીડા, કીધી પૂરણ પ્રેમ; અતિ આનંદે નરીંદે, પીધો

---

–વાવ દૂરથી દીઠી, અને તેની પાસે એક મોટું વડનું ઝાડ દીઠું. રાજાએ ધાર્યું કે જો એ ઝાડ નીચે અશ્વ આવે તો હું ઝાડની ડાળીને વળગી પડું અને અશ્વને છોડી દઉં. ભાગ્યયોગે તેમજ બન્યું. રાજા વડવાઇને વળગ્યો એટલે લગામ મોળી પડવાથી અશ્વ પણ ઉભો રહ્યો. રાજા આશ્ચર્ય પામ્યો. તે વખતે અશ્વ વક્રશિક્ષિત હોવાની રાજાને ખબર પડી. ૫–૭.

પછી રાજાએ ઘોડાને ઝાડ સાથે બાંધ્યો અને પોતે પાણી પીવા માટે પુષ્કરણીમાં ઉતર્યો. તેનાં પગથીઆં સ્ફટિકના બાંધેલાં હતાં, જળ શીતળ અને નિર્મળ હતું, તેના નિર્મળ જળની ઉપર બહુ પ્રકારનો સુગંધ પસરી રહ્યો હતો, જેમાં ગંધગુણમાં લીન એવા મધુકરો ઝીણા સ્વરે ઝંકાર કરી રહ્યા હતા, વળી તે ઉપર મોટી માછલીઓ અનેક રીતે સ્ફુરણાયમાન થતી હતી અને માર્ગના શ્રમથી મંદ થએલા મુસાફરોના શ્રમને પોતાના પુંછડાથી જળ સિંચન કરતી હતી, મંદમંદ વાતા પવનના યોગથી તે વાવના તરંગો આનંદ સહિત ઉદિત થતા હતા. જેઓના પ્રસંગથી અંગ ઉપર રંગ કરતો અનંગ ( કામદેવ ) પ્રગટ થતો હતો. આવી માતા જેવી તેની શીતળ છાયાની માયાને નયનથી નીરખીને રાજા અત્યંત પ્રસન્ન થયો. રાજાએ વિધિપૂર્વક [illegible] ’ી તેમાં સ્નાન કર્યું. થોડી વાર લાજ છોડી પૂર્ણપ્રેમથી જળક્રીડા કરી પછી અ[illegible] મી નરપતિએ કમળનો મકરંદ (રસ) પીધો અને

પદ્મ મકર દ; તરણ ચરણ ક્રમણાદિક, ખેલે નવ નવ છ દ. ૧૧ પુષ્કરણી બહુવરણી, શોભાવી ધરણીશ; જળ ગહિર્યાં ઉતર્યા, પહિર્યા વસ્ત્ર જગીશ; વાવિ જોવે નૃપ હોવે, રાજી ચિત્ત અન ત; જાળી એક વિશાળ, તામ નિહાળી એક ત. ૧૨ ઝાંખી જોવે જાળીકા, માળિકા વિવિધ સોપાન; નૃપ તિહાં થઇને ઉતર્યો, કર કરવાળ પ્રધાન; આગળ જાતાં પાતાળમાં, દીઠો વન વિસ્તાર; નિરભય નૃપ વીરાગ્રણી, સત્ત્વ સખા સહચાર. ૧૩ કન્યા કોઇક ધન્યા, તેહનો સ્વર સુણી કાન; વિસ્મય અતિ પામ્યો તિહાં, મન માંહે રાજાન; એ અસરાળ પાતાળમાં, આ શ્યો વન વિ-વાદ; કિમ ઇહાં રહે કોઇ બાલિકા, કરિ કાર કરૂણા સાદ. ૧૪ નગન ખડગ કરી ચડવડી, આણી મન ઉપકાર; તત્ક્ષિણ તિહાં જઇ ઉભો, શબ્દ તણે અનુસાર; વચન તણી રચનાએ, પભણી બીજી ઢાળ; મોહનવિજય કહે સુણો, આગળ વાત રસાળ. ૧૫

દુહા

દગ મુદ્રિત યોગીશરૂ, એક તિહાં નિરખે ભૂપ;
કર જપમાળા બહુ કુસુમ, ધૂપ ધૂર અતિ રૂપ. ૧

તરવાની અને ચરણક્રમણ વિગેરે ક્રીડાઓથી નવ નવ રગે ખેલવા લાગ્યો ૮–૧૧ તે બહુવર્ણી વાવને રાજાએ શોભાવી પછી ન્હાવાના કપડા ઉતારીને બીજા વસ્ત્રો પહેર્યા રાજા ચિત્તમા અતિશય રાજી થઇ ગયો પછી તે ચારે બાજુ ફરી ફરીને જોવા લાગ્યો એવામા તેણે એક મોટી જાળી દીઠી અદર નજર કરી તો પગથીઆની શ્રેણી દીઠી, એટલે તે જાળી ઉઘાડીને અદર પેઠો હાથમા ખડ્ગ રાખી નિર્ભયપણે આગળ ચાલ્યો કેટલાક પગથીઆ ઉતર્યો એટલે અદર પાતાળમા મોટુ વિસ્તારવાળુ વન રાજાના જોવામા આવ્યુ રાજાની સાથે ધૈર્ય, ધર્મ, પુણ્ય ને પુરૂષાર્થ એ ચાર મિત્રો હોવાથી રાજા નિ શકપણે આગળ વધ્યો તેવામા કોઇ કન્યાનો સ્વર તેને કાને પડ્યો તે સાભળીને રાજા વિસ્મય પામી વિચારવા લાગ્યો કે “ આવા અસરાળ પાતાળમા આ વન શુ ? અહીં કન્યા કયાથી ? અને તેના સ્વરમા કરૂણાનો પ્રતિભાસ થાય છે તેનુ શુ કારણુ ? ” આ પ્રમાણે વિચારીને તે તરતજ શબ્દને અનુસારે ચાલ્યો ખડ્ગ પણ મ્યાનમાથી બહાર કાઢ્યુ થોડેક ચાલતા જ્યાથી સ્વર આવતો હતો ત્યા આવીને રાજા ઉભો રહ્યો આ પ્રમાણે વચનની રચનાથી શ્રી મોહન-વિજયજીએ બીજી ઢાળ કહી છે હવે આગળ રસિક વાત આવશે તે શ્રવણ કરો ૧૨–૧૫

દુહાનો ભાવાર્થ—

રાજા જુએ છે તો ત્યા એક યોગી બેઠા છે, તેની આખો મીંચેલી છે, હાથમા જપ

પડી અછે મુખ આગળે, અસિ ઉઘાડી એક;
અગ્નિકુંડ તિમ પરજળે, નૃપ જાણ્યો અવિવેક. ૨

નિબિડ બંધ બાંધી થકી, દીઠી કન્યા તામ;
રૂદન કરે મુખ ઉચ્ચરે, એમ વચન અભિરામ. ૩

કર વહાર આભા નૃપતિ, વનિતાની ઇણ વાર;
વિટલ જટિલ બળિ આપશે, નહિ તો અગ્નિ મઝાર. ૪

નારિ વચન એહવું પ્રકટ, નિસુણી નિજ અભિધાન;
મુખ આગળ આવી નૃપતિ, હલુવેશું કરી સાન. ૫

ગ્રહિ ખડગ તે જટિલને, બોલાવ્યો નરરાય;
મુજ આવ્યે અબળા તણો, બલિ ઇમ કિમ દેવાય. ? ૬

રે નિર્ઘૃણ નિર્લજ નિઠુર, રે પાપી મતિહીન;
મૂકય મનોહર માનુની, રે પરિગ્રહ કોપીન. ૭

થા સાહમો છોડીશ નહીં, યોગી નિસુણી એમ;
નાઠો ધ્યાન તજી ઇસે, વાંછી નિજ તનુ ખેમ. ૮

---

માળા છે, આગળ કુસુમ ધૂપાદિ પૂજાની સામગ્રી પડી છે. સમીપમાં અગ્નિનો કુંડ છે, તેમાં અગ્નિ જાજ્વલ્યમાન બળે છે, કુંડની નજીકમાં એક ઉઘાડી તરવાર પડી છે. ૧-૨.

બીજી બાજુ મજબુત બંધને બાંધેલી એક કન્યા બેઠી છે, તે રૂદન કર્યા કરે છે અને મુખથી એમ કહે છે કે-"હે આભાપુરીના ભૂપતિ ! આ કન્યાની વહાર શિઘ્ર કરો, નહિ તો આ યોગી અગ્નિકુંડમાં મારૂં બલિદાન આપશે." આ પ્રમાણે પોતાના નામ સહિત બાલિકાના શબ્દો સાંભળી રાજાએ તેને સાન કરી, અને યોગી ન જાણે તેમ પેલું ખડ્ગ લઘુલાઘવી કળાએ ઉપાડી લીધું. પછી યોગીને બોલાવ્યો "અરે નિર્દય ! નિર્લજ્જ ! પાપી ! દુષ્ટાત્મા ! ઉઠ, ઉભો થઈ જા. આ નિર્દોષ બાળિકાને છોડી દે ને મારી સામો થા. મારા આવ્યા પછી આ કન્યાનું બળિદાન તો શેનુંજ દેવાય પણ હું તને હવે જીવતો છોડવાનો નથી." રાજાના આવા શબ્દો સાંભળીને ભયભ્રાંત થયેલો યોગી એકદમ ઉભો થયો અને માત્ર કોપીનભર ત્યાંથી મુઠી વાળીને ભાગી ગયો. શરીરની કુશળતા ચાહીને તેણે ધ્યાનનો આડંબર તજી દીધો ૩-૮.

ઢાળ ત્રીજી

( પ્રાણી ! કર્મ સમો નહીં કોઇ—એ દેશી )

ગયો યોગી નાઠો વનમાહે, નૃપે પણ કેદ ન કીધી; વિદ્યાસાધન કેરી તેહની, સામગ્રી સવિ લીધી રે, સૂરિજન સત્ત્વ સમો નહીં કોઇ, દેવ દાનવ વિદ્યાધર મૃગપતિ, સત્ત્વે સવિ વશ હોઇ રે; સૂરિજન સત્ત્વસમો૦ ૧ (આંકણી) બંધન છોડી તે બાળાનાં, બહુ આદરે બોલાવી; રે નૃપપુત્રી નિરૂપમ રૂપા, એહને વશ કિમ આવી રે. સૂ. સ. ૨ આભાનગરીનો જે રાજા, તે કિમ પ્રીતમ તાહરો ?, કહેની તુ પુત્રી કહે મુજ આગળ, ભય મત આણીશ માહરો રે. સૂ. સ. ૩ બાળા સુકુમાળા સુવિશાળા, વચન રસાળા પભણે; કરી ઘુંઘટ નિજ પ્રીતમ પ્રીછી, યોગી ભય મન ન ગણે રે. સૂ. સ. ૪ આભાપુરથી પચવિશ યોજન, પદ્મપુરી અતિ વારૂ, તિહાં નૃપ પદ્મશેખર અલવેસર, શૂરવીર શિરદારૂ રે. સૂ સ. ૫. રતિરૂપા તેહની પટરાણી, શારદારૂપ સમાણી; ચંદ્રાવતી હુ તેહની પુત્રી, જૈનધર્મી જગ જાણી રે. સૂ. સ. ૬ બાળકતા ગઇ મુજ તનુ પ્રકટી, યૌવન વય ઠકુરાઇ; તાતે મુજ નિરખી મનમાંહે, વરચિંતા નિરમાઇ રે. સૂ. સ. ૭ એહવે એક નિમિત્તિએ આવી, નિમિત્ત પ્રકાશ્યુ એહ, આભા-

---

ઢાળ ત્રીજીનો ભાવાર્થ—

રાજાએ તેની પુઠ ન પકડતા યોગી જાણીને જવા દીધો તેની પૂજન સામગ્રી બધી લઇ લીધી હે સૂરિજન ! જગતમા સત્ત્વ સમાન કોઈ નથી દેવ, દાનવ, વિદ્યાધર અને કેસરીસિંહ તેઓ પણ સત્ત્વથી વશ થાય છે ૧

પછી કન્યાના બંધન છોડી તેને આદર પૂર્વક પૂછ્યુ કે "હે નિરૂપમ રૂપવાળી રાજપુત્રી ! તુ કયા રાજાની પુત્રી છો ! આ યોગીના કબજામા તુ શી રીતે આવી પડી ? અને આભાપુરીનો રાજા તારો પ્રીતિપાત્ર શી રીતે થયેલો છે ? આ હકીકત મારો ભય રાખ્યા સિવાય નિ શકપણે કહે " ૨–૩

વીરસેન રાજાના પ્રશ્નોનો ઉત્તર દીધા અગાઉજ વિચક્ષણ બાલિકા તરતજ તે આભાપુરીના રાજા છે એમ સમજી ગઇ, એટલે કાંઇક લજ્જા ધારણ કરી નીચુ મુખ રાખીને મર્યાદાપૂર્વક બોલી કે–"હે સ્વામી ! આભાપુરીથી પચવીશ યોજન દૂર **પદ્મપુરી** નામે નગરી છે ત્યા શૂરવીર, પુરૂષોના મસ્તકમા શિરોમણી **પદ્મશેખર** નામે રાજા છે તેને રતિરૂપા નામે પટ્ટરાણી છે તેની **ચંદ્રાવતી** નામે હુ પુત્રી છુ જૈન ધર્મ મને પ્રિય છે, અને હુ તેનુ આરાધન કરૂ છુ હુ બાળવય અતિક્રમીને યૌવનવય પામી એટલે મારા પિતાને મારા વર સબધી ચિંતા ઉત્પન્ન થઇ ૪–૭ અન્યદા એક નિમિત્તિયો આવ્યો, તેને મારા

નગરીપતિ એ પુત્રી, કેરો કંત ગુણગેહ રે. સૂ. સ. ૮ માત પિતા હુવા અતિ હર્ષિત, નૈમિત્તિક સન્માન્યો; હું પણ અતિરોમાંચિત હુઇ, પ્રીતમ નામ પહિચાન્યો રે. સૂ. સ. ૯ તટિની જળક્રીડાને કારણ, સહિત સખી હું આવી; ઇણે તિહાં કુટિલ જટિલે મુજને, ઇંદ્રજાળે ભરમાવી રે. સૂ. સ. ૧૦ દૃષ્ટિ બંધન સહુની કરીને, અપહરી મુજ સપરાણી; પુષ્કરણી જાળિયે ઉતારી, એ વનમાંહે આણી રે. સૂ. સ. ૧૧ મુજ વખતે તમે ઇહાં પધાર્યા, સંકટથી છોડાવી; અંતરજામી તમે ગુણસાગર, શી કહું વાત બનાવી રે. સૂ. સ. ૧૨ પોતાની નારી ઉગારી, એહમાં શ્યો પાડ ચઢાવું; માગણ હોઉં તો કીર્તિ બોલું, જશ પડહો વજડાવું રે. સૂ. સ. ૧૩ ઓળખ્યા મેં એહવે આચરણે, તમે વ્હાલેસર મારા; નહિતર ઇણ વેળા કુણ આવે, પતિ વિણ કરવા વહાર રે. સૂ. સ. ૧૪ વસુધાપતિ વીરસેન પ્રશંસે, તેહને ઘણી સનમાની; કીધી મુખ આગળ મનહરણી, જે હુંતી નાર પોતાની રે. સૂ. સ. ૧૫ વન અતિક્રમી થઇને સોપાને, તેહ ઓલંઘી જાળી; પુષ્કરણીથી બાહિર આવ્યા, જળથી દેહ પખાળી રે. સૂ. સ. ૧૬

---

પિતાએ મારા વિષે પૂછ્યું, એટલે તે બોલ્યો કે " આભાનગરીનો રાજા તમારી પુત્રીનો પતિ થશે." આ વાત સાંભળી મારા માતાપિતા હર્ષિત થયા. હું પણ પતિનું નામ ઠામ જાણવાથી ખુશી થઈ. મારા પિતાએ સારી રીતે સત્કાર કરીને નિમિત્તિયાને વિસર્જન કર્યો. ૮-૯.

એકદા હું નદી કિનારે જળક્રીડા કરવા સખીઓ સાથે ગઈ હતી. તેવામાં આ કુટિલ જોગી ત્યાં આવ્યો. તેણે ઇંદ્રજાળ વડે મને મોહ પમાડી. સખી વર્ગની દૃષ્ટિ બાંધી લઇ મને અપહરી અને આ વાવ પાસે લાવી જાળીદ્વારા અંદર ઉતારી. ત્યાર પછી તે જાપ કરવા બેઠો. હું તેની મતલબ સમજી ગઇ એટલે ભય પામીને રૂદન કરવા લાગી. ખરે વખતે આપ આવી પહોંચ્યા અને મને ઉગારી. પણ હે ગુણસાગર ! તમે પોતાની સ્ત્રીને ઉગારી તેમાં કાંઇ ઉપકાર કર્યો નથી. વળી હું કાંઇ યાચક નથી, જો યાચક હોત તો તમારો યશવાદ બોલત. કદિ તમે મને પૂછશો કે મેં આપને ઓળખ્યા કેમ ? તેનો જવાબ એટલોજ છે કે મેં આચરણથીજ આપને ઓળખી લીધા છે, કેમકે આવે કષ્ટને વખતે પતિ વિના બીજું કોણ આવી પહોંચે અને પ્રાણ સંકટમાંથી બીજું કોણ છોડાવે ? " ૧૦-૧૪.

આ પ્રમાણેની તે કન્યાની હકીકત સાંભળીને વીરસેન રાજા બહુ ખુશી થયા. તેમણે તેની પ્રશંસા કરી, અને તેને આગળ કરી વનભૂમિ ઉલ્લંઘી સોપાનપંક્તિ ચડી જાળીદ્વારે પુષ્કરણીમાં આવ્યા, અને ત્યાંથી તે બહાર નીકળ્યા. ૧૫-૧૬

સેના સવિ આવીને પહુંચી, પ્રણમ્યો પૃથિવીપાળ; મોહનવિજયે અતિહી રસીલી, ત્રીજી પ્રકાશી ઢાળ રે. સૂ. સ. ૧૭

દુહા

સકળ સુભટ ક્ષિતિમુકુટને, કર જોડી કહે તામ;
નવિ નિકળીએ એકલા, ઇમ મૃગ માટે સ્વામ. ૧
રતન જતન કરી રાખવાં, તુમને નર શિરતાજ;
સજ્જનથી દુર્જન ઘણા, મોહોટાને મહારાજ. ૨
ધાબળ પગથી ધુસીએ, ઓઢાએ જરતાસ;
જે જેહવા નર તેહને, તેહવા હોય પ્રયાસ. ૩
મોટું ભાગ્ય ભુજાબળી, કુશળે મળીયા ભૂપ;
પણ એ કન્યા કોણ છે, કહિયે તાસ સ્વરૂપ. ૪
હય પુષ્કરણી જાળિકા, યોગી કન્યા ખેદ;
અવનીશે અનિમેષમાં, ભાખ્યો સઘળો ભેદ. ૫
સવિ સામંત થયા ખુશી, નૃપની કરે પ્રશસ,
ખ્યાગ ત્યાગ વાચા અચળ, ધન્ય ક્ષત્રી અવતસ ૬
લેઇ કન્યા સેના સહિત, નૃપતિ થયો અસવાર;
આવ્યા નિજ નગરી તિહાં, વરત્યા જયજયકાર. ૭

---

તેવામા પાછળ પડેલુ લશ્કર પણ પગલે પગલે ત્યા આવી પહોચ્યુ સર્વ સેનાએ રાજાને પ્રણામ કર્યા, આ પ્રમાણે શ્રી મોહનવિજયજીએ આ ત્રીજી ઢાળ પ્રકાશ કરી ૧૭

દુહાનો ભાવાર્થ—

પછી અગ્રણી સુભટોએ રાજા પ્રત્યે કહ્યુ કે "આપે આમ એકલા શિકાર કરવા ચાલ્યા આવવુ નહિ કારણ કે જગતમા રત્ન તો યત્નપૂર્વક જાળવી રાખવા યોગ્યજ હોય છે વળી સજ્જન કરતા દુર્જન વધારે હોય છે, આપ તો ભાગ્યશાળી છો, તેથી આપના તો કષ્ટ માત્ર દૂર જાય અને સપત્તિ અણુધારી પ્રાપ્ત થાય, કારણકે ધાબળીથી પગ લુવાય અને જરીયાન વસ્ત્ર ઓઢાય છે જેવો માણસ તેવો પ્રયાસ હોય છે પરતુ અમો સેવકોના મનને ધૈર્ય રહી શકે નહિ હે સ્વામી ! આપને કુશળ ક્ષેમ જોવાથી અમે સહુ નવુ જીવન પામ્યા છીએ પરતુ આપ એકલા પધાર્યા હતા, અને અત્યારે સાથે આ કોઇ સ્ત્રીરત્ન જણાય છે, તો તે કોણ છે ? તે કૃપા કરીને કહો " રાજાએ તેના ઊત્તરમા પોતાની વીતક વાત બધી કહી સભળાવી તે સાભળીને બધા સામતો બહુ ખુશી થયા પછી તે રાજકન્યા સહિત વીરસેન રાજા પોતાની નગરીમા આવ્યા ૧–૭

ઢાળ ચોથી.

( ઇણ સરવરીયારી પાળ, આંબા દોય રાવળા લલના—એ દેશી. )

ખબર કરી તતખેવ, પદ્મશેખર ભણી લલના; છે આભાપુરી માંહે કે પુત્રી તુમ તણી લલના, વહેલા મળવા કાજ કે રાજ પધારજો લલના; પ્રેક્ષ વચન મન આણી કે લાજ વધારજો લલના. ૧ તાતથી મળવા કાજ જાણી સુતા આતુરી લલના, પદ્મપુરી પતિ તુરત આવ્યો આભાપુરી લલના; આદર દે વીર-સેન મળ્યા હેજે ઘણે લલના, ચંદ્રાવતી સંબંધ સકળ માંડી ભણે લલના. ૨ અતિ ઉછરંગે ઉછરંગ ધરી નિજ બાલિકા લલના, તાતે પ્રકાશી પ્રકટ કે હિત-પરનાલિકા લલના; પદ્મશેખર કરજોડી કહે વીરસેનને લલના, એ મોહોટો ઉપકાર કર્યો તમે અમને લલના. ૩ તુમ ગુણ અપરંપાર કે કેમ ભણીજીએ લલના, એ કન્યા શિરતાજ કે રાજ પરણીજીએ લલના; ધુરથી નિમિત્તવચનથી એહ તુમ ગેહની લલના, માની વચન મહારાજ રાખો રીત તેહની લલના. ૪ લગ્ન લેવાડી શુદ્ધ તુરત પરણાવીયા લલના, શશિવદની મૃગનયનીએ સોહલા ગાવીયા લલના; વીરમતી વિણ નગરવાસી સહુ હરખીયા લલના, વાહલા ઘર સસનેહ તણા મેહ વરસીયા લલના. ૫ પદ્મશેખર પરણાવી ઇમ નિજ અંગજા લલના, નિજ નગરે ગયો તામ તે નૃપની લેઇ રજા લલના; ચંદ્રાવતીથી વીર નૃપતિ સુખ ભોગવે લલના, દિન દિન નવલે નેહશું દીહા જોગવે લલના. ૬ વીરમતી ચિત્ત શોકય સંબંધ

---

ઢાળ ચોથીનો ભાવાર્થ—

વીરસેન રાજાએ તરતજ મુદ્દામ માણસો મોકલીને પદ્મશેખર રાજાને ખબર આપ્યા કે "તમારી પુત્રી ચંદ્રાવતી અહીં આભાપુરીમાં છે, તે આપને મળવાને અત્યંત આતુર છે, માટે શીઘ્ર તેને મળવા માટે અહીં પધારો" આ ખબર પદ્મપુરી પહોંચતાંજ પદ્મશેખર રાજા તત્કાળ પોતાની પુત્રીને મળવા આભાપુરી આવ્યા. પિતા-પુત્રી મળ્યા, તેની પાસેથી બધી હકીકત સાંભળી. પછી પદ્મશેખર રાજાએ વીરસેન રાજાને કહ્યું કે "તમે અમારા-પર મોટો ઉપકાર કર્યો છે, તમારા ઉપકારનો બદલો અમારાથી બીજી રીતે વળી શકે તેમ નથી, માટે આ મારી પુત્રીનું પાણિગ્રહણ કરી અમને નિશ્ચિંત કરો. આ કન્યા પ્રથમ નિમિત્તિયાના વચનથીજ અમે તમને આપી ચુકેલા છીએ." વીરસેન રાજાએ તેનો ઘણોજ આગ્રહ હોવાથી તે વાત સ્વીકારી. પછી સારો લગ્ન દિવસ જોવરાવીને તેનું પાણિગ્રહણ કર્યું, તે પ્રસંગે ચંદ્ર જેવા મુખવાળી મૃગનયની સુંદરીઓએ મંગળગીત ગાયા. આખું શહેર-માત્ર એક વીરમતી સિવાય-રાજી થયું. ઘેર ઘેર મહોત્સવ પ્રવર્ત્યો. પદ્મશેખર રાજા પણ પુત્રીને પરણાવી વીરસેન રાજાની રજા લઇ પોતાને નગરે પાછો ગયો. ૧-૬.

વહે સદા લલના, ચંદ્રાવતી મનમાંહે ન આણે તે કદા લલના; જે જેહને મન પ્રેમ હુવે જે ઉપરે લલના, તેહને શોક ને લોક કહો કાંઇ કરે લલના. ૭ ચતુર ચંદ્રાવતી ચિત્ત પીઉનું જાળવે લલના, પ્રીતમ ગુણ બહુ ભાંતિ મધુર સ્વરે આળવે લલના; કોઇક પુણ્યવંત જીવ તે ગર્ભે ઉપનો લલના, ચંદ્ર સુપનથી સૂચિત સુત હોશે ભૂપનો લલના. ૮ પ્રસવ્યો પુત્રરતન ચંદ્રાવતીએ તદા લલના, હરખ્યો નૃપ જિમ દ્રમક પામીને સંપદા લલના; દીધાં અરથીદાન કે સયણ સંતોષીયા લલના, સયણ ભણી પકવાન થકી અતિ પોષીયા લલના. ૯ દીધું બાળક નામ કે ચંદ્ર જયકરૂ લલના, દીપે સુત સસનૂર કે દૂજો દિનકરૂ લલના; વૃદ્ધિ પામે સુત પાંચ ધાવે પાલીજતો લલના, અંગુઠે પીયૂષ સુરંગો પી જતો લલના. ૧૦ સુત દેખી વીરસેન જનમ લેખે ગણે લલના; અતિ રળિયાયત હોય તે કહેતાં નવિ બને લલના; ખેલે નવ નવ ખેલ તે બાળપણાતણા લલના, ચંદ્રાવતી વીરસેન જતન રાખે ઘણા લલના. ૧૧ ચંદ્રકિરણ સમ ચંદ્રકુંવર

---

અહીં વીરસેન રાજા ચંદ્રાવતીની સાથે આનંદ પૂર્વક સુખભોગ ભોગવવા લાગ્યા દિવસે દિવસે સ્નેહ વૃદ્ધિ પામવા લાગ્યો વીરમતી પોતાના ચિત્તમાં શોકયપણાનો સંબંધ ચિંતવીને નિરંતર ચંદ્રાવતીની ઈર્ષ્યા કરવા લાગી ચંદ્રાવતી તો તદ્દન સરલ હોવાથી તેને બહેન તુલ્યજ માનવા લાગી પોતે નિષ્કપટી હોવાથી નિરંતર પતિનું મન જાળવીને આનંદમાં રહેવા લાગી પતિનો પૂર્ણ પ્રેમ હોવાથી તેને અપૂર્વ આનંદ થવા લાગ્યો અન્યદા કોઈ પુણ્યવંત જીવ ચંદ્રાવતીના ઉદરમાં આવીને ઉત્પન્ન થયો તે રાત્રિએ તેને ચંદ્રનું સ્વપ્ન આવ્યું રાજા તે હકીકતથી ઘણો પ્રસન્ન થયો પ્રીતિ વૃદ્ધિ પામવા લાગી ગર્ભનું સારી રીતે પ્રતિપાલન કરતાં ગર્ભસ્થિતિ પૂર્ણ થયે પુત્રનો પ્રસવ થયો આખા શહેરમાં હર્ષ વિસ્તાર પામ્યો રાજાએ અનેક અર્થી જનોને સંતોષ પમાડ્યા સ્વજનોને પણ પ્રીતિદાન આપ્યું અનુક્રમે બારમે દિવસે સ્વજનોની સમક્ષ ચંદ્રના સ્વપ્ન અનુસારે પુત્રનું **ચંદ્રકુમાર** નામ સ્થાપન કર્યું એ પુત્ર કાંતિના ઝળહળાટથી સૂર્યની જેમ દીપતો હતો પાંચ ધાવમાતાઓથી પાલન કરાતો ચંદ્રકુમાર દિવસે દિવસે વૃદ્ધિ પામતો હતો, અને પોતાના અંગુઠામાં રહેલા અમૃતને પીતો હતો ૭-૧૦

વૃદ્ધિ પામતા ચંદ્રકુમારને જોઇને વીરસેન રાજા પોતાના જન્મને લેખે થયો માનતો હતો, અને મનમાં બહુ રાજી થતો હતો ચંદ્રકુમાર નવા નવા પ્રકારના ખેલ ખેલતો હતો એ વખતે રાજા રાણીને તેની બહુ સંભાળ રાખવી પડતી હતી, કારણ કે વીરમતી કાળી નાગણ જેવી છે એમ તેમના ધ્યાનમાં હતું ચંદ્રાવતીના આવવાથીજ તે ઈર્ષ્યા ધરાવતી હતી, તો પછી તેને પ્રારંભમાંજ પાટવી પુત્ર થાય ને પોતે પુત્ર વિનાની સ્થિતિ ભોગવે એ તેનાથી ખમાયજ કેમ? ચંદ્રકુમાર શુદ્ધ રાજબીજ હોવાથી અને સુંદર

શોભાનિલો લલના, જીમ સુરતરૂનો છોડ વધે દિન દિન ભલો લલના; મનમથ સરીખો બાળક દીસે ફૂટડો લલના, સુલલિત વચને તેહ કે બોલે પરવડો લલના. ૧૨ ચંદ્રાવતી જિનધર્મમાંહે કુશળી ઘણું લલના, તાસ પ્રસંગથી ભૂપ તજે હિંસકપણું લલના; વીર નૃપતિને ચિત્ત વસી જિન વાસના લલના, શીખ્યો જિનની ભક્તિ સુસાધુ ઉપાસના લલના. ૧૩ સતસંગતિ ગુણ હોય તિહાં અચરિજ કિસ્યો લલના, લટથી ભમરી હોય તે સંગતિ ફળ ઇસ્યો લલના; નિપજાવ્યા પ્રાસાદ ભલા જિનરાજના લલના, વ્રતધારી બહુ રંગે સંતોષ્યા સાજના લલના. ૧૪ ઇમ કરતાં સુત ચંદ થયો વર્ષ આઠનો લલના, સુરગુરૂ સમવડ તેહ કળા ગુણપાઠનો લલના; ચોથી ઢાળ રસાળ કહી પ્રીતે ઘણી લલના, હવે મોહન કહે વાત તે વીરમતી તણી લલના. ૧૫.

---

રૂપવંત હોવાથી તેમજ બાલ્યાવસ્થાને અનુસરતું તોતડું બોબડું બોલતો હોવાથી સર્વના મનનું રંજન કરતો હતો. માત્ર વીરમતી જ તેમાં અપવાદ રૂપે હતી. ૧૧-૧૨.

ચંદ્રાવતી રાણી જૈનધર્મમાં બહુ કુશળ હતી, તેથી તેણીએ રાજાને અનેક યુક્તિથી શિકાર વિગેરેમાં મહા પાપ સમજાવીને તે કામ છોડાવી દીધાં. રાજા તેના પ્રસંગથી જૈન ધર્મની વાસનાવાળો થયો, એટલે પછી તેણે અનેક જિનમંદિરો બંધાવ્યા, તેમજ શ્રાવક બંધુઓને સંતોષ્યા અને મુનિરાજની ભક્તિ કરવા માંડી. 'સત્સંગથી શું શું લાભ થતો નથી?'

ચંદ્રકુમાર અનુક્રમે આઠ વર્ષનો થવાથી તેને અભ્યાસ કરવા માટે પ્રવીણ વિદ્યાગુરૂ પાસે મૂક્યો. ત્યાં તે થોડા વખતમાં જ સર્વ કળાઓમાં પારગામી બૃહસ્પતિ જેવો થયો. 'ઉત્તમ જીવોને વિદ્યાગુરૂ માત્ર સાક્ષીરૂપ જ થાય છે. આ પ્રમાણે ચોથી ઢાળ ઘણી પ્રીતિથી કહી સંભળાવી. હવે શ્રી મોહનવિજયજી રાણી વીરમતીની કથા કહે છે. ૧૩-૧૫.

### પ્રથમ ઉલ્લાસની ઢાળ પહેલીથી ઢાળ ચોથી સુધીનું રહસ્ય.

પ્રારંભની હકીકત રાજાઓ અશ્વ ખરીદ કરવામાં ઉદાર દીલના હોય છે અને તેનો ઉપયોગ મૃગયાદિ ક્રીડામાં કરે છે તે બીના પુરી પાડે છે. પરંતુ તે અશ્વોમાંહે એક અશ્વ આકૃતિએ સર્વ કરતાં સુંદર છતાં વક્રશિક્ષિત હતો તે આપણને એક જાતનું નવું શિક્ષણ પૂરૂં પાડે છે. આ જગતમાં તે અશ્વની જેમ કેટલાક મનુષ્યો પણ વક્રશિક્ષિત અથવા વક્રગતિવાળા હોય છે, કે જેઓ દરેક કાર્યમાં વક્રગતિજ કરે છે, કોઇના પણ દોષજ જુએ છે, પોતાનો કક્કો ખરો કરવામાંજ પરાક્રમ માને છે, શિખામણ આપવાથી ઉલટા વધારે વક્ર થાય છે, અને જેમ જેમ તેને ધીમા પાડવા માટે ખેંચી રાખો, ધીમા પાડવા-શાંત રહેવા કહો તેમ તેમ વધારે જોર પકડે છે. તેવા માણસો તો વક્રગતિવાળા અશ્વની જેમ

જ્યારે થાકે છે અને તમે તેમની લગામ છોડી દ્યો છો અર્થાત્ તેમની ઉપેક્ષા કરો છો ત્યારેજ કાઇક ઠડા પડે છે, તે સિવાય ઠડા પડતા નથી

ગજાને શ્રમિતાવસ્થામા જેવુ પુષ્કરણીનુ જળ શીતળ અને મિષ્ટ લાગે છે, તેવુજ દુખી સ્થિતિવાળાને દિલાસા માટે કહેલ વચનરૂપી જળ સાત્વન આપનાર થાય છે રાજાઓને ચોતરફ બારીક નજરે તપાસ કરવાની–જોવાની ટેવ હોય છે, તેજ પ્રમાણે વીરસેન રાજા પણ જુએ છે અને તેથી ત્યા એક જાળી દેખે છે તેમા પ્રવેશ કર્યા બાદ કોઇ સ્ત્રીનો કરૂણ સ્વર સાભળીને બીજા કાર્ય માત્ર અથવા ચારે બાજુ જોવાની સુદર વનશોભાને પડતી મૂકીને રાજા તે તરફ વગર વિલબે જાય છે અહીં ખરો ક્ષત્રિય ધર્મ પ્રગટ થાય છે અજાણી જગ્યામા સામાનુ પરાક્રમ જાણ્યા સિવાય એક અબળાને, કોઈ પણ દુખીને દુખમાથી છોડાવવાનો તે પોતાનો ધર્મ સમજે છે, અને તેથી ધ્યાનમા બેઠેલા જોગી પાસેથી ખડ્ગ ઉપાડી લઇ તેને વચન માત્રથીજ ભય બતાવે છે ઉપરથી શૂરવીરપણાનો ડોળ ઘાલનાર જોગી આવા ખરા ક્ષત્રીવટના વચનો પાસે ટકી શકતો નથી અને જીવ લઇને ભાગી જાય છે ખરા પાસે ખોટુ આટલુજ નભે છે, વધારે નભી કે ટકી શકતુ નથી રાજા મોટા દિલવાળો હોવાથી તેને જતો કરે છે ઉદાર મનવાળા પુરૂષો ઘણી વખત સામો માણસ સપડાયો હોય છે છતા મનની ઉદારતાને લઇને તેને આ પ્રમાણેજ જતો કરે છે

રાજા કન્યાને તેની હકીકત પૂછે છે કન્યા કહે છે, અને તેમા આભાપુરીના રાજાને ઓળખી કાઢવામા વાપરેલી વિચક્ષણતા બતાવી આપે છે રાજા તેને લઇને તરતજ બહાર આવે છે, તેનુ કારણ એ છે કે, વિચક્ષણ પુરૂષો અજાણી જગ્યામા વિના કારણ વધારે વખત રોકાતા નથી, કારણ કે તેમા ક્વચિત્ ઉપદ્રવ થવાનો સભવ રહે છે પાછળ પડેલી સેના રાજાની ભેગી થાય છે, અને તે રાજાને એકલા ચાલ્યા જવા માટે પ્રીતિ ભરેલો ઠબકો આપે છે રાજા સાથે કન્યારત્નને જોઇને તેઓ અચબો પામે છે, તેની હકીકત પૂછે છે, રાજા કહી બતાવે છે, અને પછી સૌ આભાપુરી આવે છે

હવે રાજા વ્યવહારદક્ષતા બતાવે છે ચદ્રાવતીના પિતાને તેની પુત્રીને મળવા તેડાવે છે, તે આવે છે, પિતા પુત્રી મળે છે અને પદ્મશેખર રાજા પોતાની પુત્રીને પરણવા માટે વીરસેન રાજાને આગ્રહ કરે છે રાજાને 'ભાવતુ હતુ ને વૈદ્યે કહ્યુ ' એમ થાય છે, જેથી તે આગ્રહને માન્ય કરે છે અને શુભ લગ્ને તેની સાથે પાણિગ્રહણ કરે છે આ પ્રસગે એક વીરમતી સિવાય સૌ ખુશી થાય છે વાત પણ બરાબર છે, કેમકે બીજાને કાઇ ખોટ ગઈ નથી કે કોઈ નાખુશ થાય, પણ વીરમતીને તો ખોટ ગઇ છે પતિસુખમા–રાજ્યના સુખોપભોગમા અર્ધો ભાગ પડાવનાર આવે છે એટલે તેને ખોટ જાય છે, તેથી તે નાખુશ થાય તેમા નવાઇની વાત નથી આ તો વીરમતી છે, આ કાઈ ચદ્રોદરરાજાની સ્ત્રી કલાવતી નથી કદિ રૂક્મિણિ સાથે તેને મેળવો તો કાઇક મળી શકે તેમ છે પરતુ રૂક્મિણિ આના કરતા સારી હતી, તે વીરમતીનુ ચરિત્ર આગળ વાચશો ત્યારે ધ્યાનમા આવશે

શોકય ઉપર ઇર્ષ્યા લાવવી એ તો સહજનીજ વાત છે. નહિ ઇર્ષ્યા કરનાર કલાવતી જેવી સાધ્વી સ્ત્રીઓ તો ક્વચિત જ દૃષ્ટિએ પડે છે, ઇર્ષ્યાનું ફળ પ્રાયે ઇર્ષ્યા કરનારનું અનિષ્ટ થવામાં જ આવે છે, અહીં પણ તેમજ થાય છે. વીરમતી જેમ જેમ ઇર્ષ્યા કરે છે તેમ તેમ રાજાનો સ્નેહ ચંદ્રાવતી પર વધતો જાય છે, અને તેને પરિણામે સ્ત્રી–પુરૂષના સ્નેહરૂપ વૃક્ષનું ફળ બેસે છે, અર્થાત ચંદ્રાવતી ગર્ભ ધારણ કરે છે અને પુત્રનેજ પ્રસવે છે. હવે તો વીરમતીના ચારે હાથ ભોંયે પડે છે, કારણ કે આજ સુધી તો પતિના સુખમાં અને રાજસુખના ઉપભોગમાં ભાગ પડાવનાર જ આવી હતી, પણ હવે તો ભવિષ્યમાં રાજ્યનો માલીક થનાર આવ્યો છે, એટલે તેના ઇર્ષ્યારૂપ અગ્નિકુંડમાં ઘૃતની આહુતિ અપાય છે. ઇર્ષ્યાનળ વૃદ્ધિ પામે છે. હવે તે અગ્નિ કોનું દહન કરે છે તે આગળ આવે છે. હમણાં તો ચંદ્રના સ્વપ્નવડે સૂચિત રાજપુત્રનું તદનુસાર ચંદ્રકુમાર નામ પાડવામાં આવે છે અને દ્વિતીયાના ચંદ્રની જેમ તે વૃદ્ધિ પામતો જાય છે એટલે સુધી વાત આવે છે.

પાટવીકુમારના જન્મથી રાજા–રાણીને આનંદ થાય છે, એટલું જ નહિ પણ એ આનંદમાં ભાગ લેવા માટે પ્રજાવર્ગને પણ રાજા આનંદિત કરે છે. અનેક પ્રકારના કરો વિગેરે ઘટાડીને, બંદીવાનોને છોડી દઇને, સજ્જનોનો યથાયોગ્ય સત્કાર કરીને અને યાચકોને દાન વડે સંતોષ પમાડીને સૌને એક સરખા હર્ષિત કરે છે. ખરા સજ્જનોની એજ રીત છે.

---

દુહા.

**ઋતુ વસંત પ્રગટી તિસેં, સફળ થયા સહકાર;**
**કામકળા કોકિલ કહે, જનને વારંવાર. ૧**

**કેસુ અતિ કુસુમિત થયા, રંગ સુરંગા લાલ;**
**ખેલે ફાગ વસંત નૃપ, તેહનો લાલ ગુલાલ. ૨**

**સુમન થઇ વન ધન પ્રજા, મધુ નૃપ આવ્યો જાણી;**
**ફળ ફુલ દલ દેઇ ભેટણો, સ્તવે વિહંગી વાણી. ૩**

---

દુહાનો ભાવાર્થ.

અન્યદા વસંત ઋતુ આવી. વનરાજી સર્વ ફળી ફુલી. કામી જનોને કામોદ્દીપનના સાધનમાં વૃદ્ધિ થઇ. આંબાના મહોર ખાઈને કોયલ પણ ટહુકા કરવા લાગી. વનલતાઓ વાયુ વડે ડોલતી ડોલતી કામીજનોને આમંત્રણ કરતી હોય એમ જણાવા લાગ્યું. કેસુડાનાં પુષ્પો વિકાસ પામી લાલ રંગ પ્રગટ કરવા લાગ્યાં. રાજા લાલ ગુલાબથી ફાલ્ગુન વસંત ખેલવા લાગ્યો. વસંત રૂપી રાજાને આવેલો જાણી ઘાટી વનલતા રૂપી પ્રજા પુષ્પથી વધાવી ફલ ફુલ દલ રૂપી ભેટ આપવા લાગી, અને પક્ષીઓ મધુર વાણીથી સ્તુતિ

અણગણિતા ચંપક કુસુમ, મુકુલિત વૃક્ષ સમીપ;
જાણું ઋતુરાજા ભણી, કીધા મંગળ દીપ. ૪
સપરિવાર આભા નૃપતિ, પ્રજા સહિત સોહંત;
આવ્યો વનમાં કામવશ, રમવા કાજ વસંત. ૫
છાંટે કેસર છાંટણા, લાલ ગુલાલ સોહાત;
સોહે મધ્યાહ્ને ગગન, જાણે થયો પ્રભાત. ૬
ચંદકુવર સવયા સહિત, કુસુમ થકી ક્રીડંત;
વીરમતી તે દેખીને, મન નિઃસ્નેહ ધરંત. ૭

ઢાળ પાચમી

( વીછિયા વાલો રે ઉભિયાજીને, લાગુ પાય એ નગ આલો રે—એ દેશી )

રાજા રાણી રંગથી રે, ખેલે અનોપમ ખેલ રે; નવલી દીઠી નારીઓ, તિહાં શશિવદની ગજગેલ. સુણો ભવિપ્રાણી રે, ચંદનરિંદ સંબંધ અતિ રસ આણી રે. ૧ કાચિત સુત કેડે કરી રે, ઉભી ચંપક છાય રે; આંબા ડાળે ઝૂલણાં બાંધી, બાળ હિંડોળે માય. સુ. ૨ કેઈ કર ધરી નિજ બાળને રે, ભીડે હિયડા સાથ રે;

---

કરવા લાગ્યા ૧–૩ વૃક્ષોની સમીપ કલી રૂપે રહેલા ચંપકના પુષ્પો જાણે વસંતરૂપી રાજાના આગળ મંગલ દીપ કર્યા હોય તેવા લાગતા હતા તેવે અવસરે આભાનૃપતિ પોતાની બન્ને રાણીઓ તથા સર્વ પરિવાર સહિત ઉદ્યાનમા ક્રીડાનિમિત્તે આવ્યા ત્યા સ્વેચ્છા પ્રમાણે સર્વ અનેક પ્રકારની ક્રીડાઓ કરવા લાગ્યા રાજા પણ ગુલાલ ઉડાડવો, કેસરના છાટણા છાટવા, વૃક્ષ સાથે હિંચકા બધાવી હિચકવુ ઇત્યાદિ ક્રીડા કરવા લાગ્યો મધ્યાહ્ન હોવા છતા પ્રભાત થયુ હોય તેમ દેખાવા લાગ્યુ ચદ્રકુમાર પોતાની સરખી વયના રાજપુત્રો સાથે પોતાને અનુકૂળ એવી અનેક પ્રકારની રમતો પુષ્પાદિના દડા વડે રમવા લાગ્યો ફુલના દડાઓ ઉછાળવા લાગ્યો આ બધુ જોઇને વીરમતી તેના હૃદયમા દાઝવા લાગી તેના અંગમા સર્વત્ર શોક વ્યાપી ગયો, તેથી તે નેત્રાશ્રુને મિષે ધીમે ધીમે બહાર આવવા લાગ્યો ૪–૭

ઢાળ પાચમીનો ભાવાર્થ

રાજા વીરસેન અને રાણી વીરમતી અનુપમ રંગથી ખેલે છે, ત્યા બીજી હાથીની ગતિ જેવી નવનવી ચદ્રવદની નારીઓ પણ જોવામા આવે છે હે ભવિ પ્રાણી! મનમા અતિરસ લાવી આ ચદ્રરાજાનો રાસ સાભળો કોઈ માતા બાળકને કેડ ઉપર તેડી ચંપક વૃક્ષની છાયા નીચે ઉભી રહી હતી, કોઇ આંબાની ડાળ સાથે ઝુલણુ બાધી બાળકને હીંડોળામા હીંચોળતી હતી ૧–૨ કોઈ સ્ત્રી પોતાના બાળકને હાથમા લઇ હૃદય સાથે પ્રેમથી

કોઇ શિખાવે હિંડાવવું, નિજ સુતના ગ્રહી હાથ. સુ. ૩ રમકડાં બહુ ભાતનાં રે, સુખડલી વળી દેઇ રે; રોતા રાખે બાળને, ઇમ તરૂ તરૂ નારી કેઇ. સુ. ૪ સ્તનપય પાને પોષતી રે, સુત સુરતરૂનો છોડ રે; યુવતિ ઇમ વનમાં બહુ, મનડાના પહોંચાડે કોડ. સુ. ૫ દેખી વીરમતી તદા રે, મુખ મેલે નિસાસ રે; વનક્રીડા ભૂલી ગઇ, થયું વ્યાકુળ ચિત્ત ઉદાસ. સુ. ૬ દૈવને દે ઓલંભડા રે, કુંવર ન દીધો કેમ રે; સુત વિણ હું શા કામની, જિમ મન વિણ કારમો પ્રેમ. સુ. ૭ જિમ મંદિર દીપક વિના રે, જીવ વિના જિમ દેહ રે; જિમ કુસુમ વિણ વાસના, જિમ જળ વિણ ઉનલ્યો મેહ. સુ. ૮ જ્ઞાન વિના જેહવી દયા રે, માન વિના જિમ દાન રે; અશન જિસ્યો દશનો વિના, વલી કંઠ વિણ જિમ ગાન. સુ. ૯ અંગજ લેઇ ઉત્સંગમાં રે, ન રમાડ્યો જિણે નાર રે; તે કાં સરજી સંસારમાં, ધિક્ ધિક્ તસ અવતાર. સુ. ૧૦ પુત્ર વિના શું કીજીયે રે, જનપદ નગર ભંડાર રે; સંયમી પંખી પ્રાહુણા, કોઇ નાવે તસ આગાર. સુ. ૧૧ મેં કુણ કુણ પૂરવ ભવે રે, પ્રૌઢાં પાતક કીધ રે; કેસર વરણો નાનડો, એવો એકે દૈવ

---

દળાવતી હતી. તો કોઈ પોતાના બાળ પુત્રને હાથ પકડી હીંડવાને શીખવતી હતી. કોઈ નારી ઝાડે ઝાડ ફરી પોતાના બાળકને જાતજાતનાં રમકડાં અને વળી સુખડી આપી છાના રાખતી હતી. કોઇ યુવતી પુત્રને કલ્પવૃક્ષનાં છોડ જેવો માની સ્તનના દુગ્ધપાનથી પોષતી હતી. આ પ્રમાણે સ્ત્રીઓ વનમાં પોતપોતાના મનના કોડ પૂરા કરતી હતી. ૩–૫

આ દેખાવ જોઈ રાણી વીરમતી મુખમાંથી નિસાસા નાખવા લાગી, અને વનક્રીડા ભૂલી ગઈ. તેનું ચિત્ત વ્યાકુળ અને ઉદાસ થઇ ગયું. તે દૈવને ઠપકો આપવા લાગી કે હે દૈવ ! મને પુત્ર કેમ ન આપ્યો ? જેમ મન વગરનો પ્રેમ હોય તેમ પુત્ર વિના હું શા કામની ? ૬–૭

જેમ દીપક વિના મંદિર, જીવ વિના દેહ, સુગંધ વિના પુષ્પ, પાણી વગર વાદળાં, જ્ઞાન વિના દયા, માન વિના દાન, દાંત વિના ભોજન અને કંઠ વિના ગાયન નકામું છે; તેમ પુત્ર વિના હું શા કામની છું ? ૮–૯

વળી જે નારીએ પોતાના ખોળામાં પુત્રને રમાડ્યા નથી તે નારી આ સંસારમાં શા માટે સરજી છે ? તેના અવતારને ધિક્કાર છે. આ દેશ, નગર, રાજ્ય, ભંડાર, મહેલ અને બીજી સર્વ ઋદ્ધિ મારે શા કામની છે ? વળી પુત્ર વિનાના ઘરે મુનિ, પ્રાહુણા તેમજ પક્ષીઓ પણ આવતા નથી. માટે પુત્ર હોય તોજ જન્મારો સફળ છે, તે વિના તદ્દન નિષ્ફળ છે. ૧૦–૧૧

મેં પૂર્વ ભવે શા મોટાં પાપ કર્યાં હશે કે જેથી કેસર જેવા વર્ણવાળો નાનકડો

ન દીધ. મુ. ૧૨ ઇમ કહેતી ધરતી લખે રે, સજળ સલુણા નયણ રે; થયા અણગમતા કાનને, નિજ વ્હાલી સખીનાં વયણ. સુ. ૧૩ પૂછે તિહાં સઘળી સખી રે, બાઇ તુમે કેમ એમ રે; દીસો છો આમણ દુમણાં, કોણે દુહવ્યાં કહો ધરી પ્રેમ. સુ. ૧૪ કંત એ કામ સહોદરૂ રે, એ વન ખેલે વસંત રે; ચંદ સપત્ની પુત્ર એ, તુમે કિમ દીસો સચિંત. સુ. ૧૫ પણ ન જણાવે કોઇને રે, વીરમતી મન વાત રે; પૂરવ પુણ્યે આવિયો, શુક આંબા ડાળે સુજાત. સુ. ૧૬ મોહનવિજયે મનોહરૂ રે, પભણી પાંચમી ઢાળ રે; શ્રોતા નિસુણજો સુવટો, કહેશે હવે વચન રસાળ. સુણો ભવિ પ્રાણી રે. ૧૭.

દુહા

હિત આણી જાણી ઘણુ, રાણીને દિલગીર;
બોલ્યો નર વાણી તિહાં, આંબા ડાળે કીર. ૧

રે સુદતી રૂદતી થકી, રંગ ભંગ કરે કેમ,
શી ચિંતા છે કહે મુખે, જાણુ કાંઇક જેમ. ૨

---

એક પુત્ર પણ દૈવે દીધો નહિ આ પ્રમાણે કહેતી વીરમતી નીચુ જોઈ ભૂમિ ઉપર લખવા લાગી-ભો ખોતરવા લાગી, તેના સુંદર નેત્રમા જળ આવી ગયા તે વખત પોતાની વ્હાલી સખીના પણ વચન કાનને અણગમતા થઈ પડ્યા ૧૨-૧૩

તે વખતે વીરમતીની સખીઓ તેને આમણ દુમણી જોઇને પૂછવા લાગી કે "આવે સ્હર્ષને વખતે તમે પ્રસન્ન ચિત્તવાળા કેમ જણાતા નથી ? કામદેવ સરખા તમારા પતિ ક્રીડા કરી રહ્યા છે, અને ચંદ્રકુમાર પણ તમારી પાસેજ રમે છે, છતા તમે કેમ આમ શોકનિમગ્ન દેખાઓ છો ? તમને શુ કોઇએ દુહવ્યા છે ?" વીરમતીએ તેનો ઉત્તર કાંઈ પણ ન આપ્યો ૧૪-૧૫

તેવામા અકસ્માત પૂર્વ પુણ્યે નજીકના આંબાના વૃક્ષ પર એક સૂડો આવીને બેઠો શ્રી મોહનવિજયજીએ આ પાંચમી ઢાળ કહી છે હવે તે શુક પક્ષી જે રસિક વચન કહેશે તે શ્રોતાઓ ધ્યાનથી સાંભળજો ૧૬-૧૭

દુહાનો ભાવાર્થ

હવે રાણીને બહુ દિલગીર થયેલી જોઇને તેને દયા આવી તેથી મનુષ્ય વાણીએ બોલ્યો કે—"હે સુંદર દંતપંક્તિવાળી નારી ! તુ આમ રંગના ભંગ કેમ કરે છે ? તુ શા માટે રૂએ છે ? તને શુ દુઃખ છે ? શી ચિંતા છે ? તે કહે "૧-૨ આ પ્રમાણે તેના વચનો સાંભળીને

વીરમતી નિસુણી વચન, નિરખે ઉંચો જામ;
શુક દીઠો સોહામણો, વચન રસિલો તામ. ૩

નૃપ પ્રમદા અચરજ લહી, કહે વચન બહુ ભાત;
શું તું પૂછે પંખીયા, મુજ મનડાની વાત. ૪

ફળભક્ષી પક્ષી લઘુ, અંબરચારી એક;
વનવાસી તિર્યંચ તું, કહેવાયે અવિવેક. ૫

દુઃખ ભાંગે જો તુજ થકી, તો કાંઇ કહીએ ગુહ્ય;
જણ જણ આગળ તે કહે, જે કોઇ હોય અબુઝ. ૬

તવ શુક ત્રટકીને કહે, રાણી કિમ પોમાય;
જે જે પંખીથી હુવે, તે નરથી નાવ થાય. ૭

ઢાળ ૬ ઠ્ઠી

( દેશી ચાંદલીઆની. )

કહે રાણી રે રે સૂડા, એમ બોલ મ બોલો કૂડા, નરથી પંખી કેમ રૂડા રે રંગીલા; તવ વિબુધ વચન શુક બોલે, રાણીના શ્રુતિપટ ખોલે, કહો પંખીને કોણ તોલે રે. રંગીલા. ૧ દામોદરને જગમાં ભડવા, સમરથ નહીં કોઈ

---

વીરમતીએ ઉંચું જોયું તો આમ્ર વૃક્ષ પર બેઠેલા સૂડાને દીઠો. તેથી આશ્ચર્ય પામીને તે બોલી કે—"હે સૂડા! તું મને મારા દુઃખની વાત શું પૂછે છે? તું તો વનના ફળોનો ભક્ષણ કરનારો અને આકાશમાં ભમનારો પક્ષી છો, અથવા વનવાસી તિર્યંચ છો, તિર્યંચ પ્રાયે અવિવેકી જ હોય છે, તો તને મારા દુઃખની વાત કહેવાથી લાભ શું? જો તું મારૂં દુઃખ ભાંગી શકે તેમ હોય તો તો મારા મનની ગુપ્ત વાત તને કહેવી યોગ્ય છે નહિંતર તો જણ જણ પાસે પોતાના દુઃખની વાત કરનાર મૂર્ખ ગણાય છે." વીરમતીનાં આવાં વચન સાંભળીને સૂડો જરા ત્રટકીને બોલ્યો કે-"તું મોટી સુજાણ છે એમ મનમાં માનીને ફુલાય છે શું? તું એમ માને છે કે એક પક્ષી શું કરી શકે? પણ જે કામ માણસ ન કરી શકે તે એક પક્ષી કરી શકે છે. ૩–૭

**છઠ્ઠી ઢાળનો ભાવાર્થ.**

વીરમતી કહે–"રે સૂડા! એમ ન બોલ, મનુષ્ય કરતાં પક્ષી વધારે કરી શકે એવાં તારાં વચન મારા માનવામાં આવતાં નથી તેથી હું કેમ કબુલ કરૂં?" ત્યારે સૂડો બોલ્યો કે–"તને પક્ષીઓની કાંઇ કિંમતજ નથી. પણ સાંભળ, શ્રીકૃષ્ણ જેવા પુરૂષોત્તમને પરાભવ કરવાને કોઈ સમર્થ નથી, તેમને ચડવાને વાહન ગરૂડ છે તે એક પક્ષીજ છે. વળી

તસ નડવા, જુઓ તેહને ગરૂડ છે ચડવા રે રગીલા; કવિ મુખ મ ડણ વરદાઇ, શ્રુતિ વેદ પુરાણે ગાઇ, થઇ સઘળે હ સ વડાઇ રે. રગીલા. ૨ એક પંખી ઈંડાને કાજ, મળ્યા કેઈ વિહ ગમ રાજ, રતનાકર આણ્યો વાજ રે રગીલા; થઇ હુતી કામાતુર નારી, તવ સૂવટે રાખી વારી, શુક બહોતરી તે શુ ન ધારી રે. રગીલા. ૩ વળી નળ સબધ અવધાર, થયો દમયતી ભરતાર, તે તો હસ તણો ઉપકાર રે રગીલા; અમે એક અક્ષર જો વાંચુ, તેણે જીવદયાએ રાચુ, કહો એ ખોટુ કે સાચુ રે. રગીલા. ૪ પખી છે આગમ ભાખી, રહ્યો પાંચમુ ગુણઠાણુ રાખી, તસ શાસ્ત્ર અછે કેઈ સાખી રે રગીલા; અમે વાતો સઘળી જાણુ, ન્યાયે અમે આપ વખાણુ, હઠ સાચુ માનવથી તાણુ રે. રગીલા. ૫. ઇમ નિસુણી હરખી રાણી, કહે શુક તુ તો છે પ્રમાણી, વડો ડાહ્યો ને મીઠી વાણી રે રગીલા; મુજ પ્રાણ સમો તુ ભાવ્યો, વખતે તુ ઇણ વન આવ્યો, એહવો કોણે તુજને ભણાવ્યો રે. રગીલા. ૬ તવ શુકે ઇમ ઉત્તર ભાખ્યો, વિદ્યાધરે મુજને ઝાંખ્યો, તેણે પ્રાણ સમો કરી રાખ્યો રે રગીલા;

---

જે કવિઓના મુખના આભૂષણરૂપ અને વરદાન આપનારી, અને વેદ-પુરાણાદિમા જેની પ્રશસા થઇ રહી છે એવી ભગવતી દેવીનુ વાહન હસ છે તે પણ પક્ષીજ છે ૧-૨

એક પખીના ઈડા સમુદ્ર લઇ ગયો હતો, તેને માટે અનેક પખીઓને ભેળા કરી છેવટ સમુદ્ર પાસેથી ઇડા પાછા મેળવ્યા, તે કોનુ પરાક્રમ? પક્ષીનુજ એક શેઠની સ્ત્રી પતિના વિરહમા કામાતુર થઈ હતી, તેને અનેક વાતો કરીને અકાર્ય કરતા રોકી રાખી તે કોણે? સૂડાએજ વળી નળ ને દમયતીનો સબધ થયો, તેમા પણ ઉપકાર હસનોજ અમે એક અક્ષર વાચીએ તો પણ જીવદયા છોડીએ નહીં, અને તમે મનુષ્ય ગ્રથના ગ્રથ વાચો પણ કાઇ ઠેકાણુ નહીં વળી ગૃહસ્થ મનુષ્યની જેટલુ અમારૂ પણ ગુણઠાણુ પાચમુ શાસ્ત્રકારે કહેલુ છે એટલે અમારી હદ કાઇ ઓછી નથી આ પ્રમાણેની બધી હકીકત ઉપરથી ન્યાયને અગે મારે આપ-વખાણ કરવા પડ્યા છે, હુ કાઇ હઠ તાણીને ખોટુ કહેતો નથી " ૩-૫

આ પ્રમાણે ચતુરાઇવાળી શુકની વાતો સાભળીને વીરમતી બહુ હર્ષિત થઇ તેણે સૂડાને કહ્યુ કે-" તુ તો મોટો પ્રમાણિક દેખાય છે, ડાહ્યો છે, વળી તારી વાણીમા મીઠાશ પણ છે, તુ મને હવે તો પ્રાણ સમાન વહાલો લાગે છે તુ ખરે વખતેજ આ વનમા આવ્યો છે, પણ તને આટલુ બધુ ભણાવ્યો કોણે? તે કહે " સૂડો બોલ્યો કે- "એક વિદ્યાધરે મને પોતાની પાસે પ્રાણની જેવા વહાલથી રાખ્યો હતો તે મને સોનાના

સોવન પિંજરમાં રહેતો, તે ખેચર જે જે કહેતો, તે સઘળું હું સદ્દહતો રે. રંગીલા. ૭ એક દિન વિદ્યાધર તેહ, કર ધરીને માહરો ગેહ, ગયો મુનિવંદન સસનેહ રે રંગીલા; ઋષિ નિરખી પાતક નીઠો, ઉપદેશ કહ્યો તેણે મીઠો, મુજને પંજરમાં દીઠો રે. રંગીલા. ૮ તિર્યંચ બંધન અધિકાર, કહ્યો વિવરી આગમ અનુસાર, મુજ છોડાવી કર્યો ઉપકાર રે રંગીલા; ઇહાં આવ્યો હું રમતો રમતો, કેઇ વન ઉપવન અતિક્રમતો, બેઠો તરૂ દીઠો મન ગમતો રે. રંગીલા. ૯ કહી તુજ આગળ પોતાની, જે વાત હુંતી કહેવાની, તિણે મુજથી કાંઇ ન છાની રે રંગીલા; રે રાણી વાણી સુણ માહરી, જૂઠી નહિ દેઉં ઉલારી, કહે ચિંતા ભાંજીશ હું તારી રે. રંગીલા. ૧૦ તવ રાણી હૃદય વિમાસી, જાણ્યો શુક શાસ્ત્ર વિલાસી, સુત ચિંતા તાસ પ્રકાશી રે રંગીલા; મંત્ર યંત્ર જડી જો તું જાણે, કુણ જાણપણું તે પ્રમાણે, જો તું કામ નાવે ઇણ ટાણે રે. રંગીલા. ૧૧ દશરાએ જે નવિ દોડે, કહો શું કરીએ તિણ ઘોડે, ઘણો જાણ તું શુક કહ્યે થોડે રે રંગીલા; તું પ્યારો પ્રાણથી કીર, મેં માન્યો કરીને વીર, તું મોટો

---

પાંજરામાં રાખતો હતો અને નવી નવી જે જે હકીકત કહેતો એ સઘળી ઉપર હું શ્રદ્ધા રાખતો હતો. આ બધું હું ત્યાં શીખ્યો છું. એક દિવસ તે વિદ્યાધર મને સાથે લઇને એક મુનિરાજને વાંદવા ગયો હતો. ત્યાં મુનિવંદનથી મારાં પાપ નાશ પામ્યાં. તેમનો ઉપદેશ મને બહુ મીઠો લાગ્યો. મુનિએ મને પાંજરામાં દીઠો, એટલે વિદ્યાધરને તિર્યંચ બંધનથી લાગતા દોષો સંબંધી ઉપદેશ આપ્યો. તે સાંભળી વિદ્યાધરે તરતજ મને છુટો કર્યો. આ પ્રમાણે તે મુનિરાજનો મારા પર પરમ ઉપકાર થયો. ત્યાંથી વને વને ભમતો હું અહીં આવી ચડ્યો. આ વૃક્ષ સુંદર દેખીને હું તેના પર બેઠો. ત્યાં તને શોકનિમગ્ન જોઈ, તેથી મેં શોકનું કારણ પૂછ્યું. મેં મારી તમામ હકીકત કહી બતાવી, હવે તું તારી ચિંતાનું કારણ કહે, હું ખોટો દિલાસો આપીશ નહીં. મારાથી બનશે તો હું તારી ચિંતા મટાડીશ.” ૯–૧૦

આ પ્રમાણે સૂડાની હકીકત સાંભળીને વીરમતીએ જાણ્યું કે–‘સૂડો પ્રવીણ જણાય છે, માટે તેની પાસે દુઃખની વાત કહેવામાં અડચણ નથી.’ પછી તેણે પોતાને પુત્ર ન હોવા સંબંધી ચિંતા તેની પાસે પ્રગટ કરી અને કહ્યું કે–“હે પોપટભાઇ! જો તું કોઇ પણ મંત્ર યંત્ર કે જડીબુટ્ટી જાણતો હોય તો તેનો આ વખતે ઉપયોગ કર. ખરે વખતે જો તે કામ નહીં આવે તો પછી ક્યારે આવશે? વિજયા દશમી–દશેરાને દિવસે જે ઘોડો ન દોડે, તો પછી કહો તે ઘોડો શા કામનો? તેમ વળી તું થોડું કહેવાથી વધારે સમજી શકે તેવો છે; તેથી તને વધારે કહેવાની જરૂર નથી. તું મને પ્રાણથી પણ વહાલો છે. મેં તને આજથી મારો વીર કરીને માન્યો છે. તું મોટો સાહસિક જણાય છે. ૧૧–૧૨ મારી ચિંતા

સાહસ ધીર રે. રંગીલા. ૧૨ તુજ આપું નવલખો હાર, વળિ કૂર કપૂર આહાર, હું માનીશ બહુ ઉપકાર રે રંગીલા; આણ હવે તું માણસ ઓળે, કહ્યું તુજને ભાવે ભોળે, હવે હું છું તારે ખોળે રે. રંગીલા. ૧૩ શુક ભાખે દેઇ દિલાસા, રે રાણી મ કર વિખાસા, પ્રભુ પૂરશે તાહરી આશા રે રંગીલા; થાઇશ હું તુજ દિશિદાતા, તું છે માહરી ધર્મની માતા, ચિંતા તજ ધર તું શાતા રે. રંગીલા. ૧૪ કહી મોહનવિજયે ઢાળ, એ છઠ્ઠી નિપટ રસાળ, તમો સુણજો બાળગોપાલ રે રંગીલા; જે પરદુઃખભંજણ શૂરા, તે સઘળી વાતે પૂરા, તસ પ્રગટે પુણ્ય અંકૂરા રે. રંગીલા. ૧૫.

દુહા.

હિતવાણી રાણી નિસુણ, શુક કહે તજી વિવાદ;
એ વનમાં ઉત્તર દિશે, ઋષભદેવ પ્રાસાદ. ૧

તિહાં ચૈત્રી પૂનમ નિશા, ઉત્સવ કરવા કાજ;
આવશે અનુપમ અપ્સરા, લઇ નાટકનો સાજ. ૨

---

જો તું મટાડશે તો હું તને મારો નવલખો હાર પહેરાવીશ, ઉત્તમ ઉત્તમ ભોજન ખવરાવીશ અને ઘણો ઉપકાર માનીશ માટે હવે હું તારે ખોળે છું મેં ભોળે ભાવે મારી બધી વાત તને કહી દીધી છે, તો કોઇ રીતે મને પુત્ર આપીને માણસની હારમાં લાવ ” ૧૩

સૂડાએ તેની બધી હકીકત સાભળીને કહ્યું કે—“ હે રાણી ! તમે વિખવાદ ન કરો, હું તો શું કરી શકું પણ પ્રભુ તમારી આશા પૂર્ણ કરશે હું તો તમને દિશા બતાવનારો થઇશ તમને હું આજથી ધર્મની માતા માનું છું તમારે માટે હું બનતો પ્રયાસ કરીશ, માટે તમે ચિંતા તજી દઇને શાંતિને ધારણ કરો ” આ પ્રમાણે શ્રી મોહનવિજયજીએ રસિક એવી છઠ્ઠી ઢાળ કહી તે તમે બાળ ગોપાળ સાંભળજો જે પુરૂષો પરદુઃખભંજનમાં શૂરા હોય છે તેઓ સઘળી વાતે પૂરા હોય છે, અને તેમને પુણ્યના અંકુરા પ્રગટે છે ૧૪-૧૫

દુહાનો ભાવાર્થ

વીરમતીને તેના વચનોથી કાંઇક નિવૃત્તિ થઇ પછી પાછું સૂડાએ કહ્યું કે—“ હવે એક ઉપાય કહું છું તે સાભળો—આ વનની ઉત્તર દિશાએ ઋષભદેવ સ્વામીનું મંદિર છે ત્યાં ચૈત્રી પુનમની રાત્રિએ નાટકના સરંજામ સહિત ઘણી સુંદર અપ્સરાઓ ઉત્સવ કરવા આવશે ૧-૨

મુખ્યા તેહમાં એક છે, નીલાંબર સામ્રાજ;
તાસ વસ્ત્ર જો કર ચઢે, તો તુજ સીઝે કાજ. ૩
પહેલાં ચૈત્રી પૂનમે, વિદ્યાધરને સંગ;
આવ્યો હું એ દેહરે, તેણે સવિ લહું પ્રસંગ. ૪
રે ! જનની તે રજનીએ, વિણ સજની ધરી હેત;
તિહાં જાજે એકાકિની, ભૂલીશ મા સંકેત. ૫
ઇમ કહી અંબર મારગે, શુક ચાલ્યો ગુણગેહ;
વીરમતી તસ વિરહથી, નયણે દાખ્યો નેહ. ૬
નૃપ આદિ નર નાગરિક, ખેલી ફાગ પ્રકાશ;
પુરમાં સવિ સંધ્યા સમય, આવ્યા નિજ આવાસ. ૭

ઢાળ ૭ મી

( હમીરીઆની દેશી. )

**ચૈત્રી પૂનમ અનુક્રમે, આવિ પરમ પવિત્ર સનેહી; આવ્યું વચન શુકરાજનું, વીરમતીને ચિત્ત સનેહી. ૧ સ્વારથ સહુને વાલહો, સ્વારથ જગમંડાણ; સ. ઉદ્યમ જીવ કરે ઘણો, પ્રાપ્તિ કરમ પ્રમાણ. સ. સ્વા. ૨ થઇ સંધ્યા શશી ઉગમ્યો,**

---

તેમાં જે મુખ્ય અપ્સરા છે તે લીલા વસ્ત્રો પહેરે છે અને નીલરત્નના આભૂષણો ધારણ કરે છે. તે વસ્ત્ર જો તારે હાથ આવે તો ધારેલું કાર્ય તેનાથી સિદ્ધ થશે. તું પૂછીશ કે આ વાતની તને શી ખબર ? તો સાંભળ ! ગઇ ચૈત્રી પુનમે હું વિદ્યાધરની સાથે એ મંદિરે ઉત્સવ જોવા આવ્યો હતો, તેથી બધી વાત જાણું છું. માટે હે માતા ! આવતી ચૈત્રી પુનમની રાત્રીએ તમારે એકલાં તે મંદિર પાસે જવું અને મારી કહેલી વાત ધ્યાનમાં રાખવી, તેમાં ગફલત કરવી નહીં ” આ પ્રમાણે કહી તે સૂડો તરત જ આકાશમાં ઉડી ગયો. વીરમતીએ તેના વિરહથી આંખમાં સ્નેહ બતાવ્યો. પછી આખો દિવસ રાજા વિગેરે સર્વ નગરના લોકો ફાગ ખેલીને સંધ્યા સમયે શહેરમાં આવ્યા, તેની સાથે વીરમતી પણ પોતાના મહેલમાં આવી. ૩–૭.

ઢાળ સાતમીનો ભાવાર્થ—

અનુક્રમે ચૈત્રી પુનમ આવી. વીરમતીને શુકનું વચન સાંભર્યું. દિવસ વ્યતિક્રમ્યો. રાત્રિ પડી. આ જગતમાં સ્વાર્થ સૌને પરમ વલ્લભ છે. આ જગતનું મંડાણ સ્વાર્થ ઉપર છે. તેને માટે પ્રાણી અનેક પ્રકારનાં પ્રયત્નો કરે છે. પ્રાપ્તિ તો ઉદયભાવ પ્રમાણે થાય છે, પરંતુ ઉદ્યમ કરવામાં બાકી રાખતા નથી. ૧–૨ સોળ કળાએ પૂર્ણ ચંદ્રમા આકાશમાં ઝળકી

સોળ કળાએ શુદ્ધ; સ. જાણિયે કામનરેશનો, ચક્ર ગગન પ્રતિબુદ્ધ. સ. સ્વા. ૩ અંગ તણી રખવાળિકા, તેહને ભળાવી ગેહ; સ. વેશ પરાવર્ત્ત રાણીએ, કીધો અધિકે નેહ. સ. સ્વા. ૪ એકાકી પુર બાહરે, આવી એકાકી તેહ; સ. જેયા ન હોય તો જોયજો, નારી ચરિત્ર તે એહ. સ. સ્વા. ૫ ઉજ્વળ ચદ્રની ચદ્રિકા, વન શોભા બહુ ભત; સ. ચાલી વનમાં ચડવડી, તે ચતુરા નિશ્ચિત. સ. સ્વા. ૬ દીઠું જિનમદિર તિહાં, સોવન કળશ સનૂર; સ. શ્રમ પરિહરવા કારણે, જાણિયે બેઠો સૂર. સ. સ્વા. ૭ પવને પતાકા ફરહરે, આકર્ષણ કરે સાન; મ. વીરમતી હરખી ઘણી, સઘ ચઢી સોપાન સ. સ્વા. ૮ ભરતપિતા ભેટ્યા ભલે, લળિ લળિ પ્રણમ્યા પાય; સ. અવિનય ખામી પ્રચ્છન્નપણે, રહી કેડે હિત લાય. સ. સ્વા. ૯ અપ્સર ગણ આવ્યો ઇસે, પ્રણમ્યા ઋષભજિણદ; સ. દ્રવ્યપૂજા પહેલી કરી, શૂચિતાએ આનદ. સ. સ્વા. ૧૦ ભાવપૂજા ભવભયહર, પ્રારભે રસલુબ્ધ; સ. અગ્પ તરપ સગીતથી, નાટક નાચે શુદ્ધ. સ. સ્વા. ૧૧ સારીગમ-પધની સ્વરે, યત્ર કરત ભેદ કોડિ; સ. તાધીધોના ગતિ મૃદગની, વાજે વિકટ પરમોડ. સ. સ્વા. ૧૨ એકતાલો ત્રગડો ચોતાલિઓ, સુરફાગ ને જેતમાન; સ. બ્રહ્મતાલાદિક તાલનાં, વિકટ બહુ અભિધાન. સ. સ્વા. ૧૩ નાટક નાચી અપ્સરા, શ્રમ પામી તિણવાર; સ. વસ્ત્ર ઉતારી આપ આપણાં, ગઇ પુષ્કરણી

---

રહ્યો હતો, જાણે કામદેવરૂપી રાજાનુ આકાશમા જાગતુ ચક્ર હોય તેવો તે દેખાવા લાગ્યો વીરમતીએ વેશ બદલ્યો અને વિશ્વાસુ દાસીને પોતાનો મહેલ ભળાવીને એકલી મહેલની તેમ જ નગરની બહાર નીકળી જુઓ સ્ત્રીના ચરિત્ર ને તેના પરાક્રમ! ચારે બાજુ ચાદની વડે વનરાજી શોભી રહી હતી વીરમતી રાજાની રાણી છતા એકાકી નિર્ભયપણે વનમા ચાલી ઉતાવળે ચાલતા તેણે દૂરથી જિનમદિર દીઠુ મસ્તકપર સુવર્ણનો કળશ અને પવનવડે ફરફરતી ધ્વજા દીઠી વીરમતી તે જોઇને બહુ હર્ષ પામી જિનમદિર પાસે પહોચી તેના પગથીઆ ચડી શ્રી ઋષભપ્રભુને ભેટી પછી અવિનયની ક્ષમા માગીને તે પ્રચ્છન્નપણે સતાઇ રહી ૩-૯

એટલામા અપ્સરાઓનો સમુદાય આવ્યો તેણે આદીશ્વર પ્રભુને નમસ્કાર કરીને પ્રથમ દ્રવ્યપૂજા કેશર ચદનાદિક ઉત્તમ દ્રવ્યો વડે કરી ત્યાર પછી ભાવપૂજાનો આરભ કર્યો. સા રી ગ મ પ ધ ની એ સાત સ્વરો સાથે વીણાયત્રમા કોટી ભેદ થવા લાગ્યા તા તા થેઇ થિક્ એ પ્રમાણે મૃદગની ગતિ વાગવા લાગી એકતાલ, ત્રિતાલ, ચોતાલ, વસતના સરનો તાલ અને બ્રહ્મતાલ વિગેરે વિવિધ નામવાળા તાલ પ્રવર્ત્તવા લાગ્યા અને અનેક પ્રકારે નૃત્ય કરી પ્રાપ્ત થયેલી કળાને સફળ કરી પછી જ્યારે તે બધી શ્રમિત થઇ ગઇ ત્યારે જિનમદિરની બહાર નીકળી, પોતપોતાના વસ્ત્રો ઉતારી, નજીકની પુષ્કરણીમા સ્નાન કરવા માટે ઉતરી ૧૦-૧૪

મઝાર. સ. સ્વા. ૧૪ હસે રસે ક્રીડા કરે, સહુ કોઇ નિરભીક; સ. રાણી અવસર અટકળી, આવી વસ્ત્ર નજીક. સ. સ્વા. ૧૫ નીલ વસ્ત્ર શુકે જે કહ્યું, અપહર્યું પ્રચ્છન્ન વૃત્તિ; સ. દ્વાર જડી પ્રભુ ચરણનું, શરણ ગ્રહ્યું દૃઢ ચિત્ત સ. સ્વા. ૧૬ કારજ સિદ્ધ થયું હવે, ચિંતે થઇ ઉજમાળ; સ. મોહનવિજયે મનોહરૂ, પભણી સાતમી ઢાળ. સ. સ્વા. ૧૭

દુહા.

જળ મજ્જન કરી બાહિરે, આવી સઘળી જામ;
નીલાંબર મુખ્યા તણું, તિહાં નવિ દીઠું ઠામ. ૧
નિજ નિજ વસ્ત્રને અપ્સરા, ઓળખી પહેર્યાં સર્વ;
મુખ્યા વસ્ત્ર વિના રહી, પૂછે થઇ અગર્વ. ૨
હાંસી મિષ નીલું વસન, જો કિણે અપહર્યું હોય;
આપો બહેનો હું કહું, કર જોડીને દોય. ૩
સહુ સમ ખાઇને કહે, હે મુખ્યા મહારાય;
હાસું તુમ અંબરતણું, તે અમથી કેમ થાય. ૪
આસંગો કિણ વિધ હુવે, જાસ ધરીજે આશ;
ખોટો મ ધરો સ્વામિની, અમ ઉપર વિશ્વાસ. ૫

---

તે સર્વ અપ્સરાઓ હાસ્ય કરતી નિર્ભય થઇ ક્રીડા કરવા લાગી. તે અવસરે વીરમતી બરાબર અવસર જોઇને બહાર નીકળી અને પડેલાં વસ્ત્રોમાંથી શુકના કહ્યા પ્રમાણે મુખ્ય અપ્સરાના નીલ વસ્ત્રો ઉપાડ્યાં. પાછી જિનમંદિરમાં પેઠી અને દ્વાર અંદરથી બંધ કર્યાં. ભગવંતનું શરણ લઇ અંદર સંતાઇ રહી અને પોતાના મનમાં હવે કાર્ય સિદ્ધ થયું એમ માનવા લાગી. 'પ્રયત્ન પુરૂષાધીન છે, લાભ ભાગ્યાધીન છે.' મનોહર આ સાતમી ઢાળ મોહનવિજયે કહી. ૧૫–૧૭

દોહાનો ભાવાર્થ.

અપ્સરાઓ વાવડીમાં અનેક પ્રકારની ક્રીડા કરવા સાથે સ્નાન કરી રહી, એટલે બહાર નીકળી, અને પોતપોતાનાં વસ્ત્રો ઓળખીને પહેરી લીધાં. મુખ્યા પોતાનાં નીલ વસ્ત્રો શોધવા લાગી, પણ તે હાથ ન લાગવાથી તેણે પોતાની સખીઓને હાથ જોડીને કહ્યું કે "કોઇએ હાંસી કરીને મારાં નીલવસ્ત્ર લીધાં હોય તો તે આપો." બીજી સર્વે અપ્સરાઓ સોગન ખાઇને બોલી કે—"અમે કોઇએ આપનું વસ્ત્ર લીધું નથી. વળી અમારાથી તમારી હાંસી કરાય જ કેમ ? તમે અમારા સ્વામીની છો, તો તમારી સાથે એવું હાંસુ કેમ કરીએ ? માટે તમે અમારા ઉપર ખોટો વિશ્વાસ રાખશો નહીં. ૧–૫

દેવળ ઉઘાડું હતું, દીધાં દીસે દ્વાર;
એ માંહે નિશ્ચે હશે, વસ્ત્ર ચોર નિરધાર. ૬
મુખ્યાદિક સઘળી મળી, આવી દેહરા બાર;
કહે ઉઘાડો કોણ છો, માનો અમ મનુહાર. ૭

ઢાળ ૮ મી.

( દુગયાગિરિ શિખર સોહે—એ દેશી )

દેવવનિતા એમ પભણે, વસ્ત્ર સોંપ સનૂર રે; રાત થોડી પ્રાત થાશે, જાવું અતિહિ દૂર રે. દે. ૧ વિબુધવસ્ત્ર એ કામ નાવે, નર તણે સહી માન રે; જાણશું અમ નૃત્ય નિરખી, કર્યું તે એ દાન રે. દે. ૨ અથવા કોઇ કાજ માટે, હર્યું હોય જો એહ રે; આપ પાછો અમે તાહરો, કાજ કરશું તેહ રે. દે. ૩ નર હુઓ નારી હુઓ, ઉઘાડો એ કપાટ રે; વચન છે અમતણું ખોટી–કરો છો શા માટ રે. દે. ૪ દ્વાર તત્ક્ષણ વીરમતીએ, ઉઘાડ્યાં અવિલંભ રે, અપ્સરા તવ નારી નિરખી, રહી પામી અચંભ રે. દે. ૫ કહે રાણી મધુર વાણી, તો આપું પટકુળ રે; કાજ મારૂં કરો જો કોઇ, થઇને અનુકૂળ રે. દે ૬ કહે મુખ્યા અરે સજની, છે કિસ્યો તુમ કાજ રે; વસ્ત્ર એ હું પછે લેઇશ, કહો છોડી લાજ રે. દે. ૭ કહે રાણી શોક માહરે, તેહને સુત ચંદ રે; માહરે સુત નહીં તેણે, કર્યા એહવા ફંદ રે. દે. ૮

---

અમને એક શંકા પડે છે કે—આપણે સ્નાન કરવા ગયા ત્યારે જિનમંદિરના દ્વાર ઉઘાડા હતા અને હમણાં બંધ છે તેથી આપણાં વસ્ત્ર લઈને કોઈ અંદર પેઠું હશે " આ વાત સૌના ધ્યાનમાં ઉતરી એટલે તે બધી દેરાસરના દ્વાર પાસે આવી અને મુખ્યા બોલી કે—" દ્વાર ઉઘાડો, અંદર કોણ છે? જે હોય તે બહાર આવો " ૬–૭

ઢાળ આઠમીનો ભાવાર્થ

અપ્સરાઓએ કહ્યું કે—" રાત થોડી છે ને અમારે બહુ દૂર જવાનું છે વળી અમારા દેવતાના વસ્ત્રો મનુષ્યને કામ આવે તેમ નથી તમે અમારૂં નાટક જોયું જણાય છે તો નાટક જોઈને જાણે તમે અમને વસ્ત્રનું દાન આપ્યું એમ માનશું વળી તમારે કાંઈ કાર્ય કરવાનું હોય તો કહો, જે હશે તે કરી આપીશું અંદર સ્ત્રી હો કે પુરૂષ હો, જે હો તેને અમારૂં વચન આપીએ છીએ, માટે હવે ખોટી ન કરો " ૧–૪ આવા મુખ્ય અપ્સરાના વચનો સાંભળીને તરત જ વીરમતી દંભ છોડી દ્વાર ઉઘાડી બહાર નીકળી તેને જોઈને તે એક સ્ત્રી હોવાથી અપ્સરાઓ આશ્ચર્ય પામી વીરમતી બોલી કે " તમારા વસ્ત્ર હું પછી પાછા આપું, પ્રથમ મારૂં કાર્ય સિદ્ધ કરી આપો " મુખ્યા બોલી કે—" વસ્ત્ર ભલે પછી આપજે, તારૂં કાર્ય શું છે તે કહે " વીરમતી બોલી કે—" મારી શોક્યને ચંદ્રકુમાર નામે પુત્ર છે, મારે પુત્ર નથી માટે મેં આ ફંદ કરેલ છે તો મને પુત્ર આપો " ૫–૮

**વચન શુકને ઇહાં આવી, વસ્ત્ર લીધું એહ રે; કહી મનની વાત ખોલી, ટાળી ચિંતા તેહ રે. દે. ૯ તામ સુખ્યા અવધિ પ્રયુંજી, કહે સુણ તું નાર રે; ભાગ્યમાં સુત નથી તાહરે, નિસુણ એહ વિચાર રે. દે. ૧૦ ગગનચરણી શત્રુ-હરણી, વિવિધકરણી રૂપ રે; નીરતરણી આદિ વિદ્યા, દેઉં તુજ્જ અનૂપ રે. દે. ૧૧ રાજ્ય તાહરૂં પ્રજા તાહરી, ચંદ પણ સુત તુજ્જ રે; ખેદ મ ધરીશ અવર સુતનો, વચન માન તું મુજ્જ રે. દે. ૧૨ પણ રખે તું ચંદ સુતને, કદી દેતી દુઃખ રે; રાખજે તું પુત્રની પરે, હોશે એહથી સુખ રે. દે. ૧૩ ભૂપકાંતા સુણી એહવું, અતિહિ હુઇ નિરાશ રે; તોહિ પણ તે ગ્રહી વિદ્યા, અપ્સરાને પાસ રે. દે. ૧૪ વસ્ત્ર પાછું તાસ આપ્યું, ખમીને અપરાધ રે; અપ્સરા ગઈ વસ્ત્ર લેઇ, થાનકે નિરાબાધ રે. દે. ૧૫ વીરમતી હવે લેઇ વિદ્યા, ઋષભ પ્રણમી પાય રે; ફરી પાછી ઘરે આવી, લહ્યું નહી કાંઇ રાય રે. દે. ૧૬ થયું પ્રભાત દિણંદ ઉગ્યો, નૃપવધુ મનરંગ રે; સાધવા વિદ્યા તેહ માંડી, કરી વિવિધ પ્રસંગ રે. દે. ૧૭ થઇ વિદ્યા સિદ્ધ સઘળી, ટળ્યો સકળ જંજાળ રે; મોહનવિજયે ભલી ભાખી, આઠમી એ ઢાળ રે. દે. ૧૮.**

---

હું શુકના વચને અહીં આવી છું અને આપનાં વસ્ત્ર મેં લીધા છે. મારા હૃદયમાં જે વાત હતી તે મેં આપની પાસે પ્રકાશિત કરી દીધી છે. હવે મારી ચિંતા દૂર કરો.” ૮–૯ વીરમતીની આવી માગણી સાંભળીને સુખ્યા અવધિજ્ઞાનવડે જોઇને બોલી કે—“હે વીરમતી ! તારા ભાગ્યમાં પુત્ર નથી તેથી તને પુત્ર તો નહીં થાય, પણ હું તને આકાશગામિની, શત્રુબળહરણી, વિવિધકાર્યકરણી, જળતરણી વિગેરે વિદ્યાઓ આપું, તે તું સિદ્ધ કરજે તેથી રાજ્ય પણ તારૂં થશે, પ્રજા તારી થશે અને ચંદ્રકુમાર પુત્ર પણ તારે આધીન થઇને રહેશે. તું એમ માનીશ જ નહીં કે આ પુત્ર બીજીનો છે–તારો જ છે એમ માનજે. પણ એક વાત ધ્યાનમાં રાખજે કે તું એ પુત્રને કિંચિત્ પણ દુઃખ ન આપીશ. તારો પુત્ર હોય એમ પાળજે, તો તેથી તને કાયમ સુખ પ્રાપ્ત થશે.” વીરમતી આ પ્રમાણેનાં વચનો સાંભળીને ઘણી નિરાશ થઈ ગઇ અને તેણીએ અપ્સરા પાસેથી વિદ્યાઓ ગ્રહણ કરી. પછી અપરાધ ખમાવી વસ્ત્રો પાછાં આપ્યાં એટલે અપ્સરાઓ પણ પોતાનાં વસ્ત્રો પહેરી પોતાને સ્થાનકે ગઈ. વીરમતી ઋષભપ્રભુને નમસ્કાર કરી વિદ્યાઓ ગ્રહણ કરીને ઘરે આવી. આ વાતની રાજાને કે કોઈને ખબર પડી નહીં. ૧૦–૧૬

પ્રભાતકાળે જ્યારે સૂર્ય ઉગ્યો ત્યારે મનમાં ખુશ થતી વીરમતી તે સર્વ વિદ્યાઓ ક્રમે ક્રમે સાધવા માંડી. સર્વ વિદ્યાઓ સિદ્ધ થઇ એટલે તેના મનમાંથી દુઃખ માત્ર નાશ પામ્યું અને તે આનંદથી રહેવા લાગી. શ્રી મોહનવિજયજીએ આ આઠમી રસિક ઢાળ કહી. ૧૭–૧૮

હવે આ વિદ્યાનો તે કેવો ઉપયોગ કરે છે તે આપણે આગલ જોવાનુ છે હાલ તો અહિંઆ સાર શુ ગ્રહણ કરવાનો છે તે ટુકામા અવલોકન કરીએ કારણ કે જો કોઇપણ કથાનો સાર ગ્રહણ કરવામા ન આવે તો તે કથા સાભળી વૃથા છે જેટલી કથાઓ શાસ્ત્રમા દાખલ કરેલી છે તે બધી સાર ગ્રહણ કરવા માટે જ છે

## પ્રથમ ઉલ્લાસની ઢાળ પાચમીથી ઢાળ આઠમી સુધીનુ રહસ્ય.

જ્યા બે સ્ત્રીઓ અથવા તેથી વધારે સ્ત્રીઓ હોય છે ત્યા પુત્રરત્નની પ્રાપ્તિ થયે પણ નિશ્ચિત થઇને બેસી રહેવાતુ નથી એક ચિંતા ઘટે છે પણ બીજી વધે છે એવા પ્રસગમા તે પુત્રને કેવો જાળવવો પડે છે તેની ખબર તેના અનુભવીઓને જ પડે છે શોક્યના પુત્રને અપર માતા શુ શું ન કરે તે કહી શકાતુ નથી તેને માટે અનેક પ્રકારના કામણ ટુમણો થાય છે તે પુત્ર વ્યાધિગ્રસ્ત થાય, ગાડો થઇ જાય અથવા શરીરે ખોડ ખાપણવાળો થાય તેને માટે બની શકે તેટલા પ્રયત્નો થાય છે રાજકુળમા બહુ થાય છે તો ગૃહસ્થોમા ઓછા થાય છે, પણ થાય છે તો જરૂર આવા કારણથી જ ચદ્રકુમારને જાળવવા માટે તેની માતાને અને રાજાને બહુ સભાળ રાખવી પડતી હતી અહીં પુત્ર વિનાની અપર માતાઓએ ખાસ ધ્યાનમા રાખવાનુ છે કે–જો પોતાને પુત્રસુખ મેળવવાની અભિલાષા હોય તો તે શોક્યના પુત્રની ઈર્ષા કરવાથી પૂર્ણ થવાની નથી પણ જો તેના પર પ્રસન્ન રહેશો, તેનુ પોતાના પુત્રવત પ્રતિપાલન કરશો, તો તે બાળકની નિર્દોષ મનની આશીષ તમને પણ પુત્ર પ્રાપ્ત કરાવશે તે સિવાયના જેટલા અપકૃત્યો કરશો તે તો આ ભવમા પુત્ર પ્રાપ્તિ નહીં થવા દે પણ આગામી ભવે પણ તમને વધ્યાપણુ જ પ્રાપ્ત કરાવશે આ વાત બરાબર યાદ રાખજો પડિત શ્રી વીરવિજયજી હિતશિક્ષા છત્રીશીમા કહે છે કે —

> શોક્ય તણા લઘુ બાળક દેખી, ન ધરો ખેદ હિયામે જી,
> એહ તણી શિતળ આશીષે, પુત્રતણા સુખ પામે.
> સાંભળ સજનીજી રે

ચદ્રાવતી જૈન ધર્મમા પ્રવિણ અને દઢ હતી તો તેણે પોતાના પતિને પણ જૈનધર્મ પમાડ્યો, દુર્વ્યસન છોડાવ્યા અને શાસનની ઉન્નતિના અનેક કાર્યો તેની પાસે કરાવ્યા આ બધા ઉત્તમ કુળની ભણેલી ગણેલી સદ્ગુણી કન્યા મેળવવાના ફળ છે માટે અર્ધાગના મેળવવાનો પ્રસગ આખા ભવની સસારી સ્થિતિમા મુખ્ય ભાગ બજાવનાર સમજી તેમા પૂરતી સાવધાની રાખવાની જરૂર છે એકલા રૂપાદિક પર મોહ પામી મોહવૃદ્ધિનુ સાધન મેળવી ભવવૃદ્ધિ કરાવનાર સહાયક જ મેળવવામા આવશે તો તેથી આ ભવ ને પરભવ બને બગડશે આ વાત બરાબર ધ્યાનમા રાખવાની છે, જેને ધર્માનુકૂળ પત્ની પ્રાપ્ત થઇ હોય તે પુરૂપને જ ખરો ભાગ્યશાળી ગણવા યોગ્ય છે મોટા ઘરની સુદર સ્ત્રી મળે તે કાઇ ભાગ્યની નિશાની નથી

ચંદ્રકુમારને નિશાળે મૂક્યો અને તે થોડા વખતમાં જ સર્વ કળામાં પારગામી થયો એમાં કાંઇ આશ્ચર્ય નથી કારણ કે આ ભવનું શરીર તેનું આઠ વર્ષની વયનું છે અને આ વિદ્યાગુરૂ પાસે તેને બહુ થોડો વખત લાગ્યો છે; પરંતુ તેનો આત્મા કાંઇ આઠ વર્ષનો નથી, તે તો ઘણા કાળથી અભ્યાસ કરતો આવ્યો છે. તેથી પૂર્વે કરેલો ક્ષયોપશમ અહીં પણ તેને કામ લાગે છે. ભવના પરાવર્તનથી જે આવરણ આવેલું હોય છે તેના નિવારણ માટે જ માત્ર વિદ્યાગુરૂની જરૂર પડે છે. ઉત્તમ જીવો અલ્પ કાળમાં ઘણું જ્ઞાન મેળવી શકે છે, તેનું કારણ પૂર્વનો અભ્યાસ જ સમજવાનો છે.

વસંતઋતુ કામીજનોને ઘેલા બનાવનારી છે, તેમાં પણ તેના પૂર્ણ સાધનવાળા ઉદ્યાનમાં સ્ત્રિયાદિક સાથે જવું તે વિશેષ કામોદ્દીપન કરનાર છે. ભોગી મનુષ્યો આવાં સાધનો શોધ્યા જ કરે છે અને મેળવ્યા કરે છે. ભવભીરૂ પ્રાણીઓ એવા પ્રસંગમાં પણ વિરક્ત ભાવની જ વૃદ્ધિ કરે છે. તે આવા કામાસક્ત જીવોને જોઇને હૃદયમાં ખેદ પામે છે, તેને એ બધા ભોગસંયોગની અનિત્યતા પ્રત્યક્ષપણે દૃશ્યમાન થાય છે, તેથી તેઓ એવા ક્ષણવિનાશી સુખમાં આસક્ત ન થતાં અવિનાશી સુખની જ ઇચ્છા કરે છે.

એક વસ્તુ અમુક મનુષ્યોને પ્રીતિના કારણભૂત થાય છે, તે જ વસ્તુ અન્યને અપ્રીતિના કારણભૂત થાય છે. વસ્તુ મનોરમ છતાં વ્યક્તિ ભેદે ભેદ પડે છે તેથી એમ સિદ્ધ થાય છે કે કોઇપણ વસ્તુ પ્રીતિ કે અપ્રીતિના પ્રબળ કારણભૂત નથી; પણ મન જ તેના કારણભૂત છે. જુઓ ચંદ્રકુમાર જેવા સૌ કોઇને આનંદ ઉત્પન્ન કરે તેવા મનોહર અને ભાગ્યશાળી પુત્રને બાળક્રીડા કરતો જોઇને પણ વીરમતીને ઈર્ષા આવી, ખેદ થયો, આંસુ આવ્યા, શોક નિમગ્ન થઈ ગઇ. ત્યારે હવે વસ્તુનો શો દોષ ? પોતાની માનસિક વિચારણા અનુસાર જ કોઇપણ વસ્તુ સુખ કે દુઃખ આપનારી થાય છે. વળી વસંતઋતુ પણ જ્યારે સર્વને આનંદ આપનાર થતો હતો ત્યારે તે વીરમતીના મન ઉપર આનંદની અલ્પ પણ અસર કરી શકતો નહોતો. અનેક સ્ત્રીઓ પોતપોતાના પુત્રને અનેક પ્રકારે ખેલાવતી હતી તે પણ જાણે વીરમતીને ખેદ ઉપજાવવા માટે જ કરતી ન હોય તેમ તેને લાગતું હતું. આ બધું તેના હૃદયમાં રમી રહેલી ઈર્ષાનું પરિણામ જ હતું. સજ્જનો જ્યારે સુખી થાય છે ત્યારે ઈર્ષાળુઓ તેને તેવા સુખથી રહીત જોવાને ઈચ્છે છે, અથવા તો તેના તે સુખનો નાશ કરવા પ્રયત્ન કરે છે.

પુત્રની તીવ્ર લાલસાવાળી વીરમતી લાભ માત્ર પુત્રમાં જ દેખે છે અને તેથી પુત્ર વિનાની પોતાની જીંદગી નિ:સાર માને છે. એવા વખતમાં અકસ્માત્ એક સૂડો ત્યાં આવી ચડે છે અને તે તેના દુઃખનું કારણ પૂછે છે. વીરમતી વ્યવહારદક્ષ હોવાથી તેને પોતાના દુઃખની વાત એકાએક કહેતી નથી. નીતિશાસ્ત્રમાં કહ્યું છે કે—" જેણે દુઃખ અનુભવ્યું હોય, જે આપણું દુઃખ સાંભળીને દુઃખી થાય તેમ હોય અને જે દુઃખ ટાળવા સમર્થ હોય તેને પોતાનું દુઃખ કહેવું; તે સિવાય બીજાને ન કહેવું. કારણ કે જેણે દુઃખ અનુ-

ભળ્યુ નથી તે આપણા દુખની કિંમત આંકી શકતો નથી, જે આપણા દુખે દુખીઓ થવા જેટલી લાગણી પણ ન ધરાવતો હોય તેને દુખની વાત કહેવી તે વાસની નળીમા ફૂક મારવા બરાબર થાય છે અને જે દુખ ટાળવાને સમર્થ ન હોય તેને દુખ કહ્યુ કે ન કહ્યુ તે સરખુ જ છે " અહી તો સૂડો કહે છે કે–" હુ તારૂ દુખ ટાળી શકવા સમર્થ છુ " તે પક્ષીના પરાક્રમના કેટલાક દૃષ્ટાંત તેની પાસે કહી બતાવે છે પક્ષીને પણ પોતાની જાતનુ કેટલુ અભિમાન હોય છે તે અહીં જોવાનુ છે આટલા ઉપરથી મિથ્યાભિમાન કરવા જેવુ છે એમ ન સમજવુ, પરતુ જે અભિમાન ઉન્માર્ગથી દૂર રખાવે, પાપથી પાછા ઓસરાવે અને પરમાર્થને માટે પ્રાણ આપવા પણ પ્રેરણા કરે તેવા જાતિના, કુળના અને ધર્મના અભિમાનને ધારણ કરવા જેવુ છે એમ ધ્યાનમા રાખવુ

આ પક્ષી પણ પોતાની પાચમા ગુણઠાણાની યોગ્યતા સમજી તેને માટે પોરસાય ત્યારે મનુષ્યે તો પોતાની ચૌદમા ગુણઠાણા સુધીની યોગ્યતા સમજી કેટલુ પોરસાવા યોગ્ય છે? પણ માત્ર એમ પોરસાવાથી લાભ નથી, તે હદ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરવાની જરૂર છે. વગર મહેનતે કાઇ ગુણઠાણુ પ્રાપ્ત થઇ શકે તેમ નથી

સૂડાની હકીકત સાભળવાથી વીરમતીનો તેના પર વિશ્વાસ બેસે છે એટલે તે તેને પોતાના ગુહ્યની વાત કરે છે તે સાથે તેને મોટી મોટી આશાઓ આપે છે. સૂડો તેની ચિતા દૂર થવા ઉપાય સૂચવે છે અને પછી નિસ્પૃહવૃત્તિ બતાવી આકાશમા ઉડી જાય છે આવા નિસ્વાર્થ ઉપકારી પશુ પક્ષીઓ પણ હોય છે તો પછી મનુષ્ય કેમ ન હોય? એવી ઉચ્ચ પક્તિમા નામ નોધાવવાની કોને ઇચ્છા ન થાય? પણ નિસ્વાર્થ ઉપકારીનુ લીસ્ટ કરવામા આવે તો તેમા નામોની સખ્યા બહુ અલ્પ આવી શકે તેમ છે તેનુ કારણ શું? તે સુજ્ઞોએ સ્વયમેવ વિચારવુ અને પોતાનુ નામ તેમા દાખલ થઇ શકે તેમ છે કે નહીં? તેનો વિચાર પોતાના અતકરણ સાથે કરી લેવો

આ હકીકતમા સૂડો મનુષ્ય ભાષાએ બોલ્યો તે વાતને અશક્ય કે અસત્ય ન માનવી અથવા રૂપક ન માનવુ પૂર્વના ક્ષયોપશમને લઇને પક્ષીઓ મનુષ્યની ભાષા બોલી શકે છે જો કે એવુ બહુ ક્વચિત્ બને છે, પરતુ નથી બનતુ એમ નથી ગરૂડ પક્ષી તો મનુષ્યની જેવી ભાષાનુ બોલનાર જ કહેવાય છે

સૂડાની કહેલી વાત વીરમતીએ પોતાના હૃદયમા કોરી રાખી અનુક્રમે ચૈત્રી પુનમ આવી અને તે રાત્રે વીરમતી વેશ બદલી કોઇ ન ઓળખે તેવી રીતે મહેલની બહાર નીકળી તે એકલી રણવગડામા અથવા વૃક્ષથી ભરપૂર વનમા ચાલી સ્ત્રી જો કે અબળા કહેવાય છે પણ તેમા કેટલીક સ્ત્રીઓ એવી બળવાન્ હોય છે કે તે સબળાના ઉપનામને યોગ્ય છે વળી સ્ત્રીના ચરિત્ર પણ આલક્ષમા ન આવે તેવા અકળ હોય છે નીતિશાસ્ત્રકાર કહે છે કે—

**સ્ત્રી ચરિત્ર એક લાખ, બેઠી બેલખ જોડે;**
**દિહાડે બીહે દોરડીથી, રયણી વિષધર ફણ મોડે;**
**ઉંદર દેખી ઉદકે, વઢ જઇ વાઘ વિદારે;**
**શય્યાએ ચડતાં લડથડે, ચડે ડુંગર સરડે;**
**સુકી નદીમાં બુડી મરે, આપ અરથે સાયર તરે;**
**કવિ ગંગ કહે રે ઠાકરો, સ્ત્રી ચરિત્ર એતા કરે.**

વીરમતી સ્ત્રીનાં સર્વ ચરિત્રથી ભરેલી હતી. તે હિંમતભેર ચાલી. જિનમંદિરે પહોંચી અને પ્રચ્છન્ન રહેવા યોગ્ય સ્થાન શોધી સંતાઈ રહી. અપ્સરાઓ આવી, પ્રભુની દ્રવ્યપૂજા કરી અને નૃત્ય કર્યું. તેમ જ ગાનતાનવડે ભાવપૂજા પણ કરી. પછી શ્રમિત થવાથી સ્નાન કરવા ગઇ, વસ્ત્રો ઉતારીને વાવડીના કાંઠા ઉપર મૂકયા, એટલે વીરમતીને લાગ મળ્યો. તેણે લીલા વસ્ત્રો ઉપાડી લીધાં ને પાછી દેરાસરમાં બારણા બંધ કરીને સંતાણી. અપ્સરાઓ સ્નાન કરીને નીકળી. મુખ્ય અપ્સરાએ પોતાના વસ્ત્ર ન દીઠાં. દેરાનાં દ્વાર બંધ દેખવાથી શંકા પડી અને કામ કરી આપવાની આશા આપવાથી વીરમતી બહાર નીકળી. અહીં તેનું પહોંચેલપણું જુઓ ! હજુ પણ તે કહે છે કે-'મારૂં કાર્ય સિદ્ધ કરો પછી વસ્ત્ર આપું.' અપ્સરા અવસર ઓળખીને કહે છે કે-' ભલે બાપુ તેમ કર. કહે તારે શું કામ છે ? વીરમતી પુત્ર આપવા કહે છે. અપ્સરા અવધિજ્ઞાનવડે તેનું વંધ્યત્વ જાણે છે, તેથી તેને કહે છે કે તારે પુત્ર તો થાય તેમ નથી. પણ તને કેટલીક વિદ્યાઓ આપીએ જેથી સૌ તારે આધીન થશે.

અપ્સરાએ કહેલ વાકયોમાં છેલ્લું વાકય ધ્યાન આપવા લાયક છે. તે એ છે કે તું તારી શોકયના પુત્રને કિંચિત્ પણ દુઃખ ન આપીશ, તેને તારા પુત્રવત્ પાળજે. જો તેમ નહિં કરે તો તને સુખની અવિચ્છિન્ન પ્રાપ્તિ રહેશે નહિ. વીરમતી ગરજની વખતે તો જો કે બધી વાતની હા ભણે છે પરંતુ પાછળથી તે વચન કેવું પાળે છે તે આપણે જોશું. તે સાથે ન પાળવાનું પરિણામ કેવું અનિષ્ટ આવે છે તે પણ જોશું. ગરજને વખતે મનુષ્યો જે વર્તણુક ચલાવે છે તેવી જો કાયમ રાખતા હોય તો તે કદી પણ દુઃખી ન થાય, પરંતુ તેના ચિત્તની વૃત્તિ જ બે પ્રકારની હોય છે. એક કવિ કહે છે કેઃ—

**પરી ગરજ મન ઓર હૈ, સરિ ગરજ મન ઔર;**
**ઉદેરાજ મન મનુષ્ય કો, એક ચિત્ત દો ઠૌર.**

હવે અપ્સરાઓ સ્વસ્થાને જાય છે અને વીરમતી પણ સ્વસ્થાને આવે છે. પછી તે અપ્સરાએ આપેલી વિદ્યાઓ સાધે છે, વિદ્યા સિદ્ધ થાય છે. હવે તેનો ઉપયોગ તે કેવો કરે છે તે જોવાનું છે. સજ્જન ને દુર્જનનું પટંતર ત્યાં જ પડે છે. એકના હાથમાં આવેલ શસ્ત્ર સ્વપરનાં રક્ષણ માટે થાય છે, ત્યારે બીજાના હાથમાં આવેલ શસ્ત્ર સ્વપરના વિનાશ માટે થાય છે. એકના હાથમાં આવેલ દ્રવ્ય પરોપકાર તેમ જ પુણ્યબંધ માટે થાય છે

ત્યારે બીજાના હાથમા આવેલ દ્રવ્ય પરપીડા ને પર બ ધ માટે થાય છે એકને પ્રાપ્ત થયેલ આધકાર અનેક મનુષ્યોના હિતને માટે, રક્ષણ માટે, પોષણ માટે અને દુ ખના નિવારણ માટે થાય છે ત્યારે બીજાને પ્રાપ્ત થયેલ અધિકાર મદને માટે, અનેક મનુષ્યોને દુ ખ દેવા માટે તેમ જ અનેક માણસોના ભક્ષણ માટે (હેરાન કરવા માટે) થાય છે આ પ્રમાણે વિદ્યાની પ્રાપ્તિ પણ સજ્જનને થઈ હોય તો તે પારાવાર ઉપકારને માટે થાય છે ત્યારે દુર્જનને થયેલી વિદ્યાની પ્રાપ્તિ પારાવાર અપકારને માટે થાય છે કેમકે તે તેના મદથી ઉદ્ધત બની જાય છે અને સજ્જનો એવી અપૂર્વ પ્રાપ્તિથી ઉલટા વિશેષ નમ્ર બને છે આ બધી હકીકત આગળ દશ્યમાન થવાની હોવાથી અહી વિશેષ પ્રસ્તાવના કરવાની જરૂર નથી



દુહા.

વીરમતી વિદ્યા થકી, મદમાતી નિરબીહ;
જિમ અહિ પાખાળો થયો, જિમ પાખરીઓ સિહ. ૧
મ ત્રાદિક યોગે કરી, ક તાદિક વશ કીધ;
અતિહિ વીરમતી થઇ, દેશ વિદેશ પ્રસિદ્ધ. ૨
ચ દકુવર મોટો થયો, તાતે પ ડિત પાસ;
વિદ્યા શીખાવી સકળ, શાસ્ત્ર શસ્ત્ર સુવિલાસ. ૩
ભોગ યોગ લક્ષણ ગણિત, શબ્દ કાવ્ય રસ છ દ;
ઇત્યાદિક માંહે થયો, ઘણો નિપુણ સુત ચ દ. ૪
ગુણશેખર પુત્રી ભણી, પરણાવી બહુ પ્રેમ;
નારી નામ ગુણાવળી, અભિનવ ર ભા જેમ. ૫

---

દોહાનો ભાવાર્થ

વીરમતી અનેક વિદ્યાઓ પામવાથી મદોન્મત્ત થઈ, નિર્ભય થઈ અને સર્પ જેમ પાખવાળો થાય અને સિંહ જેમ પાખરેલો થાય તેવી અન્યને ભયકારક થઈ પડી તેણે મ ત્રાદિક પ્રયોગવડે પોતાના પતિ વિગેરેને વશ કરી લીધા અને દેશપ્રદેશમા ચોતરફ પ્રસિદ્ધિને પામી ૧–૨

અહીં ચ દ્રકુમાર ઉમરમા વૃદ્ધિ પામ્યો, એટલે તેના પિતાએ તેને પ ડિત પાસે મોકલ્યો ત્યા તે ભોગ સ બ ધી, યોગ સ બ ધી તેમ જ લક્ષણ, ગણિત, કાવ્ય, શબ્દ, રસ, છ દ ઈત્યાદિ સ બધી અનેક કળાઓમા નિપુણ થયો ૩–૪

વીરસેન રાજાએ ગુણશેખર રાજાની પુત્રી ગુણાવળી કે જે ર ભા જેવી રૂપવ ત હતી વળી જે નામ પ્રમાણે ગુણાવળી જ હતી તેની સાથે તેને પરણાવ્યો તે નિર તર નવા નવા

નિત:નિત:નવલાં આભરણ, નિત નિત નવલા વેષ;
નિત નિત નવલિ રતિ કળા, કરે ચંદ સુવિશેષ. ૬
ચંદ્રાવતીથી ચંદને, ચાહે ઘણો વિમાત;
શ્રોતા સાંભળજો હવે, નિપટ રસિલી વાત. ૭

ઢાળ ૯ મી.

( નયન હમારે લાગતાં, જિન નિત લાગે ઘાવ બહુરિયાં—એ દેશી. )

**વીર નૃપતિ અન્યદા સમે, જોવરાવે શિર કેશ; સનેહ. ચંદ્રાવતી પાસે તિહાં, રહી એકાંત પ્રદેશ. સ. ૧ ઓળે ચિકુર કરી કાંસકી, સીંચે તેલ ફુલેલ; સ. સોહે રાણીની આંગુળી, કસવટી કંચન રેહ. સ. ૨ દીઠું પળી નૃપ મસ્તકે, ઉજ્વળ જિમ શશિ રેખ; સ. રાણી વદન કૈરવપરે, સંકોચાણું વિશેષ. સ. ૩ ચંદ્રાવતી કહે કંતને, પ્રીતમ પ્રકટચો દૂત; સ. તુમ ભય પણ ન ગણ્યો કિશો, મોટો ખોટો ધૂત. સ. ૪ તુમથી અરિ વાર્યા રહ્યા, પણ એક ન રહ્યો એહ; સ. ઇમ નિસુણી રાજા કહે, ઇહાં કુણ દૂત છે તેહ. સ. ૫ તે કિમ આવે અંતેઉરે, ઓલંઘી આણાવાડ; સ. એહને અતિ દેઉં સજા, તે એકવાર દેખાડ. સ. ૬ જોય**

---

આભરણો, નવાં નવાં વસ્ત્રો અને નવી નવી કામકળાઓવડે ગુણાવળી સાથે આનંદ કરવા લાગ્યો અને તેની સગી માતા કરતાં વીરમતીનો પ્રેમ તેના પર વિશેષ દેખાવા લાગ્યો. હે શ્રોતાઓ! આગળ રસિલી વાર્તા સાંભળો ૫–૭.

ઢાળ નવમીનો ભાવાર્થ.

એકદા વીરસેન રાજા એકાંતમાં પોતાની રાણી ચંદ્રાવતી પાસે પોતાના કેશ જોવરાવવા બેઠા. ચંદ્રાવતી પણ સુવર્ણમય કાંચકીવડે કેશ ઓળવા લાગી અને સુગંધી તેલ નાખવા લાગી, તે વખતે રાણીની આંગળીઓનો ને કેશનો સંબંધ કસોટીને કંચન રેખા જેવો જણાવા લાગ્યો. એવામાં રાજાના મસ્તકમાં એક પળી ( ધોળો વાળ ) તેના જોવામાં આવ્યો. તે જોતાં જ દિવસે જેમ કૈરવિણી સંકોચાય તેમ તેનું મુખ સંકોચાયું–તેના મુખપર ગ્લાની આવી ગઇ. ૧–૩.

ચંદ્રાવતીએ રાજાને કહ્યું કે—“હે સ્વામી! દૂત પ્રગટ થયો. બીજા શત્રુઓ તમારાથી વાર્યા રહ્યા પણ આ એક શત્રુ તમારાથી ડર્યો નહીં, તમારો ભય અવગણીને તે ધૂર્ત પ્રગટ થયો.” રાજા ચંદ્રાવતીના આવાં વચન સાંભળીને ચોતરફ જોવા લાગ્યો પણ કોઇ માણસ તેની દૃષ્ટિએ પડયું નહીં, એટલે તેણે રાણીને કહ્યું કે “એવો દૂત કોણ છે કે જે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને અહીં અંતઃપુરમાં પ્રવેશ કરે. તું મને બતાવ એટલે હું તેને

નૃપતિ અરહુ પરૂ, દૂત ન દીઠો તામ; સ. તવ રાણી કહે રાયને, આકુળ કિમ હુવા આમ. સ. ૭ અંદર કિમ આવી શકે, દૂત ધગવે દેહ; સ. આવ્યો દૂત જરા તણો, ધવળ પળિ શિર એહ. સ. ૮ નિસુણી રાયને ઉતર્યો, ક્રોધ ચઢયો તો જેહ; સ. આવી ખરી જાણી જરા, એહવે અનોપમ દેહ. સ. ૯ બાળ્યો કામ સદાશિવે, લોક કહે છે એમ; સ. તિમ બાળી નહીં કિમ જરા, શોચ ન હોતો જેમ. સ. ૧૦ રજકવધુ સમ એ જરા, શ્યામ તજી કરે શ્વેત; સ. રાજન કહે નિજ ચિત્તને, રે રે ચેતન ચેત. સ. ૧૧ બાહ્ય પ્રકાશ જગ કરે, ભીતર ન કર તું કેમ; સ. રાજ્ય નરકદાયક સદા, ત્યાં કિમ મુઝયો એમ. સ. ૧૨ રે આતમ કરશે તુને, પરમાતમ ગુણ અંશ; સ. ગુણ એ જોય જરાતણા, કાગભણી કરે હંસ. સ. ૧૩ કારિકા નિત્ય તણી જરા, આણા એહની અખંડ; સ. દંત સખા રસના તણા, તસ દે પાતન દંડ. સ. ૧૪ પલિત એ ખડ્ગ જરાતણું, કામ સુભટ હણનાર; સ. તો ચતુરા તજીને હવે, લેઉં સંયમ ભાર. સ. ૧૫ નૃપ ચંદ્રાવતીને કહે, થાશું અમે અણગાર; સ. ભોગ ભોગવતાં આવીઓ, તૃપ્તિ તણો ઉદ્‌ગાર.

---

મસ્ત સજા કરૂ " રાણી બોલી કે " હે નૃપતિ ! આપ આકુળ વ્યાકુળ કેમ થાઓ છો ? બીજો દૂત તો અહીં કોણ પ્રવેશ કરી શકે ? આ તો તમારા મસ્તક પર ધોળો પળી આવ્યો છે તે જરાનો દૂત છે હુ તેના આવ્યાની વાત કહુ છુ " રાણીના આ વચનથી રાજાનો ક્રોધ એકદમ શમી ગયો તે મનમા વિચારવા લાગ્યો કે—" અહો ! આવા અનુપમ દેહમા પણ જરા આવી ! શિવે કામદેવને બાળ્યો કહેવાય છે પણ તેણે જરાને કેમ ન બાળી કે જેથી આવો શોચ કરવાનુ કારણ રહેત નહીં ૪-૧૦

ધોબીની સ્ત્રીની જેમ આ જરા વાળને કાળાના ધોળા કરી નાખે છે હવે હે ચેતન ! તુ ચેત ! તારે ચેતવાનો સમય છે કેમકે આ જગ બાહ્ય પ્રકાશ ( ઉજ્વળતા ) કરે છે તો તુ અતરમા પ્રકાશ ( ઉજ્વળતા ) કેમ કરતો નથી આ રાજ્ય તો અંતે નરકને આપવા વાળુ જ છે એમા જરા પણ સદેહ નથી તો તુ તેમા કેમ મુઝાય છે ? અરે આત્મા ! તુ આ જરાનો ઉપકાર માન કે તે તને પરમાત્માના ગુણનો અંશ પ્રગટ કરવામા સહાયક થઇ છે તે કાગડાનો પણ હંસ બનાવે છે એની આજ્ઞા અખંડ પ્રવર્તે છે જે એની આજ્ઞાને વશ થતા નથી અને રસનેદ્રિયને વશ થઇ સસારમા જ પડ્યા રહે છે તેને એ સખ્ત શિક્ષા કરે છે એટલે કે રસનાના મિત્ર દાતોને દંડવડે પાડી નાખે છે આ પળી જરાદેવીનુ અપ્રતિમ ખડ્ગ છે તે કામસુભટને હણી નાખે છે માટે હવે આ સ્ત્રિયાદિકને તજીને ચારિત્ર અંગીકાર કરવુ તે જ મને યોગ્ય છે " આ પ્રમાણે દૃઢ વિચાર કરી તેણે ચદ્રાવતીને કહ્યુ કે—" હુ હવે આ રાજ્યભાર તજી દઇને સંયમભાર અંગીકાર કરીશ સાસારિક ભોગ ભોગવતા તૃપ્તિ નહોતી થતી પણ અત્યારે તો મને તેની તૃપ્તિનો ઓડકાર

**સ. ૧૬ વિષયને વચને રાણીએ, ભોળવ્યો ઘણોહિ ભૂપાળ; સ. નવિ ભોળવાણો મોહન કહે, નવલી નવમી ઢાળ. સ. ૧૭**

દુહા.

વીરમતી ચંદ્રાવતી, ઘણો સમજાવે કંત;
વચન ન માને નારીનાં, થયો સંયમી એકાંત. ૧

પિયુને કહે ચંદ્રાવતી, હું પણ લેઇશ દીખ;
વીરમતીને ચંદસુત, સોંપ્યો દેઇ શીખ. ૨

રાજ્ય સમર્પ્યું ચંદને, ખોળે દીધ વિમાત;
વીરસેન ચંદ્રાવતી, ગ્રહ્યો સંયમ વિખ્યાત. ૩

મુનિસુવ્રત જિનરાજને, વારે કેવળ નાણ;
રાજઋષિ ચંદ્રાવતી, પામ્યા પદ નિરવાણ. ૪

વીરનૃપતિ ચંદ્રાવતી, તાસ તણા અવદાત;
કહ્યા કરી સંક્ષેપથી, સુગુણ સુણી હરખાત. ૫

વીરમતી ને ચંદનું, સુણો ચરિત્ર ચિત્ત લાય;
પણ નિસુણી કરતા રખે, અંધ આરસી ન્યાય. ૬

આવે છે. હવે હું તેને ભોગવવા ઇચ્છતો નથી." ચંદ્રાવતીએ એકાએક આવા વચનો સાંભળી વિષયોત્પાદક વાણીવડે અનેક પ્રકારે રાજાને ભોળવવાનો પ્રયત્ન કર્યો પણ તે કોઇ રીતે ભોળવાણો નહીં. આવી રીતે શ્રી મોહનવિજયજીએ આ નવલી નવમી ઢાળ કહી છે.૧૧–૧૭.

દુહાનો ભાવાર્થ.

રાણી વીરમતી અને ચંદ્રાવતી બન્નેએ મળીને ઘણી રીતે રાજાને સમજાવ્યા પણ તેણે તેનું કાંઇ પણ માન્યું નહીં. છેવટે રાજાનો દૃઢ આગ્રહ જણાવાથી હળુકર્મી ચંદ્રાવતીએ કહ્યું કે—" હે સ્વામી ! જો આપ ચારિત્ર ગ્રહણ કરશો તો હું પણ આપની સાથે જ ચારિત્ર લઇશ." રાજાએ તેમ કરવાની તેને અનુજ્ઞા આપી. પછી ચંદ્રકુમારને ઓરમાન માતા વીરમતીને સોંપીને વીરસેન રાજા અને ચંદ્રાવતી રાણીએ ચારિત્ર અંગીકાર કર્યું. રાજ્ય તરફથી મહાન્ ઉત્સવ કરવામાં આવ્યો. ચંદ્રકુમારને રાજાએ ચારિત્ર લેતી વખતે ઘણી ઉત્તમ શિખામણો આપી અને તેને રાજ્યપર બેસાર્યો. વીરસેન રાજર્ષિ ને ચંદ્રાવતી સાધ્વી નિરતિચાર ચારિત્ર પાળી શ્રી મુનિવ્રત સ્વામિને વારે કેવળજ્ઞાન પામી સિદ્ધિસુખના ભાજન થયા. વીરસેનરાજા ને ચંદ્રાવતીનું ઉજ્જવળ વૃત્તાન્ત સંક્ષેપથી કહ્યું. જે સાંભળી સદ્‌ગુણી પુરૂષ હર્ષ પામે છે. હવે વીરમતી અને ચંદનું ચરિત્ર ધ્યાન પૂર્વક સાંભળો, પણ તે સાંભળીને આંધળા પાસે આરસી જેવું કરતાં નહિં. ૧–૬.

ચંદ નરિંદ ગુણાવળી, વીરમતી જે વિમાય;
એહની જેમ હુઇ કથા, તે તેમહિ જ કહેવાય. ૭

રાજા ચંદ, રાણી ગુણાવળી અને અપર માતા વીરમતી તેઓની જે કથા બની તે યથાર્થ કહેવામા આવશે ૭

## પ્રથમ ઉલ્લાસની ઢાળ નવમીનું રહસ્ય.

વીરમતી વિદ્યાઓ મળવાથી ઉન્મત્ત થયાનુ આ ઢાળની પ્રારભમા જ કહેવામા આવ્યુ છે બહુ સ્થાનકે પ્રાયે એમ જ બને છે પાત્ર બરાબર ન હોય ત્યા કદિ પણ વિદ્યા કે દ્રવ્યાદિકની પ્રાપ્તિથી અભિમાન આવ્યા સિવાય રહેતુ જ નથી સામાન્ય વિદ્યા જીરવવી મુશ્કેલ પડે છે, તો જેથી અનેક પ્રકારના ચમત્કારો કરી શકાય-બતાવી શકાય એવી મહાન્ વિદ્યાઓ તુચ્છ હૃદયવાળી વીરમતીથી જીરવી શકાય એ અસભવિત જ છે આવી વિદ્યાઓથી તેણે પોતાના પતિને પણ વશ કરી લીધો પ્રાયે સાચા પ્રેમવાળી સ્ત્રી કરતા ખોટો ડોળ ધારણ કરનારી-ઉપર ઉપરથી પ્રેમ બતાવનારી, અત કરણની મલીન સ્ત્રીઓ જ પતિનો પ્યાર મેળવવામા ફાવી જાય છે કુલટા સ્ત્રીઓના તેમ જ વેશ્યાદિકના ફદમા એ કારણથી જ માણસો ફસાય છે કારણ કે લગ્નક્રિયાવડે પાણિગ્રહણ કરેલી કુળવધુઓ મિથ્યા ડોળ કરી પ્રેમ બતાવવા મથતી નથી, તેઓ તો ખરા પ્રેમ ધરાવનારી છે કે જે પતિના વિરહે જીદગી પર્યંત વિધવાવસ્થા ભોગવે છે અને કુલટાઓને તો માત્ર સ્વાર્થ પૂરતી જ પ્રીતિ હોય છે, તેઓ તો ધન હરવામા જ તત્પર છે, એટલે એટલો બધો પ્યાર બતાવે છે કે વિચક્ષણ મનુષ્ય પણ જો એક વાર એ રસ્તે ચડ્યો અને લપટાયો તો પછી એની પ્રપચજાળમાથી નીકળવુ તેને મુશ્કેલ થઇ પડે છે. ચદ્રાવતીના સાચા પ્રેમ પાસે પણ વીરમતીનો કૃત્રિમ પ્રેમ એ જ કારણથી ફાવી જાય છે

ચદ્રકુમાર વિદ્યાભ્યાસને યોગ્ય વયનો થાય છે એટલે વીરસેન રાજા તેને વિદ્યાગુરૂ પાસે મૂકી સર્વ કળાઓનો અભ્યાસ કરાવે છે માબાપોની એ ફરજ છે દ્રવ્ય ન આપી જાય, વિવાહ ન કરી આપે તો તેનો અટચણ નથી, તે કાઇ ન છુટી શકે એવી માબાપની ફરજ નથી, પરતુ વિદ્યાભ્યાસ કરાવવાની તો માબાપની ન છુટી શકે તેવી ફરજ છે

કેટલાક અજ્ઞાન માબાપો વિદ્યાભ્યાસ સારો કરાવતા નથી, તેમા પૈસા ખરચતા નથી અને નાની વયમા સારૂ ઠેકાણુ જોઇ એક ઉપાધિ વળગાડી આપે છે અર્થાત્ વેશવાળ કે લગ્ન પણ બાળવયમા કરી આપે છે, એમા પૈસા ખરચતા પણ અચકાતા નથી આ કાર્ય ભૂલભરેલુ છે ખરી જરૂરિયાત ભૂલી જઇ આવી બાબતમા લક્ષ આપવુ તે પોતાને આશ્રય પડેલા બાળકોનુ હિતને બદલે અહિત કરવા બરાબર છે હજુ પણ અજ્ઞાન માબાપોની આખો ઉઘડતી નથી બાળલગ્ને અનેક પ્રકારની પાયમાલી કર્યા છતા હજુ તેનાથી પાછા ઓસરતા નથી જુઓ! અહી વીરસેન રાજાએ ચદ્રકુમાર સર્વ કળામા

પૂરેપૂરો પ્રવીણ થયો ત્યાર પછી તેને ચંદ્રશેખર રાજાની પુત્રી ગુણાવળી સાથે પરણાવ્યો. આનુ નામ યોગ્ય કર્યું કહેવાય.

ચંદ્રકુમાર ગુણાવળી સાથે યૌવનાવસ્થાને અનુસરતી પ્રવૃત્તિમાં પ્રવર્તે છે. આમાં સાધ્ય જાળવવાની એક જ છે કે યુવાવસ્થામાં કે વૃદ્ધાવસ્થામાં આયુષ્યની અસ્થિરતાને ભૂલી નહી જતાં અકસ્માત્ ભવ પૂરો થઈ જાય તો પણ પસ્તાવું ન પડે તેટલા માટે ધર્મારાધન કર્યા કરવું. તેનો એક દિવસ પણ વિરહ ન રાખવો. જેઓ યૌવનાવસ્થામાં સ્ત્રયાદિકમાં આસક્ત થઈ જઈ ધર્મને ભૂલી જ જાય છે તેઓ અકસ્માત્ આયુષ્ય પૂર્ણ થઈ જતાં પસ્તાય છે અને ધર્મારાધન કરેલું નહીં હોવાથી-દુર્ગતિના ભાજન થવું પડે છે.

હવે આગળ વીરસેન રાજાની એકાંત સ્થિતિનું કવિ દર્શન કરાવે છે. વીરસેન રાજા ચંદ્રાવતી રાણી પાસે કેશનો ઉપસ્કાર કરાવે છે. રાણી કેશ ઓળતાં તેમાં એક ધોળો વાળ દેખે છે, એટલે પ્રથમ તો તેજ ચમકે છે, તેનું મુખ ગ્લાનિ ધારણ કરે છે અને તે ખેદમાં નિમગ્ન થઈ જાય છે. પછી રાજાને તે વાત જાહેર કરવા માટે યુક્તિથી દૂત આવ્યાનું કહે છે. રાજા દૂતને દેખતો નથી એટલે સસંભ્રમપણે 'દૂત ક્યાં છે?' એમ પૂછે છે. રાજાઓ આજ્ઞાભંગની બાબતમાં બહુ સખ્ત વિચારવાળા હોય છે. રાજા વિચારે છે કે 'હું અંતઃપુરમાં એકલો છું, બહાર અનેક ચોકીદારો બેઠેલા છે, તે સર્વનું ઉલ્લંઘન કરીને તેમ જ મારી આજ્ઞાનો ભંગ કરીને કોઇપણ રાજાનો દૂત અહીં આવી શકે જ કેમ?' રાજાઓને આજ્ઞાભંગ એ અશસ્ત્ર વધ તુલ્ય હોય છે. ચંદ્રાવતી સમજાવે છે કે 'આ તમે અટકાવી શકો તેવા કોઇ રાજાનો દૂત નથી, પરંતુ આ તો જગતમાં જેનું નિવારણ કરવાને-જેને અટકાવવાને કોઇ સમર્થ થયું નથી, થતું નથી અને થવાનું નથી એવા યમરાજાનો અથવા તો તેની માનીતી રાણી જરાદેવીનો દૂત છે. તેના પતિની જેમ એની આજ્ઞા પણ અખંડ મનાય છે. જે એની આજ્ઞાને આધિન થતા નથી તેના એ દાંત તોડી પાડે છે, હાડ નબળાં કરે છે, આંખ તેજહિન કરી દે છે, કર્ણદેવને વિદાય કરે છે અને હાથમાં લાકડી લેવરાવી ત્રણ પગવાળો વિચિત્ર પશુ બનાવી દે છે.' રાજા મહા વિચક્ષણ તેમ જ હળુકર્મી હોવાથી રાણીના એક વચનમાં જ સમજી જાય છે. તેને બહુ ખેદ તો એટલા માટે થાય છે કે તેની અગાઉના રાજાઓ, પુત્ર રાજ્યભારને યોગ્ય થતો કે તરત પળીનું દર્શન થયા અગાઉ રાજ્ય તજી ચારિત્ર અંગીકાર કરતા હતા અને પોતાને તો પળી દેખાવાનો વખત આવ્યો. આટલા વખત સુધી હું ચેત્યો નહીં એમાં મારી ખરેખરી ભૂલ થઇ છે. મેં મારા વડીલોથી ચાલ્યો આવતો માર્ગ લોપ્યો છે. ખેર! હવે જે બન્યું તે બન્યું. ગયો કાળ પાછો આવતો નથી, તેને માટે શોક કે ખેદ કરવો તે નકામો છે; પણ હવે તો ચેતું. આનું નામ તે શૂરવીરપણું. એકવાર સંસારપરથી મન ઉઠ્યું તે ઉઠ્યું. કાયર માણસની જેમ 'ઠીક છે, હવે વિચાર કરશું, કાંઇક સાવચેતી રાખશું, બધું કામકાજ પતાવી સંસાર છોડશું.' આવા વિચાર ઉત્તમ જીવો કરતા જ નથી. તેના મનમાં 'સંસાર છોડવા યોગ્ય છે' એમ ભાસ્યું એટલે પછી તેનો વિલંબ તેઓ કરતા જ

નથી કામકાજ પતાવવાનુ તેના મનમા આવતુ જ નથી દુનીઆમા કામકાજ તો પત્યા જ કરે છે કોઇ તમામ કામનો નીકાલ કરીને જતુ નથી, થોડા કામ પણ અધુરા મૂકવા જ પડે છે **"અખો કહે અંધારો કુવો, ઝઘડો ચુકવી કોઈ ન મુવો"** આ અખાની વાણી ધ્યાન આપવા લાયક છે અકસ્માત્ મૃત્યુ આવે છે ત્યારે બધુ કોણ પતાવે છે? પોતે બધુ પતાવ્યુ હોય છતા તેમા તકરારો ક્યા નથી ઉઠતી? માટે જ્યારે સંસાર છોડવાની ઇચ્છા થાય ત્યારે એવા આળપપાળ કરવા યોગ્ય જ નથી તે વખત તો વીરસેન રાજાની જેમ દૃઢ વિચારવાળા થવાની જરૂર છે

વીરસેન રાજા ચદ્રાવતી પાસે પોતાનો વિચાર જાહેર કરે છે એટલે તે ગભરાય છે તેના મનમા તો પછી આવ્યાની વાત પણ સહજની હતી ત્યા તો તેનુ રૂપ જૂદુ જ થઈ પડે છે એટલે તે વિચારમા પડી જાય છે અનેક પ્રકારે વીરસેન રાજાને સંસાર ન છોડવા માટે તે સમજાવે છે, પોતાથી બની શકે તેટલા કામોત્પાદક પ્રયત્નો કરે છે, પરંતુ અડગ વૃત્તિવાળો રાજા જ્યારે તેમા સપડાતો નથી, ત્યારે તે વીરમતીને વાત કરે છે પછી બન્ને રાણીઓ ભેગી થઈને તેમને રોકવા પ્રયત્ન કરે છે આ વખતે સ્થિર રહેવુ તે થોડુ મુશ્કેલ નથી ખરેખર દૃઢ વિચારવાળા માણસો જ એવે પ્રસગે ટકી શકે છે વીરસેન રાજા ડગતા નથી એટલે ચદ્રાવતી પણ તેના વિચારને અનુસરે છે

અહીં ચદ્રાવતીને વિશેષ ધન્યવાદ આપવા જેવુ છે કેમકે પોતાના એકના એક પુત્રને જગમા કનિષ્ટપણે જાહેર થયેલી વીરમતીને સોપવો અને પોતે સસાર છોડવો એ સહેલી વાત નથી તે છતા તેણે પોતાનો પુત્ર તેના ખોળામા સોપ્યો અને પોતે સસારથી વિરક્ત થઇ પતિ સાથે ચારિત્ર લેવા તત્પર થઇ જ્યારે સસારની ખરેખરી અસારતા ભાસે છે, તેનુ અનિત્યપણુ ચોકસ કમે છે, સસારના સબધીઓ માત્ર સ્વાર્થી છે એવો નિર્ણય થાય છે, મૃત્યુ આવે ત્યારે કોઇ રાખવા સમર્થ નથી એ વાત જગતમા સર્વત્ર જોતા છતા પોતાને માટે હૃદયમા ખાત્રી થતી નહોતી તેની જ્યારે ખાત્રી થાય છે, સસારના સબધો અનેક વખતે થયેલા છે એ વાત સચોટ સત્ય લાગે છે, પુત્ર કોનો અને માતા કોની? એ વાતનો વિચાર કરતા માત્ર આ ભવના શરીરસબધથી કહેવામા આવતી તે એક સજ્ઞા જ છે એમ જણાય છે, પોતે એકલો આવ્યો છે ને એકલો જવાનો છે એ વાત શાસ્ત્રાધારે અને અનુભવાધારે સિદ્ધ જણાય છે, જગતના પદાર્થ માત્ર તેમ જ સબધીઓ માત્ર પોતાથી અન્ય છે, તે પોતાના નથી અને પોતે તેનો નથી એ વાતનો નિર્ણય થાય છે ત્યારે પછી સસારમા મોહ ઉત્પન્ન કરે તેવુ સાધન કાઇ રહેતુ જ નથી વળી શરીરનો ક્ષણવિનાશી સ્વભાવ પણ તેની નજર આગળ તરે છે ઘડીમા તે સુખ આપનાર મટી જઈને દુખ આપનાર થઇ પડે છે એમ ચોકસ ખાત્રી થાય છે શરીર કાચી માટીના પિંડ જેવુ અને અશુચી પદાર્થોની કોથળી રૂપ ભાસે છે ત્યારે પછી તેના ઉપર પણ મોહ રહેતો નથી, એટલે તેને સુખ આપવા માટે અહર્નિશ કરાતો પ્રયત્ન નિરર્થક ભાસે છે આમ

થવાથી સંસાર છોડવો સરલ થઇ પડે છે. શાસ્ત્રકારે બાર ભાવના વારંવાર ભાવવાનું એટલા માટે જ કહેલું છે. તે ભાવનાઓ નિરંતર ભાવવાવડે હૃદયમાં ઠસી જવાથી સંસાર ઉપર આસક્તિ ભાવ બીલકુલ ઘટી જાય છે કર્મ વિવર આપે છે અને જ્યારે સદ્ગુરૂની જોગવાઇ મળે છે ત્યારે તેને સંસાર છોડીને સાધુ થવું સહેલું થઇ પડે છે. એટલું જ નહીં પણ એક કેદીને કેદખાનામાંથી છુટતાં જેટલો આનંદ થાય તે કરતાં વધારે આનંદ થાય છે. તેમાં જ તેને લહેર આવે છે. તે વખતે તે પ્રાણી અપૂર્વ આનંદને અનુભવે છે.

બંને રાણીઓનો પ્રયત્ન નિષ્ફળ જતાં ને ચંદ્રાવતી દીક્ષા લેવા માટે સાથે તૈયાર થતાં વીરસેન રાજા પછી વિલંબ કરતા નથી. ઉત્તમ જીવો ધર્મકાર્ય કરવામાં કદી પણ પ્રમાદી હોતા નથી. કારણ કે તેને જેવી જગતના પદાર્થોની અસ્થિરતા ભાસેલી હોય છે તેવી જ પ્રણામની પણ અસ્થિરતા હોવાનો ભાસ થયેલો હોય છે. વળી આત્મા કારણવાસી છે, નિમિત્ત કારણ ફરી જાય તો તેને ફરી જતાં વાર લાગતી નથી, એમ જાણતા હોવાથી જ્યારે કોઈપણ ઉત્તમ કાર્ય કરવા ઈચ્છા થાય ત્યારે તેમાં ક્ષણનો પણ વિલંબ કરવો તે તેને ભારે થઈ પડે છે. ભગવંત પણ જ્યારે જ્યારે કોઇ દીક્ષા લેવા ઉત્સાહ ધરાવે છે ત્યારે પ્રતિબંધ કરવાની સ્પષ્ટ ના કહે છે.

એક વાત ચોકસ થવાથી બીજી ફરજ બાકી રહી હતી તે પણ રાજા પતાવી દે છે. પોતાનો પુત્ર ચંદ્રકુમાર જો કે વયમાં હજુ કાંઈક નાનો છે છતાં તેને રાજ્યને યોગ્ય જાણી રાજગાદીપર બેસારે છે. તે વખતે તેને અનેક પ્રકારની શિખામણ આપે છે. એટલું રાસની અંદર મોઘમ જ કહેવામાં આવ્યું છે, પરંતુ આવા અનુભવી રાજકર્ત્તાની નવા બાળ રાજા પ્રત્યે કહેલી શિખામણ અવશ્ય ધ્યાન આપવા લાયક હોય છે તેથી તે વિસ્તારે કહેવાની જરૂર હતી, પરંતુ કર્ત્તા પોતાને યોગ્ય લાગે ત્યાં જ વિસ્તારે કરે છે. તેને માટે કર્ત્તાપુરૂષ સ્વતંત્ર છે.

રાજગાદીએ બેસારવાનો મહોત્સવ થયો કે તરત જ ચંદ્રકુમારે પોતાના માતપિતાના નિષ્ક્રમણ મહોત્સવની તૈયારી કરી. રાજા રાણીએ દીનજનોને પુષ્કળ દાન દીધું અને મોટા મહોત્સવ સાથે નગર બહાર જઈ ગુરૂમહારાજની સમીપે ચારિત્ર અંગીકાર કર્યું. ગુરૂમહારાજે આપેલી ગ્રહણા ને આસેવના બંને પ્રકારની શિક્ષાને ગ્રહણ કરી બંનેએ નિરતિચાર ચારિત્ર પાળ્યું અને તે જ ભવમાં ઘાતિ અઘાતિ સર્વ કર્મોને ખપાવી મોક્ષે ગયા. અહીં ગ્રંથકારે બહુ જ સંક્ષેપ કરી નાખ્યો છે, જેથી આ પ્રસંગનું રહસ્ય વિસ્તારે લખવું મુશ્કેલ થઇ પડ્યું છે. ચારિત્ર અંગીકાર કરવું જેટલું મુશ્કેલ છે તે કરતાં તેનું નિરતિચાર પ્રતિપાલન કરવું તે અતિ મુશ્કેલ છે. પરંતુ ઉત્તમ જીવો તો પ્રથમ ગુરુકુળવાસ સેવી પોતાના વિચારોને એવા દૃઢ કરે છે કે યોગ્ય અવસરે ગુરુની આજ્ઞા પ્રાપ્ત થયે પૃથક્ વિહાર કરે છે, ત્યારપછી ગમે તેવા સચોગમાં પણ તેઓ કિંચિત્ પણ લેવાતા નથી, કિંતુ ઉજ્જવળ વસ્ત્રને ડાઘો ન લાગવા દેવાની સંભાળ જેટલી ગૃહસ્થો રાખે છે તેના કરતાં અનંતગુણી સંભાળ તે ઉજ્જવળ આત્માને કર્મરૂપ ડાઘો ન લાગવા માટે રાખે છે. અશોભનિક

વિચારોથી, તેવા વાક્યોચ્ચારથી અને તેવા વર્તનથી આત્મા કેટલો મલિન થાય છે ? તેના પર અશુભ કર્મવર્ગણાઓનો કેટલો થર જામે છે ? તેની ઉજ્જ્વળ દશા કેટલી ઢકાઇ જાય છે ? તેની ખરી ખબર તો જેને આત્મસ્વરૂપનુ ખરેખરૂ ભાન થયેલુ હોય તેને જ પડે છે સસારના વ્યવહારમા કટીબદ્ધ થયેલા અને વિષય, કષાય, નિદ્રા, વિકથારૂપ પ્રમાદમા ચકચૂર બનેલા જીવોનો આત્મા જ્ઞાનીની દૃષ્ટિએ એટલો બધો મલિન લાગે છે કે તેની ઉપર ઉજ્જ્વળતાનો આભાસ પણ જણાતો નથી આત્મા અચિત્ય શક્તિવાળો હોવાથી એવા પ્રસગમા પણ સર્વથા અવરાઇ જતો નથી બાકી ઉપલક દૃષ્ટિએ જોતા તો તેના પર આઠે કર્મના થર એવા સજ્જડ લાગેલા જણાય છે કે તેમાથી છુટકારો થવા માટે–તે થર ઉખેડી નાખી આત્મસ્વરૂપને પ્રગટ કરવા માટે વર્ષોના વર્ષો સુધી નહીં પણ અનેક ભવો સુધી પ્રયત્ન કરવો પડે ઉત્તમ જીવોને આવી સ્થિતિનું પરિજ્ઞાન હોવાથી તે વહેલા ચેતે છે અને ધર્મારાધનમા પ્રમાદ કરતા નથી તે સાથે આદરેલ ધર્મક્રિયામા અતિચાર પણ લગાડતા નથી એવા સાવધ આત્માઓ વીરસેન રાજા ને ચદ્રાવતી રાણીની જેમ સ્વલ્પ કાળમા સર્વ કર્મોનો ક્ષય કરી ભવના પારને પામે છે આ દૃષ્ટાત ખરેખર અનુકરણ કરવા યોગ્ય છે

આ ચરિત્રમા મુખ્ય ચાર પાત્રો હતા તેમાથી બે તો અહીં ઘટી જાય છે, ત્યારે એક વધે છે, ચદ્રકુમારની રાણી ગુણાવળી અદર દાખલ થાય છે હવે આપણે ત્રણ પાત્રોની કૃતિ આગળની ઢાળોમા જેવાની છે અને તેના પરથી જે સાર ગ્રહણ કરવા યોગ્ય જણાય તે ગ્રહણ કરવાનો છે તે સાથે જે કૃતિ હેય ( છોડી દેવા યોગ્ય ) જણાય તે છોડી દેવાનુ પણ ધ્યાનમા રાખવાનુ છે હવે વીરમતી તદ્દન સ્વતત્ર બને છે તેથી તેનો જાતિસ્વભાવ અને વિદ્યાથી પ્રાપ્ત થયેલી ઉન્મત્ત દશા હવે પછી ખીલી ઉઠનાર છે આપણને તેનો પાસ ન લાગે તે લક્ષમા રાખવાનું છે

---

## ઢાળ ૧૦ મી

( હવે રાણી પદ્માવતી–એ દેશી )

**વીરમતી કહે ચદને, બેસીને એકત્ર; ચિતા રખે ધરતો કિશી, હુ છુ તારે છત્ર. વી. ૧ કહે તો આમન ઇંદ્રનુ, ઇહાં આણુ મતિમત; કહે તો**

---

### ઢાળ દશમીનો ભાવાર્થ

વીરસેન ને ચદ્રાવતી દીક્ષા લઈ રાજ્ય તજી ગયા ચદ્રકુમાર રાજગાદીએ બેઠો, વીરમતી તદ્દન નીર્ભિક થઈ એકદા તેણે ચદ્રકુમારને બોલાવીને એકાતે કહ્યુ કે–" હે પુત્ર ! તુ નાનો છે ને તારા માતા પિતા તને તજી ગયા છે તેની તુ લવલેશ માત્ર ચિંતા કરીશ નહીં. હુ તારે માથે છત્ર જેવી છુ ત્યાસુધી તારે ચિંતા કરવાનુ કારણ જ નથી મારી એવી અદ્ભુત શક્તિ છે કે જો તુ કહે તો ઇદ્રનુ ઇંદ્રાસન તારે સ્વાધીન કરી આપુ !

બાંધુ પાયગે, રવિરથ રેવંત. વી. ૨ કહે તો ઋદ્ધિ કુબેરની, ભરૂં લેઇ ભંડાર; કહે તો કંચનગિરિ લઇ, ધરૂં તાહરે આગાર. વી. ૩ કહે તો સુરની કન્યકા, પરણાવું તુજ્જ; જૂઠ રખે તું માનતો, એહવિ શક્તિ છે મુજ્જ. વી. ૪ વચન ન લોપીશ માહરૂં, યૌવનને હો જોર; છું રાચી રસવેલડી, વિરચી વિષની કોર. વી. ૫ મારા વચન વિના કોઈ, રખે કરતો કામ; છીદ્ર ન જોઇશ માહરાં, જો વાંચ્છે આરામ. વી. ૬ ચંદ કહે કરજોડીને, નિસુણો તુમ વિમાત; કથન ન લોપીશ તુમતણું, છે જો માથે જાત. વી. ૭ તાત તમે માતા તમે, તમે ઇશ્વર રૂપ; અન્નદાતા ત્રાતા તમે, તમે માહરે ભૂપ. વી. ૮ હું અન્ન શેર તણો ધણી, એ છે તુમ તણો સર્વ; તુમ કરૂણા તે માહરે, ધન સંખ્યાએ ખર્વ. વી. ૯ વીરમતી હરખી ઘણું, સુણી ચંદની વાણ; બુંચકારી કહે બાલુડા, તું છે જીવન પ્રાણ. વી. ૧૦ રાજરમણી વિલસો સુખે, મુજથી મત બીહીશ; કોડ કલ્યાણ હુઓ તુને, ઇમ દઉં છું આશીશ. વી. ૧૧

---

કહે તો સૂર્યના રથને જોડેલા રેવંત અશ્વ લાવીને તારી પાયગામાં બાંધું ! કહે તો કુબેર ભંડારીની તમામ ઋદ્ધિ લાવીને તારો ભંડાર ભરી દઉં ! કહે તો આખો કંચનગિરિ જ લઇ આવીને તારા ઘરમાં મુકી દઉં ! કહે તો દેવકન્યા લાવીને તને પરણાવું ! એમાં તું બીલકુલ ખોટું માનીશ નહીં, તું જે કહે તે કરી આપવાને હું સમર્થ છું, પણ તારે યૌવનાવસ્થાના મદમાં આવી જઇને ભૂલે ચૂકે મારી આજ્ઞા લોપવી નહિ. કેમકે હું રાચું તો રસવલ્લી જેવી છું અને જો વિરચું-દ્વેષી થાઉં તો વિષવલ્લી જેવી છું એ વાત તું ધ્યાનમાં રાખજે. મારા કહ્યા વિના કોઈ કામ કરીશ નહીં અને જો આરામ ઇચ્છે તો મારૂં છિદ્ર જોઈશ નહીં." ૧-૬

આ પ્રમાણેનાં અપરમાતાનાં વચનો સાંભળીને વિચક્ષણ ચંદ્રકુમાર હાથ જોડીને બોલ્યો કે-"હે વિમાતા ! જો મારે માથે જાત છે તો હું કોઈ દિવસ તમારૂં વચન લોપાશ નહીં. મારે તો પિતા પણ તમે છો, માતા પણ તમે છો, ઈશ્વરરૂપ તમે છો, અન્નદાતા તમે છો, મારા રક્ષક પણ તમે છો, મારા રાજા પણ તમે છો, હું તો શેર બાજરીનો ધણી છું. આ બધું તમારૂં છે, મારે તો તમારી કૃપા હોય તો ખર્વ સંખ્યા જેટલું દ્રવ્ય છે; હું બીજું કાંઇ ઇચ્છતો જ નથી." ચંદ્રકુમારનાં આવાં વચનો સાંભળીને વીરમતી બહુ ખુશી થઇ. તેણે ચુંબન લઇ કહ્યું કે—"હે પુત્ર ! તું આનંદથી રાજરમણી ભોગવ, કલ્લોલ કર, તારી ફીકર મારે માથે છે. તારૂં કોડ કોડ કલ્યાણ થાઓ ! એવી હું આશીષ્ આપું છું." આ પ્રમાણે કહીને તેણે ચંદ્રકુમારને રજા આપી. ૭-૧૧

ઇમ કહી વીરમતી ગઇ, નિજ મંદિર તામ; રાજ્ય કરે ચંદનરેશરૂ, અભિનવ સુત્રામ વી. ૧૨ ગુણ સુરસરિતા ગુણાવળી, ચંદ ચાતુર હંસ; કામકળા કુવલય લતા, વિલસે સુપ્રશંસ. વી. ૧૩ દોગંદુક સુરની પરે, વિલસે સુખ તેહ; પૂણ્ય કર્યા જેણે પૂરવે, તેહનાં ફળ એહ. વી. ૧૪ પાણી દૂધ તણી પરે, દંપતિને પ્રેમ; જુગતિ જોડી બિહુ તણી, જિમ મણિ ને હેમ. વી. ૧૫ અહર્નિશ વીરમતી તણુ, ચિત્ત જાળવે રાય; તેમહીજ રાણી ગુણાવળી, નિત્ય પ્રણમે પાય. વી. ૧૬ ચંદનરિંદ તણો થયો, જગ સુયશ વિશાળ; મોહનવિજયે સુધાસમી, કહી દશમી ઢાળ. વી. ૧૭

દુહા

લઘુવયથી રતિપતિસમો, રાજે ચંદ નરિંદ;
તખતે શોભે અતિ વખત, ઉદયાચળે દિણંદ. ૧
મદજળતનુ કાળીઘટા, દંત દામિની રંગ;
પાઉસપરે દરબારમાં, ઉદ્ધત અતિ માતંગ. ૨

---

હવે વીરમતી પોતાના મંદિરમા ચાલી ગઇ અને ચંદ્રકુમાર ઇન્દ્ર જેમ આનંદથી રાજ્ય ભોગવે છે ગુણાવડે ગંગા નદી જેવી નિર્મળ ગુણવાળી રાણી મળવાથી ચતુર હંસ જેવો તે તેની સાથે સંસારના સુખનો અનુભવ કરે છે કામકળારૂપ કમલલતા તે દંપતીને દોગંદુક સુરના સુખનો અનુભવ કરાવે છે પૂર્વે પુણ્ય કર્યાના આ બધા ફળ છે તે દંપતીને પાણી ને દૂધની જેવી પ્રીતિ જામી ગઇ છે મણિ ને સુવર્ણની જેવી જુગતિ જોડી મળી છે રાજા ચંદ હંમેશા વીરમતીનુ મન રાખતો હતો અને રાણી ગુણાવળી હંમેશા વીરમતીના ચરણમા પડતી હતી સર્વત્ર ચંદરાજાનો યશ પણ વિસ્તાર પામ્યો છે, કારણ કે રાજ્યનું પ્રતિપાલન કરતા પ્રજાને પ્રસન્ન કરવામા એ પૂરો પ્રવિણ છે મોહનવિજયજીએ અમૃત જેવી આ દશમી ઢાળ કહી ૧૨-૧૭

દુહાનો ભાવાર્થ

અહીં અગ્યારમી ઢાળના દુહામા કવિએ ચંદરાજાના દરબારમા સમકાળે છએ ઋતુ વર્તી રહી છે તેની ઘટના કરી છે તે આ પ્રમાણે-

લઘુવયથી કામદેવ જેવો રૂપવંત ચંદરાજા ઉદયાચળપર સૂર્ય શોભે તેમ રાજ્ય સિંહાસનપર બેઠો સતો શોભે છે તેના દરબારમા હાથીઓ હતા જે શ્યામ શરીરવાળા હોવાથી મેઘની ઘટા જેવા મદજળ નીકળતુ હોવાથી જળને વરસતા, ઉજ્જવળ દાંતો હોવાથી વિજળી જેવા અને શબ્દ કરવા વડે મેઘની ગર્જનાનુ ભાન કરાવતા હોવાથી ત્યા પ્રત્યક્ષ પાઉસ ( વર્ષા ) ઋતુ જણાતી હતી ૧-૨

નાસા કેસર પિચરકી, ફીણ અબીર લસંત;
હીષ ધમાલ ગુલાલ ગતિ, ખેલે તુરગ વસંત.. ૩

નૃપમયંક વાણી સુધા, પ્રજા કર્ણ જિમ સીપ;
અવિતથ મોતી નીપજે, સદા શરદ ઉદ્દીપ. ૪

નિત નિત નવલાં ભેટણાં, મુખ આગળ દીપંત;
કીધાં ધાન ખળાં મનુ, ઋતુ આવે હેમંત. ૫

ભય હિમથી આનન કમળ, દાધા વેપથુ શીત;
અનમી જે આવિ નમ્યા, તિહાં શિશિર સુપવિત્ત. ૬

નચ પુર નચ ઘર નચ વને, નહીં જક કોઇને આધ;
અન્ય દેશ રાજા ભણી, સદા દુરંત નિદાઘ. ૭

વિલસે સુખ નૃપપદતણા, નિત નિત ચંદ ભૂપાળ;
આતપત્ર ધારી થકા, થયા અંગ રખવાળ. ૮

---

નાસિકામાંથી નીકળતા જળવડે કેશરની પચરકીનું ભાન કરાવનારા અને મોઢામાંથી નીકળતા ફીણવડે અબીલનું ભાન કરાવનારા તેમજ હેષારવવડે ધમાલનું ભાન કરાવનારા અશ્વો ત્યાં આનંદથી ખેલતા હતા તેથી પ્રત્યક્ષ **વસંત** ઋતુ જણાતી હતી. ૩

ચંદરાજા રૂપ મૃગાંક( ચંદ્ર )ના મુખમાંથી વાણી રૂપી સુધા નીકળતી હતી. તેનું પ્રજા કર્ણરૂપ છીપવડે પાન કરતી હતી અને તેથી સાચા મુક્તાફળો નીપજતા હતા. તે **શરદ** ઋતુનું ભાન કરાવતા હતા. ૪

નિરંતર નવા નવા ભેટણા આવતા હતા, તે જાણે મોઢા આગળ ધાન્યનાં ખળાં કરેલાં ન હોય તેવા જણાતા હતા. તેથી પ્રત્યક્ષ **હેમંત** ઋતુ જણાતી હતી. ૫

ચંદરાજાના ભયરૂપ હીમથી જેમના મુખકમળ સંકોચાઇ ગયા છે અને જેઓ ટાઢથી કંપે તેમ તેના ભયથી કંપે છે એવા અનેક રાજાઓ આવી આવીને ત્યાં નમે છે, તે **શિશર** ઋતુનું ભાન કરાવે છે. ૬

ચંદરાજાના શત્રુરાજાઓને નગરમાં, ઘરમાં કે વનમાં કોઇ જગ્યાએ શાંતિ વળતી નથી તેથી તેઓને દુઃખથી પાર પમાય તેવી **ગ્રીષ્મ** ઋતુનું ભાન કરાવે છે. તેઓ ચંદરાજા પાસે આવી તેના પર છત્ર ધરી અંગરક્ષક થઇને રહે છે ત્યારે જ તેમને શાંતિ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ત્યાં સમકાળે છએ ઋતુનો નિવાસ દૃષ્ટિએ પડે છે. ૭-૮

## ઢાળ ૧૧ મી

( કર્મ પરીક્ષા કરણ કુવર ચલ્યો—એ દેશી )

પંડિત પાંચશે પૂજિત પર્ષદા રે, સવિ સુરગુરૂ પ્રતિરૂપ; અદ્ભુતવેત્તા ષટ શાસ્ત્રના રે, ગુણથી રંજિત ભૂપ. પ. ૧ સૌગત સાંખ્ય જૈન નૈયાયિકા રે, વૈશેષિક ચાર્વાક; નિજ નિજ યુક્તિ કરે ષડ્દર્શના રે, એક એકથી આર્વાક. પંડિત. ૨ શૂન્યપણુ ચાર્વાકમતિ કહે રે, માને પ્રત્યક્ષ પ્રમાણ; વસ્તુ સકળ છે ક્ષણિક અનુમાનથી રે, એ સૌગતમતિ જાણ. પંડિત. ૩ શબ્દપ્રમાણ પ્રમાણે વૈશેષિકા રે, સાંખ્ય શબ્દસાનુમાન; પ્રકટાનુમાન શબ્દ ઉપમાનને રે, એ નૈયાયિક સાન. પ. ૪ પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણને રે, ભાખે જૈન અનૂપ; કોઇ કહે એ કર્ત્તાએ કર્યો રે, સુંદર જગત સરૂપ. પ. પ. જગત એ જ્ઞાનમયિ કોઇક કહે રે, સ્વભાવજનિત કહે કોય; કોઇ કહે જગ શશકશૃંગોપમા રે, વંધ્યાસુત સમ હોય. પ. ૬ ઘટ પટ વટના ઇમ સહુકો ઘટે રે, અંધ ગય દને ન્યાય, વ્યુત્પત્તિ શબ્દ તણી કરે શાબ્દિકા રે, ઉદર ભરણ ઉપાય. પ. ૭ વેદોચ્ચાર કરે બહુ વેદિયા રે, કરતા કર આસ્કાલ; સાહિત્યપાઠિ સાહિત્ય ઉચ્ચરે રે, પ્રશ્ન કરે ભૂપાલ. પ. ૮ કાવ્ય

---

### ઢાળ અગ્યારમીનો ભાવાર્થ.

ચંદરાજાની સભામા પાચશે પંડિતો કાયમના આવનારા છે, તેઓ બુદ્ધિ વડે સુરગુરૂ જેવા છે, છ શાસ્ત્રના જાણ છે અને રાજા તેમના ગુણોથી રંજિત થયા કરે છે તેઓ પરસ્પર એક બીજાની કુશળતા બતાવવા માટે વાદવિવાદ કર્યા કરે છે બીજા પણ બૌદ્ધ, સાખ્ય, નૈયાયિક, જૈન, વૈશેષિક ને ચાર્વાક એ છ દર્શનના પંડિતો સભામા આવીને બીરાજે છે તેઓ યુક્તિપ્રયુક્તિવડે બીજાઓ કરતા પોતાના દર્શનને શ્રેષ્ઠ કરી બતાવવા પ્રયત્ન કરે છે તેમા ચાર્વાક માત્ર પ્રત્યક્ષ પ્રમાણને જ માને છે, અને જગત્ બધુ શૂન્ય કહે છે સૌગત (બૌદ્ધ) સર્વ વસ્તુને ક્ષણિક માને છે વૈશેષિક શબ્દ પ્રમાણને જ પ્રમાણ કરે છે સાખ્ય શબ્દ ને અનુમાન બે પ્રમાણ માને છે નૈયાયિક પ્રત્યક્ષ, અનુમાન, શબ્દ ને ઉપમાન એ ચાર પ્રમાણ માને છે જૈન પ્રત્યક્ષ ને અનુમાન (પરોક્ષ) બે પ્રમાણ માને છે તેના કોઇ કહે છે કે આ જગત બધુ કર્ત્તા (ઇશ્વર) નુ કરેલુ છે, કોઈ કહે છે કે એ બધુ જ્ઞાનમય છે કોઇ કહે છે કે એ બધુ સ્વભાવથી થયેલુ છે, કોઈ કહે છે કે આ જગત બધુ શશશૃંગ અથવા વંધ્યાપુત્ર વિગેરેની જેમ ખોટુ છે—ભ્રમરૂપ છે, આ પ્રમાણે અંધગજના ન્યાયે જેમ ફાવે તેમ કહ્યા કરે છે વ્યાકરણીઓ શબ્દની વ્યુત્પત્તિઓ અનેક પ્રકારની કરીને સભાને રંજિત કરે છે ૧–૭

કરે વેત્તા અલંકારના રે, પુરે સમસ્યા સંધ; વાંચે પુરાણુ પૌરાણિક પરવડા રે, રામાયણ સંબંધ. પં. ૯ જળ અન્ન પય તરૂ ફળ દળ ફુલના રે, ગુણ કહે જોઈ શાસ્ત્ર; નિપુણ આદાન નિદાન ચિકિત્સા વિષે રે, વૈદ્ય ઇસા બુદ્ધિપાત્ર. પં. ૧૦ ઘનમૂળ વર્ગમૂળાદિક ગણિતનો રે, અતિ પરિચય છે જાસ; જાણે સમ છેદાદિક માનને રે, કરે પંચાંગ પ્રકાશ. પં. ૧૧ સાધે રવ્યાદિક ગ્રહ ગગને થકા રે, વરતે ગ્રહણ શશિ સૂર; જાણે ખગોળ ભુગોળને રે, હૃદય સિદ્ધાંતે પૂર. પં. ૧૨ નૃપ દરબારે એવા જ્યોતિષિ રે, જાણે નક્ષત્ર ગ્રહાચાર; રંજ્યો તેહને ચંદનરેશરૂ રે, આપે ગરથ ભંડાર. પં. ૧૩ રૂપક ગીત છંદ તુક દૂહડા રે, કહે ઇમ વિવિધ બનાય; પિંગળપાઠી પામે ચંદનો રે, પગ પગ લાખ પસાય. પં. ૧૪ એહવી ચંદ નરિંદ તણી સભા રે, ચકિત હોય શશિ સૂર; ભગિની જાણે ઇંદ્રસભા તણી રે, દિન દિન પ્રબળ પડૂર. પં. ૧૫ જિમ ઉડુગણમાં દીપે નિશાકરૂ રે, સુરગણમાં જિમ ઇંદ; તિમ સચિવાદિક સભાએ શોભતો રે, ચાવો ચંદનરિંદ. પં. ૧૬ પંડિત મોહનવિજયે ભલી કહી રે, એહ અગીઆરમી ઢાળ; શ્રોતા સુણજો સહુ મન થીર કરી રે, આગળ વાત રસાળ. પં. ૧૭

---

વેદીઆઓ વેદોચ્ચાર કરે છે. સાહિત્યશાસ્ત્રીઓ સાહિત્યની અપૂર્વ રચનાઓ બતાવી રાજાને પ્રસન્ન કરે છે. અલંકારશાસ્ત્રીઓ નવાં નવાં કાવ્યો બનાવી ચમત્કાર ઉપજાવે છે અને અનેક પ્રકારે સમસ્યાઓ પૂરે છે. પૈરાણિકો - રામાયણાદિકના પ્રબંધો સંભળાવે છે. વૈદકશાસ્ત્રના નિપુણ પુરૂષો ( વૈદ્યો ) જળ, અન્ન, દુધ, વૃક્ષ, ફળ, પત્ર, પુષ્પાદિકના ગુણોનું વર્ણન કરે છે અને આદાન, નિદાન, ચિકિત્સા વિગેરેમાં પોતે નિપુણ છે એમ બતાવી આપે છે. પંચાંગપ્રવીણ જ્યોતિષીઓ ને ગણિત શાસ્ત્રીઓ ઘનમૂળ, વર્ગમૂળાદિ ગણિતને પ્રકાશે છે, તેમ જ રવિ વિગેરે ગ્રહોની વર્તના કહી આપે છે, ગ્રહણ વિગેરેના વર્તારા કહે છે. ખગોળ ભૂગોળના જાણનારા બીજી અનેક બાબતો પ્રકાશિત કરે છે ગૃહના ને નક્ષત્રાદિના ચારને જાણનારા વિદ્વાનો અનેક પ્રકારની ભવિષ્ય વાતને પ્રગટ કરે છે. પીંગળપાઠી અનેક પ્રકારના રૂપક, ગીત, છંદ, પદ, દુહા વિગેરે કહીને ચંદરાજાને પ્રસન્ન કરે છે. ચંદરાજા પણ એ સર્વને યથોચિત દાન આપી નિરંતર દાનેશ્વરી ગુણને પ્રદર્શિત કરે છે. ૮–૧૪

આવી ચંદરાજાની સભાને જોઈને ચંદ્ર સૂર્ય પણ ચકિત થયા થકા ઘડીભર સ્થિર થઇ જાય છે. ઇંદ્રસભાની જાણે બહેન હોય તેવી ચંદરાજાની સભા શોભે છે અને તેની અંદર નક્ષત્રગણમાં ચંદ્ર શોભે, દેવતાના ગણમાં જેમ ઇંદ્ર શોભે, તેમ મંત્રી વિગેરેની સભામાં સુંદર ચંદરાજા શોભતો હતો. પંડિત મોહનવિજયજીએ આ ઉત્તમ અગ્યારમી ઢાળ કહી છે. હે શ્રોતાઓ! હવે ધ્યાન દઇને સાંભળો. આગળ રસિક વાર્તા આવે છે. ૧૫–૧૭

દુહા.

એક દિન તેહ ગુણાવળી, ભોજન પિઉ સંતોષ;
પોતે પણ તૃપ્તિ થઇ, આવી બેઠી ગોખ. ૧

કરે સખી કેઈ પવન, આપે કેઇ મુખવાસ;
કેઇ જળ અમૃત ભરી, દાસી ઉભી પાસ. ૨

કેઇ વિલેપન ગ્રહી રહી, કુંકુમ છાંટે કેઇ;
કેઇક ઉભી આગળે, દરપણ કરમાં લેઇ. ૩

કેઇ હસાડે સાહસે, દીપે દંત ઉદાર;
વાયુ થકી દાડિમ ફળે, જાણે થઇ દરાર. ૪

કેઇ રાણી કંઠે ઠવે, પંચ વર્ણ શુભ દામ;
જાણુ અતિ પ્રુલ્લિત થયો, મદન તણો આરામ. ૫

જાણી ચંદની પદ્મની, કરે રવિ મુદિત આયાસ;
પણ ધુદલે રાણી વદન, લહો અધિક વિકાસ. ૬

રવિ રથ ખેંચીને રહો, મધ્યાન્હે આકાશ;
જોવા નૃપ કાંતા તણો, રૂપરંગ સુવિલાસ. ૭

---

દુહાનો ભાવાર્થ.

એકદા ગુણાવળી રાણી ભોજન વડે પતિને સતોષ પમાડી (જમાડી) પોતે પણ ભોજન વડે તૃપ્ત થઇ પોતાના મહેલના ગોખમા આવીને બેઠી તે વખતે તેની પાસે અનેક દાસીઓ આવીને ઉભી રહી તેમા કોઇ દાસી પવન નાખે છે, કોઇ મુખવાસ આપે છે, કોઇ અમૃત જેવુ જળ ભરી જળપાત્ર લઇને ઉભી છે, કોઇ વિલેપનનું પાત્ર લઇને ઉભી છે, કોઇ કુંકુમ છાટે છે, કોઇ આગળ દર્પણ લઈને ઉભી છે, કોઇ દાસી કરીને હસાવે છે, તે વખતે તેના સુદર દાત વાયુથી ફળીને ફાટી ગયેલા દાડમ જેવા લાગતા હતા ૧-૪

કોઇ પાચવર્ણની પુષ્પોની માળા બનાવીને તેના કંઠમા પહેરાવે છે તે વખતે જાણે કામદેવનો બગીચો ત્યા પ્રફુલ્લિત થયેલો હોય તેમ જણાય છે પદ્મિની હોય તે ચંદની જાણી સૂર્યના કિરણો મેળવવા મહેનત કરે છે પણ આ ચંદની રાણીનું મુખકમળ ચાંદણીમા પણ અધિક વિકાસ પામે છે મધ્યાહ્નકાળે સૂર્ય પણ આકાશમા રાણીના રૂપરંગ જોવા માટે ઘડીભર સ્થિર થઇ ગયો ૫-૭

ઢાળ ૧૨ મી.

( ધન ધન સમ્પ્રતિ સાચો રાજા—એ દેશી. )

એહવે વીરમતી તિહાં આવી, વેષ રચી બહુ ભાંત રે; કરવા ગોષ્ઠિ ગુણાવળી સાથે, મધ્યાન્હે એકાંત રે. એહવે૦ ૧ દીઠી ગુણાવળીએ આવંતી, નિજ મંદિરમાંહે સાસુ રે; બાઇ વિનય કરો કહે સજની, વહુ થાવું શું ફાસુ રે. એ૦ ૨ હાલ હુકમ તુમચો અમ ઉપર, પણ તુમ ઉપર એહનો રે; તુમ પ્રીતમ એહને કહ્યે ચાલે, જે જેહનો તે તેહનો રે. એ૦ ૩ એહવે સજની વચને હસતી, ઉઠી ભર્યે આભરણે રે; દોડી ગુણાવળી વિનયેથી લાગી, સાસુજીને ચરણે રે. એ૦ ૪ ભાખે કૃતારથ મુજને કીધી, જે તુમે ઇહાં પાંઉ ધાર્યા રે; ધન્ય ઘડી ધન્ય આજની વેળા, સઘળાં કાજ સુધાર્યાં રે. એ૦ ૫ બાઇજી આજ કરી તુમ મુજને, મેરૂ થકી પણ મોટી રે; કલ્પલતા મુજ આંગણે પ્રકટી, કહેતી નથી કાંઇ ખોટી રે. એ૦ ૬ હરખી વીરમતી વહુ વચને, આશીષ દે બુચકારી રે; તાહરો સોહાગ સદા હોજો અવિચળ, જિહાં લગે જગ ધ્રુવતારી રે. એ૦ ૭ સાસુડીને અધિક સનેહે, આસને લઇ બેસાડી રે; બેઠી ગુણાવળી બેહુ કર જોડી, મુખ આગળ મનુહારી રે. એ૦ ૮

---

ઢાળ બારમીનો ભાવાર્થ.

આ પ્રમાણે મધ્યાહ્નકાળે વીરમતી ઘણો સુંદર વેષ ધારણ કરી ગુણાવળી સાથે એકાન્ત ગોષ્ઠી કરવાને આવતી હતી. ગુણાવળીએ પોતાના મંદિરમાં સાસુને આવતી જોઇ. એટલે દાસીઓ ગુણાવળી પ્રત્યે બોલી કે—" હે બાઇ ! ઉઠો, ઉભા થાઓ ને સાસુજી અહીં પધારે છે તેનો વિનય કરો, વહુ કાંઇ અમસ્તું થવાતું નથી. તમારો હુકમ અમારી ઉપર છે પણ તમારી ઉપર એનો હુકમ છે. કેમકે તમારા પતિ તેના કહેવા પ્રમાણેજ ચાલે છે. " જે જેનો તે તેનો સમજવો. આ પ્રમાણેનાં દાસીઓનાં વચનો સાંભળી ગુણાવળી વસ્ત્રાલંકારથી વિભૂષિત થઇ એકદમ ઉઠી અને વીરમતીની સામે હસતી જઇ તેને પગે પડી અને બોલી કે—" હે સાસુજી ! આજે તમે મને કૃતાર્થ કરી. આજ ધન્ય ઘડી ધન્ય વેળા કે આપ અહીં પધાર્યા. તમે આજે મને મેરૂ કરતાં પણ મોટી બનાવી દીધી. મારે તો આજે આંગણામાં કલ્પવલ્લી પ્રગટી. વધારે શું કહું ? " ૧-૬

આ પ્રમાણેનાં ગુણાવળીનાં નિષ્કપટ વચનો સાંભળીને વીરમતી બહુ હર્ષિત થઇ. તેણે ગુણાવળીને ચુંબન કરી આશિષ દીધી કે " જ્યાંસુધી ધ્રૂવનો તારો અચળ છે ત્યાંસુધી તારૂં સૌભાગ્ય અવિચળ રહેજો. " પછી ગુણાવળીએ અત્યંત સ્નેહથી પોતાની સાસુને આસન ઉપર બેસાર્યા અને પોતે હાથ જોડીને સામે બેઠી. ૭-૮ તેના વિનયથી પ્રસન્ન થઇને

વીરમતી અતિ વિનયે રજી, વહુઅરને સનમાની રે, તુ કુળવતી બહુ ગુણવતી, વિનયવતી નહી છાની રે. એ૦ ૯ તુજ મુખ વિનય વચન જે પ્રકટે, તેહમાં શી અધિકાઇ રે; વરસે તેહમાંહે શુ કહેવુ, શશીહુતિ જે સુધાઇ રે. એ૦ ૧૦ કમળ થકી સૌગ્ભય જે પસરે, તિહાં અચરિજ શો ધરવો રે; ઇક્ષુરસમાં જે મધુરતા હોવે, તિહાં સંદેહ શો કરવો રે. એ૦ ૧૧ તિમ તુ રૂપ વિનય હે વહુઅર, જીવજો ક્રોડ દીવાળી રે; થઇ તુ મુજને પ્રાણથી વ્હાલી, મનમાની તુ વાલી રે. એ૦ ૧૨ જે જોઇએ તે કહેજે મુજને,ન ગણીશ એમાં અચંભો રે; ચદ જો કદિયે દુહવશે તુજને, તો હુ દેઇશ ઓળભો રે. એ૦ ૧૩ ચદ વિચે તુજ વિચે નહીં અતર, બેહુ નયણાં સમ બેહુ રે; સાસુ વહુ ઉપર હેત રાખે, તેમાં કહેવુ કેહુ રે. એ૦ ૧૪ મે પરખી તુજને વહુ બેટી, તુજમાં નહી હુસા તુસો રે; કદિએ કથન ન લોપીશ માહરૂ, એહવો આવ્યો ભરોંસો રે. એ૦ ૧૫ જો મન માહરા પુઠળ ચાલીશ, કહેણ કરીશ જો માહરૂ રે; તો એ વિદ્યા આદિ માહરૂ, તે સઘળુ છે તાહરૂ રે. એ૦ ૧૬ ઇમિ સાસુ વહુઅર પરચાવી, હીયડા આગળ રાખી રે; બારમી ઢાળ રસાળ વચનથી, મોહનવિજયે ભાખી રે એ૦ ૧૭

---

વીરમતી બોલી કે–" હે વહુ ! તુ ખરેખરી નામ પ્રમાણે ગુણવાળી છો, વળી કુળવતી છો, વિનયવતી છો, એમા કાઇ ખોટુ નથી વળી તારા મુખમાથી આવા મિષ્ટ વચનો નીકળે તેમા કાઇ આશ્ચર્ય નથી ચદ્રથી અમૃત વરસે, કમળમાથી સુગધ પ્રસરે, ઇક્ષુથી મધુર રસ નીકળે અને ચદન શીતળતા આપે તેમા આશ્ચર્ય જેવુ શુ છે ? હે વહુ ! તુ ક્રોડ વરસ જીવજે તુ મને પ્રાણ કરતા પણ વહાલી લાગે છે તારે જે જોઇએ તે તુ માગી પાસેથી માગી લેજે, કોઇ વાતમા આચકો ખાઇશ નહીં વળી જો મારો પુત્ર તને દુહવે તો મને કહેજે, હું તેને ઓળભો આપીશ. મારે તુ ને ચદ બને સરખા છો બે નેત્ર જેવા છો સાસુ વહુ ઉપર હેત રાખે તેમા શું કહેવાનુ હોય ? ૯–૧૪

મે તને પુત્રીસમાનજ ગણી છે મને ખાત્રી થઇ છે કે તારામા કાઇ હુસા તુસી નથી જેથી તુ મારૂ વચન કોઇ દિવસ લોપીશ નહીં જો તુ મારી પાછળ–મારી ચાલે ચાલીશ, મહારૂ કહેણ કરીશ તો આ બધી વિદ્યા વિગેરે જે મારી પાસે છે તે બધુ તારૂજ છે" આ પ્રમાણે સાસુએ વહુ ગુણાવળીને અનેક વાક્યરચના વડે પોરસ ચડાવ્યો, હૃદયથી ચાપી આલિગન કર્યું આ બારમી ઢાળ શ્રીમોહનવિજયજીએ રસિક વચનથી કહેલી છે ૧૫–૧૭

દુહા.

વીરમતી લટપટ કરે, ગુણાવળીથી તામ;
પણ ભોળી સમજે નહીં, સાસુ તણા વિરામ. ૧

દાસી સવિ આપાપણું, જઇને કામ કરંત;
સાસુ વહુઅરને કહે, અવસર લહી એકંત. ૨

રે વત્સે તું નૃપસુતા, મુજ સુત તુજ ભરતાર;
તે મદથી ગણતી હુઇશ, સફળ કરીશ સંસાર. ૩

તું મનમાં લેતી હુઇશ, હું રૂડી નિરધાર;
પણ હું લેખે નવિ ગણું, રે વધુ તુજ અવતાર. ૪

નિસુણી કહે ગુણાવળી, સાસુજી કહો કેમ;
વિણ ગુનહે મુજને તમે, કવખોડો છો કેમ. ૫

હય ગય રથ કંચન રયણ, ઘણા તેમ પટકૂળ;
સકળ વસ્તુ છે માહરે, પરિકર પણ અનુકૂળ. ૬

બાઇ મુજ સરખી સુખી, કુણ નારી સંસાર;
તુમ સરખી સાસુ છતે, લેખે મુજ અવતાર. ૭

---

દુહાનો ભાવાર્થ.

ગુણાવળી તદ્દન ભોળી હોવાથી સાસુની આવી લટપટમાં કાંઈ સમજી શકી નહીં. તે તો તેના વચનોને પૂરેપૂરાં સત્યજ માનવા લાગી. દાસીઓ તો સાસુવહુને વાત કરતા જોઇને પોતપોતાને કામે વળગી એટલે એકાંત મળવાથી વીરમતીએ ગુણાવળીને કહ્યું કે–"હે વહુ! તું રાજપુત્રી છો અને મારો પુત્ર તારો સ્વામી છે, તેથી તું તારા મનમાં તારો સંસાર સફળ થયેલો ગણતી હઇશ, અને મનમાં એમ માનતી હઇશ કે હું રૂડી છું, પણ હું તો તારા અવતારને લેખેજ ગણતી નથી." ૧–૪

સાસુજીનાં આવાં વચનો સાંભળીને ગુણાવળી બોલી કે—"સાસુજી! આપ વગર ગુન્હે મને શા માટે નિંદો છો? ઘોડા, હાથી, રથ, કંચન, રત્ન અને પટકુળાદિ સર્વ વસ્તુ મનમાનતી મળેલી છે, પરિવાર પણ બધો અનુકૂળ છે, વળી મારી જેવી બીજી કઇ સ્ત્રી સંસારમાં સુખી છે? વળી તમારી જેવા સાસુ મને મળ્યા છે, તો મારો અવતાર લેખેજ છે." ૫–૭

## ઢાળ ૧૩ મી

( તમે પિતાંબર પહેર્યાં જી, મુખને મરડકે—એ દેશી )

સાસુ કહે કર સાહીજી, વચન કોઇ ભાંતનો; વહુ તે ન લહ્યો કાંઇજી, મરોડ એ વાતનો. ૧ અધર તણે પુરકારેજી, સમજે જે કોઇ; તે સંસારે સારેજી, વિરલા કોઇ હોઇ. ૨ જાણપણો જગમાંહેજી, વહુઅર દોહિલો; મૂરખ તે પણ ચાહેજી, ધન કરી સોહિલો. ૩ રૂપે કોઇ ન હરખેજી, ગુણે હરખે સહુ; આઉલ કુસુમને સરખેજી, દીસે છે તું વહુ. ૪ પહેરી ઓઢી તું જાણેજી, વસ્ત્ર ક્ષીરોદકી; પણ તુજમાં એક દાણોજી, સમજણ કયાં થકી. ૫ એકદિશ ચાર વેદજી, એક-દિશ ચાતુરી; ભેદાલક લહે ભેદજી, સુણ કામાતુરી. ૬ જાણતી હુઇશ હું ડાહીજી, પણ પશુ સરખી; અમે ચતુરાઈ તાહરીજી, બોલતાં પારખી ૭ નિસુણી સાસુ વાણીજી, બોલી ગુણાવળી; નિપટ એમ અજાણીજી, કિમ મુજ અટકળી. ૮ માહરા મનથી હું જાણું જી, સહુથી છું ડાહી; આપ કિસ્યું હું વખાણું જી, પણ તુમે નવી ચાહી. ૯ પ્રીતમ તુમ સુત જેહવોજી, માહરે મન મીઠો; ત્રિભુવનમાં નર એહવોજી, બીજો ન કોઇ દીઠો. ૧૦

---

### ઢાળ તેરમીનો ભાવાર્થ.

વીરમતી તેનો હાથ પકડીને બોલી કે–"હે વહુ! તું બીલકુલ ભોળી જણાય છે, તું મેં કહી તે વાતનો મર્મ કાંઇ સમજી નહીં હોઠના ફરકવાથી સમજી જાય એવા પ્રાણીઓ આ સંસારમાં વિરલ હોય છે આ જગતમાં જાણપણુંજ દોહિલું છે બાકી દ્રવ્ય તો મૂર્ખને પણ મળે છે વળી આ જગતમાં રૂપથી કોઇ હરખાતું નથી, ગુણ જુએ છે તો તેનાથી હરખે છે આવળના ફૂલ પણ રંગમાં તો મજાના હોય છે પણ સુગંધ વિનાના હોવાથી કોઇ હાથમાં પણ લેતું નથી તું રેશમી ચીનાઇ વસ્ત્રો પહેરી ઓઢી જાણે છે, બાકી તારામાં સમજણ તો એક દાણા જેટલી પણ જણાતી નથી એક દિશાએ ચાર વેદ ને એક દિશાએ ચતુરાઇ એ બન્ને સરખા છે, પણ તેનો ભેદ ભેદુજ જાણી શકે છે હે કામાતુર સ્ત્રી! તે સાંભળ તું જાણતી હઇશ કે હું ડાહી છું, પણ હું તો તને પશુ જેવી જાણું છું મેં તો એક વચનથીજ તારી પરીક્ષા કરી લીધી છે" ૧–૭

ગુણાવળી સાસુના આવા વચનો સાંભળી બોલી કે–" આપે મને એવી તદ્દન અજ્ઞાન શી રીતે જાણી? હું તો મારા મનમાં જાણું છું કે હું ડાહી છું વધારે મારા વખાણ મારે મોઢે શું કરૂં? છતાં તમે મને ચાહી નહીં મારે તમારા પુત્ર જેવો મનનો માન્યો ભર્તાર છે કે જેના સમાન ત્રણ ભુવનમાં બીજો કોઇ પુરૂષ છેજ નહીં ૮–૧૦

હું તો વખતાવારજી, બાઇજી તમે સુણો; માહરો એ અવતારજી, કિમ કરી અવગુણો. ૧૧ વીરમતી તવ ભાખેજી, સાંભળ વહુઆરૂ; તું જે એવડી રાખેજી, હુંશ તે શા સારૂ. ૧૨ એ ચંદ નૃપતિ કુણ લેખેજી, એહને કુણ જાણે; અવર જો તું નર દેખેજી, તો હઠ નવિ તાણે. ૧૩ સાયર લહેર શું જાણેજી, મંડુક કૂપનો; કુબજા તે શું પ્રમાણેજી, ગુણ રતિરૂપનો. ૧૪ જિણે નાળિયર નવિ દીઠાજી, થળિયા બાપડા; ડાઢે લાગે મીઠાજી, તાસ કોઠિંબડા. ૧૫ નાગર જન દુર સાહીજી, શું લહે જંગલી; જાણે શું બનાત વસાઇજી, ઓઢી જિણે કાંબળી. ૧૬ સર સુધી જઇ આવેજી, હય જિનદાસનો; રવિ હય ભેદ ન પાવેજી, ગમન વિલાસનો. ૧૭ જેણે પ્રવહણ નવ દીઠાંજી, પ્રિય તસ તુંબડાં; શાસ્ત્ર સુણ્યા નહી મીઠાંજી, તસ રૂચે હુંબડાં. ૧૮ જાણે શું હળ દપેટીજી, બળદ જે ઘાંચીનો; તું તો છે સુણ બેટીજી, માંકડ માંચીનો. ૧૯ એકેક નર છે એહવાજી, રૂપે સુંદરા; અભિનવ રતિપતિ જેહવાજી, પ્રગટ પુરંદરા. ૨૦ મોહનવિજયે ભાખીજી, ઢાળ એ તેરમી; ચરિત્ર કરિને સાખીજી, સુગુણ ભણી ગમી. ૨૧

---

એવા પતિની પ્રાપ્તિથી હું તો પૂરેપૂરી ભાગ્યશાળી છું, તે છતાં તમે મારા અવતારની અવગણના કેમ કરો છો " ? વીરમતી કહે કે–" સાંભળ ! તું એટલી બધી મનમાં શેની મલકાય છે. તારો પતિ ચંદ તે શા લેખામાં છે ? વળી એને કોણ ઓળખે છે ? જો તું બીજા પુરૂષોને દેખે તો તું આવી હઠ ન કર. સમુદ્રની લહેરને કુવાનો દેડકો શું જાણે ? રતિના રૂપની કુબ્જાને શી ખબર પડે ? જેણે નાળીયેર દીઠાંજ ન હોય તેને કોઠીંબડાં પણ મીઠાં લાગે. નગરના લોકોની સાહેબીની જંગલી માણસને શી ખબર પડે ? જેણે કાંબળીજ ઓઢી હોય તેને શાલ દુશાલાનો સ્વાદ કેમ સમજાય ? સૂર્યના ઘોડાની ગતિ સરોવર સુધી જનાર જિનદાસનો ઘોડો શું જાણે ? જેણે વહાણ દીઠાં ન હોય તેને તો તરવાનું તુંબડુંજ સારૂં લાગે. જેણે મધુરાં શાસ્ત્ર સુણ્યાં ન હોય તેમને હુંબડાં ( હલુલ ) ઉપર રૂચિ થાય છે. ઘાંચીના બળદને ખેડવાની ખબર ન પડે. હે વહુ ! તું તો માંચીના માકડ જેવી છું, અકેક પુરૂષો રૂપે કરીને એવા સુંદર હોય છે, કે જાણે નવીન કામદેવજ હોય અથવા પ્રગટ ઇંદ્રજ હોય નહીં." ચરિત્ર વડે કરીને વાંચતા સદ્દગુણી પુરૂષોને ગમે તેવી આ તેરમી ઢાળ શ્રી મોહનવિજયે કહી. ૧૧–૨૧

દુહા.

માતાજી ઇમ મત કહો, ચંદથી અધિક અનેક;
પણ તુમ કુળ ઉદ્યોતકર, ચંદ ચંદસમ એક. ૧

સિંહ જણે એક સિંહણી, બહુ વનમાં શીયાળ;
કોઇક મૃગ કસ્તૂરીઓ, અવર મૃગો નિર્માલ્ય ૨

કીહાં ચંદ કીહાં અવર નર, અંતર પ્રતિ વિચાળ;
ચંદ ચરણ નખ સારીખા, બીજા સંવિ ભૂપાળ. ૩

તોળાયે ગયવર જિહાં, ખર તે વળી પાસંગ;
ચોળ રંગ સમ ચંદ નૃપ, બીજા રંગ પતંગ. ૪

જિહાં તરૂ સુરતરૂ સારીખા, સફળ સુશોભિત હોય;
મૂળાફળ વળી ઝાડમાં, લેખે નાવે કોય. ૫

બાઇ તુમ સુત સારીખો, નહી કોઇ અવર સંસાર;
મુજ શિર તે પ્રીતમ છતે, લાખેણો અવતાર. ૬

ભાગ્યે આવ્યો ભાગમે, તે માહરે ભગવાન;
ભાણે આવ્યુ જેહને, તે તેહને પકવાન ૭

---

દુહાનો ભાવાર્થ

સાસુજીના આવા વચન સાભળીને ગુણાવળી બોલી કે—" હે પૂજ્ય સાસુજી ! તમે એવુ ન બોલો, તમારા પુત્ર સમાન અનેક હોય નહીં, તમારા કુળદીપક ચંદ સમાન ચંદ્ર તો એકજ હોય, તારા ઘણા હોય સિંહણ તો એક પુત્રનેજ પ્રસવે, શીયાળ ઘણા હોય કસ્તુરીઆ મૃગ તો કોઇકજ હોય, બાકી તો સામાન્ય હરણીઆની તો હાર હોય માટે કયા તમારો પુત્ર ચંદ ને કયા બીજા પુરૂષો ? અનેક રાજાઓ પણ તમારા પુત્રના નખ સમાન છે જ્યા હાથી તોળાય ત્યા ખર તો મંગમા જાય તેમ ચંદ રાજા ચોલના રંગ જેવા છે અને બીજા પતંગના રંગ જેવા છે ૧-૪

જ્યા ફળવાળા સુશોભિત કલ્પવૃક્ષ જેવા વૃક્ષ હોય ત્યા મૂળાને કોઇ ઝાડમા લેખે નહીં હે બાઈજી ! તમારા પુત્ર જેવો કોઈ બીજો સંસારમા નથી મને તો તમારો પુત્ર ભર્તાર તરીકે મળવાથી મારો તો લાખેણો અવતાર છે મારા ભાગ્યમા આવ્યો તે મારે ભગવાન જેવો છે ' જે ભાણામા આવ્યુ તે પકવાન' એમ જગતની પણ કહેવત છે " ૫-૭

## ઢાળ ૧૪ મી.

( ડારી માહરી આવે હો રસિયા કડતળે—એ દેશી. )

**વીરમતી કહે નિસુણ ગુણાવળી, છે મુજ ચંદ સુજાત સલૂણી; કહું છું હું તો એ તુજ આગળે, હોઠે આવી તે વાત. સ૦ વી૦ ૧ પણ બહુરત્ના એ વસુંધરા, ચંદથી અધિક અનેક સ૦; દેશ વિદેશ જો તેં નિરખ્યા હુવે, તો તું જાણે સુવિવેક. સ૦ વી૦ ૨ તેં એક દીઠી એહ આભાપુરી, તુજને એટલી ગમ્ય સ૦; વાત શું જાણે અવર પુરીતણી, શું લહે રમ્ય અરમ્ય. સ૦ વી૦ ૩ તિણે અવતાર અલેખે તુજ ગણું, સાંભળ ન ધરીશ રીસ સ૦; દીઠા નહી જો વિનોદ ઇણે ઋતે, તો પછી ક્યારે જોઇશ. સ૦ વી૦ ૪ હું તુજ વખતે સાસુ સાંપડી, તું હજી આણે સંકોચ સ૦; કૌતુક કોઇ ન દીઠો તેં વહુ, એ મુજ સબળ આલોચ. સ૦ વી૦ ૫ વનના કુસુમતણા પરે તાહરો, એ જાણે અવતાર સ૦; તું શું સરાહિશ માનવ ભવ ભણી, નવિ જોઇશ દેશાચાર. સ૦ વી૦ ૬ નવ નવ તીરથ નવ નવ ગિરિવરા, નવ નવ નગર વિશેષ સ૦; નવ નવ કુંડ નવી નવી નિમ્નગા, વન ઉપવન સુવિશેષ. સ૦ વી૦ ૭. નવ નવ નરવર નવ નવ નૃપવધૂ, નવ નવ ભાંતિ વિનોદ સ૦; નવ નવ રંગ સુરંગા માનવી, નવ નવ ગીત સ્વરોદ. સ૦ વી૦ ૮ વિવિધ પવિત્ર ચરિત્ર વિદેશનાં,**

---

### ઢાળ ચૌદમીના ભાવાર્થ.

વીરમતી બોલી કે–“ હે વહુ ! તું કહે છે તે ખરૂં છે. મારો પુત્ર સુજાત છે. હું તો તારી આગળ જે વાત હોઠે આવી તે કહું છું, પણ ‘ બહુરત્ના વસુંધરા ’ હોવાથી તેનાથી અધિક પણ અનેક છે. જો તેં દેશવિદેશ જોયા હોય તો તેની તને ખબર પડે. તેં તો માત્ર આભાપુરી જોઇ છે. એટલે તને બીજી નગરીઓની શી ખબર પડે. તને રમ્ય અરમ્યની શી સમજ પડે. એટલા માટેજ હું તારો અવતાર અલેખે ગણું છું, એમાં રીસ કરવા જેવું કાંઈ નથી. જો આવે વખતે મારા જેવી વિદ્યાવાળી સાસુ મળ્યે છતે તું દેશવિદેશ નહીં જુએ તો પછી ક્યારે જોઇશ. તું હજી મારી પાસે સંકોચ રાખે છે પણ તેં બીલકુલ કોતુકો જોયાં નથી. મને તો એજ વિચાર થયા કરે છે કે તારો અવતાર વગડાના ફૂલની જેમ નકામો જાય છે. નવનવા દેશાચાર જોયા વિના તને મનુષ્ય અવતારના સફળ નિષ્ફળપણાની શી ખબર પડે. ૧–૬

નવા નવા તીર્થો, નવા નવા પર્વતો, નવા નવા નગરો, નવા નવા કૂટો, નવી નવી નદીઓ, નવા નવા ઉપવનો, નવા નવા રાજાઓ, નવી નવી નૃપવધૂઓ, નવા નવા વિનોદો, નવા નવા ગીતગાન, નવા નવા વાજીત્રો, નવા નવા માનવીઓ, નવાં નવાં ચરિત્રો જે

જે નિરખે તસ ધન્ય સ૦; તે તો વળી માતાએ પુત્રિયો, જાઈ હોશે કોઇ અન્ય. સ૦ વી૦ ૯ અશ્વમુખા હયકર્ણા માનવી, કર્ણવિગરણા એ તેમ સ૦; ઇગચરણા વળી ગૂઢ દશનધરા, શુદ્ધસદા વળી તેમ. સ૦ વી૦ ૧૦ દીઠા વિણ શુ જાણે બાપડી, તુ શુ નારીને બોળ સ૦; હવે તુ અશન વસન સુખે કરી, બેઠી ફાંદ પપોળ. સ૦ વી૦ ૧૧ ન્યારો પેડો છે ચતુરાઇનો, ચતુરની દૂર બલાય સ૦; ચાતુર મૂળ એ પચ પ્રકારથી, શાસ્રે એમ કહેવાય. સ૦ વી૦ ૧૨ તુજથી એ રૂડા પખેરૂઆં, કૌતુક નિરખે અનત સ૦; તાહરે રકતણા ગુલની પરે, સકળ પદારથ કત. સ૦ વી૦ ૧૩ નેહ અને નિઃસ્નેહની વાતડી, તે કિમ જાણી રે જાય સ૦; જે કોઇ નર પરદેશ કર્યા હુએ, ભુડી નવિ તે ભોળાય. સ૦ વી૦ ૧૪ ઘરસૂરા ને વળી મઠપડિયા, તે અણસમજુ રે દોય સ૦; પણ પરભૂમિ ફરી આદર લહે, વિરલો તેહવો રે કોય. સ૦ વી૦ ૧૫ પામ્યાનુ ફળ એહ જે દીજીયે, કોઇને લવલેશ સ૦; જીવિતનુ ફળ એહ જે જોઇએ, કૌતક તીર્થ વિદેશ. સ૦ વી૦ ૧૬ સાસુએ ઇમ પરચાવી વહૂ ભણી, એ કહી ચૌદમી ઢાળ સ૦; મોહનવિજય કહે ભવી સાંભળો, આગળ વાત રસાળ સ૦ વી૦ ૧૭

---

અહર્નિશ જુએ છે તેનેજ ધન્ય છે તેવી પુત્રીઓ તો કોઇ બીજી માતાઓએજ જણી હશે આ દુનિયામા ઘોડાના જેવા મોઢાવાળા, ઘોડાના જેવા કાનવાળા, કાનના ઉપકરણવાળા, ઘણા પગવાળા, ગુપ્ત હોઠવાળા અને ઉજ્જવળ દાતવાળા એવા અનેક તરેહના મનુષ્યો થાય છે, પણ તેને દીઠા વિના તને બાપડીને શી ખબર પડે? તુ કઇ સ્રીજાતિની હારમા નથી, તુ તો ખાઇ પી લુગડા ઘરેણા પહેરી પેટ પપાળતી બેશી રહે વળી સ્રીજાતિમા તો ચતુરાઇ હોય છે એ ચતુરાઇનો પેડો ન્યારોજ છે, ચતુરની વાત જૂદીજ છે શાસ્રમા ચતુરાઇના મૂળ પાચ પ્રકાર કહ્યા છે, તેમા દેશાટનને અગ્રસ્થાન આપેલુ છે ૭-૧૨

તારાથી તો પખીઓ પણ ભાગ્યશાળી છે કે જે આકાશમા ઉડી નવા નવા કૌતુકો જોઇ શકે છે તુ તો રાકના હાથમા ગોળ આવ્યો હોય તેને અમૃત માની લેય એમ એક ચદ મળ્યો છે, એટલે બીજુ કાઇ સમજતી નથી સ્નેહની અને નિસ્નેહની ઘરે બેઠા તને શી ખબર પડે? રે ભુડી! જે પરદેશમા ફરેલ હોય તેજ બધુ સમજે, તે કોઇનાથી ભોળવાય નહીં, બાકી ઘર શૂરા અને મઠપડિના (પોતાના ઘરમા બેઠા બેઠા પડિતાઈ બતાવનારા) તે બન્ને જાતના પુરુષો અણસમજુ છે, પણ જે પરભૂમિમા આદર પામે તેજ ખરા શૂરવીર ને ખરા પડિત ગણાય છે પામ્યાનુ ફળ એ કે કોઇને દઇએ અને જીવિતનુ ફળ એ કે વિદેશમા ફરીને કૌતુક જોઇએ પણ તારાથી એ કાઇ બને તેમ લાગતુ નથી, તુ તો મનુષ્યભવ હારીજ જવાની છે" આ પ્રમાણે સાસુએ પોતાની વહૂને કહ્યુ આ ચૌદમી ઢાળ કહી શ્રી મોહનવિજય ભવ્ય પુરૂષોને સબોધી કહે છે કે આગળ રસીલી વાત આવશે જે તમો સાભળો ૧૩-૧૭

દુહા.

સાસુ વચન ગુણાવળી, નિસુણી જંપે એમ;
બાઇ દેશ વિદેશ તે, જોયા જાયે કેમ. ૧

ઇચ્છાચારી કૌતુકી, વળી નિરંકુશ જેહ;
મનની મોજે સંચરે, દેશ વિદેશે તેહ. ૨

હું નૃપની પટરાણીણી, બાહિર પગ ન દેવાય;
બાઇજી કહો મુજ થકી, એ વાતો કેમ થાય. ૩

તુમ વચનામૃતથી થયો, જોવાને મન જોર;
પણ કિમ કરીએ ચરણને, નાચી જોવે મોર. ૪

જે અણશીખ્યું કીજીએ, તે આવે કિમ વગ્ગ;
આડ તરે તે તો ભલે, પણ કિમ તરશે કગ્ગ. ૫

હું અબળા પ્રીતમથકી, અર્ધ ક્ષણ ન રહું દૂર;
કિમ તેહથી કરિયે કપટ, સાખી છે શશી સૂર. ૬

કબહી કપટ હુવે પ્રગટ, જો જાણે પ્રાણેશ;
તિહાં આડા આવે નહીં, જોયા દેશ વિદેશ. ૭

પ્રીતમ વિણ પરદેશડે, નારીએ ન જવાય;
પંખી પુરૂષ અને પવન, જિહાં ભાવે તિહાં જાય. ૮

---

દુહાનો ભાવાર્થ

સાસુનું આવું અસરકારક ભાષણ સાંભળીને ગુણાવળી તેમાં લેવાણી, પણ તેને એ વાત બહુ મુશ્કેલ લાગવાથી તે બોલી કે–" સાસુજી ! આપ કહો છો તે બધું સાચું છે, પણ આપણાથી પરદેશ જોવા શી રીતે જવાય ? એ તો જે નિરંકુશ હોય, સ્વેચ્છાચારી હોય, તે મનની મોજે કૌતુક જોવા માટે જ્યાં ત્યાં જઇ આવી શકે. હું તો રાજાની પટરાણી, મારાથી મહેલની બહાર પગ પણ ન દેવાય, તો એ વાત તો શી રીતેજ બને ? બાઇજી ! તમારા કહેવાથી મને જોવાની તો ઘણી ઇચ્છા થાય છે, પણ મોરને નાચીને પગ સામું જોવાનું છે. ૧–૪.

શિખ્યા વગરનું કાંઈ કરીએ તો સમજમાં આવે નહીં. પાણી ઉપર તરી શકે છે. કાગળથી તરી શકાતું નથી. વળી હું અબળા, મારા પ્રીતમથી એક ક્ષણ દૂર નહીં રહેનારી તે તેની સાથે કપટ કેમ કરી શકું ? કદિ કોઈ ન જાણે તો ચંદ્ર અને સૂર્ય તો તેના સાક્ષી છે. એમ કરતાં કદિ સ્વામી જાણી જાય અને કપટ ઉઘાડું પડે તો તે વખતે દેશ પરદેશ આડાં ન આવે, માટે સ્ત્રીએ સ્વામી વિના પરદેશ નજ જવાય એમ હું તો ધારૂં છું. પંખી, પુરૂષ અને પવન એ ત્રણે સ્વતંત્ર છે તેથી તે ગમે ત્યાં જાય. " ૫–૮.

ગુણાવળીની આટલી દલીલ સાભળીને હવે વીરમતી તેને તોડે છે વીરમતી સમજી કે આ અરધી તો કબજે આવી છે, તેના મનમા કૌતુક જોવાની ઇચ્છા તો જાગી છે હવે સ્વામીનો ભય તેને આડો આવે છે તે સમજાવીને કાઢી નાખુ એટલે તે મારે વશ થઇ જશે આવા વિચારથી તેણે જે કહ્યુ અને જે રીતે તેને ભોળવી તે આપણે આગળ ઉપર વાચશુ તેમજ તેનુ પરિણામ કેવુ માઠુ આવ્યુ તે પણ જોશુ

## પ્રથમ ઉલ્લાસની ઢાળ દશમીથી ઢાળ ચૌદમી સુધીનુ રહસ્ય.

આ પાચ ઢાળોમા વાતો ઘણી છે પણ રહસ્ય થોડુ છે આ પાચ ઢાળો માત્ર બે હકીકતથીજ ભરેલી છે એક ચદરાજાનો રાજ્યકાળભાગ ને તેની સ્થિતિ અને બીજી વીરમતીની ગુણાવળી સાથેની વાતચીતમા તેની સ્રીચરીત્રભરેલી ચાલાકી આ બે હકીકત પૈકી પહેલી હકીકતના પ્રારભમા વીરમતીએ પોતાની અદ્ભુત શક્તિનુ ચદરાજા પાસે વર્ણન કર્યુ છે અને તેને પોતાથી કિંચિત્ પણ વિપરીત ન ચાલવા માટે પોતાના છિદ્ર ન જોવા માટે પૂરતો ભય આપ્યો છે ચદકુમાર અવસરનો જાણ છે, વળી પોતાની બાલ્યાવસ્થા છે, તેથી તે સમાના ભણે છે, અર્થાત્ જેમ વિમાતા ગમ્જી થાય તેવોજ જવાબ આપે છે

ચદ અને ગુણાવળીની નખ અને માન જેવી, મત્સ્ય અને જળ જેવી તેમજ દુધ અને પાણી જેવી પ્રીતિ છે કર્ત્તા તેની પ્રીતિને દુધ જળની ઉપમા આપે છે તે પ્રીતિ પણ અપૂર્વ છે દુધ અને પાણી એકઠા થયા એટલે પરસ્પર પ્રીતિ થવાથી બન્ને એકરૂપ થઇ ગયા દુધે પોતાના તમામ ગુણ પાણીને આપી દીધા બન્નેના વર્ણ, ગધ, રસ, સ્પર્શ એકરૂપ થઈ ગયા પછી તેના માલેકે કાર્યમિષે તેને અગ્નિ ઉપર મૂક્યુ એટલે પાણી દુધનો ઉપકાર સભારીને પહેલુ બળવા માડ્યુ મિત્રના કષ્ટની આ સ્થિતિ દુધથી સહન થઇ નહી, એટલે પાણી બળી જતા તે ઉડીને અગ્નિમા પડવા ઉછળ્યુ માલીકે જાણ્યુ કે આ તો બધુ જશે, એટલે તેમા પાણી છાટ્યુ, અર્થાત્ તેના મિત્રનો સયોગ કરાવ્યો એટલે દુધ શાત થયુ જો પ્રીતિ હોય તો આવી હોવી જોઇએ

આગળ ચાલતા કવિએ પોતાની કવિત્વશક્તિ બતાવી આપી છે રાજસભામા સમકાળે છએ ઋતુનો દેખાવ થઈ રહ્યો છે તે ઘટાવેલ છે ત્યાર પછી રાજસભાનુ વિશેષ વર્ણન કરતા તેમા છએ દર્શનના પડિતો બેઠેલા છે, તેઓ જગતના સબધમા પોતપોતાની માન્યતા પ્રમાણે કહે છે તે હકીકત કહેતા પાચ આધળાઓ હાથી જોવા માટે ગયેલા તેનુ દૃષ્ટાંત આપે છે એકદા પાચ આધળાઓ હાથી જોવાની ઇચ્છાથી હાથીની શાળામા ગયા ત્યા એક હાથીનો સ્વર સાભળીને તે કેવો છે ? તે જાણવા માટે તેને સ્પર્શ કરવા જતા એકના હાથમા તેનો પગ આવ્યો, ત્યારે તે બોલ્યો કે 'હાથી તો થાભલા જેવો જણાય છે ' બીજાના હાથમા પુછડુ આવ્યુ, ત્યારે તે કહે કે 'હાથી તો વાસ જેવો જણાય છે; ' ત્રીજાના હાથમા તેની સુઢ આવી ત્યારે તે કહે કે 'હાથી તો કેળના સ્થભ જેવો

જણાય છે;' ચોથાના હાથમાં તે ઉંચે ચઢેલો હોવાથી હાથીનો કાન આવ્યો, ત્યારે તે કહે 'અરે ! હાથી તો સુપડા જેવો જણાય છે;' પાંચમાંના હાથમાં તેના દંતશૂળ આવ્યા, એટલે તે કહે કે 'હાથી તો સાંબેલા જેવો જણાય છે.' આ પ્રમાણે એક એક અંશને ગ્રહી અન્ય મતવાદીઓ જગતનું સ્વરૂપ જુદી જુદી રીતે કહે છે; પરંતુ જિનેશ્વર ભગવંત સર્વજ્ઞ હોવાથી દેખતો પુરૂષ જેમ હાથીનું સર્વાંગ સ્વરૂપ જાણીને કહે તેમ તેઓ આ જગતનું નિત્યાનિત્ય વિગેરે ભાવોવાળું સ્વરૂપ યથાર્થ કહે છે. આ વિષે દષ્ટાંતશતકમાં ત્રીજું દષ્ટાંત છે. ત્યાં છેવટે કહ્યું છે કે—

**મત ખટ છે સંસારમાં, પંચ તે અંધ સમાન;**
**એક એક વસ્તુ ગ્રહે, જિનમત સર્વ પ્રમાન.**

ચંદ રાજાની રાજસભાનું વર્ણન કવિએ સારૂં આપ્યું છે.

આગળ ચાલતાં ગુણાવળીના સુખની સ્થિતિનું દર્શન કરાવ્યું છે. વીરમતી ત્યાં આવે છે, તે વખતે સખીઓ તેની સાથે કેમ વર્તવું તેનું ગુણાવળીને ભાન કરાવે છે. ગુણાવળી યોગ્ય વિનય સાચવે છે, એટલે વીરમતી પણ તે ફૂલી જાય તેટલાં તેના વખાણ કરે છે અને છેવટે મર્મમાં કહે છે કે "મને તો ચંદ અને તું બંને સરખા વહાલાં છો, બે આંખ જેવા છો, માટે તને જો કાંઇ પણ તે કષ્ટ આપે તો તું તરત મને કહેજે, હું તેને સમજાવી દઇશ." અહીંથી ગુણાવળીને પોતાને કબજે લેવા માટે તે જાળ પાથરવી શરૂ કરે છે. તેને પુત્રીતુલ્ય કહીને વિદ્યાઓ વિગેરે આપવાની મોટી મોટી આશાઓ આપે છે. હવે વીરમતી પોતાને જે કહેવું છે તેની શરૂઆત કરે છે. ગુણાવળીને તે કહે છે કે—'તારો તો જન્મજ અલેખે છે.' ગુણાવળી તેના મર્મને સમજતી નથી, એટલે તે કહે છે કે—'મારે શું ઓછું છે ?' એટલે વીરમતી કહે છે—'તું તો પશુ સરખી છે. તારામાં ચતુરાઇજ કયાં છે ?' ગુણાવળી કહે છે કે 'હું તો મને ડાહી સમજું છું, પછી તમે કહો તે ખરૂં.' વીરમતી કહે છે કે 'તારામાં ચતુરાઇ હોય તો એક ચંદને જોઈને આટલી બધી મલકાઈ જાય ? જગતમાં તો તેનાથી શ્રેષ્ઠ પુરૂષો ઘણા વસે છે.' ગુણાવળી હજુ તેનો ભાવ સમજતી નથી. તે કહે છે કે 'બીજા ઘણા ભલે હો પણ તે બધા નક્ષત્ર જેવા છે ને તમારો પુત્ર તે ખરેખર ચંદ્ર સમાન છે.' વીરમતી કહે છે કે—'તે ખરી વાત, પણ તને દુનીઆ જોયા વિના દુનિયાની શી ખબર પડે ? દુનિયા તો અનેક પ્રકારના કૌતુકોથી ભરેલી છે. દેશાટન કરવાથીજ ખરી ચતુરાઈ આવે છે.' આ પ્રસંગે ચતુરાઇના મૂળ નીતિશાસ્ત્રકારે જે પાંચ કહ્યા છે તેનો ઇસારો કરે છે. 'દેશાટન, પંડિતની મિત્રતા, વારાંગનાનો પરિચય, રાજસભામાં પ્રવેશ અને અનેક શાસ્ત્રોનું અવલોકન' આ પાંચ ચતુરાઈનાં મૂળ છે. એમાં પ્રથમ દેશાટન કહેલું છે.

વીરમતીના કથનનો મુદ્દો તેમાં સમાયેલો છે, તેથી દેશાટનના લાભોનું તે વર્ણન કરે છે. તેની અસરકારક વાણીથી ગુણાવળી કૌતક જોવા માટે લોભાય છે. કારણ કે

સ્ત્રીજાતિ સ્વભાવેજ કૌતુકપ્રિય હોય છે ગુણાવળીને તે કાર્ય તદ્દન અશક્ય લાગે છે તે કહે છે કે "સ્ત્રી જાતિથી સ્વતંત્રતાએ દેશાટન કરવાનુ બનેજ કેમ? પતિની ઇચ્છા હોય, તે સાથે હોય, તેનો રાજીપો હોય, તોજ તે બની શકે પતિથી પ્રચ્છન્નપણે ક્યાંઇ પણ જવુ આવવુ તે સ્ત્રીજાતિને ઘટેજ નહી, તેમ તેનાથી બને પણ નહીં કેમકે એમ કરતા કપટ ઉઘાડુ પડે ને પતિ નારાજ થાય તો સ્ત્રીનુ સર્વસ્વ બગડે" આ બધા તેના સ્વચ્છ અંતઃકરણના ઉદ્ગારો છે હવે વીરમતી તેમા મલીન ભાવ દાખલ કરનાર છે તે આપણે આગળ જોવાનુ છે અહીંઆ વીરમતીની કપટયુક્ત વાક્યરચના સ્ત્રીચરિત્રનુ પ્રત્યક્ષ દર્શન કરાવે છે અને ગુણાવળીની સરલ વાક્યરચના સ્ત્રીજાતિની ફરજ સમજાવે છે ટુકામા અહીંથી પણ સાર લેવા લાયક ઘણુ છે, પણ મૂળ હકીકતજ બહુ વિસ્તારે કહેવામા આવેલી હોવાથી અહીં તેનો વિસ્તાર કરવાની આવશ્યકતા નથી

ઢાળ ૧૫ મી.

( કપૂર હોવે અતિ ઉજળો રે—એ દેશી )

વહુને વીરમતી કહે રે, વાતો વિવિધ બનાય; કારજ જે નારી કરે રે, તે નરથી નવી થાય; ભવિક જન! નિરખો નારી ચરિત્ર. ૧ હરિ હર બ્રહ્મ પુરંદરા રે; વનિતાએ વશ કીધ, મુનિવર સરિખા ભોળવ્યા રે, ગ્રંથે નામ પ્રસિદ્ધ. ભ૦ નિ૦ ૨ ભોળી નારી ચરિત્રનો રે, કોઇ ન પામ્યો પાર; જે નવિ ભોળવ્યા નારીએ રે, તે વિરલા સંસાર. ભ૦ નિ૦ ૩ નારી વિષમ ગિરિવર ચઢે રે, વશ આણે અહિરાજ; અતિ ગંભીર નદી તરે રે, યુવતી કપટ જહાજ. ભ૦ નિ૦ ૪ સિંહથકી નવી ઓસરે રે, ખેલે અખિલા ખેલ; રાચી જેહવી સુરલતા રે, વિરચી વિષની વેલ. ભ૦ નિ૦ ૫ પીઉથી જે બીતી રહે રે, તાસ જનમ અકયથ્થ; નારીને કુણ શીખવે રે, ચરિત્ર ગ્રહીને હથ્થ. ભ૦ નિ૦ ૬ મોર ઇંડા કુણ ચિતરે રે,

ઢાળ ૫ દરમીનો ભાવાર્થ.

હવે વીરમતી ગુણાવળીને અરધી કબજે આવેલી જાણીને કહેવા લાગી કે—"અરે ભોળી! સ્ત્રી જે કામ કરી શકે તે પુરૂષ પણ ન કરી શકે હે ભવિક જન! હવે નારીચરિત્રને નિરખો હરિ, હર, બ્રહ્મા ને ઇંદ્રને પણ સ્ત્રીએ ભોળવ્યા અને પોતાને વશ કર્યા, મોટા મોટા મુનિવરને ચળાવ્યા, સ્ત્રીચરિત્રનો પાર કોઇ પામી શકયુ નથી આ જગતમા જેને સ્ત્રીએ ભોળવ્યા નથી એવા પુરૂષોજ કોઇ વિરલ હોય છે કપટની વહાણરૂપ સ્ત્રી ધારે તો મોટા વિષમ પર્વતપર ચઢી જાય, સર્પને વશ કરે, મોટી નદીઓ તરી જાય અને ભયકર સિંહથી પણ ન ડરે, કોઇથી ન ખેલાય એવા ખેલ સ્ત્રી ખેલે સ્ત્રી જો પ્રસન્ન થાય તો કલ્પલતા જેવી છે ને જો ગુસ્સે થાય તો વિષલતા જેવી છે જે સ્ત્રી પોતાના પતિથી બીહે છે તેનો તો જન્મજ અકૃતાર્થ છે સ્ત્રીને કોઇ ચરિત્ર શીખવતુ નથી, એની મેળેજ તેનામા એવી શક્તિ ઉદ્ભવે છે ૧–૬

હંસભણી ગતિ સાર; કુણ શીખવે મૃગરાજને રે, કરિવર કુંભ પ્રહાર. ભ૦ નિ૦ ૭ જાતિસ્વભાવ શિખ્યા વિના રે, આવે ગુણ નિરધાર; ભીતિ ચંદ નરિંદની રે, ન ધરીશ ચિત્ત મઝાર. ભ૦ નિ૦ ૮ ગગનગામિની વિદ્યાથકી રે, જોશું વિનોદ વિખ્યાત; રાત રમી ઘરે આવશું રે, હોશે જામ પ્રભાત. ભ૦ નિ૦ ૯ જે રમત રમશું નિશા રે, તે શું જાણશે રાય; ચંચા પુરૂપ તે શું વળી રે, પુરૂષમાંહે કહેવાય. ભ૦ નિ૦ ૧૦ શું થયું ચંદ જો જાણશે રે, પણ કિમ ખેલ મૂકાય; જેમ મશક ઉ- તપાતથી રે, સદન શું મૂકી જવાય. ભ૦ નિ૦ ૧૧ વચન સુણી સાસુતણાં રે, હરખી ગુણાવળી ચિત્ત; જોઇશ સાસુ સહાયથી રે, નવલી ક્રીડા નિત્ય. ભ૦ નિ૦ ૧૨ એ સાસુમાંહે અછે રે, બહુ વિદ્યા અભિરામ; તેણે લેઇ નવી શકે રે, નરપતિ મહારૂં નામ. ભ૦ નિ૦ ૧૩ રાણી સાસુને કહે રે, હું છું તમતણી ગોદ; દેખાડો મુજને સુખે રે, નવલા દેશ વિનોદ. ભ૦ નિ૦ ૧૪ પણ બાઇજી માહરી રે, તુમ હાથે છે લાજ; નહીં અળગી તુમ વચનથી રે, તુમે માહરે શિરતાજ. ભ૦ નિ૦ ૧૫ અદ્ભુત જે કૌતુક હુવે રે, તે દેખાડો આજ; જો કોઇ પેઠી નાચવા રે, ઘુંઘટનો શો કાજ. ભ૦ નિ૦ ૧૬ પણ કોઇ મંત્ર પ્રયોગથી રે, વશ કરજો ભૂપાળ; મોહનવિજયે હેજથી રે, કહી પંદરમી સુંદર ઢાળ. ભ૦ નિ૦ ૧૭

---

મોરના ઇંડાને ચિતરવા કોણ જાય છે? હંસને ગતિ કોણ શિખવે છે અને સિંહને હાથીના કુંભસ્થળ ભેદતાં કોણ શિખવે છે? એ તો એનો જાતિ સ્વભાવજ છે. માટે તું ચંદકુમારનો ભય બીલકુલ રાખીશ નહિ. આપણે ગગનગામિની વિદ્યાથી રાત્રિએ આકાશ-માર્ગે કૌતુક જોવા જશું ને રાત્રે આનંદ કરી પ્રભાત થયા અગાઉ પાછા આવતાં રહેશું. જે આપણે રાત્રે રમત રમીશું તે રાજા શી રીતે જાણી શકે? જે પુરૂષ આકૃતિ ચાડીયો કર્યો હોય તે શું પુરૂષમાં ગણાય છે? કદિ ખબર પડશે તો તેથી કાંઇ ડરી જવાનું નથી. એમ મચ્છરના ઉપદ્રવથી કાંઇ ઘર છોડી જવાતું નથી, માટે તું બેફીકર રહેજે." ૭–૧૧

આ પ્રમાણેનાં સાસુનાં વચનથી ગુણાવળી ચિત્તમાં હર્ષ પામી. તે વિચારવા લાગી કે 'સાસુની સહાયથી આપણે નવા નવા કૌતુક જોશું. તેની પાસે વિદ્યાઓ ઘણી છે તેથી મારા પતિ મારૂં નામ લઇ શકશે નહીં' આ પ્રમાણે વિચારીને તેણે વીરમતીને કહ્યું કે–"હે સાસુજી! હું તો તમારે ખોળે છું. તમે જે કહેશો તે મારે કબુલ છે. તમે મને નવા નવા કૌતુકો દેખાડવા ઇચ્છો છો તો હું તે જોવાને તત્પર છું પણ મારી લાજ તમારે હાથ છે. હું તમારાથી અળગી નથી. તમે મારા માથાના મુગટ છો. ખુશીથી આજેજ કૌતુક દેખાડો, હું તૈયાર છું, કેમકે નાચવા જવું પછી ઘુમટો શો તાણવો? પણ તમે કોઇ મંત્રપ્રયોગથી મારા પતિને વશ કરજો કે જેથી મને કોઈ તરેહની અડચણ આવે નહીં, મારા પર તે ગુસ્સે થાય નહીં." આ પ્રમાણે મોહનવિજયજીએ પંદરમી ઢાળ વર્ણવી. ૧૨–૧૭

દુહા.

વશ આવી જાણી વહુ, સાસુ કહે તે વાર;
છે વિદ્યા અવસ્વાપની, મુજ પાસે નિરધાર. ૧

કહે તો નગરી જન ભણી, કરૂ દષદને તુલ્ય;
નૃપ કરવો આપણ વસુ, તેહમાં શુ બહુ મૂલ્ય. ૨

કૌતુક જોવા જો થયુ, મન તુજ વિશ્વાવીશ;
તો સાંભળ તુજને કહુ, અચરજ એક જગીશ. ૩

નગરી કોસ અઢારશે, વિમળપુરી છે એક;
મહીપતિ મકરધ્વજ તિહા, નૃપ વશ કીધ અનેક. ૪

તનુજા નામ પ્રેમલા–લચ્છી સુદર દેહ;
વિધિના હાથે નિરમમી, નિપટ કરીને નેહ. ૫

સિહલપુર સિહરથ નૃપતિ, સુત કનકધ્વજ રાજ;
તેહને પરણશે પ્રેમલા, મુહૂરત રજની આજ. ૬

કૌતક જોવા સારીખુ, અછે આજ તો તેહ;
જો આવે તો તુજભણી, હુ દેખાડુ તેહ. ૭

---

દુહાનો ભાવાર્થ

આ પ્રમાણે વહુને પોતાને વશ આવેલી જાણીને વીરમતી બોલી કે "મારી પાસે અવસ્વાપિની વિદ્યા છે, તેથી તુ કહે તો આખા નગરને પથ્થર જેવા કરી નાખુ તો પછી તારા પતિને વશ કરવો તેમા તો શી મોટી વાત છે? હવે જો તારૂ મન કૌતુક જોવા તત્પર થયું છે તો સાભળ–એક આશ્ચર્ય આજેજ જોવા જેવુ છે અહીંથી અઢારશે કોસ દૂર વિમળાપુરી નામે નગરી છે ત્યા મકરધ્વજ નામે રાજા છે તેણે ઘણા શત્રુને વશ કર્યા છે તે રાજાને પ્રેમલાલચ્છી નામે પુત્રી છે, તે એવી સુદર શરીરવાળી છે કે જાણે વિધાતાએ પોતાને હાથેજ તેને ઘડી હોય એમ જણાય છે તે રાજપુત્રીને સિહલપુરના સિહરથ નામના રાજાનો પુત્ર કનકધ્વજ આજે રાત્રેજ પરણવાનો છે તે લગ્નમહોત્સવ અને વર કન્યા બહુજ જોવા જેવા છે જો તુ મારી સાથે આવે તો આજે તને એ કૌતુક દેખાડુ" ૧–૭

## ઢાળ ૧૬ મી.

( સીતા રૂપે રૂડી, જાણે આંબા ડાળે સૂડી હો; સીતા કોણે હરી—એ દેશી. )

સાસુ વચને રાણી, ઘણો હીયડે હેજ ભરાણી હો; સંગત ફળ એહવા, તુમે સાસુ ગુણધામી, હું તો પૂરણ વખતે પામી હો. સં૦ ૧ કોસ અઢારશેં ઇહાંથી, એક રજનીએ પહોંચીએ કિહાંથી હો; સં૦ કોઇ દેવી હુએ તે જાય, પણ મનુષ્યથકી કેમ થાય હો. સં૦ ૨ સુણ વહૂ સાસુ જંપે, બહુ કોસ સુણી કિમ કંપે હો; સં૦ એક ગગનગામિની મુજ પાસે, છે વિદ્યા પરમ વિલાસે હો. સં૦ ૩ લાખ જોજન જઇ આવું, પણ એટલામાં શું જાવું હો; સં૦ એ એક ડગલું માહરૂં, ચિત્ત કાયર મ કરીશ તાહરૂં હો. સં૦ ૪ નિસુણી ગુણાવળી રંજી, જાણી વીરમતીને અંગજી હો; સં૦ એહ તો વિદ્યા બહુ સારી, તુમ બાઇજી બલિહારી હો. સં૦ ૫ સુણો સાસુજી મુજ વાણી, કિમ તાકડો મેળશો તાણી હો; સં૦ હમણાથી સભા જે પૂરાશે, તે જિહાં લગે સંધ્યા થાશે હો. સં૦ ૬ એક પોહોર નિશા જબ જાવે, તબ પિઉડો મહેલે આવે હો; સં૦ વળી હાસ વિલાસે સજની, ઇમ કરતાં હોવે મધ્યરજની હો. સં૦ ૭ એક પહોર પોઢે નૃપ રાગે, વળી પાછલે પહોરે જાગે હો; સં૦ ક્ષણ અવકાશ ન પામું, તો હું કિમ તુમ સંગે આવું હો. સં૦ ૮ તવ સાસુ દેઇ દિલાસા, વહૂ જોય તું મુજ વિલાસા હો૦ સં; એતો છે કાર્ય સોહિલો,

---

### ઢાળ સોળમીનો ભાવાર્થ.

ગુણાવળી સાસુનાં આવાં વચન સાંભળીને બહુજ હોંશમાં આવી બોલી કે—" તમે ગુણના ધામ છો, તમારી જેવા સાસુ હું પૂર્વના પુણ્યથીજ પામી છું; પણ તમે કહો છો તેમ અઢારશે કોશ દૂર એક રાત્રિમાં કેમ પહોંચાય અને તે કૌતુક શી રીતે જોવાય ? કોઇ દેવી હોય તો તે જઈ શકે, મનુષ્ય તો ત્યાં જઈ શકે નહીં." વીરમતી બોલી કે—"બહુ દૂર જાણીને તું કેમ કંપે છે ? મારી પાસે ગગનગામિની વિદ્યા છે તેથી હું ધારૂં તો એક રાત્રિમાં લાખ જોજન જઇ આવું. આ તો મારે એક ડગલા જેવું છે. આથી તારૂં ચિત્ત કાયર બનાવીશ નહીં. " ૧–૪

ગુણાવળી એ હકીકત સાંભળી ખુશ થઇ અને બોલી કે—"સાસુજી ! આ વિદ્યા બહુ મજાની છે. પણ આપણને જવાનો વખત શી રીતે મળશે ? જુઓ, અત્યારે રાજસભા ભરાણી છે, તેમાં રાજાજી ગયા છે, તે સભામાં સંધ્યાકાળ સુધી રહેશે, ત્યારપછી સંધ્યાકૃત્ય કરી મારા સ્વામી એક પહોર રાત્રે મારા મહેલમાં આવશે. પછી એક પહોર હાસ્ય વિનોદમાં વ્યતિત થશે. ત્રીજા પહોરે રાજા સુશે, તે એક પહોર નિદ્રા લઇને પાછલે પહોરે જાગશે. એ રીતે મને એક ક્ષણ પણ તમારી સાથે આવવાનો અવકાશ નથી એટલે હું શી રીતે આવી શકીશ ?" સાસુ બોલી કે—" એ વાતની તું ફીકર ન કર. તું મારી કળા જો

આજ તુજ પતિ આવશે વહિલો હો. સ૦ ૯ પિઉ પરચાવીને વિલાસે, પછી આવજે તુ મુજ પાસે હો; સ૦ ઇમ વહુને ઘણો પરચાવી, નિજ મંદિરે સાસુ આવી હો. સ૦ ૧૦ સાસુનાં વચન સંભારે, મન રાણી એમ વિચારે હો; સ૦ મુજ સાસુ તો ગુણપાત્ર, એ તો ઘર સરખી નહી યાત્ર હો. સ૦ ૧૧ એ તો કહી ગઇ વાતો મોટી, પણ દીસે છે સાસુ ખોટી હો; સ૦ આજ આવશે જો વહેલો પ્યારો, તવ એહનો આવે પતિઆરો હો. સ૦ ૧૨ હવે વીરમતી કપટાઇ, તુમે સાંભળો સહુ ચિત્ત લાઇ હો; સ૦ સંધ્યા પહેલી સધા, તિણે સાધવા માંડી વિદ્યા હો. સ૦ ૧૩ સુર પ્રગટ્યો વચને બાંધ્યો, કિમ નારી મુજને આરાધ્યો હો; સ૦ સા ભાખે આકર્ષ્યા અર્થે, કોઇ કોઇને તેડે નહિ વ્યર્થે હો. સ૦ ૧૪ કોઇ એહવો રચો તમે ફંદ, મુજ પુત્ર અછે નૃપ ચંદ હો; સ૦ કાંઇ તુમથી એહવુ થાવે, સુત દિવસ છતાં ઘર આવે હો. સં૦ ૧૫ સુર કહે એહમાં શુ કરવુ, અંજલી જળમાં શુ તરવુ હો; સ૦ રાણી મન વાત તે જાણી, દેવ રચે સુણો પ્રાણી હો. સ૦ ૧૬ વીરમતી સોળમી ઢાળે, કરે કપટ તે પુત્ર વિચાળે હો; સ૦ કહે મોહન શિયળ અટકો, તસ વાળ ન હોવે વંકો હો. સ૦ ૧૭

---

આજે તારા પતિ વહેલા તારે મહેલે આવશે પછી તુ યુક્તિ-પ્રયુક્તિથી તેને વહેલા પોઢાડીને મારી પાસે આવજે " આ પ્રમાણે ગુણાવળીને ખૂબ પોરહ ચડાવીને વીરમતી પોતાના મહેલે આવી ૫-૧૦

સાસુના ગયા પછી ગુણાવળી વિચારવા લાગી કે—" મારા સાસુજી તો મહોટા ગુણ-વાળા દીસે છે, મારે તો ઘેર બેઠા યાત્રા મળી છે તેઓ વાતો તો મોટી મોટી કરી ગયા છે પણ મને એનો વિશ્વાસ આવતો નથી પરંતુ તેના કહેવા પ્રમાણે જો મારા પતિ આજે વહેલા આવે તો મને વિશ્વાસ બેસે " ૧૧-૧૨

હવે વીરમતીએ પોતાના મકાનમા જઇને તરતજ એક વિદ્યા સાધવા માડી, એટલે તેના વચને બંધાયેલો દેવતા પ્રગટ થયો તેણે કહ્યુ કે—' મને શા માટે આરાધ્યો છે ?' વીરમતી બોલી કે—' કોઇ કોઇને વ્યર્થ બોલાવતુ નથી તમને બોલાવવાની મતલબ એ છે કે તમે કાઇક એવો ફંદ રચો કે જેથી મારો પુત્ર રાજસભામાથી દિવસ છતા ઘરે આવે ' દેવ કહે કે—' એમા તે શી મોટી વાત છે ? અંજળી જેટલા પાણીમા તે તરવાની શી જરૂર છે ? હુ હમણાજ તમારો પુત્ર ઘરે આવે એમ કરૂ છુ ' આ સોળમી ઢાળમા વીરમતી કપટ કરી પુત્રને ચલિત કરે છે મોહનવિજય કહે છે કે, શિયળમા અટક એવા ચંદરાજાનો એક વાળ પણ વાંકો નહિ થાય ૧૩-૧૭

દુહા.

દૂર્જન જન મન જેહવી, શ્યામ ઘટા ઘનઘોર;
ઉત્તર વાળી ઉન્હીહી, મોર કરે ઝીંઝોર. ૧

દહ દિશી દમકે દામિની, જિમ મનમથ કરવાળ;
ગુહિરે અતિ ગાજે ગયણ, કોરણ વહે વિચાળ. ૨

જળધારા નિચ્છડ પડે, શીતળ પવન પ્રસાર;
સક્કર કક્કર સમ ઉડે, ઝડ મંડે જળધાર. ૩

એહવી ઘનમાળા રચી, અતિ સુવિશાળા જામ;
કહીને વીરમતી ભણી, સુર પોહોતો નિજ ઠામ. ૪

પસર્યો ઘન તિમ ચિહું દિશે, સભા વિસર્જી રાય;
મંદિર આવ્યો દિન છતે, રાણી વિસ્મય થાય. ૫

સાસુ વચનતણો થયો, રાણીને વિશ્વાસ;
દો કરજોડી ગુણાવળી, ઉભી પ્રીતમ પાસ. ૬

આજ ઘણા વહેલા તુમે, આવ્યા મંદિર એમ;
દીસો આમણ દુમણા, કહો પ્રાણેશ્વર ! કેમ ? ૭

---

દુહાનો ભાવાર્થ.

પછી દુર્જન મનુષ્યના હૃદય જેવી ઉત્તરમાંથી શ્યામ વાદળાની ઘટા ચડી આવી, તે જોઈને મોર ટહૂકા કરવા લાગ્યા અને કામદેવની તરવાર જેવી વીજળી દશે દિશામાં ચમકવા લાગી, આકાશમાં ગર્જારવ થવા લાગ્યો, અને ચારે તરફ ઘમઘોર થઇ ગયું. જળધારા પડવા લાગી અને શીતળ પવન ફુંકાવા લાગ્યો. સાકરની જેવા કરા ઉડવા લાગ્યા અને ઝડી સાથે જળધારા પડવા લાગી, આવી વિશાળ મેઘમાળા રચીને અને તે વીરમતીને જણાવીને તે દેવતા પોતાને સ્થાને ગયો. ૧-૪

આ પ્રમાણે ચોતરફ વરસાદ પસરી જવાથી સર્વત્ર અંધારા જેવું થઇ ગયું, એટલે રાજા સભા વિસર્જન કરીને ઘરે આવ્યો. દિવસ છતાં રાજાને ઘરે આવેલા જોઇને ગુણાવળી વિસ્મય પામી અને તેને સાસુનાં વચન ઉપર પૂર્ણ વિશ્વાસ બેઠો. પતિને આવેલા જોઇ ગુણાવળી બે હાથ જોડી સામે ઉભી રહી અને બોલી કે—'હે પ્રીતમ ! આજ તો આપ ઘણા વહેલા પધાર્યા છો, પણ આમ આમણ દુમણા કેમ દેખાઓ છો ? ૫-૭

ઢાળ ૧૭ મી

( આવી ઉરહી જા પરી હે, કે વેગ્ણુ મત તરસાવે જીવ કે, રતન સોનારડી હે–એ દેશી )

ચંદ કહે રાણી ભણી હે કે સાજન, વિણુ ઋતુ વરસે મેહ કે નવલી ચંદની હે કે, લલનાકેરાં જુઓ ચરિત્ર કે; શીતળ પવન ઝકોરથી હે કે સા૦, કંપે કોમળ દેહ કે. નવલી૦ ૧ ગંગાત્રટ વેળુ જિસી હે કે સા૦, સખર બિછાઇ સેજકે, પરનાં ઓસિસાં ધર્યાં હે કે સા૦, રાણી મનમે હેજ કે. નવલી૦ ૨ બેઠો પર્યંકે પિઉ હે કે સા૦, ધરમાં બાંધી કાન કે; નારી આપે નેહશુ હે કે સા૦, મૃગમદ અંબરપાન કે. નવલી૦ ૩ આસવ નવ નવ ભાંતિના હે કે સા૦, રાણી કરાવે પાન કે; નારાયણાદિક તેલના હે કે સા૦, કરે અભ્યંગ વિધાન કે. ન૦ ૪ અગર ચંદન અંગીઠિકા હે કે સા૦, પસર્યો પરિમળ પૂર કે; તેણે નૃપ તનુથી થયો હે કે સા૦, શીત પરાભવ દૂર કે. ન૦ ૫ સુખભર સેજે પોઢીઓ હે કે સા૦, ચંદ ચતુર તીણીવાર કે; ચતુરા ચરણ ચંપી કરે હે કે સા૦, આદર વિવિધ પ્રકાર કે. ન૦ ૬ રાણી જગાડે રાયને હે કે સા૦, ક્ષણ ક્ષણ સો સો વાર કે; ક્ષણવારે કરી ચઢી રીસડી હે કે સા૦, વનિતાને વસુધાર કે. ન૦ ૭ ઇમ કરતાં સંધ્યા થઇ હે કે સા૦, પામ્યો ચંદ વિશ્રામ કે; રાખે સુરત જાગ્યા તણી હે કે સા૦, વનિતા પગ પગ જામ કે. ન૦ ૮

---

ઢાળ સત્તરમીનો ભાવાર્થ

ચંદરાજા કહે કે—'આ વગર ઋતુએ વરસાદ વરસે છે અને ટાઢો પવન ફુંકે છે તેથી હું વહેલો ઘરે આવ્યો છું' વળી આ શીતળ પવનના ઝપાટાથી મારી કોમળ કાયા કંપી ઉઠે છે તેથી તમને એમ જણાય છે' હે ભવ્ય પુરુષો! હવે ચંદની નવલી નારીનુ ચરિત્ર જુઓ પછી ગુણાવળીએ ગંગાના તટની વેળુ જેવી સુકોમળ શય્યા તૈયાર કરી અને સુકોમળ ઓસિકા મૂક્યા એટલે ચંદરાજા વસ્ત્રવડે કાન બાંધીને પલંગપર બેઠા ગુણાવળીએ પ્રેમથી કસ્તુરી અંબર વિગેરે તેજાનાથી મિશ્ર તંબોળ આપ્યું, અનેક પ્રકારના આસવો પીવા આપ્યા અને નારાયણાદિક તેલનું શરીર પર મર્દન કર્યું આ પ્રમાણે અનેક સુગંધી પદાર્થોના ઉપયોગ કરવાથી ચોતરફ સુગંધ ફેલાણી અને ચંદરાજાના શરીરમાંથી શીતનો પરાભવ નાશ પામ્યો પછી રાજા વસ્ત્ર ઓઢીને શય્યા પર સુતા, એટલે ગુણાવળી પગ ચાંપવા લાગી પછી રાણી વારવાર રાજાને જગાડવા લાગી અને રીસ ચડાવા લાગી એમ કરતા કરતા સંધ્યા થઈ એટલે ચંદ રાજા વિશ્રાન્ત થઇ સૂઈ ગયો પછી રાણી પગલે પગલે જાગવાનું ધ્યાન રાખવા લાગી ૧–૮

ઉઠે ક્ષણ બેસે વળી હે કે સા૦, ચંચળ રાણી ચિત્ત કે; સંભારે તે ગુણાવળી હે કે સા૦, સાસુનો સંકેત કે. ન૦ ૯ નિરખે અંબર અંતરે હે કે સા૦, કપટનિદ્રાએ ભૂપ કે; રાણી નવી જાણી શકી હે કે સા૦, વાલિમ કેરૂં સ્વરૂપ કે. ન૦ ૧૦ વનિતા ચળચિત્તા ઘણી હે કે સા૦, જાણીને રાજાન કે; માંડી મનથી વિચારણા હે કે સા૦, એ તો કોઇક વિજ્ઞાન કે. ન૦ ૧૧ કાં કરે એહ દુઃશીળતા હે કે સા૦, પ્રગટ સુશીલા એહ કે; બીગડી કોઇક કુસંગથી હે કે સા૦, એહમાં નહિ સંદેહ કે. ન૦ ૧૨ મુજ સરીખા પ્રીતમ છતે હે કે સા૦, કેહથી બાંધી પ્રીતિ કે; નીચ સંગતિ નારી હુએ હે કે સા૦, એહવી દીસે રીત કે. ન૦ ૧૩ સોહેલા સોવનને ગમે હે કે સા૦, કુત્સિત ટંકણખાર કે; જિમ મૂચ્છિંત અંગારથી હે કે સા૦, થીર રહે એ ઘનસાર કે. ન૦ ૧૪ પ્રિય અંગાર ચકોરને હે કે સા૦, બકુલને મદિરા હાય કે; જે વસ્તુ ભલી હુવે હે કે સા૦, મધ્યમ તાસ સુહાય કે. ન૦ ૧૫ તિમ માહરી પટરાગણિ હે કે સા૦, ઇમ મુજને ભરમાય કે; કિહાંઇક જાવા મન કરે હે કે સા૦, પણ મુજથી સંકોચાય કે. ન૦ ૧૬ પણ કિમ ડાહ્યા આગળે હે કે સા૦, ચાલે કપટ ડમાલ કે; સત્તરમી ભાખી ભલી હે કે સા૦, મોહનવિજયે ઢાળ કે. ન૦ ૧૭

---

પછી ગુણાવળી શય્યા ઉપરથી ઉઠે બેસે એમ કરવા લાગી અને ચપળ ચિત્તથી સાસુનો સંકેત સંભારવા લાગી. કપટ નિદ્રાએ સુતેલો રાજા વસ્ત્રની અંદરથી જોવા લાગ્યો. પતિનું આ આચરણ રાણી જાણી શકી નહીં. રાજા ચંદ્ર તેનું ચળ ચિત્ત જોઇને મનમાં વિચારવા લાગ્યો કે 'આજે જરૂર કાંઇક નવું જુનું થયેલું છે. આ ખરેખરી સુશીલા સ્ત્રી દુઃશીલા જેવું આચરણ કેમ કરે છે તે કાંઇ સમજાતું નથી. જરૂર આજે કોઇકના કુસંગથી આ બગડી જણાય છે. મારા જેવો પ્રીતમ છતાં એણે કોઇ બીજા સાથે પ્રીતિ બાંધેલી લાગે છે. નીચની સંગતે સ્ત્રી એવીજ થાય છે એમાં કાંઇ નવાઇ નથી. જુઓ સુવર્ણ જેવી ઉત્તમ વસ્તુને ટંકણખાર સાથે મેળ હોય છે, ઘનસાર જેવી ઉત્તમ વસ્તુ કોયલાના સંગથી સ્થિર થાય છે, ચકોર પક્ષીને અંગારા ખાવા ગમે છે અને બકુલ જેવા ઉત્તમ વૃક્ષને મદીરાનું પાન પસંદ આવે છે અને સારી વસ્તુને નઠારી વસ્તુની સહાય થાય છે. તેજ પ્રમાણે આજે આ મારી પટરાણી મને છેતરીને જવા ઇચ્છે છે, પણ મને જાગતો જાણીને સંકોચાય છે; પરંતુ મારી પાસે તેનું કપટ ચાલવાનું નથી.' આ પ્રમાણે મોહનવિજયજીએ સત્તરમી ઢાળ કહી છે. ૯–૧૭

દુહા

છળ તાકી સંધ્યા સમય, ગુણાવળી ગજગતિ;
ગૃહથી બાહિર પરવરી, નરપતિ લહી નિરત્તિ ૧

ખુણસ ધરી લેઇ ખડગ, કંતે કીધી કેડ;
મળી ગઇ કાળી નિશા, ન લહ્યો નારી નિવેડ. ૨

થઇ સંધ્યા સાસુ જુએ, વધૂતણી તે વાટ;
એહવે ઉઘડાવ્યાં જઇ, ગુણાવળીએ કપાટ. ૩

વીરમતી હરખી ઘણું, વહૂને આદર દીધ;
કીરતિ નિજ વિદ્યાતણી, લઘુતાથી તેણે કીધ. ૪

વચનથકી આવી ઇહાં, પ્રીતમથી પ્રચ્છન્ન;
નહિ મુકાણો તુમતણો, બાઇજી દાચ્છિન્ન. ૫

જેહ હવે મુજને કહો, તે હુ કરૂં પ્રમાણ;
વહેલી જિમ જાઉં વળી, જાગશે જીવનપ્રાણ. ૬

ચંદ નૃપતિ દ્વારાંતરે, અવલોકે અવદાત;
થઇ સંપે સાસુ વહૂ, કરવા માંડી વાત. ૭

---

દુહાનો ભાવાર્થ.

આ પ્રમાણે રાજા વિચારે છે તેટલામા ગુણાવળી રાજાને ઉંઘેલા જાણી છળ જો
મહેલની બહાર નીકળી રાજા પણ તરતજ શય્યામાથી ઉઠી ખડ્ગ લઇને તેની પા
ચાલ્યો. રાત્રી શ્યામ હોવાથી રાણીને તેની ખબર પડી નહીં અહીં સાસુ સંધ્યાકાળ
એટલે વહૂની વાટ જોતા હતા, તેવામા ગુણાવળીએ જઈને દ્વાર ઉઘડાવ્યા વીરમતી
થઇ, વહૂનો સત્કાર કર્યો અને પોતાની વિદ્યાના પોતાને મોઢે વખાણ કર્યા ૧-૪

ગુણાવળી બોલી કે—' હે સાસુજી ! તમારા વચનથી મારા પ્રીતમને છેતર
છાની રીતે આવી છુ, તમારો પ્રેમ મારાથી મૂકાણો નહીં હવે જે કરવુ હોય તે
કહો અને હું પાછી વહેલી જઈ શકુ તેમ કરો કેમકે મારા જીવન જાગશે તેનો
ભય છે ' આ વખતે ચંદરાજા બહાર ઉભો ઉભો સાસુ વહૂ એક થઇ જે વાત કરે
તે સાંભળે છે

## ઢાળ ૧૮ મી.

નાથ અબોલા થઇ રહ્યા—એ દેશી.

**વીરમતી કહે રે વહૂ, ઉપવન લગે જાવો; કંબા એક કણેરની, દોડી લઈ આવો. ૧ નારી કાંઇ જાણે નહી, મતિ તુચ્છ કહાવે; તે પણ રાત્રિ પડ્યે થકે, પાનહીથી જાવે. ના૦ ૨ મંત્રી આપીશ તુજને, તેહ કણયર કંબા; જિહાં પ્રીતમ પોઢયો હુવે, જાજે તિહાં અવિલંબા. ના૦ ૩ દેજે તું નિરભયથકી, તસ ઠબકા તીન; તેહથી ચંદ નરેસરૂ, હોશે નિદ્રાધીન. ના૦ ૪ આવશું પ્રાત સમય થયે, આપણ બિહુ જ્યારે; ચંદ મહીપતિ જાગશે, સેજરડીથી ત્યારે. ના૦ ૫ વચન સુણી સાસુ તણાં, વહૂ તુરત ઉજાણી; રાતતણી રાજાતણી, કાંઇ ભીતિ નાણી. ના૦ ૬ રાજા પણ કેડે થયો, જાણીને અબળા; પણ ભદ્રક સમજે નહિ, સાંકળ્યા એણે સબળા. ના૦ ૭ વાડીમાંહે રાણી ગઇ, નિશિ નિપટ અંધારી; તે સવળું ખોટું દિવા, બીહે છે નારી. ના૦ ૮ કુમળી કંબા કણેરની, રાણીએ લીધી; તત્ક્ષણ ને આવી ફરી, સાસુને દીધી. ના૦ ૯ ચંદ તો આવ્યો પાધરો, જિહાં છે નિજ સજ્જા; જાણે હમણા આવશે, કંબા લેઇ ભજ્જા. ના૦ ૧૦.**

---

## ઢાળ અઢારમીનો ભાવાર્થ.

વીરમતી બોલી કે “હે વહૂ! તમે જરા આપણા ઉપવન સુધી જઈને એક કણેરની સોટી લઈને દોડાદોડ આવો,—નારી કાંઇ જાણતી નથી. ખરેખર તેની મતિ–બુદ્ધિ તુચ્છ–હલકી હોય છે. કહેવાય છે કે ‘સ્ત્રીની બુદ્ધિ પાનીએ’ તે મુજબ રાત્રે તો પાનીથી પણ નીચે જાય છે.—તે સોટી હું મંત્રી આપીશ, પછી તે લઇને તારો પતિ પોઢ્યો છે ત્યાં જઇ ત્રણ ઠબકારા દઈ આવજે, એટલે તારો પતિ નિદ્રાને આધીન થઇ જશે, તે આપણે બન્ને પ્રાતઃકાળે આવીશું ત્યારે જાગશે.” સાસુની આવી આજ્ઞા થતાં ગુણાવળી તરતજ રાત્રિનો ને રાજાનો કોઇનો પણ ભય ન ગણતાં ઉપવન તરફ ચાલી, રાજા પણ તેને અબળા જાણી કેડે પડ્યો, પણ ભદ્રિકપણે જાણ્યું નહીં કે તે અબળાએ કોઇક સબળાને સાંકળી લીધા છે. અંધારી રાતે રાણી એકલી વાડીમાં ગઈ. સ્ત્રી દિવસે પણ ભય પામે છે, એમ કહેવાય છે તે સઘળું ખોટું છે. ઉપવનમાં જઇ એક કુમળી કણેરની કંબા કાપી લીધી, પછી તે લઇને તરતજ સાસુ પાસે આવી અને તેના હાથમાં આપી. ચંદરાજા તો પાધરો પોતાના મહેલમાં પોતાની શય્યા પાસે આવ્યો અને ‘હમણા કંબા લઈને ગુણાવળી આવશે.’ ૧–૧૦

સેજ ઉપર એક વસ્તુનો, કરી પુરૂષ પોઢાડયો; ચંદ નૃપે તેહ ઉપરે, એક વસ્ત્ર ઓઢાડયો. ના૦ ૧૧ દીપક પુંઠે છિપી રહ્યો, જિમ સ્ત્રી નવી દેખે; પુરૂષતણા છળ આગળે, નારી કુણ લેખે. ના૦ ૧૨ વીરમતીએ વહુ ભણી, વાંસે કર થાપી; તે કણયરની કાંબડી, મંત્રીને આપી. ના૦ ૧૩ ભય નાણીશ મન ભૂપનો, ધીરજ ચિત્ત ધરજે; જિણવિધ મે ભાખ્યું અછે, તે વિધિ તું કરજે ના૦ ૧૪ રાણી તામ ઉતાવળી, કંબા લેઈ આવી; ભૂલી ચતુર થઈ આતુરી, નવી જોયો જગાવી. ના૦ ૧૫ કપટ પુરૂષના ઉપરે, કંબા ઉઠાવી; ચંદ ચિંતે માતને, વહુ રૂડી શીખાવી. ના૦ ૧૬ ગણી કૃતકૃત્યા થઈ, ગઇ સાસુ પાસે; નૃપ પણ ચરિત્ર નિહાળવા, થયો નારીની વાંસે. ના૦ ૧૭ તિમ જઇ ઉભો દ્વારાંતરે, નવી બીહે રાજા; કઠણ હૃદયે બીહે કિશું, લખ વાજે જો વાજા. ના૦ ૧૮ મોહનવિજયે અઢારમી, કહી ઢાળ પવિત્ર, શ્રોતા આગળ સાંભળો, સાસુ વહુનાં ચરિત્ર. ના૦ ૧૯

દુહા

વહુએ સવિ માંડી કહ્યો, કંબતણો અધિકાર;<br>
દીધી શાબાશી ઘણી સાસુએ તિણિવાર. ૧

ભાખે એમ ગુણાવળી, તુમે અવધારો માત;<br>
નગરલોક ભાખે સહુ, રખે લહે કોઇ વાત. ૨

---

એમ ધારી એક વસ્ત્રનો પુરૂષ જેવો આકાર બનાવી શય્યા ઉપર મૂકી તેના ઉપર વસ્ત્ર ઓઢાડી દીધું અને પોતે દીપકના પાછળના ભાગમાં સંતાઇ રહ્યો કે જેથી ગુણાવળી આવે તો તેને દેખે નહીં પુરૂષના છળ આગળ સ્ત્રી શા લેખામાં છે? અહીં વીરમતીએ ગુણાવળીને શાબાશી આપી અને કણેરની કંબા મંત્રી આપી કહ્યું કે 'તું જરા પણ રાજાનો ભય રાખીશ નહીં, ચિત્તમાં ધૈર્ય ધારણ કરજે અને મેં કહ્યું તે પ્રમાણે કરજે' ગુણાવળી પણ તરતજ પોતાના મહેલ તરફ ચાલી અને પતિને જગાડવાની તજવીજ કર્યા વિના કે તપાસ્યા વિના શય્યા ઉપર કણેરની કંબાના ત્રણ ઠબકારા દઈને તરતજ પાછી વળી. ચંદરાજાએ જોયું કે-'માતાએ બહુ સારી શીખવી જણાય છે' ગુણાવળી તો કૃતકૃત્ય થઈને ઉતાવળી સાસુ પાસે આવી રાજા પણ તેનું ચરિત્ર જોવા તેની પાછળ આવ્યો અને દ્વારની બહાર નિર્ભય થઈને ઉભો રહ્યો લાખો વાજા વાગે તો પણ કઠણ હૃદયવાળો માણસ બીતો નથી આ અઢારમી ઢાળ મોહનવિજયજીએ સાસુ-વહુના ચરિત્રની કહી તે સાંભળો ૧૧-૧૯

દુહાનો ભાવાર્થ

વહુએ તો કંબા સાસુને આપીને પોતે કહ્યા પ્રમાણે કરી આવ્યાની વાત કરી સાસુએ શાબાશી આપી. ગુણાવળી બોલી કે-'હે માતા! મારા પતિ તો નિદ્રાવશ થયા પણ આ

જો કોઇ નૃપને જઇ કહે, તો મુજ ગતિ શી થાય;
તેણે એ નગરી લોકનો, કાંઇક કરો ઉપાય. ૩

કહે સાસુ સુણો રે વહૂ, મુજને તું શું કહીશ;
માહરે તો ઇમહિજ ગયા, પાપડ વણતાં દીશ. ૪

મુજ ગૃહદ્વારાવધિ લગી, ન હોએ નિંદપ્રવેશ;
પણ નગરી જન સવિ થશે, નિદ્રાવશ સુવિશેષ. ૫

ચંદ વિચારે હું ઇહાં, ઉભો એહને દ્વાર;
એ વિદ્યા મુજ ઉપરે, નહિ ચાલે નિરધાર. ૬

વહૂને બેસારી તિહાં, વીરમતી સ્વયમેવ;
ગર્ભગૃહમાંહે ગઇ, આનંદે તતખેવ. ૭

ઢાળ ૧૯ મી.

( છાણુવીણવા હું ગઇ રે એ—દેશી. )

**વીરમતીએ તો રચ્યું રે, અનુપમ ગર્દભી રૂપ; સનેહા સાંભળો. દ્વારતણે છિદ્રે રહી રે, નિરખે કૌતુક ભૂપ. સ૦ ૧ ગર્દભી રૂપે તે કરે રે, ક્રૂર સ્વરે ખરનાદ; સ૦ તિણે નગરીમાંહે થયો રે, નિદ્રાનો ઉન્માદ. સ૦ ૨ નગરી લોક મૂર્છિત થયા રે, વીરમતીએ વિરૂદ્ધ; સ૦ ચક્રિદળ જો નિસરે રે, તો પણ ન લહે શુદ્ધ. સ૦ ૩ એમ વિદ્યા અવસ્વાપિની રે, મૂકી મન ઉલ્લાસ; સ૦ સાસુ રૂપે મૂળગે રે, આવી વહુઅર**

---

નગરના લોક બધા જાગે છે, તેમાંથી કોઇ આપણી વાત જાણીને રાજાને કહે તો મારી શી વલે થાય? માટે તેનો કાંઇ ઉપાય કરો તો ઠીક.' વીરમતી કહે કે—'તું મને શું શીખવવાની હતી? મારા તો એમ પાપડ વણતાં દિવસોના દિવસો વ્યતીત થયા છે. હું હમણાં એવો ઉપાય કરૂં છું કે જેથી મારા ઘરના દ્વારની બહાર બધા નિદ્રાવશ થઇ જશે.' ચંદરાજા વિચારવા લાગ્યો—'હું તો ઘરના દ્વારની અંદર છું તેથી મને ફીકર નથી.' વીરમતી રાણી ગુણાવળીને ત્યાં બેસારી પોતે તેજ સમયે અંદરના ઘરમાં ગઇ. ૧–૭.

ઢાળ ઓગણીશમીનો ભાવાર્થ.

પછી વીરમતીએ અંદર જઇને ગર્દભીનું રૂપ કર્યું. રાજા ચંદ દ્વારના છીદ્રમાંથી તે કૌતુક જોતા હતાં. પછી ક્રૂર સ્વરે ખરનાદ કર્યો, કે જેથી તમામ નગરીમાં નિદ્રાનો ઉન્માદ પસરી ગયો. નગરીના બધા લોકો એવા મૂર્છિત થઇ ગયા કે, ચક્રીનું સૈન્ય આવે તો પણ જાગે નહીં. ૧–૩ આ પ્રમાણે નગરના લોકો ઉપર અવસ્વાપિની નિદ્રા મુકીને પોતાના મૂળરૂપે

પાસ. સ૦ ૪ રે વહૂ મે કેવુ કર્યુ રે, નગરી લોક વિકાય; સ૦ બાર મણો નાજો ધુરે રે, તોહે પણ શુ થાય. સ૦ ૫ ચાલો ચદની વાડીએ રે, તિહાં છે પ્રથમ સહકાર; સ૦ તિહાં બેસીને જાયશુ રે, વિમલપુરીએ લગાર. સ૦ ૬ નગરી કોસ અઢારશે રે, છે અલગ અતિ તેહ; પણ તુજને અનિમેષમે રે, દેખાડીશ ધરી નેહ સ૦ ૭ નિસુણી વચન વિમાતનાં રે, સહસા ચદ ભૂપાળ; સ૦ વાડીમાંહે ગયો વહી રે, દીઠો વૃક્ષ રસાળ. સ૦ ૮ તસ કોટરમાંહે રહ્યો રે, છાનો લેઇ કરવાળ; સ૦ કૌતુક જોવા ચદનું રે, ચિત્ત થયુ ઉજમાળ. સ૦ ૯ નૃપ ચિતે મુજ નારીમાં રે, અવગુણ નહી એક ટાંક; સ૦ ડુગર કેરવીઆ ફરે રે, એ સવિ માતનો વાંક. સ૦ ૧૦ એ કોટરમાંહે રહી રે, જોઉં સકળ ચરિત્ર; સ૦ નારી વિમળપુરી જઇ રે, શુ શુ કરશે વિચિત્ર. સ૦ ૧૧ એહવે બિહુ સાસુ વહૂ રે, આવી તિણે આરામ; સ૦ નૃપ ચિતે લેતી રખે રે, બીજે તરૂ વિશ્રામ. સ૦ ૧૨ તો ઇહાં રહીશ હુ ઝૂલતો રે, કૌતુક જોઇશ કેમ; સ૦ તિણે સહકારે એહવે રે, આવી બિહુ ધરી પ્રેમ. સ૦ ૧૩ નૃપને તેણે નિરખ્યો નહી રે, કોટરમાંહે તેણ; સ૦ બેઠી સહકારે ચઢી રે, સાસુ વહૂ હરખેણ. સ૦ ૧૪ વીરમતીએ સહકારને રે, દીધો કબપ્રહાર; સ૦ વિમલપુરી દેખાડ તુ રે, અમને અહો સહકાર. સ૦ ૧૫ વીરમતી વચને

---

તે વહૂની પાસે આવી અને વહૂને કહ્યુ કે—'મે આખી નગરીના લોકને એવા કરી દીધા છે કે બાર મણની નોબત વાગે તો પણ કોઇ જાગે નહીં હવે આપણે આપણી ચદન-વાડીમા ચાલો, ત્યા જઈ પહેલોજ સહકાર-આંબો છે તેના ઉપર ચઢી વિમળાપુરી જઇએ ૪-૬

"હે વહૂ તારા મનમા એમ છે કે વિમળાપુરી ૧૮૦૦ યોજન દૂર છે ત્યા કેમ પહોચાશે પણ હુ તને આખ મીંચીને ઉઘાડે એટલા વખતમા ત્યા પહોચાડી દઇશ" અપર માતાના આવા વચન સાભળીને ચદરાજાએ વિચાર્યુ કે 'આપણે પણ સાથે જવુ અને જોવુ કે તે બન્ને ત્યા જઈને શુ કરે છે?' એટલા ઉપરથી તે ઉતાવળો પોતાની વાડી તરફ ચાલ્યો અને ત્યા પ્રથમજ સહકારનુ વૃક્ષ હતુ તેના કોટરમા ખડ્ગ સહીત પેઠો પછી તે વિચારવા લાગ્યો કે 'મારી રાણીમા તો લેશ માત્ર અવગુણ જણાતો નથી પણ જેમ મોટા ડુગર ફેરવ્યા ફરે છે તેમ મારી માતાએ તેને ફેરવી નાખી છે હવે જોઇએ છીએ કે તેઓની ધારણા શી છે?' આમ તે વિચારે છે તેવામા તો વીરમતી ને ગુણવાળી ત્યા આવ્યા ચદરાજા ચિંતામા પડ્યા કે 'જો તે બીજા ઝાડ ઉપર ચડશે તો આપણે પડ્યા રહીશુ' ૭-૧૨

તેટલામા તો તેઓ બન્ને સહકાર તેજ આબા પાસે આવીને તેનાપર ચઢી ગઇ ચદરાજા કોટરમા અગાઉ સતાયેલ હોવાથી તેની તેઓને ખબર પડી નહિ પછી વીરમતીએ વૃક્ષ ઉપર કબાનો પ્રહાર કરીને કહ્યુ કે 'હે આંબા! તુ અમને વિમળાપુરી દેખાડ,

તહા રે, ચાલ્યો તરૂ આકાશ; સ૦ દેવવિમાનતણી પરે રે, અપ્રતિહત ગતિ તાસ. સ૦ ૧૬ એ ઓગણીશમી ઢાળમાં રે, પામ્યો નૃપતિ પ્રમોદ; સ૦ મોહનવિજય કહે સુણો રે, આગળ વિવિધ વિનોદ. સ૦ ૧૭

દુહા.

નૃપ કોટર આવરણથી, રહ્યો અપ્રકટ સુજાણ;
કેવળ આવરણે જિસ્યો, જીવને કેવળનાણ. ૧

મનથી પહેલો સંચરે, ગગને તે સહકાર;
નિરખે દેશ વિદેશ નૃપ, વન ઉપવન વિસ્તાર. ૨

ચાલે ચંદ્રાતપ વિચે, તે તરૂ મંત્રપ્રભાવ;
જેહવી ક્ષીરસમુદ્રમાં, તરતી દીસે નાવ. ૩

રે રે નિરખ ગુણાવળી, વીરમતી કહે એમ;
નગરીઓ જો કહેવી અછે, સુંદર અલકા જેમ. ૪

નવરંગા ગંગા નિરખ, પુણ્ય પ્રસંગા જેહ;
કળિમળ કંદ નિકંદવા, અસિપુત્રી સમ એહ. ૫

ઇંદીવરનયની નિરખ, કાલિંદી પંકિલ્લ;
એ ધરણી તરૂણીતણી; જાણ સહિ ધમ્મિલ્લ. ૬

---

એટલે તરતજ આંબો વિમાનની જેમ આકાશમાર્ગે ચાલ્યો. આ ઓગણીસમી ઢાળમાં રાજા ચંદ ઘણો ખુશી થઇ ગયો. શ્રી મોહનવિજય કહે છે કે હજુ આગળ વધારે વિનોદ કરાવનારી વાતો આવશે તે તમે ધ્યાનદઇ સાંભળો. ૧૩–૧૭

દુહાનો ભાવાર્થ.

જેમ કેવળજ્ઞાનાવરણીએ જીવનું કેવળજ્ઞાન આવરેલું છે, તે રીતે કોટરના આવરણથી ચંદ્રરાજા અવરાયેલ છે. તો પણ મતિશ્રુતાદિ જ્ઞાનાવરણીના ક્ષયોપશમથી જેમ જીવને ઓછો વધતો બોધ થાય છે તેમ રાજા પણ તેમાંથી બહારનો ભાગ કેટલોક દેખી શકે છે. આંબો મન કરતાં ઉતાવળી ગતિએ ચાલ્યો જાય છે. રાજા અનેક પ્રદેશ વન ઉપવન વગેરે જુએ છે. આકાશમાં ચંદ્રમાની જ્યોત વિસ્તરેલી હોવાથી જેમ ક્ષીરસમુદ્રમાં નાવ ચાલતી દેખાય તેમ ચાંદનીના પ્રકાશ વચ્ચે એ વૃક્ષ દોડતું દેખાય છે. ૧–૩ વીરમતી ગુણાવળીને આંગળીવડે દેખાડતી જાય છે કે "હે વહૂ! જુઓ આ નવરંગી ગંગા નદી છે તે પ્રાણીના પાપમળને ધોઇ નાખનારી કહેવાય છે, આ કાળા જળવાળી કાલિંદી (યમના) છે, તે ધરણી રૂપી સ્ત્રીના

કરસંજ્ઞાએ ગગનથી, નિરખાડે હિત આણ;
દેશ નગર વન શૈલ હૃદ, વાપી નદી નવાણ. ૭

ઢાળ ૨૦ મી

( અગ્ન્ન અગ્ન્જ સુણોને રૂડા ગણ્યા હોજી–એ દેશી )

એહ તુ એહ તુ જોય ગુણાવળી હોજી, અષ્ટાપદ ગિરિ એહ, ભરતે ભરતે કરાવ્યો ચિહુ મુખો હોજી, કચનમણિ જિનગેહ. નિરખ (૨) વિનોદ એ નવનવા હોજી. (ટેક) ૧ સભવાદિ (૨) ચાર દક્ષિણ દિશા હોજી, એહવો પ્રગટ છે પાઠ; પશ્ચિમ (૨) દ્વાર જિનેશ્વરા હોજી, સુપાર્શ્વાદિક આઠ. નિ૦ ૨ ધર્મ્માદિ (૨) દશ તીર્થકરા હોજી, છે ઉત્તર દિશિ એહ; ઋષભ (૨) અજીત દોય જિનવરા હોજી, પ્રાચી દિશિ સસનેહ. નિ૦ ૩ ઇહાં જિન (૨) નામ ઉપાર્જશે હોજી, દશમુખ લકાભૂપાળ; તીરથ (૨) એહ જગમા વડો હોજી, સુરનદી વળય વિશાળ. નિ૦ ૪ તિમજ (૨) દેખાડ્યો દૂરથી હોજી, પર્વત શિખરસમેત; રે વહૂ (૨) તમે કરો વદના હોજી, હિયડે આણીજી હેત. નિ૦ ૫ પહિલા (૨) બારમા બાવિશમા હોજી, ચોવીશમો જિન ભાણ; ચાર (૨) વિના વિશતિ જિના હોજી, તાસ નિવૃત્તિ નિરવાણ. નિ૦ ૬ સપ્રતિ (૨) સત્તર તીર્થકરા હોજી, પામ્યા ઇણ ગિરિમુક્તિ; ઇહાં વળિ (૨) ત્રણ્ય ત્રિભુવનધણી હોજી, લહેશે અવિચળ મુક્તિ. નિ૦ ૭

---

ધમ્મિલ ચોટલા જેવી દેખાય છે " એ પ્રમાણે અનેક ગ્રામ, નગર, દેશ, પર્વત, નદીઓ, વન, દ્રહ, વાવો, ઉપવનો વિગેરે દેખાડતી જાય છે ૪-૭

### ઢાળ વીસમાનો ભાવાર્થ.

આગળ ચાલતા અષ્ટાપદ પર્વત દેખાડીને વીરમતી બોલી કે–" જો ! આ અષ્ટાપદ પર્વત ઉપર ભરતે કરાવેલ કચન ને મણિમય જિનચૈત્ય છે તેમા પૂર્વદિશા તરફ ઋષભ દેવ ને અજિતનાથની મૂર્ત્તિ છે, દક્ષિણ દિશાએ સભવનાથ વિગેરે ચાર પ્રભુની મૂર્ત્તિ છે, પશ્ચિમ દિશાએ સુપાર્શ્વનાથ વિગેરે આઠ પ્રભુની મૂર્ત્તિઓ છે અને ઉત્તર દિશાએ ધર્મનાથ વિગેરે દશ પ્રભુની મૂર્ત્તિઓ છે અહી આવીને રાવણ તીર્થંકર નામકર્મ ઉપાર્જન કરશે આ પર્વત ફરતી ગગાનદી વલયના આકારે રહેલી છે " આગળ ચાલતા છેટેથી સમ્મેત-શિખરગિરિ બતાવીને કહ્યુ કે–" હે વહૂ ! તમે આ તીર્થને વદના કરો આ તીર્થે પહેલા, બારમા, બાવીશમા ને ચોવીશમા સિવાયના વીશ પ્રભુ મોક્ષે જવાના છે તેમા હાલ સુધી ૧૭ પ્રભુ મોક્ષે ગયા છે અને વીશમા, એકવીશમા અને ત્રેવીશમા એ ત્રણ પ્રભુ મોક્ષે જવાના છે ૧-૭

તિમ વૈભાર (૨) જુઓ વહૂ હોજી, વળી અર્બુદાચળ ઇત્થ; એહવે (૨) આવ્યો પંથમાં હોજી, શ્રીસિદ્ધાચળ તિત્થ. નિ૦ ૮ સુણ વહૂ (૨) તીર્થ એ મોટકો હોજી, નામે દૂરિત પળાય; તો જિણે (૨) નયણે નિહાળીઓ હોજી, તસ તિહુઅણ જસ ગાય. નિ૦ ૯ પૂરવ (૨) નવાણુ સમોસર્યા હોજી, જગગુરૂ આદિ જિણંદ; સિદ્ધ (૨) અનંતા ઇહાં હુવા હોજી, કેઇ થયા જ્ઞાન દિણંદ. નિ૦ ૧૦ પ્રથમ (૨) ઉદ્ધાર શ્રી ભરતનો હોજી, બીજો તેમ દંડવીર્ય; ત્રીજો (૨) ઉદ્ધાર ઇશાનેંદ્રનો હોજી, ચોથો મહેંદ્રપતિ ધીર. નિ૦ ૧૧ બ્રહ્મેંદ્રે (૨) કર્યો પાંચમો હોજી, છઠ્ઠો ભવનપતિ કીધ; સગર સગરનો સાતમો આઠમો હોજી, વ્યંતરપતિ સુપ્રસિદ્ધ. નિ૦ ૧૨ નવમો (૨) ઉદ્ધાર ચંદ્રયશા તણો હોજી, ચક્રધર દશમો ઉદ્ધાર; આગે (૨) ઉદ્ધાર વળી હોશે હોજી, રામાદિકના ઉદ્ધાર. નિ૦ ૧૩ ઇણ ગિરિ (૨) આવ્યાથી હુવે હોજી, સકળ માનવ અવતાર; ત્રિવિધે (૨) કરો તુમે વંદના હોજી, એ ભવ તારણહાર. નિ૦ ૧૪ આગે (૨) વળી નીરખો વહુ હોજી, તીરથ શ્રી ગીરનાર; મુગતિ (૨) વધૂ ઇહાં પરણશે હોજી, રાજુલનો ભરતાર. નિ૦ ૧૫ પુંડરિક (૨) ગિરિવર સારીખો હોજી, મહિમા ઉદધિથી ઉંડ; ખૂતો (૨) પદ ગજમલ્લનો હોજી, તિણે ઇહાં ગજપદ કુંડ. નિ૦ ૧૬ તીરથ (૨) એમ નવનવા હોજી, અવલોકાવે રસાળ; પભણી (૨) વિંશતિમી ભલી હોજી, મોહનવિજયે ઢાળ. નિ૦ ૧૭

---

જુઓ, આ **વૈભારગિરિ**, આ **અર્બુદાચળ** અને આ **સિદ્ધાચળ**. આ સિદ્ધાચળ તીર્થ સર્વથી મોટું છે, તેને નજરે જોવાથી પણ પાપ માત્ર નાશ પામી જાય છે. અહીં ભગવંત ઋષભદેવ પૂર્વ નવાણુ વખત સમવસર્યા છે. અહીં અનંતા મુનિઓ સિદ્ધિપદને પામ્યા છે અને અનંતા કેવળજ્ઞાન પામ્યા છે. આ તીર્થે પહેલો ઉદ્ધાર ભરતચક્રીએ કર્યો, બીજો દંડવીર્ય રાજાએ કર્યો, ત્રીજો ઇશાનેંદ્રે કર્યો, ચોથો માહેંદ્રે કર્યો, પાંચમો બ્રહ્મેંદ્રે કર્યો, છઠ્ઠો ભુવનપતિના ઇંદ્રે કર્યો, સાતમો સગર ચક્રીએ કર્યો, આઠમો વ્યંતરેંદ્રે કર્યો, નવમો ચંદ્રયશાએ કર્યો, દશમો ચક્રાયુધે કર્યો. આ પ્રમાણે દશ મોટા ઉદ્ધાર થયા છે અને આગળ રામચંદ્રાદિ ઉદ્ધાર કરવાના છે. આ ગિરિએ આવવાથી મનુષ્યનો અવતાર સફળ થાય છે. તેથી આ મહાન્ તીર્થને તું ત્રિવિધે ત્રિવિધે વંદના કર. કારણ કે આ તીર્થ ભવસમુદ્રમાં પ્રવહણ સમાન છે. આગળ ચાલતા ગીરનાર તીર્થ બતાવીને કહ્યું કે "હે વહૂ! તું જો, આ **ગીરનાર** પર્વત છે. અહીં રાજુલના ભર્તાર શ્રી નેમિનાથ સ્વામી મુક્તિવધૂને પરણશે. આ તીર્થ પણ સિદ્ધાચળની સરખુંજ છે. તેની પાંચમી ટુંકજ કહેવાય છે. તેનો મહિમા સમુદ્રથી ગંભીર છે. અહીં હાથીનો પગ ખુંચી ગયાને ઠેકાણે ગજપદ કુંડ છે." આ પ્રમાણે વીરમતી પોતની વહૂ ગુણાવળીને નવાં નવાં તીર્થો બતાવતી હતી. આ રસવાળી વીસમી ઢાળ મોહનવિજયજીએ કહી છે. ૮–૧૭

દુહા

નદીનાથ અળગાં થકી, રે વહુ તુ અવલોક;
મધ્ય દ્વીપ વીંટી રહ્યો, વિવિધ રત્નના થોક. ૧

પહોળો જેયણ લાખ દો, લાંબો વલયાકાર,
વારિ વૃદ્ધિ તિમ ઊંડપણ, તટથી તાસ વિચાર. ૨

પટ જેયણ દશ સહસ તિહા, ઊંડા જેયણ હજાર;
સોળ સહસ જેયણ તિહાં, ઊંચી શિખા વિચાર. ૩

તે ઉપર દોય કોસની, વેલ વૃદ્ધિ સદીવ;
ચિહુ દિશે કળશાકાર ચઉ, ભાખે ભુવણપઇવ. ૪

તસ મુખ જેયણ સહસ દશ, દળ ઇગ જેયણ સહસ્સ;
પહોલા ઊંડા એક લખ, માન સદા ઇમ તસ્સ. ૫

તિહા જળરક્ષક સુર ઘણા, સદા શાશ્વતા ભાવ;
એહવો લવણ સમુદ્ર એ, એહનો પ્રબળ પ્રભાવ. ૬

ઇમ વાતો કરતે થકે, તે સહકાર સુરંગ;
આવ્યો વિમળપુર ભણી, સીમાએ અનુષંગ ૭

---

દુહાનો ભાવાર્થ

આગળ ચાલતા વીરમતીએ કહ્યુ કે "હે વહુ ! જુઓ, આ જંબુદ્વીપની ફરતો વલયાકારે લવણ સમુદ્ર છે તે બે લાખ યોજન પહોળો છે તેના કિનારેથી તે ઊંડો વધતો વધતો છે તેમ પાણી પણ ઉંચુ ઉંચુ છે છેવટે મધ્યના દશ હજાર યોજનમા તે એક હજાર યોજન ઊંડો છે અને તે ઠેકાણે જળની શિખા ઉંચી સોળ હજાર યોજન છે તેના ઉપર બે કોશ વેળ વધે છે એ લવણ સમુદ્રના મધ્ય ભાગમા ચાર દિશાએ ચાર પાતાળકળશા છે તેનુ મુખ દશ હજાર યોજન પહોળુ છે, તેની ઠીકરી એક હજાર યોજન જાડી છે અને તે કળશા ઊંડા એક લાખ યોજન છે તેમાથી ઘનવાત ને તનુવાત ઉછળે છે, તેને લીધે પાણીની શિખા ઉંચી ચઢે છે તેનુ નિવારણ કરવા માટે સખ્યાબંધ દેવતાઓ હાથમા ચાટવા લઈને કાયમ ઉભા રહે છે આ બધા શાશ્વત ભાવ છે" આ પ્રમાણે વાતો કરે છે તેવામા તેઓ વિમળાપુરીની નજીકમા આવી પહોંચ્યા ૧-૭

## ઢાળ ૨૧ મી.

( તુને કાન બોલાવે હો નવરંગ ચૂડાવાળી–એ દેશી )

**રાણી નવપલ્લવ નવકુસુમા, નિરખે તિહાં વનરાજી; તે શોભાએ સુરપતિનું વન, ઉર્ધ્વલોક ગયું લાજી. રૂડો ચંદ નિહાળે હો નવરંગ નારી ચેષ્ટા. એ આંકણી. ૧ અંબ કદંબ નિંબ તરૂ જંબુ, મુનિદ્રુમ તાલ તમાલા; નાગ પુન્નાગ પ્રિયંગુ સુરંગા, મધુપ ન્યગ્રોધ વિશાળા. રૂડો૦ ૨ ઉપવન તેમ મનોહર નિરખે, જાઇ જુઇ નવમલ્લિ; ચંપક કેતકી કુંદ સેવંત્રી, ઉજ્વળ ફુલા વલ્લી. રૂડો૦ ૩ ઉજ્વળ કુસુમ તે દહદિશિ ફુલ્યાં, પરિમલ પવન સુહાયો; જ્યોતિષચક્ર ગગનથી માનુ, અવની ઉપર આયો. રૂડો૦ ૪ જળ ઉજ્વળ જળાશય કેરો, ચંદનીએ કરી દીપે; નૌતમ ધરણી ચંદ એ પ્રગટ્યો, ગગનચંદને જીપે. રૂ૦ ૫ આયત પ્રથુ ચક્ર અવસાને, જળભૃત વાપી જગીસા; માનુ વિમળપુરીની નિજ દ્યુતિ, જોવાના આરિસા. રૂ૦ ૬ આગળ નગરી નિરખી રાણી, વિસ્મય કરી મન હિસે; જે કૈલાસ કહાવે તે એ, વા રોહણાચળ દીસે. રૂ૦ ૭ પ્રતિ મંદિર દીપકથી નગરી, નેત્રોપમાએ હરખે; માનુ વનમાં આવ્યો જાણી, ચંદ નરીંદને નિરખે. રૂ૦ ૮**

---

## ઢાળ એકવીસમીનો ભાવાર્થ.

રાણી ગુણાવળી ત્યાં નવા નવા પાંદડા અને ફૂલોવાળી સુશોભિત વનની શ્રેણી જોઈ એમ કલ્પના કરવા લાગી કે ઇંદ્રનું નંદનવન શરમાઇને ઉર્ધ્વ લોકમાં ચાલ્યું ગયું હશે ? ચંદરાજા પણ પોતાની સ્ત્રીની નવીન ચેષ્ટા રૂડીરીતે જોતા હતા. તે વનમાં આંબા, કદંબ, લીંબડા, જાંબૂ સપ્તપર્ણ, તાડ, તમાલ, નાગરવેલ, નાગકેશર, પ્રિયંગુલતા, સુરંગલતા, મહુડા અને મ્હોટા વડ વગેરેથી યુક્ત સુંદર વન જોતા હતા. વળી તેમાં જાઇ, જુઇ, નવમલ્લિકા, ચંપો, કેતકી, ડોલર અને સેવંત્રીના વૃક્ષો ઉજ્વળપણે ફુલ્યા હતા. આ વખતે દશે દિશામાં ઉજ્વળ પુષ્પો ખીલી રહ્યાં હતાં અને તેની સુગંધને પવન ચોતરફ ફેલાવી રહ્યો હતો તેથી આકાશથી જ્યોતિષ્ચક્ર ઉતરી આવ્યું હોય તેવો દેખાવ ત્યાં થઈ ગયો હતો. ૧–૪

ચંદ્રના તેજથી સરોવરના પાણી ઉજ્વળપણે દીપતાં હતા. જેથી આકાશમાં રહેલા ચંદ્રની સ્પર્ધા કરવાવાળો બીજોજ ચંદ્રમા જાણે પૃથ્વીપટ ઉપર પ્રગટ થયો હોય તેમ દેખાતું હતું. સરોવરના છેડા ઉપર મ્હોટી અને ગોળ વાવો પાણીથી ભરપૂર હતી, તે જાણે વિમળપુરીને પોતાનું સ્વરૂપ જોવાના આરીસા હોય તેમ લાગતી હતી. જેમ જેમ તે નગરી આગળ જોવામાં આવતી તે જોઇને રાણી વિચારમાં પડી. અરે ! આતે કૈલાસ પર્વત કહે છે તે હશે ? કે રોહણાચળ કહે છે તે હશે ? પ્રત્યેક મંદીરો–ઘરોમાં રહેલા દીવાઓ એજ જાણે એ નગરીના નેત્રો હોયની એમ આ વનમાં આવેલા ચંદરાજાને હર્ષથી એ નગરી

પૂછે રાણી કહો તુમે બાઇ, એ નગરી તે કેહી, વીરમતી કહે નિસુણો વહુજી, વિમળપુરી તે એહી. રૂ० ९ ઇમ કહી તે સહકાર ગગનથી, તતક્ષણ આવ્યો હેઠો; મૂકયો ઉપવનમાંહે તેણે, નૃપતિ જુએ છે બેઠો. રૂ० ૧૦ સાસુ વહુ બેહુ ઉતર્યાં તરૂથી, નગરી સાંહમી ચાલી; માહોમાંહે તાળી દેતી, કરતી અતિહિ ખુશાલી. રૂ० ૧૧ નરપતિ પણ તે બેહુ ન જાણે, તિમ પૂઠળ પરવરિયો; વિદ્યા એમ વિમાતની નિરખી, તોહી પણ નવિ ડરિઓ. રૂ० ૧૨ તે જિમ બેહુ ચડ-વડતી ચાલી, તિમહિજ નૃપતિ વિરાજે; અનુક્રમે એમ કરતા આવ્યા, નગરીને દરવાજે. રૂ० ૧૩ વહુનો હાથ ગ્રહીને સાસુ, નગરી કીધ પ્રવેશ; પાવનપોળમાંહે મન હરખે, આવ્યો ચંદ નરેશ. રૂ० ૧૪ સાસુડી વહૂને તેડી, નગરીને અવલો-કાવી; પાણિગ્રહણ તણો જિહાં મંડપ, તે બેહુ તિહા આવી. રૂ० ૧૫ ગીત નૃત્ય વાજિત્ર વિવિધ ગતિ, ધવળ મંગળ બહુ હોવે; ગુણાવળી તિમ વીરમતી બેહુ, અતિ મનરંગે જોવે. રૂ० ૧૬ નગરીમાંહે આવ્યા રાજા, મનવંછિત સવિ સીધી; સેવક નિજ સ્વામી આદેશે, નૃપને પ્રણિપત્ય કીધા. રૂ० ૧૭ શ્રોતા નિસુણો આભાસ્વામી, વિવિધ વિનોદ તે કરશે; વિમળપુરીએ પ્રેમલાલચ્છી, ચંદ નરીંદ તે વરશે. રૂ० ૧૮ એકવીશ ઢાળે ચંદ ચરિત્રનો, એહ પ્રથમ ઉલ્લાસ, પંડિત રૂપવિજય સુપસાયે, મોહન વચન વિલાસ. રૂ० ૧૯

---

નીરખી રહી હોય તેમ દેખાતુ હતુ ૫-૮ આ જોઇને ગુણાવળીએ પૂછ્યુ કે—"સાસુજી! આ કઈ નગરી છે ?" સાસુ બોલ્યા —"વહૂ ! એજ વિમળાપુરી છે" એવામા સહકાર આકાશમાથી નીચે ઉતર્યો અને નગરીના બહારના એક ઉપવનમા સ્થિર થયો એટલે સાસુ વહૂ બન્ને તેના પરથી નીચે ઉતર્યા અને નગરી તરફ ચાલ્યા હવે સાસુ વહૂ તો આનંદથી તાળી દેતા આગળ ચાલ્યા રાજા પણ તેના કોટરમાથી નીકળીને તેઓ ન જાણે તેમ તેની પાછળ પાછળ ચાલ્યો વિમાતાની આવી અપૂર્વ વિદ્યા જોઈ પણ તે કાઇ ડર્યો નહિ શૂરવીર પુરૂષો નિડરજ હોય છે એમ કરતા કરતા નગરીના દરવાજા પાસે તેઓ આવ્યા નગરીમા પ્રવેશ કર્યો ચંદરાજા પણ ત્યાસુધી તો તેની પાછળ પાછળ આવ્યો વીરમતીએ વહૂનો હાથ ઝાલીને તેને આખા શહેરમા ફેરવીને બધુ દેખાડ્યુ પછી ફરતી ફરતી લગ્નમંડપમા જ્યા ગાનતાન થઇ રહ્યા હતા ત્યા તે બન્ને આવી અને આનંદથી બધુ જોવા લાગી પછી વરનો વરઘોડો હમણાજ આવશે એમ ધારી ત્યા યોગ્ય સ્થળે તે બેઠી ९–૧૬

ચંદ રાજા નગરમા આવ્યો તેણે પોતાની મનોવાચ્છા પૂરણ કરી સેવકે પોતાના સ્વામીની આજ્ઞાથી રાજાને પ્રણામ કર્યો હે શ્રોતાઓ! હવે તમે આભાનગરીના સ્વામી રાજા ચંદ અહીં ભાતભાતના વિનોદ કરશે અને વિમળાપુરીની પ્રેમલાલચ્છી ચંદરાજાને વરશે તે તમે સાભળો આ પ્રમાણે એકવીસ ઢાળોમા ચંદરાજાના ચરિત્રનો પહેલો ઉલ્લાસ પૂરો થયો પંડિત રૂપવિજયજીના પસાયથી શ્રીમોહનવિજયજીના વચનનો વિલાસ છે ૧૭–૧૯

## ઢાળ પંદરમીથી ઢાળ એકવીસમી સુધીનું રહસ્ય.

એક વખત બીજું માણસ પોતાના વાગ્જાળમાં સપડાયું એટલે પછી વશ કરનાર માણસ તેને પોતાની મરજીમાં આવે તેમ નચાવે છે; પરંતુ તેમ નચવવા માટે તેને ઉંધી સમજણ આપવાની જરૂર પડે છે. વીરમતી ગુણાવળીને વશ આવેલી જાણીને એવી દુષ્ટ સમજણ આપે છે કે જે સ્ત્રીજાતિને તદ્દન વર્જ્ય છે. કુલટા અથવા સ્વચ્છંદે ચાલનારી સ્ત્રીની કૃતિ તેને કર્ત્તવ્ય તરીકે સમજાવે છે. તે છેવટે કહે છે કે 'જે સ્ત્રી પોતાના પતિથી બીહે તેનો જન્મજ અકૃતાર્થ છે.' બ્હીવું એ જુદી વાત છે ને આજ્ઞાને આધીન રહેવું એ જુદી વાત છે. વીરમતી બે વાતને એક કરી દઇ આજ્ઞા પ્રમાણે વર્તવું-આજ્ઞાથી વિરૂદ્ધ વર્તન ન કરવું અથવા પતિની આજ્ઞા વિના કાંઇ પણ કાર્ય ન કરવું એવા કુળવધૂના ધર્મને તે તદ્દન જુદા રૂપમાંજ મૂકે છે અને તેનું નામ પતિથી બ્હીવું એમ ઠરાવી તે પ્રમાણે ન વર્તવાનો ઉપદેશ આપે છે. ચંદરાજા કદિ જાણે તો પણ તેથી ન ડરવાનું પહેલાંથીજ શીખવી રાખે છે. ગુણાવળી જો કે કૌતુક જોવાની અભિલાષાને આધીન થવાથી તેની શીખામણો સાંભળે છે; પરંતુ તે પતિપરાયણ વૃત્તિવાળી હોવાથી પોતાના પતિ પોતાની ઉપર કોઇ પણ રીતે ગુસ્સે ન થાય એવો મંત્રપ્રયોગ કરવા સાસુજીને વિનવે છે. આ બધા-કુસંગતિનાં ફળ છે. આવા કામણટુમણને લાગતા મંત્રપ્રયોગથી ઘણી સ્ત્રીઓએ પોતાના પતિની અને પોતાની જીંદગી ધુળધાણી કરી નાખી છે, તેમ કરવાથી પતિ તરફનું જે સુખ હોય છે તે ખુવે છે અને પછી 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રૂવે' તેની જેમ પોતાના હાથના કરેલાં હૈએ વાગેલાં હોવાથી ખુણે બેઠી બેઠી રોયા કરે છે આવી સ્થિતિ થયાનું ઘણી જગ્યાએ સાંભળીએ છીએ. ભોળી ગુણાવળીની પણ એજ સ્થિતિ થવાની છે, તે આપણે આગળ જોશું. પરંતુ આ હકીકતથી ટુંકો સાર એ લેવાનો છે કે ભૂલેચુકે બનતા સુધી પોતાની પુત્રીને કે સ્ત્રીને અને પુત્રવધુને કુસંગતિ ન થાય તેની સાવચેતી પૂરેપૂરી રાખવી. જે સ્ત્રી સ્વેચ્છાચારી હોય, કુલટા હોય, કુળની લાજમર્યાદા તજી દીધેલી હોય અથવા કુટુંબથી તજાયેલી હોય, પારકી વાતો કરવાના રસવાળી હોય અને સારૂં સારૂં ખાવાના ચરસવાળી હોય, મેળાખેળામાં કે કૌતુક જોવામાં આગેવાન થનારી હોય અને રાત્રિ-જાગરણના મિષે રાત્રિએ જ્યાં ત્યાં ભટકનારી હોય, ઘરમાં વડેરાઓની મર્યાદા ન જાળવતી હોય અને પોતાના પતિ સાથે પણ ઉત્તમ કુળમાં ન છાજે તેવી છુટ ભોગવતી હોય કે ભોગવવા ઇચ્છિતી હોય, અન્ય પુરૂષનો વારંવાર પરિચય કરતી હોય અને પરપુરૂષ સાથે હદ મુકીને હસનારી હોય-આવી સ્ત્રીઓની સંગત પોતાનું શુભ ઇચ્છનારી સ્ત્રીઓએ કરવી નહીં તેમજ સુજ્ઞ પુરૂષોએ પોતાની પુત્રી, બ્હેન, પુત્રવધૂ અને સ્ત્રીને તેવી સ્ત્રીની સંગત કરવા દેવી નહીં.

હવે વીરમતી તરતમાં જ્યાં કૌતુક બનવાનું છે તે કહી સંભળાવે છે. કૌતુકમાં લગ્ન મહોત્સવ હોવાનો છે એમ નથી પણ પ્રેમલાલચ્છી વિધાતાએ નવરા દિવસે ઘડી હોય

એવી અત્યત સ્વરૂપવતી ગણાય છે અને તેની સાથે પરણવા આવનાર કનકધ્વજ કુમાર પણ એવો રૂપવાન્ ગણાય છે કે જેને બીજાની નજર ન લાગવા માટે આજ સુધી ભોય રામાજ રાખવામા આવેલ છે તેને જેવાના છે આ હકીકતની સ્પષ્ટતા આપણે આગળ લેશુ, પરતુ આવા કૌતુક જેવા અને ગમે તેવો સ્વરૂપવાન્ હોય પણ જો તે પરપુરૂષ હોય તો તેને જેવો એ કુળવધૂનુ કામજ નથી ગુણાવળીનુ ચિત્ત વ્યુદ્ગ્રાહિત થઈ ગયેલુ હોવાથી એ વિચાર તેને આવતોજ નથી તેને તો એટલે દૂર એક રાત્રિમા કેમ જવાય ને એ કૌતુક કેમ જેવાય તેનીજ મુશ્કેલી લાગે છે વીરમતી પોતાની વિદ્યાશક્તિની સમજ આપીને તે શકા દૂર કરે છે, એટલે તે પોતાને પતિ પાસેથી છુટવાનો અવકાશ ન મળવાનુ કારણ આગળ ધરે છે પરતુ તેમા એટલુ વિષ ભેળવાયેલુ છે કે જો અવકાશ મળે તો તે આવવા તૈયાર છે વીરમતી આજે ચદકુમાર વહેલા ઘરે આવશે એમ કહે છે ગુણાવળીના માનવામા તે વાત આવતી નથી, પણ જો વહેલા આવે તો તેના ઉપર વિશ્વાસ આવવાનુ મનમા કબુલ કરે છે

વીરમતી દેવ આરાધનવડે અકાળ વૃષ્ટિ કરાવે છે અને તેથી ચદકુમાર વહેલા મહેલમા આવે છે એટલે ગુણાવળીનો સાસુ ઉપરનો વિશ્વાસ દૃઢ થાય છે ગુણાવળી યથાયોગ્ય પતિભક્તિ કરે છે, પરતુ આજની પતિભક્તિમા ને રોજની પતિભક્તિમા ફેર છે રોજની પતિભક્તિમા એ વિચાર રહેતો હતો કે પતિ જેમ બને તેમ પોતાની સાથે વધારે આનદ કરે ને વધારે વખત જાગે તો ઠીક, આજે એવો વિચાર વર્તે છે કે ઝટ સુઈ જાય ને નિદ્રાવશ થઈ જાય તો ઠીક ક્રિયા તો એકજ છે પણ અધ્યવસાયમા મોટો ફેર છે

વિચક્ષણ રાજા ગુણાવળીનુ ચળચિત્ત સમજી જાય છે વિચક્ષણ પુરૂષની પાસે સ્ત્રી ગમે તેટલી પોતાની લાગણીઓ છુપાવે પણ તે છુપી રહી શકતી નથી તેની પ્રવૃત્તિમા કાઈ ને કાઈ ફેર પડેજ છે ચદરાજાના સમજવામા એની ચપળતા આવવાથી તે પણ કપટ નિદ્રાએ સુવે છે એકનો પ્રપચ બીજાની ઉપર પણ અસર કરે છે તેને ગુણાવળીમા કુલટાપણાની શકા આવે છે, તેથી તે અનેક પ્રકારના સકલ્પ વિકલ્પ કરે છે, તેટલામા તો ગુણાવળી પતિને નિદ્રાવશ થયા જાણી મહેલ બહાર નીકળે છે એટલે રાજાની શકા મજબુત થાય છે અને તે ખડ્ગ લઈને તેની પાછળ ચાલે છે ક્ષત્રીઓ શસ્ત્ર વિના બહાર નિકળતાજ નથી, કારણ કે તેને અણધાર્યો શસ્ત્રનો ખપ પડે છે ચદરાજા વીરમતી ને ગુણાવળી વચ્ચે થતી વાત સાભળે છે છેવટે ગુણાવળીને કણેરની સોટી લેવા વીરમતી ઉપવનમા મોકલે છે રાત્રિએ ઘર બહાર પગલુ દેતા પણ ભય પામનારી ગુણાવળી એકલી ઉપવનમા ચાલી જાય છે ને સોટી કાપી લાવે છે આ સ્ત્રીચરિત્રની પ્રગટ નિશાની છે તે પોતાને ભય લાગવાનુ જે બતાવે છે તે માત્ર પતિને છેતરવા માટેજ છે અહીં કવિ કહે છે કે ‘ સ્ત્રીની મતિ પાનીએ તો કહેવાય છે પણ રાત્રિએ તો તે પાનીથી પણ નીચી જાય છે ’

ચંદરાજા ત્યાં ન રોકાતાં ગુણાવળીને છેતરવાની યુક્તિ રચે છે ને ગુણાવળી તેથી છેતરાય પણ છે. રભસવૃત્તિએ કરવામાં આવતા કામમાં તેવી ભૂલ થવાનો સંભવજ છે. પતિને નિદ્રાધીન કરી આવ્યા પછી ગુણાવળી બીજી શંકા ઉઠાવે છે અને તેના જવાબમાં વીરમતી કહે છે કે ' મારા તો એમ પાપડ વણતાં દિવસોના દિવસો વ્યતિત થઈ ગયા છે. ' આ એવા ભાવવાળું વાક્ય છે કે ' હું કાંઈ શીખાઉ નથી, એ બધી વાત હું શીખેલીજ છું. ' પછી વીરમતી નગરના સર્વ લોકને નિદ્રાધીન કરવા રાસભી વિદ્યાનો પ્રયોગ કરે છે. વિદ્યાની શક્તિ પારાવાર હોય છે. નગરના લોકો પણ નિદ્રાને વશ થાય છે, પરંતુ અહીં પોતાના સ્વાર્થમાં તત્પર થયેલ દુષ્ટ સ્ત્રીજાતિ કેટલો અનર્થ કરે છે તે વિચારવાનું છે. શહેર બધાને આવી સ્થિતિમાં મૂકવાથી દુર્ભાગ્ય યોગે અગ્નિનો અથવા બીજો કોઇ પણ પ્રકારનો ભય ઉત્પન્ન થાય તો તેનું પરિણામ શું આવે તેનો વિચાર કિંચિત્ પણ રાખવામાં આવેલો નથી. આ સ્ત્રી જાતિની ક્રૂરતાનું પ્રગટ ચિન્હ છે.

અહિઆ સ્ત્રી ચરિત્રનુંજ પ્રદર્શન છે, સ્ત્રી જાતિ ભોળી–ભદ્રિક–સરલ પરિણામવાળી હોય તે છતાં પણ કુસંગતિથી તે કેવા કેવા નાટક ભજવે છે તે જોવાનું છે. ગુણાવળી જેવી ભલી અને ભોળી તેમજ પતિવ્રતા અને પતિપરાયણા સ્ત્રી માત્ર કૌતુક જોવાની ઇચ્છાથી વીરમતી જેવી સ્વેચ્છાચારી સ્ત્રીને આધીન થઇ જાય છે અને તેથી પોતાના પતિને ઉંઘતા વેચવા જેવું અકાર્ય આચરે છે. આમાંથી સ્ત્રીજાતિએ શિક્ષણ એ લેવાનું છે કે એકવાર જો આવી સ્વચ્છંદી સ્ત્રીને આધીન તે થઇ તો પછી તેમાંથી છુટી શકાવાનું નથી; ઉત્તરોત્તર વધારે ને વધારે નીચાજ ઉતરતા જવાનું થાય છે. માટે એવી સંગત મૂળમાંથી તજી દેવી. પુરૂષે એ શિક્ષણ લેવાનું છે કે પોતાને લાગતી વળગતી સ્ત્રીઓને એવી સંગત થવા ન દેવી, કેમકે સંગત થયા પછી, તેનો પાસ લાગ્યા પછી, તેમાં મીઠાશ આવ્યા પછી, તેને તજવાનું કહેવું કે તેવો પ્રયત્ન કરવો તે લગભગ નિષ્ફળ નીવડે છે. માટે પહેલાંથીજ સાવચેતી રાખવી.

[illegible]ને ગુણાવળી આંબા ઉપર ચડવા માટે આવ્યા તે વખતે તેના કોટરમાં રહેલા ચંદરા[illegible]લકુલ દેખાયા નહીં. તેનું ખરૂં કારણ તેના હર્ષનો આવેશ છે. આવેશમાં [illegible]ણુસમાં નેત્ર જુદું કામ કરે છે. ક્રોધનો, માનનો, તૃષ્ણાનો, કામનો, હર્ષનો [illegible]આવેશ એવા છે કે તેના આવેશ વખતે ઇંદ્રીઓ બરાબર કામ કરી શકતી નથી. ગુણા[illegible]હેલાં કણેરની કાંબના ઠણકારા દેવા ગઈ ત્યારે ' શય્યામાં ચંદરાજા છે કે નહીં ' તે[illegible]ની કૌતુક જોવાના આવેશમાં તજવીજ ન કરવાની પહેલી ભૂલ કરી હતી, અહીં બી[illegible]લ થાય છે. પરંતુ આવેશવાળા માણસો ભૂલો કરે તેમાં બીલકુલ નવાઈ નથી. [illegible]એ કોઇ પણ જાતના આવેશમાં આવવું નહીં. કામ ક્રોધાદિ લાગણીઓ તો [illegible]પ્રાણી માત્રમાં હોય છે, પ[illegible] તેની જ્યારે તીવ્રતા થાય છે ત્યારે તે આવેશ ગણાય [illegible]આવેશમાં આવેલ મા[illegible] ગફલત કરે છે એટલુંજ નહીં પણ

કેટલાક અકાર્યો પણ કરે છે ઉપર જણાવેલ દરેક જાતના આવેશ એવા દુષ્ટ છે કે તેના પરિણામ અવશ્ય કટુજ આવે છે

કોટરમા રહેલા ચદરાજાને કેવળજ્ઞાનાવરણે આવરિત અને કટકુટીની અદરથી પ્રકાશ આવે તેમ મતિજ્ઞાનવરણીયાદિકના ક્ષયોપશમથી બાહ્યવસ્તુના બોધવાળા પ્રાણીની ઉપમા આપી છે આ હકીકત કર્મગ્રથાદિકથી સમજવા યોગ્ય છે આ પ્રાણીના જ્ઞાનને સર્વથા તો કેવળજ્ઞાનવરણીએ રોકેલુ છે પરતુ જ્ઞાનાવરણી કર્મની બીજી ચાર પ્રકૃતિઓ છે, તેને જેટલે જેટલે અશે ક્ષયોપશમ થાય તેટલે તેટલે અશે, ગાઢ વાદળાના સમૂહથી આવરિત સૂર્યનો પ્રકાશ પણ યતકિંચિત્ જણાય છે અને તે પણ કટકુટીની અદરથી પાછો પાતળો ભાસમાન થાય છે તેમ વસ્તુસ્વરૂપનો અલ્પ અનલ્પ બોધ થાય છે બાકી સર્વથા બોધ તો જ્યારે કેવળજ્ઞાનાવરણીનો ક્ષય થાય ત્યારેજ થાય છે જે બોધ પ્રાપ્ત થયા પછી અનતકાળ પર્યંત અવિચ્છિન્નજ રહે છે

વૃક્ષ પર બેસીને આગળ ચાલતા વીરમતીએ ગુણાવળીને અષ્ટાપદાદિ પાચે તીર્થો આકાશમાથી બતાવ્યા છે અને તેનુ કેટલુક વર્ણન કર્યું છે તે ઉપરથી જણાય છે કે તેણે એ તીર્થોની યાત્રા કરેલી છે અને તે તીર્થોના સબધની શાસ્ત્રોક્ત હકીકત પણ જાણેલી છે ઉપરાત તેને કેટલોક બોધ હોય એમ પણ જણાય છે પરતુ તેનામા સ્વચ્છદે વર્તવાની બુદ્ધિ એટલી બધી તીવ્ર હતી કે તેના ગુણો પણ અવગુણરૂપ થઇ ગયા હતા અહીં બીજો એ બોધ થાય છે કે ચદરાજા શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમા તેમના નિર્વાણ પામ્યા અગાઉ થયેલા છે જેથી સમેતશીખર ઉપર ૧૭ પ્રભુ સિદ્ધિ વર્યાનુ, સિદ્ધાચળ ઉપર ૧૦ ઉદ્ધાર થયાનુ અને અષ્ટાપદ ઉપર રાવણ તીર્થંકર પદ હવે પછી બાધશે એમ કહ્યુ છે

વિમળાપુરી કયા આવી તે આટલા ઉપરથી ચોકસ થઇ શકતુ નથી કેટલાક સિદ્ધાચળની તળેટીમા વિમળાપુરી કહે છે અને હાલમા જ્યા વળા ગામ છે ત્યા તેનુ સ્થાન જણાવે છે પણ અહી સિદ્ધાચળ બતાવ્યા પછી ગિરનાર પણ બતાવ્યો છે અને દૂરથી લવણ સમુદ્ર બતાવીને તેનુ પણ કેટલુક વર્ણન કર્યું છે તેથી વિમળાપુરીનુ સ્થાન મુકરર કરવામા મુશ્કેલી પડે છે વળી એ વખતને લાખો વર્ષ થઇ ગયા હોવાથી તે સ્થાન મુકરર થવુ પણ મુશ્કેલ છે

વિમળાપુરી નજીક આવતા તે નગરી વીરમતીએ (અહીં રાસમા કર્તાએ) બહુ ઉપમાઓ આપીને વર્ણન કર્યું છે, પરતુ તે બહુ ઉપયોગી નહીં હોવાથી અહીં ટુકામા આપ્યુ છે

આબા ઉપરથી નીચે ઉતરીને સાસુ વહૂ શહેર તરફ જાય છે તે વખતે પણ ચદરાજાની તેમને ખબર પડતી નથી ચદરાજા તે બન્નેની પાછળ દૃષ્ટિ ન પડે તેટલે દૂર ચાલે છે નગરીના દરવાજા સુધી તો તે ત્રણે સાથેજ આવે છે પણ ત્યાથી બે વિભાગ પડે છે

સાસુજી વહૂને શહેર દેખાડવા બધે ફેરવે છે અને પછી વરકન્યાને જોવા માટે લગ્નમંડપની સમીપમાં બેસે છે.

વીરમતી ને ગુણાવળી વરની અહીં રાહ જુએ છે અને વરનું તો હજુ ઠેકાણું પણ નથી. હવે વરને શહેરમાં પ્રવેશ કરતાં સિંહલરાજાના સુભટો શોધી કાઢશે અને સિંહલરાજા પાસે લઈ જશે ત્યાં સવાલ જવાબ અનેક પ્રકારના થશે તે બધું આગળ ઉપર વાંચશું. હાલ તો ઉપર જે રહસ્ય બતાવવામાં આવ્યું છે તેને હૃદયમાં ધારણ કરવાની ભલામણ કરીને વિરમવામાં આવે છે.

## શ્રી ચંદરાજાના રાસનો પ્રથમ ઉલ્લાસ સમાપ્ત.

इति श्री प्राकृतप्रबंधे चंदचरित्रे चंदजन्म वीरसेनदिक्षा वीरमतीविद्याप्राप्ति वधूविप्रतारणवचनरचना विमलपुर्यागमनरूपाभिराभिश्चतसृभिः कलाभिः समर्थितोऽयं प्रथमोल्लासः ॥

## प्रथम खंड समाप्त.





# દ્વિતીય ઉલ્લાસ.



દુહા

શાંતિ સુધારસ સકળ વિભુ, પરમ સૌખ્ય દાતાર;
સોલસમો જિનવર નમુ, જગગુરુ જગદાધાર. ૧

ચદ નરિંદ ચરિત્રનો, બીજો રચીશ ઉલ્લાસ;
શીળકળા કળના થકી, પ્રકટ જાસ સુપ્રકાશ. ૨

રચના પ્રથમ ચરિત્રની, કરી ઘણે કવિરત્ન;
તોપણ સુગુણે આણવો, લેખે મુજ પ્રયત્ન. ૩

જગમા વચનાદિક અધિક, યદ્યપિ કળા અશેષ;
ધેનુ સકળ પયદાયિની, પણ સુરધેનુ વિશેષ. ૪

---

દુહાનો ભાવાર્થ.

અમૃતરસથી ભરેલા, ત્રણ લોકના સ્વામી, પરમ સુખ–મોક્ષને આપનાર જગતના–ત્રણલોકના ગુરૂ, ત્રણલોકના આધાર શ્રી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ પરમાત્માને હુ નમસ્કાર કરૂ છુ પ્રથમ ઉલ્લાસ પૂરો કરી અહિં ચદ રાજાના રાસનો બીજો ઉલ્લાસ રચુ છુ જેમા શીયળ મહાધી ઉત્તમ પ્રકાશ પ્રગટ કરવામા આવશે ૧–૨

યદ્યપિ આ ચરિત્રની રચના પ્રથમ ઘણા કવિરત્નોએ કરી છે છતા ઉત્તમના ગુણોનુ વર્ણન કરવામા મારો પ્રયત્ન નિષ્ફળ નહીં જાય–લેખે લાગશે જગતમા ઘણી કળાઓ વિદ્યમાન છે તેમા વચનાદિકની કળા ઉત્તમ ગણાય છે દૂધ આપનારી ગાયો ઘણી હોય છતા કામધેનુ ગાય ઉત્તમ ગણાય છે ૩–૪

તામ્રતણું કંચન કરે, પારદ જેમ અનૂપ;
તેમ વિરસોને રસ કરે, વચન રસાયન રૂપ. ૫

મીઠે વચને રસ દીયે, મીઠો ચંદ સંબંધ;
તિમ નિસુણો મીઠી સભા, એ સોનું ને સુગંધ. ૬

આવ્યો છે નગરીતણી, પહેલી પોળે રાય;
નિસુણો આગળ તેહનો, જે સંબંધ કહેવાય. ૭

પ્રથમ પોળ રક્ષકજના, કરે વખાણ અખંડ;
જય જય ચંદ નરિંદ તું, ગુણગણ રયણકરંડ. ૮

ભલે તુમે કરૂણા કરી, આજ મિટયો ઉચાટ;
બીજ નિશાકર જિમ અમે, જોતાં હુંતા વાટ. ૯

પાઉ ધારો આગળ તુમે, ચંદચરિત્ર વિચિત્ર;
સિંહલપુર સ્વમીતણી, કીજે સભા પવિત્ર. ૧૦

વચન સુણી સેવક તણા, ચિંતે ચિત્ત નરીંદ;
અપરિચિતે પરિચિતપરે, કિમ કરી જાણ્યો ચંદ. ૧૧

---

જેમ પારો તાંબાને સ્પર્શ થતાં સુવર્ણ બનાવી શકે છે તેમ રસાયણ રૂપ વચનો રસવગરનાને રસવાળા બનાવી શકે છે. મીઠાં વચનો રસ આપે છે, ચંદ રાજાનો સંબંધ પણ મીઠો છે, અને તેવીજ રીતે સાંભળનાર-સભા પણ મીઠી છે જેમ સોનું અને સુગંધ મળ્યા બરાબર છે. ૫-૬

હવે ચંદરાજાએ જેવો શહેરમાં પ્રવેશ કર્યો કે તરતજ કોઇ સેવકોએ તેને પ્રણામ કર્યા. પહેલીજ પોળ પાસે આવતાં ત્યાં ઉભા રહેલા તે સેવકો બોલ્યા કે—" હે ચંદનરેંદ્ર ! તમારો જય થાઓ. તમે ગુણસમૂહના કરંડીયા જેવા છો. તમે આજે અમારા ઉપર ખરેખરી કરૂણા કરી છે અને અમારો ઉચાટ મટાડ્યો છે અમે બીજના ચંદ્રની જેમ આપની રાહ જોતા હતા. વિચિત્ર ચરિત્રવાળા હે ! ચંદ રાજા તમે આગળ પગલાં કરો અને સિંહલ-પુરના સ્વામીની સભાને પવિત્ર કરો. " ૭-૧૦

સેવક પુરૂષોના આવા શબ્દો સાંભળીને ચંદ રાજા વિચારમાં પડ્યા કે—' આ શું ? જેમ પારકું ચિત્ત જાણે તેમ આ લોકોએ મને ચંદ તરીકે શી રીતે જાણ્યો ? પણ કદિ એક સરખા નામથી કાંઇ ભૂલ થતી હશે. એઓ કોઇ બીજા ચંદની રાહ જોતા હશે. ' ૧૧

## ઢાળ ૧ લી.

( ઇડર આબા આબલી રે, ઈડર દાડિમ દ્રાખ–એ દેશી )

**કહે નગરી આભા ધણી રે, નિસુણો અહો પ્રતિહાર; કુણ છે ચંદ નરેશરૂ રે, અઇઓ તુજ આકાર. ચતુર નર, બોલ વિચારી બોલ. ( એ આંકણી. ) ૧ ચંદ તો ગગને ઉગીયો રે, બીજો તે કુણ ચંદ; જાવા દે હઠ કિમ કરે રે, ફોકટ એ શા ફંદ. ચં૦ ૨ પય પ્રણમી કહે પોળિયો રે, કાંઇ છિપો મામૂર; ઢાંકયો કિમ રહે છાબડે રે, ઝળહળ ઉગ્યો સૂર. ચં૦ ૩ છાની કિમ કરીને રહે રે, મૃગમદ કેરી વાસ; સાચા તુમને ઓળખ્યા રે, થાઓ ચંદ પ્રકાશ. ચં૦ ૪ હઠ કરીને કર ગ્રહી રહ્યો રે, માંડી ખેચા તાણ; નૃપ કહે વળગે છે કિશુ રે, અળગો રહે અજાણ. ચં૦ ૫ તુ ભૂલો કુણ રાતનો રે, શઠ હઠ માંડે કેમ; દીસે સૂતો અગાસડે રે, અજાણ્યુ કહે એમ. ચં૦ ૬ ભાળે ચંદને મુખ થકી રે, ભૂલીશમાં અવિવેક; ચંદ સરીખા તો હશે રે, પુહવી ઉપર અનેક. ચં૦ ૭ કુણ ઓળવે નિજ નામને રે, એહવો કુણ છે દુઠ; કિમ લેવા દેવા વિના રે, ઇમ કાંઇ જપે જૂઠ. ચં૦ ૮ પોળે પેસતાં તાહરી રે, જો હોય લાગત કોય; તો આપુ ભાગીશ નહી રે, દીધે દુર્બળ કુણ**

---

### ઢાળ પહેલીનો ભાવાર્થ.

આમ ચોતરફ ચંદ ચંદ એવા શબ્દો બોલાતા સાભળીને અને મનમા વિચારીને આભાપતિ બોલ્યા કે—" અરે પ્રતિહાર ! ચંદરાજા કોણ છે ? તુ આકૃતિ જોઇ ભૂલ્યો હે ચતુર નર ! વિચારીને બોલ ચંદ્ર તો આકાશમા ઉગેલો છે તે છે, વળી બીજો ચંદ ક્યા છે ? માટે મને જવા દે, હઠ કરીને રોકી નહીં રાખ " આવા ફોગટ ફંદ શા કરે છે ૧–૨ પોળીઓ હાથ જોડીને બોલ્યો કે–" અહો ચંદ રાજેંદ્ર ! તમે ક્યા પોતાને છુપાવો છો ? એમ કાઇ રત્ન ઢાકયુ રહેવાનુ છે ? ઝળહળતો સૂર્ય ઉગે તે છાબડે ઢાકયો રહે ? કસ્તુરીની ગધ છાની શી રીતે રહી શકે ? અમે તમને સાચે સાચા ચંદરાજા તરીકે ઓળખ્યા છે અમારી ભૂલ વતી નથી " આમ કહીને તેણે ચંદરાજાનો હાથ ઝાલ્યો. ચંદરાજા કહે કે—" અરે ! પણ તુ વળગે છે કોને ? છેટો રહીને વાત કર તુ કઇ રાતનો ભૂલો પડ્યો છુ ? મને તો તુ અગાસે સુતો જણાય છે કે જેથી તને ભ્રમ થયો છે માટે અરે શઠ ! આવો ખોટો હઠ શા માટે કરે છે ? એક સરખુ મુખ જોઇને તુ ભૂલો પડ્યો જણાય છે પણ ચંદ જેવા મુખવાળા તો પૃથ્વી ઉપર અનેક માણસો હશે વળી તુ જાણતો નથી કે પોતાના નામને કોણ ઓળવે ? અને લેવા દેવા વિના જૂઠુ કોણ બોલે ? ૩–૮ બાકી જો આ દરવાજે તારી કાઇ લાગત હોય તો કહી દે એટલે આપી દઉં,

**હોય. ચ૦ ૯ રોકે કિમ આડો ફરી રે, ટોકે છે શા માટ; વેળા વનમાં બહુ થઇ રે, માત જોતી હશે વાટ. ચ૦ ૧૦ કહે સેવક પ્રભુ તુમ તણું રે, ગૃહ તો અઢારશેં કોશ; જાવા દ્યો ભોળામણી રે, મુજશું મ કરો રોષ. ચ૦ ૧૧ તુમ સરીખા મોહોટા મૃષા રે, ભાખે ઇમ જો અછેહ; તો કિમ ભાર ધરે ધરા રે, કિમ જગ વરસે મેહ. ચ૦ ૧૨ તુમ જેવા સેવું અમે રે, તિણે સવિ લહિયે નિરત્તિ; જિહાં જેહવા નર સેવિયે રે, તિહાં તેહવી ફળપત્તિ. ચ૦ ૧૩ મુજ સ્વામીને તુમથકી રે, કારજ છે મહારાજ; માનો માહરી વિનતિ રે, ચંદ ગરીબનિવાજ. ચ૦ ૧૪ ભૂપ વિચારે માતજી રે, જો સાંભળશે નામ; લેહણાનું દેવું થશે રે, ઝગડાનું નહિ કામ. ચ૦ ૧૫ સેવક વચને નરવરૂ રે, આવ્યો આગળ સાર; પગ પગ પ્રણમે ચંદને રે, બહુળો જન પરિવાર. ચ૦ ૧૬ મોહનવિજયે પહેલી કહી રે, બીજા ઉલ્લાસની ઢાળ; આગળ અતિ મીઠી કથા રે, સુણજો થઇ ઉજમાળ. ચ૦ ૧૭**

---

એમ દેવાથી કોણ દુબળું થઇ જાય છે ? હું કાંઈ તારો લાગો હોય તો ભાગવા ઇચ્છતો નથી. માટે મને આડો ફરીને શા માટે રોકે છે ? તારૂં લેવાનું હોય તે લઇ લે ને મને જવા દે. મારી માતા મારી વાટ જોતી હશે. કારણ કે મને વનમાં બહુ વાર લાગી છે. ” ૯–૧૦

પ્રતિહાર બોલ્યો કે—“ સ્વામી તમારૂં ગામ તો અહીંથી અઢારસો કોસ દૂર છે. અહીં તમારી કઇ માતા વાટ જોવાની છે ? માટે એમ ભોળવામણી કરવી મુકી દ્યો અને મારી ઉપર કોપાયમાન ન થાઓ. વળી તમારી જેવા મોટા જો જૂઠું બોલશે તો આ પૃથ્વી ભાર કેમ ઉપાડી શકશે ? અને જગતમાં વરસાદ પણ કેમ વરસશે ? અમે તમારી જેવા રાજાઓનીજ સેવા કરનારા છીએ, તેથી અમે બધી તમારી ગત જાણીએ છીએ. જ્યાં જેવા નરને સેવીએ ત્યાં તેવા ફળની પ્રાપ્તિ થાય છે. ૧૧–૧૩ હે મહારાજ ! અમારા સ્વામીને તમારી સાથે અતિ અગત્યનું કામ છે. તેથી હે ગરીબનિવાજ ચંદરાજા ! અમારી વિનતિ માનો ને અમારી સાથે ચાલો. ” ચંદરાજાએ વિચાર્યું કે ‘ માતાજી આગળ ચાલ્યા જાય છે, તે જો મારૂં નામ સાંભળશે તો લેણાનું દેવું થશે, માટે અહીં ઝગડો કરવાનું કામ નથી. મુંગે મોઢે ચાલ્યા જવુંજ સારૂં છે. ’ આમ વિચારીને ચંદરાજા તેની સાથે ચાલ્યા આગળ ચાલતાં પગલે પગલે સેવક પુરૂષો ને બીજા લોકો તેમને પ્રણામ કરવા લાગ્યા. આ બીજા ઉલ્લાસની પહેલી ઢાળ પંડિત મોહનવિજયજીએ વર્ણવી. જેમાં આગળ ઘણી રસવાળી કથા આવશે, માટે સર્વ ઉત્સાહ ધરીને સાંભળો ૧૪–૧૭

દુહા

કીધો સપ્રતિહાર નૃપ, બીજી પોળ પ્રવેશ;
તિહાં પણ રક્ષક કહે નમી, આવો ચદ નરેશ. ૧

અમ સ્વામી તુમ વાટડી, જોવે ઘણુ સદીવ;
ચાહે ક્ષાયિક ભાવને, જિમ સસારી જીવ. ૨

તુમ આવ્યે અમ ભૂપની, હોશે કારજ સિદ્ધિ;
જેમ ચક્ર પ્રગટ્યે થકે, ચક્રીધર નવનિદ્ધિ. ૩

ભૂપ કહે રે ચદને, ભ્રમ ભૂલો છો કેમ;
ભખે કનકતરુ જિમ કોઇ, દોડે લેવા હેમ. ૪

ભણ્યા જણાઓ ભાઇઓ!, સહુએ એક નિશાળ;
જે આગળ સેવક તમે, ભલો તેહ ભૂપાળ. ૫

તુમ નૃપહતી માહરે, કુણ દિનનો પહિચાન;
શુ કારિજ છે મુજથકી, એ તો ત્રીજે તાન. ૬

દીસો છો ધૂર્તો તમે, કિહાં શીખ્યા અવિવેક;
ચદ ચદ એહવુ કહી, ધૂત્યા હશે અનેક. ૭

---

દુહાનો ભાવાર્થ

અનુક્રમે પ્રતિહારની સાથે ચદરાજાએ બીજી પોળમા પ્રવેશ કર્યો એટલે ત્યાના રક્ષક પુરૂષો પણ નમસ્કાર કરીને બોલ્યા કે —" હે ચદરાજા! પધારો, અમારા સ્વામી તમારી રાહજ જોઇ રહ્યા છે સસારી જીવ જેમ ક્ષાયિક ભાવને ચાહે તેમ તેઓ તમને ચાહે છે જેમ ચક્રરત્ન પ્રગટ થયે ચક્રવર્તીની ધારણા સફળ થાય છે ને નવનિધિ પ્રગટે છે તેમ તમારા આવવાથી અમારા સ્વામીની કાર્યસિદ્ધિ થશે " ચદરાજાએ તે સેવકોને કહ્યુ કે— " અરે ! મને જોઇને તમે ચદના ભ્રમથી કેમ ભૂલો છો ધતુરો ખાનાર માણસ જેમ બધે સોનું સોનુ દેખે અને તે લેવા દોડે તેમ તમે કરો છો ૧–૪ તમે બધા એક નિશાળે ભણ્યા જણાવો છો અને જેની પાસે તમારી જેવા સેવકો છે તે રાજા પણ ભલો જણાય છે તમારા રાજાની સાથે મારે શી પીછાન છે કે મારા આવવાથી તેનુ કાર્ય સિદ્ધ થશે ? આ તો વળી ત્રીજુ તાન જણાય છે તમે બધા ધૂર્ત્ત જણાઓ છો આવો અવિવેક તમે ક્યાથી શીખ્યા છો ? મને તો એમ લાગે છે કે તમે આમ ચદ ચદ કહીને ઘણાને ધૂત્યા હશે ! " ૫–૭

## ઢાળ ૨ જી.

( વાલા અળગા રહો–એ દેશી. )

રક્ષક કહે અમે સિંહલનૃપના, સેવક છું મન ભાવ્યા જી; અમને એક સંકેત કહીને, પોળે પોળે પઠાવ્યા, સાચું બોલો જી, ચંદ નરિંદ મહારાજ, સાચું બોલો- જી. ( એ આંકણી. ) ૧ તે સંકેતે તો તુમે સ્વામી, નગરી માંહે આવ્યા જી; ચંદ નરિંદ કહીને તેથી, અમે તુમને બોલાવ્યા. સા૦ ૨ નૃપ કહે તે સંકેત કહો મુજ, કહે અનુચર કર જોડી જી; સિંહલભૂપે અમને તેડી, ભાખ્યું અંતર છોડી. સા૦ ૩ પૂરવ પોળે જઇને બેસો, પહોર રાત જબ જાવે જી; પોળ માંહે દો નારી કેડે, એક પુરૂષ જે આવે. સા૦ ૪ તેહને ચંદ નરિંદ કહીને, નમજો આદર દેઇ જી; મુજ પાસે તુમે આવજો વહિલા, તેહને સંગે તેડી. સા૦ ૫ સ્વામી વચને અમે પ્રતિપોળે, બેઠા થઇને ધીઠા જી; એહવે દો નારીને પુંઠળ, પોળે તમને દીઠા. સા૦ ૬ એહથી આભાનગરી સ્વામી, ચંદ નરિંદ પ્રમાણું જી; સિંહલભૂપ વચનથી જાણ્યા, બીજું કિમ કરી જાણું. સા૦ ૭ સ્વામી વચન તે કિમ લોપાયે, મનમાં તુમે અવધારો જી; તે માટે તમે સિંહલનૃપના, મંદિર સુધી પધારો. સા૦ ૮ લાખ વચન જો કહિયે તોપણ, મોટા કેમ વશ આવે જી; કાને ઝાલ્યો કેમ કરીને, કોઇથી ગજ ઘર આવે. સા૦ ૯

---

### ઢાળ બીજીનો ભાવાર્થ.

પોળરક્ષક બોલ્યો કે–" અમે સિંહલરાજાના મનગમતા સેવકો છીએ. અમને એક સંકેત સમજાવીને પોળે પોળે બેસાડેલા છે. તે સંકેતથી અમે જાણીએ છીએ કે તમે ચંદરાજા છો. તેથી અમે તમને ચંદરાજા કહીને બોલાવીએ છીએ. માટે તમે પણ સાચું બોલો." ચંદરાજા કહે કે, " તમને શું સંકેત બતાવવામાં આવ્યો છે તે કહો. " અનુચર હાથ જોડીને બોલ્યો કે–" અમને સિંહલરાજાએ બોલાવી અંતર છોડીને કહ્યું છે કે– તમે પૂર્વના દરવાજે જઇને બેસો, ત્યાં પહોર રાત ગયા પછી બે સ્ત્રીની પાછળ જે એક પુરૂષ આવે તેને તમે ચંદરાજા કહીને નમસ્કાર કરજો અને આદરસત્કાર પૂર્વક મારી પાસે તુરત લઇ આવજો. આ પ્રમાણેના સંકેતથી અમે પોળે પોળે બેઠા છીએ. તેમના કહેવા પ્રમાણેજ પહોર રાત પછી બે સ્ત્રીની પાછળ તમને આવતા જોયા. ૧–૬ તે સંકેતથી મેં જાણ્યું કે તમે આભાનગરીના સ્વામી ચંદરાજાજ છો. આ બધું અમારા સ્વામીનાં વચનથી જાણ્યું છે; નહીં તો શીરીતે જાણું ? આપ મનમાં વિચારો કે સ્વામીનું વચન અમે સેવકોથી કેમ લોપાય ? માટે હવે તમે અમારા રાજા પાસે ચાલો. ત્યાં આવ્યા સિવાય તમારો છુટકો નથી. તમારૂં શું કામ છે તે તેઓ તમને કહેશે. અમે લાખ વચન કહીએ પણ મોટા માણુસ વશમાં ન આવે. હાથી કાંઇ કાને ઝાલ્યા આવે નહીં." ૭–૯

સુલલિત વચન સુણી સેવકનાં, મનમા ચંદ વિચારે જી; જો માહરા ઇહાં કિંકર હોવે, તો તે એહને વારે. સા૦ ૧૦ માતતણો ભય સિંહલનૃપનો, વળી એહવો પળચેડો જી; હુ એકાકી નગર પગાયો, કરવો કેમ નિવેડો. સા૦ ૧૧ સમજાવ્યા પણ એ નહી સમજે, કરવી શી કચપચ એહથી જી; જેહનુ જેહથી કારજ થાયે, બાંધ છોડ તે તેહથી. સા૦ ૧૨ ચંદ કહે તમે ચાલો ભાઈ, જિહાં કહો તિહાં હુ આવુ જી; મોઢામોઢ તમારા નૃપને, આવીને સમજાવુ. સા૦ ૧૩ આગળ ચંદ ને સેવક પુઠે, આવે જૂઆ જૂઆ જી; સાથે પોળ તણા જે રક્ષક, આવી ભેળા હુઆ. સા૦ ૧૪ ખમા ખમા ચંદરાયને કરતા, પગ પગ તિમ મનુહાર જી; તે ઇમ કરતા આવ્યા તેડી, સિંહલનૃપ દરબાર. સા૦ ૧૫ રાજાને આગળથી જણાવ્યુ, ચંદ મહીપતિ આવ્યા જી; સિંહલરાયે નિસાણ સુરગા, જીતતણા વજડાવ્યા. સા૦ ૧૬ આદર દેઇ તેડ્યાં મંદિર, ચતુર ચંદ મહીપાળ જી; બીજા ઉલ્લાસતણી કહી બીજી, મોહનવિજયે ઢાળ. સા૦ ૧૭

---

આ પ્રમાણેના તેમના મીઠા વચનો સાંભળીને ચંદરાજા વિચારવા લાગ્યા કે-" જો અહીં મારી સાથે મારા નોકરો હોય તો તે આનુ નિવારણ કરે પણ તે વિના આને કોણ રોકે? એક તો મારે માતાનો ભય છે તેમા વળી આ સિંહલરાજાનો આગ્રહ વધ્યો હુ એકલો છુ અને આ શહેર પારકુ છે વળી આ માણસો કાંઈ સમજાવ્યા સમજે તેમ નથી તો હવે વધારે કચપચ કરવામા માલ પણ નથી હવે તો જેની સાથે કામ છે તેની પાસેજ જઇને વહેલો નિકાલ કરી લેવો સારો છે અહીં વધારે કાળક્ષેપ કરવા જેવુ નથી કેમકે અહીં કાંઈ નીવેડો થવાનો નથી આ પ્રમાણે વિચારીને ચંદરાજા બોલ્યા કે- " બહુ સારૂ, ભાઈ ચાલો, તમારી સાથે આવુ અને તમારા રાજાને મોઢામોઢ મળીને સમજાવુ " ૧૦-૧૩

પછી તેઓ ત્યાથી ચાલ્યા માર્ગે નવા નવા રક્ષક પુરૂષો ભેળા થતા ગયા અને 'ચંદરાજાને ખમા ચંદરાજાને ખમા' એમ બોલતા સાથે ચાલવા લાગ્યા, આમ કરતા કરતા તેઓ સિંહલરાજાના દરબારમા આવી પહોચ્યા સેવકોએ ચંદરાજા આવ્યાના ખબર પ્રથમથી કહેવરાવ્યા એટલે ત્યા તો આનંદ આનંદ થઈ રહ્યો તેણે જીતના વાજીત્રો વગડાવ્યા અને ચંદરાજાને આદરપૂર્વક અંદર પ્રવેશ કરાવ્યો શ્રી મોહનવિજયે આ પ્રમાણે બીજા ઉલ્લાસની બીજી ઢાળ વર્ણવી ૧૪-૧૭

દુહા.

સિંહલભૂપે ચંદને, ગૃહ આવંતો દીઠ;
ધાઇને જાઇ મલ્યો, લોચન અમીય પઇઠ. ૧
ભલે પધાર્યા ચંદ નૃપ, વીરસેન કુળ ચંદ;
આજ કૃતારથ હું થયો, આજ ઘણો આનંદ. ૨
ઉત્કંઠા મલવા તણી, હુંતી ઘણી મહારાજ;
પૂર્વે લેખ લખ્યા થકી, સફળ થઇ તે આજ. ૩
દૂર થકાં પણ તમે હતા, મન હુંતી આસન્ન;
દૂર સૂર જિમ ધરણીથી, વિકસે પંકજ વન્ન. ૪
કિહાં ચકોર હિમકર કિહાં, કિહાં મોર કિહાં મેહ;
અળગા તોપણ ઢૂંકડા, સાચો જિહાં સનેહ. ૫
સંબંધે જે સાંભરે, શી અધિકાઇ તેહ;
વિણ સંબંધે સાંભરે, સાચું વડપણ એહ. ૬
સિંધુ વ્યસન ઉદયે શશી, સંબંધે તિમ હોય;
વિણ સંબંધે શીત ગુણે, પ્રીતિ કુમુદિની જોય. ૭
કપટ વચન રચના ઇસી, સિંહલરાયે કીધ;
નિજ સિંહાસન બેસવા, ચંદનૃપતિને દીધ. ૮

---

દુહાનો ભાવાર્થ.

સિંહલરાજાએ દૂરથી ચંદરાજાને પોતાને ઘેર આવતા દીઠા એટલે આંખમાં હર્ષના આંસુ લાવીને સામો આવી બાથ ભીડીને મળ્યો અને બોલ્યો કે "હે ચંદરાજા! હે વીરસેન નૃપના કૂળના ચંદ્ર! તમે ભલે પધાર્યા. આજે મને ઘણો આનંદ થયો. આજે હું કૃતાર્થ થયો. તમને મળવાની બહુ દિવસથી ઉત્કંઠા હતી પણ તે પૂર્વ પુણ્યના યોગથી આજે પૂરી થઇ. તમે જો કે શરીરથી દૂર હતા પણ મનથી મારા અંતઃકરણમાંજ વસેલા હતા. સૂર્ય દૂર છતાં પણ જેમ તે કમળને વિકસ્વર કરે છે તેમ અમે તમારા નામ ને ગુણ સાંભળવાથી રાજી રાજી થતા હતા. આજે તમને જાતે મળવાથી અમને પારાવાર હર્ષ થયો છે, અને અમારી આશા ફળીભૂત થઇ છે." ૧-૪ ક્યાં ચકોર પક્ષી અને ચંદ્રમા! ક્યાં મોર અને મેઘ! તેઓ ઘણા અલગા છે તથાપિ જ્યાં સાચો સ્નેહ છે ત્યાં તો નજીક છે. જે સંબંધથી સાંભરે તેમાં શી નવાઇ? પણ જે સંબંધ વગર સાંભરે તે સજ્જનની વડાઇ છે. ચંદ્રના ઉદયથી સમુદ્રને ક્ષોભ થાય, તે સંબંધને લીધે છે અને સંબંધ વગર ચંદ્રની શીતલતાથી પોયણીને પ્રીતિ જોવામાં આવે છે. આ પ્રમાણે અનેક પ્રકારનાં કપટ વચનો કહીને સિંહલરાજાએ તેમને પોતાના સિંહાસન ઉપર બેસાર્યા અને પોતે બીજા આસન ઉપર તેની સામે બેઠો. ૫-૮

ઢાળ ૩ જી.

( નાહના ર તમે ચાલા ગઢ ઇ રે રે, રણુને સેજે સાથે રે વાન—એ દેશી )

સાહિબા રે સિંહલનૃપ આદેશથી રે, બેઠો ગુણાવળી કંત રે લાલ; દેશ વિદેશ જિહાં તિહાં રે, પોસાયે ભાગ્યવંત રે લાલ. ભાગ્યપ્રબળ નૃપ ચંદનુ રે. ( એ આંકણી ) ૧ સાહિબા રે યોજન યોજન રસકુંપીકા રે, પગ પગ પ્રગટે નિધાન રે લાલ; અણવાહલા વાહલા હોવે રે, મોહોટો ભાગ્ય પ્રધાન રે લાલ ભા૦ ૨ સા૦ સિંહલનૃપ કહે ચંદને રે, છો કુશળી મહારાજ રે લાલ; અન્તર્યામી છો તમે રે, ગયજાદા શિરતાજ રે લાલ. ભા૦ ૩ સા૦ ચાહે ચાતક જિમ મેહને રે, વચ્છભણી જિમ ગાય રે લાલ; તિમ અમે તમને ચાહતા રે, દિન એતા મહારાય રે લાલ. ભા૦ ૪ સા૦ તે તમે આજ પધારિયા રે, લેખે થયો અવતાર રે લાલ; પુરૂષોનો મેળો મળે રે, જો તૂપે કિરતાર રે લાલ. ભા૦ ૫ સા૦ શી કીજે પરદેશમાં રે, તમતણી ભક્તિ નરિંદ રે લાલ, તુમ મુખશશિ દીઠે થયુ રે, વિકસિત મન અરવિંદ રે લાલ ભા૦ ૬ સા૦ ઇહાં તો અમતણી માનજો રે, આદર ને મનુહાર રે લાલ, જિમ દુર્બળ માતતણે રે, ભામણડે વ્યવહાર રે લાલ. ભા૦ ૭ સા૦ ગજ બગમ છો યે સહી રે, તુમતણી મોજ વીંઝ રે લાલ: તો અમે તમને શું આપીયે રે, જેણે તમે પામો રીઝ રે લાલ. ભા૦ ૮

---

ત્રીજી ઢાળનો ભાવાર્થ

હવે સિંહલરાજાની આજ્ઞાથી ગુણાવળી રાણીના કંત ચંદરાજા આસન ઉપર બેઠા. ભાગ્યશાળી જ્યાં જાય ત્યાં પગલે પગલે નિધાન પ્રગટ થાય છે અને અણવાહલા હોય તે વહાલા થઇ જાય છે. ભાગ્યની રચના જોર છે તેનાથી ઇષ્ટ માન [illegible] થાય છે અને આપત્તિ સંપત્તિરૂપ પરિણમે છે. ભાગ્યશાળીને દેશમાં કે પ્રદેશમાં ઉપાધિ પ્રાપ્ત થતી જ નથી. હવે સિંહલરાજા ચંદરાજા પ્રત્યે કહે છે કે "તમે કુશળક્ષેમ તો છો ? હે સ્વામી ! તમે અમારા અન્તર્યામી છો. અમારા માથાના મુગટ છો. ચાતક પક્ષી જેમ વરસાદની ચાહના કરે અને વત્સ જેમ ગાયને ચાહે તેમ આટલા દિવસથી અમે તમારી ચાહના કરતા હતા ૧-૪ આજે તમે પધાર્યા તેથી અમારો અવતાર સફળ થયો છે. ઉત્તમ પુરુષનો મેળો તો જો પ્રભુ પ્રસન્ન થાય ત્યારે જ થાય છે. અને અહીં પરદેશમાં આપની અમે શું ભક્તિ કરીએ ? આપના મુખરૂપ ચંદ્રના દર્શનથી મારું મનરૂપ કમળ વિકસિત થયું છે.

[illegible] માતાની [illegible] થાય તો [illegible] આનંદ [illegible] આપને શું આપી શકીએ કે જેથી આપ રીઝો ? ૫-૮

સા૦ તમે પાઉ ધાર્યા હોત જો રે, અમતણે દેશ કદેય રે લાલ; તો નજરે કરતા અમે રે, ગામ નગર પુર કેય રે લાલ. ભા૦ ૯ સા૦ અમે અવસર ચૂકું નહીં રે, રખે અમ જાણતા મૂઢ રે લાલ; ઇહાં તમે અમે બેહુ સારીખા રે, કહીયે છે તમને અગૂઢ રે લાલ. ભા૦ ૧૦ સા૦ એવાં સિંહલરાયનાં રે, નિસુણી વચન વિલાસ રે લાલ; ચંદે વદનથકી કર્યો રે, દંતમયૂષ પ્રકાશ રે લાલ. ભા૦ ૧૧ સા૦ ચંદ ભરોસે મુજને રે, એવડું શું સનમાન રે લાલ; હું પરદેશી પ્રાહુણો રે, તમે મોટા રાજાન રે લાલ. ભા૦ ૧૨ સા૦ ચતુર થઇ ચૂકો કિશું રે, ખોટે ભરમે સુજાણ રે લાલ; શી મનુહાર એ કારમી રે, કુણ દિનની ઓળખાણ રે લાલ. ભા૦ ૧૩ સા૦ ચંદ પૂરવ દિશીનો ધણી રે, હું તો ક્ષત્રીપુત્ર રે લાલ; દેખી પેખી વિણ સ્વારથે રે, કિમ કહિયે ઉત્સૂત્ર રે લાલ. ભા૦ ૧૪ સા૦ દિઠો તમે ચંદ સારીખો રે, મુજ માંહે અનુહાર રે લાલ; તે ભૂલે ભૂલો રખે રે, સારીખા કેઇ સંસાર રે લાલ. ભા૦ ૧૫ સા૦ રાચે ગુણ જાણ્યા વિના રે, સરિખા સરિખે કુણ રે લાલ; બેહુ ઉજ્વળ પણ સાંભળો રે, કપૂર કિહાં કિહાં લૂણ રે લાલ. ભા૦ ૧૬ સા૦ મૂકી દ્યો ભોળામણી રે, કહે સિંહલ મહિપાળ રે લાલ; મોહનવિજયે ત્રીજી કહી રે, બીજા ઉલ્લાસની ઢાળ રે લાલ. ભા૦ ૧૭

---

આપ મોટા દાનેશ્વરી કહેવાઓ છો તેની પાસે અમે શી ગણતરીમાં છીએ ? છતાં પણ આપ અમારા દેશમાં પધાર્યા હોત તો અવશ્ય અમે ગામ, નગર, પુર આદિ બક્ષીસ આપીને આપની ભકિત કરેત. અહીં પરદેશમાં તો અમે ને તમે બન્ને સરખાં છીએ. છતાં અવસર મળ્યે અમે ચૂકીશું નહિં એ આપ જરૂર માનજો. આપ અમને મૂઢ–મૂર્ખ ન માનતા. ૯–૧૦

આવા સિંહલરાજાના વચનો સાંભળીને ચંદરાજા બોલ્યા કે–" ચંદને ભરૂંસે તમે મારૂં આટલું બધું સન્માન શા માટે કરો છો ? હું એક પરદેશી પ્રાહુણો છું, ને તમે તો મોટા રાજા છો; તમે ખોટા ભ્રમથી ચતુર થઇને કેમ ચૂકો છો ? મારે ને તમારે ક્યારની ઓળખાણ ? ચંદ્ર તો પૂર્વ દિશાનો સ્વામી છે ને હું તો એક ક્ષત્રીપુત્ર છું. તો દેખી-પેખીને, વગર સ્વાર્થે આવી ખોટી વાત શા માટે કરો છો ? તમે મને ચંદ જેવો દીઠો તેથી ભૂલાવામાં પડ્યા લાગો છો; પણ સરખે સરખા તો આ સંસારમાં ઘણાં માણસો નજરે પડે છે, પણ તેમાં ગુણ જાણ્યા વિના રાચવું નકામું છે. ઉજ્વળ તો કપૂરે હોય છે ને લુણ પણ હોય છે; પરંતુ તે બેના ગુણમાં પારાવાર અંતર છે; માટે તમે આવો ભૂલાવો ખાઓ નહીં ને મને રજા આપો કે જેથી હું મારે કામે જાઉં " સિંહલનૃપ બોલ્યા કે " એવી રીતે અમને ભોળવવાનું પડતું મૂકો અને ખરી વાત કરો. મોહનવિજયે આ બીજા ઉલ્લાસની ત્રીજી ઢાળ કહી. ૧૧–૧૭

દુહા

સુપુરૂષ છાનો કિમ રહે, આચારે અવસૂબ;
લખ જો જળમે છિપાડિયે, જિમ તરી આવે તુંબ. ૧

મૃગમદપરે છાના રહો, પણ ગુણ અંબર ચૂર;
પ્રકટ કરે તે તુમ ભણી, રહો જો અદ્યપિ દૂર. ૨

અવાધ ગણુતે સાહિબા, હવે મળ્યા છો આજ;
નામ કહો થાઓ પ્રગટ, હઠ ન કરો મહારાજ. ૩

ઇમ વદતા તે આવિયો, સિંહલમંત્રી તામ;
કપટી કુટિલ કદાગ્રહી, દુર્મતિ હિંસક નામ. ૪

જળ કહે ત્યાં થળ પણ નહીં, ચલવે ડાકડમાળ,
રવિ ઉદયાસ્ત લગે સદા, ખોટી હાલ ને ચાલ; ૫

પ્રણુમી ચંદ નરિંદને, બેઠો તે આસન્ન;
તિણિ આરંભી કુટિલતા, કરી વચન સુપ્રસન્ન. ૬

---

દુહાનો ભાવાર્થ

તમે ચંદરાજા પોતેજ છો, એમાં અમને બીલકુલ શંકા નથી સત્પુરૂષ તો છાના રહેતાજ નથી, તે તો તેના આચારવડેજ ઓળખાઇ જાય છે ગમે એટલા જળમાં ડુબાડીએ પણ તુંબડુ ઉપર આવ્યા સિવાય રહેતુજ નથી કસ્તુરી કદી પોતાને છુપાવે પણ અંબર તેને પ્રગટ કરી દે છે અમે બહુ દિવસથી આપના આવવાના દિવસની રાહ જોતા હતા તે પ્રમાણેજ આપ આવ્યા છો, તો હવે પોતાનુ નામ પ્રગટ કરો અને અમારૂં કાર્ય કરી આપો " ૧-૩ આ પ્રમાણે સિંહલરાજા ને ચંદરાજા વાતો કરે છે તેવામા સિંહલ-રાજાનો મંત્રી ત્યા આવ્યો કે જે મહા કપટી, કુટિલ, કદાગ્રહી અને દુર્મતિવાળો છે હિંસક તેનુ નામ છે અને એવો અસત્યભાષી છે કે જ્યા જળ કહે ત્યા થળ પણ ન હોય સૂર્યના ઉદયથી અસ્તપર્યંત ખોટુ બોલવુ તેજ તેનો ધંધો છે, તેણે ત્યા આવી ચંદરાજાને પ્રણામ કરી આસન ઉપર બેસીને પોતાની કુટિલતા ચલાવવાની શરૂઆત કરી ૪-૬

### ઢાળ ૪ થી.

( નંદ સલૂણા નંદના રે લો, તેં મુને નાંખી ફંદમાં રે લો—એ દેશી. )

સાંભળો ચંદ નરેશરૂ રે લો, રાયજાદા અલવેશરૂ લો; આજ અમને આવી મળ્યા રે લો, સકળ મનોરથ હવે ફળ્યા રે લો. ૧ સિંહલનૃપની વિનતિ રે લો, તમે નથી માનતા શાવતી રે લો; ન કરો ઇમ બહુ કાનિયે રે લો, રઢીઆળા રસ માનીયે રે લો. ૨ જૂઠો કિમ કુળ ઓળવો રે લો, શું તમે બાળક ભોળવો રે લો; અછતું અમે નથી ભાખતા રે લો, વાદ તજો થાઓ છતા રે લો. ૩ માનતા નથી શે વાંકડે રે લો, જાશો કિહાં આવ્યા સાંકડે રે લો; અહો આભાનગરી ધણી રે લો, આશા તુમથી અછે ઘણી રે લો. ૪ દેવી વચને અમે ઓળખ્યા રે લો, નામ ઠામ કુળ પારખ્યા રે લો; ડાંગે અંધારૂં કુટીયે રે લો, તે વાતે કિમ છુટીયે રે લો. ૫ રાત થોડી વેષ તો ઘણા રે લો, થેં છો સાચકોડામણા રે લો; તમને શું કહિયે વળી રે લો, પાણી ન ખમે પાતળી રે લો. ૬ હરણી પણ ઉંચી વહી રે લો, થોડી ઘણી રજની રહી રે લો; અતિ તાણ્યું ખમતું નથી રે લો, બીજા ન થાઓ એકથી રે લો. ૭

---

### ઢાળ ચોથીનો ભાવાર્થ.

"હે ચંદનરેશ્વર ! તમે આજે અમને આવી મળ્યા તેથી અમારા સર્વે મનોરથ સફળ થયા છે. હવે તમે અમારા રાજાની વિનતિ શા માટે માનતા નથી ? બહુ રઢ શા માટે કરો છો ? આમ ખોટી રીતે કુળ વિગેરે ઓળવવાથી કાંઇ ચાલવાનું નથી. અહીં શું બાળકોને ભોળવવાના છે ? અમે બીલકુલ ખોટું બોલતા નથી; માટે વાદ કરવો પડ્યો મૂકીને તમે છતા થાઓ અને અમારી વિનંતિ સ્વીકારો. હવે સાંકડે આવ્યા પછી તમારાથી કાંઇ ખસી શકાવાનું નથી. હે આભાધણી ! અમારે તમારાથી મોટી આશા છે. અમે કાંઇ અંધારે કુટાતા નથી. અમે દેવીના વચનથી તમને ઓળખ્યા છે. વળી તમારાં નામ, ઠામ અને કુળ પણ પારખી લીધાં છે. જો ડાંગથી અંધારાને કૂટવા માંડીએ તો તે વાતથી કેમ કૂટાય ? માટે હવે વધારે તાણાતાણ ન કરો, કેમકે રાત થોડી છે અને વેશ ઘણા છે. આકાશમાં હરણી પણ ઉંચે ચડી છે. વળી અમે તમને વધારે કઠણ શબ્દો પણ કહી શકીએ તેમ નથી, કારણ કે તમારાથી અમારે કામ લેવાનું છે; માટે વધારે તાણ્યું ત્રુટી જાય એમ સમજીને એકથાં બીજા થતા નથી. તેવો આગ્રહ પડ્યો મૂકી ખરા નામે પ્રગટ થાઓ એટલે અમે અમારી વિનંતિ કહી સંભળાવીએ." ૧-૭

લાગ્યો સચિવ હઠ સુદરૂ રે લો, બોલ્યો ચદ નરેશરૂ રે લો; શુ કારિજ છે ચદથી રે લો, અવર ભલા શુ કોઇ નથી રે લો. ૮ આભા નગરીએ હુ રહુ રે લો, હવે તમને સાચુ કહુ રે લો; ચદ કરે તે હુ કરૂ રે લો, માનજો તે સઘળુ ખરૂ રે લો. ૯ સિહલ નૃપ હરખ્યો ઘણુ રે લો, લાગ્યુ વચન સોહામણુ રે લો; થયુ તનુ ફનસતણી પરે રે લો, હિસક વળી ઇમ ઉચ્ચરે રે લો. ૧૦ અહો પ્રભુ એ આભાધણી રે લો, ચિતા ટાળશે આપણી રે લો; છાનુ શુ છે ચદરાજથી રે લો, કારજ વિણસે લાજથી રે લો. ૧૧ ચદ ચતુર ચિત્ત ચિતવે રે લો, એ હિસક એમ શુ લવે રે લો; કારિજ શુ એહવુ હશે રે લો, તે કિમ કરી મુજથી થશે રે લો. ૧૨ આવ્યો વશ હુ શુ કરૂ રે લો, એ ધૂરત ટોળુ ખરૂ રે લોલ; એહની ગતિ મે પારખી રે લો, યાત્ર નહી ઘર સારખી રે લો. ૧૩ સિહલ કહે શીદ્રોચ્ચમે રે લો, ચદ પડ્યા શું આળોચ્ચમે રે લો; ઠગ કરી રખે તમે જાણતા રે લો, રખે કટકમે તાણુતા રે લો. ૧૪ સશય ધરો છો શા થકી રે લો, કહિયે છે ઇમ આતુર થકી રે લો; પર ઉપકારને કારણે રે લો, સુત કોઇક માતા જણે રે લો ૧૫

---

ચદરાજાને આ સચિવનો હઠ ખરેખગ સજ્જડ લાગ્યો એટલે તે બોલ્યા કે, "તમારે ચદવી શુ કામ છે? આ દુનિયામા શુ બીજા માણસો નથી કે તમે ચદની આટલી બધી ઓશીઆળ કરો છો? હુ હવે તમને સાચુ કહુ છુ કે હુ આભાનગરીએ રહુ છુ તે ખરી વાત છે અને ચદરાજા જે કરે તે હુ કરી શકુ તેમ છુ કહો હવે તમારે કામ શુ છે?" ચદરાજાના આવા વચન સાભળીને સિંહલ રાજા ખાત્રી થવાથી હર્ષ પામ્યો તેનુ શરીર વિકસ્વર થયુ પછી હિંસક મત્રી સિંહલ રાજા પ્રત્યે બોલ્યો કે–" હે પ્રભુ! આભાધણી આપની ચિંતા માત્ર દૂર કરશે ચદરાજાથી છાનુ શુ છે માટે હવે લાજ તજી દઇને જે કહેવાનુ હોય તે તેને કહી દો કારણ કે લાજ રાખ્યે કાર્યસિદ્ધિ થવાની નથી" ચદરાજા વિચારવા લાગ્યા કે–" આ શુ બોલે છે? હુ તો કાઇ તેમા સમજતો નથી, એને મારી પાસે શુ કામ કરાવવુ હશે? તે કામ મારાથી થશે કે નહીં? ૮–૧૨ પણ હવે આપણે પરવશ પડ્યા છીએ અને આ બધુ ધૂર્ત ટોળુ ભેળુ થયુ જણાય છે તેમની ગતિ મે પારખી લીધી છે ઘર જેવી યાત્રા હોય નહીં તેથી જે કહે તે સાભળ્યા સિવાય બીજો ઉપાય નથી" સિંહલ રાજા બોલ્યો કે–" તમે વિચારમા કેમ પડી ગયા? અમે કાઇ ઠગ નથી કે તમને ઠગી લેવા ઇચ્છતા હઇએ તમે એવો સશય શા માટે કરો છો? પરઉપકારી પુરૂષને તો કોઇ વિરલ માતાજ જન્મ આપે છે ૧૩–૧૫

દિનકર અજવાળું કરે રે લો, કુણ તસ પેસકસી ધરે રે લો; વૃક્ષ ફળે ફળફુલથી રે લો, મણિ વેચાય બહુ મૂલથી રે લો. ૧૬ નિશદિન જે સરિતા વહે રે લો, તસ કુણ શિખામણ કહે રે લો; સરસ નિરસ તૃણ આદરી રે લો, આપે દૂધ પયોધરી રે લો. ૧૭ ઉપકારી તુમ જેવડા રે લો, તે જગ થોડા દીઠડા રે લો; તુમ ઉપર આશા ખરી રે લો, કારજ કરો કરૂણા કરી રે લો. ૧૮ ઢાળ બ્રહ્માસુખ ભાસની રે લો, સુંદર બીજા ઉલ્લાસની રે લો; પુણ્ય ઘણું એ ભૂપનું રે લો, મોહન કહે કવિ રૂપનો રે લો. ૧૯

દુહા.

સિંહલ નૃપ સિંહલ પ્રિયા, તિમ હિંસક મંત્રીશ;
કુષ્ઠી કનકધ્વજ તનુજ, કપિલા ધાવ જગીશ. ૧

છઠ્ઠો ચંદનરેશરૂ, મધ્ય પરિચ્છદ એહ;
જિમ પંચેંદ્રિયે સહિત, મન સોહે સસનેહ. ૨

તવ આભાપતિ ઉચ્ચરે, અહો સિંહલ ભૂપાળ;
કહો કાજ પડદો તજી, જિમ હું લહું દયાળ. ૩

---

જુઓ ! સૂર્ય સર્વત્ર પ્રકાશ કરે છે તેને પેસકશી–કિરણ કોણ આપે છે ? આ વૃક્ષો ફળ ફૂલ આપે છે તેને કિંમત કોણ આપે છે ? ચિંતામણિ વાંછિત પૂરે છે તેનો બદલો કોણ આપી શકે છે ? નદી નિરંતર વહે છે તેને કોણ શિખામણ આપે છે સરસ નિરસ તરણા ખાઇને પણ ગાય દુધ આપે છે તેનો પૂરો ગુણ કોણ જાણે છે ? આ પ્રમાણે તમે પણ મોટા પરોપકારી છો, તમારી જેવા પરોપકારી અમે થોડાજ દીઠા છે. તમારી ઉપર અમે મોટી આશા રાખીને બેઠા છીએ તેથી તમે અમારી આશા પૂર્ણ કરીને અમારા ઉપર ઉપકાર કરો. ” આ બીજા ઉલ્લાસની સુંદર ચોથી ઢાળ કહી છે. મોહનવિજય કહે છે કે એ રાજા અને કવિના રૂપનું ઘણું પુણ્ય છે. ૧૬–૧૯

દુહાનો ભાવાર્થ.

એ વખતે ત્યાં સિંહલ રાજા, તેની રાણી, તેમનો કનકધ્વજ નામનો કુષ્ટિ પુત્ર, હિંસક મંત્રી અને કપિલા નામની ધાવ એ પાંચ અને છઠ્ઠા ચંદરાજા હતા. તેઓ પાંચ ઇંદ્રિઓ સહિત જેમ મન શોભે તેમ શોભતા હતા. એ પ્રસંગે ચંદરાજા બોલ્યા કે,– “ હે સિંહલ ભૂપાળ ! તમે પડદો તજી દઇને તમારા મનમાં જે વાત હોય તે પ્રગટ કરો, પડદો રાખવાથી હું કાંઇ સમજી શકતો નથી. ૧–૩

પાંચે ચિંતાતુર તમે, દીસો છો કહો કેમ ?;
બાહિર તો વિવાહનો, માંડ્યો મહોત્સવ એમ. ૪
નામ ઠામ કુળ ગોત્ર મુજ, કિમ જાણો સહુ કોય;
તે સઘળુ માંડી કહો, જે કાંઇ વ્યતિકર હોય. ૫
જાવું છે આભાપુરી, થઇ જો જશે પ્રભાત;
કહ્યા વિના કેમ જાણિયે, તુમ મનડાની વાત. ૬

ઢાળ ૫ મી.

( મન મોહના લાલ—એ દેશી )

સિંહલ નૃપ આદેશથી રે, મન મોહના લાલ; હિંસક થયો વાચાળ હો, જગ સોહના લાલ. વીર નૃપતિ સુત સાહિબા રે, મ૦ વિનતિ કહુ મહીપાળ હો. જ૦ ૧ ત્રાતા ધાતા કાર્યના રે, મન૦ દાયક શાતા સ્વામ હો; જગ૦ શો પડદો તુમથી હવે રે, મ૦ અહો આશા વિશ્રામ હો. જ૦ ૨ કિમ દોહણુ સતાડિયે રે, મ૦ લેવા જાવુ તક્ર હો, જ૦ નાચે બાધી ઘુઘરા રે, મ૦ શો તિહાં ઘુંઘટ વક્ર હો. જ૦ ૩ સેવક રહે સેવા વિષે રે, મ૦ તિણે કેહી કરવી લાજ હો; જ૦ અવધારો થઇ એક મના રે, મ૦ અમ ઓલગ મહારાજ હો. જ૦ ૪ એ સુત સિંહલ રાયનો રે, મ૦ કનકધ્વજ સુકુમાર હો; જ૦ પ્રેમલાલચ્છી એહને રે, મ૦ પરણી આપો કૃપાળ હો. જ૦ ૫

---

તમે પાચે અંદરથી ચિંતાતુર જણાઓ છો અને ઉપરથી વિવાહનો ઉત્સવ માડ્યો છે, માટે જે વાત હોય તે કહો એટલે મને ખબર પડે મારે પ્રભાત થયા અગાઉ પાછા આભાપુરી તરફ જવાનુ છે તમે મારૂં નામ ઠામ કુળ જાતિ વિગેરે કેમ જાણ્યું અને મારી પાસેથી શુ કામ કરાવવાની તમારી ઈચ્છા છે તે જણાવો કારણ કે તમારા મનની વાત હુ જાણી શકતો નથી ” ૪–૬

ઢાળ પાચમીનો ભાવાર્થ

ચંદરાજાએ આ પ્રમાણે પ્રશ્ન કર્યો એટલે સિંહલ નૃપના આદેશથી તેનો મંત્રી હિંસક બોલ્યો કે–“ હે મહારાજ ! તમે તો અમારા ત્રાતા છો, કાર્યના કરી આપનારા છો, તમારી અમને મોટી આશા છે, તમે અમારી આશાના વિશ્રામસ્થાન છો અને અમને શાતા પમાડનારા તેમજ ચિંતા મટાડનારા છો તેથી તમને અમારા અંતરની વાત કહ્યા સિવાય છુટકોજ નથી છાશ લેવા જવુ અને દોણી સંતાડવી તે કેમ ચાલે ? પગે ઘુઘરા બાધી નાચવુ અને ઘુંઘટો તાણવો તે કેમ નભે ? સેવકપણું સ્વીકારી સેવા કરવી ત્યારે પછી લાજ શુ કામ લાગે ? માટે અમે લાજ તજીને આપને અમારી વાત કરીએ છીએ હે સ્વામિન્ ! આ રાજપુત્ર કનકધ્વજને અહીંના રાજાની પુત્રી પ્રેમલાલચ્છી પરણી આપો ૧–૫

પરઉપગારી શેહરા રે, મ૦ એ છે તુમથી કામ હો; જ૦ હોજો અમથી તેહવા રે, મ૦ છે જેહવું તુમ નામ હો. જ૦ ૬ પ્રાચિપતિ કહે સચિવને રે, મ૦ ઇમ કિમ કહો ઉત્સૂત્ર હો; જ૦ મેં તો સાંભળ્યું પ્રેમલા રે, મ૦ પરણશે સિંહલપુત્ર હો. જ૦ ૭ હું તો તે જોવા ભણી રે, મ૦ આવ્યો છું નિશિ એણ હો; જ૦ કનકધ્વજ પરણે નહીં રે, મ૦ કહો તે કારણ કેણ હો. જ૦ ૮ કનકધ્વજ વધૂ પ્રેમલા રે, મ૦ ઇમ સવિ જાણે સંસાર હો; જ૦ તો કિમ કૂડે બોલડે રે, મ૦ મુજને ચઢાવો છો ભાર હો. જ૦ ૯ ચંદભણી હિંસક કહે રે, મ૦ સિંહલ નૃપનો જે જાત હો; જ૦ કુષ્ટી પૂરવ કર્મથી રે, મ૦ છે અકથાની વાત હો. જ૦ ૧૦ લેખ લિખિતથી પ્રેમલા રે, મ૦ કેરો હુવો વિવાહ હો; જ૦ પણ સ્વામી એ વાતનો રે, મ૦ તુમ હાથે નિરવાહ હો. જ૦ ૧૧ પવન પ્રયોગે જઇ ચડ્યો રે, મ૦ જિમ ભરદરિયે નાવ હો; જ૦ તુમ સરીખા ખેવટ થકી રે, મ૦ કોઇક ફાવે દાવ હો. જ૦ ૧૨ એ સિંહલ અવનીશની રે, મ૦ હવે તુમ હાથે લાજ હો; જ૦ આશા અંબર જેવડી રે, મ૦ છે તુમથી મહારાજ હો. જ૦ ૧૩ હિંસકને શશીનૃપ કહે રે, મ૦ કિમ અજ્ઞાન એ કીધ હો; જ૦ શો છે વૈર પ્રેમલાથકી રે, મ૦ કનકધ્વજને જે દીધ હો. જ૦ ૧૪ કિમ બિગાડો સહુ મળી રે, મ૦ ઇમ અબળા અવતાર હો; જ૦ કિમ સાંસહે એ વાતથી રે, મ૦ કળિમળહર કિરતાર હો. જ૦ ૧૫

---

એટલું અમારે તમારાથી કામ લેવાનું છે. હે કૃપાળુ! તમે પરોપકારી છો તો એટલું અમારૂં કામ કરી આપો, અને જેવું તમારૂં નામ છે તેવો થાઓ ” ૬

ચંદરાજા બોલ્યા કે–“ તમે આવું મિથ્યા ભાષણ શું કરો છો ? મેં તો સાંભળ્યું છે કે પ્રેમલાલચ્છી સિંહલરાજાના પુત્રને પરણવાની છે, તેનો મહોત્સવ જોવા માટે તો હું અહીં આવ્યો છું. તો આ કનકધ્વજ કુમાર શા માટે તેને પરણતો નથી ? સર્વે લોકો જાણે છે કે પ્રેમલાલચ્છી કનકધ્વજ કુમારની સ્ત્રી થવાની છે તો તેને પરણવામાં વાંધો શું છે ? તમે ફોગટ મારે માથે ભાર શું કામ મૂકો છો ? ” હિંસક મંત્રી બોલ્યા કે–“ હે સ્વામિન્ ! આ કનકધ્વજ કુમાર પૂર્વ કર્મના ઉદયથી કુષ્ટિ છે. એ વાત કોઈને કહી શકાય તેવી નથી. પૂર્વના લેખથી તેનો પ્રેમલા સાથે વિવાહ થયેલો છે. હવે તેનો નિર્વાહ કરી આપવો તે તમારા હાથમાં છે. પવનને લીધે ભરદરીએ વહાણ જઇ ચડ્યું છે. હવે તેને કાંઠે લાવવું તે તમારી જેવા પ્રવીણ કસાનનું કામ છે. આ સિંહલરાજાની લાજ અત્યારે તમારા હાથમાં છે અને તમારાથી અમે આકાશ જેવડી આશા રાખી બેઠા છીએ.” ચંદરાજા બોલ્યા કે– “ જો રાજપુત્ર કુષ્ટિ હતો તો તમે એ વિવાહ કર્યો શા માટે ? તમારે પ્રેમલાની સાથે શું વૈર છે કે તેને આવા કુષ્ટિ સાથે પરણાવવા ઇચ્છો છો ? તમે સૌ મળીને એનો અવતાર શામાટે બગાડો છો ? આવું પાપ કળિયુગના પાપને કાપનાર કીરતાર પણ કેમ સહન કરશે ? ૭–૧૫

મકરધ્વજ નૃપની સુતા રે, મ૦ મે કિમ પરણી જાય હોય; જ૦ તે પણ તમને આપવી રે, મ૦ તે મુજથી કિમ થાય હો. જ૦ ૧૬ ચંદતણી ચતુરાઇએ રે, મ૦ રીઝચો સિંહલ ભૂપ હો; જ૦ પાંચમી ઢાળ મોહને કહી રે, મ૦ બીજે ઉલ્લાસે અનૂપ હો. જ૦ ૧૭

દુહા

ચંદનૃપતિ હિંસક ભણી, કહે વચન એકાંત;<br>
ઇમ કિમ મુજને ઉપદિશો, અણઘટતા ઉદ્દાંત. ૧

મુજ તુજ મેળો આજનો, જોરે કીધો ચંદ;<br>
મુજ આગળ માંડ્યા તમે, કોકટ કૂડાં કંદ. ૨

નિપટ કપટ રચના વિકટ, શી મુજ આગળ મિત્ત;<br>
જાવા દ્યો કાઢણ નથી, હે હિંસક સુવિત્તિ. ૩

પોઢી કન્યા પ્રેમલા, કોઢી એ વરરાજ ;<br>
એ જોડી છોડી દિયો, ન કરો એહ અકાજ. ૪

દેશ કવણ તુમ ભૂપનો, કવણ નામ કિહાં વાસ,<br>
કિમ અનુચિત સંબંધ એ, મેળ્યો કરો પ્રકાશ. ૫

---

મકરધ્વજ રાજાની પુત્રી મારાથી પરણાય કેમ? તેવી મારી યોગ્યતા ક્યાથી? તેમા પણ તેને પરણીને પાછી તમને આપવી તે તો મારાથી બનેજ કેમ?" રાજા ચંદની ચતુરાઇવાળી વાર્ત્તા સાભળી સિંહલ રાજા રાજી થયો આ પ્રમાણે શ્રી મોહનવિજયજીએ બીજા ઉલ્લાસની પાચમી રોચક ઢાળ કહી છે ૧૫-૧૭

દુહાનો ભાવાર્થ.

પછી ચંદરાજાએ હિંસક મંત્રીને એકાંતે લઇ જઇને કહ્યુ કે-"આવી અણઘટતી વાત તમે મને શું કહો છો? મારો તમારો મેળો આજે પહેલો વહેલોજ થયો છે, તેમા તમે આવો ફંદ શું માડ્યો છે? આવી કપટવાળી વાક્યરચના મારી પાસે શામાટે કરો છો? એમા કાંઇ તમે કાઢણ કાઢવાના નથી આવી મહા પ્રૌઢ રૂપવંત કન્યા પ્રેમલા તેને આવા કુષ્ટિ સાથે શામાટે પરણાવવાનું કરો છો? એ વિવાહજ છોડી દ્યો, એવું અકાર્ય કરો નહીં તમારો દેશ કયો? તમારી નગરી કઇ? તમે ક્યા રહો છો? અને આવો અનુચિત સંબંધ શી રીતે થયો? તે પ્રગટ કરો ૧-૫

સાચું સવિ સંક્ષેપથી, કહો મુજને પ્રચ્છન્ન;
તુમ કેરૂ નિસુણ્યા પછી, રાજી કરશું મન્ન. ૬
અથ હિંસક સંક્ષેપથી, ભાખે કથા સ્વકીય;
ગ્રાહક બુદ્ધે સાંભળે, ચંદરાય કમનીય. ૭

ઢાળ ૬ ઠ્ઠી.

( રામચંદ કે બાગમેં ચંપો મોરી રહ્યો રી--એ દેશી. )

મનોહર સિંધુ દેશ, પરિસર સિંધૂ નદીરી; ગંગાસમ દ્રહહુંતી, આવી સરિત વદીરી. ૧ ગિરિવર શિખર પંડૂર, દૂરથી ભૂરી ગમેરી; ગગને શંકાણો સૂર, નિરખે રથાંગ ભ્રમેરી. ૨ જિહાં કરે સરિતા સંકેત, ઉગમી જળનિધિ જાવા; દૂતપણું કરે તેમ, વચમાં ફિરતી નાવા. ૩ નહિ જનમાંહે ખાર, સહુકો સરલ સ્વભાવી; દેશ ગુણે માધુર્ય, મહોદધિમાં પણ આવી. ૪ જિહાં ગજ સરજ શરીર, મદઝર ગુહિલા ગાજે; વન ઘન નિત્ય સપંક, નિરખી ઘનાઘન લાજે. ૫ અહો આભાનગરીશ, છે ઇમ દેશ નવીનો; તિહાં અતિ મુખ્ય પ્રસિદ્ધ, સિંહલનગર નગીનો. ૬ મુગતા ચતુઃપથમાંહે, વિગલિત પારપરારી; જાણે કરી

---

વળી ગુપ્ત હોય તે પણ મારી પાસે ટૂંકાણમાં સાચે સાચું કહો એટલે તમારી વાત સાંભળ્યા પછી હું કાંઇક તમને રાજી કરવાનો વિચાર કરીશ.” ચંદરાજાના આવાં આશાભરેલાં વચનો સાંભળીને હિંસક મંત્રીએ સંક્ષેપમાં પોતાની સર્વ કથા કહેવા માંડી અને વાત સાંભળવા ઇચ્છતા ચંદરાજા ગ્રાહક બુદ્ધિથી સાંભળવા લાગ્યા. ૬–૭

ઢાળ છઠ્ઠીનો ભાવાર્થ.

હિંસક મંત્રી બોલ્યો કે—“ સિંધુનદીના કિનારા ઉપર સિંધુ નામે દેશ છે. જેમાં સિંધુનદી ગંગા નદી જેવા મોટા દ્રહવાળી આવી રહેલી છે. જેમાં દૂરથી દેખાતા મોટા પર્વતના શિખરો ઘણાં ઉંચા છે. જે શિખરોને જોઇને આકાશમાં ભ્રમણ કરતો સૂર્ય પણ શંકામાં પડે છે. અરે ! આતે રથચક્ર છે કે શું ? ત્યાં સમુદ્રને મળવા માટે ઉતાવળી દોડી જતી નદીઓ સંકેત કરતી હોય અને તેમાં ફરતી નાવાઓ દૂતીપણું કરતી હોય એમ જણાય છે. ત્યાંના લોકો પ્રાયે સરલ સ્વભાવી વિશેષ છે. ખાર ( ઇર્ષ્યા ) વિનાના છે. તે લોકોની અસર સમુદ્રને પણ થયેલી છે તેથી તે પણ ત્યાં ખાર વિનાનો–મીઠો છે. ૧–૪ તે દેશમાં હાથીઓના શરીર રજ ભરેલાં છે અને તે મદઝરતા ગાજે છે. ઘાટા વનમાં કાદવવાળા તે હાથીઓને જોઇ મેઘ પણ લજ્જા પામે છે. હે આભાનગરીના રાજા એવા તે સિંધુદેશમાં સિંહલપુરી નામે મુખ્ય નગરી છે, જેનાં ચોકમાં પરંપરાએ ગળી પડેલાં મોતીઓ જાણે લોકના ભારથી દબાઇને

જનભાગ, દતુર હુઇ ધરારી. ૭ સુરપુર સહોદર જાણુ, જિણે નિરખ્યો તે જાણે, એ આગળ નર કોણ, લંકા દેખી વખાણે. ૮ ગઢ મઠ મંદિર પોળ, તિમ ચૌટાં ચોગશી; જે જન તિહા ઉત્પન્ન, તે સહી પુણ્યવિલાસી. ૯ તિહાં કનકરથ ભૂપ, રૂપે કામ જિશ્યોરી; અરિતરૂ નમનને કાજ, પવન પ્રચંડ તિશ્યોરી. ૧૦ પટરાણી મહાભાગ, એહ છે કનકવતીરી; પતિભગતી ગતિરૂપ, સુકૃતકારી સતીરી. ૧૧ પ્રાકૃત પુરૂષ હુ તાસ, સ્વામી હિંસક નામે, મુજને નૃપ બહુ માન, પહોચુ સઘળે કામે. ૧૨ વ્હાલો સહુને કામ, વ્હાલો ચામ નહીરી; સાચી એ જગરીત, ચંદજી જાણો સહીરી. ૧૩ ચોથી એ કપિલા ધાવ, બ્રહ્માપુત્રી જિશીરી; પીયૂષપયોધર એહ, નહિ જગ નારી ઇશીરી. ૧૪ હય ગય રથ સુપદાતિ, ગણતાં સુરગુરૂ ભૂલે; એહની ઋદ્ધિ નિહાળી, ધનદો પણ નવિ ફૂલે ૧૫ એ નૃપને દરબાર, શત્રુકાર મુરગા; લજ્જાતી હુઇ તેણ, પૂર્વાભિમુખી ગંગા. ૧૬ સકળ પ્રજા ધનપાત્ર, મંથન સૌધ ઉત્તંગા; ભૂપ રજાથી સર્વ, વિગર સજાતે મુરગા. ૧૭ પંડિત મંડિત વાદ, નાદ મુકંબુ બિરાજે, તિમ જન વ્રજનો સાદ, દધિ તેણે ગાજતો લાજે ૧૮ ચપળા અચપળ ભાવ, થઇ પુરમાહે રહીરી, જાણે ન કો દારિદ્ર, એહમાં કૂડ નહીરી ૧૯

---

પૃથ્વીએ દાંત બહાર કાઢ્યા હોય તેવા દેખાય છે જેણે તે નગર જોયુ હોય તે તેને સ્વર્ગના નગરનુ સહોદર-ભાઇ જાણે છે કોણ એવો મૂર્ખ હોય કે જે તે નગરીને જોયા બાદ લંકાના વખાણ કરે ? ૫-૮ તે નગરીને ગઢ, મઠ, મંદિર, દરવાજા અને ચોગશી તો ચૌટા છે ત્યા જન્મ લેનાર મનુષ્યો પુણ્યશાળી ગણાય છે ત્યા કનકરથ નામે રાજા છે તે રૂપે કામદેવ જેવો છે અને શત્રુરૂપી વૃક્ષોને નમાવવા માટે પ્રચંડ પવન જેવો છે તેને કનકવતી નામે મહા ભાગ્યશાળી પટરાણી છે તે પતિની ભક્તિમા લયલીન ચિત્તવાળી છે અને રતિ જેવી રૂપવત હોવા સાથે ખરેખરી સતી છે તે રાજાનો હુ હિંસક નામે મંત્રી છુ. રાજાનુ મને બહુ માન છે અને રાજ્યના તમામ કામનો હુ કરનાર છુ ૯-૧૨ હે રાજ ચંદ ! સર્વને કામ વહાલુ હોય છે કોઇને ચામ-ચામડી-શરીર વહાલુ હોતુ નથી અને એ દુનિયાની સાચી રીત છે ચોથી આ કપિલા નામે ધાવ્ય છે તે પિયુષથી ભરેલા પયોધરવાળી છે ને બ્રહ્માની પુત્રી જેવી છે આ રાજાને [illegible] ચતુરંગીણી સેના છે અને પારાવાર ઋદ્ધિ છે કે જેને જોઇને ધનદ લજ્જત પામે તેવુ છે શત્રુને પણ [illegible] બનાવનારો ખાઇ આ રાજાના દરબારમા છે જેને જોઇને ગંગાનદી શરમાઇને પૂર્વ દિશામા ચાલી ગઇ છે ૧૩-૧૭ તેની આખી પ્રજા ધનપાત્ર છે [illegible] મહેલો છે તે સાથે ત્યા પંડિતો ઘણુ સારા વસે છે કે જે પરવાદીને જીતવાને મહા સમર્થ છે વળી જન સમુદ્રનો નાદ સમુદ્રના નાદને શરમાવે તેવો છે ત્યા ચપળ સ્વભાવ રહિત લક્ષ્મી પણ સ્થિર અને શાન્ત છે દારિદ્રને તો ત્યાં કોઇ જાણતુ પણ નથી ૧૮-૧૯

એ હવે આગળ વાત, તુમને યથાસ્થિત ભાખી; તુમથી કાંઇ તિલ માત્ર, અંતર કો નહી રાખી. ૨૦ એ બીજે ઉલ્લાસ, છઠ્ઠી ઢાળ સુરંગી, એહથી આગળ વાત, મોહન કહે અતિ ચંગી. ૨૧

દુહા.

એ રાણી કનકાવતી, બેઠી નિજ આવાસ;
હિયડે સુત ચિંતા ધરે, મુખે મ્હેલે નિઃશ્વાસ. ૧
સજળ નયણ છાતી સકુચ, સખી વચન ન સુહાય;
જિમ તટ બાહિર માછલી, જળ વિહૂણી અકળાય. ૨
રાજા આગળ ધસમસી, દાસી કહે વિરતંત;
આવીને ભૂપતિ તુરત, બોલાવે એકાંત. ૩
હે વનિતે! ચંદ્રાનને!, ઇમ કિમ તું દીલગીર;
આંસુથી ભીનો કર્યો, કિમ ઇમ દખણી ચીર. ૪
કેણે લોપ્યું હોય વચન, તો તસ ભાખો નામ;
જિમ તેહને દેઉં સજા, કરે ન એહવા કામ. ૫
ધણ કણ કંચણ મણિરયણ, દેશ નગર ભંડાર;
ખામી નહિ કોઇ વસ્તુની, તું મુજ પ્રાણાધાર. ૬

---

હે ચંદરાજા! આ પ્રમાણે જે વાત હતી તે મેં તમારી આગળ કહી છે. તમારી પાસે જરાપણ અંતર રાખ્યું નથી. આ બીજા ઉલ્લાસમાં મનોહર છઠ્ઠી ઢાળ મોહન-વિજયજીએ કહી અને એજ કવિ હજુ આગળ રસિક વાત કહેશે. ૨૦-૨૧

દુહાનો ભાવાર્થ.

એકદા કનકાવતી રાણી પોતાના આવાસમાં બેઠી હતી તેવામાં પુત્રની ચિંતા ઉત્પન્ન થઇ એટલે તેના નેત્રમાંથી અશ્રુની ધારા ચાલી, તેનું હૃદય ભીંજાઇ ગયું, મુખે નિસાસા મેલવા લાગી અને જળવિના માછલી ટળવળે તેમ ટળવળવા લાગી. એવી સ્થિતિ પોતાની સ્વામિનીની જોઇને તેની દાસી એકદમ ઉતાવળી રાજા પાસે ગઇ અને તે હકીકત નિવેદન કરી. એટલે રાજા દોડતો રાણી પાસે આવ્યો તેને અનેક પ્રકારે આશ્વાસન આપીને રાજાએ કહ્યું કે—"હે ચંદ્રાનને! તું આમ દિલગીર કેમ થઈ છે? આ દક્ષણી ચીર બધું ભીંજવી નાખ્યું છે તેનું કારણ શું છે? તારી આજ્ઞા કોણે લોપી છે? તેનું નામ કહે એટલે તેને સજા કરૂં કે ફરીને કોઇ તારી આજ્ઞા લોપે નહીં. તારે કોઇ વાતની ખામી નથી, તું મારી પ્રાણાધાર છે, તો તને શી ચિંતા ઉત્પન્ન થઇ છે તે કહે." ૧-૬

ઢાળ ૭ મી.

( થાપર વાગી માકા માહીના, ઢાબલ મત જાજો-એ દેશી )

પ્રેમદા પ્રીતમને કહે, ભરી દીરઘ શ્વાસા; સ્વામી તુજ સુપ્રસાદથી, સંપૂરણ આશા. ૧ વચન ઉલ્લંઘી કુણ શકે, તુજ સુનજરે સ્વામી; પ્રાણેશ્વર તુમ સારીખો, હું ભાગ્યે પામી. ૨ પહેરૂં વેશ તે નવ નવા, જે શચિયે ન દીઠા; ભોજન મુખને ભાવતા, કરૂં બહુવિધ મીઠા. ૩ ક્ષણ ક્ષણ ભૂષણ નવ નવા, મણિ રયણે જડિયા; નિરખી સુર સંશય ધરે, જે એ કેણે ઘડિયા. ૪ મૃગમદ સોધા અગરજા, સખી હાથ ન મૂકે; મધુકર તેણે પરિમળે, મુજ સંગ ન મૂકે. ૫. જાણું તો છે સુખ ઘણાં, પણ તૃણ સમ જાણું; અનુપમ એક અંગજ વિના, જીવિત અપ્રમાણું. ૬ કાનન કુસુમ તણી પરે, મુજ અવતાર અલેખે; સુત વિણ ધનવંતને સહુ, રવિ ઉદયે ઉવેખે. ૭ તન ધૂસરીત લટૂરીઆ, તોતલાતા હસતા; પડતા રડતા લોટતા, જીમતા કસમસતા. ૮ રવિ સ્હામા ઉભા રહી, આતપ પ્રારથતા; વારી કરતા વિવદતા, અસમંજસ કથતા. ૯ સેરડીએ ફિરતા થકા, થઇ દંડાસવારા; એહવા સુત સુખ જેહને, ધન્ય તસ અવતારા. ૧૦

---

ઢાળ સાતમીનો ભાવાર્થ

સિંહલરાજાના આવા વચનો સાંભળીને કનકવતી રાણી બોલી કે—" હે સ્વામિન્ ! તમારી કૃપા હોવાથી મારી આશા માત્ર પૂર્ણ થયેલી છે તમારી મારા ઉપર સુનજર છે તો પછી મારી આજ્ઞા કોણ લોપી શકે તેમ છે ? હું તમારા જેવા પ્રાણેશ્વર પામી છુ તેથી રોજ નવા નવા વેશ પહેરૂ છુ કે જેવા ઇંદ્રાણીઓ પણ દીઠા નહીં હોય મનને ભાવતા ભોજન કરૂ છુ ક્ષણે ક્ષણે નવા નવા આભૂષણો પહેરૂ છુ કે જે જોઇને દેવતાઓ પણ સંશય કરે છે કે, આ કોણે ઘડ્યા હશે ? ૧-૪ અનેક પ્રકારના સુગંધી દ્રવ્યોનુ વિલેપન કરૂ છુ કે જેથી ભ્રમરો તો મારો કેડોજ છોડતા નથી એમ બધા પ્રકારનુ મને સુખ છે, પણ હે સ્વામિન્ ! એક પુત્ર વિના તે સુખ નકામુ છે એ સુખ તૃણતુલ્ય છે મારૂ જીવિત પણ નિષ્ફળ છે રણવગડાના ફૂલની જેમ મારો અવતાર અલેખે છે પુત્ર વિનાના ધનવંતનુ સવારમા કોઇ મુખ પણ જોતું નથી ધૂળવાળા શરીરે ખોળામા આવીને બેસતા જમીન ઉપર આળોટતા, રડતા, પડતા, તોતડુ તોતડુ બોલતા, હસતા જમતા તથા સૂર્યની સામે ઉભા રહી તડકામા પણ છાયા થાય માટે આમ થાય છે, જે વિવાદ કરી જેમ તેમ બોલતા ફરે છે અને લાકડીનો ઘોડો કરીને શેરીમા રમતા એવા પુત્ર જેને છે તેનો અવતારજ સફળ છે ૫-૧૦

કીર્તિ વિસ્તારક સંપદા, સુત વંશ વિસ્તારૂ; જસ સુત તેહને વન વિષે, વસવું પણ વારૂ. ૧૧ સુતથી સંપદ સંપજે, ગત ગ્રાસ લહીજે; વૃદ્ધપણે સુતથી પિયુ, આનંદ રસ પીજે. ૧૨ સુતની ચિંતા સાહિબા, મુજ મનડે ખટકે; મન મોહે તે દિન કહો, સુત મુખને મટકે. ૧૩ બેઠી છું તે આલોચમેં, નહીં ચિંતા બીજી; નિસુણી પભણ્યું નરવરે, મુખથી કહી જીજી. ૧૪ પ્રાણપ્રિયે ચિંતા તજો, જુઓ હરખિત હોઇને; એ તો મોટી વાતડી, નહીં હાથે કોઇને. ૧૫ પ્રયત્ન મંત્રાદિક યોગના, કરશું સુવિલાસે; તાહરે ભાગ્યે લિખ્યો હશે, તો અંગજ થાશે. ૧૬ રાણીને રાજા ઇસી, દેઇને દિલાસી; તેડાવ્યો મુજને તિહાં, મૂકીને દાસી. ૧૭ મુજ આગળ વનિતા તણી, કહી વાત વિસ્તારી; મેં પણ નૃપને વિનવ્યું, એક બુદ્ધિ વિચારી. ૧૮ અઠ્ઠમ તપથી નરવરૂ, કુળદેવી આ-રાધો; તાસ વચન અનુયાયીથી, સુતનું સુખ સાધો. ૧૯ ભૂપતિ મન રંજ્યો ઘણું, એહ વાતે સ્વામી; આગળ ચંદજી સાંભળો, સુકથા રસ પામી. ૨૦ બીજા ઉલ્લાસની સાતમી, કહી ઢાળ રસાળ; એ આગળ મોહન કહે, ઘણી વાત વિશાળ. ૨૧

---

સંપત્તિ કીર્તિને વધારનાર છે અને પુત્ર વંશને વિસ્તારનાર છે, તેથી જેને પુત્ર છે તેને વનમાં વસવું પણ સારૂં છે. પુત્રથી સંપત્તિ પ્રાપ્ત થાય છે, ગયેલા ગ્રાસ પાછા મળે છે, વૃદ્ધપણામાં સુખ આપે છે અને અનેક પ્રકારનો આનંદ આપવાનું તે સાધન છે. તેવો પુત્ર મારે ન હોવાથી હું તેનીજ ચિંતા કરૂં છું. પુત્રના મુખને મટકેથી મારૂં મન મોહન પામે તે દિવસ કયારે આવશે? હું તેના વિચારમાં બેઠી છું. મને બીજી કશી ચિંતા નથી.” આ પ્રમાણે મોઢેથી જી જી કહી રાજાએ રાણીની બધી વાત સાંભળી. ૧૧–૧૪.

રાણીની બધી વાત સાંભળીને કહ્યું કે —“ હે પ્રાણપ્રિયા ! તમે એ વાતની ચિંતા તજી દ્યો, મનમાં હર્ષ ધારણ કરો, આપણે મંત્રતંત્રાદિક અનેક પ્રયત્ન કરશું કે જેથી તમને પુત્ર પ્રાપ્ત થશે. બાકી તો તમે પણ જાણો છો કે એ વાત કોઇના હાથમાં નથી.” આ પ્રમાણે રાણીને દિલાસો આપીને પછી રાજાએ દાસીને મોકલી મને તેડાવ્યો અને મારી પાસે રાણીની બધી વાત કહી. મેં બુદ્ધિપૂર્વક વિચાર કરીને કહ્યું કે—“ હે રાજન્! તમે અઠ્ઠમ કરીને કુળદેવીને આરાધો અને તેને પ્રસન્ન કરીને પુત્રનું સુખ મેળવો.” રાજાએ તે વાત કબુલ કરી. “હે આભાપતિ ચંદરાજા હવે આગળ રસવાળી તે કથા સાંભળો. આ પ્રમાણે બીજા ઉલ્લાસની રસયુક્ત સાતમી ઢાળ શ્રીમોહનવિજયજીએ કહી છે. આગળ ઘણી વિશાળ વાત આવશે. ૧૫--૨૧

દુહા.

એ રાજાએ પ્રહસમે, કરી જ્યોતિ સુપ્રકાશ;
કુળદેવી આરાધવા, કર્યાં ત્રણ ઉપવાસ. ૧

ત્રીજે દિન તપ જપથકી, શુચિતા થકી અનૂપ;
પ્રગટ થઇ કુળદેવતા, મનોહર સુંદર રૂપ. ૨

ચતુર ગુલ ક્ષિતિથી અધર, કુસુમ દામ અમ્લાન;
અનિમિષનયના શક્તિ અતિ, દિન દિન વધતે વાન. ૩

કર આયુધ સુપ્રસન્નમુખી, લોચન કરૂણાપાત્ર;
પદકટિ ભૂષણ વર મુખર, પાવન નિર્મળ ગાત્ર. ૪

એહવી કુળદેવી તિહાં, થઈ પ્રસન્ન મનરંગ;
કહે કિમ આરાધી નૃપતિ, મુજને અધિક ઉમંગ. ૫

હું તુઠી તુજ ઉપરે, જૂઠી નહીં લગાર;
માગ માગ આપીશ તુને, મન ચિંતિત નિરધાર. ૬

પ્રકટ વચન દેવીતણાં, નિસુણી તવ રાજાન;
કર જોડી સુત વિનતિ, પભણે તાસ પ્રધાન. ૭

---

દુહાનો ભાવાર્થ

રાજાએ હર્ષ પામીને પોતાનું તેજ પ્રકાશ્યુ અને બીજેજ દિવસે રાજાએ અઠ્ઠમ કર્યો અને કુળદેવીને આરાધવા એકાંતે બેઠો ત્રણ દિવસ પૂર્ણ થયા એટલે કુળદેવી પ્રગટ થઇ તે જમીનથી ચાર અંગુળ અધર રહેલી હતી, તેના કંઠમા અમ્લાન–નહિ કરમાયલા પુષ્પોની માળા હતી, તેના નેત્ર મટકુ મારતા નહોતા, તેનામા શક્તિ ઘણી હતી અને પ્રતિદિન તેનો વાન વધતો હતો તેના હાથમા આયુધ હતા, તેનું મુખ પ્રસન્ન હતું, નેત્ર કરૂણાવાળા હતા, કટિના આભૂષણથી અને પગના ઝાંઝરથી તે મધુર શબ્દ કરતી હતી તેનુ શરીર પવિત્ર અને નિર્મળ હતુ તેણે પ્રગટ થઈને રાજાને કહ્યુ કે—"હે નૃપતિ ! તે મને કેમ આરાધી છે તે કહે હુ તારા ઉપર પ્રસન્ન થઇ છુ, તેથી તારે જે જોઇતું હોય તે માગ, હુ તારુ મન ઇચ્છિત આપીશ" આ પ્રમાણેના દેવીના વચનો સાભળીને રાજા હાથ જોડી પોતાની પુત્ર વિષેની મુખ્ય વિનતિ તેને કહેવા લાગ્યો ૧–૭

### ઢાળ ૮ મી.

( વારી હું ઉદયાપુર તણી—એ દેશી. )

**તું કુળદેવી સેવી સદા, કુળવૃદ્ધિ સમૃદ્ધિ કરનાર સખી રે; અહો જનની સુત કારણે, મેં તો કીધો એહ પ્રકાર. સ૦ તું૦ ૧ આસન સુતથી સાંકડું, તિમ હૈડું જ્ઞાન સંકીર્ણ; સ૦ ગૃહ સંકીરણ સાધુથી, એતો હોય જો સુકૃત જીર્ણ. સ૦ તું૦ ૨ તુમે પણ પૂજા કિણવિધે, અંગજ વિણ પામશો એમ; સ૦ પ્રારથના પૂર્યા વિના, કુળદેવી કહાશો કેમ. સ૦ તું૦ ૩ સાયરતટવાસી જના, તસ હોય જો દારિદ્ર સાજ; સ૦ તેહની લાજ સાયર ભણી, તટવાસી ભણી નહીં લાજ. સ૦ તું૦ ૪ તિમ કુળમાં જો સુત નહીં, તે લાજ તુંને છે માત; સ૦ આપો અંગજ વર મુજને, શત વાત તણી એક વાત. સ૦ તું૦ ૫ વનિતા વચન આગ્રહ થકી, ઇમિ આરાધી મેં તુજ; સ૦ તે માટે સુપ્રસન્ન થઇ, સુત આપ તું જનની મુજ. સ૦ તું૦ ૬ કુળદેવી નૃપને કહે, તુજ વચને હુઇ સંતુષ્ટ; સ૦ સુત થાશે એક તાહરે, પણ તેહની દેહ કુષ્ટ. સ૦ તું૦ ૭ ઇમ નિસુણી નૃપ ઉચ્ચરે, મુજ રોગ રહિત દ્યો જાત; સ૦ પાયે પડું કરૂં વિનતિ, અવધારો અરજ મુજ માત. સ૦ તું૦ ૮ તવ દેવી કહે ભૂપને, થઇ ડાહ્યો મૂઢ કાં હોય; સ૦ બાંધ્યા કરમ જેણે ખરાં, તસ ટાળી ન શકે કોય. સ૦ તું૦ ૯**

---

### ઢાળ આઠમીનો ભાવાર્થ

"હે કુળદેવી માતા ! તું સેવા કરી સતી કુળની વૃદ્ધિ કરનાર છું, સમૃદ્ધિને આપનાર છું અને દુઃખ દૂર કરનાર છું. મેં તારી પુત્રનિમિત્તે આરાધના કરી છે. જો પુત્રથી આસન સાંકડું થાય, જ્ઞાનથી હૃદય સાંકડું થાય અને મુનિ મહારાજના પધારવાથી ઘર સાંકડું થાય તો જાણવું કે તેનું સુકૃત ખપી ગયેલું છે. હે માતા ! તમારે મારી પ્રાર્થના પૂર્ણ કરવીજ પડશે, કારણ કે પુત્ર વિના તમે પણ પૂજા કોનાથી પામશો અને કુળદેવી પણ શેના કહેવાશો ? સમુદ્રને તટે રહેવા છતાં જો દારિદ્ર રહે તો તેની લાજ સમુદ્રને છે, તેમ મારા કુળમાં જો પુત્ર ન થાય તો તેની લાજ આપનેજ છે, માટે પ્રસન્ન થઇને એક પુત્ર મને આપો; સો વાતની એક વાત તે છે. મારી રાણીના આગ્રહથી મેં તમારી આરાધના કરી છે અને મને ભરૂંસો છે કે તમે તુષ્ટમાન થયા છો તો મારી આશા પૂર્ણ કરશો." ૧–૬

કુળદેવીએ રાજાને કહ્યું કે—"તારા વચનથી હું તુષ્ટમાન થઈ છું, તેથી તને એક પુત્ર પ્રાપ્ત થશે પણ તે કુષ્ટિ થશે." આ પ્રમાણે કુળદેવીના વચનો સાંભળીને રાજા કહે કે—"હું આપને પગે પડીને વિનંતિ કરૂં છું કે હે માતા ! તમે મને વ્યાધિરહિત પુત્ર આપો." ત્યારે દેવી બોલી કે—"હે રાજન્ ! તું ડાહ્યો થઇને આમ મૂઢ કેમ થાય છે ? જેણે જેવાં કર્મ બાંધ્યાં તેને તેવાં ભોગવવાંજ પડે છે તેને કોઈ ટાળી શકતું નથી. ૭–૯

જિન ચક્રી હરિ હળધરા, તે ભોગવે કીધાં કર્મ; સ૦ જીવ દુઃખી તે નવિ હુવે, જિણે કીધું પૂરણ ધર્મ. સ૦ તુ૦ ૧૦ સુત કુષ્ટી દીધો તુને, વર ટાળી ન શકું તેહ; સ૦ તુજ વખતે મુજ મુખથકી, ઇમ નિકળ્યું વાયક એહ. સ૦ તું૦ ૧૧ નૃપ કહે તું તૂઠી થકી, કિમ સમર્પ્યો કુષ્ટિ જાત; સ૦ તસ કારણ દેવી કહે, સુણ વચ્છ મારી વાત. સ૦ તું૦ ૧૨ મુજ વલ્લભ સુરસેહરો, દોય દેવી છું અમે તાસ; સ૦ નિત નિત નવલા ભોગવું, પ્રિયશું તી ભોગવિલાસ. સ૦ તું૦ ૧૩ મુજથી છાનો નાહલે, મુજ શોકયને દીધો હાર; સ૦ તેહની નિરત મુજને થઇ, તિણે પ્રકટ્યો હિયડે ખાર. સ૦ તુ૦ ૧૪ વળગી અમે બિહુ બ્હેનડી, કરી કંતે તેહની ભીર; સ૦ મુજને કટુક લાગ્યું ઘણું, તિણે હુઇ હું દીલગીર. સ૦ તુ૦ ૧૫ ચિંતાતુર બેઠી હતી, એહવે આકર્ષિ મુજ્જ; સ૦ હું ઈહા આવી ધમમસી, એ તુજને મે કહ્યું ગુજ્જ. મ૦ તુ૦ ૧૬ આરાધી કુમની થકી, તેણે થાશે કુષ્ટી પુત્ર, સ૦ અમે દેવી થઈ નવી જપુ, મુખથી એહવુ ઉત્સૂત્ર. મ૦ તુ૦ ૧૭ અછતાથી તો છતો ભલો, ઇમ હૃદય વિમાસે ભૂપ; સ૦ દેવી વર શિર પર ધર્યો, ગૃહ પોહોતી દેવી અનૂપ. સ૦ તું૦ ૧૮

---

જિનેશ્વર, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ અને પ્રતિવાસુદેવ જેવાને પણ પોતાના કરેલા કર્મ ભોગવવાજ પડે છે જે જીવે પૂર્વે સંપૂર્ણ સુકૃત કર્યું હોય તે અવિચ્છિન્ન સુખ પામી શકે મે તને એક વાર જે વર આપ્યો કે તને કુષ્ટિ પુત્ર થશે તે વર હવે હુ ફેરવી શકુ નહીં" રાજા કહે કે—"હે માતા ! તમે સંતુષ્ટ થઇને મને કુષ્ટિ પુત્ર કેમ આપ્યો ?" દેવી કહે કે—"હે વત્સ ! તેનુ કારણ સાભળ મારો ભર્તાર મહર્દ્ધિક દેવતા છે, તેને અમે બે દેવીઓ છીએ, અમે બન્ને તેની સાથે નવા નવા ભોગવિલાસ ભોગવતી છતી આનંદમા રહીએ છીએ એક દિવસ મારા પતિએ મારાથી છાનો મારી શોકયને એક હાર આપ્યો, તે વાતની મને ખબર પડી એટલે મારી શોકય ઉપર મને ખાર આવ્યો અમે બે તે બાબતમા વાત કરતા વઢી પડી તેવામા મારા પતિએ આવીને તેની તરફેણ કરી એટલે મને બહુ ખોટુ લાગ્યું અને હુ બહુ દિલગીર થઈ હુ ચિંતાતુર બેઠી હતી, તે વખતે તેં મને આકર્ષી એટલે હુ ધમધમતી અહીં આવી આ ગુહ્ય વાત મે તને જણાવી છે મેં તને ઉંચા મને કુષ્ટિ પુત્ર થવાનો વર આપ્યો અમે દેવીઓ આપેલો વર ફેરવતા નથી અને જેવા તમારા ભાગ્ય હોય તેવુ જ અમારા મોઢામાથી નીકળે છે, માટે હવે એ બાબતના તારે વિમાસણ કરવા જેવુ નથી " ૧૦–૧૭

રાજાએ પણ વિચાર્યું કે—"પુત્ર નથી તે કરતા તો કુષ્ટિ પુત્ર થાય તે પણ ઠીક છે" પછી દેવીનુ વચન તેણે અંગીકાર કર્યું, એટલે દેવી અદૃશ્ય થઇને પોતાને સ્થાનકે ગઈ ૧૮

**બીજા ઉલ્લાસની આઠમી, કહી મોહનવિજયે ઢાળ; સ૦ કહે હિંસક આભા-ધણી, વળી નિસુણો વાત રસાળ. સ૦ તું૦ ૧૯**

દુહા.

નિજ થાનક પહોતી સુરી, પૂરે તપ રાજાન;
દેવી વર રાણી ભણી, ભાખ્યો વધતે વાન. ૧

મુજને પણ તેડી કહ્યો, સકળ સુરી વિરતંત;
મેં તસ દીધી ધારણા, કરશે ભલું ભગવંત. ૨

રાજન દેવી વચનથી, જો એહવોઇ થાય;
તો તસ કુષ્ટ નિવારશું, કરશું વિવિધ ઉપાય. ૩

રાણી મુજ વાણીથકી, રંજી ચિત્ત મઝાર;
કોઇક જીવ તિણહિજ નિશા, ઉદર ધર્યો અવતાર. ૪

ભૂમિનિલયમેં ભામિની, રાખી જતને ભૂપ;
જીમ લોભીની સંપદા, રહે સુરંગે કૂપ. ૫

ગર્ભસ્થિતિ પૂરી થયે, પ્રસવ્યો સુત સુકુમાળ;
નિસુણી સુભગ વધામણી, આપે તવ ભૂપાળ. ૬

---

આ બીજા ઉલ્લાસની આઠમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી છે. હિંસક મંત્રી કહે છે હે આભાનગરીના રાજા ચંદ હવે આગળ રસિક વાત સાંભળો. ૧૯.

દુહાનો ભાવાર્થ.

કુળદેવી પોતાના સ્થાને ગઇ. રાજાનો તપ પૂર્ણ થયો એટલે આરાધના સમાપ્ત કરીને તે અમારી પાસે આવ્યા. રાણીને અને મને વરપ્રાપ્તિની વાત કહી સંભળાવી. મેં તેને ધારણા આપી કે 'પ્રભુ સૌ સારાં વાનાં કરશે. એક વાર દેવીનાં વચનથી પુત્ર થશે તો પછી કુષ્ટના નિવારણ માટે અનેક પ્રયત્નો કરશું અને તે રોગ ટાળશું.' રાણી મારા વચનથી રાજી થઇ. અનુક્રમે તેજ રાત્રિએ કોઇ જીવ રાણીના ઉદરમાં ઉત્પન્ન થયો. રાણીને ભૂમિગૃહમાં રાખીને ગર્ભનું પાલણપોષણ કરવા માંડ્યું; કારણકે લોભીયાની સંપત્તિ ભૂમિગૃહમાંજ જળવાય છે. ગર્ભસ્થિતિ પૂર્ણ થયે રાણીએ પુત્ર પ્રસવ્યો, તેની વધામણી આવતાં રાજા બહુ રાજી થયો અને દાસીને વસ્ત્રાલંકારાદિ આપીને રાજી કરી. ૧-૬

ઢાળ ૯ મી

( થાગે ગેહેર ભલે જોધાણો રાજા જી—એ દેશી. )

સુત ઓચ્છવ માંડ્યો ભૂપરાજિંદા, ભેરી ભુંગળ વજડાવિયા જી; બાંધ્યા તોરણ સરસ દ્વાર રાજીંદા, ધવળમંગળ ગવરાવિયા જી. ૧ જાયે પુત્રરત્ન સનૂર, રા૦ નગરમા વાત તે વિસ્તારી જી; ઘણું હરખ્યા નાગરિવૃંદ, રા૦ જિમ ઘનથી કંદ બસિરી જી. ૨ કર્યો ચંદ્રાદિક વિધિ સર્વ, રા૦ પુરજનથી પ્રછન્નપણે જી; સુત કેરૂં કનકધ્વજ નામ, રા૦ ઉલ્લાપ્યું આદર ઘણે જી. ૩ સુત જન્મવાસરથી તેહ, રા૦ પીડિત કુષ્ટી રોગથી જી; નવિ ઔષધ ટેકી હોય, રા૦ પુરવ કર્મ પ્રયોગથી જી. ૪ સુત વાધે ભૂમિગૃહમાંહે, રા૦ ખાણમે રયણ તણી પરે જી; પુરવાસી સઘળા લોક, રા૦ મનમાંહે અચરિજ ધરે જી. ૫ જન આવે નૃપ દરબાર, રા૦ કુંવર તણું મુખ નિરખવા જી; લેઇ દેશ વિદેશી લલામ, રા૦ ભૂષણ તિમહિજ નવનવા જી. ૬ હું તો ઉત્તર દેઉં તાસ, રા૦ રૂપે આધક નૃપ જાતનો જી; સુરકુંવર ઇસ્યો નહીં સ્વર્ગ, રા૦ સંશય નહીં એ વાતનો જી. ૭ કોઇ દુષ્ટનયન સંતાપ, રા૦ હોવે હેત કુહેતથી જી, લઘુ બાલક ભૂંયરામાંહે, રા૦ રાખીએ તિણે સંકેતથી જી. ૮

---

ઢાળ નવમીનો ભાવાર્થ

પછી રાજાએ પુત્રજન્મનો મહોત્સવ બહુ સારી રીતે કર્યો ભેરી, ભુંગળ વગેરે વાજિંત્રો વગડાવ્યાં રાજદ્વાર ઉપર અને શહેરમા ઘરે ઘરે તોરણો બંધાવ્યા ધવલમંગળ ગવરાવ્યા નગરમા બધે વાત પસરી ગઇ કે રાણીને પુત્ર આવ્યો એટલે નગરલોક પણ મેઘને જોઇ મયુર રાજી થાય તેમ બહુ રાજી થયા ચારે બાજુથી વધામણા આવવા માંડ્યા નગરલોકોથી છાની રીતે ચંદ્રાદિક ( જાત-કર્માદિક ) સર્વ વિધિ કર્યો અને ઘણા આદરથી પુત્રનું કનકધ્વજ નામ પાડવામા આવ્યું, પરંતુ જન્મ દિવસથીજ તે કુષ્ટના રોગથી પિડિત રહેવા લાગ્યો, તેને માટે અનેક પ્રયોગો કર્યા પણ કાંઇ ટાકી લાગી નહીં ૧-૪

ખાણમા જેમ રત્ન વૃદ્ધિ પામે તેમ રાજપુત્ર પણ ભૂમિગૃહમાજ વૃદ્ધિ પામવા લાગ્યો કોઇ પણ પ્રસંગે તેને બહાર નહીં કાઢવાથી લોકો બહુ આશ્ચર્ય પામવા લાગ્યા લોકો દરબારમા રાજપુત્રનું મુખ નિરખવા માટે અનેક પ્રકારના દેશી વિદેશી વસ્ત્રાભૂષણો લઇ લઇને આવવા લાગ્યા તે સર્વને હું એમ કહેતો કે રાજપુત્ર અત્યંત રૂપવંત છે એવો સ્વર્ગમા દેવકુમાર પણ નહીં હોય એ સંશય વગરની વાત છે તેથી તેને કોઇની નજર લાગી જાય તેના ભયથી ભોયરામાજ રાખવામા આવે છે, બહાર કાઢવામા આવતો નથી ' ૫-૮

**સહુ માને સાચી વાત, રા૦ કોઇ ભેદ લહે નહીં જી; પુરવાસીને દીએ શીખ, રા૦ ઉત્તર એમ કહી કહી જી. ૯ સુપ્રશંસા થઇ પુરમાંહે, રા૦ કુંવર કુલોદ્ધર રૂપની જી; કહે સહુકો મુખથી એમ, રા૦ પ્રકટી પુન્યાઇ ભૂપની જી. ૧૦ મુખ નિરખવું રવિને દુર્લભ, રા૦ ધન્ય કુંવર અવતારને જી; કહ્યા યતન કરવા અનંત, રા૦ શાસ્ત્રે પદારથ સારને જી. ૧૧ ઇમ લોકવચનથી વાત, રા૦ દેશ વિદેશે વિસ્તરી જી; બ્રહ્મા પણ ન લહે ભેદ, રા૦ પર ચિત્ત વૃત્તિ કપટ ચરી જી. ૧૨ એહવે લેઇ કિરિયાણા કોડી, રા૦ અમ પુરના વ્યવહારિયા જી; એણે વિમળ-પુરીએ તેહ, રા૦ વ્યાપારે પાઉ ધારીઆ જી. ૧૩ ઇહાં મકરધ્વજ ભૂપાળ, રા૦ મહકે સુજસ પડહો ઘણો જી; વ્યાપારિયે ભેટયો રાય, રા૦ પામ્યા માન ઘણો ઘણો જી. ૧૪ નૃપ વ્યાપારી કરે વાત, રા૦ આવી સુતા તવ પ્રેમલા જી; જઇ બેઠી તાત ઉચ્છંગ, રા૦ પિંડીભૂત ચોસઠ કળા જી. ૧૫ નવયૌવના શશિમુખ શુદ્ધ, રા૦ તસ સ્તુતિ કરતાં નવિ બણે જી; પરદેશી પામ્યા અચંભ, રા૦ દીઠી સુતા આદર ઘણો જી. ૧૬ ઢાળ નવમી બીજે ઉલ્લાસ, રા૦ મોહનવિજયે કહી જી; મન હરખે ચંદ નરિંદ, રા૦ હિંસક મુખ હારદ લહીજી. ૧૭**

---

લોકો પણ મારી વાત સાચી માનવા લાગ્યા, કોઇ તેનો ભેદ લેતું નહીં. આ પ્રમાણે ઉત્તર આપી આપી નગરના લોકોને સમજાવી શીખ આપતા હતા. આથી નગરના લોકો અંદર અંદર વાતો કરવા લાગ્યા કે–'રાજાની પુન્યાઇ વિસ્તાર પામી કે જેથી આવો દેવકુમાર જેવો પુત્ર પ્રાપ્ત થયો, જેનું મુખ જોવાનું સૂર્યને પણ દુર્લભ છે, તેનું મુખ આપણે શી રીતે જોઇ શકીએ. શાસ્ત્રમાં પણ સાર વસ્તુનું સારી રીતે જતન કરવાનું કહેલું ૯–૧૧

લોકોના મુખથી આ વાત અનુક્રમે દેશ પ્રદેશમાં વિસ્તાર પામી. પારકી ચિત્તવૃત્તિને બ્રહ્મા પણ જાણી શકતા નથી તો પછી બીજાની શી વાત કરવી. અન્યદા અમારા નગરના વેપારી કરીયાણા લઇને ફરતા ફરતા આ વિમળપૂરીએ આવ્યા. અહીં **મકરધ્વજ** નામે રાજા છે, તેની પાસે તે વેપારીઓ મળવા ગયા, રાજાએ તેમને યથાયોગ્ય માન આપ્યું, રાજસભામાં મકરધ્વજ રાજા અને તે વેપારીઓ બેઠા સતા વાતચિત કરતા હતા, તેવામાં રાજપુત્રી **પ્રેમલા** ત્યાં આવી અને તે રાજાના ખોળામાં બેઠી. તે રાજકન્યા મહા રૂપવતી હતી, ચોસઠ કળાનું નિધાન હતી, નવું યૌવન પામેલી હતી અને ચંદ્રમા જેવી શાંત મુખ-વાળી હતી. તેની સ્તુતિ કરીએ તો પાર આવે તેમ ન હતું. તેને જોઇને અમારા શહેરના વેપારીઓ આશ્ચર્ય પામ્યા. આ પ્રમાણે બીજા ઉલ્લાસની નવમી ઢાળ મોહનવિજયજીએ કહી. હિંસક મંત્રીના મુખથી આવી હૃદય ઘટના લઇ ચંદરાજા મનમાં ખુશી થયા. ૧૨–૧૭

દુહા.

અમ પુર વ્યાપારી ભણી, પૂછે વિમળપુરીશ;
તુમે કુણ પુરથી આવિયા, કુણ તિહાં ભૂપ જગીશ ૧

અમ આગળ ભાખો તમે, તાસ સકળ અધિકાર;
તેણે પણ અમ ભૂપનો, માંડ્યો યશ વિસ્તાર. ૨

સિંધુદેશ સિંહલપુરી, અલકાને અવતાર;
રાજ્ય કરે તિહાં કનકરથ, ગુણ પૂરણ વસુધાર. ૩

કનકધ્વજ સુત તેહને, કામરૂપ સુવિચાર;
વિધિએ પણ તસ સારીખો, નવિ નિર્મ્યો સંસાર. ૪

કોઇ કુનયન ભીતીથી, રખે ભૂંયરામાંહ;
તસ દરિશણ જોવા તણો, સહુને અધિક ઉચ્છાહ. ૫

અમ હુંતી કેતી હુએ, કુંવર સુરૂપ પ્રશંસ;
એહમાં જૂઠ રખે ગણો, અહો અવનીઅવતંસ. ૬

ઇમ નિસુણી હરખ્યો ઘણું, મકરધ્વજ ભૂપાળ;
કીધા અમદેશી ભણી, શુચિવેષી મુવિશાળ ૭

---

દુહાનો ભાવાર્થ.

તે વખતે વિમળપુરીના રાજાએ અમારા નગરના વેપારીઓને પૂછ્યું કે–'તમે કયા દેશથી આવ્યા છો, ત્યાં કોણ રાજા છે, અને તેની શી હકીકત જાણવા જેવી છે તે કહો' એટલે વેપારીઓએ પોતાના દેશની વાત વિસ્તારથી કહેવા માંડી તેમાં કહ્યું કે–'અમે સિંધુ દેશથી આવ્યા છીએ ત્યાં સિંહલપુરી નામે નગરી અલકાપુરી જેવી છે ત્યાં કનકરથ નામે રાજા છે, તેને કનકધ્વજ નામે પુત્ર છે, પણ તે કામદેવ જેવો અતિ રૂપવંત, સારા વિચારવાળો, તથા તેના જેવો સંસારમાં બીજો નહિ હોવાથી, તેને ભોંયરામાંજ રાખવામાં આવે છે તેને જોવાનો સૌના મનમાં અત્યંત ઉત્સાહ વર્ત્યા કરે છે, પરંતુ કોઇની નજર લાગી જવાના ભયથી તેને બહાર કાઢવામાં આવતો નથી અમે તેના રૂપની પ્રશંસા કેટલી કરીએ? તે પ્રત્યક્ષ કામદેવ જેવો રૂપવંત છે એમાં કિંચિત્ પણ અસત્ય નથી' ૧–૬

અમારા વેપારીઓની આ પ્રમાણેની વાત સાંભળીને મકરધ્વજ રાજા બહુ રાજી થયો, તેણે વેપારીઓ પ્રતિ અભિદૃષ્ટિ બતાવી ઉત્તમ પોશાક આપ્યો એટલે તેઓ બહુ રાજી થયા અને મકરધ્વજ રાજાની પ્રશંસા કરવા લાગ્યા. ૭

## ઢાળ ૧૦ મી.

( હરિયાં મન લાગ્યો એ–દેશી. )

**મકરધ્વજ નૃપ સાંભળી, કનકધ્વજની ખ્યાત રે; આભાપતિ નિસુણો; વ્યાપારી કીધા વિદા, કહ્યું વળી આવજો પ્રભાત રે. આ૦ ૧ વિમલપુરીમાંહે કરે, વ્યાપારી વ્યાપાર રે; આ૦ મકરધ્વજે તેડાવિયો, મંત્રી બુદ્ધિ ભંડાર રે. આ૦ ૨ કનકધ્વજના રૂપની, સંભળાવી સવિ વાત રે; આ૦ મંત્રી કહે અમ આગળે, કિમ તસ કહો અવદાત રે. આ૦ ૩ ભૂપ કહે પ્રેમલા મુજ સુતા, વર પ્રાપ્તિ થઇ એહ રે; આ૦ એ સરિખો વર જો મિળે, તો મુજ ઉપજે સ્નેહ રે. આ૦ ૪ એ કનકધ્વજ સારિખો, નહીં કોઇ વર સંસાર રે; આ૦ જો મન માને તુમ તણું, તો કરીએ નિરધાર રે. આ૦ ૫ મંત્રી નિસુણી વિનવે, તમે નિસુણો મહારાય રે; આ૦ પરદેશીની વાતડી, તે કેમ માની જાય રે. આ૦ ૬ ભુંડા ભલો પણ આપણો, પરદેશે પ્રશંસાય રે; આ૦ પોતાની માતા ભણી, કિણે ડાકિની કહેવાય રે ? આ૦ ૭ કટક પ્રિય નિજ દેશના, કુસુમ વિદેશી ન કાંય રે; આ૦ તિમ એ વચન વ્યાપારીના, અમ મન કિમ પતિઆય રે. આ૦ ૮ કોઇ અવર જો કુંવરનો, રૂપ વખાણે આય રે; આ૦ તો તે વાતે સાહિબા, અમ મન નિશ્ચય થાય રે. આ૦ ૯**

---

## ઢાળ દશમીનો ભાવાર્થ.

હે ચંદ રાજા ! તમે સાંભળો. "કનકધ્વજની પ્રશંસા સાંભળીને મકરધ્વજે વ્યાપારીઓને વિદાય કર્યા અને પ્રભાતે આવવા કહ્યું એટલે અહીં આવેલા વેપારીઓ તો અહીં રહીને વ્યાપાર કરવા લાગ્યા. મકરધ્વજ રાજાએ પોતાના બુદ્ધિના ભંડાર જેવા મંત્રીને બોલાવ્યો અને તેને કનકધ્વજના રૂપ સંબંધી વાર્તા કહી સંભળાવી." મંત્રીએ પૂછ્યું કે–"મને આ વાત કહેવાનો હેતુ શો છે ?" રાજાએ કહ્યું કે–"રાજપુત્રી પ્રેમલા માટે વરની શોધમાં આપણે છીએ, તેવામાં આ અચાનક સંયોગ મળી ગયો છે. તેને યોગ્ય આ વર જણાય છે. પુત્રીને યોગ્ય વર મળે તો મને આનંદ થાય. આના જેવો બીજો વર મળવો મુશ્કેલ જણાય છે. તેથી જો તમારૂં મન માને તો તેની સાથે પ્રેમલાનો વિવાહ કરીએ." મંત્રી બોલ્યો કે–"મહારાજ ! પરદેશીની વાત ઉપર ભરૂંસો કેમ રખાય ? ભલો કે ભુંડો પણ પોતાનો હોય તે સૌને વહાલો લાગે છે અને પરદેશમાં પ્રશંસા પણ થાય છે. પોતાની માને કોઈ ડાકણ કહેતું નથી. વળી પોતાના દેશના કાંટા પણ પ્રિય લાગે છે અને પરદેશના ફૂલ પ્રિય લાગતા નથી. આમ હોવાથી તે વેપારીઓના વચન ઉપર તો પ્રતીતિ રખાય નહીં, કારણ કે તે ત્યાંનાજ રહીશ છે. તેથી જો કોઇ બીજા ત્રાહિત માણસો જે પરદેશી હોય તે તેની પ્રશંસા કરે તો મનમાં નિશ્ચય થઇ શકે." ૧–૯

ઇમ નિસુણી ભૂપ હરખ્યો, કુંવરી વિસર્જી ગેહ રે; આ૦ તતક્ષણ રયવાડી ચઢચો, સેન સહિત સસનેહ રે. આ૦ ૧૦ મૃગ મૃગયાને કારણે, પુહતો ભૂપ કતાર રે; આ૦ કેડેથી આવી મળ્યા, મત્રી થઇ અસવાર રે આ૦ ૧૧ કેઇ શ્વાપદ માપદ કર્યાં, સશ્રમ થયો ભૂપાળ રે; આ૦ લીધો વિસામો જઇ, ઉંચી સરવર પાળ રે. આ૦ ૧૨ એહવે કોઇક દેશના, સોદાગર ધનવત રે; આ૦ જળ પીવા આવ્યા વહી, તે સરપાળે મહંત રે. આ૦ ૧૩ નિર્મળ જળ પીધું તિણે, પાછા નિવર્ત્યા જામ રે; આ૦ બોલાવ્યા મકરધ્વજે, અતિ આદરથી તામ રે. આ૦ ૧૪ તમે પરદેશી પથીઆ, વિચરો દેશ વિદેશ રે; આ૦ જો દીઠો હોય તો કહો, અચરિજ કોઇ વિશેષ રે આ૦ ૧૫ દીસો વિચક્ષણ ગુણધગ, પૂરો અમ મન કોડ રે; આ૦ તવ નૃપ આગળ વિનવે, સોદાગર કરજોડ રે. આ૦ ૧૬ બીજા ઉલ્લાસની મોહને, ભાખી દશમી ઢાળ રે, આ૦ ચદ આગળ એ વાતડી, કહે હિંસક સુવિશાળ રે. આ૦ ૧૭

---

રાજાએ મત્રીની વાત કબુલ કરી પછી પુત્રીને વિસર્જન કરી ઘેર મોકલી અને તેજ સમયે શિકાર ખેલવા માટે પ્રેમપૂર્વક સેનાને સાથે લઇને વનમા ગયો પાછળથી મત્રીઓ પણ સ્વારી કરીને ત્યા આવ્યા. અટવીમા જઇને રાજાએ ઘણા મૃગાદિ પશુઓને ઉપદ્રવ કર્યો, જગલમા સ્વતત્રતાથી વિચરતા અને નિર્દોષ આહાર વિહારને કરતા જગલી પશુઓની પાછળ શિકાર માટે દોડવાથી અત્યત થાકી ગયેલો રાજા નજીકમા એક સરોવર હતુ તેની પાળ ઉપર જઇને વિસામો લેવા બેઠો ૭-૧૨

તેવામા કોઇ દેશના ધનવાન સોદાગરો પાણી પીવા માટે તે સરોવરે આવ્યા, સરોવર માથી નિર્મળ જળ પીને તેઓ પાછા વળ્યા એટલે મકરધ્વજ રાજાએ તેઓને આદરપૂર્વક બોલાવ્યા, અને પૂછ્યું કે—" તમે પરદેશી મુસાફરો છો વ્યાપાર માટે અનેક દેશવિદેશમા ફરો છો. ત્યા તમોએ કઇ આશ્ચર્યકારક ઘટનાઓ જોઇ હશે તેમાથી મારે જાણવા જેવું કોઇ કૌતુક હોય તો કહો તમે આકૃતિએ પણ વિચક્ષણ જણાઓ છો તેથી કઇક ચમત્કારિક વાત કહી મારી ઇચ્છા પૂર્ણ કરો " કૌતુક જાણવાની ઇચ્છાવાળા રાજાએ આ પ્રમાણે કહેવાથી સોદાગરો હાથ જોડી નમ્રતાપૂર્વક તેમની પાસે બેઠા અને પોતે જાણેલી અદ્ભુત વાર્તા કહેવા લાગ્યા શ્રી મોહનવિજયજીએ બીજા ઉલ્લાસની દશમી ઢાળ કહી છે આ વિચાર વાર્તા હિંસક મત્રી ચદ રાજા પાસે કહે છે ૧૩-૧૭

દુહા.

સ્વામી સોદાગર અમે, પોહોતા સિંધુ દેશ;
સિંહલ નગરી કનકરથ, દીઠો એક નરેશ. ૧

કનકધ્વજ એક તાસસુત, રૂપ રંગ ભંડાર;
દેશ વિદેશે તેહનો, થયો કીર્ત્તિ વિસ્તાર. ૨

પણ તે ભૂંચરામાં રહે, બાહિર નાણે રાય;
તસ તનુ જો લાગે પવન, તો કુસુમ જિમ કુમલાય. ૩

રૂપ અલૌકિક તેહનું, પણ નવિ નિરખ્યો કેણ;
એ અચરિજ નિસુણ્યો અમે, લોકતણે વયણેણ. ૪

નિસુણી સોદાગર વિદા, કર્યા તામ ભૂપાળ;
વર નિરધાર્યો મનથકી, ઘણો થઇ ઉજમાળ. ૫

વ્યાપારી વચને થયો, ભૂપ ભણી વિશવાસ;
વન હુંતી સંધ્યા સમય, આવ્યો નિજ આવાસ. ૬

ભૂપે સોદાગર વચન, સંભળાવ્યા મંત્રીશ;
તોહી પણ સંશય ઘણો, સુંદર વર સુજગીશ. ૭

---

દુહાનો ભાવાર્થ

"હે રાજેંદ્ર ! અમે ફરતા ફરતા સિંધુ દેશમાં ગયા હતા, ત્યાં સિંહલપુરી નામે નગરીમાં કનકરથ નામે રાજા છે. તેને કનકધ્વજ નામે પુત્ર છે. તે રૂપ રંગનો ભંડાર છે. દેશ વિદેશમાં તેની કીર્ત્તિ વિસ્તરેલી છે. પણ તે કુમાર ભોંયરામાંજ રહે છે. તેને બહાર લાવવામાં આવતો નથી. જો તેને શરીરે પવન લાગે તોપણ તે ફૂલની જેમ કુમળાઈ જાય એવો તે સુકોમળ છે. તેનું રૂપ અલૌકિક છે પણ તે કોઇએ જોયું નથી. હે મહારાજ ! અમે એ અચરિજ સાંભળ્યુ છે." ૧–૪ રાજાએ તેમની વાત સાંભળીને તેમને વિદાય કર્યા. મનમાં નિરધાર કર્યો કે પ્રેમલાનો વિવાહ એની સાથેજ કરવો. વ્યાપારીઓના વચન ઉપર પણ હવે વિશ્વાસ બેઠો. પછી સંધ્યા સમય થયો એટલે રાજા ઘરે આવ્યા. રાજાએ તે સોદાગરના વચન મંત્રીને સંભળાવ્યા અને કહ્યું કે, તેમણે પણ તે વરની સુંદરતા વિષે ઘણી પ્રશંસા કરી. ૫–૭

ઢાળ ૧૧ મી

( મુને વ્હાલો લાગે વિછુઓ—એ દેશી )

હાંરે લાલ મકરધ્વજને વિનવે, તસ મંત્રી મીઠી વાચ રે લાલા; સ્વામી શ્રવણે ન પતીજીયે, જો નિરખીએ નયણે તે સાચ રે લાલા. મકર૦ ૧ હાં૦ કોઇક સેવક આપણો, તિહાં જઈ જુવે તસ રૂપ રે લાલા; તે પાછો આવી કહે ઇહાં, કરે વર્ણન તેમ અનૂપ રે લાલા. મ૦ ૨ હાં૦ તો સાચે પરણાવવી, એ પ્રેમલાલચ્છી તાસ રે લાલા; એ ન્હાની નહી વાતડી, કરવો બોલ્યો છે તપાસ રે લાલા મ૦ ૩ હાં૦ મંત્રી વચને વ્યાપારીયા, તેડાવ્યા ભૂપે તામ રે લાલા; દેઈ આદર નરવર કહે, કીજે એક અમારૂં કામ રે લાલા. મ૦ ૪ હાં૦ તુમે વહિલા સિંહલપુરે, જાઓ મુજ તેડી પ્રધાન રે લાલા; કુંવરનું રૂપ દેખાડજો, આણા લેઇ તુમ રાજાન રે લાલા. મ૦ ૫ હાં૦ મુજ કુંવરી સરીખુ હુવે, તે કુંવરનુ રૂપ સોચ્છાહ રે લાલા; તો તુમે સહી નિરધારજો, શ્રીફળ દેઇ વિવાહ રે લાલા. મ૦ ૬ હાં૦ પાડ તમારો માનશું, નહી ભૂલીએ એ ઉપકાર રે લાલા; તવ વ્યાપારી વિનવે, એ કામે કિશો ઇશો ભાર રે લાલા. મ૦ ૭ હાં૦ ઇહાં તુમ પુત્રી પ્રેમલા, તિહાં કનકરથનો પુત્ર રે લાલા; એ બિહુમાં કહેવુ કિશું, એ બહુ સરખુ ઘર સૂત્ર રે લાલા. મ૦ ૮ હાં૦ ખોડ નહીં એ જોડીએ, છોડીજે સ્વામી વકીલ રે લાલા; એ વાતે મહારાજ જી, કોડીની ન કરો ઢીલ રે લાલા. મ૦ ૯

ઢાળ અગ્યારમીના ભાવાર્થ

મંત્રીએ મધુરી વાણીથી કહ્યુ કે—"મને હજુ પણ શંકા રહે છે, વિશ્વાસ આવતો નથી કારણ કે કાને સાંભળવાથી કોઈ વાતનો નિર્ણય થઇ શકે નહીં, નજરે જોવામાં આવે તોજ સાચુ મનાય, માટે આપણા કોઈ સેવક ત્યાં જાય અને તેનું રૂપ નજરે જુએ પછી અહીં આવીને કહે તો તેની સાથે પ્રેમલાલચ્છીનો વિવાહ જોડવો આ કાઇ નાની સુની વાત નથી પણ આખી જીંદગીનો સંબંધ જોડવો છે તેથી તપાસ તો પૂરી કરવી " ૧–૩

મંત્રીના આવા વચન સાંભળીને રાજાએ અમારા ગામના વેપારીઓને તેડાવ્યા અને આદર સત્કાર કરીને કહ્યુ કે " તમે એક અમારૂ કામ કરો તમે મારા પ્રધાનોને સાથે લઈને સિંહલપુરી જાઓ ત્યાં તેમને કુંવરનું રૂપ બતાવો અને જો તેનું રૂપ કુંવરી યોગ્ય હોય તો તમે ત્યાંજ શ્રીફળ આપીને વિવાહ નક્કી કરજો આટલું કામ કરી આપવાથી હું તમારો આભાર માનીશ અને કાઇ દીવસ એ ઉપકાર ભૂલીશ નહીં " વેપારીઓ બોલ્યા કે " એમાં મોટી વાત શું છે ? આપના હુકમ પ્રમાણે અમે ખુશીથી કામ કરી આપશું કારણ કે અહીં તમારી પુત્રી અને ત્યાં કનકરથ રાજાનો પુત્ર બન્નેની સરખે સરખી કોઇ પણ પ્રકારની ખોડખાપણ વિનાની જોડી છે તો તે મેળવવામાં અમે બનતો પ્રયાસ કરશું આપના પ્રધાનોને અમારી સાથે મોકલો, આ વાતમાં જરાપણ ઢીલ કરવી નકામી છે ૪–૯

**હાં૦ અમથી જે થાશે ચાકરી, તેહમાં નહીં રાખીએ ઓછી રે લાલા; લાભ હોયે જે વાતમાં, તે વાતે કુણ કરે છોછ રે લાલા. મ૦ ૧૦ હાં૦ તવ મકરધ્વજ હરખીઓ, વ્યાપારી કીધ પસાય રે લાલા; ચાર મંત્રી બુદ્ધિ આગળા, તસ સંગે સોંપ્યા રાય રે લાલા. મ૦ ૧૧ હાં૦ તે વ્યાપારી ચાલિયા, સંગે કરી ચાર પ્રધાન રે લાલા; હરખ ભર્યા વાટે વહે, નિરખંતા વન સાનુમાન રે લાલા. મ૦ ૧૨ હાં૦ સિંહલ-નયરે આવીઆ, વ્યાપારી મંત્રી તેહ રે લાલા; પોહોતા સઉ આપાપણે, ગૃહ મંત્રી સહિત સસનેહ રે લાલા. મ૦ ૧૩ હાં૦ ભોજન જુગતે સંતોષીઆ, થઇ સંધ્યા પ્રકટ્યા દીપ રે લાલા; તે વ્યવહારી આવીઆ, કનકરથ રાય સમીપ રે લાલા. મ૦ ૧૪ હાં૦ ભેટયો નૃપ ધરી ભેટણું, કહી દેશવિદેશની વાત રે લાલા; વિધિશું વિમળપુરીતણા, સંભળાવ્યા સકળ અવદાત રે લાલા. મ૦ ૧૫ હાં૦ તિહાં કનકધ્વજ રૂપના, સવિ લોકે કીધાં વખાણ રે લાલા; મકરધ્વજ તિહાં રાજીઓ, નિસુણી ઘણું હરખ્યો સુજાણ રે લાલા. મ૦ ૧૬ હાં૦ તિણે નૃપે અમને તેડીઆ, પૂછ્યું વળી સકળ સ્વરૂપ રે લાલા; યથારથ અમે પણ કહ્યું, તિણ વાતે ખુશી થયો ભૂપ રે લાલા. મ૦ ૧૭ હાં૦ પ્રેમલાલચ્છી તેહને, છે પુત્રી રૂપનિ-વાસ રે લાલા; તુમ સુતથી વિવાહનો, માંડયો છે રાય પ્રયાસ રે લાલા. મ૦ ૧૮**

---

વળી અમે તેની અમારાથી બનશે તેવી ચાકરી કરશું. તેમાં જરાએ ઓછાશ નહીં રાખીએ. જે વાતમાં લાભ હોય તે વાતમાં કોણ ન્યૂનતા રાખે?" તે સાંભળી રાજા મકરધ્વજ હર્ષ પામ્યો અને તે વ્યાપારીઓને પ્રસન્ન કર્યા. પછી રાજાએ તરતજ ચાર બુદ્ધિમાન પ્રધાનોને તૈયાર કર્યા, અને અમારા ગામના વેપારીઓની સાથે સિંહલપુરી તરફ વિદાય કર્યા. તેઓ અનુક્રમે સિંહલપુરી આવ્યા. વ્યાપારીઓને ત્યાં ઉતર્યા. વ્યાપારીઓએ તેમને સારી રીતે ભોજનાદિક વડે સંતુષ્ટ કર્યા. સંધ્યાકાળ થયો એટલે વેપારીઓ પેલા પ્રધાન પુરૂષોને લઇને કનકરથ રાજા પાસે આવ્યા. ૧૦–૧૪

પ્રથમ પ્રધાનોને બહાર બેસારીને તેઓ રાજાને મળ્યા. રાજાને ભેટી ભેટ આગળ ધરી. પછી દેશ વિદેશની વાતો કરી અને વિમલપુરીનો સઘળો વૃત્તાંત કહ્યો અને જણાવ્યું કે અમે બધાએ કનકધ્વજના વખાણ કર્યા. જેથી ત્યાંના સુજ્ઞ રાજા મકરધ્વજ ઘણો હર્ષ પામ્યા. રાજાએ અમને બોલાવી કુમારનું સર્વ સ્વરૂપ પૂછ્યું. અમોએ જે યથાર્થ હતું તે કહ્યું, તે વાતથી રાજા ખુશી થયા. તે રાજાને પ્રેમલાલચ્છી નામે અત્યંત સ્વરૂપવતી પુત્રી છે તેનો વિવાહ તમારા પુત્ર સાથે કરવાને રાજાએ પ્રયાસ કરવા માંડ્યો છે. ૧૫–૧૮

હાં૦ પભણી ઢાળ અગ્યારમી, એ મોહને બીજા ઉલ્લાસ રે લાલા; આગળ ચંદજી સાંભળો, કહુ તમને વાત પ્રકાશ રે. મ૦ ૧૯

દુહા.

તે માટે મકરધ્વજે, અમ સાથે રાજાન;
મૂકયા છે મંત્રીશ્વરા, ચારે બુદ્ધિનિધાન. ૧

આવી અમે તુમ ભેટીઆ, આસગે સુજગીશ;
પણ ઉભા દ્વારાંતરે, તે ચારે મંત્રીશ. ૨

તવ વ્યવહારી વચનથી, અતિ હરખ્યો રાજાન,
દાસ પાસે તેડાવિયા, પ્રાહુણડા પરધાન. ૩

પ્રણિપતિ કરી ભેટ્યા નૃપતિ, આણી અધિક ઉમેદ;
જિહાં મુખ સ્તુતિ તિમ નવ નવી, જિમ બ્રહ્મા મુખ વેદ. ૪

ચિર નંદ સાનંદ નૃપ, ઇમ કહી ઉભા તેહ,
હર્ષિત થઇ સિંહલ ધણી, સન્માન્યા સસનેહ. ૫

બેસાડ્યા મંત્રીશ્વરા, પૂછી કુશળ પ્રવૃત્ત;
કિહાંથી આવ્યા કિહાં લગે, કેણે પઠાવ્યા મિત્ત. ૬

ચાર માંહે છે એક ચતુર, અવસર વચન પ્રવિણ;
માંડી વાત નરેશથી, જિમ કરી કહે કુલીણ ૭

---

શ્રીમાન્ મોહનવિજયજીએ આ અગ્યારમી ઢાળ ઉલ્લાસથી કહી છે હિંસક મંત્રી કહે છે હે ચંદરાજા! તમને જે આગળ હું કહુ તે ધ્યાનથી સાંભળો ૧૯

દુહાનો ભાવાર્થ

"મકરધ્વજ રાજાના પ્રધાનો આપના રાજકુમાર સાથે રાજપુત્રી પ્રેમલાલચ્છી જે અત્યંત રૂપવતી છે અને જેને અમે નજરે જોયેલી છે તેનો વિવાહ કરવા અમારી સાથે આવ્યા છે અને તેઓ બહાર ઉભા છે" વ્યાપારીઓના વચનથી હર્ષ પામીને રાજાએ તરતજ તેમને અંદર લાવવાની આજ્ઞા કરી પ્રધાનોએ તે સાંભળતા અંદર આવી રાજાને પ્રણામ કર્યાં અને જેમ બ્રહ્મા ચાર મુખથી વેદ ઉચ્ચારે તેમ ચારે મુખે કેટલીક પ્રશંસા કરી રાજાએ હર્ષિત થઇને તેઓને આસન ઉપર બેસાડ્યા, કુશળ સમાચાર પૂછયા પછી કહ્યું કે "તમે કયાંથી આવ્યા છો? કયાં સુધી જવું છે? કોણે મોકલ્યા છે? અને શું કાર્ય છે?" રાજા તરફથી આમ પ્રશ્ન થતા તે ચાર પ્રધાનોમાંથી એક અવસર ઉચિત બોલનાર ચતુર પ્રધાન હતો તે બોલ્યો ૧-૭

## ઢાળ ૧૨ મી.

( આજ હું ગઇતી રમત રમવા--એ દેશી, રાગ રામગિરી. )

મંત્રી કહે એક રાજ સભામાં, સોરઠથી અમે આવ્યા રે; મકરધ્વજ રાજા અમ કેરો, તેણે તુમ પાસે પઠાવ્યા રે. મંત્રી૦ ૧ અહો સિંહલ નૃપ તુમ નગરીના, આવ્યા આ વ્યાપારી રે; ઇહાંણે આવી રાજા આગળ, વાત સયળ ઉચ્ચારી રે. મં૦ ૨ રૂડી તુમ તણી કીર્તિ વિસ્તારી, વ્યાપારી એક મ્હોડે રે; પરદેશે જે હોય આપણનો, તે રૂડું દેખાડે રે. મં૦ ૩ તુમ સુત રૂપ પ્રશંસા કીધી, તે ન બને કાંઇ કહેતાં રે; અહો સ્વામી પ્રસ્તાવે કહીએ, દશ લહેતાં દશ વહેતાં રે. મં૦ ૪ તિમજ વળી વણઝારે ભાખી, તુમ સુત રૂપ પ્રશંસા રે; નૃપસુત રૂડા તિહાં શો અચરિજ, હંસ કુળે હોય હંસા રે. મં૦ ૫ પુત્રી એક અમારા નૃપને, નામે પ્રેમલાલચ્છી રે; તુમ સુતથી વિવાહ તણી ગતિ, અંતરગતિથી ઇચ્છી રે. મં૦ ૬ જો એહવો વર વરવા આવે, (તો) અંગણ રૂડું દીસે રે; એ કન્યા એ વર નિરધાર્યો, જોડી મેળી જગદીશે રે. મં૦ ૭ એ વ્યાપારી અમે ચિહું મંત્રી, લીધા સંગ લગાઇ રે; મૂકયા સ્વામી તમારે ચરણે, સુતથી કરણ સગાઇ રે. મં૦ ૮ એ કારણ સ્વામી આવ્યા છી, કરીએ ઘણી શું સુઘડાઇ રે; અમ ભૂપે કહ્યું તે અમે ભાખ્યું, હવે તુમ હાથે વડાઇ રે. મં૦ ૯ તમે જિમ સિંહલ દેશ તણા પતિ, તિમ તે પતિ સોરઠનો રે; છે સરખું નાકાર મ કહેશો, કામ નહીં ઇહાં હઠનો રે. મં૦ ૧૦

---

### ઢાળ બારમીનો ભાવાર્થ.

"હે રાજન્ ! અમે સોરઠ દેશથી આવ્યા છીએ અને અમારા મકરધ્વજ રાજાએ અમને તમારી પાસેજ મોકલ્યા છે. આ તમારા ગામના વ્યાપારીઓએ અમારા રાજાની પાસે તમારી ઘણી પ્રશંસા કરી અને તમારા પુત્ર કનકધ્વજના રૂપના પણ ઘણા વખાણ કર્યા. બીજા સોદાગરો આવ્યા હતા તેમણે પણ તમારા પુત્રના રૂપની પ્રશંસા કરી. તમારો પુત્ર એવો રૂપવંત હોય તેમાં નવાઈ પણ નથી, કેમકે હંસના કુળમાં હંસજ હોય. અમારા રાજાને એક પ્રેમલાલચ્છી નામે કન્યા છે તે પણ ઘણી રૂપવતી છે. તેની સાથે તમારા પુત્રનો વિવાહ મેળવવા અમને અહીં મોકલ્યા છે. ૧-૬ તમારા પુત્ર જેવો વર વરવા આવે તો આંગણું પણ સારૂં લાગે. એ કન્યાનો એજ વર નક્કી કર્યો છે. પ્રભુએ આ યોગ્ય જોડી મેળવી છે. આ તમારા વ્યાપારીઓ અમને ચારેને સાથે લઇને આવ્યા છે અને તમારા કુમારની સાથે સગાઇ કરવાને અમને મોકલ્યા છે. હે રાજન્ ! તે સંબંધ માટે અમે સરળતા કરતા આવ્યા છીએ. અમારા રાજાએ જે પ્રમાણે કહેલ છે તે અમે આપને કહેલ છે. હવે મોટાઇ કરવી તે આપનું કામ છે. આ વાતમાં તમારે પણ કાંઈ આનાકાની કરવા જેવું નથી. કારણ કે તે સોરઠ દેશનો રાજા છે અને તમે સિંહલદેશના રાજા છો. ૭-૧૦.

કિહાં સોરઠ કિહાં સિહલ જનપદ, આવ્યા ભૂમિ ઓળધી રે; મેળ્યા વિવાહવિના નવિ જાઉ, અમ ચારે એક સગી રે. મ૦ ૧૧ ઉપદિશો ઉત્તર એહનો વિચારી, કહે સિહલ સરદારો રે; રે ભાઇઓ તમે પાણી પહેલાં, મોજા કાંઇ ઉતારો રે. મ૦ ૧૨ ઉતાવળ કીધે રસ નવિ હોવે, ધીરપણામાં સવાદો રે; પાલિયડા ઉતાવળ કેરા, ધીરા કેરા પ્રસાદો રે. મ૦ ૧૩ તુમ નૃપને મૂકયે તુમે આવ્યા, ઘણુજ વણું ભલી કીધી રે; જે તમે વાત કહી તે અમે પણ, માથે ચઢાવી લીધી રે. મ૦ ૧૪ થાઓ સ્વસ્થ વિચારી તમને, એહનો ઉત્તર દેશુ રે; દૂર દેશાંતરથી તમે આવ્યા, કિમ દિલગીર કરેશુ રે. મ૦ ૧૫ રે સચિવો મારો બાલુડો, હજિય લગે છે છોટો રે; વિવાહની વાતો તવ કરશુ, જવ થાશે સુત મોટો રે. મ૦ ૧૬ હજિય લગણ આગણુ નવિ દીઠું, ભૂયરામાંહે રહે છે રે; આજ લગણ ખોળે ન રમાડ્યો, વિવાહનુ શુ કહે છે રે. મ૦ ૧૭ દીઠા વિણ તુમ નૃપની પુત્રી, કેમ સગાઇ કીજે રે; જો ઉતાવળ તમને હોવે, જોવો વર કોઈ બીજે રે મ૦ ૧૮ મૂકયા ઇમ કહી સચિવ ઉતારે, પ્રતિદિન ઉત્તર વાળે રે; કહી મોહને બીજે ઉલ્લાસે, રસ ઘણો બારમી ઢાળે રે મ૦ ૧૯

---

કયા સોરઠ દેશ? અને કયા સિંહલ દેશ? અમે પણ ઘાણી ભૂમી ઉલ્લઘીને એ કાર્ય માટેજ અહીં આવ્યા છીએ અને વિવાહ મેળવ્યા વિના પાછા જવાના નથી માટે વિચાર કરીને જવાબ આપો" પછી સિંહલ રાજાએ કહ્યુ કે "ભાઇઓ તમે પાણી વિના મોજા કેમ ઉતારો છો ઉતાવળા કામ કરવામા સ્વાદ આવતો નથી ધીરજના ફળ મીઠા કહેવાય છે ઉતાવળથી પાળો થાય અને ધીરજથી મહેલ બધાય વળી તમારા રાજાએ અહીં સુધી તમને મોકલ્યા તે બહુ સારૂ કર્યું, અમે તમારૂ કહેવુ માથે ચઢાવી લીધુ હવે તમે જરા સ્વસ્થ થાઓ અમે વિચાર કરીને આનો ઉત્તર આપશુ તમે દૂર દેશાતરથી આવ્યા છો તો તમને દીલગીર નહીં કરીએ પણ હજી મારો પુત્ર નાનો છે અત્યારથી વિવાહની વાત શી? જયારે મોટો થશે ત્યારે વિવાહ કરશુ વળી તેણે હજી સુધી ઘરનુ આગણું પણ જોયુ નથી હજી તો ભોયરામાજ રહે છે અમે ખોળામા લઇને તેને રમાડ્યો પણ નથી વળી તમારા રાજાની પુત્રીને અમે જોઈ નથી, તો કન્યા જોયા વગર વિવાહ પણ કેમ થાય? તે છતા તમારા રાજાને બહુ ઉતાવળ હોય તો ખુશીથી બીજો વર શોધી લ્યો, એમા અમને કાંઈ વાંધો નથી" આ પ્રમાણે જવાબ આપી ચારે મત્રીઓને ઉતારે મોકલ્યા અને હમેશા તેવી રીતે જવાબ વાળ્યા શ્રી મોહનવિજયે બીજા ઉલ્લાસની બારમી ઢાળ વર્ણવી ૧૧-૧૯

દુહા.

સિંહલનૃપે મુજને કહ્યું, કરવો કિશો ઉપાય;
ઇમ દિનદિન દેશાઉરી, ભોળવીઆ કિમ જાય. ૧

ધન્યા કન્યા સુત સગદ, કિમ રહેશે પ્રચ્છન્ન;
વાત બડી વેધે પડી, પરદેશીને વચન્ન. ૨

હિંસક કૂડ ન કીજીએ, કૂડ કુકર્મ કુઠાર;
સહુથી ભૂંડો કૂડ છે, કૂડ કળી અવતાર. ૩

આશાભર મંત્રીશ્વરા, જે આવ્યા છે એહ;
સાચ કહી સંપ્રેડીએ, ભલો ભલપ્પણ તેહ. ૪

સુરકન્યા સમ પ્રેમલા, એ તો કોઢી જાત;
દેખત પેખત કુણ કરે, અણઘટતી એ વાત. ૫

કૂડ ઘણાં કીધાં હશે, પૂર્વ ભવે નિઃશંક;
તો સુત કનકધ્વજ ભણી, થયો સકુષ્ટ કલંક. ૬

મુજ મન તો ચાલે નહીં, કરતાં એ અન્યાય;
હિંસક જે તુજને રૂચે, તે તું કર હિત લાય. ૭

---

દુહાનો ભાવાર્થ

રાજાએ પછી મને બોલાવીને કહ્યું કે—"હે હિંસક! કહે, હવે શું કરવું છે? આમ રોજ રોજ દેશાવરી માણસને કયાં સુધી ભોળવ્યા કરશું? આવી મહા રૂપવતી કન્યા અને આપણો કુષ્ટિપુત્ર તેનો વિવાહ શી રીતે જોડાય? અને એ વાત છાની પણ કેમ રહે? ખરેખર આ વાત પરદેશીના વચનથી મોટા વેધમાં પડી. મને તો આવું કુડકપટ કરવું કોઇ રીતે ગમતું નથી. કારણ કે કુડ ત્યાં ધુડ છે, કુડ કળીનું સ્વરૂપ છે, સૌથી ભુંડું કુડ છે. સત્કર્મને તો તે કુહાડા જેવું છે. માટે આ પ્રધાનો જે આશાભર્યા આવ્યા છે તેને ખરી વાત કહી દેવી અને પાછા મોકલવા. ૧-૪ દેખીપેખીને દેવકન્યા જેવી રાજપુત્રી સાથે આપણા કોઢી પુત્રનો વિવાહ ન કરવો. પૂર્વે ઘણા કુડ કપટ કર્યાં હશે તેથી પુત્ર કુષ્ટિ થયો છે. વળી આ ભવમાં કુડકપટ કરીએ તો તેનાં ફળ કેવાં અનિષ્ટ ભોગવવાં પડે? તેથી મારૂં મન તો એવો અન્યાય કરવામાં વધતું નથી. હે હિંસક! તને જેમ રૂચે તે તું હિત લાવીને કર." ૫-૭

## ઢાળ ૧૩ મી

( મીઠા બોલા માધવા, તને કળી ન શકે કોય—એ દેશી )

હાંજી હાંજી સિંહલરાયને મે કહ્યુ, તુમ સુત કર્મવસેણ; કુષ્ટી છે પણ તે હજી, નવિ જાણ્યો છે કેણ. ૧ મીઠો જૂઠો સંસારમાં, જૂઠ છે સંપત્તિ મૂળ; જૂઠે કોટ પાલટીયે, જૂઠે વશ પ્રતિકૂળ. મીઠો૦ ૨ હાં૦ એતા દીહ જે ભૂંયરે, રાખ્યો સુત શે કાજ; જૂઠ તો મૂળથી એહવો, કરવો નહોતો મહારાજ. મી૦ ૩ હાં૦ બીહો છો જૂઠ થકી હવે, એ શો બાળક ખેલ; દીહા જીહાં લગે પાધરા, તિહા લગે રૂપારેલ. મી૦ ૪ હાં૦ આવ્યા જે પરદેશથી, મોટી રાખી ચાહ; રાજન્ કેમ ન કીજીએ, મનગમતો વિવાહ. મી૦ ૫ હાં૦ કુળદેવી આરાધશુ, કરશુ પુત્ર નિરોગ, હિયડાથી રખે હારતા, મેળશું સર્વ સંયોગ. મી૦ ૬ હાં૦ ચોરીએ જે નગ પેસશે, રાખશે તેની સાર, કોડી એકની સોચના, રાખશો મા વસુધાર મી૦ ૭ હાં૦ સિંહલરાય નિસુણી ઇશ્યું, મુજને ઢાળી શેષ; ભોગવ તુ તારૂ કર્યું, હુ ન લહુ લવલેશ. મી૦ ૮ હાં૦ ઇમ કહેતા તિહાં આવિઆ, તે ચારે મંત્રીશ; સિંહલ નૃપને

---

### ઢાળ તેરમીનો ભાવાર્થ

રાજાના આ પ્રમાણેના વચનો સાંભળીને મે કહ્યુ કે—"હે રાજન્! હજીસુધી રાજપુત્ર કર્મવશાત્ કુષ્ટિ છે એમ કોઇએ જાણ્યું નથી આ સંસારમા જૂઠી વાત મીઠી લાગે છે સંપત્તિનુ મૂળ જૂઠમા છે જૂઠથી કોટ પલટાઇ જાય છે અને પ્રતિકુળ જૂઠાથી આધીન થાય છે જો આમજ કરવુ હતું તો પછી તેને ભોયરામા શામાટે રાખ્યો હતો? મૂળથીજ જૂઠ કરવુ નહોતું જ્યારે એકવાર કર્યું છે તો હવે બ્હીવુ નહીં, ચલાવ્યા જવુ એ શુ બાળકનો ખેલ છે? જ્યાંસુધી દિવસ પાધરા છે ત્યાંસુધી બધુ ઠીક થઇ રહેશે ૧-૪ આ પ્રધાનો દૂર દેશથી આવ્યા છે તો તેને નિરાશ ન કરવા મનગમતો વિવાહ મળ્યો છે તો કરી લેવો આપણે કુળદેવીને આરાધીશુ અને કોઇ પણ રીતે પુત્રને નિરોગી કરશુ માટે હવે જે આદર્યું છે તે પુરૂ કરવુ; હારી જવુ નહીં ચોરી કરનારની સાથ કરનાર પણ મળી આવે છે, તો આપણે શુ કરી નહીં શકીએ? બધુ કરશુ અને પાર ઉતરશુ માટે તમે લગાર પણ ચિન્તા કરશો નહીં." ૫-૭

મારી આ પ્રમાણેની વાત સાંભળીને રાજાએ મને કહ્યુ કે—"તારૂ કર્યું તું ભોગવ મારે [illegible] હું એમા વચ્ચે આવનારો નથી" મારી અને રાજાની આ પ્રમાણેની વાતચિત ચાલે છે તેવામા મકરધ્વજ રાજાના પ્રધાનો ત્યાં આવ્યા અને બોલ્યા ૮-૯

વિનવ્યું, સુણ અવનીના ઇશ. મી૦ ૯ હાં૦ વાતડીએ વિરમાવીઆ, અમને એતા દીહ; જોરે પ્રીત બને નહીં, રે ક્ષત્રીવટ સિંહ. મી૦ ૧૦ હાં૦ બીજી કોઇક કન્યકા, પરણશે તુમચો પુત્ર; તો અમે ચોરી શી કરી, શ્યો ઓળંગ્યો ઘરસૂત્ર. મી૦ ૧૧ હાં૦ નૃપસુતને નૃપની સુતા, પરણે એહ પ્રતીત; તે તો તુમે કરતા નથી, નવલી જગમાં રીત. મી૦ ૧૨ હાં૦ તુમ સુતની અમ કન્યકા, સ્ત્રી કહેવાણી આજ; તે બીજાને આપશું, શી રહેશે તુમ લાજ. મી૦ ૧૩ હાં૦ લચ્છી ચાલી આવી ઘરે, કુણ ઉવેખે તેહ; કિમ ડાહ્યા થઇ સાહિબા, અવસર ચૂકો એહ. મી૦ ૧૪ હાં૦ મેં તવ રાયને વિનવ્યું, અવધારો અરદાસ; આશાવિલુદ્ધા આવિયા, તે કિમ કીજે નિરાશ. મી૦ ૧૫ હાં૦ પાય ઉપાડી જે આવિઆ, ફોકટ ફરશે કેમ; એ કનકધ્વજ પ્રેમલા, પરણ્યે વધશે પ્રેમ. મી૦ ૧૬ હાં૦ નૃપની ઉપરવટ થઈ, મેં મેળ્યો વિવાહ; ભૂપ ભણી ગમીયું નહીં, દેખી નિપટ કુરાહ. મી૦ ૧૭ હાં૦ શ્રીફળ તામ અંગીકર્યું, વહેંચ્યા ફોફળ પાન; હિયડે રંગ રળી થયા, તે ચારે સુપ્રધાન. મી૦ ૧૮ હાં૦ તેરમી બીજા ઉલ્લાસની, સોહને ભાખી ઢાળ; આગળ ચંદજી સાંભળો, કૂડ કથા સુવિશાળ. મી૦ ૧૯.

---

"હે રાજન્ ! તમે આટલા દિવસ વાતમાં અને વિચારમાં કાઢી નાખ્યા. હવે આપની ઇચ્છા નજ હોય તો કાંઇ પરાણે પ્રીતિ થતી નથી. પણ અમારૂં કહેવું એમ છે કે જો તમારો પુત્ર બીજી પણ રાજકન્યા પરણશે તો અમે શી ચોરી કરી છે અમે કોનું ઘરસૂત્ર બગાડયું છે કે અમારી રાજપુત્રી ન પરણે ? વળી રાજપુત્ર રાજપુત્રીને પરણે એ તો જગતની રીત છે; પણ તમે તો કાંઈ નવી રીત કરવા ધારી જણાય છે ! વળી અમારી રાજપુત્રી એક વાર તમારા પુત્રની સ્ત્રી કહેવાણી તેને હવે બીજાને આપશું તેમાં તમારી લાજ પણ શી રહેશે ? લક્ષ્મી ચાલીને ઘેર આવે ત્યારે તેને પાછી કોણ વાળે ? માટે તમે ડાહ્યા થઈને ભૂલો છો. હજુ પણ અમારૂં કહેવું એમ છે કે આવેલો અવસર ચૂકવો નથી." ૧૦–૧૪

પ્રધાનોની આ પ્રમાણેની વાત સાંભળીને હે ચંદ નરેશ ! મેં અમારા રાજાને કહ્યું કે—" આની વિનંતિનો સ્વીકાર કરો. એને નિરાશ કરીને પાછા વાળવા ઠીક નથી. દૂર દેશથી એઓ અહીં સુધી આવ્યા, એને ફોગટ પાછા ફેરવવા એમાં આપણી પણ આબરૂ નથી. વળી કનકધ્વજ કુમારને પ્રેમલાલચ્છી પરણશે તેથી આપણો અને વિમળાપુરીના રાજાનો સ્નેહ પણ વૃદ્ધિ પામશે." આ પ્રમાણે કહીને મેં અમારા રાજાની ઉપરવટ તે વિવાહનો સ્વીકાર કર્યો અમારા રાજાને તે વાત પસંદ પડી નહીં તો પણ શ્રીફળ લીધું તેમજ પાન સોપારી વહેંચ્યા. એટલે તે પ્રધાનો પણ રાજી થયા. શ્રી મોહનવિજયે બીજા ઉલ્લાસમાં તેરમી ઢાળ વર્ણવી. હે ચંદરાજા ! હવે આગળ ઉપર જે જે કપટ રચાયા છે તે ધ્યાન દઇને સાંભળો. ૧૫–૧૯

દુહા.

સયણ સયલ ભેગા મળ્યા, થઇ વધાઇ જોર;
ગુણિયલ ઘણા ગહક્રિયા, જિમ પાવસ ઋતુ મોર. ૧
તે ચિહુ જણ હરખી કહે, કીધો અમ ઉપકાર;
પણ અમને તે કુંવરનો, દેખાડો દેદાર. ૨
જિમ અમ સ્વામી આગળે, કહિયે જઇ વિરતંત;
કનકધ્વજ જોવા ભણી, ઘણી અમને મન ખંત. ૩
થાશે કૃતારથ પ્રેમલા, પરણીને મહારાજ;
નયણે દેખાડી અમ ભણી, કરો કૃતારથ આજ. ૪
મેં તવ બુદ્ધિ રચી કહ્યું, કુંવર રહે મોશાળ,
ઇહાંથી જોયણ દોઢસો, અળગો ભણે નિશાળ. ૫
પણ ભૂમિગૃહમાં રહે, એક ધાવ તસ સંગ;
અધ્યાપક બાહિર રહી, કળા શિખાવે ચંગ. ૬
તે દરિશણ અતિ દોહિલો, તુમ ચિહુ એ શી આશ;
રવિ પણ ફરસી નવિ શકયો, તો તુમ શી ગુંજાશ. ૭
બ્રાહ્મણડે હઠ માંડિયો, કુંવર નિરખણ જામ;
તે ચિહુ તેડી આવિયો, માહારે મંદિર તામ. ૮

---

દુહાનો ભાવાર્થ

સજ્જનો એકઠા મળ્યા અને વર્ષા ઋતુના મોરની જેમ ઘણા ગુણી પુરુષો આનંદ પામ્યા પછી પેલા ચાર પ્રધાનોએ હર્ષિત થઇને મને કહ્યું કે—"તમે વિવાહ કબુલ કરાવીને અમારી ઉપર મોટો ઉપકાર કર્યો છે, પણ હવે અમને કુંવર દેખાડો કે જેથી અમે અમારા સ્વામી પાસે જઇને તેનું વૃત્તાંત કહી શકીએ અમને પણ તેને જોવાની ઘણી હોંશ છે, હે મહારાજ! રાજકુમારી પ્રેમલા તેને પરણીને કૃતાર્થ થશે, તેથી અમને નયણે દેખાડી કૃતાર્થ કરો" ૧-૪

હે ચંદરાજા! એ પ્રધાનોનો આવો આગ્રહ જોઇને મેં કપટ કેળવી ઉત્તર આપ્યો કે—" કુંવર તો તેને મોસાળ રહે છે, તે અહીંથી દોઢસો યોજન દૂર છે વળી તેની પાસે તો માત્ર એક ધાવ જ રહે છે કુંવર ત્યાં પણ ભોંયરામાં રહે છે અને તેને ભણાવનાર બહાર રહીને ભણાવે છે તેને પણ કુંવરનું દર્શન થતું નથી, તો તમારી તેને જોવાની આશા પૂરી થવાની નથી સૂર્યનાં કિરણ પણ તેને સ્પર્શ કરી શકયા નથી તો તમારી શી ગુંજાશ છે કે તમે જોઇ શકો ? " આ પ્રમાણે કહ્યા છતાં પણ તેઓએ તો તેને જોવાનો હઠ લીધો. એટલે પછી હું તે ચારેને મારે ઘેર તેડી આવ્યો ૫-૮

## ઢાળ ૧૪ મી.

( કાનુડે એમ શું કીધું રે, માહરૂં મનડું હરી લીધું રે—એ દેશી. )

**મંદિર તેડ્યા મંત્રી રે, જે હુંતા સોરઠ ગંત્રી રે; તૈલાદિક યોગે નવાડ્યા રે, કેસર ઘનસાર અડાડ્યા રે. ૧ આસણ વાસણ મંડાવ્યા રે, ભોજન જુગતે શું જમાવ્યા રે; તિમ દીધાં પાનસોપારી રે, કર્યાં શીત સમીર બેસારી રે. ૨ ચાહ ચૂરણ પાવ્યા ખાંડી રે, ઇમ તેહથી લટપટ માંડી રે; આભૂષણ મણિનાં ભરિયાં રે, આગળ લેઇ તે ધરિયા રે. ૩ સનમાન્યા ભૂષણ આપી રે, જગ લોભસમો નહીં પાપી રે; પરદેશી કહે વળી આડા રે, અમને નૃપપુત્ર દેખાડો રે. ૪ મેં ભાખ્યો કુંવર રૂપાળો રે, ફિરિફિરિ ઉત્તર વાળો રે; જે વાત તુમ નૃપ ખીજે રે, તે વાત અમે કિમ કીજે રે. ૫ સાત ગળણે ગળી જળ પીજે રે, કીજે કપટ કોઇ થળ બીજે રે; એ કુંવર નથી કાંઇ છાનો રે, તુમ ભાઇઓ સહી કરી માનો રે. ૬ અમે કીધું છે કામ વિમાસી રે, નહીં હોય તુમારી હાંસી રે; અમ યોગ્ય નહીં એ ઠેકાણું રે, તુમ વચન અમે ન લોપાણું રે. ૭ કોઇ શુકન ભલે તુમે આવ્યા રે, કર્યાં કારજ સવિ મન ભાવ્યા રે; પ્રેમલા સરખી નહીં બીજી રે, મન સાથે ગૌરી**

---

### ઢાળ ચૌદમીનો ભાવાર્થ

સોરઠ દેશમાં જવાવાળા એ મંત્રીઓને ઘરે લાવી, તેઓને તૈલાદિકનું મર્દન કરાવી, નવરાવી, કેસર, ઘનસાર આદિથી વિલેપન કરાવી ઉત્તમ વસ્ત્રાભૂષણો પહેરાવી, જાતજાતના આસન અને વાસણો ગોઠવાવી અનેક પ્રકારની રસોઇ જમાડીને સંતુષ્ટ કર્યા પછી પાન–સોપારી આપી બેસારીને ઠંડા પવન નખાવ્યા. પછી ચાહનાથી ખંડાવેલા ચૂરણ આપ્યા. આ પ્રમાણે તેમની લટપટ કરવા માંડી. પછી મણિ રત્નાદિકના આભૂષણો, પોશાક વગેરે આપી રાજી કર્યા. આ જગતમાં લોભના જેવો કોઈ પાપી નથી. આટલાં આટલાં વાના કર્યા તો પણ તેઓએ પાછો હઠ કરવા માંડ્યો કે—" અમને રાજપુત્ર દેખાડવો તો પડશે." પછી મેં કહ્યું કે—" તમે ખોટો આગ્રહ શા માટે કરો છો ? કુંવર અત્યંત રૂપાળો છે. વળી જે વાતથી તમારા રાજા તમને ખીજે એવું અમેજ શામાટે કરીએ. અમે પણ સાત ગળણે ગળીને પાણી પીનારા છીએ. કપટ કરવાના ઠેકાણા બીજા ઘણા છે, અહીં કપટ કરીએજ નહીં. વળી કુંવર કાંઈ છાનો નથી, સૌ જાણે છે કે મહા રૂપવંત છે. ૧–૬ અમે જે કામ કર્યું છે તે વિચારીનેજ કર્યું છે. એમાં તમારી હાંસી થાય એવું નથી. જો કે આ ઠેકાણું અમને યોગ્ય નથી, પણ અમારાથી તમારૂં વચન લોપાણું નહીં તેથીજ આ સગાઇ કરી છે. તમે પણ કોઇ સારા શુકન જોઈને આવેલા તેથી મનગમતું કાર્ય કરીને જાઓ છો, અને પ્રેમલાલચ્છી પણ પૂરી ભાગ્યશાળી, તેણે સાચે મને ગૌરીની પૂજા કરેલી તેથીજ તે આવો વર પામી છે. ૭–૮.

પૂછી રે. ૮ હઠ એમ કરો શા માટે રે, અમે વેચ્યો અરહટ રોટી સાટે રે; તુમે ન કરો નિપટ ઠગાઇ રે, લેખ લિખિત થઇ સગાઇ રે. ૯ ફોસલાવ્યા વશ નવિ આવ્યા રે, કોડિ કોડિ ટકે લલચાવ્યા રે; તવ પાછો ઉત્તર નવિ કીધો રે, જાણે ડાંભ નિલાડે દીધો રે. ૧૦ હુતા જે લીલા પીળા રે, પણ દેખી ટકા થયા શીળા રે; ફેરવ્યા વચનો તેણે ત્યારે રે, અમે કહુ છુ લગ્ન દિન કયારે રે. ૧૧ નૃપ પાસે સહુ ફિરિ આવ્યા રે, પંડિત જોશી તેડાવ્યા રે; ખટ માસે લગ્ન નિરધાર્યું રે, ફિરિ પાછુ કિણે ન પ્રચાર્યું રે. ૧૨ સનમાન્યા સિંહલ ભૂપે રે, શિખ માગી ચિહુ જણે ચૂપે રે; ચાલ્યા પરદેશી હરખી રે, વાટડલી સોરઠની નીરખી રે. ૧૩ આગળથી દામ ચલાવ્યા રે, ઇમ કરતાં વિમળપુરી આવ્યા રે; ભૂપતિને પ્રણમી સુણાઇ રે, ચોક્કસ કીધી જે સગાઇ રે. ૧૪ મકરધ્વજ ચિહુને પ્રસિદ્ધા રે, ચાર લાખ પસાય તે દીધા રે; કાંઇ કૂડુ હૈયે નવિ આણ્યુ રે, ધોળુ સવિ દૂધ તે જાણ્યુ રે. ૧૫ પુઠળથી અમે સુપ્રસિદ્ધિ રે, સામગ્રી જાનની કીધી રે; શિણગાર્યા ગજ રથ ઘોડા રે, જાનૈયા સબળ સજોડા રે. ૧૬

---

હવે તમે વધારે હઠ શામાટે કરો છો? અમે એક રોટલીના બદલામા આખો અરહટ્ટ વેચી નાખ્યો છે હવે તમે ઠગાઇ કરો નહીં પૂર્વના લેખ લખેલા તેથીજ આ સગાઇ થઇ છે, માટે હવે એમા કાઇ બોલવા જેવુ નથી " આ પ્રમાણે ઘણી રીતે કહેતા પણ જ્યારે તે ફોસલાણા નહીં ત્યારે પછી ચારેને કોડ કોડ ટકા આપીને લલચાવ્યા. એટલે પછી તો બોલ્યાજ નહીં જાણે કપાળમા ડાભ દીધો હોય તેમ ટાઢા થઈ ગયા જે રાતા પીળા થઇ જતા હતા તે શીળા થઇ ગયા અને દામના દાસ થઇ જઇને બોલ્યા કે—" કહો, હવે લગ્નનો દિવસ કયો નક્કી ઠરે છે ? " ૯–૧૧

પછી અમે સૌ સિંહલરાજા પાસે આવ્યા અને ત્યા પંડિત જોષીઓને બોલાવ્યા, તેમના કહેવા પ્રમાણે છ મહીના પછીનુ લગ્ન નક્કી કર્યું તે પાછુ કોઇએ ફેરવ્યુ નહીં રાજાએ તે પ્રધાનોનુ સન્માન કર્યું એટલે ચારે જણે એકદમ જવા માટે શીખ માગી પછી શીખ આપવાથી મુગે મોઢે ત્યાથી પોતાના દેશ ભણી જવા ચાલી નીકળ્યા અમે આપેલા પૈસા તેમણે અગાઉથીજ પોતાને દેશ મોકલી દીધા ત્યા જઇને તેમણે પોતાના રાજા પાસે સગાઇ કરી આવ્યાની વાત કરી અને કુવરના રૂપના ગુણ વખાણ કર્યા એટલે મકરધ્વજ રાજા પણ બહુ ખુશી થયો અને તે ચારેને લાખ લાખ દ્રવ્યનો પસાય કર્યો તેણે આમા કાઇ પણ કપટ છે તે જાણ્યુ નહીં ઉજળુ એટલુ દૂધ જાણ્યુ ૧૨–૧૫

અહીં અમે પાછળથી ખુલી રીતે જાનની તૈયારી કરવા માડી હાથી, ઘોડા, રથ વગેરે શણગાર્યા તથા મજબી વયના અને સખા બળવાળા જાનૈયાઓ પણ તૈયાર કર્યા. ૧૬

પુરલોક મિલી સહુ પૂછે રે, એહ હળફળ કારણ શું છે રે; ભાખે સહુ એહવું જણાઇ રે, નૃપ નંદન પરણવા જાઇ રે. ૧૭ રૂપે જે જે આફરીઆ રે, પુરવાસી જોવા ટરવરીયા રે; અમે કીધી સયળ સજાઇ રે, મોટા નિસાણ બજાઇ રે. ૧૮ ઢાળ ચૌદમી બીજે ઉલ્લાસે રે, કહી મોહન વચન વિલાસે રે; ઇમ જે જે હિંસક કહે છે રે, હારદ નૃપચંદ લહેછે રે. ૧૯

દુહા.

ભોળો સિંહલ ભૂપતિ, ભાખે મુજ શિરતાજ;
રે ભુંડા કન્યા તણો, કાંઇ બિગાડે કાજ. ૧
ચોરીમાં ચાવું થશે, કનકધ્વજનું રૂપ;
કેમ પરણશે પ્રેમલા, ઇમ મુજ ભાખે ભૂપ. ૨
તવ મેં નૃપને વિનવ્યું, આરાધો કુળદેવ;
ટળશે ચિંતા તેહથી, મળશે સુખ અહમેવ. ૩
આરાધી કુળ દેવતા, થઇ પ્રકટ સુપ્રવીણ;
ક્ષણ ક્ષણ કિમ તું મુજને, આકર્ષે થઇ દીણ. ૪

---

આવી બધી ધામધૂમ જોઇને લોકો પૂછવા લાગ્યા કે ‘ આટલી બધી ધામધૂમ શેની છે ? ’ એટલે રાજસેવકો કહેવા લાગ્યા કે ‘ રાજપુત્ર પરણવા જનાર છે તેની જાનની આ બધી તૈયારી છે. ’ એટલે લોકો પણ આનંદ પામ્યા અને હવે આપણે રાજપુત્રને જોશું એમ ધારી તેને જોવાને તલપી રહ્યા. આ પ્રમાણેની બધી તૈયારી કરીને મ્હોટાં નિશાન વગડાવ્યાં. બીજા ઉલ્લાસની આ ચૌદમી ઢાળ પંડિત મોહનવિજયે વચનના વિલાસથી રચી. અહીં હિંસક મંત્રી જે જે કહે છે તેને ચંદરાજા હૃદયમાં ધારણ કરી લે છે. ૧૭-૧૯

દુહાનો ભાવાર્થ.

મારા મુગટના શિરતાજ સિંહલરાજાએ મને એકાંતમાં બોલાવીને કહ્યું કે—“ અરે ભુંડા ! આ બધી તૈયારી કરીને કન્યાનો ભવ શામાટે બગાડે છે ? કનકધ્વજનું રૂપ ચોરીમાં પ્રગટ થશે, પછી પ્રેમલા તેને કેમ પરણશે ? એ વખતે આપણો ફજેતો થશે અને આપણે પણ શું મોઢું બતાવશું ? ” ત્યારે મેં કહ્યું કે—“ તમે ચિંતા ન કરો અને કુળદેવીને આરાધો. તેનાથી આપણી ચિંતા ટળશે અને જરૂર સુખ મળશે. ” રાજાએ તરતજ તે વાત કબુલ કરી અને કુળદેવીને આરાધી. તે પ્રગટ થઇને બોલી કે—‘ વારે વારે મને શામાટે બોલાવો છો ? ’ ૧-૪

ભૂપ ભણે માતા સુણો, કરે અયુક્ત પ્રધાન;
પણ તુમ હાથે જીતવુ, મૂળ એહ છે તાન. ૫
રોગ રહિત એ સુત કરો, તુ કુળમાતા સત;
આવે છીક યદા તદા, સહુ દિનકર નિરખત. ૬
તવ દેવીએ ઉપદિશ્યુ, કર્મ રોગ નહીં જાય;
પણ વારીશ ચિતા સકળ, કોઇક કરી ઉપાય. ૭
લગન સમય આભાનૃપતિ, નારી વિમાત સમેત;
આવી પરણશે પ્રેમલા, એ તુમ અમ સકેત. ૮
ઇત્યાદિ કહી દેવી ગઇ, થઇ ધીરજ મનમાંહ;
સિહલનૃપ હુઓ ખુશી, જાન સજી ઉછાંહ. ૯

ઢાળ ૧૫ મી.

( કસીયાને તણુ ઠાકોર માગ ખડા કીયા હો મારા માહિબા—એ દેશી )

કસીઆને તબુ સિહલરાયે ખડા કીયા હો મારા સાહિબા, નિજ કુળદેવી તણે રે વચન; રસિયાને કેસરીયા કમધજ કીધા જાનીયા હો મારા સાહિબા, જાણે કે વિકસિત પકજવન. કસી૦ ૧ કાળો ને મતવાલો વરસાળાનો સહોદર હો, મા૦ મદઝર શિણગાર્યા માતગ; માંડી એક અબાડી પડદાવાળી જરકસી હો, મા૦ વિણુઋતુ ભાદ્રવડાનો હો રગ. કસી૦ ૨

---

રાજાએ કહ્યુ કે—'હે માતા ! મારી ના છતા પ્રધાને અયુક્ત કાર્ય કર્યુ છે, હવે જીતવાનુ તમારે હાથે છે, માટે કોઇ પણ રીતે કુવરને નિરોગી કરો તે સિવાય બીજો ઉપાય નથી તમે કુળમાતા છો તો અમારૂ દુખ ટાળવુ તે તમારૂ કામ છે " છીંક આવે ત્યારે સૌ સૂર્ય સામે જુવે છે દેવી બોલી કે—"હે રાજન્ ! કુવરને પૂર્વકર્મજન્ય રોગ છે તે તો કોઇ રીતે દૂર થવાનો નથી, પરતુ હું તમારી ચિતા ટાળીશ લગનની રાત્રીએ આભાનગરીનો રાજા ચદ પોતાની વિમાતા અને સ્રીની પાછળ વિમળાપુરીએ આવશે અને તે પ્રેમલાને પરણશે આટલુ હુ કરી આપીશ માટે તમે ધીરજ રાખજો " આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઇ સિહલરાજા હર્ષ પામ્યો અને જાનની તૈયારી ઉતાવળે કરવા માંડી ૧–૮

ઢાળ પદરમીનો ભાવાર્થ

સિહલરાજાએ તબુ, કેશરીયા જાનૈયા વગેરે તૈયાર કર્યા તે જાણે વિકસેલ કમળવન હોય તેવું દેખાવા લાગ્યુ મેઘનો ભાઇ હોય તેવા એક હાથી ઉપર પ્રયાણને દિવસે પડદાવાળી અબાડીમા

કનકધ્વજ તેમાંહે ચાહેશું બેસાડીઓ હો, મા૦ નિકટ કપટ યતન કરી બહુ ભંત; કેણેહી નવિ જાણ્યો જે અમે આણ્યો જાનમેં હો, મા૦ પોઢી આડી માંડી ખોડી અનંત. કસી૦ ૩ પુરહુંતી પધરાવ્યા આવ્યા એ આડંબરે હો, મા૦ ક્રમતા અનુક્રમે તે સુંદર પંથ; આવીને અમે મળીયા વિમળપુરીના રાયને હો, મા૦ એહમાં જૂઠ નથી કાંઇ અથ્થ. ક૦ ૪ દીધો છે ઉતારો અવધારો જી અમ ભણી હો, મા૦ ભોજન યોજન યુગતિ અતુચ્છ; પાણિ-ગ્રહણની રજની રાજન એ છે આજની હો, મા૦ વરશે અમ સુત પ્રેમલાલચ્છી. ક૦ ૫ કુળદેવી સંકેતે તુમચે હેતે સેવકા હો, મા૦ કહી તસ નામ અને રે નિશાન; એ પુરની ઝકઝોળે સાતે પોળે મૂકિયા હો, મા૦ અવસર દિવસતણો અવસાન. ક૦ ૬ નારી બિહુંની જોડે કેડે તુમને નિરખીઆ હો, મા૦ પ્રણમ્યા તિહુએ કહી નૃપચંદ; પધરાવ્યા મનભાવ્યા હેજે તુમને અમ લગી હો, મા૦ અમે પણ દેખી પામ્યા આનંદ. ક૦ ૭ ભાખી એ જે વાતો હુંતી સાતો ધાતની હો, મા૦ તુમથી સાચવટાનો અંશ; એહમાં જો હોય કૂડું તો અમ નૃપના પય છબું હો, મા૦ અહો અહો આભાપુરઅવતંસ. ક૦ ૮ અવધારો વિનતડી સારો કારજ માહરૂં હો, મા૦ પરણી આપો એ પ્રેમલા નાર; ભાડે જો નહીં પરણો તો અમે ધરણો ઘાલશું હો, મા૦ હવે તુમ શરણો ઇણ સંસાર. ક૦ ૯

---

કનકધ્વજને બેસાડ્યો. અમારી કપટરચના કોઇને જણાવા ન દીધી. ત્યાંથી પ્રયાણ કરી આડંબર સાથે ચાલતાં અનુક્રમે અમે અહીં વિમળાપુરી આવ્યા અને મકરધ્વજ રાજાને મળ્યા. ૧-૪ અમને તેણે ઘણોજ સરસ ઉતારો આપ્યો અને અમારી સુંદર ભોજનાદિવડે ભક્તિ કરવા માંડી. હે રાજા ચંદ ! આજ પાણિગ્રહણ કરવાની રાત્રિ છે. અમારા કુંવર પ્રેમલાલક્ષ્મીને આજ વરશે. તે પ્રસંગે કુળદેવીના વચનથી અમે આ નગરની સાતે પોળે માણસો બેસાડ્યા છે. લગ્નનો અવસર દિવસના અસ્ત સમયે છે. તે વખતે કુળદેવીના કહેવા પ્રમાણે બે સ્ત્રીઓની પાછળ તમે આવ્યા છો અને તેથીજ અમે તમને આભાનરેશ-ચંદરાજા તરીકે ઓળખ્યા છે અને મનપસંદ એવા તમને અહીં અમારા સુધી પધરાવ્યા જણાય છે. આપના આવવાથી અમે આનંદ પામ્યા છીએ. હે આભાનગરીના ભૂષણ ! જે ખરેખરી વાત હતી, તે તમારી આગળ નિવેદન કરી છે. તમારી સાથે સાચવટનો અંશ છે તો આમાં કાંઇ ખોટું હોય તો મારા રાજાના પગે હાથ મૂકું છું. હવે અમારી વિનંતિનો તમે સ્વીકાર કરો અને પ્રેમલાલચ્છી પરણી આપો. હવે જો તમે હા નહીં પાડો તો અમે પાંચે લાંઘીશું. અમને જીવાડવા કે મારવા એ તમારા હાથમાં છે. અમારી લાજ પણ તમારા હાથમાં છે. હવે અમારા દુશ્મનોને હસાવવા હોય તો તમારી મરજી. અહીં કદી

એ પાંચે જીવાડો છાંડો આડો ચદજી હો, મા૦ હવે રખે હસાડો દુર્જન જન્ન; જાશો જો કરી તાડો આડો પાડો જાગશે હો, મા૦ નરપતિ કેરૂ છે સદન આસન્ન. ક૦ ૧૦ પહિલા પણ નર ભાડે લાડે પરણ્યા છે ઘણા હો, મા૦ તો ઇહાં તુમને નહીં કોઇ દોષ; રયણી તો વિહાણી રહેશે કહાણી જુગો જુગે હો, મા૦ કિમ તુમે થઇ રહ્યા મહિનો પોષ. ક૦ ૧૧ તુમ માંહે અમ સુતમાં અતર કોડીનો નહી જી હો, મા૦ અમ કુળદેવી વચનથી ચદ; આનદે ઇમ ચદે છદે સાંભળ્યુ હો, મા૦ અશક હિસકવાળા જી કદ. ક૦ ૧૨ સિહલનૃપને ચદે પરમાનદે વિનવ્યુ હો, મા૦ એ તુમ કરવી ન ઘટે અનીત; હિસકને ઓલભો દીજે કેહી વાતનો હો, મા૦ દીસે છે તુમચી ખોટી જી રીત. ક૦ ૧૩ પરણીને કિમ આપુ પાછી આછી ગેહિની હો, મા૦ કિણ વિધ લાજવીએ ક્ષત્રીવટ; રાજાએ મત્રીએ ચદનુ ચિત્તડુ રીઝવ્યુ હો, મા૦ જિમ તિમ કરી કરી કૂડ કપટ. ક૦ ૧૪ ઊંડી મત આ લોચી ચદે હાકારો ભણ્યો હો, મા૦ હરખિત હુઓ સિહલમહીપાળ; ભાખી મોહન-વિજયે બીજા ઉલ્લાસની હો, મા૦ પાવન પન્નરમી ઢાળ. ક૦ ૧૫

---

વધારે ગડબડ કરશો તો રાજમદિર પામે છે, એટલે બધી વાત ઉઘાડી પડશે વળી અગાઉ પણ ઘણા પુરૂષો ભાડે પરણ્યા છે, તમારે કાઇ પહેલ કરવાની નથી તમને એમા કાઇ દોષ લાગવાનો નથી વળી ગડબડમા વધારે વખત જવાથી રાત વિતશે અને વાત વહી જશે, માટે જલદી હા પાડો ૫–૧૧ અમે રાજપુત્રમા અને તમારામા દેવીના વચનથી બીલકુલ અતર ગણતા જ નથી ” આ પ્રમાણેની હિસકમત્રીની કહેલી તમામ હકીકત સાભળીને ચદરાજાએ સિહલ નૃપને ઉદ્દેશીને કહ્યુ કે—“ આ વાત તમારે કરવી ઘટતી નથી આમા હવે હિસકને પણ કેટલો ઓળભો દઇએ આ રીત તદ્દન ખોટી છે, કરવા યોગ્ય નથી વળી હુ એવી સુદર રાજકન્યાને પરણીને તમને કેમ સોપુ ? એવી રીતે કરવાથી ક્ષત્રીવટ લાજે તે પણ મારાથી કેમ બને ? ” આ પ્રમાણે ચદરાજાએ ઘણી યુક્તિપ્રયુક્તિ કરી પણ છેવટે રાજાએ અને મત્રીએ અનેક પ્રકારના કુડકપટથી ચદરાજાના ચિત્તને રીઝવ્યુ એટલે ઊડો વિચાર કરીને ચદરાજાએ પરણી આપવાની હા પાડી તેથી સિહલરાજા ઘણો હર્ષિત થયો અને એકદમ વરને શણગારવાની અને વરઘોડાની તૈયારી કરવા માડી, ચારે બાજુ આનદના વાજીત્રો વાગવા માડ્યા પડિત મોહનવિજયજીએ આ બીજા ઉલ્લાસની પવિત્ર અને રસિક પદરમી ઢાળ કહી ૧૨–૧૫

હવે કનકધ્વજને બદલે ચદરાજા વરઘોડે ચડશે અને પ્રેમલાલચ્છીને પરણશે પછી તેને તજી દઇને વિમાતાની સાથે આભાપુરી ચાલ્યા જશે તે બધુ આપણે આગળ વાચશુ



## બીજા ઉલ્લાસની ઢાળ પહેલીથી ઢાળ પંદરમી સુધીનું રહસ્ય.

આમાં ચંદરાજાને વિમળાપુરીમાં પ્રવેશ કરતાં સિંહલરાજાના સેવકોનો મેળાપ થાય છે ત્યાંથી માંડીને ચંદરાજાએ પ્રેમલાલચ્છીનું મકરધ્વજ કુમારની વતી પાણિગ્રહણ કરવું કબુલ કર્યું. ત્યાંસુધીનું વૃત્તાંત છે. તેની અંદર સિંહલરાજાનું તેના મંત્રીએ કહેલું તમામ પૂર્વ વૃત્તાંત આવી જાય છે. તેને લઇનેજ આ રહસ્ય વિસ્તિર્ણ થયેલું છે. આ રહસ્યમાં આવેલા નવા પાત્રો સિંહલરાજા અને તેનો હિંસક મંત્રી આપણને ઘણું નવું શીખવે છે, તેમજ ચંદરાજા પણ પોતાની કળા બતાવે છે. તે સર્વનું આપણે નિરીક્ષણ કરીએ અને તેમાંથી સાર ગ્રહણ કરવા લાયક લાગે તે ગ્રહણ કરીએ અને અસારને ઓળખીને તજી દઈએ.

ચંદરાજા પહેલીજ પોળમાં રાહ જોઇને બેસી રહેલા સિંહલરાજાના સેવકોથી સપડાય છે. સિંહલરાજાએ આ સેવકોને શા માટે બેસાડેલા છે ? અને તે સેવકોને ચંદરાજાના આવવાની ખબર શી રીતે પડેલી છે તે સમજવામાં આવ્યું છે. વળી ચંદરાજાના અને સેવકોના સંવાદથી એટલું સમજાયું છે કે આજ રાત્રે પહોર રાત ગયા પછી બે સ્ત્રીની પાછળ જે આવશે તે ચંદરાજા છે એ વાત કોઇ પણ પ્રકારે સિંહલરાજાના જાણવામાં આવી છે એટલે તેનાથી પોતાની કાર્યસિદ્ધિ કરી લેવા માટે તેણે ચોકીઓ બેસાડી તેમને સખ્ત હુકમ કરેલો છે કે બે સ્ત્રીની પાછળ આવનાર પુરૂષને તમારે માન સાથે તરતજ મારી પાસે લઇ આવવો. એટલા ઉપરથી ચંદરાજાની અનેક પ્રકારની આનાકાની છતાં તેઓ તેને સિંહલરાજા પાસે લઇ જાય છે ત્યારેજ પોતાના કાર્યની સિદ્ધિ માને છે.

સિંહલરાજાના સેવકોની સાથેના વાદવિવાદમાં ચંદરાજા પ્રથમ તો અજાણ્યાજ થાય છે, પોતાનું નામ છુપાવે છે, તેની સાથે જવાની આનાકાની કરે છે, બીજી પણ અનેક પ્રકારની યુક્તિઓ વાપરે છે પણ સેવકોને ચોકસ સમજાવી રાખેલા હોવાથી તેનું ચાલી શકતું નથી. તેની સાથેની વાતચિતથી કેટલુંક તો સમજવામાં આવે છે, પરંતુ તેની મતલબ શી છે તે સમજવામાં આવતું નથી. અહીં કર્ત્તાએ ચંદરાજાની રાહ કેવી જોવાય છે ? ત્યાં સંસારી જીવ જેમ ક્ષાયિકભાવની રાહ જુએ છે તેમ આ સેવકો અને સિંહલરાજા ચંદરાજાની રાહ જોઈ રહ્યા છે એમ કહ્યું છે. જે જીવોને સમ્યગ્ બોધ થયેલો હોય છે તેઓ ક્ષયોપશમ ભાવના કોઇ પણ ગુણોથી રાચતા નથી. તેઓ તો નિરંતર ક્ષાયિક ભાવના જ્ઞાનાદિ ગુણ મેળવવાના ઇચ્છક હોય છે કે જે ગુણ પ્રાપ્ત થયા પછી જતાજ નથી. આ વાત કર્મગ્રંથાદિક અનેક શાસ્ત્રોથી સમજવા યોગ્ય છે. અહીં અપ્રસ્તુત હોવાથી તેનો વિસ્તાર કરવામાં આવ્યો નથી.

છેવટે ચંદરાજા સિંહલરાજા પાસે જાય છે. તે વખતે જાણે પારાવાર સ્નેહ ઉભરાઇ જતો હોય તેવો પ્રેમ સિંહલરાજા બતાવે છે. પૂરેપૂરી કપટકળા કેળવવાની શરૂઆત કરે છે. ચંદરાજા કુશળ હોવાથી તે બધું સમજી જાય છે. પણ વખત અને સ્થળ જુદી તરેહના હોવાથી તે સાંભળ્યાજ કરે છે. મતલબી સિંહલરાજા તેને પોતાના સિંહાસન ઉપર બેસાડે છે અને પોતે સામે બેસે છે. પ્રપંચી મનુષ્યો અનેક પ્રકારની વાગ્જાળ પાથરે છે અને તેમાં

ભોળા માણુસોને સપડાવે છે જો કે તે પ્રપચનુ માઠુ પરિણામ તો તેને પોતાનેજ સહન કરવુ પડે છે, પરતુ એકવાર તો બીજા માણુસને કષ્ટમા નાખે છે ચદરાજા બરાબર સપડાય છે તેનુ મન પોતાની માતા પાસે છે અને શરીર અહી છે સાસુ વહૂ પાછા ચાલ્યા જાય અને પોતે અહીં રહી જાય તેનો તેને મોટો ભય છે પરતુ પરસ્વાધીન માણુસ શુ કરી શકે ?

સિંહલરાજા મતલબી હોવાથી ચદરાજાની ચાટુ ઉક્તિવડે ઘણી પ્રશસા કરે છે ચદરાજા કોઈ પણ રીતે તેમાથી છુટી જવા માટે અસત્યમિશ્રિત વાકયરચનાવડે પોતાને છુપાવવા પ્રયત્ન કરે છે તેવામા હિમક મત્રી ત્યા આવે છે અને તે સામ દામવડે ચદરાજાને સમજાવવા પ્રયત્ન કરે છે ચદરાજા હવે આમાથી છુટાવુ મુશ્કેલ છે એમ માની ટુકામા પતાવવા માટે 'ચદરાજા જે કરે તે હુ કરી શકુ ' એમ કહી અર્ધ સ્વીકાર કરે છે અને 'મારૂ કામ શુ છે ? ' એમ પૂછે છે હિસક મત્રીના સદિગ્ધ વચનો સાભળી તે વિચારમા પડે છે સિંહલરાજા તેને ' વિચાગ્મા શામાટે પડી જાઓ છો ? તમારે તો અમારી ઉપર ઉપકાર કર્યા વિના છુટકો નથી ' ઈત્યાદિ કહે છે પણુ ચદરાજા પોતાને આભાપુરી જવાની ઉતાવળ જણાવી જે કામ હોય તે તરત કહી દેવાનુ કહે છે તેના ઉત્તરમા વળી હિસક મત્રી વાક્ચાતુરીજ કરે છે, અને પોતાની મતલબ છે તે જણાવે છે ચદરાજા ' કનકધ્વજ કુમાર શામાટે પરણુતો નથી ? ' એમ પૂછે છે ત્યારે હિમક મત્રી તેના કુષ્ઠિપણાનુ કાગ્ણ પ્રગટ કરે છે ચદરાજા એ સબધમા ઘણો ઠબકો આપે છે અને ઘટતા વચનો કહે છે પછી હિસકને એકાતે લઇ જઇ સમજાવવા પ્રયત્ન કરે છે, પરતુ તે ન સમજવાથી છેવટે તેનુ પૂર્વ વૃત્તાત પૂછે છે અને ખરેખરૂ જાણ્યા પછી કાઇક રાજી કરવાની આશા આપે છે એટલે પછી હિસક મત્રી મિહલરાજાનુ પૂર્વ વૃત્તાત કહેવાનુ શરૂ કરે છે પરતુ એની અદગ જોવાનુ એ છે કે ગરજવાળા માણુમ પોતાનુ કાર્ય સાધવા કેવી કેવી યુક્તિઓ કરે છે અને પરોપકાગ પરાયણુ માણુસ ખરી સપડામણુને વખતે ન કરવા યોગ્ય કાર્યમા પણુ દાક્ષિણ્યતાને અગે કેવી કબુલાત આપે છે અહીં મિહલરાજાના પરિવારને જેવી પોતાની કાર્યસિદ્ધિની ચિતા છે તેવી બલકે તેથી વધારે ચદરાજાને આભાપુરી પાછા જવાની અને વિમાતા વીરમતીના કોપનો ભોગ થઇ પડવાની ચિતા છે અહીં સુધીની હકીકતમા હિસક મત્રી અતિ કપટી, કુટિલ, કદાગ્રહી અને દુર્મતિ હોવાથી તેની વચન ગ્ચનાના સબધમા કવિ કહે છે કે.—

જળ કહે ત્યાં થળ પણુ નહી, ચલવે ડાક ડમાળ,
રવિ ઉદયાસ્ત લગે સદા, ખોટી હાલજ ચાલ

" કુટિલ માણુસો જળ કહે ત્યા થળ પણુ હોતુ નથી, ખોટો ડાકડમાળજ ચલાવે છે અને સૂર્ય ઉદય થાય ત્યાથી તે અસ્ત પામે ત્યાસુધી તેની હાલચાલ તમામ ખોટીજ હોય છે " આવા માણુમો જગતને ભારરૂપ હોય છે છતા મતલબને અગે સજ્જનો પણુ તેને એકાએક તજી શકતા નથી મિહલગજા ખગેખરો સજ્જન છે, તેને પ્રારભથીજ આ પ્રપચ નાપમદ છે, પરતુ એકવાગ દુર્જનો સજ્જનને પણુ એવા કાર્યમા જોડી દે છે કે પછી

તેને તેમાંથી છુટવું મુશ્કેલ થઇ પડે છે. અહીં સિંહલરાજાને પણ આટલી સ્થિતિએ વાત પહોંચ્યા પછી ‘ સાપે છછુંદર ગળ્યા જેવું ’ થયું છે. હવે આ વાતને છોડી દેવાની સ્થિતિમાં તે રહ્યા નથી. જો કે એટલી ખરી હિંમત ન બતાવવાનું પરિણામ તો તેને આ કરતાં વધારે ખેદ ઉત્પન્ન કરનારી સ્થિતિમાં મૂકનારૂં આવ્યું છે. તે તો આપણે હવે પછી જોશું. અહીં પ્રસ્તુત પ્રસંગમાં તો તેનું મન અત્યારે હિંસક મંત્રીને વશ થઇ ગયાનુંજ દૃષ્ટિએ પડે છે.

સિંહલરાજાનાં ગુઢ વચનોથી જ્યારે ચંદરાજાને શંકા પડે છે ત્યારે તે કહે છે કે–“ અમે ઠગ નથી કે તમને ઠગીએ, પણ કદી તેમ થાય તોપણ જેણે પરોપકાર કરવા માટેજ જન્મ ધારણ કર્યો છે તેને વિમાસવાનું શું છે ? સૂર્ય અજવાળું કરે છે અને આકાશમાં પરિભ્રમણ કર્યા કરવાનું કષ્ટ સહે છે તેને પેસકશી કોણ આપે છે ? વૃક્ષ ફળે ફૂલે છે અને માણસો તેના ફળ ફૂલ ચુંટી તેને કષ્ટ આપે છે છતાં તે તેનો બદલો શું માગે છે ? નદી રાત્રિ દિવસ વહે છે અને મણિ રત્નાદિક કિંમતે વેચાઇને ઘરે ઘરે ભમે છે તેમાં પરોપકાર સિવાય બીજું શું છે ? સરસ નિરસ તૃણમાત્ર ખાઈને ગાય દુધ આપે છે તેમાં પણ પરોપકારવૃત્તિ વિના બીજું શું છે ? માટે આપ સરખા પરોપકારીએ તો કાંઇ વિચારમાં પડવાનું છેજ નહિ. ” આ હકીકતનો સાર એ છે કે ખરા પરોપકારીએ તો કાંઇ પણ ભય ધરાવવાનો નથી અને બદલો કાંઇ ઈચ્છવાનો નથી. જેણે પરોપકાર માટે શરીર સુદ્ધાં અર્પણ કર્યું છે તેને પછી બીજા પદાર્થના વિનાશનો તો વિચારજ કરવાનો રહેતો નથી.

ચંદરાજાના આગ્રહથી સિંહલરાજાનું પૂર્વ વૃત્તાંત હિંસક મંત્રી કહેવા માંડે છે, ત્યાર-અગાઉ કનકધ્વજ કુમારની વતી પ્રેમલાલચ્છીને પરણી આપવાનું કહે છે ત્યારે ચંદરાજાના ચિત્તમાં ચમત્કાર ઉત્પન્ન થાય છે કે ‘ આનું કારણ શું છે ? ’ પરંતુ તે જ્યારે જાણે છે કે વર તો કુષ્ટિ છે ત્યાર પછી એવા અકાર્યની ઉત્પત્તિજ શામાટે કરવામાં આવી તે સંબંધી ઠબકો આપે છે. પરંતુ તેની અસર મતલબી રાજા કે મંત્રી ઉપર થતી નથી. તેઓ જ્યારે પોતાનો આગ્રહ છોડતાજ નથી ત્યારે ચંદરાજા કાંઈક આશા આપી તેની હકીકત જાણવા માગે છે અને તેમાં પોતાને ઓળખવાનું શાથી બન્યું ? તે પણ જાણવા ઈચ્છે છે. કારણ કે એમાંથી વખતે કાંઇ બહાનું મળી જાય તો છુટી જવાય.

હિંસકમંત્રી સિંહલરાજાનું વૃત્તાંત કહેવા માંડે છે તેના પ્રારંભમાં પોતાની ઓળખાણ આપતાં કહે છે કે :—

વહાલો સહુને કામ, વ્હાલો ચામ નહીં રી;<br>સાચી એ જગરીત, ચંદજી જાણો સહી રી.

“ જગતમાં સહુને કામ વહાલું છે. ચામ–શરીર કાંઇ વહાલું નથી.” એટલે કામ કરીએ તો વહાલાં લાગીએ એમ છે; કાંઇ રૂપવાળું શરીર હોવાથી વહાલા લાગીએ એવું નથી. હે ચંદરાજા ! આ રીત જગતમાં સાચે સાચી છે એમ જાણજો. અર્થાત્ તમે પણ અમારૂં કામ કરી આપશો તો વહાલા લાગશો, એકલા રૂપથી વહાલા લાગો તેમ નથી એ પણ વ્યંગમાં સૂચવી દીધું છે.

આગળ જતા પુત્ર ન હોવાથી સિંહલરાજાની રાણી ચિંતામા પડે છે તેના નિવારણ માટે કુળદેવીને આરાધવાનું મંત્રી સૂચવે છે રાજા કુળદેવીને આરાધે છે તે પ્રગટ થઇ બોલાવવાનું કારણ પૂછે છે તે વખતે સિંહલરાજા પુત્રપ્રાપ્તિ માટે તેને બહુ લાગતા વચનો કહે છે દેવી ઉત્તરમા કહે છે કે—' એક પુત્ર થશે પણ કુષ્ટિ થશે ' રાજા તેમ ન થવા બહુ આગ્રહ કરે છે એટલે દેવી 'કરેલા કર્મનું ફળ સૌને ભોગવવુજ પડે છે ' ઇત્યાદિ વચનોવડે કર્મની પુષ્ટિ કરે છે પછી રાજા આવુ વરદાન આપવાનું વિશિષ્ટ કારણ પૂછે છે એટલે દેવી પોતાના ગૃહકલેશની વાત કરે છે આ ઉપરથી એટલુ વધારે જાણવાનું મળે છે કે દેવોમા પણ આવા ગૃહકલેશ થાય છે અને તેમા પણ જેને બે દેવાગનાઓ હોય છે ત્યા તેનો વધારે સભવ છે પતિ સાથેના રોષનું ફળ વખતપર બીજાને પણ ભોગવવુ પડે છે અહીં પણ કાઇક તેમજ થયુ છે જો કે તેમા દેવીના વચનો તો માત્ર બનવાની હકીકતને પ્રથમથી પ્રગટ કરનારાજ છે, બાકી તો જે ભાવી બનવાનું હોય છે તેજ બને છે

હવે પુત્રજન્મ થતાજ તે કુષ્ટિ હોવાથી તેને ગુપ્ત રાખવામા આવે છે અને તે અતિ રૂપવત છે એમ જણાવવાથી જે દુર્ભાગ્યના યોગથી બનેલ છે તેનેજ લોકો અધારામા રહેવાથી સદ્ભાગ્યનું ફળ માને છે આ વાત વિસ્તાર પામતી વ્યાપારીઓદ્વારા વિમળાપુરી પહોંચે છે તેઓએ કરેલા રાજપુત્રના રૂપના વખાણથી મકરધ્વજરાજા પોતાની પુત્રી પ્રેમલાલચ્છીનો વિવાહ તેની સાથે કરવા લલચાય છે મત્રી વધારે ખાત્રી કરવાની સલાહ આપે છે એવામા રાજા શિકારે નીકળે છે થાક લાગવાથી રાજા સરોવરની પાળે બેઠા છે ત્યા સોદાગરો પાણી પીવા આવે છે તેમની દ્વારા કૌતુક જાણવાની ઇચ્છાવાળા રાજાને પ્રેમલાલચ્છીના વેસવાળ માટે સાક્ષીરૂપે બીજા સોદાગરો સાક્ષી તરીકે મળી આવે છે રાજા તેથી પૂર્વ હકીકતને પુષ્ટિ મળ્યાનું માને છે, પરતુ તે સાક્ષી પણ નજરે જોયા વિનાની હોવાથી વધારે વજનવાળી નથી એમ તેના ધ્યાનમા આવતું નથી હજુ મત્રી વધારે ખાત્રી કરવા કહે છે, એટલે ત્યાના વેપારીઓની સાથે પોતાના ચાર પ્રધાનોને રાજા સિંહલપુરી મોકલે છે તેઓ સિંહલરાજાને મળે છે અને પોતાનો વિવાહ કરવાનો આગ્રહ જણાવે છે રાજા વિલબ કરવા કહે છે પછી પોતાના મત્રી હિંસકને બોલાવી રાજા જે વચનો કહે છે તેમા તેનું સજ્જનપણુ અને તેનો ઉત્તર હિંસક મત્રી આપે છે તેમા તેનું દુર્જનપણુ પ્રત્યક્ષ જણાઇ આવે છે છેવટે વિવાહ નક્કી થાય છે–શ્રીફળ અપાય છે પછી પેલા ચાર પ્રધાનો ' પાણી પીધા પછી ઘર પૂછનારની જેવુ ' ડહાપણ બતાવે છે એટલે કે રાજપુત્રને જોવાનો આગ્રહ કરે છે મત્રી તેને સમજાવવા માટે અનેક યુક્તિઓ કરે છે પણ જ્યારે તેઓ માનતાજ નથી ત્યારે પછી દ્રવ્યવડે તેના મોઢા બધ કરે છે અહો ! અધમ લોભ કયા સુધી કામ કરે છે ? પોતાના રાજાની પુત્રીને પોતાને વિશ્વાસે ખાડામા નાખતા પણ લોભવશ પ્રધાનો આચકો ખાતા નથી ખાસ જે કામ માટે મોકલેલા તે કામમાજ આવુ વિપરીત આચરણ કરે છે ' લોભ સર્વ પાપનું મૂળ છે ' એમ શાસ્ત્રકાર કહે છે તે ખરેખર છે બાકી ઉગ્ર પાપનુ ફળ આ

ભવમાંજ મળે છે તેમ આ લોભને આધીન થયેલા પ્રધાનોને પણ આ પાપનું ફળ આ ભવમાંજ આગળ ઉપર મળવાનું છે.

હવે લગ્ન દિવસ મુકરર થાય છે, બન્ને બાજુ તેની તૈયારીઓ ચાલે છે, એટલે વળી સરલ દિલનો સિંહલરાજા અકળાય છે. તે હિંસક મંત્રીને કહે છે કે 'હવે આપણું પાપ ક્યાંસુધી ઢાંક્યું રહેવાનું છે ?' હિંસક ફરીને પણ કુળદેવીને આરાધવાનો ઉપાય સૂચવે છે. રાજા તેમ કરે છે. કુળદેવી પ્રગટ થાય છે. રાજા પુત્રનો કુષ્ટ નિવારવા વિનંતિ કરે છે, પણ દેવી કહે છે કે-"તે તો બને તેવું નથી. પૂર્વ કર્મજન્ય વ્યાધિને નિવારવા કોઇ સમર્થ નથી. તેથી તમારી અગવડ દૂર કરવા હું લગ્નની રાત્રિએ ચંદરાજાને અહીં લાવીશ અને તે પ્રેમલાને પરણશે." રાજા એટલાથી સંતોષ માની જાન લઈને વિમળાપુરી આવે છે. એ વખતે પણ રાજકુમારને તો ગુપ્તજ રાખે છે. સ્વસુર પક્ષવાળા જાન આવી ત્યારે પણ વરને જોવાનો આગ્રહ કરતા નથી. અનુક્રમે લગ્નની રાત્રિ આવે છે અને ચંદરાજાનો સિંહલરાજા વિગેરેની સાથે સંયોગ થાય છે.

અહીં સુધી પૂર્વવૃત્તાંત ચાલે છે. હવે હિંસકમંત્રી વિગેરે પોતાની વિનંતિ સ્વીકારવા ચંદરાજાને અત્યંત આગ્રહ કરે છે, અને જો સ્વીકાર નહિ કરો તો **અમે પાંચે મરશું** ત્યાંસુધીનો ભય બતાવે છે. વાત પણ ખરેખરી છે, ચંદરાજા જો સ્વીકાર ન કરે તો તેઓને મરવાનોજ વખત આવે તેવું છે. કેમકે કુષ્ટિ વરને લઇને પરણાવા જવાય તેવું નથી. તેમ એવા પ્રપંચને પરિણામે અહીંથી જીવતા જવાય તે પણ સંશયવાળું છે. મતલબને લઈને 'અગાઉ પણ ઘણા ભાડે પરણ્યા છે' એવા દાખલા હિંસકમંત્રી આપે છે, પરંતુ તેનું પરિણામ શું આવ્યું હતું તે જણાવતો નથી. કારણ કે જ્યાં જ્યાં એમ ભાડે પરણવાનું બન્યું છે. ત્યાં ત્યાં પરિણામે પરણેલી કન્યા ભાડે પરણનારનીજ થઈ છે. જેનાવતી પરણે છે તેને તેનો લાભ મળેલો નથી અને અનેક પ્રકારની હાનિઓ ખમવી પડી છે. પરંતુ 'દુધનો લાલચુ બિલાડો દુધને દેખે છે, ડાંગને દેખતો નથી' તેમ અહીં પણ દૃષ્ટાંતનો એક ભાગજ ગ્રહણ કરવામાં આવે છે કે આમ અગાઉ પણ બન્યું છે. આવીજ હકીકત **મંગળકળશ** વિગેરેની કથામાં આવે છે. તેનું પરિણામ પણ આમાં આવે છે તેવુંજ આવેલું છે. જાણવા ઇચ્છનારે તે કથા વાંચી લેવી.

હજુ ચંદરાજા તે વાત કબુલ કરતા નથી. તેને ક્ષત્રીવટ આડી આવે છે. પરંતુ મતલબવાળાઓને તો ક્ષત્રીવટ જાઓ કે બીજું બધું જાઓ પણ પોતાની મતલબ સિદ્ધ થવાનીજ જરૂર હોય છે, એટલે તેઓ પોતાનો આગ્રહ છોડતા નથી. તેને પરિણામે વાતચિતમાં રાત વીતી જવાના ભયથી ચંદરાજાને તે વાત કબુલ કરવી પડે છે. એટલે સિંહલરાજા વિગેરે હર્ષિત થાય છે અને વરઘોડાની તૈયારી એકદમ કરવા માંડે છે.

હવે ચંદરાજાનો વરઘોડો નીકળશે અને વરનું રૂપ જોવા આવેલી વીરમતી અને ગુણાવળી પોતાના પુત્રને અને પતિને જોશે. આ વર્ણનમાં પુત્ર માટેની તીવ્રેચ્છા, બે સ્ત્રીઓનો

દેવજાતિમા પણ કલહ, પ્રપંચનુ મંડાણ અને તેનુ છેવટ સુધી પ્રયાણ, મકરધ્વજ રાજાનુ ભોળાપણુ અને તેના ચાર પ્રધાનોની ઠગાઈ, દ્રવ્યની પાગવાર શક્તિ અને લોભથી થતુ અંધપણુ, મતલબીનો આગ્રહ અને સજ્જનોને થવુ પડતુ તેના વશવર્તીપણુ ઇત્યાદિ અનેક બાબતોનો સાક્ષાત્કાર થાય છે આમા મોટો ભાગ હિંસકમંત્રી ભજવે છે કે જે પ્રપંચકળામા પૂરો પ્રવીણ છે એક વાર જગપણ અસત્યનો ઉપયોગ કર્યા પછી તેને ખરૂ રાખવા માટે બીજા કેટલા અસત્ય કારણો જોડવા પડે છે તે આ વર્ણનમા દેખાઈ આવે છે સાચા અને સજ્જન માણસથી પણ એકવાર તેમા પડ્યા પછી છુટાતુ નથી, છુટવુ મુશ્કેલ પડે છે સિંહલ રાજા મૂળથી આ વાતમા રાજી નહોતો પણ એકવાર તેમા ભળ્યો એટલે પછી બધા પાપમા ભળવુ પડ્યુ, છુટકો થયો નહિ તેથી ઉત્તમ મનુષ્યોએ કોઇપણ અકાર્યમા પ્રથમથીજ પગલુ ભરવુ નહિ–અસત્યના અંશથી પણ ડરતા રહેવુ નહિ તો આ સિંહલરાજાની જેમ તેના ભોગ થવુ પડશે અને તેના ફળ પરભવમા તો અવશ્ય ભોગવવાજ પડશે, પરંતુ આ ભવમા પણ પરિણામે આબરૂના કાંકરા થશે અને જગત્મા મો દેખાડી શકાશે નહિ આ હકીકત આગળ ઉપર વધારે સ્ફુટ થશે એટલે અહીં આટલુંજ કહીને રહસ્ય ટુંકામાજ સમાપ્ત કરવામા આવે છે અને લગ્નમહોત્સવ જોવાને હળીમળી રહેલા સંખ્યાબંધ લોકોનો ઉત્સાહ પૂર્ણ કરવા માટે તે હકીકતનેજ આગળ પ્રદર્શિત કરવામા આવે છે

દુહા

ચંચળ ચંદ ચકોર જિમ, નાવ ચૂક્યો અવસાણ;
કરપીડણ ભાવિવશે, કીધો તામ પ્રમાણ. ૧

સિંહલરાયે ચંદતનુ, કીધુ પરમ પવિત્ર,
પહેરાવ્યો બહુ મૂલનો, વરનો વેશ વિચિત્ર. ૨

રથ સજવાળા સજકિયા, જોડ્યા વૃષભ તુરંગ;
રણુણ ઝણુણ બહુ રણઝણે, રંગા ચંગ સુરંગ. ૩

લુંબ ઝુંબ ઝાબા લુલિત, શિણગારી સુખપાલ;
જાણીએ હરખ સમુદ્રમાં, નાવા તરેય વિશાળ. ૪

દુહાનો ભાવાર્થ

ચકોર પક્ષીની જેમ ચંદરાજા અવસાન ચૂક્યો નહિ અને ભાવિયોગે પાણિગ્રહણ કરવાનુ કબૂલ કર્યું સિંહલરાજાએ ચંદરાજાના શરીરને સુગંધી પાણીથી પરમ પવિત્ર કર્યું અને વરને બહુ મૂલ્યવાળા યોગ્ય વસ્ત્રો પહેરાવ્યા ૧–૨ રથની સાથે બળદ અને ઘોડા તૈયાર કરી જોડ્યા સુંદરપણે આનંદથી ઘુઘરા શબ્દ કરવા લાગ્યા લુબઝુબ કરતા શણગારેલા સુખપાલ જાણે હર્ષના સમુદ્રમા વિશાળ નાવ તરતા હોય તેવા દેખાવા લાગ્યા ૩–૪

માણુણે ગુડીએ ગયણ લગે, પંચરંગ બહુ ભંત;
જાણીએ સુરકન્યા મિલી, વરરાજા નિરખંત. ૫
ફરહરિયા નેજા પવન, ખિંખણીઓ ઝણણંત;
ખબર કરે અનુ સુરભણી, ચંદ જેહ પરણંત. ૬
છંદ ટકોરા ગડગડે, વાજે ગુહિર નિસાણ;
નાદે પૂરાણો ગયણ, શંકાણો સુરરાણ. ૭
સાંબેલા શિણગારિયા, મહમહ ગંધ મહિલ્ল;
વરઘોડે જોડે ચઢે, ચઢીઆ લગન પહિલ્લ. ૮

ઢાળ ૧૬ મી.

( આવે હરી લટકંતો—એ દેશી. રાગ મલ્હાર. )

**જોવે વિમળપુરીના વાસી, ગોખે ગોખે મૃગાક્ષી રે; એ આવે સિંહલનો છાવો, પરણવા પ્રેમલાલચ્છી રે. આવે વર લટકંતો, કનકધ્વજ નરરાજ ગલીએ અટકંતો. ૧ સહસ ગમે દીવા ઝગમગતે, નાવ્યો રવિ નિશી માની રે; પણ પરણાવવા ચંદને માનું, કીધા કિરણને જાની રે. આ૦ ૨ ચંદ ચઢયો દિનકરને વાહને, એ પણ અચરિજ જાણો રે; ચંદ તણે ઠામે કનકધ્વજ, સોહલા માંહે**

---

પંચરંગી બહુભાતની ગૌરીઓ આકાશ સુધી ઉંચે રહી જોતી હતી. તે જાણે દેવ કન્યાઓ મળી વરરાજાને જોતી હોય તેવી લાગતી હતી. ધ્વજા-પતાકા પવનમાં ફરકવા લાગી. ધ્વજામાં લાગેલી ઘુઘરીઓનો ઘમકાર જાણે ચંદરાજાની લગ્નની ઉદ્ઘોષણા કરી દેવલોકમાં રહેલા દેવતાઓને ખબર આપતી હોય તેવી દેખાતી હતી. ૫-૬

છંદના ટકોરા વાગતા હતા ગંભીર નિશાન વાગી રહ્યાં હતાં. આકાશ નાદથી ભરાઈ ગયું. તેથી દેવરાજ ઈંદ્ર શંકા પામવા લાગ્યો સાંબેલા શણગારવામાં આવ્યા. જેઓ સુગંધથી બ્હેકી રહ્યાં હતાં અને લગ્નના સમય ઉપર વરઘોડાની સાથે ચડ્યા હતા. ૭-૮

ઢાળ સોળમીનો ભાવાર્થ.

વિમળાપુરીના લોકો ટોળે મળી જોવા આવ્યા. મહેલના ગોંખે ગોંખે અને ઝરૂખે ઝરૂખે સ્ત્રીઓનાં ટોળાં જોવા લાગ્યા હતાં અને પરસ્પર કહેતા હતાં કે ‘ જુઓ ! સિંહલરાજાનો પુત્ર કનકધ્વજ વરરાજા અપ્રતિમ રૂપશાળી ચાલ્યા આવે છે. ’ એ વખતે હજારો દીપકો ચારે બાજુ પ્રકટાવેલા છે તે જોવા સૂર્ય તો રાત્રિ હોવાથી આવી શકયો નથી, પરંતુ પોતાના કિરણોને જાનૈયા તરીકે મોકલ્યા હોય એમ જણાય છે. એ વખતે સૂર્યને વાહને ચંદ્રમા ચડ્યો એ આશ્ચર્યની વાત છે તેમ ચંદરાજા વરઘોડે ચડયા છે છતાં કનકધ્વજ ગીતમાં ગવાય છે

ગવાણો રે. આ૦ ૩ પંખા પવન કરંતા જનને, ફિરફિર કહે મત ખીજો રે; નહીં નહીં નહીં એ કનકધ્વજ, એ તો વર કોઇ બીજો રે આ૦ ૪ કાને જેહવો વર સાંભળતા, તેહવોજ નયણે દીઠો રે; આપણડા નૃપ તનુજી કેરો, પૂરવ પાતક નીઠો રે. આ૦ ૫ અહો ધાતા ધન્ય એહની માતા, જાયો સુત દેદારૂ રે; એહની આગળ સુર કુણુ લેખે, રૂપ બન્યો છે વારૂ રે. આ૦ ૬ ઇમ પુરમાંહે સુંદર વર વર, વરઘર નિપટ સુહાવ્યો રે; ઢોલ મૃદંગ નિશાન વાજંતે, વરવા તોરણ આવ્યો રે. આ૦ ૭ સોરઠ મારૂ રાગ ખંભાતી, રંગેરંગ બનાયા રે; ઝીલતી રાત તણા સ્વર ઝીણે, સોહવે મોહવા ગાયા રે. આ૦ ૮ સિંહલરાજા જૂઠો મંત્રી, પગ પગ વર પડખાવે રે; વરની લાગત લેતા લેતા, તોરણ સુધી આવે રે. આ૦ ૯ જે વિધિ તોરણ કરવો હતો, સાસુએ તે વિધિ લીધા રે, સુરગુરૂ તે પણ ભાખી ન શકે, ઉચ્છવ જે જે કીધા રે. આ૦ ૧૦ માહિરા માહે આણ્યો વરરાજા, અયુગત વયણે ગાઇ રે; ધન્યા કન્યા પ્રેમલાલચ્છી, તે પણ તેહવી બનાઇ રે. આ૦ ૧૧ અહો અહો લોક કહે કનકધ્વજ, પ્રેમલાલચ્છી તેહવી રે; મનમથરાય ને એ રતિરાણી, જુગતિ જોડી જેહવી રે. આ૦ ૧૨ રહેજો અખંડ એ વર વહુ જોડી, રખે પ્રભુ લાગતિ ખામી રે; એહને ઉનો વાયુ ન હોજો, વારી હું અંતરજામી રે. આ૦ ૧૩

---

એ પણ આશ્ચર્યની વાત છે લોકોને પવન કરતા પંખાઓ જાણે કહેતા હોય કે તમો ખીજશો નહી, આ કનકધ્વજ વર નથી પણ કોઇ બીજો છે કેટલાક કહે છે કે ' આ તો કનકધ્વજ નહીં–કોઇ બીજો જણાય છે ' વળી કેટલાક કહે છે કે–' આપણે કનકધ્વજને કયા જોયો હતો, માત્ર સાભળ્યો હતો, અને જેવો સાભળ્યો હતો તેવો તો અત્યારે દેખાય છે આવો અપૂર્વ રૂપવંત વર મળવાથી આપણા નૃપની પુત્રી બહુ ભાગ્યશાળી જણાય છે આની માતાને પણ ધન્ય છે કે જેણે આવા પુત્રને જન્મ આપ્યો છે આના રૂપની પાસે દેવનુ રૂપ પણ કાઇ હીસાબમા નથી ' ૧–૬ વર સુંદર છે એ પ્રમાણે ઘેર ઘેર યશગાથા ગવાવા લાગી અને વરઘોડો ધીમેધીમે ચાલતો અને લોકોની વરને જોવાની મનોવૃત્તિને સંતુષ્ટ કરતો, ઢોલ, મૃદંગ, શરણાઇ વગેરે વાજીંત્રોની સાથે તોરણ પાસે આવ્યો સ્ત્રીઓ પણ વેવાઇનુ ઘર પાસે આવવાથી બમણા જોસથી સોરઠ, મારૂ, ખંભાતી વિગેરે રાગ રાગણીવાળા ગીત ગાવા લાગી સિંહલ રાજા અને જૂઠો મંત્રી વરને પગલે પગલે પડખાવતા હતા અને વરની લાગત લેતા લેતા તે તોરણ સુધી આવ્યા અને જે વિધિએ વરને તોરણ કરાય તે વિધિ સાસુએ કર્યો જેનુ વર્ણન સુરગુરૂ પણ કરી શકે તેમ નથી પછી અયોગ્ય ગીતો ગાઇ વરને માતૃગૃહ( માયરા )મા લાવ્યા એટલે પ્રેમલાલચ્છી ( કન્યા ) ને લાવીને તેની સામે બેસાડવામા આવી તે બન્નેની જુગતી જોડી જોઇને સર્વ લોકો કહેવા લાગ્યા કે–' આતો બરાબર કામદેવ અને રતિ જેવી જોડી મળી છે પ્રભુ આ જોડીને અખંડ રાખજો, એને ઉનો વા પણ વાશો નહીં ' આ પ્રમાણે સર્વ માણસો આશીર્વાદ આપવા લાગ્યા ૭–૧૩

વીરમતી વળી તેમ ગુણાવળી, નયરી નિરખી આવી રે; કૌતુક જોવા મંડપ ઉભી, રસભરી રંગ લગાવી રે. આ૦ ૧૪ એહવે લગન તણી થઇ વેળા, વર કન્યા પધરાવ્યા રે; ચોરીએ ચારે મંગળ વરતી, વેદવિધે પરણાવ્યા રે. આ૦ ૧૫ તેહવે ગુણાવળી કહે સાસુને, એ વર તો ઓળખીતો રે; બાઇ તુમતણો એ નાનડીઓ, વીશે વિશ્વા વદીતો રે. આ૦ ૧૬ સાસુએ વહૂનું કહ્યું નવિ માન્યું, જોવે મન થીર રાખી રે; બાજા ઉલ્લાસની મોહનવિજયે, સોળમી ઢાળ એ ભાખી રે. આ૦ ૧૭

દુહા.

બાઇ વર બીજો નહીં, એ મુજ પ્રીતમ કોક;
થઇ ખરી એ પ્રેમલા, સાચી સુંદર શોક. ૧

આવ્યા જિમ આપણ બિહું, તિમ તિમ આવ્યા એહ;
બાઇજી મુજ ઉપન્યો, સાચો એ સંદેહ. ૨

કહે સાસુ કચપચ મ કર, મુધા મ ધર સંદેહ;
ચંદ રહ્યો આભાપુરી, વર કનકધ્વજ એહ. ૩

---

હવે વીરમતી અને ગુણાવળી પણ નગરમાં ફરી ફરીને ત્યાં વરને જોવા માટે આવ્યા અને એકીટસે તેને જોવા લાગ્યા. તે વખતે વરકન્યાને ચોરીમાં લાવવામાં આવ્યા અને ચારે મંગળ વર્ત્યા. વિધિપૂર્વક લગ્નક્રિયા પૂરી થઇ. તે વખતે ગુણાવળી સાસુને કહેવા લાગી કે—" હે બાઇજી! આ વર તો આપણો ઓળખીતો છે. એ તમારા પુત્રજ છે. હું વીશે વિશ્વા કહું છું કે એમાં ફેર નથી " વીરમતીએ તેનું કહેવું તદ્દન માન્યું નહીં અને તે તરફ ધ્યાન પણ આપ્યું નહીં શ્રી મોહનવિજયજીએ આ બીજા ઉલ્લાસની સોળમી ઢાળ કહી છે. ૧૪–૧૭

દુહાનો ભાવાર્થ.

વરને બરાબર નિહાળી જોઇને ફરી ગુણાવળી બોલી કે—" અરે બાઇજી હું કહું છું તે ખરેખરૂં છે. આ મારા પ્રીતમજ છે અને અહીં પરણવાથી આ પ્રેમલાલચ્છી સાચેસાચી મારી શોકય થઇ છે. આપણે બે જેમ આવ્યા તેમ એ પણ કોઇ રીતે આવ્યા જણાય છે. મને એ વાતમાં પૂરેપૂરો સદેહ પડ્યો છે. " સાસુ બોલ્યા કે—" અરે વહૂ! એવી કચપચ શામાટે કરે છે અને ખોટો સદેહ શા માટે લાવે છે? ચંદ તો આભાપુરીમાં સુતો છે અને આ તો કનકધ્વજ કુમાર છે. ૧–૩

હુ જે કહેતી ચદથી, છે રૂડા નૃપ નદ;
મકટ નિરખ તુ પારખુ, શુ ઝખે છે ચદ. ૪

તુજ પીયુ મત્ર્યો મત્રથી, ગારૂડીએ જિમ નાગ;
તિહા જાશુ તવ છૂટશે, માન વચન મહાભાગ. ૫

ચદ તણે ભોળે વહૂ, ભૂલિશ મા ધરી હુશ;
સરિખે સરિખા જગતમાં, છે મુગ્ધે લખ પુસ. ૬

માને નહી ગુણાવળી, સાસુ વચન લગાર;
સભા સહુ હવે સાંભળો, વરકન્યા અધિકાર. ૭

ઢાળ ૧૭ મી

( દિન લગાંવા નાદુર વરણી—એ દેશી )

શ્રી મકરધ્વજ રાજા હરખ્યો, નિરખી રૂપ જમાતા; મનહરણી પ્રેમલા પરણી, હુઇ કનકધ્વજ ઘરણી; નરનુ રૂપ અનૂપમ એહવુ, કિમ ઘડી શકયો વિધાતા. મન૦ ૧ બેટી જેહવી ગુણની પેટી, વર પણ તેહવો પામી; ભોગ સચોગે અવિચળ જોડી, રહેજો ન હોજો ખામી. મન૦ ૨ હાથ મેળાવા મોચન વેળા, દીધા ગજ રથ ઘોડા; મણિ મુક્તાફળ સોનુ રૂપુ, અશન વસન સજોડા. મન૦ ૩ દૂષણ રહિત ભૂષણ બહુ ભાજન, સુદર સેજ તલાઇ; જે મુખ માગ્યુ

હુ તને કહેતી હતી કે ચદ કરતા પણ સુદર મનુષ્યો હોય છે તેનુ આ પ્રત્યક્ષ પારખુ છે તુ ચદ ચદ શુ ઝખ્યા કરે છે ? તારો પતિ તો ગારૂડી જેમ નાગને બાધી રાખે તેમ મત્રથી બધાઇને ઉંઘમા પડેલો છે તે આપણે જઇને છોડવુ ત્યારે છુટશે તુ મારૂ વચન માન અને આ ભોળી થઇને જેને તેને ચદ કહેવાનુ છોડી દે આ જગત્મા સરખે સરખા પણ લાખો મનુષ્યો હોય છે " સાસુના આ પ્રમાણેના વચનો સાભળી ગુણાવળી મૌન રહી પણ તેના માનવામા તેની વાત આવી નહીં હવે સર્વ સભાજન વર કન્યાનો અધિકાર સાભળો ૫-૭

ઢાળ સત્તરમીનો ભાવાર્થ

હવે અહીં મકરધ્વજ રાજા વરને જોઇને બહુજ રાજી થયો, અને પોતાને આવો જમાઇ મળ્યો તેને માટે પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યો તે વિચારે છે કે ‘ આવા અનુપમ રૂપવાળો વર તે વિધાતા કેમ ઘડી શકી હશે ? મારી બેટી જેવી ગુણની પેટી છે તેવોજ તેને વર પણ મળ્યો છે હવે એ જોડી અવિચળ રહો અને તેમા ખામી ન આવે ’ આ પ્રમાણે મનમા અત્યત હર્ષિત થઇને કરમોચન વેળાએ તેણે હાથી, ઘોડા, રથ, મણિ, મુક્તાફળ, સોનુ, રૂપુ, અશન, વસન, ભૂષણ, ભાજન, શય્યા વિગેરે જે માગ્યુ તે આપ્યુ,

તે તે આપ્યું, પણ નવિ જાણી ખળાઈ. મન૦ ૪ વરકન્યા કંસાર આરોગ્યાં, પરિમિત કવળે સરીખે; ઘુંઘટના પટમાંહે પ્રેમલા, વાલમનું મુખ નિરખે. મન૦ ૫ હું બલિહારી ધાતા તાહારી, મુજ વર સુરઅવતારી; હું પરવારી જગ નિરધારી, નારી અવર બિચારી. મન૦ ૬ એહવે દાહિણ નયન ફુરક્કી, હરખી તેહવી વિલખી; ડાહ્યાપણે ન જણાવ્યું કોઈને, રહી સમજી મન સરખી. મન૦ ૭ લાડે કોડે લાડો લાડી, પરણ્યા હૂઈ વધાઈ; દાને માને અર્થી સંતોષ્યા, જીત નિસાણ બજાઈ. મન૦ ૮ એહવે કંચન ચોકી માંડી, દાવ માંડ્યો અતિ હાસે; દંપતી આમા સ્હામા બેઠા, રમવા સારી પાસે. મન૦ ૯ કોમળ કરકમળે લઈ પાસા, ચંદ કરે ચાલવણી; જિમ સિંહલાદિક કોઇ ન જાણે, કહી સમસ્યા આલવણી. મન૦ ૧૦ ચંદ નૃપતિ ઇમ ગાથા કહીને, રણઝણ પાસા નાખે;

---

પણ તેઓની લુચ્ચાઇ કોઇપણ રીતે જાણી નહિ. ૧–૪ પછી વરકન્યાએ કંસાર આરોગ્યો. સામસામા સરખે સરખા કોળીયા દીધા અને લીધા. પ્રેમલા ઘુંઘટના પટમાંથી પોતાના પતિનું મુખ જોઇ જોઈને મનમાં રાજી થવા લાગી અને વિધાતાનો આભાર માનવા લાગી. મારા પતિ તો દેવતુલ્ય છે, જગતની બીજી નારીઓની અપેક્ષાએ હું તો પરવારી બેઠી. આમ વિચાર કરે છે તેવામાં તેનું જમણું નેત્ર ફરક્યું એટલે જેવી હરખી હતી તેવીજ વિલખી–શોકમાં પડી ગઇ, પણ ડહાપણને લીધે તેણે તે વાત કોઈને જણાવી નહીં પણ મનમાંજ રાખી. ૫–૭ પછી વરકન્યા પરણી ઉતર્યા અને બધે વધાઇ પહોંચી એટલે સિંહલરાજાએ અનેક પ્રકારનાં દાન દેવાવડે અર્થીજનોને સંતોષ્યા અને ઉત્તમ વાજીંત્રો વાગવા માંડ્યાં. તે વખતે કંચનની ચોપાટ માંડીને અત્યંત હર્ષપૂર્વક વરકન્યા સામસામા સારીપાસા રમવા બેઠા. ચંદરાજાએ પોતાના કોમળ કરકમળમાં પાસા લીધા અને ચાલાકીપૂર્વક સિંહલરાજા વિગેરે ન જાણે તેમ પાસા નાખતાં આ પ્રમાણેની સમસ્યા કહી. ૮–૧૦

(સમસ્યા.)

आभापुरम्मि निवसइ, विमलपुरे ससिहरो समुग्गमिओ ।
अपत्थिअस्स पिम्मस्स, विहिहत्थे हवइ निव्वाहो ॥

ઉપર પ્રમાણે ગાથા બોલતાં બોલતાં ચંદરાજાએ પાસા નાખ્યા. ચંદરાજાના મુખમાંથી નીકળતા સમસ્યાના શબ્દો સાંભળીને પ્રેમલા વિચારવા લાગી કે–'પતિ આવું અણમળતું શા માટે બોલે છે?' તેનો ભેદ ન પામવાથી અને આભાપુરીને આકાશ માની પ્રેમલા

---

[1] આભાપુરીમા વસનારો ચંદ વિમળપુરીમા ઉગ્યો, (આવ્યો) પરંતુ આ અપ્રાર્થિત પ્રેમનો નિર્વાહ વિધિને હાથ છે. એટલે આ પ્રેમ કાંઇ માગ્યો મળ્યો નથી–અણમાગ્યો થયો છે. તેનો નિર્વાહ તો વિધાતા અનુકુળ થાય તોજ થઇ શકે.

ચિતે ચતુરા પ્રેમલાલચ્છી, પ્રીતમ એ શુ ભાખે. મન૦ ૧૧ બીજે ભેદ કરો નવ લીધો, નારીએ લીધા પાસા; દાખવા પિયુને નિજ ચતુરાઇ, ગાથા કીધ પ્રકાશા. મન૦ ૧૨ પ્રેમલા એમ કહીને પાસા, નાખે હેજ ભરાણી; હરખ્યો ચંદ વિચારે ચિત્તમે, નિપુણાએ વાત ન જાણી. મન૦ ૧૩ નાખે પાસા ઇમ રસવાહ્યા, પુનરપિ કથતા ગાથા, પ્રકટપણે સમજાવે પીઉડો, નિજ વનિતાને સનાથા. મન૦ ૧૪ પૂરવદિશી એક આભાનગરી, ચંદ નૃપતિ તિહા રાજા; છે તસ મંદિર રમવા જેવા, સારીપાસા તાજા. મન૦ ૧૫ નવિ છે એહવી કયાંઈ સજાઈ, તે હોય તો ઇહાં રમીએ; કૌકટ ઇણ રમતે ગુણવંતી, રાતલડી કિમ ગમીએ. મન૦ ૧૬ ઈત્યાદિક કહી પાસા પરઠ્યા, કંતે રમતાં દાવે; સત્તરમી ઢાળ એ બીજે ઉલ્લાસે, કહી મોહન મનભાવે. મન૦ ૧૭

---

હાથમા પાસા લઇને પોતાની ચતુરાઇથી નીચે પ્રમાણે બોલવા લાગી કે—

( સમસ્યાનો પ્રત્યુત્તર. )

चंमिओ ससि आगासे, विमलपुरे उग्गमीओ जहासुख ।
जेणाभिभूओ जोगो, स करिस्सइ तस्स निव्वाहो ॥

આ પ્રમાણે પ્રેમલાલચ્છીની કહેલી ગાથા સાભળીને ચંદરાજાએ જાણ્યું કે—' આ બાળી નિપુણ છતા મારા કહેવાનો ભાવાર્થ સમજી શકી નહીં તો હવે સ્પષ્ટ સમજાવુ ' એમ વિચારી પાસા હાથમા લઈ રમતા રમતા બોલ્યા કે " પૂર્વ દિશામા એક આભાનગરી છે, ત્યાનો રાજા ચંદ છે, તેના મંદિર–મહેલમા સોગઠા અને પાસા તાજા–નવા છે, તે રમવા જેવા છે, એવી નવી સજાવટ અહિં કયાંઈ નથી જો તેવી સજાવટ હોય તો આપણે રમીએ હે ગુણવાળી નારી ! આમ ફોગટ રમીને રાત ગુમાવવાથી શુ ? "

અર્થાત્ જેમા કંઈક સાર હોય, આનંદ આવે તેમ હોય તેવી રમત રમીએ તો આનંદ પણ આવે

આ પ્રમાણે કહીને ચંદરાજાએ પાસા નાખ્યા બીજા ઉલ્લાસની સત્તરમી ઢાળ મોહન-વિજયે મનમા ભાવ ધરીને કહી ૧૧–૧૭

---

૧ આકાશમા વનનારો ચંદ્ર યથાસુખે ( આનંદે ) વિમળાપુરીમા અત્યારે ઉગ્યો છે તો જેનાવડે તેનો અને આકાશનો યોગ થયો છે તેજ તેનો નિર્વાહ પણ કરશે—અર્થાત્ વિધાતાજ તેનો નિર્વાહ કરશે "

દુહા.

વચન સુણી વાલિમ તણા, ચમકી નારી તિવાર;
અસંમજસ એ શું કહ્યું, કાંઇક ખરો વિચાર. ૧

સિંહલદેશ સિંહલપુરી, તિહાંથી આવ્યા એહ;
મુજને પરણી અતિ હઠે, મુખ કિમ નાણ્યું તેહ. ૨

કિહાં પૂરવ આભાપુરી, કિહાં ચંદ કિહાં સારિ;
એ તો ઉંડી વાતડી, અવસર કરીશ પ્રચાર. ૩

સિહલસુત મિષથી રખે, એ મુજ પરણે ચંદ;
લહ્યો ભેદ મેં વચનથી, દીસે ફંદ અમંદ. ૪

ઇમ કરતાં પૂરો થયો, સારીપાસા ખેલ;
લલના લીન થઇ રહી, મૂરતિ મોહનવેલ. ૫

તદનંતર તે દંપતિ, મોદક પ્રાશન હેત;
બેઠા તવ પય માગીયું, ચંદે આણી હેત. ૬

સ્વચ્છ સુવાસિત શીતળ, પાયું તવ કહે ચંદ;
જો સુરસરિતા જળ હુવે, તો આવે આનંદ. ૭

---

દુહાનો ભાવાર્થ.

આ પ્રમાણે પોતાના પતિના વચનો સાંભળીને વિચક્ષણા પ્રેમલા વિચારવા લાગી કે-" આવું અસમંજસ શું બોલે છે ? સિહલદેશની સિંહલપુરીથી મને પરણવા માટે આવ્યા છે અને અતિ હઠથી મને પરણ્યા; છતાં એ વાત મુખમાં કેમ લાવતા નથી ? અને સિંહલપુરીના વખાણ કરવાને બદલે આભાપુરીના સારીપાસાના વખાણ કરે છે એ શું ? ક્યાં પૂર્વમાં આભાપુરી અને ત્યાં રહેલા ચંદરાજા-એને અને આને સંબંધ શું ? તેથી રખે સિંહલસુતને બદલે ચંદરાજા તો મને પરણતા નથી ? આ વાતમાં જરૂર કાંઇક ભેદ જણાય છે." આ પ્રમાણે તે વિચારે છે એટલામાં તો સારીપાસાનો ખેલ પુરો થયો, પણ ચતુર લલના પૂર્વની વાતમાં લીન થઇ સતી તેનોજ વિચાર કરવા લાગી.

પછી ચંદરાજા ભોજન કરવા બેઠા. તે વખતે તેમણે પાણી માગ્યું એટલે સ્વચ્છ સુગંધી શીતળ જળ લાવીને પ્રેમલાએ આપ્યુ. તે વખતે ચંદરાજા બોલ્યા કે-' જો સુરસરિતા (ગંગાનદી) નું પાણી હોય તો આનંદ આવે.' ૧-૭

સા ચિંતે પીયુ સિંધુ તટ, વસે તદપિ મોશાળ;
હોશે સુરતટીનીતટે, ઝંખે જળ મહિપાળ. ૮

લાગી લગન ચિત્ત ચટપટી, જાગી પૂરવ પ્રીત;
રાગી ત્રિકરણી થઇ, નવલ સનેહી રીત. ૯

વાલમ વચન ન વિસરે, વનિતાનો ક્ષણ એક;
ઉચ્છક ચિત્તો ઓળખ્યો, જુઓ નારી સુવિવેક. ૧૦

ઢાળ ૧૮ મી

( હારનો હીરો મારો નણદીનો વીરો માગે સાહીબો—એ દેશી )

સિંહલ નૃપ કહે ચંદને, રાજિંદ મોરા સુત લાડકડા ઉઠ હો; રાત થોડી રમત ઘણી, રાજીંદ મારા જુઓ વિચારી પૂઠ હો. સકળ ગુણે પૂરો સાચનો શૂરો નૃપ ચંદજી, રાજીંદ મોરા ભાગ્ય તણી બલિહારી હો ૧ ( એ આંકણી ) દુર્લભ મેળો એ મુકતાં, રા૦ વહિતુ નથી તુમ મન હો; કોડી મેળા એવા મેળશુ, રા૦ અમ તુમ જોઇએ જતન્ન હો. સ૦ ૨ વાતડલી ચેધાળીએ, ગ૦ ઉઠ્યા ચંદ તસ જોય હો; તેજી ન સહે તાજણો, રા૦ કહ્યું અકહ્યું કિમ હોય હો. સ૦ ૩

---

પ્રેમલાએ વિચાર્યું કે—' એ તો સમુદ્રના તટ ઉપર સિંહલદેશમા રહે છે અને ગંગા તો પૂર્વમા છે પરંતુ કદી એ બાજુ મોસાળ હશે તેથી તેનું પાણી ઝંખતા હશે. ' આ પ્રમાણે વિચાર કરી મનનું સમાધાન કર્યું, અને પૂર્વની પ્રીત જાગ્રત થઈ અને તે બાળા નવલ સ્નેહ રીતે મન વચ કાયામા પૂર્ણ લીન થઈ તે પ્રેમી વનિતાને પોતાના વ્હાલાના વચન ક્ષણવાર પણ વિસ્મરણ થતા નથી અને તેણીએ તેનું ચિત્ત કાંઇક ઉચક ઓળખી લીધું જુઓ નારીનો વિવેક કેવો છે ? ૯–૧૦

ઢાળ અઢારમીનો ભાવાર્થ

તે વખતે સિંહલરાજાએ ચંદરાજાને દૂર બોલાવી કહ્યું કે—" હવે રાત થોડી અને રમત ઘણી છે, પાછળનો વિચાર કરો, કારણ કે તમે તો સર્વગુણ સંપન્ન છો અને સત્યમા શૂરવીર છો ખરેખર ભાગ્યની બલિહારી છે તમને આવો દુર્લભ મેળો મૂકવાનું મન થતું નથી, તો આપણે વળી હજાર વાર મળશું, પણ હવે તમે ઝટ નીકળી જાઓ " આ પ્રમાણેના તેના મર્મ વચન સાભળીને ચંદરાજાએ તરતજ નીકળવાની તૈયારી કરી કારણ કે તેજી ઘોડો ટુકારો સહન કરી શકતો નથી બોલ્યુ ન બોલ્યુ કેમ થઈ શકે ? ૧–૩

રણશૂરા શૂરા ભલે, રા૦ વચન શૂરા તે શૂર હો; એક વચનને કારણે, રા૦ પરિહરી પરણી દૂર હો. સ૦ ૪ રથ અસવારી સનારીથી, રા૦ કીધાં દીધાં દાન હો; સિંહલ નૃપ ગૃહ ઉતર્યા, રા૦ હરખ્યા બિહુ રાજાન હો. સ૦ ૫ ચંદ નૃપતિ વળી પ્રેમલા, રા૦ બેઠા પુણ એકંત હો; પણ ચતુરા નિજનાહનું, રા૦ ચંચળ ચિત્ત નિરખંત હો. સ૦ ૬ રંગ હતો જે પરણતાં, રા૦ તે રંગ નહિ ખેલંત હો; એ રંગમેં તે રંગમેં, રા૦ અંતર અનંતાનંત હો. સ૦ ૭ કરપલ્લવીએ હિંસકે, રા૦ એહવે સમશ્યા કીધ હો; ચંદે સ્વારથીઆ તણી, રા૦ જાણી વિદા જે દીધ હો. સ૦ ૮ પણ આ મેળો આ રાતડી, રા૦ સાંભરશે અવતાર હો; એ ઘડી વીસરશે નહીં, રા૦ સાખી સરજણહાર હો. સ૦ ૯ વિછડતાં વ્હાલાથકી,રા૦ ખરી દોહિલી વાત હો; એહવે ચંદચકોરને, રા૦ ચિત્ત ચઢી તે વિમાત હો. સ૦ ૧૦ જાતી રખે તરૂ લેઇને, રા૦ સાચી વિમાસણ એહ હો; જે ભાડે પરણી પ્રિયા, રા૦ જૂઠો તેહથી શો નેહ હો. સ૦ ૧૧ જિમ અહિ છંડે કંચુકી, રા૦ ઉઠયો નારી ઉવેખ હો; રે પીઉ પૂછે પ્રેમલા, રા૦ ઉઠો છો કિણ નિમેષ હો. સ૦ ૧૨ કહે પિઉ દેહચિંતા ભણી, રા૦ જાઇશ ગૃહ અનુષંગ હો; નારી પણ ઝારી ભરી, રા૦ જાણી કપટ થઇ સંગ હો. સ૦ ૧૩ પીઉ વારી પણ નવિ રહી, રા૦ નવલી ગતિ

---

જગત્ રણશૂરાને ભલે શૂરવીર કહે પણ ખરા શૂરા તો વચનશૂરા(વચન પાળનારા) હોય તેજ છે. જુઓ! એક વચનને માટે પરણેલી સ્ત્રીને તજી દેવા ચંદરાજા તૈયાર થયા, લગાર પણ આનાકાની કરી નહીં. પછી રથ તૈયાર કરવામાં આવ્યો હતો તેમાં ચંદરાજા પ્રેમલા સહીત બેઠા એટલે કન્યાને લઇ સિંહલરાજા વાજતે ગાજતે પોતાને ઉતારે આવ્યા. માર્ગમાં યાચકોને પુષ્કળ દાન આપી સંતોષ્યા, ઉતારે આવ્યા પછી ચંદરાજા પ્રેમલાની સાથે એકાંતમાં બેઠા, પણ પ્રેમલા તેનું ચિત્ત ચપળ થયેલું જાણી ગઇ. તે વિચારવા લાગી કે 'જેવો રંગ પરણતાં હતો તેવો સારીપાસા રમતાં નહોતો, અને સારીપાસા રમતાં હતો તેવો અત્યારે નથી. એ રંગમાં અને આ રંગમાં અત્યંત અંતર છે.' તે આમ વિચારે છે તેવામાં કરપલ્લવીવડે હિંસક મંત્રીએ ચંદરાજાને સમશ્યા કરી. ચંદરાજા સમજી ગયા કે 'આ મને નીકળી જવાની તાકીદ કરે છે. પણ આ રાત અને આ પ્રેમલાનો સ્નેહ જીવતાં સુધી સાંભરશે. આ પ્રેમ ભૂલી જવાય તેવો નથી. આવા પ્રેમથી વિખૂટા પડવું તે સહેલું નથી પરંતુ ભાડે પરણેલી સ્ત્રી ઉપર સ્નેહ કરવો શા કામનો છે? વળી માતા પણ જો વૃક્ષ લઇને ચાલ્યા જશે તો મોટો ઉત્પાત થશે અને હું જઇ પણ શકીશ નહીં.' ૪–૧૧ આમ વિચારીને સર્પ કાંચળી છોડે તેમ પ્રેમલાની ઉપેક્ષા કરીને તે ઉઠ્યા. એટલે પ્રેમલા બોલી કે 'સ્વામી ક્યાં પધારો છો?' ચંદ કહે—'દેહચિંતા માટે જાઉં છું અને ઘરની પાસેજ જઇને આવું છું' એટલે પ્રેમલા પણ કપટ લાગવાથી પાણીની ઝારી ભરીને સાથે ચાલી. ચંદરાજાએ સાથે આવવા ના પાડી પણ તે વારી રહી નહીં. નેહની ગતિ નવલી છે. ચંદનો દાવ ફાવ્યો નહીં.

કોઇ નેહ હો; ચંદનો દાવ ફાવ્યો નહિ, રા૦ આવ્યો કરી શુચિદેહ રે. સ૦ ૧૪ અન્યોક્તે હિંસક કહે, રા૦ વહિલો થા નિશિભૂપ હો; દિનકર જો તુજ દેખશે, રા૦ પડશે પ્રગટ સવિ રૂપ હો. સ૦ ૧૫ નિસુણી ચંદનરેશરૂ, રા૦ ક્ષણ ક્ષણ આવે દુવાર હો; કુસુમ પૂઠલ જિમ વાસના, ગ૦ તિમ હુઇ સંગે નાર હો. સ૦ ૧૬ છયલ શકયો નહી છેતરી, રા૦ નેહે ગહિલી નાર હો; જોરે કર ગ્રહી કંતનો, રા૦ આણ્યો ગેહમઝાર હો. સ૦ ૧૭ સેજે બેસાર્યો હેજથી, રા૦ માંડી ઘણી મનુહાર હો; ક્ષણ ક્ષણમેં ઇમ કિમ કરો, રા૦ કહો મુજ પ્રાણાધાર હો. સ૦ ૧૮ મોહને બીજા ઉલ્લાસની, ગ૦ ભાખી અઢારમી ઢાળ હો; સત્યવાદી જનની જણે, રા૦ ચંદ જિસા મહિપાળ હો. સ૦ ૧૯

દુહા.

ક્ષણ બાહિર ક્ષણ ભીતરે, ઇમ કિમ કરો અધીર;
એ તો કારણ મુજ ભણી, કહો નણદીના વીર. ૧

માંડ્યો પ્રથમ સમાગમે, કપટ નિહેજા કંત,
કિમ રહેશે ઇણ લક્ષણે, પ્રીત રીત મતિમંત. ૨

પ્રથમજ કવલે મક્ષિકા, શો તેમાંહે સ્વાદ;
સ્વામી અબળા ઉપરે, એવડો શો ઉન્માદ ૩

---

એટલે દેહ પવિત્ર કરી પાછા આવ્યા તે વખતે હિંસક અન્યોક્તિ બોલ્યો કે—'નિશીભૂપ! વહેલો વા, જો તને દિનકર દેખશે તો તારૂં રૂપ પ્રગટ થઈ જશે' ચંદરાજા આ અન્યોક્તિ સમજ્યો અને તેથી વારંવાર દ્વારપાસે આવવા લાગ્યો પરંતુ પુષ્પની પાછળ સુગંધ આવે તેમ પ્રેમલા દરેક વખતે પછવાડે આવી એટલે ચંદરાજા તેને છેતરી શકયો નહીં પછી સ્નેહથી ઘેલી થયેલી પ્રેમલાએ તેને હાથવડે ખેંચી લાવી શય્યા ઉપર બેસાડ્યા અને અનેક પ્રકારે સ્નેહ બતાવી કહેવા લાગી કે—'આમ ક્ષણ ક્ષણમાં શું કર્યા કરો છો? તે કહો' શ્રી મોહનવિજયે બીજા ઉલ્લાસની અઢારમી ઢાળ રચી સત્યવાદી તરીકે ચંદ જેવા પુત્રને કોઇકજ માતા જન્મ આપશે અથવા સત્ય બોલનારી માતાજ ચંદ જેવા પુત્રને જન્મ આપે ૧૨–૧૯

દુહાનો ભાવાર્થ

ક્ષણમાં બહાર જાઓ છો અને ક્ષણમાં અંદર આવો છો આમ અધીરાઇ કેમ કરો છો? હે નણદીના વીર! મને એનું કારણ કહો પહેલા સમાગમમાંજ આવું કપટ કેમ કરવા માંડ્યું છે? આમ કરશો તો આપણા સ્નેહનો નિર્વાહ કેમ થશે? પહેલા કવળમાંજ મક્ષિકા આવશે તો પછી તે ભોજનમાં સ્વાદ શું રહેશે? હે સ્વામીનાથ! અબળા ઉપર આવડો મોટો ઉન્માદ શા માટે કરો છો? ૧–૩

પહિલી રમ્મતમાં પ્રભુ, કાઢી બેઠા વેષ;
આગળ કિમ નિરવાહશો, મુજથી નેહ વિશેષ. ૪

મૂકી દ્યો ચળચિત્તતા, કરો સુરંગો નેહ;
જિણે તુમથી ખળતા કરી, તસ મુખ પડજો ખેહ. ૫

વાલા તુમ મિળવાતણો, અળુજો હુતો અનંત;
પણ મનની મનમાં રહી, ઇણે આચરણે કંત. ૬

જે ગાથા કહી છે તુમે, પામી છું તસ ભેદ;
જાવા નહીં દેઉં હવે, તે તુમે જાણો વેદ. ૭

ઢાળ ૧૯ મી

( હું તુજ આગળ શી કહું કેશરીઆલાલ—એ દેશી. )

અલવેશર અવધારીએ, કેશરીઆલાલ, અબળાની અરદાસ હો કેશરી-આલાલ; પાડી આશાના પાશમાં, કેશ૦ કિમ હવે કીજે નિરાશ હો. કે૦ ૧ રહો રહો રહો રાજેશ્વરા, કહો તે કરૂં હું કબુલ હો; કે૦ પણ ફોકટ શાને દહો, કે૦ કરી કરી કૂડ કુશૂળ હો. કે૦ રહો૦ ૨ મહિલ કહિલ કરી ઇચ્છા, કે૦ ટહિલની હું કરણાર હો; કે૦ તો પણ મન માને નહીં, કે૦ અહો જોબન શિણગાર હો. કે૦ રહો૦ ૩

---

તમે પહેલી રમતમાંજ આવો વેશ શું કાઢી બેઠા છો? આમ થશે તો પછી તમે પ્રીતિનો પૂર્ણ નિર્વાહ કેમ કરશો? માટે ચળચિત્તપણું છોડી દ્યો અને સુરંગી નેહ કરો અને જેણે તમારી સાથે ખળતા કરી હોય તેના મુખ ઉપર ધૂળ પડો. હે સ્વામિન્! તમને મળવાની અત્યંત આકાંક્ષા હતી તે સંયોગ તો થયો પરંતુ તેમાં તમારા ચળચિત્તપણાથી ઇચ્છા હતી તેવી મીઠાશ આવતી નથી. બાકી તમે જે ગાથા કહી છે તેથી હું તમારો ભેદ જાણી ગઈ છું, એટલે હવે તમને કોઇ રીતે જવા તો દઈશ નહીં. ૪–૭

ઢાળ ઓગણીશમીનો ભાવાર્થ.

હે કેશરીઆલાલ! મને આશાભરેલીને નિરાશ ન કરો. આ અબળાની અરજ અવધારજો. હે રાજેશ્વર! અહિંજ રહો અને હું તમે જે કહો તે કરવા કબુલ છું. પણ મને આવા કુડ કપટથી ફોગટ શા માટે બાળો છો? હે યૌવનના શૃંગાર! આવી સર્વ સામગ્રી છે. હું વચન પ્રમાણે વર્ત્તનાર અને ટેલની કરનાર છું. તે છતાં તમારૂં મન માનતું નથી. ૧–૩

હું તુમ પગની પાનહી, કે૦ તુમે મુજ શિરના મોડ હો; કે૦ ગોદ બિછાઉં પાયે પડું, કે૦ કિમ રહ્યા મુહ મચકોડ હો. કે૦ રહો૦ ૪ જે મન રાખી નહી શકી, કે૦ તે ખમજો અપરાધ હો; કે૦ બાળક બુદ્ધિ લહેતી નથી, કે૦ રખે કાંઇ રાખતા બાધ હો. કે૦ રહો૦ ૫ વિમળપુરી નગરી કિહાં, કે૦ કિહાં આભા અવદાત હો; કે૦ કિહાં અમ તુમ મેળાવડો, કે૦ થઇ કોઇ લિખિત એ વાત હો. કે૦ રહો૦ ૬ અણજાણ્યુ જાતુ નથી, કે૦ રખે કરી ગણતા ગમાર હો; કે૦ છયલ શકો નહી છેતરી, કે૦ એ તુમે રાખજો કરાર હો. કે૦ રહો૦ ૭ જાણ્યો ગૃહ પીડે નહીં, કે૦ તેહમાં મીન ન મેષ હો; કે૦ ઇમ કરતાં જો ઉવેખશો, કે૦ તો તુમ શોભા વિશેષ હો. કે૦ રહો૦ ૮ રઢિયાળા રઢ માનીએ, કે૦ નિપટ ન થાઓ કઠોર હો, કે૦ મોટાઈ કિણ વાતની, કે૦ થાશો જો ચાકરી ચોગ હો. કે૦ રહો૦ ૯ તુમ સુસરે નવિ દૂહવ્યા, કે૦ લહેણે દેણે લિગાર હો, કે૦ લાલચ હોય કોઈ વાતની, કે૦ કહો સુખે ન કરો વિચાર હો. કે૦ રહો૦ ૧૦ હોવે જમાઇ લાડકા, કે૦ જિમ રૂસે તિમ રંગ હો; કે૦ પણ વિણ સ્વારથ રૂસણું, કે૦ એતો બાળક ઢંગ હો. કે૦ રહો૦ ૧૧ એતો દશા મુનિરાજની, કે૦ તમને ન ઘટે એહ હો; કે૦ આ વેળા રસની ખરી, કે૦ કિમ કરી દીજે છેહ હો. કે૦ રહો૦ ૧૨ સારીપાસની વાતડી, કે૦ લિખી છે હિયડે જેહ હો; કે૦ વાલિમ તે નવી વિસરે, કે૦ નહી તીલ માત્ર સંદેહ હો. કે૦ રહો૦ ૧૩

---

હુ તમારા પગની મોજડી સમાન છુ અને તમે મારા માથાના મુગટ છો હુ તમારે પગે પડુ છુ તમારી પાસે ખોળો પાથરૂ છુ તમે શા માટે મોઢુ મચકોડીને બેસી રહ્યા છો ? પ્રસન્ન કેમ થતા નથી ? જો હુ કાઇ તમારૂ મન રાખી શકી ન હોઉં તો તે અપરાધ ક્ષમા કરો, કેમકે હુ તો બાળકબુદ્ધિ છુ રખે મનમા કાઇ ખેદ રાખતા વળી હે સ્વામી ! કયા વિમળાપુરી અને કયા આભાપુરી ? મારો અને તમારો મેળાપ કયાથી ? એ તો કોઇ વિધાતાએ લખેલી વાત બની આવી છે તમે કહેલી વાત હુ સમજી શકી નથી એમ જાણશો નહિ, હુ કાઇ ગમાર નથી કે ન સમજુ ૪–૭ જાણ્યો ગ્રહ પીડતો નથી, એમા મીનમેષ ખોટુ નથી તે છતા જો તમે ઉવેખશો તો તેમા તમારી શોભા ઘટશે હે રઢીઆળા ! રઢ માનો તમારે કઠોર થવુ યુક્ત નથી આપ જો ચાકરીના ચોગ વશો તો કઈ વાતની મોટાઇ ગણાય ? વળી તમારા સાસરાએ લેવા દેવામા તમને દુહવ્યા નથી, છતા કોઇ વાતની ઇચ્છા હોય તો કહો કેમકે જમાઇ તો લાડકા હોય અને જેમ રિસાય તેમ રગ આવે, પણ આમ વગરસ્વાર્થનુ રૂસણુ લઇને બેસો તે ઠીક નહીં આ તો બાળકની જેવા ઢગ દેખાય છે અથવા તો એ દશા મુનિરાજને ઘટે છે, તમે તો સસારી છો જેથી તમને એ ન ઘટે આ સમય તો ખરેખર રસ–પ્રેમનો છે તો પછી શી રીતે ઠગાઇ થાય વળી સારીપાસે રમતા જે વાત કરી છે તે હુ ભૂલી જવાની નથી કારણ કે મે તો હૃદયમા કોતરી રાખી છે હે પતિદેવ ! તે વિસરાય એમ નથી અને એમા તલમાત્ર સદેહ પણ રાખશો નહીં ૮–૧૩

**જોરે ઉવેખી જો જાયશો, કે૦ પણ હું મળિશ વિહાણ હો; કે૦ પૂરવ દિશે આભાપુરી, કે૦ ભૂલીશ નહીં અહિઠાણ હો. કે૦ રહો૦ ૧૪ ચંદ કહે હઠ શું કરો, કે૦ દુર્જન કરશે અદેખ હો; કે૦ અણુ ન ઘટે વાધે નહીં, કે૦ જે વિધિ લખિયા લેખ હો. કે૦ રહો૦ ૧૫ અકથ કથા છે અંગને, કે૦ બાંધી-મુઠી લાખ હો; કે૦ ચતુર થઇ ચૂકે કિશ્યું, કે૦ મન હટકીને રાખ હો. કે૦ રહો૦ ૧૬ રહેતાં વચન રહે નહીં, કે૦ નેહ પણ નવિ મૂકાય હો; કે૦ ગ્રહી અણ જાણે છછુંદરી, કે૦ પન્નગ જિમ પસ્તાય હો. કે૦ રહો૦ ૧૭ તોહિ પણ તે પ્રેમલા, કે૦ માને નહીં લવલેશ હો; કે૦ અહો ધન્ય જન જેણે જીતીયાં, કે૦ દુર્જય નેહ કલેશ હો. કે૦ રહો૦ ૧૮ બીજા ઉલ્લાસની મોહને, કે૦ કહી ઓગણીશમી ઢાળ હો; કે૦ પ્રેમલાલચ્છી ને ચંદની, કે૦ આગળ વાત રસાળ હો. કે૦ રહો. ૧૯**

---

કદી તમે મને ઉવેખીને ચાલ્યા જશો તો હું તમારૂં ઠેકાણું પૂર્વ દિશાએ આભાપુરીમાં છે તે જાણતી હોવાથી ત્યાં આવીને મળીશ.” આ પ્રમાણે પ્રેમલાનાં વચનો સાંભળીને ચંદરાજા બોલ્યા કે “હે પ્રિયા ! તું હઠ શા માટે કરે છે? દુર્જનો આપણી અદેખાઈ કરશે. વિધાતાએ લખેલા લેખમાં અણુમાત્ર પણ ઓછું કે વધતું થવાનુંજ નથી. આ કથા કહેવાય તેવી નથી. બાંધી મુઠી લાખની છે. તું ચતુર થઇને કેમ ચૂકે છે ? તારા મનને વશ રાખ. અહિ રહેતાં મારૂં વચન રહેતું નથી અને જતાં તારો સ્નેહ છોડાતો નથી, પરંતુ સાપે છછુંદર ગળ્યા જેવું થયુ છે ત્યાં મારો ઉપાય નથી.” આ પ્રમાણે કહીને તેણે પ્રેમલાને ઘણું સમજાવી પણ તે કોઈ રીતે સમજી નહીં, અહો! તેવા માણસને ધન્ય છે કે જેણે દુર્જય એવા સ્નેહના દુઃખને જીતી લીધા છે. શ્રી મોહનવિજયે આ બીજા ઉલ્લાસની ઓગણીશમી ઢાળ કહી છે. પ્રેમલાલક્ષ્મી અને ચંદની આગળ રસિક વાર્તા આવશે. ૧૪–૧૯

હવે માર્ગમાં સાસુવહૂ વાતો કરે છે અને આંબો ચાલ્યો જાય છે તે આભાપુરી પહોંચશે એમાં કાંઇ સંદેહ નથી; પરંતુ ત્યાં ગયા પછી શું થાય છે અને ચંદરાજાને શા સંસ્કાર સહન કરવા પડે છે તે આપણે આગળ જોશું. અહીં ચંદરાજા અને પ્રેમલાલચ્છીના વિવાહનું વર્ણન પૂરૂં થાય છે. આમાં રહસ્ય શું શું સમાયેલું છે તે આપણે વિચારીયે.



## બીજા ઉલ્લાસની ઢાળ સોળમીથી ઢાળ ઓગણીસમી સુધીનું રહસ્ય.

આમા ઘણી હકીકત તો પ્રેમલાલચ્છી અને ચંદરાજાના સંવાદની છે, પરંતુ તેની અંદર બીજાઓએ પોતાનો ભાગ ભજવ્યો છે ગુણાવળી, વીરમતી, સિંહલરાજા અને હિંસક-મંત્રી આ ચાર પ્રાસંગિક પાત્રો છે તથા ચંદરાજા અને પ્રેમલાલચ્છી આ હિંસકમંત્રીના રચેલા કપટનાટકના નાયક તથા નાયિકારૂપ મુખ્ય પાત્ર છે એ કપટનાટક તેણે પૂરેપૂરૂ ભજવ્યુ છે ચંદરાજા અણછુટકે તેના ભોગ થઇ પડયા છે અને પ્રેમલા તો તદ્દન અજાણપણે સપડાઇ ગઇ છે વીરમતી અને ગુણાવળી પૈકી ગુણાવળીને તો આ કૌતુક જોવા આવવાનુ પહેલી રાત્રેજ ભારે પડી ગયુ છે કારણ કે તેને તો આ પોતાનો સ્વામી પરણે છે એવી નિસંદેહ ખાત્રી થઇ છે માત્ર તે અહીં આવ્યા શી રીતે ? તેનો ખુલાસો તેના મનમા થઇ શક્યો નથી વીરમતી તો એ વાતમા નિસંદેહ છે કે ચંદ એ હોયજ નહીં અને તે અહીં આવી શકેજ નહીં તેને પોતાની મંત્રશક્તિનો મજબૂત ભરૂસો છે હિંસકમંત્રી તો આ કપટનાટકનો સૂત્રધાર છે અને સિંહલરાજા આદર્યું તેનો નિર્વાહ કર્યે છૂટકો એમ ધારી મને કમને પણ અંદર ભળેલ છે બીજા પ્રેમલાલચ્છીના પિતા અને નગર લોક વિગેરે જુગતે જોડી મળેલી જાણીને—જોઇને ખુશી થનાર છે તેમણે આ નાટકમા કાંઇ ભાગ લીધો નથી

પ્રારંભમા વરઘોડાની તૈયારી, વરનુ જાનીવાસેથી નીકળવુ, લગ્નમંડપે પહોંચવુ અને ત્યા લગ્નક્રિયા થવી ઇત્યાદિ હકીકત છે, તેમા માત્ર લોકોક્તિ વિચિત્રતા વિચારવા જેવી છે કેટલીક વખત આમા કાંઇ પણ પ્રપંચ છે એમ જાણતા ન હોય છતા પણ ખોટી હકીકતમા લોકોને સ્વભાવીક અંદેશો ઉત્પન્ન થાય છે કે—આમા કાંઇ પ્રપંચ તો નહીં હોય ? તેમ આમા પણ કેટલાક માણસોને એવી શંકા થઇ છે કે—આ કનકધ્વજ નથી, પણ પ્રથમ તેને કોઇએ જોયેલ ન હોવાથી એ વાત આગળ વધી નથી

વીરમતી અને ગુણાવળી વરને જોવા આવ્યા ત્યારે અતિ પરિચયવાળી ગુણાવળીએ તરત વરને ઓળખીને પોતાની સાસુને ભોળપણથી તે વાત કહી, પણ વીરમતીએ તે વાત બીલકુલ માની નહીં એટલે તેણે ઉલટી વહુને ટકોર કરી કે ' જેને તેને ચંદ ચંદ કહે નહીં ' કારણ કે જગતમા એક સરખા મનુષ્યો પણ હોય છે તો કે એ વાત તદ્દન અસંભવિત નથી, પરંતુ એવુ સરખાપણુ ક્વચિત્જ નજરે પડે છે

લગ્નક્રિયા પૂરી થતા કન્યાના પિતા જમાઇને ઘણો દાયજો આપે છે પછી તે વખતની રીતિ પ્રમાણે વરકન્યા સોગઠાબાજી રમવા બેસે છે તે પ્રસંગે ચંદરાજા પ્રેમલાને તદ્દન ભૂલાવામા ન રાખવા માટે એક સમસ્યા કહે છે, પ્રેમલા તેનો ઉત્તર આપે છે પણ તે ચંદરાજાનો આશય સમજી શકતી નથી તેથી ચંદરાજા ફરી સ્પષ્ટ શબ્દોમા કહે છે, એટલે પ્રેમલા સમજે છે ખરી પણ તે હકીકત તદ્દન અસંભવિત જણાતાથી શંકારૂપ હીંચોળામા હીંચક્યા કરે છે

સારીપાસાનો ખેલ પૂરો થતાં વરને ભોજન કરવા બેસાડે છે. તે વખતે પણ ચંદરાજાએ 'ગંગાનદીનું પાણી હોય તો ઠીક પડે.' એમ જણાવીને ફરી પ્રેમલાને ચેતાવી છે. તે ચેતી તો ખરી પણ વરનું મોસાળ ત્યાં હશે, એમ કલ્પના કરી તેણે મનનું સમાધાન કર્યું.

હવે સિંહલરાજાએ ચંદરાજાને તાકીદ કરી. કેમકે તેને પોતાને ઉતારે લઇ જાય તો પછી વિદાય કરી શકાય અને તેની જગ્યાએ કનકધ્વજને દાખલ કરવો ઠીક પડે. તેણે ચંદરાજાને કહ્યું કે તરતજ બીજી વાત છોડી દઈને ચંદરાજાએ રથમાં બેસવાની તૈયારી કરી. વર કન્યા રથમાં બેઠા અને જાનીવાસે આવ્યા. ત્યાં વરકન્યા એકાંતમાં બેઠા તેવામાં હિંસકે કરપલ્લવી વડે ચંદરાજાને નીકળી જવાનું સૂચવ્યું.

આ કરપલ્લવી એવી રીતે થાય છે કે જેથી મુખે ઉચ્ચાર કર્યા સિવાય પરસ્પર વાત કરી શકાય છે; અને તેમાં બીજું કોઇ જાણી શકતું નથી. એનો મુખ્ય પ્રકાર આ પ્રમાણે છે.

> અહિફણ કમળ ચક્ર ટંકાર, તરુવર પવન યોવન શણગાર;
> રામ કરે સીતાસેં વાત, અંગુળ અક્ષર ચપટી માત.

આમાં પૂર્વાર્ધમાં બતાવેલા આકાર હાથવડે કરીને **અ** શબ્દે સ્વર અને **ક, ચ, ટ, ત, પ,** શબ્દે તે પાંચે વર્ગના અક્ષરો તથા ય શબ્દે અને શ શબ્દે તેની સાથેના ચાર ચાર અક્ષરો. પછી તેમાંથી કેટલામો અક્ષર લેવો તે જણાવવા તેટલી આંગળીઓ બતાવવામાં આવે છે અને માત્ર માટે ચપટી, કાના માટે સીધી લીંટી અને હ્રસ્વઇ, દીર્ઘઇ અને હ્રસ્વઉ, દીર્ઘઉ માટે હાથવડે તેવો આકાર બતાવવામાં આવે છે. આ બાબત બરાબર ટેવ પડયા પછી એટલી બધી સહેલી થઈ જાય છે કે મુખે વાત કરતાં વાર લાગે તે કરતાં પણ ઓછા વખતમાં વાત થઇ શકે છે. તેની અંદર તાર મુકનારાની સંજ્ઞા અને ઝડપનો દાખલો લેવા યોગ્ય છે. તે પ્રમાણેજ આમાં પણ થાય છે. આ કરવપલ્લવીની કળા હાલમાં લુપ્તપ્રાય: થઈ ગઇ છે, પરંતુ એ કળા જાણવા જેવી છે.

હિંસકની કરપલ્લવીને સમજ્યા છતાં પણ પ્રેમલાના આગ્રહથી ચંદરાજા બહાર નીકળી શકયા નહીં, એટલે પછી તે અન્યોકિત બોલ્યો.

> અન્યોકતે હિંસક કહે, વહિલો થા નિશિભૂપ;
> દિનકર જો તુજ દેખશે, પડશે પ્રગટ સવિ રૂપ.

સર્વ કળાપ્રવીણ ચંદરાજા અન્યોક્તિ પણ સમજી ગયા અને બહાર નીકળવા ઉતાવળા થયા, પણ પ્રેમલાએ નીકળવા દીધા નહીં. દેહચિંતાનું મિષ કર્યું તો તે સાથે આવી; એટલે ચંદરાજાને પાછું આવવું પડયું, પછી તો પ્રેમલાએ પોતાના હૃદયનો સઘળો ઉભરો કાઢ્યો અને જેટલું કહેવાય તેટલું ચંદરાજાને કહ્યું; એટલે પછી ચંદરાજાને પણ કાંઇક ખુલાસો કરવો પડ્યો અને પોતાને ન રોકવા માટે તેને સમજાવા લાગ્યા, પણ

પ્રેમલા શી રીતે સમજે ? આ તે કઇ સહજ કામ માટે જવાનુ હતું અને પાછા આવવાનુ હતું કે પ્રેમલા છોડી દેય ? આ તો જીદગીનો વિયોગ હતો એટલે તેમા ચદરાજાની સમજાવટ ચાલી શકે નહીં એ ઉઘાડી વાત છે

અતે ક્રૂર માણસે ક્રૂરપણુ કર્યું હિસકે અત પુરમા પેસી જોગવરીએ ચદનો છેડો છોડાવ્યો પ્રેમલા પણ પહેલોજ પ્રસગ હોવાથી લજવાણી અને આઘી ખસી ગઇ એટલે ચદરાજા ત્યાથી બહાર નીકળ્યા તેને પણ દેહમાથી પ્રાણ નીકળતા દુ ખ થાય તેટલુ દુ ખ લાગ્યુ પણ વચને બધાયેલ તેથી ઉપાય નહીં મોટા મોટા માણુસો પ્રાણ જવો કબૂલ કરે છે પણ વચનભગ કરતા નથી, જો વચનભગ કરવુ હોત તો અહિ કયા વાર હતી પોતાના માસગને ખરી વાત જણાવે એટલોજ વિલબ હતો, તેજ વખતે સિહલરાજા અને હિસકમત્રીના મ્હો કાળા થાત અને ભાગી જવુ પડત પણ ઉત્તમ મનુષ્ય તેમ કરેજ નહીં આ પ્રસગમા કઠોર હ્રદયની કઠોરતા કેવી હોય છે તે પ્રત્યક્ષ જણાઇ આવે છે હિસકે કરેલુ અકાર્ય બીજો દયાળુ પુરૂષ કરી શકે નહીં આવા અપ્રતિમ પ્રેમમાથી પતિપત્નીનો કાયમનો વિયોગ બીજો કોણુ કરાવી શકે ? ભાવી પ્રબળ છે, પરતુ કૂડને ધૂડ છે અને અતે સાચુ તરી નીકળે છે સત્યનો જય થાય છે એ વાત નિર્વિવાદ સિદ્ધ છે આમા પણ પરિણામ તો એજ આવવાનુ છે, પણ અત્યારે તો ચદરાજાને બહાર કાઢીને હિસકમત્રી પોતાનુ ધાર્યું પરિણામ આવ્યુ જાણી રાજી રાજી થઇ ગયો ચદરાજાએ છેવટે સિહલરાજાને તે જો સમજે તો બહુ થોડા પણ લાગતા વચનો કહ્યા છે, પરતુ સ્વાર્થી માણસના નેત્ર મિચાઇ જતા હોવાથી તે તેને ખરા રૂપમા સમજી શકતો નથી, અહીં પણ એમજ બને છે

હવે ચદરાજા ત્યાથી નીકળ્યા, વૃક્ષના કોટરમા પેઠા, સાસુ વહૂ આવ્યા, આબા ઉપર ચડયા અને આબો ઉપડયો હવે ખરેખરો રગમા ભગ તો ગુણાવળીના ભોળપણથી પડવાનો છે જો કે અહીં પણ પ્રેમલાલચ્છી સાથેના રગમા તો ભગ પડયો છે, પરતુ હવે જે ભગ પડવાનો છે તે અસહ્ય છે તે હકીકત તો આગળ વાચશુ, પણ હમણા તો સાસુ વહૂ આબા ઉપર બેઠા બેઠા શુ શુ વાતો કરે છે તે સાભળીએ

આ રહસ્ય અહીં સમાપ્ત થાય છે એમા સાર સમજવા જેવો ઘણો છે, એમા પ્રેમનો ચિતાર છે, દુષ્ટતાનો દેખાવ છે, સજ્જનની સજ્જનતા છે, દુર્જનની દુષ્ટતા છે, લજ્જાનુ ફળ છે અને વિચક્ષણતાની બલિહારી છે સમજે તેને માટે આટલુ પણ ઘણું છે તેથી વધારે વિસ્તાર કરવાની જરૂર નથી



દુહા.

પ્રમદા પાલવ નવિ તજે, ચંદ ઘણું અકળાય;
એહવે હિંસક ધસમસી, આવ્યો ભૃકુટી ચઢાય. ૧

કઠિન વચન કહીને તિણે, પાલવ પકડ્યો જેહ;
મૂકાવ્યો માટીપણે, વિષમ કરમગતિ એહ. ૨

ગોરી ઓરડીમેં ગઇ, કરી સચિવની લાજ;
પરણી ઘરણી પરિહરી, ચાલ્યો ચંદ મહારાજ. ૩

સિંહલનૃપને જઇ કહ્યું, સીધ્યાં સવિ તુમ કાજ;
પણ રૂદતી સુંદરી તણી, તુમ હાથે છે લાજ. ૪

શીખ લઇ સિંહલ તણી, આભા ધણી તેવાર;
ગ્રહી કરવાળ ઉતાવળો, આવ્યો જિહાં સહકાર. ૫

ધરી ધીર પેઠો ધસી, કોટરમાંહે અબીહ;
ગિરિકંદર માંહે જિસ્યો, જઇ બિરાજે સિંહ. ૬

અંબા કર કંબા ગ્રહી, આવી વધૂ સમક્ષ;
ચઢી તિહાં વાહી છડી, ચાલ્યો ગગને વૃક્ષ. ૭

અર્દ્ધ જામ રહી જામિની, તે અવસર સહકાર;
પૂર્વ દિશિ આભાપુરી, તિહાં મંડી અલગાર. ૮

---

દુહાનો ભાવાર્થ

પ્રેમલા ચંદનો છેડો પકડીને ઉભીજ રહી. ચંદરાજા ઘણું અકળાવા લાગ્યા પણ તેણે છેડો મૂકયો નહીં. એટલામાં હિંસકમંત્રી ધસમસતો અંદર આવ્યો અને કઠણ વચન કહીને જોરાવરીથી છેડો છોડાવી દીધો. કર્મની ગતિ વિચિત્ર છે. પ્રેમલા મંત્રીની લાજ કાઢીને અંદર ચાલી ગઇ અને ચંદરાજા પરણી સ્ત્રીને તજીને બહાર નીકળ્યા. ૧–૩

ત્યાંથી સિંહલરાજા પાસે જઇ ચંદરાજાએ કહ્યું કે—"તમારૂં કાર્ય સિદ્ધ થયું છે. પણ મેં રોતી સુંદરીને મૂકી છે તેની લાજ તમારા હાથમાં છે." આ પ્રમાણે કહી તેની રજા લઇને ચંદરાજા ઉતાવળો હાથમાં ખડ્ગ લઇ બહાર ઉદ્યાનમાં આવ્યો અને સહકાર પાસે આવી ગુફામાં જેમ સિંહ બીરાજે તેમ કોટરમાં સંતાઇ ગયો. એટલામાં હાથમાં કંબા લઇને વહૂ સાથે વીરમતી પણ ત્યાં આવી અને અડધો પહોરજ રાત્રી રહેલી હોવાથી એકદમ ઉતાવળી આંબા ઉપર ચડી ગઇ. એટલે તેની દૃષ્ટિ તેના કોટર તરફ ગઇ નહીં. સાસુ વહૂ બન્ને ઉપર ચડી ગયા એટલે આંબો આકાશ માર્ગે ચાલ્યો અને આભાપુરીનો રસ્તો લીધો. ૪–૮

## ઢાળ ૨૦ મી.

(હો કોઇ આન મિલાવે સાજના—એ દેશી)

હો વીરમતી કહે રે વહૂ, નિરખી તે નગરી એહ હો; હો કનકધ્વજ કિહા દેખતી, જો તુ રહેતી ગેહ હો. વી૦ ૧ હો દિન પ્રત્યે કૌતુક એહવા, દેખાડીશ હુ તુજ્જ હો; હો પૂરીશ હોંશ હુ તાહરી, જો મન રાખીશ મુજ્જ હો. વી૦ ૨ હો મુજ વિણ કવણ અતિક્રમે, એ આકાશનો પથ હો; હો નિસુણ્યા સિદ્ધાંતમેં, વળિ ચારણ નિર્ગ્રંથ હો વી૦ ૩ હો પખીની ગતિ કેટલી, બાર યોજન લગી સીમ હો; પણ સુગ્ગે મુજ મત્રની, ગતિ તુ જાણ અનીમ હો. વી૦ ૪ હો જિહાં કિહાં પવન ન સચરે, તિહા માહરો સચાર હો; હો તે તે કારજ હુ કરૂ, જે ન કરે કિરતાર હો. વી૦ ૫ હો કહે સાસુને ગુણાવળી, સવળી સાચી વાત હો; હો પ્રત્યક્ષ દીઠુ મે પારખુ, રૂડી આજની રાત હો વી૦ ૬ હો તુમે પણ બાઇજી પાંતર્યા, એક વાતે નિરધાર હો;હો આજ જે પરણ્યો પ્રેમલા,તે માહરો ભરતાર હો. વી૦ ૭ હો જો એહમાં કુડુ પડે, તો મુજ દેજો ગાળ હો, હો સાસુ કહે રહો રહો વહૂ, દેતી મુજ સુત આળ હો. વી૦ ૮ હો જે નર નિરખીશ રૂઅડા, તે શુ કહીશ તુ ચદ હો; હો જાણ્યુ મે ડહાપણ તાહરૂ, મુજ વશ છે મુજ નદ હો. વી૦૯

---

### ઢાળ વીસમીનો ભાવાર્થ.

આભાપુરી પાછા ફરતા આંબા ઉપર બેઠેલી વીરમતી વહૂને કહે છે કે—"જો તુ ઘરે રહી હોત તો આ નગરી અને કનકધ્વજ કુમારને તુ ક્યારે દેખત ? હું આવા નવા નવા કૌતુક તને રોજ બતાવીશ અને તારી હોંશ પૂરી કરીશ, પણ તારે મારી સાથે મનમેળ રાખવો પડશે મારા વિના આટલો બધો આકાશમાર્ગ બીજુ કોણ અતિક્રમે ? ફક્ત સિદ્ધાતમા ચારણ મુનિની ગતિ અસ્ખલિત કહી છે, બાકી પખી તો બહુ જાય તો બાર યોજન જઇ શકે મારી શક્તિ તો હદ વિનાની છે જ્યા પવન સચરી ન શકે ત્યા પણ હુ જઈ શકુ અને કોઇ ન કરી શકે તે કાર્ય હુ કરી શકુ ૧–૫

સાસુના સ્વમુખે આવા વખાણ સાભળીને ગુણાવળી બોલી કે "સાસુજી ! આપ કહો છો તે બધું સાચુ છે આપના શક્તિની આજે મને બરાબર ખાત્રી થઇ, પરતુ એક વાતમા તમે ભૂલ ખાધી છે તે એ છે કે કનકધ્વજ કુમારની જગ્યાએ જરૂર તમારા પુત્રજ હતા અને તેજ પ્રેમલાને પરણ્યા છે, એમા મને જરાપણ અદેશો નથી આમા જો મારી ભૂલ ઠરે તો મને ઠપકો આપજો" વીરમતીએ કહ્યુ કે—"હવે તું બહુ ડાહી થઇ ગઈ છે તે જાણ્યુ ! મારા પુત્રને દોષનો ઓળભો આપે છે તુ તો જ્યા જ્યા રૂપવત પુરૂષ દેખીશ ત્યા ત્યા ચદજ કહીશ ! પણ મને મારા પુત્રની ખાત્રી છે, કે તે મારે વશ છે" ૬–૯

**હો ચંદ સુણી ચિત્ત ચિંતવે, રખે મુજ લહેતી વિમાત હો; હો પરણ્યું પાધરૂં આણશે, જો એ જાણશે વાત હો. વી૦ ૧૦ હો ઇમ પંથે લહેતાં થકાં, નિરખતાં કૌતુક કોડ હો; હો પુર ગિરિવર ઉલ્લંઘતા, નમતાં તીર્થંકર જોડ હો. વી૦ ૧૧ હો તેહવે દીઠા દૂરથી, આભાપુરી અહિઠાણ હો; હો તેહવે કરાયુધ બોલિયા, દિનતણા આગેવાન હો. વી૦ ૧૨ હો પામી અચરિજ દેખીને, પ્રાચી દિશિ આનંદ હો; હો ઉદય થયા ઉછંગમેં, દિનકર તિમ વળી ચંદ હો. વી૦ ૧૩ હો મહ વિકસી સુવસી જિસે, નભચારી સહકાર હો; હો આવી ઉતર્યો આરામમેં, નિજ થાનક નિરધાર હો. વી૦ ૧૪ હો આપણી આ આભાપુરી, આ આપણડો બાગ હો; હો વહૂ તરૂથી ઉતરો, કહે સાસુ મહાભાગ હો. વી૦ ૧૫ હો મહીરૂહથી બિહુ ઉતરી, કોટર કેડે તેહ હો; હો ચંદ ભણી જોવે નહીં, પુણ્યતણું ફળ એહ હો. વી૦ ૧૬ હો શુચિ થાવા સાસુ વહૂ; ગઇ પુષ્કરણી જામ હો; હો કોટરમાંથી નીકળ્યો, ચંદ નરેશ્વર તામ હો. વી૦ ૧૭ હો આનંદે મંદિર આવીયો, હિયડે ધરતો હેજ હો; હો નૌતમવેષ રચી કરી, સુખભર સુતો સેજ હો. વી૦ ૧૮ હો હસતાં રમતાં આવિયાં, સાસુ વહૂ પણ ગેહ હો; વીશમી ઢાળ મોહને કહી, બીજા ઉલ્લાસની એહ હો. વી૦ ૧૯**

---

આ વખતે વૃક્ષના કોટરમાં રહેલ ચંદરાજા વિચારે છે કે—'રખે જો આ મારી વાત જાણશે તો જરૂર હેરાન કરશે, તેથી કોઇ રીતે મારી વાત જણાય નહીં તો ઠીક.' આ પ્રમાણે તે વિચારે છે, સાસુ વહૂ વાતો કરે છે અને વૃક્ષ અનેક નગરો અને પર્વતો ઉલ્લંઘતું ચાલ્યું જાય છે. એમ ચાલતાં દૂરથી આભાપુરી દેખાણી. કુકડાઓ બોલવા લાગ્યા. પૂર્વ દિશા આનંદ પામી. એક બાજુથી અરૂણોદય થવાની તૈયારી થઇ અને બીજી બાજુથી ઉદયાચળ ઉપર સૂર્ય ચડે તેમ ચંદ્ર પણ આવી પહોંચ્યો. પ્રભાત થતાં આંબો તેના વનમાં મૂળ સ્થાનકે આવી જમીન ઉપર સ્થિર થયો. એટલે સાસુએ કહ્યું કે—'વહૂ! આ આપણી આભાનગરી તથા આ આપણો બાગ આવ્યો; હવે વૃક્ષ ઉપરથી નીચે ઉતરો.' ૧૦–૧૫

પછી બન્ને જણા નીચે ઉતર્યા, પરંતુ ભાગ્યયોગથી ચંદરાજા તે વખતે પણ તેમની નજરે પડ્યા નહીં. ખરેખર એ પુણ્યની રચના છે. પછી તે બન્ને પવિત્ર થવા માટે નજીકની પુષ્કરણીમાં ગઇ એટલે ચંદરાજા કોટરમાંથી નીકળી ઉતાવળો પોતાના મહેલમાં આવ્યો, અને વેશ બદલી નાખી નવો વેશ ધારણ કરી પોતાની શય્યામાં સુઇ ગયો. સાસુ વહૂ પણ હસતાં રમતાં પોતાના મકાનમાં આવ્યા. શ્રી મોહનવિજયે આ વીસમી ઢાળ કહી. ૧૬–૧૯

દુહા.

વીરમતી કંબા દઇ, ગુણાવળીને તામ;
પોહતી નવરંગ નેહશું, કુટિલા તવ નિજ ધામ. ૧

પ્રમિલા પુરની અપહરી, કોઇક મંત્ર પ્રયોગ;
તત્ક્ષણ નરનારી સકળ, જાગ્રત થયા અશોગ. ૨

થયો પ્રાત સવિ સાચવે, જે જે નિજ ષટ્ કર્મ;
જપ અધ્યયનાદિક સકળ, પ્રારંભે નિજધર્મ. ૩

વાત થઇ જે રાતની, ન લહિ કિણિ નિરત્તિ;
ગુણાવળી રાણી તણી, નિસુણો હવે પ્રવૃત્તિ. ૪

મંદિર પેઠી ધસમસી, નિરખ્યો સેજે નાહ;
કંતે પણ નિરખી પ્રિયા, કરકંબા સોચ્છાહ. ૫

મે પાપિણીએ કંતને, ઇમ નિદ્રાવશ કીધ;
સુતો કંત જગાડવા, કંબા ઠબકા દીધ. ૬

કપટે આળસ મોડીને, જાગ્યો ચંદ નરેશ;
રાણી અણજાણી થકી, ભાખે વચન વિશેષ. ૭

---

દુહાનો ભાવાર્થ

પછી વીરમતીએ પેલી કંબા ગુણાવળીને આપી અને તે કુટિલા સ્ત્રી નવ રંગ સ્નેહ ધરતી પોતાને ઘેર આવી પહોચી વીરમતીએ કોઈ મંત્ર પ્રયોગથી નગર ઉપર મુકેલી પ્રચલા નિદ્રા અપહરી, એટલે નગરના સર્વે લોકો શોક રહિતપણે જાગૃત થયા અને પોતાના પ્રાત કાળ સબંધી ષટ્ કર્મ કરવા લાગ્યા રાત્રીની હકીકત કોઇના જાણવામા ન આવી હવે ગુણાવળી રાણીનુ વૃત્તાત સાભળો ૧-૪

ગુણાવળી ઉતાવળી પોતાના મહેલમા આવી ત્યા તેણે પોતાના સ્વામીને નિદ્રામા પડેલા દીઠા ચંદરાજાએ પણ હાથમા કંબા સહિત તેને દીઠી ગુણાવળીને એક તરફથી શાતિ થઇ પણ બીજી રીતે ખેદ થયો કે મે પાપિણીએ સ્વામીને આવી ઘોર નિદ્રામા નાખી દીધા તે ઠીક ન કર્યું પછી તેને જગાડવા કંબાના ઠબકારા દીધા એટલે ચંદરાજા કપટથી આળસ મરડવા લાગ્યા તે વખતે ગુણાવળી અજાણી થઇને બોલી ૫-૭

## ઢાળ ૨૧ મી.

( નિંદ્રડી વૈરણ હુઇ રહી—એ દેશી. )

રયણી વિહાણી પ્રહ થયો, તમે ઉઠો હો નણદીના વીર કે; રૂડાં પંખી કુકડા, સહુ પહિલાં હો જાગે થઇ ધીર કે. ૧ નિદ્રડી નાહ નિવારીએ. દિન ઉદયે હો સુવે નર કોય કે, જેહ સુતાં રવિ ઉગસે, તસ વીરજ હો ધીરજ નવિ હોય કે. નિ૦ ૨ જે નર હોય નિરૂધમી, વળી મૂરખ હો શેખર હોય જેહ કે; વેળા કરણનરેશની, ઉંઘડીએ હો ફોકટ ગમે તેહ કે. નિ૦ ૩ રાત અલેખે આજની, તમે કીધાં હો નવિ આજ વિલાસ કે; મેં તુમ કાજે ઉજાગરો, ભોગવીને હો કીધો આયાસ કે. નિ૦ ૪ જગાવતાં નવિ જાગીયા, સોહણુડે હો કાંઇ પામ્યા છો રાજ કે; કે પરણ્યા કોઇ ગેહિની, ઇસ સુખભર હો સુતા છો આજ કે. નિ૦ ૫ જાગો નિદ્રાળુ નાહલા, ઉદયાચળ હો ઉદયો દિનકાર કે; અંતરયામી પ્રાતનો, નિરખાવો હો મુજને દેદાર કે. નિ૦ ૬ ઉભી હું ભરીને ગંગાજળી, દંતધાવન હો કરી કરો મુખ શુદ્ધ કે; એ વેળા નરવર કરે, અખાડે હો ઉભા મલ્લ યુદ્ધ કે. નિ૦ ૭ અવસર રાજસભાતણો, થયો જાગો હો સાસુના જાત કે; દેશે ઓલંભો જો જાણશે, આવીને હો ઇહાં તુમને વિમાત કે. નિ૦ ૮

---

### ઢાળ એકવીસમીનો ભાવાર્થ.

" હે નણદીના વીરા ! રાત્રી વ્યતિત થઇ, પ્રભાત કાળ થયો, માટે હવે ઉઠો. આ રૂડા પંખી કુકડા સર્વની પહેલા ધીર થઇને જાગે છે. માટે હવે નિદ્રાને નિવારો, દિવસ ઉગતાં કોણ સૂઇ રહે ? જે નર દિવસ ઉગતાં સુવે તેને વીર્ય અને ધીરજ હોતાં નથી. હે રાજન્ ! જે પુરૂષ નિરુદ્યમી હોય અથવા મૂર્ખનો શેખર હોય તે નિદ્રાથી કરણરાજાની વેળા ફોગટ ગુમાવે છે. હે નાથ ! આજની રાત્રી તો મારે વૃથા ગઇ છે, કારણ કે મેં આખી રાત ઉજાગરો કર્યો પણ તમે તો જગાડતાંએ જાગ્યા નહીં. એવા નિરાંતે ઉંઘી ગયા હતા કે જાણે સ્વપ્નામાં કોઇ રાજ પામ્યા હો અથવા કોઇ રાજકન્યા સાથે પાણિગ્રહણ કર્યું હોય ! એમ જણાય છે. ૧–૫ હે નાથ ! હવે તો જાગો. ઉદયાચળ ઉપર સૂર્ય ઉગ્યો છે. માટે આપના મુખનું મને દર્શન આપો. હું ગંગાજળ દાતણ લઇને ઉભી છું, માટે દંતધાવન કરી લ્યો. આ વખત રાજપુત્રો તો અખાડામાં જઇને મલ્લયુદ્ધ કરે. રાજસભાનો વખત પણ થઇ ગયો છે માટે હે સાસુના જાયા ! હવે ઉઠો. જો એટલા બધા મોડા ઉઠો છો એમ તમારી વિમાતા જાણશે તો આવીને ઠપકો આપશે. " ૬–૮

જાગ્યો કપટનિદ્રા તજી, સ્રી વચને હો હલફ્લતો ચદ કે; રે રે વેળા બહુ થઇ, નવિ જાણ્યો હો ઉદયો જે દિણદ કે. નિ૦ ૯ રજનીએ જે થયુ માવઠુ, ઘેરાણુ હો તેહથી મુજ દિલ કે; તેણે સેજડીથી ઉઠતાં, થઇ મુજને હો રાણીજી ઢીલ કે. નિ૦ ૧૦ તમે પણ દીસો ઉજાગરા, આચરણે હો જાણુ છુ એમ કે, આજ તો વાતજ ઘણી ભલી, દિન ઉદયથી હો તમે માંડયો છે પ્રેમ કે. નિ૦ ૧૧ વાત રસિલી આજની, લાગે છે હો વાણિકનો રગ કે, જાણીએ કિહાક ક્રીડા કરી; આજ એહવા હો દીસે છે ઢગ કે. નિ૦ ૧૨ કહોજી કહો મુજ આગળે, રાતડીએ હો રમત જે કીધ કે; પછી અમને પ્રતિબોધજો, કહી કહીને હો વાતુ અપ્રસિદ્ધ કે. નિ૦ ૧૩ કહે રાણી રાજા ભણી, રમતડી હો નવિ જાણુ કોય કે; હુ કિહા જાઉ સાહિબા, એ મૂકી હો ચરણાંબુજ દોય કે. નિ૦ ૧૪ ભોળી ભેદ લહે નહી, મુખે મીઠી'હો કરે પીઉથી વાત કે; તમે પીઉ કિહાઇક આજુની, રમી આવ્યા હો દીસો છો રાત કે. નિ૦ ૧૫ હુ અબળા આજ્ઞા વિના, કિમ વિણ કહે હો બાહિર ધરૂ પાય કે; રે રઢિયાળા રાજીયા, મછરાળા હો માનો મહારાય કે નિ૦ ૧૬ મોહને બીજા ઉલ્લાસની, એકવીસમી હો કહી સુદર ઢાળ કે; ભાવી કથા નૃપ ચદની, એહ આગળ હો અતિહી છે રસાળ કે. નિ૦ ૧૭

---

ગુણાવળીના આ પ્રમાણેના વચનો સાભળીને ચદરાજા કપટનિદ્રા તજી હાફ્લા ફાફ્લા થઇને ઉઠ્યા અને બોલ્યા કે—" બહુ વખત થઈ ગયો, સૂર્ય ઉગ્યાની પણ ખબર પડી નહીં, રાત્રીએ માવઠુ થયુ તેની ઠડકથી મારૂ દીલ વધારે ઘેરાઇ ગયુ તેથી રાણીજી ! મને ઉઠતા વાર લાગી પણ આજે તો તમને પણ આખી રાતનો ઉજાગરો લાગે છે કેમકે આખો તે વાત કહી આપે છે વળી આજ તો અત્યારથીજ પ્રીતિ વિશેષ બતાવવા માડી છે વળી આજની વાત તો કાંઈક રસીલી લાગે છે, કેમકે તમે પણ વાણીયાશાઇ રગ બતાવવા માડ્યો છે એમ જણાય છે કે આજે રાત્રે તમે કાઇક ક્રીડા કરી આવ્યા છો આજના ઢગજ જુદા જણાય છે તો હવે અમને વાત તો કરો કે રાત્રે કયા ગયા હતા ? પછી અમને જગાડવાની હેતાળી વાતો કરજો " ગુણાવળી બોલી કે—" હે સાહેબ ! હુ આપના ચરણકમળ છોડીને કયા જાઉ ? હુ તો કાઇ રાતની વાત જાણતી નથી, પણ તમે કાઇ રમી આવ્યા લાગો છો મારાથી આપની આજ્ઞા વિના મહેલની બહાર પગ પણ કેમ દેવાય ? માટે તમે ખરેખરી વાત કહી દ્યો " હે રઢીયાળા અને મચ્છરાળા રાજા ! આ મારી વાત જરૂર માનજો શ્રી મોહનવિજયે બીજા ઉલ્લાસની એકવીશની સુંદર ઢાળ કહી છે ચદરાજાની ભાવી કથા આગળ ઉપર અતિ રસિક આવે છે ૯—૧૭

દુહા.

વચન સુણી વનિતા તણાં, ચિંતે ચંદનરેશ;
વાંક નહી વનિતા તણો, વાંક વિમાત વિશેષ. ૧

એકજ રજનીની સંગતે, નારી થઇ નિઃશંક;
જે કાંઇ ચરિત્ર ન જાણતી, વદતી વચન અવંક. ૨

લાગ્યો સંગ વિમાતનો, તિણે પલટાણી નારી;
જિમ વિષ હોય બરાસથી, નાળિકેરનું વારી. ૩

દુઃસંગતિથી સાધુજન, પામે વિકૃતિ વિકાર;
યંત્રઘટી સંગતિથકી, ઝલ્લરી સહે પ્રહાર. ૪

દુષ્ટ સંગ અંગાર સમ, રસ વિરસે એક રંગ;
શામ કરે શીતળ હુતો, ઉષ્ણ તપાવે અંગ. ૫

નારી વારી તરવાર સમ, નેત્ર તુખાર નરેશ;
જે જિમ વાળે તિમ વળે, વાળણહાર વિશેષ. ૬

પ્રાણનાથ કહે હે પ્રિયે !, મુકો નારી ચરિત્ર;
રાત રમ્યા કિહાં આજની, પેહેરી વેષ વિચિત્ર. ૭

ભોળવવા પીઉ ભામિની, કલ્પિત કહે અવદાત;
અવધારોજી વિનવું, રાત તણી જે વાત. ૮

---

દુહાનો ભાવાર્થ.

આ પ્રમાણેનાં રાણીનાં વચનો સાંભળીને ચંદરાજા વિચારવા લાગ્યા કે ' આમાં આનો બિલકુલ વાંક નથી. માત્ર એક રાત્રીના પ્રસંગમાં જે સરલ અને સાચા બોલી હતી તે વાંકી અને અસત્ય બોલનારી થઇ પડી. આમાં વાંક માત્ર વિમાતાનો છે. જેમ શ્રીફળનું પાણી કર્પૂરના સંગમથી વિષરૂપ થઇ જાય છે તેમ સાધુજનો પણ દુઃસંગતિથી વિકાર પામી જાય છે. યંત્રની ઘડીના સંગમથી ઝાલરને પ્રહાર સહન કરવા પડે છે. દુષ્ટનો સંગ અંગારા જેવો છે. ઠંડો થયે હાથ કાળા કરે અને ઉનો રહ્યો શરીર તપાવે, તે બધી સ્થિતિમાં નુકસાનજ કરે છે. વળી નારી, વારી, તલવાર, નેત્ર, અશ્વ અને નરેશ જેમ વાળીએ તેમ વળે છે. ' તેમાં વાળનારની વિશેષતા છે. આ પ્રમાણે વિચારીને બોલ્યા કે—" હે પ્રિયે ! હવે બીજી ત્રીજી વાત પડી મૂકીને વિચિત્ર વેષ પહેરીને રાત્રી કયાં રમી આવ્યા તે સાચું કહો. " ગુણાવળી પતિને ભોળવવા માટે કલ્પિત વાતો કહેવા લાગી. ૧—૮

## ઢાળ ૨૮ મી.

( સલુણી જોગણી રૂઠી બે—એ દેશી )

ગિરિ વૈતાઢ્ય વિશાળાનગરી, મણિપ્રભ ખેચરાધીશ; ચંદ્રલેખા તસ ગેહની, અતિ વિલસે સુખ નિશદિશ. સલુણા સુણજો નારી ચરિત્ર, અરે હાં પણ અવસાને પવિત્ર. સલુણા ( એ આંકણી. ) ૧ કીધાં એકમના સવિ આણા, ખેચર અવર અનેક; રીત એ સત્પુરુષો તણી, ભિન્ન ભિન્ન ભણી કરે એક. સ૦ ૨ યાત્રાદિક ગુરુ મુખથી નિસુણી, પ્રગટ્યો ભાવ અનંત, તામ વિમાન રચી નવું, સકલત્ર ભેટ્યા ભગવંત. સ૦ ૩ તે વિદ્યાધર આજની રજની, આવ્યો આભા ગતિ; જે ઘન ઇહાં તુઠ્યો હતો, તેણે પસર્યો પ્રભંજન ભાંતિ. સ૦ ૪ અટક્યું વિમાન ન ચાલે ગગને, કીધાં કોડી પ્રકાર; પામી અચરિજ ખેચરી, તેણે વિનવ્યો નિજ ભરથાર. સ૦ ૫ વિણ ઋતુ ઇહાં કિમ તુઠ્યો વરષા, કિમ થંભાણું વિમાન; કરિયે પ્રસાદ એ મુજને, ખેચર તણા સુલતાન. સ૦ ૬ ખેચર કહે એ વચન અગોચર, રે નારી ન કહાય; કરીયે તથા જે પારકી, આપણને નફો શો થાય. સ૦ ૭ બમણો હઠ માંડ્યો ખેચરીએ, સ્ત્રીહઠ જગ દુર્વાર; મણિપ્રભે નિજ કાંતા ભણી, કહ્યો પછી સકળ પ્રકાર. સ૦ ૮ આભાપુરપતિ ઉપરે સુર કોઇ, કુપિત છે વૈર વિકાર; નૃપને અતિ પરિતાપવા, તિણે વિરચ્યો એ જળધાર. સ૦ ૯ તે નૃપની પુણ્યાઇએ,

---

### ઢાળ બાવીશમીનો ભાવાર્થ

હે સ્વામી! વૈતાઢ્ય પર્વત ઉપર વિશાળા નામે નગરી છે, ત્યાં મણિપ્રભ નામે વિદ્યાધર રાજા છે તેને ચંદ્રલેખા નામે સ્ત્રી છે જે રાત્રિદિવસ સુખ વિલાસ કરે છે હે સજ્જનો! નારીનું ચરિત્ર સાંભળો કે જે છેવટે પવિત્ર ગણાય, તે વિદ્યાધરે તમામ વિદ્યાધરોને પોતાની આજ્ઞાને આધીન બનાવી દીધા છે ખરેખર! સજ્જન પુરુષોની એ રીત હોય છે કે દરેકે દરેકની સાથે મળી જવું અન્યદા ગુરુ મહારાજ પાસેથી યાત્રાદિકનો અધિકાર સાંભળી અનંત ભાવ પ્રગટ્યો તત્કાળ એક નવું વિમાન રચી તે સ્ત્રીસહિત ભગવંતને ભેટવા ચાલ્યો ભગવંતને ભેટીને યાત્રા કરીને આજ રાત્રીએ આભાનગરી ઉપર આવ્યા, તે વખતે વરસાદ થવાથી બહુ પવન નીકળ્યો ૧-૪ તેથી તેનું વિમાન ઘણા ઉપાય કરવા છતાં પણ થંભાઇ-ચાલી શક્યું નહી એટલે આશ્ચર્ય પામેલી વિદ્યાધરીએ પૂછ્યું કે "હે સ્વામી! આજે અહીં અકાળે વૃષ્ટિ કેમ થઇ અને આપણું વિમાન કેમ થંભાણું?" વિદ્યાધર કહે "એ વાત કહેવા જેવી નથી આપણે પારકી વાત કરવામાં નફો શો?" એટલે તો વિદ્યાધરીએ હઠ લીધો કે "જરૂર કહો ને કહો" એટલે વિદ્યાધરે તનાથી થાકીને કહ્યું કે- "આ આભાપુરી ઉપર કોઇ દેવતા રૂષ્ટમાન થયો છે, તેણે રાજાને પરિતાપ ઉપજાવવા આ વૃષ્ટિ કરી છે ૫-૯ અને રાજાના પુણ્ય

થંભ્યું આપણું એહ વિમાન; એ કારણ છે હે પ્રિયે, કહે નારી વચન પરધાન. સ૦ ૧૦ છે કાંઇ કારણ સામર્થ્ય તુમમેં, જિમ એ ઉગરે ભૂપ; તો ઉપકાર કરો પ્રભુ, ઉપકાર છે ધર્મ સરૂપ. સ૦ ૧૧ વિદ્યાધર કહે મુજથી શું હોવે, પણ એક જાણું ઉપાય; તે જો નૃપમાતા કરે, તો વિઘન વિલય સવિ જાય. સ૦ ૧૨ આવી વિદ્યાધરી નિજ પતિ લઇ, વીરમતીની પાસ; તુજ સુતના કલ્યાણનો, રે બાઇ સુણ અવકાશ. સ૦ ૧૩ બિંબ મનોહર સોળમા જિનનો, થાપો થાન પવિત્ર; પંચ મંગળ દીવો કરી, ભરો ફૂલનો પગર વિચિત્ર. સ૦ ૧૪ માહરી વિદ્યાધરી નૃપ પત્ની, તિમ તું નૃપની વિમાત; જિનગુણ ગાઇ રાતિજગો, કરો જિહાં લગે થાય પ્રભાત. સ૦ ૧૫ પછી એક આપું કણયર કંબા, ફરસો ભૂપ શરીર; તો સુત વીર નરેશનો, સજ્જ હોશે ફિરિ વડવીર. સ૦ ૧૬ બાઇએ તુરત તેડાવી મુજને, સયળ સુણાવી વાત; વિદ્યાધર વચને અમે, પ્રભુ ભક્તિથી નિગમી રાત. સ૦ ૧૭ શ્રી જિનરાજનો રાસ રમ્યાં અમે, તુમ માટે પ્રાણેશ !; કંબાથી તુમને જગાવિયા, ગયો વિદ્યાધર નિજ દેશ. સ૦ ૧૮ એ આજની રજનીની રમત, પીઉજી મેં કીધી પ્રકાશ; મોહને ઢાળ બાવીશમી, કહી મનોહર બીજે ઉલ્લાસ. સ૦ ૧૯

---

પ્રતાપથી આપણું વિમાન થંભાણું છે.” ત્યારે ખેચરી બોલી. “હે પ્રિયતમ ! એવો કોઈ ઉપાય છે કે જેથી એ રાજાને અડચણ ન આવે કારણ કે એવું સામર્થ્ય હોય તો પરોપકાર કરવા યોગ્ય છે.” વિદ્યાધર કહે કે “મારાથી તો શું થઇ શકે પણ એક ઉપાય જાણું છું તે જો તેની વિમાતા કરે તો રાજા ઉગરે અને વિઘ્ન વિસરાળ થઇ જાય.” પછી વિદ્યાધરી પોતાના પતિને લઇને તમારી માતા પાસે આવી અને કહ્યું કે “હે માતા ! તમારા પુત્રહિતનો ઉપાય મારા પતિ કહે તે સાંભળો.” વિદ્યાધરે કહ્યું કે—“પવિત્ર સ્થાનકે શ્રી શાંતિનાથજીના મહામંગળમય બિંબનું સ્થાપન કરીને તેની પાસે પંચ દિપક કરી તમે, રાજાની રાણી અને મારી પત્ની આખી રાત્રી પ્રભુના ગુણગાનવડે રાત્રિજાગરણ કરો અને પ્રભાત થાય ત્યારે આ કંબા તમારા પુત્રને અડાડજો કે જેથી તે સજ્જ થઇ જશે અને વિઘ્ન માત્ર નાશ પામશે.” વિદ્યાધરે આ પ્રમાણે કહેવાથી આપની વિમાતાએ મને બોલાવી અને અમે આખી રાત્રી વિદ્યાધરે કહ્યા પ્રમાણે જિન ગુણ ગાનમાં વ્યતિત કરી. પછી કંબાવડે મેં આપને જગાડ્યા અને તે વિદ્યાધર સ્વસ્થાનકે ગયો. આ પ્રમાણેની અમારી રાત્રી સંબંધી હકીકત છે. શ્રી મોહનવિજયે આ બીજા ઉલ્લાસના બાવીશમી મનોહર ઢાળ કહી છે. ૧૦–૧૯.

દુહા.

ચદ કહે ચતુરા નિસુણ, એ કહ્યો સાચો મર્મ;<br>
જે હોય નારી પતિવ્રતા, તેહનો એહિજ ધર્મ. ૧

અકૃત કરે પિઉ કારણે, સુકૃત કરે વિશેષ;<br>
પ્રકૃતિ એ સતીયો તણી, હોય પુરાકૃત દેષ. ૨

સુતનુ માતા હિત કરે, પતિભક્તિ હોય નાર;<br>
શી અધિકાઇ તેહમે, છે જગસ્થિતિ વ્યવહાર. ૩

મુજ કારણ ઉજાગરો, કર્યો તુમે બહુ રીત;<br>
ભલી થઇ કરૂણા કરી, અમ તુમ સાચી પ્રીત. ૪

જૂઠુ કેમ કહો તમે, માન્યા વચન વિરામ;<br>
જો જૂઠુ ભાખો તુમે, તો વાયસ હોય શ્યામ. ૫

જો પ્રભુ રાસ રમ્યો નહી, મુજ માટે તુમે નાર;<br>
તો સાયર ખારો હુવે, દિનકર વમે તુષાર. ૬

તુમ વિણ કુણ પતિના જતન, કરે અવર સસાર;<br>
આવ્યો માલવ દેશનો, ચાંપલ દેને ભાર. ૭

---

દુહાનો ભાવાર્થ

ચતુર ચદરાજાએ તે બધી વાત સાભળી લઇને કહ્યુ કે—“તમે સાચેસાચી વાત કરી પતિવ્રતા સ્ત્રીનો એ જ ધર્મ છે કે—પતિના હિતમા તત્પર રહેવુ પતિને માટે સ્ત્રી અકૃત્ય પણ કરે, સુકૃત્ય તો વિશેષે કરે એ સતીઓની સસ્કાર પામેલી પ્રકૃતિ હોય છે સ્ત્રી નિરતર પતિની ભક્તિવાળીજ હોય અને માતા તો પુત્રનુ હિત કરે તેમા નવાઈજ શી ? તમે મારા માટે આખી રાત્રીનો ઉજાગરો કર્યો તે માટે મોટી મહેરબાની કરી મારી અને તમારી સાચી પ્રીતિમા એ ઘટેજ છે, પણ તમે જૂઠુ કેમ કહો છો બાકી જો તમે જૂઠુ કહો તો કાગડા કાળા થઇ જવા જોઈએ હે સ્ત્રી ! જો તમે મારે માટે જિન પ્રભુનો રાસ ન રમ્યા હોત તો સમુદ્ર ખારો થઈ જવો જોઈએ અને સૂર્યમાથી ઝાકળ વરસતી હોત વળી તમે મારા માટે આખી રાત ઉજાગરો ન કરો તો બીજુ કોણ કરે ? કારણ કે આખા માળવા દેશનો ભાર ચાપલદે ઉપર આવ્યો જણાય છે ૧–૭

## ઢાળ ૨૩ મી.

( સખીરી આવ્યો વસંત અટારડો—એ દેશી. )

સખીરી ચંદ્ર કહે ચંદ્રાનને, ચં૦ તુમ વચન છે પ્રતીત; સુગુણ જન સાંભળો, પણ મુજ વિનતિ ચિત્ત ધરો, ચિ૦ કહે કહિવાય એ રીત. સુ૦ ૧ સખીરી રાસમંડળ જિનરાજનો, જિ૦ ઉદય કિહાંથી થાય; સુ૦ સ૦ એહવું ભાગ્ય કિહાં થકી, કિ૦ જે જિનગુણ ગવરાય. સુ૦ ૨ સ૦ જિનની ભક્તિ જો કીજીએ, જો૦ તો લહીએ ભવપાર; સુ૦ સ૦ જિનગુણ ગાતાં બહુ થયા, બ૦ જ્યોતિવધુ ભરતાર. સુ૦ ૩ સ૦ જિમ તુમે પ્રભુગુણ આલવી, આ૦ સુજને કીધ કલ્યાણ; સુ૦ સ૦ તિમ અમે પણ સુપનું લહ્યું, સુ૦ મધ્ય નિશાને પ્રમાણ. સુ૦ ૪ સ૦ તુમે એહ આભાનગરથી, ન૦ કોશ અઢારશેં સીમ; સુ૦ સ૦ જાણું વિમળપુરી તુમે ગયા, તું સાસુ પણ છે સમીપ. સુ૦ ૫ સ૦ તિહાં કોઇક નર પરણતો, પ૦ દેખો છો બિહું તેહ; સુ૦ સ૦ જાગ્યો એહવે હું ઇહાં, હું૦ કૌતુક સુપન રચ્યો એહ. સુ૦ ૬ સ૦ તુમ કથનને મુજ સુપનમાં, સુ૦ અંતર રજની દીસ; સુ૦ સ૦ એ બિહુંમાંહે કીહું ખરૂં, કી૦ એ જાણે જગદિશ. સુ૦ ૭ સ૦ મેં જાણ્યું અનુમાનથી, અ૦ સુપનની શી પરતીત; સુ૦ સ૦ સુપન દ્રષ્ટાંતે સંસારની, સં૦ ખોટી કહી છે રીત. સુ૦ ૮ સ૦ તુમે અનુભવિયું તે ખરૂં, તે૦ ખોટું નિદ્રા જાળ; સુ૦ સ૦ સાચી સદૈવ હોવે સતી, હો૦ કહે ઇમ ચંદ ભૂપાળ. સુ૦ ૯ સ૦ પિઉ વચને વિસ્મિત થઇ,

---

### ઢાળ ત્રેવીશમીનો ભાવાર્થ.

હે ચંદ્રાનને ! હું તમારી વાત સાચીજ માનું છું. મને તમારી પ્રતીતિ છે. આખી રાત્રી જિનગુણ ગવાય એવાં ભાગ્ય ક્યાંથી ? જિનેશ્વરની ભક્તિ કરવાથી પ્રાણી ભવનો પણ પાર પામી જાય છે. તમે જેમ આખી રાત્રી જિનગુણગાનમાં વ્યતીત કરી તેમ મને પણ મધ્યરાત્રીએ એવું સ્વપ્ન આવ્યું કે—" જાણે તમે સાસુજીની સાથે અહીંથી અઢારસો કોસ દૂર વિમળાપૂરીએ ગયા અને ત્યાં એક મહા રૂપવંત પુરૂષને પરણતો જોયો અને પાછા અહીં આવ્યા.' મારા સ્વપ્નમાં અને તમારી વાતમાં ઘણુંજ અંતર છે પણ સ્વપ્નાં સાચાં શેના હોય ? તમે અનુભવ્યું તે સાચું ! એમાં ખોટાની શંકા પણ કેમ કરી શકાય ? કારણ એમાં સાચું શું તે તો પરમાત્મા જાણે. પણ આ સંસારની જેમ સ્વપ્ન ખોટું હોય છે અને પતિવ્રતા કહે તે સાચું હોય છે. " ૧-૯

આવાં પતિનાં વચન સાંભળી વિસ્મિત થઇને ગુણાવળી પતિને ખોટા પાડવા માટે 'સ્વપ્નાં તો જૂઠાંજ હોય છે' એમ જણાવવા બોલી કે—" હે સ્વામિન્ ! એક શિવના

વિ૦ નિસુણ નિશા સંબંધ; સુ૦ સં૦ પણ પીઉ ખોટા પાડવા, પા૦ કલ્પ્યો એક પ્રબંધ. સુ૦ ૧૦ સં૦ કહે રાણી સ્વામી સુણો, સ્વા૦ શિવસેવક હું તો એક. સુ૦ સં૦ સુપનમે દીઠું દેહરૂ, દે૦ સુખડી ભર્યું સુવિવેક. સુ૦ ૧૧ સં૦ ઉઠી ઉંધાગળે નૂતર્યાં, નૂ૦ નિજ ન્યાતિલા સર્વ, સુ૦ સં૦ પાછો આવીને જુએ, ને ખાલી શિવ ઉપવર્ગ. સુ૦ ૧૨ સં૦ અપહરી ઇશે સુખાસિકા, સુ૦ જાણે હો સેવક મૂઢ; સુ૦ સં૦ દેઈ પ્રાસાદ પૂજ્યા વિના, પૂ૦ પોઢચો જ્ઞાતિથી ગૂઢ. સુ૦ ૧૩ સં૦ પહોર દિવસ રહ્યો પાછલો, પા૦ જ્ઞાતિ જગાડે હો જોય; સુ૦ સં૦ કહ્યું રે મૂર્ખ ભોજન તણી, ભો૦ ઢીલ કરે ઇમ કોય. સુ૦ ૧૪ સં૦ ભોજ્ય સામગ્રી દીસે નહી, દી૦ સહિ તો તે હાંસું કીધ; સુ૦ સં૦ જ્ઞાતિ ભણી ઉત્તર ઇસ્યો, ઉં૦ શંકરપૂજકે દીધ. સુ૦ ૧૫ સં૦ ક્ષણ એક પડખો જો તુમે, જો૦ ભરૂ સુખડીએ પ્રાસાદ; સુ૦ સં૦ કહે સુપનમે દેખું પૂરવપરે, પૂ૦ તો જિમાડું સવાદ. સુ૦ ૧૬ સં૦ સહુ કહે સુપનની સુખડી, સુ૦ તિણે કિમ ભાંજે ભૂખ; સુ૦ સં૦ પસ્તાવો પૂજારી કરે, પૂ૦ ખોટા એ સુપન સલૂખ. સુ૦ ૧૭ સં૦ તિમ સુપનમાહે પ્રભુ, માં૦ વિમળપુરી મુજ દીઠ; સુ૦ સં૦ હું તો ઉભી તુમ આગળે, તુ૦ જૂઠ શું બોલો અનીઠ. સુ૦ ૧૮ સં૦ જાતે વળતે છત્રીશશે, છ૦ કોસ હોવે મહારાજ; સુ૦ સં૦ વાત તે માનવાની નહીં, ની૦ આવે એ વાતે લાજ. સુ૦ ૧૯

---

પૂજારીએ સ્વપ્નામા આખુ શિવમદીર સુખડીએ ભરેલુ દીઠુ એટલે જાગીને તરતજ પોતાની જ્ઞાતિ બધીને જમવાનું નોતરૂ આપી આવ્યો પછી આવીને જોવા માડ્યુ તો મીઠાઇ બીલકુલ દીઠી નહીં એટલે વિચાર્યુ કે-શિવે બધી સુખડી અપહરી જણાય છે, એમ વિચારી બારણા બધ કરીને સુતો પાછલો પહોર દિવસ રહ્યો એટલે જ્ઞાતિવર્ગ બધો ત્યા ભેળો થયો તેણે ત્યા ભોજન સામગ્રી બીલકુલ દીઠી નહીં, તેમ પૂજારીને પણ દીઠો નહીં શિવમદિરના દ્વાર પણ બધ દીઠા પછી તેને જગાડ્યો એટલે તે બોલ્યો કે-'જરા રાહ જુઓ, હમણા કાલ રાત્રીની જેવુ સ્વપ્ન આવે અને સુખડી દેખુ તો તેનાવડે તમને જમાડુ ઉતાવળા ન થાઓ '૧૦-૧૬ એટલે બધા બોલ્યા કે-'તુ શુ અમને સ્વપ્નાની સુખડી જમાડવાનો હતો ? તે સુખડીથી શુ માણસની ભૂખ ભાગતી હશે ? માટે ઘેલો થઇ ગયો લાગે છે ' એમ કહી સૌ પોતપોતાને ઠેકાણે ગયા અને પૂજારી પણ મનમા પસ્તાયો કે મે ભૂલ કરી માટે હે નાથ ! સ્વપ્ના તો એવા ખોટાજ હોય છે તમે મને સ્વપ્નામા વિમળાપૂરીમા જોઇ અને હું તો અહીં તમારી પાસેજ હતી વળી જતા આવતા છત્રીશસે કોસ થાય એટલુ તે કેવી રીતે જવાય અવાય ? માટે એ વાત ડાઇ માનવા જેવી નથી એવી વાત કરતા પણ શરમ આવે ૧૭-૧૯

**સ૦ હે રાણી રાજા કહે, રા૦ હું તો કરૂં છું હાસ; સુ૦ સ૦ મુજને તારા વચનનો, વ૦ પૂરણ છે વિશ્વાસ. સુ૦ ૨૦ સ૦ રંગરળી રાજા અછે, રા૦ સહુકો અછે નિજ ગેહ; સુ૦ સ૦ આગળ સંબંધ મીઠડો, મી૦ તિમ વળી નવલો નેહ. સુ૦ ૨૧ સ૦ ત્રેવિશે ઢાળે કહ્યો, ઢા૦ મોહને બીજો ઉલ્લાસ; સુ૦ સ૦ શ્રી જૈનધર્મથકી લહે, થ૦ ચંદ નરીંદ પ્રકાશ. સુ૦ ૨૨**

---

ચંદરાજાએ કહ્યું કે—" હું તો તમારી હાંસી કરૂં છું. મને તમારા વચનનો પૂરે-પૂરો વિશ્વાસ છે. રાજા પોતાના રંગે ખુશી રહ્યો. બીજા પોતપોતાને ઘેર રહ્યા છે. હવે આ વાતનો સંબંધ આગળ મીઠો આવે છે. તેમાં વળી નવીન સ્નેહ ભરેલો છે. આ બીજા ઉલ્લાસની ત્રેવીશમી ઢાળ શ્રી મોહનવિજયે કહી છે. રાજા ચંદ જૈનધર્મ ઉપરની આસ્તાથી પોતાનું તેજ પ્રાપ્ત કરે છે. ૨૦-૨૨

હજુ ગુણાવળી ચંદરાજાની હકીકતને ખોટી પાડવા પ્રયાસ કરશે. પરંતુ એ બધું કુસંગના દોષનું પરિણામ છે. ગુણાવળી હજુ સુધી ભોળી થઈને ચંદરાજાને સ્વપ્નું આવેલજ માને છે, તેમાં પોતે નજરે જોયેલું પણ ભૂલી જાય છે. ચંદરાજાએ બધું જાતે અનુભવેલું છે એટલે એને શંકા પડવા જેવું પણ નથી. અહીં રાસના કર્ત્તાએ બીજો ખંડ પૂરો કર્યો છે. રસિક કથાકારોની રીતિજ હોય છે. આપણે પણ અહીં પૂરા થતાં આપણા આ વર્ણનમાંથી રહસ્ય શું લેવાનું છે તે વિચારીએ. થોડો વખત પણ કુસંગતિ કર્યાનું પરિણામ બહુ અનિષ્ટ આવે છે તે આપણે ત્રીજા ખંડમાં જોશું. હાલ તો અહીં સુધીની હકીકતમાંથી લેવા યોગ્ય સાર ગ્રહણ કરી આપણે પણ બીજા ખંડને સમાપ્ત કરીએ.

---

## ઢાળ વીશમીથી ઢાળ ત્રેવીશમી સુધીનું રહસ્ય.

અહિંયા કુસંગથી થતી માઠી અસર અને સ્ત્રીચરિત્રનું પ્રત્યક્ષ સ્વરૂપ ગુણાવળીએ બતાવી આપ્યું છે, અને વ્યંગમાં કેમ બોલાય છે તે ચંદરાજાએ શિખવ્યું છે.

પ્રારંભમાં તો વીરમતી આપવખાણ કરે છે, અને ગુણાવળી સાંભળે છે. તે વખતે ગુણાવળી પ્રેમલાને પરણનાર તો પોતાના પતિ ચંદરાજાજ હતા એમ કહે છે, પણ વીરમતી માની શકતી નથી. તેના માનવામાં એ વાત આવે પણ કેમ? કારણ કે આટલે દૂર ચંદરાજા શી રીતે આવે? તેને કયાં ખબર છે કે તે તો સાથેજ વિમળાપૂરી આવ્યા હતા અને પાછા પણ સાથેજ આવે છે. ચંદરાજા પણ આ સાસુ વહૂની વાત સાંભળી રખે ઉઘાડા પડી ન જવાય તેની ચિંતામાં પડે છે, કારણ કે પોતાની અપરમાતા કેવી ક્રૂર છે તે તેઓ બહુ સારી રીતે જાણતા હતા. એકવાર તો વળી ભાગ્યદશા આડી આવે છે અને ઝાડ ઉપરથી ઉતરતા પણ બેમાંથી એકે જણ તેને દેખતા નથી ચંદરાજા પોતાના મહેલમાં પહોંચી જાય છે અને હતા તેવા સૂઇ જાય છે; પરંતુ મીંઢોળ કંકણાદિ કેટલાંક લગ્નનાં

ચિન્હ રહી જાય છે અને ઉતાવળને લીધે તે તેના ધ્યાનમાં રહેતું નથી એટલામાં તો ગુણાવળી કળા લઈને આવે છે અને ચંદરાજાને જગાડે છે હવે પછી કપટનાટક શરૂ થાય છે બન્ને જણા ઘણી કપટકળા કેળવે છે પરંતુ એકની વૃત્તિ શુદ્ધ છે અને બીજાની અશુદ્ધ છે ચંદરાજા સાચા અને ગુણાવળી ખોટી છે તેને અપરમાતાના અલ્પ પ્રસંગમાં પણ કુસંગની માઠી અસર હાડોહાડ વ્યાપી ગઈ છે અને તેથી તે ઉપરાઉપર જૂઠું અને છેવટે હડહડતું જૂઠું બોલે છે, રીસ ચડાવે છે અને સ્ત્રીચરિત્ર કેળવે છે આ બધું મૂળ હકીકતમાં વિસ્તારથી જણાવેલું છે અહીં તો માત્ર તેનું રહસ્યજ વિચારવાનું છે

ગુણાવળી જેવી શુદ્ધ મતી સ્ત્રી જ્યારે પતિની વચના આટલી બધી કરે અને પોતે સમજે કે પતિ બોલે છે તે વાત સાચી છે ત્યારે પણ ખરી વાત કહી ન શકે ત્યારે તે સ્ત્રીજાતિનોજ દોષ કે તેમાં બીજું કાંઈ કહી શકાય ? સ્ત્રીજાતિ અને તેમાં લાગ્યો કુસંગ એટલે વિષ વધાર્યા જેવું થાય છે

ગુણાવળી પતિને જગાડે છે પ્રસંગમાં કર્તા કહે છે કે—

જે નર હોય નિરૂદ્યમી, વળી મૂરખ હો શેખર હોય જેહ,<br>
વેળા કરણ નગેશની, ઉંઘડીએ હો ફોગટ ગમે તેહ.

અર્થાત્ સૂર્યોદય અગાઉ તો અવશ્ય જાગવું જ જોઈએ તે વખત જે ઉંઘમાં વ્યનીત કરે છે તે કાં તો નિરૂદ્યમી હોય અથવા મૂર્ખશિરોમણિ હોય એમ સમજવું ગુણાવળી પતિને કહે છે કે–‘ તમે આખી રાત ઉંઘી ગયા–જાગ્યાજ નહિ તેથી મારે તો આ રાત બધી અલેખે ગઇ છે ’ જુઓ સ્ત્રીની કળા! આગળ ચાલતાં વળી અપરમાતાનો ભય બતાવે છે કે–‘ જો મોડા ઉઠ્યાની વાત તે જાણશે તો ઠબકો આપશે ’ હવે ચંદરાજા સામી કપટબાજી માડે છે તે પણ કહે છે કે–‘ તમે કાંઇક ઉજાગરો કરી આવ્યા લાગો છો, માટે તેની વાત કરો ’ ગુણાવળી તો તદ્દન અજાણીજ બની જાય છે કે–‘ હું અબળા–તમારી આજ્ઞા વિના મહેલના ઉંબરાની બહાર પગ પણ કેમ મૂકું ? માટે હું તો ક્યાંઈ ગઈજ નથી ’ છે કાંઈ અસત્યની ખામી ? ચંદરાજા હજુ સુધી પણ તેને કુસંગનો દોષ લાગ્યાનુંજ જાણી તદ્દન નિર્દોષ સમજે છે તે પ્રસંગમાં કવિ કહે છે કે —

દુઃસંગતિથી સાધુજન પામે વિકૃતિ વિકાર,<br>
યંત્રઘટીસંગતથકી, ઝલ્લરી સહે પ્રહાર

આ સંબંધમાં ગાયને થયેલી ગધેડાની ભોબતને અંગે પણ કહેવામાં આવે છે કે–**एकरात्रिप्रसंगेण, काष्टघटाविडम्बना** તેમજ **‘ પાણી પીએ ઘડી, ને માર ખાય ઝાલર. ’** એવી અનેક કહેવતો અને દષ્ટાંતો છે, પરંતુ તે બધા અવસરે સ્મરણમાં આવવાની જરૂર છે દુષ્ટની સંગતિને કોયલાની પણ ઉપમા આપી છે કે–તે ટાઢો હોય તો

કાળું કરે અને ઉષ્ણ થાય તો શરીરને તપાવે, અર્થાત્ કોઇ પણ સ્થિતિમાં દુષ્ટની સંગતિ હાનિકારકજ છે, સર્વથા વર્જ્ય છે.

જ્યારે ચંદરાજા કહે છે કે—' હવે સ્ત્રીચરિત્ર છોડીને સાચી વાત કહો. ' ત્યારે ગુણાવળી વિદ્યાધર સંબંધી આખી વાત નવી જોડી કાઢે છે. જુઓ થોડા પ્રસંગમાં પણ અસત્ય બોલવામાં તે કેવી પાવરધી થઇ જાય છે. વિદ્યાધરની કથામાં પણ સ્ત્રીના આગ્રહની જીત થાય છે એ ધ્યાનમાં લેવા યોગ્ય છે. આ જોડી કાઢેલી કથા સાંભળ્યા પછી વળી ચંદરાજા ચડાવે છે કે—' સતીઓનો એ ધર્મજ છે, અને તમારા જેવી પતિવ્રતા સ્ત્રી અને મારી હેતભરેલી માતા મારા માટે આખી રાત્રી જિનગુણગાન ન કરે તો બીજું કોણ કરે? જો તમે જૂઠું બોલો તો કાગડા કાળા થઇ જાય, ' ઇત્યાદિ દષ્ટાંતો કહી તેના કહેવાને તદ્દન અસત્ય ઠરાવે છે, અને પછી પોતાને સ્વપ્ન આવ્યાની વાત કરે છે. તે સાંભળી ચતુરા ગુણાવળી ચમકે છે. તો પણ ચંદરાજા ' સ્વપ્ના કાંઇ સાચા હોતા નથી ' એમ કહે છે, એટલે વળી પગમાં જોર આવવાથી ખોટા સ્વપ્ન ઉપર એક વાત કહી બતાવે છે. એટલે ચંદરાજા ઉત્તર વાળે છે કે—' તમે કહો છો તે વાત ખરી છે, હું તો માત્ર હાંસી કરૂં છું. ' આમ બન્નેને આનંદમાં રાખી કર્ત્તા બીજો ખંડ પૂરો કરે છે.

**શ્રી ચંદરાજાના રાસનો દ્વિતીય ઉલ્લાસ સમાપ્ત.**

**इति श्री प्राकृतप्रबंधे चंदचरित्रे चंदसिंहलमिलनस्वरूपा, कनकध्वजकथाश्रवणरूपा, भाटकपाणिग्रहणात्मिका, पुनराभापुरीनगरीगमनिका=आभिश्चतसृभिः कलाभिः समर्थितोऽयं द्वितीयोल्लासः**

**द्वितीयः खंडः समाप्तः।**





# તૃતીય ઉલ્લાસ.

દુહા.

અવિનાશી કાશી ધણી, શિવવાસી હરિત ગ;
સર્ગનિવાસી દાસ જસ, નમો પાસજિન રગ. ૧

ચિદાકાર ચિદ્જ્ઞાનઘન, ચિદાનદ ચિદ્રૂપ;
ચિદાભાસ કરૂણાથકી, હોવે ત્રિલોકીભૂપ. ૨

જે દર્શન દર્શન વિના, દર્શન તે પ્રતિપક્ષ;
દર્શન દર્શન હોય જિહાં, તે દર્શન પ્રત્યક્ષ. ૩

ભગજાળ નર બાળમતિ, રચે વિવિધ આયાસ,
તિહાં દર્શન દર્શન તણો, નહી નિદર્શનાભાસ. ૪

---

દુહાનો ભાવાર્થ

વિનાશ નહી પામનારા, કાશી નગરીના ધણી, મોક્ષમા રહેલા અને શરીરે નીલરંગવાળા તથા દેવતાઓથી પૂજિત શ્રી પાર્શ્વનાથ ભગવાનને નમસ્કાર થાઓ ૧

જે ચૈતન્ય આકૃતિવાળા, ચૈતન્ય જ્ઞાન સમૂહ રૂપવાળા, આનદ સ્વરૂપ, ચૈતન્ય રૂપવાળા, એવા ચૈતન્ય સ્વરૂપી પરમાત્માની કરૂણાથી આત્મા ત્રણ લોકનો નાથ થાય છે ૨

જે દર્શન આત્મસ્વરૂપના અનુભવ વિનાનુ છે, તે દર્શન (મત) વિરોધી મતવાળુ છે અને જે દર્શનમા આત્મસ્વરૂપના અનુભવરૂપ સમ્યગ્ દર્શન થાય છે તેજ દર્શન પ્રત્યક્ષ દર્શન છે ૩ અજ્ઞાનને આધીન બનેલો પુરૂષ અનેક પ્રકારના પ્રયોગથી વચનોના ભગજાળની રચના કરે છે તેવા કપટવાળા મત-દર્શનથી શુદ્ધ આત્મસ્વરૂપ પ્રગટ થતું નથી અને જે થાય છે તે દર્શન નથી પણ દર્શનાભાસ છે ૪

લલિત ત્રિભંગી ભંગભર, નૈગમાદિ નય ભૂરિ;
શુદ્ધાશુદ્ધતરોક્તથી, ભાખે જગગુરૂ સૂરિ. ૫

માન્યો કર્ત્તા તો કિશું, અણમાન્યે શો વિશેષ;
મનમાન્યો માન્યા વિના, ન ગઇ મમતા રેષ. ૬

મત મત જનક મમત્વતા, સિદ્ધ જનક અમમત્વ;
ધન્ય ગણે સમ ભાવથી, મત અનેક એકત્વ. ૭

જે સમદર્શી સરલ ગતિ, આત્મશક્તિ સંપ્રાપ્ત;
તે નર ચંદનરિંદ પરિ, ત્રિભુવન હોવે વ્યાપ્ત. ૮

ચંદ તૃતીય ઉલ્લાસ અથ, નિસુણો સુભગ અખંડ;
જાસ મધુરતાથી થઇ, ખંડ તે ખંડોખંડ. ૯

કવિ શ્રોતા કારણ કરે, ગ્રંથરચન આયાસ;
સમજે કુણ શ્રોતા વિના, કવિજન વચન વિલાસ. ૧૦

---

સુંદર ત્રિભંગીના ભંગથી ભરપૂર, નૈગમાદિ સપ્ત નયયુક્ત અને શુદ્ધ અશુદ્ધનો નિર્ણય કરી અતિ શુદ્ધ વચનો જગતના ગુરુ સૂરિ બોલે છે. ૫.

ઈશ્વર જગતના કર્ત્તા છે એમ માનીએ તો પણ શું ? અને કર્ત્તા નથી એમ માનીએ તો પણ શું ? ખરી રીતે મન જ્યાંસુધી કાબુમાં ન આવે ત્યાંસુધી મમતા જરા પણ દૂર નથી થવાની એમ સમજવું. ૬

મમતા જૂદા જૂદા મતોને ઉત્પન્ન કરનારી છે જ્યારે નિર્મમતા–નિર્મોહ–મોહરહિતપણું સિદ્ધિને ઉત્પન્ન કરનારૂં છે. જે વિવિધ મતો–દર્શનોમાં સમભાવથી એકત્વ ગણે તે નર ધન્યવાદને પાત્ર છે. ૭ જે માણસ દરેક પ્રત્યે સમદૃષ્ટિવાળો, સરળગતિ રાખનારો અને આત્મશક્તિને સારી રીતે વિકસાવનારો હોય છે તે પુરૂષ ચંદરાજાની માફક પોતાના યશ–કીર્તિને ત્રણ જગતમાં વ્યાપ્ત કરી શકે છે. ૮

હે ભાગ્યશાળી જનો ! હવે ચંદરાજાના રાસનો ત્રીજો ઉલ્લાસ અખંડિતપણે સાંભળો. જેની મધુરતાની આગળ ખાંડ શરમાઇને ટૂકડે ટૂકડા થઈ ગઈ. ૯ કવિ શ્રોતાઓને માટેજ ગ્રંથ રચવાનો પ્રયાસ કરે છે. કારણ કે ઉત્તમ શ્રોતા વિના કવિલોકના વચનનો વિલાસ કોણ સમજે ? ૧૦

યથાશક્તિ વક્તા વદે, ક્ષયોપશમ અનુસાર;
પણ શ્રોતા ભેદાલકા, તે વિરલા સસાર. ૧૧

એક ચિત્ત હુતી સભા, નિસુણો હવે આધકાર;
ગુણાવળી હવે ચદથી, કેવા કરે પ્રકાર. ૧૨

ઢાળ ૧ લી

( હો મતવાલે સાજના, ગજની આજની રહીને રે—એ દેશી )

પૂરવપતિને ગુણાવળી, વિનવે બેહુ કરજોડી રે; સુપન તણી આંટી તુમે, વાલમજી દ્યો છોડી રે. ૧ વાત વિમાસી કીજીએ. (એ આંકણી.) જે વાતે રસ વાધે રે; જે નર અણઘટતી કહે, તે શો સ્વારથ સાધે રે? વા૦ ૨ કીધો રજની ઉજાગરો, તે તુમે નાણ્યો લેખે રે; તો વાલેસર શુ થયુ, પરમેશ્વર તો દેખે રે. વા૦ ૩ ઘોડો દોડે વેગથી, પણ અસ્વાર ન જાણે રે; તે ઉખાણો તમે કર્યો, એવી રીઝને ટાણે રે. વા૦ ૪ હાંસીમાં કાઢો તુમે, પ્રીતમ તમને પરખ્યા રે; ભુડુ મ માનશો સાહિબા, વણિકકળા કયાં શિખ્યા રે વા૦ ૫ જગત સકળ જૂઠો ગણે, જે નર હોવે જૂઠોરે; નિજ અવગુણ જાણે નહીં, વાક દેખાડે અપૂઠો રે વા૦ ૬ ઉલટો ચોર ચોરી કરી, જેમ તલારને દડે રે; દેખાડો છો દળામણી, તિમ તુમે કરીને વિત ડે રે. ૭

---

ક્ષયોપશમાનુસાર યથાશક્તિએ વક્તા હમેશા બોલે છે, પણ તેના ભેદને જાણનારા શ્રોતાઓ આ સસારમા વિરલા હોય છે ૧૧ માટે હવે બધા એક ચિત્ત થઇ આ ચાલતી વાતને સાભળો હવે ગુણાવળી રાણી ચદરાજા પાસે કેવી કેવી યુક્તિઓ કરે છે તે ધ્યાનપૂર્વક સમજો ૧૨

ઢાળ પહેલીનો ભાવાર્થ

ચદરાજાના છેવટના વચનોથી ગુણાવળીના પગમા કાઇક જોર આવ્યુ તેથી તે બોલી કે—" હે સ્વામી! આપ સ્વપ્ન સબધી આટી બીલકુલ તજી દ્યો અને જે વાતે રસ વધે તેવી વાત કરો અણઘટતી વાત કરવાથી શો લાભ? અમે આખી રાત તમારા માટે ઉજાગરો કર્યો તે તો તમારા હિસાબમા પણ ન આવ્યો ભલે તમે ધ્યાનમા ન લ્યો પણ પરમેશ્વર તો જાણે છે એ તો જગતમા ઉખાણો છે કે ઘોડા વેગથી દોડે પણ અસ્વારને તેની ખબર ન પડે તમે પણ તેમજ કરો છો તમે અમારી વાત બધી હાસીમા કાઢી નાખો છો તેથી તમે કાઇકથી વણિકકળા શીખી આવ્યા લાગો છો ૧-૫ જૂઠો આખા જગતને જૂઠુ સમજે છે જૂઠો માણસ પોતાના અવગુણ જોતો નથી અને બીજાનો વાક કાઢે છે ચોર ચોરી કરી કોટવાળને દડે તેમ તમે વાત કરીને ઉલટી દળામણી બતાવો છો પણ હુ

હું ભોળી સમજી નહીં, તમને સાચી મેં ભાખી રે; સમજણમાંહિ તુમારડી, તમે પણ ઓછ ન રાખી રે. વા૦ ૮ વરજું છું હાંસી મત કરો, હાંસીએ હોવે વિખાસી રે; કિહાં હું કિહાં વિમળાપુરી, તમને એ મતિ શી ભાસી રે. વા૦ ૯ નર પરઘરભંજા ઘણા, નારી નહીં કોઇ ખોટી રે; નર પરણાવે અદેખતાં, વાત કરી કરી મોટી રે. વા૦ ૧૦ ઓલંઘી ઘરનો ઉંબરો, ન ગઇ કિહાં થઇ ધીઠી રે; તો તમે કોશ અઢારશેં, ઉપર કિહાં મુજ દીઠી રે. વા૦ ૧૧ ચંદ કહે રાણી તમે, રીસ સુધા મ ચઢાવો રે; જિમ તુમ મન રાજી રહે, તે વિધ ગાવો બજાવો રે. વા૦ ૧૨ સુપનતણી વાતે તમે, નાકે સળ કાં આણો રે; હસવાની મુજ ટેવ છે, રહો છો ભેળાં શું ન જાણો રે. વા૦ ૧૩ પણ મુજ સુપન જૂઠું નહીં, મુજ નિરધાર છે એહવું રે; સાસુવહૂ મોજે કરો, જોડું મિળ્યું જોઇએ તેહવું રે. વા૦ ૧૪ પણ મુજને કરીને કૃપા, દેખાડજો કોઇ ક્રીડા રે; માહારી રખે કાંઇ આણતા, મનડામાંહે વ્રીડા રે. વા૦ ૧૫ તુમ કારજમાંહે માહરૂં, ભેળું કાજ સુલીજે રે; જિમ ખીચડીની બાફથી, વિચમાં ઢોકળું સીજે રે. વા૦ ૧૬ ગોદડીમાંહે ગોરખ તુમે, પ્રાણપ્રિયે તુજ દીઠી રે; ત્રીજે ઉલ્લાસે પહેલી કહી, ઢાળ એ મોહને મીઠી રે. વા૦ ૧૭

---

ભોળી તે કાંઈ સમજી નહીં અને બધી વાત રાત્રે બની હતી તે તમને કહી દીધી. તમારી સમજણની શી વાત કરવી ? તમે પણ કાંઇ ઓછપ રાખી નહીં. બાકી આવી હાંસી કરવી આપને ઘટતી નથી. કેમકે હસવામાંથી ખસવું થઇ જાય છે. કયાં હું અને કયાં વિમળાપુરી ? તમને આ શી બુદ્ધિ સુઝી ? ઘણા પુરુષો તો પારકા ઘરને ભાંગનારા હોય છે. કોઈ નારી ખોટી હોતી નથી. પુરુષો તો દેખ્યા વગર મોટી મોટી વાતો કરી પરણાવી દે છે. હું આ ઘરનો ઉંબરો તજીને ઉદ્ધત થઇ બહાર જતી નથી તે એટલે દૂર આપની આજ્ઞા વિના શી રીતે જાઉં ? તમે મને ત્યાં કયાંથી દીઠી ? માટે એવી નકામી વાત કરવી પડતી મુકો." ૯–૧૧

ચંદરાજા કહે કે—" રાણીજી ! એમાં રીસ શામાટે ચડાવો છો ? જેમ તમારા મનમાં આવે તેમ ગાઓ બજાવો તેમાં મારી કયાં ના છે ? મેં મારા સુપનની વાત કરી તેમાં તમે નાક શું ચડાવો છો ? મારી હસવાની તો ટેવ છે તે શું તમે આટલા વખતના પરિચય છતાં જાણતા નથી ? પણ મારૂં સ્વપ્નું ખોટું નથી એવો મને તો નિરધાર છે. સાસુ વહૂનું સરખેસરખું જોડું મળ્યું છે તો ખુશીથી મોજ કરો. પણ કૃપા કરીને મને પણ કોઇકવાર એવી મોજ બતાવજો, એમાં મારી શંકા ન રાખશો. ખીચડીની બાફમાં ઢોકળું સીજી જાય તેમ તમારા કામ ભેગું મારૂં પણ કામ થશે. બાકી મેં આજેજ તમને 'ગોદડીમાંથી ગોરખ જાગે' તેમ ઓળખ્યા; આજ સુધી બરાબર ઓળખ્યા નહોતા."
ત્રીજા ઉલ્લાસની પહેલી મીઠી ઢાળ મોહનવિજયે કહી. ૧૨–૧૭

દુહા

વ્હાલા વગરગુન્હે ઇશા, મોસા બોલો કેમ;
એણે વચને પાતળો, કીધો દિસે પ્રેમ. ૧

થઇ નિહેજ નિશંક શું, હસતા ભાજો હાડ;
જાણું છું કોઇ તુમ તણે, કાને લાગ્યો ચાડ. ૨

નાવું વાંકી વાડ તળે, ચાલું ખાડાધાર;
પ્રાણનાથ દીજે નહીં, વહેતા વૃષભને આર. ૩

સુતો વેચે કંતને, તે કોઇ બીજી નાર;
રંગ વિરંગા મદ છકયા, બોલો કિમ અવિચાર. ૪

અંગ વિલોકયું નારીએ, પેખ્યો પરણિત કંત,
થઇ વિલખી જાણ્યા ખરા, વિમળપુરી ઉદંત. ૫

તો પણ પ્રીતમ આગળે, માની નહીં લગાર;
જીમાડી પ્રાણેશને, ગુણાવળી તિણિ વાર. ૬

ગઇ વહુ સાસુ કને, નાહ ન જાણે તેમ;
વાત કહી સઘળી તિહાં, ચંદે ભાખી જેમ. ૭

---

દુહાનો ભાવાર્થ

આ પ્રમાણેના પતિના વચનો સાંભળીને ગુણાવળી બોલી કે—" હે વાલમ ! આપ વગરગુન્હે શામાટે જૂઠું બોલો છો ? આ વચનોથી તો આપનો પ્રેમ મારા પ્રત્યે પાતળો પડ્યો હોય એમ જણાય છે તમે બોલી બોલીને હસતા હાડ ભાગો છો મને લાગે છે કે કોઈ ચાડીયો તમને મળી ગયો છે કે જેણે મારી ખોટી ચાડી ખાધી છે પણ હે સ્વામી ! હું વાંકી વાડ નીચે ન આવું અને ખાડાની ધારપર ચાલે તેમ ચાલું છતાં તમે વહેતા બળદને આર મારવા જેવું કરો છો કંથને સુતો મેલે તેવી સ્ત્રીઓ હોય છે, પણ તેવી હું નથી આપ તે ખાત્રીથી માનજો, માટે આપ આવા પ્રીતિને નાશ કરનારા વચનો ન બોલો તો ઠીક, પછી આપની મરજી " ૧–૪

આના જવાબમાં ચંદરાજ મૌન રહ્યા એટલે ગુણાવળીએ પણ પોતાનું ભાષણ આગળ ચલાવ્યું નહીં, પરંતુ ચંદરાજના શરીર ઉપર વિમાનને લગતા કેટલાક ચિન્હો તેણે દીઠા એટલે જાણ્યું કે જરૂર કોઈપણ પ્રકારે સ્વામી વિમળાપુરી અમારી પાછળ આવ્યા જણાય છે અને પ્રેમલાને તેઓજ પરણ્યા લાગે છે આમ ચોકસ ખાત્રી થવા છતા પણ પતિ પાસે ખરી વાત માની નહીં, અને પતિને જમાડીને લાગ જોઈ ઉતાવળી ઉતાવળી પતિ જાણે નહીં તેમ સાસુ પાસે દોડી ગઈ અને તેમને ચંદરાજ સાથે થયેલી વાત કહેવા લાગી ૫–૭

ઢાળ ૨ જી.

( ઘોડી આઇ થારા દેશમેં મારૂજી—એ દેશી. )

આવી દેવા ઓલંભડો સાસુજી, મુજથી રીસાણો નાહ હો; રઢિયાળો રસ નવિ મેળવે, સાસુજી૦ જાણી રાતની વાતડી, સા૦ કહી સવિ કરીને ફુચાહ હો; હઠભીનો નવલ મતિ કેળવે. સા૦ ૧ તુમ વિદ્યા તૃણ સારીખી, સા૦ મ કરો ફુલ અનંત હો; રઢિયાળો દીઠો મેં તુમથી ઘણું, સા૦ મુજ પિઉ વિદ્યાવંત હો. હઠભીનો૦ ૨. તુમ અમ વિમળપુરી તણો, સા૦ ફોગટ પડીઓ પ્રયાસ હો; રઢિ૦ પિયુ તિહાં પરણ્યો પ્રેમલા, સા૦ એની વિદ્યા સાબાશ હો. હઠ૦ ૩ મેં તિહાં તુમને કહ્યું હતું, સા૦ એ મુજ પરણે છે કંત હો; રઢિ૦ તે તમે કથન વેધ્યું નહીં, સા૦ પણ અંતે થયું તથ્ય હો. હઠ૦ ૪ યદ્યપિ કામિની ડાહીઓ, સા૦ છે જગતી તલે કોડ હો; રઢિ૦ તો પણ પુરૂષ ડાહ્યા ઘણું, સા૦ નરની કિમ હોવે હોડ હો. હઠ૦ ૫. આપણ બિહું જણીએ મિલી, સા૦ જાણ્યું છેતરીએ છે એહ હો; રઢિ૦ પણ એણે બિહુંને છેતર્યાં, સા૦ એકલડે મતિગેહ હો. હ૦ ૬. પહિલાં મેં તુમ વિનવ્યું, સા૦ મુજ પિઉ સમ નહીં કોય હો; રઢિ૦ પણ તે તમે નવિ માનતા, સા૦ જોવો તે સાચું એ હોય હો. હ૦ ૭. પણ દુર્બળને કહ્યે થકે, સા૦ કોઇ ન રાંધે ખીર હો; રઢિ૦ કીમ ભોળવાયે નારીથી, સા૦ જે રણ અંગણ ધીર હો. હ૦ ૮. ન કરૂં સંગતિ કોઇની, સા૦ કીધો તુમચો સંગ હો; રઢિ૦ ચાલી હું વચને તુમતણે, સા૦ તો એહવો થયો રંગ હો. હ૦ ૯.

---

ઢાળ બીજીનો ભાવાર્થ.

ગુણાવળી પોતાની સાસુને કહે છે કે—“ હું તમને ઓળંભો દેવા આવી છું. આપની સાથે એક રાત્રી આવવામાં મારા નાથ રીસાયા છે. તેનું કારણ બીજું કાંઈ નથી, પણ આપણી તમામ વાતો તેના જાણવામાં આવી છે. તમે બહુ ફુલ મારતા હતા પણ તમારા કરતાં મારા પતિની વિદ્યા વિશેષ જણાય છે. હું તમને ત્યાં કહેતી કે આ મારા પતિ પરણે, પણ તમે માનતા નહોતા; હવે સાચું ઠર્યું છે કે મારા પતિજ પ્રેમલાલચ્છીને પરણી આવ્યા છે. આ પૃથ્વીતળ ઉપર જો કે કેટલીક સ્ત્રીઓ ડાહી–વિચક્ષણ હોય છે, પરંતુ પુરૂષો પાસે તેનું ડાહાપણ લેખામાં નથી, અર્થાત્ ગમે એટલું સ્ત્રીજાતિમાં ડહાપણ હોય પણ પુરૂષ જેટલું નજ હોય આપણે બન્નેએ મળીને તેને છેતરવા ધાર્યા, પણ તે ન છેતરાણા; અને તેણે એકલાએ આપણને બન્નેને છેતર્યાં. ૧–૬ હું કહેતી હતી કે મારા પતિ છેતરાવા મુશ્કેલ છે, પણ ગરીબનું કહ્યું કોણ માને ? જરા વિચાર તો કરો કે જે રણસંગ્રામમાં ધૈર્યતા બતાવનારા છે તે સ્ત્રીથી કેમ છેતરાય ? હું તમારા કહેવા પ્રમાણે ચાલી તો મારે તો રંગમાં ભંગ પડ્યો.

ઉદય આવ્યુ જે જેહને, સા૦ તે તેહથીહિજ થાય હો; રઢિ૦ કરવા જાય જો કોઇ નવુ, સા૦ તો પાછુ પસ્તાય હો. હ૦ ૧૦. બાઇજી કહ્યુ તુમતણુ, સા૦ હવે મુજથી નવિ હોય હો; રઢિ૦ વાલેસરને દુહવ્યે, સા૦ સુખ પામી છે કોય હો. હ૦ ૧૧ તુમ કને રહો કળા ધોરણી, સા૦ રહો વિદ્યા તુમ પાસ હો; રઢિ૦ કોઇનો અરથ ન બગાડીએ, સા૦ કરી કરી એહવી લફાસ હો. હ૦ ૧૨ પિઉ ઉપરાઠો જે થયો, સા૦ કિમ વશ આવશે તેહ હો; રઢિ૦ હવે કૌતુક એ તુમતણા, સા૦ રહેવા દ્યો તુમ ગેહ હો. હ૦ ૧૩ દેશ વિદેશ જોતાં થકા, સા૦ દુહવ્યા છયલ સુલતાન હો; રઢિ૦ આવી નાક વિંધાવવા, સા૦ ગઇ તે વિંધાવી કાન હો. હ૦ ૧૪ પિઉ આગળ માન્યુ નથી, સા૦ મે હજુએ તિલ માત્ર હો; રઢિ૦ પણ ઇમ કીધે શુ હોવે, સા૦ પિયુ વર સમ નહીં યાત્ર હો. હ૦ ૧૫. નયણે ચરિત્ર જે દીઠડા, સા૦ માને તે કિમ નાકાર હો; રઢિ૦ જૂઠુ પડવુ તે સાહમુ, સા૦ કરવો શો એહનો પ્રકાર હો. હ૦ ૧૬. કહે સાસુ વહૂ મત ધરો, સા૦ ચિંતા શોક લગાર હો, રઢિ૦ બીજી ઢાળ મોહને કહી, સા૦ ત્રીજા ઉલ્લાસની સાર હો. હ૦ ૧૭

દુહા.

વીરમતી વહૂને વચન, થઇ ક્રોધવશ જોર;
ઉઠી કર કરવાળ ગ્રહી, કરીને હૃદય કઠોર. ૧

---

જે જેને અનુકળ હોય તે તેનાથી બની શકે છે બાકી બીજુ કાર્ય કરવા જાય તો માઠી જેવા હાલ થાય છે હે સાસુજી! તમારી કળા અને તમારી વિદ્યા હવે તમારી પાસેજ રહેવા દ્યો, મારે તેનો લાભ લેવો નથી તમે પણ પોતાની બડાઇ હાંકીને મારા જેવીનો સ્વાર્થ બગાડશો નહીં દેશ વિદેશ જોવા ગયા તો ધણીને દુહાવવાનુ થયુ આ તો 'નાક વિંધાવવા આવી અને કાન વિંધાવી ગઇ' એના જેવુ થયુ મે હજુ કાંઇ વાત માની નથી, પણ જેણે નજરે જોયુ છે તેની પાસે ખોટુ કેટલીવાર ચાલે? અને એવા ખોટા પાડવામા સાર પણ શો? માટે હવે કહો કે આનો પ્રતિકાર શુ કરવો? ગુણાવળીના આવા વચનો સાંભળીને વીરમતી બોલી કે—" તુ એ વાતની ચિંતા ન કર, હુ એનો ઉપાય કરૂ છુ," આ ત્રીજા ઉલ્લાસની બીજી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી છે ૭–૧૭

દુહાનો ભાવાર્થ.

વહુના વચનથી વીરમતી અત્યંત ક્રોધાયમાન થઇ હાથમા તરવાર લઇ એકદમ તે ચંદરાજા પાસે આવી અને તેને અકસ્માત જમીનપર પાડી છાતીપર ચડી બેઠી પછી કહ્યુ કે

આવી ચંદ કને તુરત, ભાખે વચન વિમાત;
અરે ! દુષ્ટ પાપિષ્ટ નર, શી કહી વહૂને વાત. ૨
ન્હાને મુખ મોટાં વચન, કહેતા દીસો ચંદ;
મીઆંની[1] વાદે ચિણા, ચાવે કાં મતિમંદ. ૩
જોવા માંડ્યા આજથી, છિદ્ર અમારાં એમ;
વૃદ્ધપણે તું અમતણી, ભક્તિ કરિશ રે કેમ. ૪
સુર શંકાયે મુજ થકી, તો શો તુજ બળ મૂઢ;
આ જુઓ કીડી બાપડી, સોનૈએ આરૂઢ. ૫
દેશ નગર ભંડાર ભડ, મેં જે સોંપ્યાં પ્રાજ્ય;
તેં તો જાણ્યું આવિયું, કાકિડાને રાજ્ય. ૬
હું તુજને મૂકીશ નહી, જાઈશ કિંહા તું હેવ;
ઈણ વેળા સંભાર તું, ઇષ્ટ હોવે જે દેવ. ૭
છાતીપર બેઠી ચઢી, થયો સભય નૃપચંદ,
કહે સાસુને ગુણાવળી, કરી કરી સ્વર મંદ. ૮

ઢાળ ૩ જી.

( કડડારા વાજા હો નણદલ વાજીઆ, કડડારા ધુરીઆ નિસાણ; મોરી ભોળી નણદી દુરિજન હસશે હો, ગુનહો બગસિયે—એ દેશી. )

તુમચા સુતને હો ઉપર એવડો, ન કરો બાઈજી રોષ; હાંરે મોરી ભોળી માજી દુરિજન હસશે હો ગુનહો બગસિયે. એવડું તુમને હો કરવું નવિ ઘટે,

—" અરે દુષ્ટ ! પાપીષ્ટ ! તેં વહૂને શું કહ્યું ? બોલ ! તું નાને મુખે મોટાં વચન કહેવા શીખ્યો લાગે છે. અરે ! મતિમંદ મીણને દાંતે ચણા કેમ ચાવે છે ? આજથી તેં મારા છીદ્ર જોવા માંડ્યાં છે તો તું મારી વૃદ્ધાવસ્થા શું પાળીશ ? મારાથી દેવતા પણ ડરે તો તારો શો ભાર ? આ તો કીડી સોનૈયા ઉપર ચડી એટલે અભિમાનમાં આવી ગઈ ! તું જાણતો હઈશ કે હું રાજા છું, મને રાજ્ય મળ્યું છે, પણ તે બધું મારૂં આપેલું છે. હું રાજ્ય કરવાને શક્તિવાન્ છું. તારી મારે જરૂરજ નથી, માટે તું તારા ઇષ્ટ દેવને સંભાર, હું હવે તને જીવતો છોડવાની નથી. " અપરમાતનાં આવાં વચનો સાંભળી ચંદરાજા ભયભ્રાંત થઇ ગયો. ગુણાવળી ખોળો પાથરીને કરગરવા લાગી. ૧૪

ઢાળ ત્રીજીનો ભાવાર્થ.

" હે બાઈજી ! તમારા પુત્ર ઉપર આટલો બધો રોષ ન કરો, એનો એક ગુન્હો માફ કરો. આમાં તો ઉલટા લોકો હસશે. આપને આમ કરવું ઘટતું નથી. હે માતાજી !

[1] ' મીણુ તણે દાંતે ચણા ' એવો પણ પાઠ છે.

નહિ મુજ પ્રિતમ દોષ. મો૦ ૧ અવિચળ ગખો હો માહારો જો તુમે, જીવિત સુધી સોહાગ; મો૦ તો તુમે મૂકો હો બાઇજી એહને, કહુ છુ પાઉલે લાગ. મો૦ દુ૦ ૨. ગોદ બિછાઉ હો બાઇજી સાંભળો, એ મુજ કીજીયે માફ; મો૦ માતાજી તુમચી હો હુ ન સહી શકુ, ક્રોધાનળ તણી બાફ. મો૦ દુ૦ ૩ કાં ઇણે જોયા હો તાહરાં છિદ્રને, મે પણ કાંઈ કહ્યાં તુજ્જ; મો૦ ડાહી હુ હુતી હો તો પિણ પાંતરી, સબળી વિમાસણ મુજ્જ. મો૦ દુ૦ ૪. છોરૂ કુછોરૂ હોતાં સાંભળ્યાં, પણ નવિ માત કુમાત, મો૦ એહની વય સાહમો હો કાંઇક તો જુઓ, સમજે શુ ભાતવિભાત. મો૦ દુ૦ ૫ માહરે પિઉ વિણ હો જગ શા કામનો, શુ કરૂ મંદિર સેજ; મો૦ સાસુના જાયાને હો જીવિત દીજીયે, મુજથી જો રાખો છો હેજ. મો૦ દુ૦ ૬. માણસ જો એ હોશે હો તો ઘણુ એ થયુ, હવે ઉતારો જી રોષ; મો૦ કટકી ન કીજે હો કીડી ઉપરે, તૃણ ઉપર શોજી શોપ. મો૦ દુ૦ ૭. લાડકવાયો હો કાંઇ લહિતો નથી, તુમવડે એહ નિશ્ચિત; મો૦ કહેવુ હોય તે હો કહો મુજ એ વતી, પણ મૂકો મુજ કંત. મો૦ દુ૦ ૮. અળગી રહે કહે સાસુ હો તુ સમજે નહી, એ સુતવિણ હુ સારીશ; મો૦ મૂકીશ નહી હુ એહને હો સમ છે તાહરા, જો તુ લાખ વારીશ. મો૦ દુ૦ ૯ તેણે શુ રૂડે હો સોને કીજીયે, ત્રુટે

---

મારૂ સૌભાગ્ય હુ જીવુ ત્યાસુધી અવિચળ રહેવા દ્યો હુ તમને પગે લાગુ છુ, ખોળો પાથરૂ છુ, મારા ઉપર કૃપા કરો હુ તમારા ક્રોધાનળની બાફ સહન કરી શકતી નથી શા ભોગ લાગ્યા કે એમણે તમારા છીદ્ર જોયા અને મે મૂર્ખીએ તમારી પાસે આવીને વાત કરી હુ પણ ડાહી છતા છેતરાણી હવે મને ઘણો પસ્તાવો થાય છે ૧-૪ હે માતાજી ! ‘ છોરૂ કછોરૂ થાય પણ માવતર કમાવતર ન થાય ’ એમની ઉમર શી ? એ જગતની રીતભાતમા શુ સમજે ? વળી તમે કાઇ અનર્થ કરશો તો પછી મારે આ મહેલ અને માળીયા શા કામના છે ? મારૂ જીવતર બધુ ધૂળમા રગદોળાઇ જશે, માટે કોઇ રીતે તેમને છોડો મારા ઉપર કાઇ પણ કૃપા હોય તો એમને જીવિતદાન આપો એ સમજશે તો આટલું પણ ઘણુ થયુ છે આપને કીડી ઉપર કટક કરવું ઘટતુ નથી એ તો તમારા લાડકવાયા પુત્ર છે તમે છો એટલે તે નિશ્ચિત છે આપને કાઇ કહેવુ હોય તો તેની વતી મને કહો, પણ મારા પતિને છોડી દ્યો ” ૫-૮

વીરમતી બોલી કે—“ હે વહૂ ! તુ છેટી રહે, એ વાતમા તુ કાઇ સમજ નહી હુ આવા પુત્ર વિના ચલાવી લઈશ તારા સોગન ખાઇને કહુ છુ કે કોઇ રીતે હુ એને છોડવાની નથી તુ લાખવાર વારીશ તો તે હુ સાભળવાની નથી એવું સોનુ શા કામનુ

**જેહથી કાન; મો૦ કોઇ બીજી ન મળી હો એહને જાયગા, માંડચો મુજથી જે તાન. મો૦ હુ૦ ૧૦ લાગ્યો એ માથે હો છાણાં થાપવા, એહનો એ પ્રતિકાર; મો૦ એમ કહીને જવ આણીહો કંઠે ચંદને, તે કરવાળની ધાર. મો૦ હુ૦ ૧૧ જઇને હાથે વળગી હો સાસુને, વહૂ વળતી આંસુધાર; મો૦ માહારી ઉપર આણી હો બાઇજી દયા, આપો એ પ્રાણાધાર. મો૦ હુ૦ ૧૨. કીધું ઇણે અવિચાર્યું હો હવે એમ નહી કરે, જો હોશે એહને લાજ; મો૦ આલોચો તુમે ઉંડું હો કુણ કરશે પછે, આપણી નગરીનું રાજ. મો૦ હુ૦ ૧૩. જોરો નવિ ચાલે હો કાંઇએ ચંદનો, હોવે જે હોવણહાર; મો૦ વહૂનું કહ્યું માન્યું હો સાસુએ તદા, પરહિ કરી તરવાર. મો૦ હુ૦ ૧૪. ડંસીલી નવિ મૂકે હો ડંસ નરેશથી, કીધો એક પ્રકાર; મો૦ દવરક એક કીધો હો મંત્ર્યો મંત્રથી, વીરમતીએ તિણિવાર. મો૦ હુ૦ ૧૫ દોરો લઇ બાંધ્યો હો કંઠે ચંદને, માએ અતિ અવિચાર; મો૦ તેહથી નૃપ હુવો હો સુંદર કૂકડો, અઇ અઇ સરજણહાર. મો૦ હુ૦ ૧૬. ત્રીજી એ ભાખી હો ત્રીજા ઉલ્લાસની, મોહનવિજયે ઢાળ; મો૦ આગળ થઇ સુણજો હો શ્રોતા એકમના, ચંદ સંબંધ રસાળ. મો૦ હુ૦ ૧૭.**

---

કે જે કાન તોડે. એને કોઈ જગ્યા ન મળી કે એ મારાંજ છીદ્ર જોવા લાગ્યો. એ મારે માથે છાણા થાપવા લાગ્યો, તેથી એનો બદલો એને મળવોજ જોઇએ. ”

આ પ્રમાણે કહીને તે ચંદરાજાના ગળા ઉપર તરવાર ચલાવવા જાય છે તેવામાં ગુણાવળી આડી પડી, તેની આંખમાંથી આંસુની ધારા ચાલી અને તે સાસુને ગળે વળગી પડીને બોલી કે “ હે સાસુજી ! કોઇ રીતે મને પતિભિક્ષા આપો. એણે એક વાર અવિચારી કર્યું પણ હવે લાજ હશે તો આખી જીંદગી સુધી નહીં કરે. વળી વિચાર કરો કે એ નહીં હોય તો આ રાજ્ય કોણ કરશે ? ” ૯–૧૩

ગુણાવળીના આ પ્રમાણેના બહુ અસરકારક વચનોથી વીરમતીએ ચંદરાજાને જીવતો રાખવાનું કબુલ કર્યું, પણ ચંદરાજાનું કંઇ પણ જોર ચાલ્યું નહીં, ખરેખર ! ભાવી અન્યથા થતું નથી. ડંસીલીએ તેનું જીવતર નકામું કરી નાખવા જેવું એક કામ કર્યું. તે એ કે તરતજ એક દોરો મંત્રીને તેને ગળે બાંધી દીધો, એટલે તરતજ મનુષ્ય ફીટીને તે કુકડો થઇ ગયો. અહા ! સૃષ્ટાની લીલા કેવી છે ? શ્રી મોહનવિજયે આ ત્રીજા ઉલ્લાસની ત્રીજી ઢાળ કહી છે. હે શ્રોતાઓ ! આગળ તેનો રસિક સંબંધ આવશે. તે એક મને સાંભળો. ૧૪–૧૭

દુહા.

દીઠો પતિ થયો કૂકડો , ગુણાવળીએ તામ;
વીરમતીને વિનવે, રૂદતી કરી પ્રણામ. ૧

બાઇજી થઈ ઉતાવળાં, કેમ અકારજ કીધ;
નર ટાળી તિર્યંચપણુ , મુજ પ્રીતમને દીધ. ૨

માનો માહારી વિનતિ, જુઓ જગત સ્વરૂપ,
કહિયે કિહાંઇ ન સાંભળ્યો, પખી રૂપે ભૂપ. ૩

થઇ નર સમજણ નવિ ધરે, તે તો પખી પ્રાય;
પખી કીધે તે ધણી, શી અધિકાઇ થાય. ૪

ભુડો ભલો તોહિ નૃપતિ, શસ્ત્ર નહી તોહિ શૂર;
દત નહી તો પણ દ્વિરદ, કોહ્યો તોહે કૂર. ૫

નૃપને નરરૂપે કરો, રોષ નિવારો માત;
આપણ બિહુ જણ વિચે, એતલી એહ વિસાત. ૬

બાઇજી તમે વૃદ્ધ છો, હુ તો ન્હાને વેષ;
કહેવુ તો ઘટતુ નથી, પણ ન કરો સકલેશ. ૭

---

દુહાનો ભાવાર્થ

પોતાના પતિને કુકડો થઇ ગયેલો જોઇ ગુણાવળી અત્યત દીલગીર થઇ ગઇ તે માસુ પાસે કગ્ગરવા લાગી કે—" હે સાસુજી ! આ શુ કર્યું ? મારા પતિને ઉતાવળા થઇને તિર્યચપણુ કેમ આપ્યુ ? મારી વિનતિ માની જગતનુ સ્વરૂપ વિચારો કોઇ ઠેકાણે કોઇએ રાજાને પક્ષીરૂપે સાભળ્યો નથી માણસ હોઇને સમજણ ન રાખે તો તે પશુજ છે તો પછી પક્ષી બનાવવાથી શુ વિશેષ છે ૧-૪ બૂરો યા ભલો પણ તે રાજા તો છેજ શસ્ત્ર ન હોય પણ શૂરવીર એ તો શૂરવીરજ છે દાત ન હોય પણ હાથી દ્વિરદ (બે દાતવાળો) કહેવાય અને કોહી જાય તો પણ કૂર તે કૂરા છે હે માતાજી ! કોઇ પ્રકારે તેને પાછા મનુષ્ય કરો તેના ઉપરનો રોષ દૂર કરો આપણ બે વચ્ચે એક આટલી વસ્તુ છે તેને અસલ રૂપમા રાખો હે બાઇજી ! આપ તો વૃદ્ધ છો અને હુ બાળા છુ હુ આપને કહેવા યોગ્ય નથી, પણ મારા ઉપર કૃપા કરીને તેને અસલ સ્થિતિમા મૂકો આ

કહે સાસુ રહે રે વહૂ, લેતી વાત નિવેડ;
તું પણ કાં હોય કૂકડી, મુજને ઘણી મત છેડ. ૮

તામ્રચૂડ કરી ચંદને, વહૂનો વચન ઉવેખ;
પોહતી વીરમતી ઘરે, એ એ વિધિના લેખ. ૯

ઢાળ ૪ થી.

( દક્ષિણ દોહિલો હો રાજ ( ૨ ) દક્ષિણ દોહિલો રે લુંજી પાણી લાગણો.—એ દેશી. )

ઉછંગે લીધો હો લાલ, રાણીએ કૂકડો રાજ; ગદગદ કંઠે રે ભાખે ઉત્તર મર્મનો. જિણે શિર વાલા હો લાલ, મુકટ બિરાજતો રાજ; હૈવે કીધો રે છોગો રાતા ચર્મ્મનો. ૧ જિણે તનુ ઝીણા હો લાલ, પહેરતા વાઘા રાજ; તે તનુ નાગા રે વિંટ્યાં ફિકે પીંછડે. જિણે કટિ બાંધતા હો લાલ, તાતા તેગા હો રાજ; શસ્ત્ર વડાઇ રે કીધી નખને આંકડે. ૨ જે રવિ ઉગ્યે હો લાલ, જાગતા સેજથી રાજ; જાગતા કીધા રે હૈવે પાછલી રાતડી. કરતા જે સીઠા હો લાલ, ભોજન ભાવતાં રાજ; અવકર જોતા રે હુઆ જુઓ કોઈ વાતડી. ૩ જિણે મુખ કહેતા હો લાલ, અક્ષર પરવડા રાજ; તિણે મુખ કહિતા રે કીધા કુકુ કુકડૂ. બેસતા સ્વામી હો

---

પ્રમાણે ગુણાવળીએ ઘણી પ્રાર્થના કરી, પણ વીરમતીનો રોષ ઓછો થયો નહીં. તેણે છેવટે ચીડાઈને કહ્યું કે—" હવે ઝાઝું બોલ બોલ કર નહીં. મને વધારે છેડવામાં માલ નથી. તારે પણ કુકડી થવાની ઇચ્છા હોય તો હવે બોલજે." વીરમતીના આવા ક્રૂર વચન સાંભળી ગુણાવળી ચૂપ થઇ ગઇ અને વીરમતી ત્યાંથી પોતાના મકાનમાં ચાલી ગઈ. અહો ! ઘડીમાં શું બની ગયું ? મોટો ધુરંધર રાજા પક્ષી બની ગયો ! વિધાતાના લખેલા લેખ ફેરવવા કોઈ શક્તિવાન્ નથી. ૫–૯

ઢાળ ચોથીનો ભાવાર્થ.

વીરમતીના ગયા પછી ગુણાવળી કુકડાને ખોળામાં લઈ હાથવડે પંપાળતી અને આંસુવડે ન્હવરાવતી બોલવા લાગી કે–" હે નાથ ! જે મસ્તક ઉપર મુકુટ બીરાજતો હતો તે મસ્તક ઉપર અત્યારે રાતા પીંછાનું છોગું છે, જે શરીર ઉપર આછા વાઘા તમે પહેરતા હતા તે શરીર પીંછાઓ વડે ઢાંકેલું છે, જે કટી ઉપર તરવાર બાંધતા હતા તેના બદલે શસ્ત્રમાં માત્ર વાંકા નખ છે, જે સૂર્યોદય થયે ઉઠતા હતા તે હવે પાછલી રાત્રે જાગનારા થયા છે, જે ભાવતા ભોજન કરતા હતા તે હવે ઉકરડા તરફ દૃષ્ટિ કરનારા થયા છે, જે મુખે ઉત્તમ શબ્દો બોલતા હતા તે મુખે હવે ' કુકડુ કુ ' બોલતા થયા છે, જે રત્નજડીત સિંહાસન ઉપર

લાલ, તખત જડાવને રાજ; તે કિમ કીધા રે દૈવે બેસતા ઉકડૂ. ૪ હેમ હિંડોળે હો લાલ, જે નર હીંચતા રાજ; તે નર હીંચતા રે કીધા દૈવે પાંજરે. ઇમ વિલપતી હો લાલ, રાણી મૂરછાણી રાજ; નયણે આંસુરે મોટાં ગિરિઝરણાં ઝરે. ૫ જાગ્રત કીધી હો લાલ, સહિયે સમીરથી રાજ; વચને મીઠે રે લાગી તે સમજાવવા. દોષ ન કોઇનો હો લાલ, દોષ એ કરમનો રાજ; ફોકટ કોઇને રે શાને આળ ચઢાવવા. ૬ શું કરે તાહરે હો લાલ, વખતે ન છાજ્યું રાજ; દૈવ અટારો રે કહિયે કોઇનું ન સાંસહે. શું કરે માતા હો લાલ, વહૂ પણ શું કરે રાજ; લિખિતની વાતુ રે તે તો કોણ કોઇને કહે. ૭ પૂરવ ભવનો હો લાલ, સંચિત જે કોઇ રાજ; ઇહ ભવ પ્રાણી રે રાણી સુખ દુઃખ ભોગવે. જે જિનરાયા હો લાલ, કર્મે નચાયા રાજ; જિણે જિમ કીધા રે તે તો તિમહિજ ભોગવે. ૮ જ્યાં લગે રહિશે હો લાલ, કુશળ્યો એ કૂકડો રાજ; ત્યાં લગે તાહરે રે કુશળો ચંદનરેશરૂ. ઇમ મનવાળો હો લાલ, સમય નિહાળો રાજ; સાસુ સરખી રે માથે છે વાલેસરૂ. ૯ ઇમ જે કરો છો હો લાલ, સાસુજી જાણશે રાજ; તો વળી કરશે રે કાંઈ આવીને નવું. રહો અણબોલ્યાં હો લાલ, પાળો એ કુકડો રાજ; હવે ન જણાવો રે કોઇને થયું જે હતું થવું. ૧૦ જિનજીએ ભાખી હો લાલ, કર્મ વિચિત્રતા રાજ; તે

---

બેસતા હતા તે હવે ઉકરડા ઉપર બેસતા થયા છે અને જે સુવર્ણની હિંચોળાખાટ ઉપર હિંચકતા હતા તે હવે પાંજરામાં લોહની સળીપર હિંચકતા થયા છે અરે દૈવ! તે આ શું કર્યું!” આ પ્રમાણે અત્યંત વિલાપ કરતી ગુણાવળી મૂર્ચ્છિત થઇ ગઇ ૧–૫ દાસીઓએ શીતળ ઉપચાર વડે સાવચેત કરી પછી તેને શાંત્વન કરવા તેની સખીઓ તેને સમજાવવા લાગી કે–“હે બ્હેન! આમાં કોઇનો દોષ નથી, દોષ કર્મનોજ છે, તો ફોકટ કોઇને શા માટે દોષ આપવો પડે? એ માઠા દૈવે આવે વખતે રાજ્ય છાજવા ન દીધું તેમાં કોઇ શું કરે? આમાં માતા શું કરે? વહૂ પણ શું કરે? અટારો દૈવ જગતમાં કોઇનું ચાલવા દેતો નથી જે પોતાના લિખિત લેખ હોય છે તે મિથ્યા થઇ શકતાજ નથી પૂર્વ ભવના જે સંચિત હોય છે તે પ્રાણીને ભોગવવાજ પડે છે તીર્થંકર કે ચક્રવર્તી જેવાનું પણ કર્મ પાસે ચાલતું નથી, તો આપણે કોણ માત્ર છીએ જે પ્રાણીએ જેવા કર્મ બાંધ્યા હોય તેવા તેને ભોગવવાજ પડે છે માટે હવે તો મન વાળો આ કુકડો જ્યાંસુધી હયાત છે ત્યાંસુધી ચંદરાજા જીવતાજ છે, એમ માની મૌન ધારી બેસી રહો વળી સમય પણ જુઓ! કારણ કે માથે વાલેશરી (?) સાસુજી બીરાજે છે, જો તે આ વાત જાણશે તો વળી આવીને કાંઇ નવું કરશે માટે હવે તો અણબોલ્યાજ રહો, જાણે કે કાંઇ થયુંજ નથી એવો દેખાવ રાખો અને આ કુકડાને પાળો ૯–૧૦ જિનેશ્વરે કર્મની વિચિત્રતા કહી છે તેમાં કાંઈ ફેરફાર નથી તમે

**કિમ હોવે રે કોઇથી કરીને અન્યથા. થયાં જે વ્હાલાં હો લાલ, બાઇજીની આગળે રાજ; ફળ તમે પામ્યાં રે તેહવા તિમ યોગે યથા. ૧૧ એ કુણ ટાળે હો લાલ, કીધો જે કુકડો રાજ; કિમહિ ન ચાલે રે જોરો દૈવથી આપણો. હીયડે લગાડી હો લાલ, એહને રાખવો રાજ; એ કીમ લાગે રે કોઇને બાઇ અળખામણો. ૧૨ હમણાં કરશું હો લાલ, રાજી જીજીને રાજ; તે ફિરી કરશે રે પહેલાં હુંતો તેહવો. ઇમ સમજાવી હો લાલ, સખીએ ગુણાવળી રાજ; સાસુને નિસાસો રે નાખે ડુંગર જેહવો. ૧૩ ક્ષણિક ઉછંગે હો લાલ, ક્ષણ એક છાતીએ રાજ; ક્ષણ એક રાખે રે રાણી હાથે કૂકડો. શ્વાન મંજારી હો લાલ, પ્રછન્ન તેહથી રાજ; પ્યારો રાખે રે નારી નિશદિન કૂકડો. ૧૪ નવ નવ મેવા હો લાલ, જળ ફળ વનફળ રાજ; આપે રાણી રે ચાંચે દાડિમની કળી. ત્રીજે ઉલ્લાસે હો લાલ, ઢાળ એ ચોથી રાજ; મોહનવિજયે રે ભાખી દ્રાખ થકી ગળી. ૧૫**

દુહા.

**તામ્રચૂડને કર ધરી, ગઇ વહૂ સાસુ પાસ;**
**બેઠી પય પ્રણમી કરી, દીરઘ ભરી ઉસાસ. ૧**

**કિમ આવી એ દુષ્ટને, લેઇ મુજ અનુષંગ;**
**રાખ પરો દેખાડમાં, મકર રંગમેં ભંગ. ૨**

---

સાસુ પાસે વહાલા થવા ગયા તો આવું માઠું ફળ ચાખવું પડ્યું. હવે આ કુકડાને તેના વિના બીજું કોણ મનુષ્ય કરી શકે તેમ છે? તેથી તેને પ્રસન્ન રાખો અને આ કુકડાને પ્રાણથી પ્યારો ગણીને જાળવો. વખત આવ્યે સાસુજીને પ્રસન્ન કરશો તો તેજ તેને પાછા હતા તેવા કરશે; હમણાં અકળાયે કાંઇ વળવાનું નથી." આ પ્રમાણે સખીઓએ ગુણાવળીને ઘણું સમજાવી એટલે ગુણાવળી મોટો નિશાસો મૂકીને શાંત થઇ. પછી કુકડાને ઘડીક ખોળામાં, ઘડીક છાતી ઉપર, ઘડીક હાથમાં એમ રાખવા લાગી. શ્વાન અને બિલાડીથી તેનું રક્ષણ કરવા લાગી; અને નવા નવા મેવા, વનફળ અને દાડમની કળીઓ વિગેરે તેની પાસે મૂકવા લાગી. કુકડો પણ અણછુટકયે તે સર્વ ખાવા લાગ્યો. ત્રીજા ઉલ્લાસની ચોથી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી જેની પાસે દ્રાક્ષા કંઇ હિસાબમાં નથી. ૧૧–૧૫

દુહાનો ભાવાર્થ

પછી ગુણાવળી કુકડાને હાથમાં લઇને સાસુ પાસે ગઇ અને પગે લાગી લાંબો નિશાસો મૂકીને બેઠી. એટલે વીરમતી બોલી કે–" આ દુષ્ટને મારી પાસે શા માટે લાવી છું? એને મારી નજરથી દૂર રાખ. તને હજુ એ ચંદ સમાન વહાલો છે; પણ હે વહૂ! તને કાંઇ

વાહલો છે તુજને હજી, ગણે ચંદ સમાન;
વળી નહી તુજને વહુ, હજી લગણ કાંઇ સાન. ૩

એહને તો પહિલા પ્રથમ, કીધો છે તિર્યંચ;
પણ એહને જોતો ખરી, આગળ કરૂં જે સંચ. ૪

જો તું મુખડું એહનું, એ ભોગવશે રાજ !;
ઇમ કીધા વિણ એહને, ભોળી ન વળે લાજ. ૫

ઉઠ તું લઇ એહને, રાખજે પિંજરમાંહિ;
આણિશ માં તું મુજ કને, જ્યાં લગે ન કહું ત્યાંહિ. ૬

લેઇ પ્રીતમ પંખીઓ, ગઇ ગુણાવળી ગેહ;
સોવનપિંજરમાં ઠવ્યો, સયળ સજાઇ લેહ. ૭

ઢાળ પાંચમી

( દેશી મોતીડાની )

સોવન પિંજર જડીઓ રતને, રાખ્યો વિહંગમ તેમાંહિ જતને; નિશ્ચયે હોયે ભાવી, કહું છું સર્વને સમજાવી; જળ કંચનને કચોલડે પાવે, ખાયે મીઠાઇ મેવા જે ભાવે. નિ૦ ૧ ક્ષણ ક્ષણ કુંકુમથી પગ ધોવે, તિરછે કટાક્ષે પિઉમુખ જોવે; નિ૦ ખોળે હું રાખીશ કરીને જી જી, વિપદે તજે તે નારી બીજી. નિ૦ ૨

---

સાન નથી હજી તો મેં એને તિર્યંચ કર્યો છે પણ હવે પછી તેના શા હાલ કરૂં છું તે તું જોજે એણે મારાં છિદ્ર જોયાં છે, તેનું પૂરેપૂરૂં ફળ બતાવવાની છું આ મોઢું તો જો ! એને રાજ કરવું છે ! એના ભાગ્યમાં રાજ્ય છેજ નહીં માટે તું એને લઇને અહીંથી ઉભી થા એને પાંજરામાં રાખજે અને ભૂલેચુકે પણ મારી પાસે લાવીશ નહીં" ગુણાવળી તરતજ કુકડાને લઇને ત્યાંથી ઉઠી અને સોનાના પાંજરામાં રાખી તેની સર્વ પ્રકારે આસના વાસના કરવા લાગી ૧–૭

ઢાળ પાંચમીનો ભાવાર્થ

સોનાનું પાંજરૂં રત્નથી જડેલું હતું તેમાં યત્નાપૂર્વક પક્ષીને રાખ્યું સૌને સમજાવીને કહું છું કે ભાવી હોય તે અવશ્ય થાય છે તે પક્ષીને કંચનના કચોળામાં પાણી પાવા લાગી, મીઠાઇ મેવા ખવરાવવા લાગી, કુંકુમના જળથી તેના પગ ધોવા લાગી, વારંવાર પાંજરામાંથી કાઢી ખોળામાં લેવા લાગી અને કહેવા લાગી કે–" હે સ્વામી ! હે પ્રાણજીવન ! હે પ્રભુ ! હું તમને અર્ધક્ષણ પણ અળગા મૂકીશ નહિ, ખોળામાં ને ખોળામાં રાખીશ. વિપત્તિમાં પતિને

**તું મુજ પ્રાણજીવન પ્રભુ પ્યારો, મૂકીશ નહિ અધક્ષણ તુજ ન્યારો; નિં૦ પંખી થયાની ન ધરશો શંકા, સરજિત જો છે તો દેશું ડંકા. નિં૦ ૩ મોટા માથે આવી પડે છે, વિપદ સંપદમાં આવી નડે છે; નિં૦ રવિ શશિ ગ્રહણ જાણે જગ સારા, પણ નાણ્યા કિણે ગણતીમાં તારા. નિં૦ ૪ નણદીવીર હિયે મત હારો, કરશું લીલા પ્રભુને સંભારો; નિં૦ એમ ગુણાવળી કરત વિખાસા, કુર્કટરાજને દેય દિલાસા. નિં૦ ૫. દુઃખની દાધી નહિ મન દૂજે, પિંજર દહેરાસરપરે પૂજે; નિં૦ જિમ જિમ તે પાંખો ફરકાવે, તિમ તિમ રાણી દોડી આવે. નિં૦ ૬. સારસંભાળ કરે ક્ષણક્ષણમાં, ઓછ ન રાખે ડહાપણમાં; નિં૦ પ્રીતમ તનના ગુણ સંભારે, તિમ વળી પાછું મનને વાળે. નિં૦ ૮ એક દિન મુનિજન આંગણે આવ્યા, રાણીએ મોદક વ્હોરાવ્યા; નિં૦ કુક્કડ પિંજરમાંહી દીઠો, કહે ઉપદેશ તપોધન મીઠો. નિં૦ ૮. શું એ પંખી અન્યાયે ચાલ્યો, જે ઇમ લઇ પિંજરમાં ઘાલ્યો; નિં૦ તુમે તો કંચન પિંજર પરખો, એહને મન કારાગ્રહ સરિખો. નિં૦ ૯. છોડી ઘો બંધનથી પક્ષી, કુણ એ રાખે કીટકભક્ષી; નિં૦ પ્રાતઃસમે હિંસક મુખ જોવું, તે તો સાહમું સુકૃત ખોવું. નિં૦ ૧૦ કહે રાણી મુનિ વાત ઘણી છે, નહિ પક્ષી એ ઘરનો ધણી છે;**

---

છોડી દેનારી સ્ત્રીઓ જેવી હું હલકી નથી. તમે પક્ષી થયા તેનું હવે કેમ થશે? એમ શંકા કરશો નહીં. જો સરજીત સારૂં છે તો વળી આપણો ડંકો વાગશે. મોટાને માથે વિપત્તિ પણ મોટીજ આવી પડે છે. ગ્રહણ ચંદ્ર અને સૂર્યનુંજ થાય છે, તારાઓનું થતું નથી. માટે હે નણદીના વીરા! તમે પ્રભુને સંભારો, મનમાં ખેદ ન કરો.” આ પ્રમાણે બોલતી ગુણાવળી કુર્કટરાજને દિલાસો આપે છે. અને પોતાના મનને સમજાવે છે. કુર્કટરાજના પાંજરાને દેરાસરની જેમ પૂજે છે, જરા પોતે દૂર ગઇ હોય, અને કુકડો પાંખો ફફડાવે તો તુરત દોડી આવે છે અને તેની સંભાળ લે છે. પાંખો પંપાળે છે, અને તેના ગુણ સંભારી સંભારી મન વાળે છે.” ૧–૭

અન્યદા ત્યાં એક મુનિમહારાજ ગોચરી નિમિત્તે પધાર્યા. ગુણાવળીએ ઘણા સત્કારથી ઉત્તમ મોદક વહોરાવ્યા, તે વખતે પાંજરામાં કુકડો જોઇને મુનિ બોલ્યા—“આ શું? આ પંખીએ તમારો શું અન્યાય કર્યો છે કે જેથી તમે તેને પાંજરામાં નાખ્યો છે? તમારા મનમાં તો એ સોનાનું પાંજરૂં હશે, પણ એના મનમાં તો એ કેદખાનું છે, માટે એને છોડી દ્યો. એ હિંસક પ્રાણીને પાળવું તે યોગ્ય નથી. એનું સવારના પહોરમાં મોઢું જોવાથી પણ પાપ લાગે; માટે એમ શા સારૂ કરવું?” મુનિરાજનાં આવાં વચન સાંભળી ગુણાવળી બોલી કે–“હે મહારાજ! આ સામાન્ય કુર્કટ નથી. આ તો ઘરનો ધણી છે,

નિ૦ તામ્રશેખર મુજ સાસુએ કીધો, પામી હુ પૂર્વે જેહવો દીધો. નિ૦ ૧૧. રાખુ છુ પિંજરમાં તેથી, અવર અર્થ શો સરવો એથી; નિ૦ કહી હિતની વાત તમે પખી સપેખ્યો, પણ મુજથી કિમ જાય ઉવેખ્યો. નિ૦ ૧૨. મુનિ કહે બાઇ અમે નવિ જાણ્યો, ફોકટ પખી સશય આણ્યો; નિ૦ કરવુ એ વીરમતીને ન ઘટે, ઇમ નિજ અગજને જે વિઘટે. નિ૦ ૧૩. ચદને ચદ સમાન કહીજે, એહને એવી અવસ્થા ન દીજે; નિ૦ તાહરા શિળ પ્રભાવે બાઇ, રૂદન મ કર હવે થાશે ભલાઇ નિ૦ ૧૪. પખી થયો નૃપપદ પલટાણુ, અઇ અઇ કરમ ન ચૂકયો ટાણુ, નિ૦ રવિ શશિ હરિ હર ઇંદ્ર પ્રસિદ્ધા, કર્મે સહુને સીધા કીધા. નિ૦ ૧૫ કર્મ કરે તે ન કરે કોઇ, ભાવિ ન જાયે કોઇથી ધોઇ; નિ૦ એ અમ શિક્ષા હિયડે ધરજો, એહનો અર્થ સરે તિમ કરજો. નિ૦ ૧૬. ઇમ કહી સયમ-ધારી વળીયા, રાણીના દુઃખ દોહગ ટળીયા; નિ૦ ત્રીજા ઉલ્લાસની પાંચમી ઢાળ, મોહનવિજયના વચન રસાળ. નિ૦ ૧૭.

---

આભાનો ગજા છે, અને મારા સ્વામી છે મારી સાસુએ તેમને કુકડા કર્યા છે એની વાત તો ઘણી છે પણ કેટલી કહુ ? મે પૂર્વ ભવે પાપ કર્યું હશે તેનુ ફળ હુ પામેલ છુ આ કારણથી એમને પાંજરામા જાળવી રાખુ છુ હે સ્વામી ! આપે તેને સાધારણ કુકડો જાણી મને શિખામણ દીધી તે બરાબર છે પણ આ પખી તો મારા પ્રાણ સમાન છે ” ૮–૧૨

મુનિ બોલ્યા કે–“ હે બાઇ ! આ વાત મારા જાણવામા નહોતી મે સામાન્ય પખી જાણી તમને કહ્યુ હતુ વીરમતીને આમ કરવું ઘટતુ નહોતુ ચદ તો ચદ્ર સમાન હતો તેની આવી અવસ્થા થવી ન જોઇએ, પણ હે બાઇ ! હવે તુ વધારે ખેદ કે રૂદન કરીશ નહીં તારા શિયળના પ્રભાવથી સૌ સારા વાના થશે રાજપદ બદલાઇ ગયુ અને પખી થઇ ગયા, અહાહા ! કર્મ અવસર ચૂકયો નહીં સૂર્ય, ચદ્ર, હરિ, હર, ઇંદ્ર વગેરે પ્રસિદ્ધ છે તેઓને પણ કર્મને આધીન થવુ પડયુ છે કર્મ સૌને સીધા કરી નાખે છે, કર્મ કરે તે કોઇ કરી શકતુ નથી, માટે હવે તમે વધારે ખેદ ન કરતા ધારેલુ કાર્ય સિદ્ધ થવા માટે વિશેષ ધર્મારાધન કરજો અને એટલી મારી હિતશિક્ષા હૃદયમા ધારણ કરજો ” આ પ્રમાણે કહી ગુણાવળીને સારી આશા આપી મુનિ ત્યાથી પોતાને સ્થાનકે ગયા અને રાણીનુ દુ ખ શાત પામ્યુ અહીં ત્રીજા ઉલ્લાસની પાચમી ઢાળ પૂરી થઇ જેમા શ્રી મોહનવિજયજીએ રસવાળા વચનો કહ્યા છે ૧૩–૧૭

હવે ગુણાવળી મુનિરાજના વચનોને સભારી ધર્મારાધન કરે છે, કુકડાને સભાળે છે અને પોતાની ભૂલ સાભરે છે એટલે વળી ખેદને વશ થાય છે આ વાત અહીં સમાપ્ત થાય છે હજુ આગળ ઘણી જાતના વીતક વીતવાના છે તિર્યંચપણામા પણ વીરમતી તેને શાતિથી રહેવા દેવાની નથી તે સબધી વર્ણન આગળની ઢાળમા વાચશુ હમણા તો આ વર્ણનમાથી સાર શુ ગ્રહણ કરવાનો છે તેનો વિચાર કરીએ

## ત્રીજા ઉલ્લાસની ઢાળ પહેલીથી ઢાળ પાંચમી સુધીનું રહસ્ય.

ત્રીજા ખંડના પ્રારંભમાં કવિ પોતાની બુદ્ધિનો જરા ચમત્કાર બતાવે છે. સમ્યક્ત્વના સ્વરૂપને થોડા શબ્દોમાં પણ પ્રગટ કરી બતાવે છે. અહીં સ્વમત પરમતનું સ્વરૂપ પણ ઠીક બતાવ્યું છે.

પ્રથમના પાંચ દુહાઓ કેવા ગંભીરાર્થથી ભરેલા છે તે વિચારવા યોગ્ય છે; છેવટના દુહામાં અન્ય મતો બધા એકાંતવાદી છે તે બતાવી આપ્યું છે. અર્થ પણ એ દુહાનો ઘણા વિસ્તારથી પૂરવામાં આવ્યો છે.

ચંદરાજા વ્યંગમાં બહુ બહુ રીતે કહે છે; પણ તે ચતુરા છતાં વ્યંગને પૂરો સમજતી નથી અને વિચક્ષણ પુરૂષની પાસે સ્ત્રીચરિત્ર ચલાવવા જાય છે. ચંદરાજા વાતમાં વિસામો લઇ લઇને ખરી વાત કહેતા જાય છે ; પરંતુ ગુણીયલ છતાં સ્ત્રીજાતિના દોષથી નહીં તજાયેલી ગુણાવળી ખરી વાત કહી શકતી નથી. સ્વપ્નાં ખોટાં હોય છે તેમ સાચાં પણ હોય છે. ગુણાવળી જાણે છે કે સ્વપ્ન સાચું હોય કે ખોટું પણ ચંદરાજા કહે છે તે વાત તો સાચી છે; પરંતુ એકવાર ના પાડ્યા પછી સાચી વાત કહી શકતી નથી, એટલે એક અસત્ય છુપાવવા માટે ઉપરાઉપર અસત્ય બોલવું પડે છે. એક અપેક્ષાએ જે વાત સાચી હોય તેજ વાત બીજી અપેક્ષાએ હૃદય ખોટું હોવાથી ખોટી થાય છે. ગુણાવળી કહે છે કે—" જે જૂઠો હોય તે સૌને જૂઠા ગણે, પોતાનો અવગુણ જાણે નહી અને બીજાનો વાંક કાઢે, વળી ઉલટો ચોર ચોરી કરે અને કોટવાળને દંડે. આ પ્રમાણે તમે કરો છો. " જે શબ્દો અક્ષરે અક્ષર પોતાને મળતા આવે છે, તે મૂર્ખપણાથી બીજાને લાગુ કરવા જાય છે, પણ જાણતી નથી કે પ્રવીણ પુરૂષ પાસે તે વાત ચાલી શકતી નથી.

ચંદરાજા કહે છે કે–" ભલે તમે ગમે તેમ વર્તો પણ અમને થોડોક ભાગ આપજો." આ પ્રમાણે સ્પષ્ટ શબ્દોમાં કહે છે તો પણ હજી ગુણાવળી તો ચોખીજ થયા કરે છે. તે કહે છે કે–' ધણીને સુતા વેચે એવી સ્ત્રીઓ હોય છે ખરી, પણ તે બીજી; હું તેવી નહીં.' આમ કહેતી વખત વિચારતી નથી કે ' હું શું કહું છું ? ખરેખરા તો મેંજ સુતા વેચ્યા છે.'

ચંદરાજા હવે વાતનો ઉપસંહાર કરે છે–આગળ ચલાવતા નથી, અને દંતધાવન સ્નાનાદિ કરી ભોજન કરે છે અને પછી રાજસભામાં જાય છે; પરંતુ સ્નાનાદિ કરતી વખતે તેમના શરીરપર રહી ગયેલા પીઠી, કંકુ, કાજળ તિલક અને મિંઢોળ કંકણાદિ લગ્નચિન્હ ગુણાવળીના જોવામાં આવી જાય છે. એટલે પોતે શંકા કરવામાં ખરી હતી એમ કહેવા ઉતાવળી થયેલી તે ચંદરાજા મહેલમાંથી નીકળ્યા કે તરતજ ' પોતાને આમાં લાભ થશે કે હાનિ ? પતિનું હિત થશે કે અહિત ? ' તેનો કાંઇપણ વિચાર કર્યા સિવાય સાસુ પાસે દોડે છે. સ્ત્રીજાતિ સ્વભાવેજ દીર્ઘદષ્ટિવાળી હોતી નથી. ગુણાવળી ગમે તેટલી ડાહી હતી પણ આખરે સ્ત્રી તો ખરીજ. આગળ પાછળનો વિચાર કર્યા સિવાય જેમ મનમાં આવ્યું તેમ સાસુને કહે છે, અને પ્રથમ અગ્નિ પ્રકટ કરી તેમાં પાછું ઘૃત સીંચે છે. વીરમતી

જેવી ક્રૂર અને ઓરમાન સાસુ આને પરિણામે સહન કરીને બેસી રહે એ તો સભવિતજ નહોતુ, કારણ કે તેની પાસે અનેક પ્રકારની વિદ્યાઓ હતી. એટલે તેના વડે અભિમાનમા આવેલી વીરમતી કૃત્યાકૃત્યનો વિચાર કરે એ કોઈરીતે પણ બની શકેજ નહી ગુણાવળીના વચનો સાભળી તે કહે છે કે-' તુ ચિંતા મ કર, હુ તેનો ઉપાય કરૂ છુ ' ગુણાવળી ભોળપણને લીધે એમ સમજે છે કે-' તે મારા પતિને સમજાવી મારી સાથે રીસાય નહી એમ સમાધાન કરી આપશે ' પણ તેની ધારણા મનની મનમાજ રહે છે અને કાઈનુ કાઇ બની જાય છે

વીરમતી એકદમ ક્રોધના પૂર આવેશમા આવી જઇ પોતાના અભિમાનનુ મર્દન કરનાર પુત્રની પણ હત્યા કરવા તત્પર થાય છે, હાથમા તરવાર લઈ તેની પાસે દોડે છે અને ચદ્રરાજાને અકસ્માત્ જમીન ઉપર પાડી દઇ તેની છાતી ઉપર ચડી બેસે છે અહીં ભાવીની પ્રબળતા સમજવાની છે ચદરાજા ક્ષત્રી છે, યુવાન્ છે, વીરમતીથી ગાજ્યો જાય તેવો નથી, પરતુ ભાગ્યદશા વિપરીત હોવાથી તે ભાન ભૂલી જાય છે, ગભરાઇ જાય છે, તેની શક્તિ અવરાઇ જાય છે અને વીરમતી જે કહે છે તે સાભળ્યા કરે છે, અને જે કરે છે તે કરવા દે છે વીરમતીએ ચન્દ્રરાજા પ્રત્યે કહેલા વચનો વીરમતીનુ ઉત્કટપણું, અતિ અભિમાનીપણુ, અપરમાતાપણું, તેમજ નિસ્નેહીપણુ સ્પષ્ટ સૂચવે છે તે સાથે તેમા નિર્દયપણાની તો હદજ આવી રહી છે ચદરાજા તેનો કશો ઉત્તર આપતા નથી. તે જો ધારે તો વીરમતીને ઉથલાવીને ફેંકી દે એવા શક્તિમાન છે, પરતુ અહીં વીરમતી એકલી દબાવનાર નથી, તેના પૂર્વકૃત અશુભ કર્મ ઉદયમા આવેલા હોવાથી તે પણ દબાવનારા છે

વીરમતીના વચનોથી ભયભ્રાત થયેલી ગુણાવળી પોતાની ઉછાછળી વૃત્તિનું માઠુ પરિણામ એકાએક જોઈ શકે છે, એટલે તે વીરમતીને શાત કરવા અનેક પ્રકારની વચન રચના વાપરે છે, પરતુ ક્રૂર વીરમતી પાસે તે સર્વ વ્યર્થ જાય છે એ તો ચદરાજાના પ્રાણ લેવાજ તત્પર થાય છે, એટલે પછી ગુણાવળી તેનો હાથ પકડી લઇ આડી પડે છે તેની બીજી વખતની આજીજીથી વીરમતીનુ હૃદય કાઇક નરમ થાય છે, પણ તે પોતાના ક્રોધનુ પરિણામ તો અત્યત માઠુ લાવ્યા સિવાય રહી શકતી નથી તે તરતજ એક દોરો મત્રી ચદરાજાને પગે બાધી તેને કુકડો બનાવી દે છે આ વખતે ગુણાવળી વીરમતીએ હાથમાથી નીચે મૂકેલી તરવાર મ્યાન કરીને છેટી મૂકવામા રોકાય છે અને ચદરાજા તો વીરમતી શું કરે છે તે અત્યત મુઝાઈ ગયેલ હોવાથી જોઇ કે જાણી શકતાજ નથી એટલે તે શુ કરવાથી કુકડો થયા તેના કારણથી બન્ને અજ્ઞાત રહે છે કર્મ જ્યારે અધ બનાવી મૂકે છે ત્યારે પ્રાણી છતી આખે પણ કાઈ જોઇ શકતા નથી

પોતાના પતિને કુકડા થયેલા જોઇ ગુણાવળીને કેટલો ખેદ થયો હશે, તેનો વિચાર સુજ્ઞ વાચકોએજ કરી લેવો પોતે વાત કરવા જવા માટે કરેલી ઉતાવળનુ અને સાસુને ચડાવેલી ચાનકનુજ આ પરિણામ છે એ હકીકત તેના મનને કેટલો આઘાત કરતી હશે તે વચનદ્વારા કહી શકાય તેમ નથી ગુણાવળી આ ચમત્કાર જોઇ સ્તબ્ધ તો થઇ જાય છે પણ તરતજ સાવધ થઈ પાછી બાઈજી પાસે કરગરવા લાગે છે અને કોઇ પ્રકારે તે પાછુ ચદરાજાને અસલ

રૂપ આપે તો ઠીક એમ આશા રાખે છે. પરંતુ વીરમતી તેની આશારૂપ વેલડીનું પોતાના વચનરૂપ કુઠારવડે એકદમ નીકંદન કરી નાખે છે, અને 'જો તારે કુકડી થવું હોય તોજ હવે વધારે બોલજે' એમ ચોખ્ખું કહી દે છે. સાસુજીની ક્રૂરતાનો પ્રગટ અનુભવ થયેલો હોવાથી ગુણાવળી વધારે બોલવાની હિમત કરી શકતી નથી, અને વીરમતી ત્યાંથી ચાલી જાય છે. તેના ગયા પછી કુકડાને ખોળામાં લઈ ગુણાવળી અનેક પ્રકારની પૂર્વાવસ્થા સંભારી, હમણાની સ્થિતિ સાથે તેનો મુકાબલો કરી કલ્પાંત કરે છે. આ હકીકત દરેક વાંચનારાના હૃદયને ભેદ કરી નાખે તેવી છે. પોતાના પ્રાણથી વહાલા પતિનું એકાએક તિર્યંચ થઇ જવું કઇ પતિવ્રતા સ્ત્રીના હૃદયમાં દાહ ઉત્પન્ન ન કરે? જે પતિ એક ધુરંધર રાજા હતા, તે ક્ષણવારમાં વાચાવગરના અને પાંખો ફફડાવતા પક્ષી થઈ ગયા, તેને દૃષ્ટિએ જોતાં કયું એવું પાષાણ હૃદય હોય કે જે ન દ્રવે? ગુણાવળી વિલાપ કરતી કરતી મૂર્ચ્છાવશ થાય છે. દાસીઓ સાવધ કરે છે અને તેને દીલાસો આપે છે. દાસીઓ અને સખીઓ પ્રવીણ હોવાથી જુદી જુદી રીતે સમજાવે છે; પરંતુ જ્યાં સંસારસુખની આશામાત્ર એક ક્ષણમાં ધૂળધાણી થઇ ગયેલી સ્પષ્ટ દેખાતી હોય ત્યાં તે સમજાવવાની અસર કેટલી થાય? માણસ બીજો કાંઇ ઉપાય દેખતું નથી ત્યારે દૈવની ઉપર દોષ મૂકે છે અને તે રીતે મન વાળવા-વળાવવા પ્રયત્ન કરે છે. એ વાત પણ ખરી છે કે દુષ્કર્મનો ઉદય થવાનો હોય છે ત્યારે મનુષ્યની બુદ્ધિ એવી થાય છે, આજુબાજુના સંયોગો પણ એવા મળે છે અને પ્રયત્ન પણ તેને અનુસરતોજ કરી શકાય છે. અહીં તો માથે સાસુની ધાક જબરી છે, એટલે બીજું બોલવું કે કરવું કાંઈ પણ કામ આવે તેવું નથી.

ગુણાવળી કાંઇક મન શાંત કરી કુકડાની ખાવા પીવાની સંભાળ લઇ તેને હાથમાં લઈને વીરમતી પાસે જાય છે કે હજી પણ તેને દયા આવે તો ઠીક. પરંતુ તેને તો કુકડાને જોતાંજ દ્વેષ જાગે છે અને તેને દુષ્ટ પાપીષ્ટના ઉપનામો આપી પોતાની દૃષ્ટિથી દૂર રાખવાનું ફરમાવે છે. તે સાથે 'આટલું કરવાથી બસ થયું નથી, હજુ વધારે કરવાનું બાકીમાં છે' એમ પણ કહી દે છે. કુકડા પ્રત્યે તે પૂરતો તીરસ્કાર બતાવે છે. ગુણાવળી સમય ઓળખી જાય છે અને કુકડાને લઈને તરતજ પોતાના મહેલમાં ચાલી જાય છે. ત્યાં ગયા પછી કુકડાને ઉદ્દેશીને વધારે ખેદ ન કરવા માટે કેટલાંક વચનો કહે છે. આ ઉપદેશ ખાસ ગ્રહણ કરવા લાયક છે.

હવે ગુણાવળીને ત્યાં મુનિ વહોરવા આવે છે અને તે પંખીને પાંજરે પૂરવાના અને અસતિ પોષણના બે મહાન્ પાપ-કર્માદાન થતા જોઇ ગુણાવળીને તે સંબંધી ઉપદેશ આપે છે. મુનિ એક સાધારણ કુકડો જાણીને બધું કહે છે, એટલે ગુણાવળી તેનો ખુલાસો કરે છે. પછી મુનિ પણ તેને દીલાસો આપે છે, અને ધર્મ પસાયે સૌ સારાં વાનાં થઈ રહેશે, એવી સાચી આશા આપે છે. જગત્માં ધર્મજ એક જયવંતો છે. તેનું સતત્ એક દિલથી આરાધન કરનારા કદી પણ દુઃખના ભાજન થતાજ નથી. સહ્ય કે અસહ્ય જે દુઃખ આવી પડે છે તે ધર્મવિરૂદ્ધ વર્તનનુંજ પરિણામ છે. ચંદરાજાનો પૂર્વભવ આગળ ઉપર કહેવામાં

આવશે તે ઉપરથી એ વાત સિદ્ધ થઇ શકે તેમ છે જગતમા ધર્મના પ્રભાવને કોઈ રોકી શકે તેમ નથી જગત્ ધર્મને આધારેજ છે સુખના સાધન માત્ર ધર્મના પસાયથીજ પ્રાપ્ત થાય છે અને દુ ખના સાધનો તેમજ દુ ખ અધર્મના પસાયથી જ પ્રાપ્ત થાય છે એવુ કોઇ સુખ નથી કે જે ધર્મથી ન મળે અને એવુ કોઇ દુ ખ નથી કે જે અધર્મથી ન મળે મુનિમહારાજ ધર્મારાધન કરવાની ભલામણ કરી ઉપાશ્રયે પધારે છે અને ગુણાવળી એકલી પડે છે એટલે પાછી તે શોકવશ થાય છે એટલુ આ ઢાળોનુ રહસ્ય છે

આ ઢાળોમા સ્ત્રીની ચપળ, સાહસિક અને રભસવૃત્તિથી કેટલુ તેને પોતાને અને બીજાને શોષવુ પડે છે, તેનો પ્રત્યક્ષ ચીતાર આપેલો છે જો ગુણાવળી ચદરાજાનો આપેલો ઠપકો ગળી જાય, સહન કરી જાય અને સાસુને કહેવા ન જાય તો આવુ માઠુ પરિણામ આવેજ નહી, પરતુ જ્યા ભાવી વિપરીત હોય, ત્યા સમજુ પણ ભૂલી જાય છે ગુણાવળી જેવી પ્રવીણ સ્ત્રી પણ પરિણામનો વિચાર કર્યા વગર સાસુ પાસે દોડી જાય છે તેણે થોડો કાળક્ષેપ કરી વિચાર કર્યો હોત તો તરતજ સમજાત કે આવી અભિમાની, ક્રૂર હૃદયની અને પોતાના પતિ પર તદ્દન પ્યાર વિનાની ઓરમાન માતા પોતાના છીદ્ર પ્રકટ થયાની હકીકત જાણશે તો મારૂ શુ કરશે? માઠુ જ કરશે તેને એમ કરતા લાજ આવવાની નથી પણ આ વિચાર ચદરાજાના તિર્યચપણાને પ્રાપ્ત કરાવનાર દુષ્કર્મે તેના મનમા આવવાજ દીધો નહીં વીરમતીએ નિર્દયપણુ બતાવવામા કચાશ રાખી નહી શાસ્ત્રકારે સ્ત્રીજાતિને નિર્દય કહી છે, તેનુ આ પ્રત્યક્ષ ઉદાહરણ છે કારણ પડ્યા વિના જાતિગુણ પ્રકટ થતો નથી વીરમતીએ બતાવેલો કોપ કાઈ કૃત્રિમ નહોતો જો ગુણાવળી આટલુ કરગરે નહીં અને આડી પડે નહીં તો તે ચદરાજાને મારીજ નાખે, પણ હજુ આગળ સારા દિવસ દેખવાના હોવાથી તેમ બન્યુ નહીં અને તિર્યચ કરી દીધો આ પણ ઓછા દ્વેષની, ક્રોધની કે ઈર્ષાની નિશાની નથી તિર્યચ થયો એટલે રહ્યુ શુ ? મનુષ્યપણાનુ સુખ માત્ર નાશ પામ્યુ જમીન પર રખડતો અને ઉકરડો કરી મૂકયો તે અવસ્થામા તો કુકડાની ગતિને ઉચિત ક્રિયામાજ પ્રવૃત્તિ થવાનો સભવ છે રાજભુવનમા હોવાથી તેવી ક્રિયામા તેની પ્રવૃત્તિ ન થાય, પણ જો છૂટો છોડી દેવામા આવે તો બીજુ શુ થાય? આવી દુર્દશા કોઇ જીવને પ્રાપ્ત ન થશો!

આ દુર્દશાના દુ ખની સીમા નથી તેનુ વર્ણન અને વિચાર પણ હૃદયવેધક છે, તો તેની પ્રાપ્તિના દુ ખમા તો પૂછવુજ શુ ? પરતુ કર્મને શરમ નથી તેની પાસે સૌ સરખા છે, તેને કોઈની દરકાર નથી તેની પાસે સૌ સરલ થઇ જાય છે જગતના પ્રાણી માત્ર તેને વશ છે આ પાચે ઢાળો હૃદયવેધક બનાવથી અને તેને લગતી હકીકતથી ભરપૂર છે તેમાથી સાર માત્ર બેજ ગ્રહણ કરવાના છે કે-દીર્ઘદષ્ટિ પહોચાડ્યા સિવાય-પરિણામનો વિચાર કર્યા સિવાય કોઇ પણ કાર્ય કરવુ નહીં અને કર્મના વિપાક અત્યત કડવા જાણી કર્મ બાધતાજ વિચાર કરવો-અશુભ કર્મથી પાછા ઓસરવુ આ બે રહસ્યને જે અગીકાર કરશે તે આત્મકલ્યાણ મેળવશે અને દુ ખના ભાજન નહીં થાય આટલુ જણાવી આ રહસ્ય સમાપ્ત કરવામા આવે છે અને હવે પછીની ઢાળોમા ચદરાજાની કુકડાપણાની સ્થિતિનુ વર્ણન કરવામા આવશે, તે તરફ વાચનાર બધુઓના હૃદયનુ આકર્ષણ કરવામા આવે છે

---

દુહા.

તે જબ બોલે કૂકડો, ઉંચે સ્વર પ્રભાત;
તબ રાણી જાગી કહે, કરતી આંસુપાત. ૧

અંતરયામી મુરગડા, ઘડી ઘડી મ પુકાર;
તાહરે મન કાંઇ નથી, પણ મુજે વજ્રપ્રહાર. ૨

કાયર થઇ કૂકૂ કદી, તેં ન કહ્યો એકવાર;
તો કાં હવે મુખ ઉચ્ચરે, જીવન પ્રાણાધાર. ૩

રયણી રમતા રસ ભરી, પ્રાણેશ્વર પર્યંક;
તબ કુકુડ કોઇ બોલતો, લાગતો તુમ વિષડંક. ૪

હૈવે તે તુમને કર્યા, સરલા ભરતા સાદ;
રખે જગતમાં કોઇ કરો, લિખિત લેખથી વાદ. ૫

એ સ્વર પ્રિય હોતો હશે, તુમ માતાને કાન;
પણ માહરે મન સાહિબા, સ્વર તે શરને માન. ૬

ઇમ નિશદિન ગુણાવળી, ઝુરે વાહિ પ્રેમ;
સમજે ઘણું એ કૂકડો, અવશ પડ્યો કરે કેમ. ૭

---

દુહાનો ભાવાર્થ.

હવે કુકડાપણું પામેલા ચંદરાજા પ્રભાતકાળે જ્યારે ‘ કુકડુ કુ ’ કરીને શબ્દ કરે છે ત્યારે ગુણાવળી તરતજ જાગી જાય છે અને સ્વામીને કુકડા થયેલા અને કુકડુ કુ બોલતા જોઇ આંખમાંથી અશ્રુધારા વહેવરાવે છે. તે કહે છે કે—“ હે સ્વામી ! તમારા મનમાં તો આ સ્વર કરતાં કંઇ થતું નહિં હોય પણ મને તો એ શબ્દ વજ્રના પ્રહાર જેવો લાગે છે. હે નાથ ! તમે કોઇવાર કાયર થઇને આમ કુકુ જેવા પોકાર કર્યા નથી, તો હે જીવન પ્રાણાધાર! હવે આમ મુખથી કેમ પોકાર કરો છો ? હે પ્રાણેશ ! જ્યારે પ્રાતઃકાળે કુકડા બોલતા હતા ત્યારે સવાર થઇ ગયેલી જાણી પ્રેમ પરવશ આપને તે શબ્દો ઝેર જેવા લાગતા હતા, જ્યારે આજે તેવાજ શબ્દ કરનારા દૈવે આપને બનાવી દીધા છે. અરે દુષ્ટ દૈવ ! તને ધિક્કાર છે ! વળી હે નાથ ! આપના એ શબ્દો સાંભળી આપની માતા તો કદી રાજી થતા હશે, પરંતુ મને તો તે શબ્દો બાણ જેવા હૃદયને ભેદનારા થઇ પડે છે. માટે હે સ્વામી ! આપ વારંવાર તેવા શબ્દો બોલો નહીં. ” આ પ્રમાણે ગુણાવળી જે કહે છે તે કુકડો બરાબર સમજે છે, પરંતુ પોતે પશુપણું પામેલ હોવાથી તેનો ઉત્તર આપી શકતો નથી. ૧-૭

ઢાળ છટ્ઠી

( પહિરણ દખણી ચીર ઓઢણ પીળી પામરી માગ ચાલ—એ દેશી )

એક દિન પિંજર લેઇ બેઠી સા ગોખડે, મારા લાલ, પ્રીતમ નગર-સ્વરૂપ તે જિમ નજરે પડે, મારા લાલ. જે જિમ બોલે લોક તે કૂર્કટ સાંભળે, મારા૦ નિરખે રાણી સનમુખ તિમ આંસુ ઢળે. મારા૦ ૧ કહે ચૌટામાંહે લોક વાતો ઇમ પરવડી, મા૦ પહિલા આપણી નગરી દિસતી ફુટડી, મા૦ હવે તો આભાની આભા દિસે છે વિવસ્થુળા, મા૦ રાહુથકી મૂકાણી જિમ શશિની કળા. મા૦ ૨ નજરે ન આવ્યો કોઇને નગરીનો ધણી, મા૦ એ તો દીસે છે વાત કોઇક જાણ્યા તણી, મા૦ કહે એક એકને વાત તે આવી ઢૂકડો, મા૦ કીધો છે ચંદને વીરમતીએ કૂકડો. મા૦ ૩ દેખીએ ચંદ દીદાર પ્રજા ભાગ્ય કિહાં થકી, મા૦ નિસુણે કુક્કડચંદ ઇસા નગરી વકી; મા૦ નૃપસ્તુતિ માતાની નિંદા નર નારીએ કહી, મા૦ લોકતણા મુખ આગળ તો ગળણું નહિ. મા૦ ૪ ઉંચુ જોવે લોક નૃપતિના ઘર ભણી, મા૦ દીઠો કૂક્કડરૂપ પિંજરમાંહિ આકણી; મા૦ કહી કહી ચંદનરેશ સહુ પ્રણિપત કરે, મા૦ તિમ તિમ પંખીના નયણ થકી આંસુ ઝરે. મા૦ ૫ વીરમતીએ વાતડી સાભળી એહવી, માગ૦ આવી દોડી

---

ઢાળ છટ્ઠીનો ભાવાર્થ

એક દિવસ કુર્કટને સોનાના પાંજરામા લઈને ગુણાવળી પોતાના મહેલના ગોખમા બેઠી કે જેથી નગરલોક તેની નજરે પડે અને તે નગરલોકની નજરે પડે તે વખતે નગર લોકમા થતી વાતચીત સાભળી કુકડે રાણીની સામુ જોયુ અને બન્નેના નેત્રોમાથી અશ્રુધારા ચાલી લોકો વાતો કરે છે કે—" અરે ભાઇ ! બહુ દિવસથી આપણા રાજા ચંદ કેમ દેખાતા નથી ? તેમના વિના આ આખી નગરી ચંદ્રમા વિનાના આકાશ જેવી વિરૂપ લાગે છે " ત્યારે બીજે કોઈ તેની પાસે જઇ તેના કાનમા બોલ્યો કે—" ભાઇ ! શુ તમને ખબર નથી કે ચંદરાજાને તો તેની માતા વીરમતીએ કુકડો કરી દીધો છે તેથી આપણા ભાગ્ય કયાથી હોય કે આપણે હવે ચંદરાજાને જોઈએ " આમ વીરમતીની નિંદા અને ચંદરાજાની સ્તુતિ લોકો છડે ચોક કરવા લાગ્યા કારણ કે ગામને મોઢે કાંઈ ગળણું બંધાતુ નથી. લોકોની આ પ્રમાણેની વાત ચંદરાજાએ સાભળી તેથી તે દીલગીર થયો તેવામા રસ્તે ચાલતા લોકોએ મહેલ તરફ ઉચે જોયુ એટલે ગુણાવળીના ખોળામા સોનાનુ પાજરૂ અને તેમા કુકડો દેખી સૌ તેને ચંદરાજા કહીને પ્રણામ કરવા લાગ્યા આ પ્રસંગ જોઈને કુકડાની આખમા આસુ આવવા લાગ્યા ૧-૫ વીરમતીને આ વાતની ખબર પડી એટલે તે દોડતી ત્યા આવી

તુરત બેઠી હુંતી જેહવી; મારા૦ રે રે વહૂ તું ઉઠ બેઠી શું ગોખમેં, મારા૦ કુર્કટને એમ કેમ રાખે છે જોખમે. મારા૦ ૬ પંખીને જો તું રાખે કોઇ દિન જીવતો, મારા૦ તો તું ન કરીશ કહું છું પુર માંહે છતો; મારા૦ છાની વાત પ્રકાશતાં સો ફળ પાઇયે, મારા૦ ભોળી આપણો ગોળ તે ચોરી ખાઇએ. મારા૦ ૭ આજ પછી વાતાયન પિંજર જો ધર્યું, મારા૦ તો તું જાણીશ બાપડી તું તાહરૂં કર્યું; મારા૦ ગુદરૂં છું એક વાર હવે ગુદરીશ નહિ, મારા૦ જો એહને કોઇ આગળ વાતડીઉં કહી. મારા૦ ૮ મત બતલાવે એહને ચંદ ઇશું કહી, મારા૦ વાત પૂછીએ જિણવાટે જાવું નહીં; મારા૦ એમ કીધે તુજ અરથ સરે નહિ સોકળે, મારા૦ જિમ દવ નવિ ઓલવાય છાંટે મુખ કોગળે. મારા૦ ૯ જો વ્હાલો હોય એહ તો ભૂષણ પહિરાવિયે, મારા૦ પણ લોકોને નયણે ઘણું ન દેખાડીએ; મારા૦ એમ કહીને વીરમતી નિજ મંદિર ગઇ, મારા૦ ચંદતણી રાણીને ચિત્ત ધીરજ થઇ. મારા૦ ૧૦ પહિરાવ્યા આભરણ પંખીને શોભતાં, મારા૦ વારણે કીધી પીઉને ઉપર લોભતાં; મારા૦ ઇમ નિશદિન કરે કાંતા પીઉ પ્રતિપાળના, મારા૦ જેમ ગુલાબની મધુકર કરે નિત ચાલના. મારા૦ ૧૧ ચાલે જગત મંડાણ સકળ આશાવડે, મારા૦ આઠે માસે ચાતુક મુખ જળ લવ પડે; મારા૦

---

અને ગુણાવળીને ઠપકો આપતી સતી કહેવા લાગી કે “ જો તારે કુકડાને જીવતો રાખવો હોય તો હવે પછી ફરીને તેને લઇને ગોખમાં બેસીશ નહીં. તને ખબર નથી કે આવી છાની વાત પ્રગટ કરવાથી તેનું શું ફળ નીપજે ? માટે આપણો ગોળ આપણે ચોરી ખાઇએ; તેની બીજાને ખબર પાડવામાં માલ નહીં વળી તારો આ એક ગુન્હો દરગુજર કરૂં છું પણ ફરીને આને લઇને ગોખમાં બેઠી છે તો તારો ગુન્હો હું દરગુજર કરીશ નહીં. પછી જાણજે કે મારા જેવી કોઈ ભુંડી નથી. વળી આમ કરવાથી કાંઇ તારો અર્થ સરે એમ નથી. જ્યાં દાવાનળ લાગ્યો છે ત્યાં કાંઇ પાણીના કોગળાથી તે ઓલાવાનો નથી. વળી જો એ તને વહાલો હોય તો એને ઘરેણાગાંઠા પહેરાવ, રમાડ, જમાડ, પણ ભૂલેચુકયે ફરીને તેને ગોખમાં લઇને બેસીશ નહિ, તેને ચંદ કહી બોલાવીશ નહિ અને લોકોને દેખાડીશ નહિ.” આ પ્રમાણે કહી તે વીરમતી ચાલી ગઈ એટલે ગુણાવળીને નિરાંત વળી. ૬–૧૦

પછી તે પાંજરૂં લઇને ત્યાંથી ઉઠી પોતાના મહેલમાં ગઇ અને કુકડા માટે નવા નવા આભૂષણો કરાવી તેને પહેરાવવા લાગી, તેને સ્વચ્છ રાખવા લાગી અને જેમ ભમરો હમેશાં ગુલાબની સાર–સંભાળ રાખે છે તેમ અનેક પ્રકારે તેની પ્રતિપાલના કરવા લાગી. આ જગતમાં આશા મોટી વાત છે. આશા ઉપરજ જગતનું મંડાણ છે. આશા ઉપર જીવતા ચાતક પક્ષીને આઠ મહીને પણ પાણીનું ટીપું મળે છે,

અનળનાં ઇંડાં જેહ તે આશાએ વધે, મારા૦ આશાજાળ વિશાળ બધાણી છે બધે. મારા૦ ૧૨ લોપે નહીં સાસુનુ-વચન ગુણાવળી, મારા૦ બીહે રખે મન-માંહિ કાંઇ કરતી વળી; મારા૦ તિમજ ચઢે સહકાર તિમજ નભ અતિક્રમે, મારા૦ સાસુ વહુ ખગરાજ ત્રિહુ સ્વેચ્છા રમે. મારા૦ ૧૩ જોવે કૌતુક કોડ તે દેશ વિદેશના, મારા૦ નિરખે સયળ સ્વરૂપ તે નવ નવ વેશમાં; મારા૦ રાણી સાસુની બીકે ન ચૂકે તાકડો, મારા૦ જોગી વશ જિમ પડિયો નાચે માંકડો. મારા૦ ૧૪ શુ કરે ચદની નાર સાસુને વશ પડી, મારા૦ પિંજર પણ નવિ મૂકે અળગો એક ઘડી; મારા૦ એમ ગુણાવળી ચદ નૃપતિ દિન નિર્ગમે, મારા૦ માંડ્યો તપ સુપવિત્ર જિણે દુઃખ ઉપશમે. મારા૦ ૧૫ હવે ભવિ નિસુણો પ્રેમલાલચ્છીની કથા, મારા૦ કોઇ વિચે વ્યાઘાત ન કરશો સર્વથા; મારા૦ છઠ્ઠી ત્રીજા ઉલ્લાસની ઢાળ ભલી કહી, મારા૦ મોહનવિજયે જેહવી શાસ્ત્રથકી લહી મારા૦ ૧૬

---

અને અનલા નામના પક્ષીના ઇડા આશાથીજ વધે છે આશાવડેજ દુખી માણસો જીવે છે બલ્કે આ આખુ જગત્ આશાજાળથી બધાયેલુ છે અહી ગુણાવળી પણ આશાવડેજ દિવસો વ્યતિક્રમાવે છે તે ધારે છે કે–એક દિવસ એવો આવશે કે જ્યારે પાછા મારા પતિ મનુષ્ય થશે આમ આશામા દિવસો કાઢતી અને સાસુથી બ્હીતી તે વખત ગાળે છે સાસુની આજ્ઞા પ્રમાણે વર્ત્તે છે તેનુ વચન જરા પણ લોપતી નથી અને મનમા ડર્યા કરે છે કે રખે કઈ કરી દે વળી તે જ્યારે કહે છે ત્યારે તેની સાથે આબા ઉપર બેસી દેશ વિદેશના કૌતુક જોવા પણ જાય છે અને આકાશમા ભમે છે કુર્કટના પાજરાને પણ સાથે રાખે છે ત્રણે જણા નવા નવા આશ્ચર્ય નિહાળે છે જોગીના વશ પડેલો માકડો જેમ નાચ્યા કરે છે તેમ રાણી સાસુની બીકથી સમય ચૂકતી નથી અને ગુણાવળી એક પળ પણ પાજરુ રેઢુ મુકતી નથી આ પ્રમાણે તે દિવસો વ્યતિક્રમાવે છે અને પતિના તેમજ પોતાના પર આવેલુ કષ્ટ દૂર થવા માટે અનેક પ્રકારના તપ જપ પણ કરે છે હે ભવ્ય પુરૂષો ! હવે પ્રેમલાલચ્છીની વાત સાભળો વચમા કઇ વિઘ્ન કરશો નહિ ત્રીજા ઉલ્લાસની છઠ્ઠી ઢાળ શ્રી મોહનવિજયજીએ શાસ્ત્રથી જે પ્રમાણે જાણી તે પ્રમાણે વર્ણવી ૧૧–૧૬

હવે ચદરાજા નીકળ્યા પછી પાછળ પ્રેમલાલચ્છીનુ શુ થયુ તે જાણવાની જરૂર છે આપણે તેને અધવચ સ્થિતિમા પડી મૂકી છે જેથી આ વાત અહિજ સમાપ્ત કરી, તેનુ યથાશક્તિ રહસ્ય બતાવી પ્રેમલાલચ્છીની રસમય કથાનુ વર્ણન આગલી ઢાળથી કહુ છુ

## ત્રીજા ઉલ્લાસની ઢાળ છઠ્ઠીનું રહસ્ય.

અહિં એકજ ઢાળ છે પણ તેમાં રહસ્ય ઘણું છે. એક રાજવંશી રાજાએ પશુપણામાં જીવન ગાળવું અને એક રાજાની રાણીએ કુકડાને પતિ સ્વરૂપ માની તેની અવિચ્છિન્ન ભક્તિ કરવી એ અસાધારણ હકીકત છે. જીવ જે જાતિમાં જન્મ ધારણ કરે છે તે જાતિ પ્રમાણે સર્વ આચરણ કરે છે. તે જાતિમાં જવાથીજ તે આચરણો તેને આવડી જાય છે; શીખવવા પડતા નથી. અહીં ચંદરાજા પણ કુકડા થયા એટલે તેને તે જાતિના સર્વ આચરણ આવડે છે. તે કુકડાની પ્રમાણેજ ' કુકડુ કુ ' બોલે છે. પ્રભાતે વહેલા જાગે છે અને બોલવા માંડે છે. ગુણાવળી પોતાની શય્યામાં પાસેજ પાંજરૂં રાખે છે, એટલે તેનો સ્વર સાંભળતાંજ જાગી જાય છે. કાંઇક ખડખડાટ થાય તો તેની નિદ્રા ઉડી જાય છે, કારણ કે બીલાડી વિગેરે કોઇ અન્ય પ્રાણી કુકડાને ઉપદ્રવ કરે તેનો ભય તેને રહ્યા કરે છે. પ્રાત:કાળમાં કુકડાને બોલતો સાંભળી પોતે પતિના સમાગમમાં ભોગવેલા સુખનું અને તેની સાથે લીધેલી મીઠી નિદ્રાનું સ્મરણ થઇ આવે છે. તે યત્કિંચિત્ વચનદ્વારા કહી બતાવે છે; પરંતુ ખરી રીતે તે વાત વચનથી અગોચર છે. એક ચિત્તવાળા પતિપ્રમદાના સુખ વચનદ્વારા વર્ણવી શકાતાંજ નથી.

ચંદરાજા કુકડો થયા છતાં પ્રથમ મનુષ્ય હતા તેથી ગુણાવળીની કહેલી મનુષ્યની ભાષા યથાર્થ સમજી શકે છે. માત્ર તે મનુષ્યની ભાષા બોલી શકતા નથી. એટલે " **મુંગેકુ સ્વપ્ના ભયા, સમજ સમજ પસ્તાય** " એ કહેવત પ્રમાણે તે મનમાં અને મનમાં ખેદ પામ્યા કરે છે; પરંતુ તેનું નિવારણ તેના હાથમાં નથી. કેમકે દુષ્કર્મના સંયોગથી પરવશ પડેલ છે.

અન્યદા તેને લઇને ગુણાવળી ગોખમાં બેસે છે. તે પ્રસંગમાં લોકોમાં થતી વાત ચંદરાજાની પ્રજાપ્રિયતા બતાવે છે. તેની ઉપર પ્રજાની એવી અસ્ખલિત પ્રીતિ છે કે તેના દર્શનનો વિરહ પ્રજા ખમી શકતી નથી. ' **વા વાત લઇ જાય** ' એ કહેવતને અનુસરીને રાજમહેલમાં ગુપ્ત રીતે બનેલી હકીકત પણ બહાર પડ્યા વિના રહેતી નથી. તેથી લોકોમાં પણ ખબર પડી જાય છે કે ' ચંદરાજાને તેની અપરમાતા વીરમતીએ કુકડો બનાવી દીધો છે. ' લોકોની તેના ઉપર અપ્રીતિ તો હતીજ, તેમાં આવા અકાર્યથી ઉમેરો થાય છે. લોકો તેના ઉપર ઘણોજ અભાવ બતાવે છે, પરંતુ તેઓનું કાંઇ ચાલી શકતું નથી. કારણ કે તે અનેક પ્રકારની વિદ્યાવાળી છે એમ જાણવાથી લોકો તેનાથી બહુ ડરે છે. નહીં તો સમુદાયનું બળ તો તેને પણ હેરાન કર્યા વિના રહે નહીં અને પ્રજાનો અભાવ રાજસત્તાને નષ્ટ કરે. પરંતુ વિદ્યાના બળને લઇને તે બધા નિરાશ થાય છે.

લોકો વાતો કરતાં કરતાં ઉંચું જુએ છે. એટલે તેમણે સાંભળેલી વાત કુકડાને પ્રત્યક્ષ જોવાથી પુરવાર થાય છે. તે વિચારે છે કે જો ચંદરાજા કુકડો થયેલ ન હોય તો ગુણાવળી બીજા કોઇ કુકડાને સોનાના પાંજરામાં નાખી તેનું પાંજરૂં ખોળામાં લઇને બેસે એ

સભવેજ નહીં, માટે જરૂર એ ચદરાજાજ છે એવી ખાત્રી થયા પછી પ્રજાલોક તેને 'ચદરાજા ચદરાજા' કહીને પ્રણામ કરે છે પક્ષીપણામા પણ લોકોની પ્રીતિ ઢાકી રહેતી નથી

કોઈ સેવક કે ચરપુરૂષદ્વારા વીરમતીના જાણવામા આ વાત આવે છે એટલે તે એ હકીકત સહન કરી ન શકે એ નિર્વિવાદ હકીકત છે લોકોમા પણ પ્રગટપણે વિરૂદ્ધતા થાય તે વીરમતી ઇચ્છતી નથી, તેથી પોતાનુ કરેલ આ કાર્ય પણ જગજાહેર ન થાય એમ તો તે પણ ઇચ્છે છે, એટલે વીરમતી એકદમ ગુણાવળી પાસે દોડી આવે છે અને કુકડાને લઇને લોકો દેખે તેમ ગોખમા બેસવા બાબત ધમકાવે છે સાથે ભય પણ બતાવે છે કે 'જો આમ ફરીને બેઠી તો કુકડો જીવતો રહેવો મુશ્કેલ છે' તેના ક્રોધની તો હદજ નથી માત્ર આયુષ્યના બળથીજ અને ફરીને પાછા મનુષ્ય થઇને સાસારિક સુખભોગ ભોગવવાનુ ભાગ્યમા લખેલ હોવાથીજ વીરમતી તેના પ્રાણનુ વ્યપરોપણ કરી શકતી નથી વીરમતી કહે છે કે 'એક પાણીના કોગળાથી કાઇ દાવાનળ ઓલાવાનો નથી' પતિને પક્ષીની સ્થિતિમા જોતા ગુણાવળીને જે હૃદયદાહ થાય છે તે કાઇ તેને લઇને ગોખમા બેસવાથી શાત થાય તેમ નથી એ ખરેખરી વાત છે

વીરમતી આક્રોશ કરી પાછી જાય છે એટલે ગુણાવળીના જીવમા જીવ આવે છે અર્થાત્ તે ક્રોધ પામીને શુ કરી નાખશે તે કાઇ ધારી શકાય તેમ ન હોવાથી ગુણાવળી તેનાથી બહુ ભય પામે છે વીરમતીના ગયા પછી તે ગોખમાથી ઉઠે છે, અને પોતાના મહેલમા આવી કુકડાને બદબેસ્તા થાય તેવા નવી નવી જાતના સુવર્ણના તેમજ રત્નજડિત આભૂષણો કરાવે છે અને તેને પહેરાવે છે એ રીતે કાઇક દિલાસો મેળવે છે અને હૃદયને બીજી બાજુ વાળે છે

આશા! આશા!! તે જગત્ના જીવોને જીવાડ્યા છે અને તેજ તેને આશામા નિરાશ કરી મારી પણ નાખ્યા છે! તારી જેવી જગત્ને રમાડનારી, લલચાવનારી, જીવાડનારી અને મારી નાખનારી બીજી કોઇ વસ્તુ નથી જગત્ના જીવોની આશા પ્રાયે કવચિતજ ફળીભૂત થાય છે, છતા જગત્ બધુ તેને આધીન વર્ત્યા કરે છે, અને કાળ વ્યતિત કરે છે કેદમા પડેલો કેદી 'કાલ મુદત પૂરી થશે અને છુટી જઇશ' એમ આશા રાખે છે વ્યાધિગ્રસ્ત માણુસ 'કાલ વ્યાધિ મટી જશે અને નિરોગી થઇશ' એમ ધારે છે નિર્ધન માણુસ 'કાલે દ્રવ્ય મળશે અને દારિદ્ર નાશ પામશે' એમ ચાહે છે એવી રીતે જગતના જીવો માત્ર જૂદા જૂદા પ્રકારની આશા રાખી જીવનદોરીને લબાવે છે વૃદ્ધ માબાપ અને વિધવા સ્ત્રી 'કાલે પુત્ર મોટો થશે અને રળી લાવશે' એવી આશામા પુત્રને ઉછેરે છે આશા ન હોત તો જગતનુ શુ થાત? તેની કલ્પના પણ થઇ શકતી નથી અહીં ગુણાવળી 'પતિ પાછા મનુષ્ય થશે અને સુખભોગ અને રાજવિલાસ ભોગવશુ' એવી આશામા દોહિલા દિવસો વ્યતિક્રમાવે છે જો એવી આશા ન હોય તો કુકડાની પ્રતિપાલના અને રાત્રિ દિવસ તેના જીવની જાળવણી કરી શકેજ નહીં

કેટલોક વખત વિત્યા પછી અન્ય ઉપાય લક્ષમાં ન આવતાં પતિપરનું કષ્ટ અને પોતાની ઉપર આવી પડેલું દુઃખનું વાદળ દૂર થવા માટે ગુણાવળી અનેક પ્રકારની તપસ્યાઓ કરે છે. પરમાત્માની કૃપાથી અશુભ સંચય ક્ષીણ થશે ત્યારે તપાદિકના પ્રભાવથી તેને સુખ-સંપત્તિ પ્રાપ્ત થશે. આપણે પણ તેની તેવી સુખી સ્થિતિ જોવાની આશા રાખતા આગળ પ્રયાણ કરીએ.

ગુણાવળી અને વીરમતીની વાતમાં આપણે પ્રેમલાલચ્છીને તો બીલકુલ ભૂલીજ ગયા છીએ. તે બીચારી એકલી પડી છે, ચંદરાજા તેને તરછોડીને ચાલી નીકળ્યા છે, તેને પોકાર કરવા યોગ્ય સ્થાન પણ નથી. ક્રૂર હૃદયના હિંસક મંત્રીનું ત્યાં અખંડ સામ્રાજ્ય પ્રવર્ત્તે છે. તેવી સ્થિતિમાં પતિવિરહી પ્રેમદાનું શું થયું ? તેણે શું કર્યું ? ખરી હકીકત શી રીતે પ્રસિદ્ધિમાં આવી ? આ બધું જાણવાની આપણને જરૂર છે. એકને સંભારી બીજાને વિસારી મૂકવું તે ઘટિત નથી. આપણે તો ગુણાવળી અને પ્રેમલાલચ્છી બન્ને સરખા છે. બન્ને ચંદરાજાની રાણીઓ છે. એક સદોષ છે—બીજી તો તદ્દન નિર્દોષ છે. એકે તો સંસારના સુખભોગ દીઠેલા છે, બીજી તો તેની ઉમેદવાર છે. ત્યારે હવે આપણે તે તરફ વળીએ અને ચંદરાજાના નીકળ્યા પછી પાછળ શું થયું તે જોઇએ.

હવે આપણે બીજી બાજુ ગમન કરીએ છીએ. વાંચકો હવે પછી પ્રેમલાલચ્છીની સ્થિતિ જાણશે અને તે ઉપરથી સાર ગ્રહણ કરી ત્યાં પણ કર્મસ્થિતિનેજ બળવાન્ માનશે.

---

દુહા.

ચંદે પરણી પ્રેમલા, વિમળપુરીએ જાય;<br>
સિંહલ શિખે આવિયો, આભા આભારાય. ૧<br>
હિંસકે વારી પ્રેમલા, લાજી આવી ગેહ;<br>
મનમેં જાણે નાહલે, સહી તો દીધો છેહ. ૨

---

દુહાનો ભાવાર્થ.

વિમળાપુરીમાં પ્રેમલાને પરણીને પછી સિંહલરાજાએ શીખ આપવાથી અને હિંસકમંત્રીએ તાકીદે નીકળી જવાની પ્રેરણા કરવાથી તેમજ પોતાને પણ માતા વૃક્ષ ઉપર બેસીને ચાલ્યા જશે તો રહી જવાનો ભય હોવાથી ચંદરાજાએ સિંહલના મકાનમાંથી નીકળી વૃક્ષના કોટરમાં પેસી માતા સાથે આભા નગરી તરફ પ્રયાણ કર્યું. પાછળ પ્રેમલાલચ્છીનું શું થયું ? તે જાણવાની વાંચકોને જિજ્ઞાસા થાય તે સ્વાભાવિક છે અને તે જિજ્ઞાસા પૂર્ણ કરવી એ અમારૂં કામ છે. હવે ચંદરાજા કાંઇક મિષ કરી સિંહલના મકાનમાંથી બહાર નીકળ્યા. એટલે પ્રેમલા તેની પાછળજ નીકળતી હતી; પરંતુ તે વખતે હિંસક મંત્રીએ આડા ઉભા રહી તેને વારી એટલે પહેલેજ દિવસે સાસરે આવેલી પ્રેમલા વડીલ પુરૂષથી શરમાઈને પતિની પાછળ જતાં પાછી વળી. પણ તે મનમાં સમજી ગઇ કે જરૂર મારા પતિએ મને છેહ દીધો છે અને તે કાંઇક ચાલ્યા ગયા છે. ૧-૨.

જવ લાગી વેળા ઘણી, જોઇ ઘણીએ વાટ;
નાઠ્યો કંત ગયો તજી, ઘણા ઉલ્લંઘી ઘાટ. ૩

હજીય ન આવ્યો વલ્લહો, ગયો ગલતી રાત;
બાજી બાજીગર તણી, ખેલી કરી અખિયાત. ૪

ઉગ્યો હતો વિમળાપુરી, સોળે કળા સમેત;
ચંદ ગયો ઘર આપણે, ન લહ્યો કંઇ સંકેત. ૫

ઇમ આલોચે પ્રેમલા, હિંસક મંત્રી તામ;
કનકધ્વજ કુંવર ભણી, મૂકયો કુંવરીધામ. ૬

પ્રિયતમ નિરખ્યો પ્રેમલા-લચ્છિએ આવંત;
તવ સનમુખ આવી વહી, જુવે તો તે નહીં કંત. ૭

તવ લચ્છી તેહને કહે, ભુલો મુજ આગાર;
પાછલી રાત પરોઢિયે, કુણ એ આવણહાર. ૮

---

જેમ જેમ વખત જતો ગયો અને તેણીએ ઘણી વાટ જોઇ છતાં પતિ ન આવ્યા તેમ તેમ તેના મનમાં પડેલો સંદેહ દઢ થતો ગયો. તેણે જાણ્યું કે—"આ કોઇ ઉત્તમ પુરુષ બાજીગરની જેમ બાજી ખેલીને આ ગળતી રાત્રીએ જતો રહ્યો અને તેણે અખ્યાત રાખી વિમળાપુરીમાં સોળ કળાએ સંપૂર્ણ ચંદ્ર ઉગ્યો હતો તે અસ્ત પામ્યો છે અર્થાત્ ચંદ વિમલાપુરીમાં સંપૂર્ણ સંતોષ પામી ગમે તે કારણથી પોતાને ઘેર ચાલ્યો ગયો છે અને તેનો સંકેત હું કાંઈ સમજી શકતી નથી." ૩-૫

પ્રેમલા આ પ્રમાણે સંકલ્પ વિકલ્પ કરે છે તેવામાં હિંસકે કનકધ્વજ કુમારને તેની પાસે જવા પ્રેરણા કરી, એટલે તે હોશે હોશે પ્રેમલા પાસે તેના એકાંત વાસમાં ગયો. દૂરથી કોઇ પુરુષને આવતો જોઇ પોતાના પતિ આવે છે એમ માની પ્રેમલા સામે ગઇ પણ પતિને ન જોવાથી આવનાર કનકધ્વજને તેણે કહ્યું કે-" તમે કોણ છો? અહિં આવવામાં તમે ભૂલા પડ્યા જણાઓ છો, આ તમારૂં મકાન નથી માટે ચાલ્યા જાઓ. આ પાછલી રાતને પરોઢીયે આમ એકલા આવનાર તમે કોણ છો? ૬-૮

ઢાળ ૭ મી.

( હરણી જવ ચરે લલના—એ દેશી. )

**કુષ્ટિ કહે ઇણ મંદિરે લલના, કોઇનો હો ઇહાં નહિ પગ ફેર; જુઓ ગતિ કર્મની લ૦ ઇહાં તો પવન ન સંચરે, લ૦ કીડીને હો પણ લાગે છે વેર. જુ૦ ૧ એક ઘડીને અંતરે, લ૦ થયા દીસો હો તમે અણઓળખીત; જુ૦ તો આગળ શી રાખશો, લ૦ મુજહુંતી હો શી વધતી પ્રીત. જુ૦ ૨ દીસે છે ફરરી ફુટડી, લ૦ પણ દીસે હો સમજણ નહીં નાર; જુ૦ આંગણ આયો ન ઓળખે, લ૦ જે પરણ્યો હો રયણી ભરતાર. જુ૦ ૩ એમ કહી બેઠો ઢોલીએ, લ૦ તે કુષ્ટી હો ઘણું કપટભંડાર; જુ૦ સા નાશી અળગી રહી, લ૦ જિમ સુરભી હો વૃક દેખી ઉદાર. જુ૦ ૪ બેઉ ગતિ ઉન્મત્ત કુસુમની, લ૦ ચઢે શિવને હો અથવા ભૂમિપાત; જુ૦ તે ગતિ સતીના શરીરની, લ૦ પતિ ફરસે હો કે અગ્નિ સંઘાત. જુ૦ ૫ કનકધ્વજ કહે પ્રેમલા, લ૦ કિમ ઉભી હો ઇમ મુહ મચકોડ; જુ૦ આવો હસો ક્રીડા કરો, લ૦ જોડો મળ્યો હો દૈવે સંઘોડ. જુ૦ ૬ એ યૌવન દિન ચારનો, લ૦ પ્રાહુણડો હો જાતાં નવિ વાર; જુ૦ પ્રથમ સમાગમે એવડો, લ૦ નવિ કિજે હો પ્રિતમથી નાર. જુ૦ ૭ સોરઠ નૃપની તું પુત્રીકા, લ૦ સિંહલનો હો હું તો છું અધીશ; જુ૦ એ તો મેળો તો મળે, લ૦ જો તુઠે હો પૂરણ જગદીશ. જુ૦ ૮**

---

ઢાળ સાતમીનો ભાવાર્થ.

પ્રેમલાનાં આવાં વચનો સાંભળી કનકધ્વજ બોલ્યો કે–" અરે લલના ! આ મંદિર–ઘરમાં કોઇનો પગફેર થાય નહીં. અહીં તો પવન પણ સંચરે નહીં અને કીડીને આવતાં પણ વેર લાગે છે. અહા કર્મની ગતિ કેવી છે ? શું એક ઘડીમાંજ ભૂલી ગયા ? પરણેલા પતિને એક ઘડીના આંતરમાંજ ઓળખતા નથી ? આમ કરશો તો આગળ કેમ ચાલશે ? દેખાઓ છો તો રૂડા રૂપાળા પણ સમજણ તો કાંઇ જણાતી નથી; કેમકે ઘરે આવેલા પતિને પણ ઓળખતા નથી." આમ કહીને કપટનો ભંડાર કનકધ્વજ પલંગ ઉપર બેઠો. એટલે જેમ વાઘને દેખીને ગાય છેટી ભાગે તેમ પ્રેમલા દૂર જઇને ઉભી રહી. ' ઉત્તમ કુસુમની બેજ ગતિ હોય છે, કાં તો દેવને મસ્તકે ચડે કે ભૂમીએ પડે. ' તેમ સતીના શરીરની પણ બે પ્રકારનીજ સ્થિતિ હોય છે. કાં તો તેને પતિ સ્પર્શે અથવા તો તેને અગ્નિ સ્પર્શે. તેની ત્રીજી ગતિ હોતીજ નથી. પ્રેમલાને દૂર ઉભી રહેલી જોઇ કનકધ્વજ બોલ્યો કે—" આમ છેટે શું ઉભા રહ્યા છો ? અહીં આવો, બેસો, હસો, રમો, આનંદ કરો. આવું ઉત્તમ જોડું દૈવે મેળવ્યું છે તો તેનો લ્હાવો લ્યો. આ યૌવન તો ચાર દિવસનું છે, તેને જતાં વાર લાગશે નહીં; તો પહેલેજ સમાગમે આવું અતડાપણું શું રાખો છો ? તમે સોરઠના રાજાની પુત્રી છો અને હું સિંહલરાજાનો પુત્ર છું. આવો મેળો તો દૈવ તુષ્ટમાન થાય તોજ મળી શકે છે." ૧–૮

એમ કહી જઇ જવ કર ગ્રહ્યો, લ૦ તવ ત્રટકી હો કહે પ્રેમલા બોલ; જુ૦ અળગો રહેને પાપીયા, લ૦ તુ તો દીસે હો કોઇ ફુટો ઢોલ. જુ૦ ૯ રૂપે રૂડે શુ એહવે, લ૦ તુજ રાખ્યો હો કિમ ભુઇરિ મઝાર; જુ૦ તુજ જણતે આણી નહીં, લ૦ જનનીએ હો કાંઇ લાજ લગાર. જુ૦ ૧૦ તુ કુષ્ટી કત કેહનો, લ૦ ઉઠ ઇહાંથી હો તુજ તાતના સુસ; જુ૦ રે મૂરખ તુજને થઈ, લ૦ મોતીની હો ધુઘરીની હુસ. જુ૦ ૧૧ બેઠા માટે સેજડી. લ૦ થાવા વાંછે હો પીઉ એકલી તાક; જુ૦ સોવનકળશ બેઠા વતી, લ૦ શુ હોવે હો ગરૂડોપમ કાગ. જુ૦ ૧૨ રાખે છે હુશ મળ્યા તણી, લ૦ જો તાહરો હો પહિલા આકાર; જુ૦ મુજ પ્રિતમ જિણે ઓળવ્યો, લ૦ તે ભમજો હો અનત સસાર. જુ૦ ૧૩ ઇમ રગ-ઝગ કરતાં થકાં, લ૦ તિહાં આવી હો કપિલા ધાવ; જુ૦ તે પણ કહે રે રે વહૂ, લ૦ કિમ ઉભી હો ઇમ વદન છિપાવ. જુ૦ ૧૪ જિમ પ્રિતમ કહે તિમ કરો, લ૦ રખે આણો હો માહરી કાંઈ લાજ; વર બીજો ઇમ કિમ હુવે, લ૦ તે પરણ્યો હો તે એ વરરાજ. જુ૦ ૧૫ પ્રેમલાલચ્છી ધાવને, લ૦ કહે બાઇ હો એ વાત મ કાઢ; જુ૦ મ કહો મિથ્યા ગરઢી થઇ, લ૦ મુખડામાં હો નવિ દીસતી દાઢ. જુ૦ ૧૬ મુકુળની જાઇ જે સતી, લ૦ ઇમ કીધે હો તે કિમ ભોળવાય; જુ૦ ત્રીજા ઉલ્લાસની સાતમી, લ૦ ઢાળ ભાખી હો મોહને રસ લાય જુ૦ ૧૭.

---

આ પ્રમાણે કહી ઉભો થઇને પોતે પ્રેમલાનો હાથ પકડવા ગયો એટલે તેને તરછોડી નાખી પ્રેમલા બોલી કે–" અરે પાપી ! દૂર ઉભો રહે તુ તો ફૂટેલા ઢોલ જેવો દેખાય છે તને આવો કુષ્ટી છતા ભોયરામા શા માટે રાખ્યો હશે ? તારા જેવા પુત્રને જણતા તારી માતા લાજી પણ નહી ? મારો પતિ તુ નથી હવે તુ અહીથી ચાલ્યો જા તને તારા બાપના સમ છે તને મૂર્ખને મોતીની માળા ધારણ કરવાની હોશ થઇ જણાય છે પણ એમા તારૂ કાઇ વળે તેમ નથી આ પલગ ઉપર બેસી જવાથી કાઈ તુ મારો પતિ થઈ શકે તેમ નથી ઉંચા દેવમદિરના સુવર્ણ કળશ ઉપર બેસવાથી કાઈ કાગડો ગરૂડ થઈ શકતો નથી તુ મને મળવા ઇચ્છે છે પણ પહેલા તારો દેદાર તો જો આ ઉપર એવી હોશ કરે છે ? જેણે મારા પતિને ઓળવ્યો હોય તે અનત સસારમા ભમ્યા કરજો " આ પ્રમાણે રગઝગ થાય છે તેવામા કુમારની ધાવમાતા કપિલા ત્યા આવી અને બોલી કે–" વહૂ ! આમ શુ કરો છો ? આમ મોઢુ છુપાવીને છેટે કેમ ઉભા છો ? આ તમારો પતિ છે, તેની સાથે બેસો, તેમા તારી લાજ રાખવાનુ કારણ નથી તે કહે તેમ કરો વળી તમે કહો છો ' કે આ મારો વર નથી ' તો વળી વર બીજો કોઇ હતો હશે ? " કપિલાના આવા વચન સાભળી પ્રેમલા બોલી કે–" તમે વૃદ્ધ થયા છો, મોઢામા દાત તો એકે રહ્યો નથી, માટે વિચારીને તો બોલો આવી ખોટી વાત કર્યે કાઇ વળવાનુ નથી અને સતી એમ ભોળવાતી પણ નથી " આ પ્રમાણે સમવાળી ત્રીજા ઉલ્લાસની સાતમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી ૯–૧૭

દુહા.

થયો પ્રભાત ઉગ્યો તપન, તે કપિલા તેણી વાર;
ઘરથી બાહિર નીકળી, કરતી નિપટ પોકાર. ૧

ધાઓ રે ધાઓ કોઇ, જે હોય વિદ્યાપુષ્ટ;
થયો કનકધ્વજ કુંવરનો, તનુ સરોગ સકુષ્ટ. ૨

આવ્યો હિંસક ધસમસી, તિમ વળી સિંહલભૂપ;
કુષ્ટીની માતા તિમજ, સુતનો નિરખ્યો રૂપ. ૩

કોઇ રડે કોઇ પડે, કોઇ ધૂણે શીશ;
કોઇ કરથી છાતી હણે, અહો કપટ જગદીશ. ૪

માતા રૂદન કરી કહે, ઉંચે સ્વર ઉત્સૂત્ર;
એ વિષકન્યા પાપણી, કાં તું પરણ્યો પુત્ર. ૫

તાત કહે રે જાત તુજ, કિંહા ગયો તે રૂપ;
જે જોવાને આવતા, ઘણા વિદેશી ભૂપ. ૬

એ કન્યા અણજાણતે, મેં પરણાવી કેમ;
વેરણ પૂરવજન્મની, કનક વિટંબ્યો એમ. ૭

ઉભી નિસુણે પ્રેમલા, પામે અચરિજ ચિત્ત;
દીઠું નહિ તિલ જેવડું, બોલ્યામાંહે વિત્ત. ૮

---

દુહાનો ભાવાર્થ.

એટલામાં પ્રાતઃકાળ થયો અને સૂર્યોદય થયો એટલે કપિલા ઘરની બહાર નીકળી અને પોકાર કરતી બોલી કે—“ કોઇ દોડો, દોડો, કોઈ વિદ્યાવાળાને બોલાવો. આ પુત્ર એકાએક કુષ્ટિ થઈ ગયો છે.” એટલે હિંસક, સિંહલ, કુંવરની માતા સૌ દોડી આવ્યા અને પુત્રની આવી સ્થિતિ જોઇ કોઈ રડવા લાગ્યું, તો કોઈ પડવા લાગ્યું તો કોઈ માથું ધૂણાવા લાગ્યું તો કોઇ છાતી કુટવા લાગ્યું અહો પ્રભુ! કપટ કેવું છે. કુંવરની માતા ઉંચે સ્વરે રોતી ખોટું બોલવા લાગી કે “ અરે દીકરા! આ શું થઈ ગયું ? આ કન્યા તો વિષકન્યા નીકળી.” પિતા કહે—“ અરે પુત્ર! તારૂં રૂપ જોવાને દેશ વિદેશથી માણસો આવતા હતા એકાએક તે કયાં જતું રહ્યું ? આ કન્યા તો ખરેખર તારી પૂર્વભવની વેરણ નીકળી. મારા શા ભોગ લાગ્યા કે મેં અજાણતાં તને તેની સાથે પરણાવ્યો!” આ બધું સાંભળીને પ્રેમલા તો ચુપજ થઇ ગઇ. તેણે જાણ્યું કે તેઓના બોલવામાં તલના દાણા જેટલું પણ વિત્ત નથી તોપછી અત્યારે બોલવામાં કાંઇ માલ નથી. કારણ કે આપણું સાચું બોલ્યું કોઈ સાંભળે કે માને તેમ નથી. ૧–૮

## ઢાળ ૮ મી

( થાહરા મોહોલા ઉપર મેહ ઝબૂકે વિજળી, હો લાલ ઝબૂકે વિજળી—એ દેશી )

પહોતી ખબર તુરત કન્યાના તાતને હો લાલ, કન્યા૦ આવી નિરખ્યો સકુષ્ટ તિણે જામાતને હો લાલ; તિ૦ રોતાં રાખ્યાં સર્વ પૂછે અવદાતને હો લાલ, પૂ૦ પણ ભોળો ભૂપાળ ન પામ્યો વાતને હો લાલ૦ ન૦ ૧ કહે કન્યાનો તાત કુંવરને શું થયું હો લાલ, કુ૦ એહવું સુંદર રૂપ ક્ષિણેકમાં કયાં ગયું હો લાલ; ક્ષિ૦ કહે હિંસક કરજોડી કહ્યાનું છે નહિ હો લાલ, ક૦ દેશ પરાયે કોણ સુણે અમ તણી કહી હો લાલ. સુ૦ ૨ રતિપતિ સરખો કુંવર તુમે દીઠો હતો હો હાલ, તુ૦ અમે ઇહાં કર્મને ભોગ શાને કીધો છતો હો લાલ; શા૦ તુમ પુત્રી કરસ્પર્શથકી એ નીપનું હો લાલ, થ૦ કન્યા એ મહારાજ છે મોતી છીપનું હો લાલ. છે૦ ૩ તુમ મંદિર એ નિરંતર રહેજો ધારણી હો લાલ, ર૦ એ વિષકન્યા સત્ય નહિ હિતકારણી હો લાલ; ન૦ વિણઠો પુરૂષરતન્ન કન્યાની સંગતે હો લાલ, ક૦ કહિયે છે લેઇ જાઓ સહુની સમ્મતે હો લાલ. સ૦ ૪ મકરધ્વજ સવિ વાત માની સાચી કરી હો લાલ, મા૦ દુબ્બલ-કન્ના હોય નરેશર તે ખરી હો લાલ; ન૦ પ્રેમલા ઉપરે ક્રોધ જનકને ઉપનો હો લાલ, જ૦ કુષ્ટીએ તેણિવાર ગ્રહ્યો કર ભૂપનો હો લાલ. ગ્ર૦ ૫

---

### ઢાળ આઠમીના ભાવાર્થ.

ક્ષણવારમા આ વાત રાજમંદિરમા પહોચી ગઇ એટલે તરતજ પ્રેમલાના પિતા ત્યા આવ્યા અને તેણે પોતાના જમાઇને કુષ્ટી થયેલો જોયો તેણે સૌને રોતા છાના રાખ્યા અને શુ થયુ તે પૂછ્યુ ભોળો રાજા આ બધાના પ્રપંચને બીલકુલ કળી શકયો નહિ સિંહલ રાજાનો મંત્રી બોલ્યો કે–" એમા કાઇ કહેવાની વાત નથી, અહી પરદેશમા અમારી વાત કોણુ માનળે એમ છે તમે કુંવરને કામદેવ જેવો રૂપવંત રાત્રેજ જોયો છે અમારા શા દુર્ભાગ્ય કે અમે એને અહી છતો કર્યો તે તમારી પુત્રીના કરસ્પર્શથી એકાએક આવો કુષ્ટી થઇ ગયો આ તમારી પુત્રી તો છીપમાનુ મોતી જણાય છે! તો તેને તમારે ઘેર જાળવી રાખો એ કન્યા વિષકન્યા છે, કોઇ રીતે અમને હિત કરનારી નથી તેની સંગતિથી પુરુષરત્ન નાશ પામ્યુ તો તમે તેને લઇ જાઓ અમે સૌની સાક્ષીએ આ વાત કહીએ છીએ " મકરધ્વજ રાજાએ આ બધી વાત સાચી માની કારણ કે ' રાજા આવા દુબળકન્ના હોય છે ' એટલે તેને પુત્રી ઉપર અત્યંત ક્રોધ ચઢ્યો, તેથી તે તો તેને મારવા-નેજ ધસ્યો તે વખતે કુષ્ટી વરે ઉઠી તેનો હાથ પકડી રાખ્યો ૧–૫ અને કહ્યુ કે—

નહિ તુમ પુત્રી દોષ નહિ તિમ માહરો હો લાલ, ન૦ નહિ મુજ જનકનો દોષ નહિ તિમ તાહરો હો લાલ; ન૦ સઘળો કર્મનો દોષ એ રોષ નિવારીએ હો લાલ, એ૦ સ્ત્રીહત્યાનું પાતક હિયડે વિચારિયે હો લાલ. હિ૦ ૬ કનકધ્વજ વચને સ્વસુર રીઝચો ઘણું હો લાલ, સ્વ૦ કહ્યું તુમ વાર્યા ઉપર એહને નહી હણું હો લાલ; એ૦ એમ કહી પ્રેમલા તાત સ્વમંદિર આવિયો હો લાલ, સ્વ૦ પોતાનો સદ્બુદ્ધિ પ્રધાન તેડાવિઓ હો લાલ. પ્ર૦ ૭ રે મંત્રી વિષકન્યા પ્રેમલા સાંભળી હો લાલ, પ્રે૦ ચીભડામાંહે વરાળ અચિંતી નીકળી હો લાલ; અ૦ થયો કુષ્ટી જામાત કમાઈ આપણી હો લાલ, ક૦ આવી આપણે પેટ કન્યા એ પાપણી હો લાલ. ક૦ ૮ કહે મંત્રી કરજોડી નૃપતિ તુમ શું હવું હો લાલ, નૃ૦ કુષ્ટ પુરાતન એહ નહીં એ તો નવું હો લાલ; ન૦ એક પહોરમાં એમ દુર્ગંધ ન ઉછળે હો લાલ, દુ૦ સટિત ન હોવે ચર્મ અસૃગ પણ નવિ ગળે હો લાલ. અ૦ ૯ અવગુણ પુત્રીમાંહે રખે તુમ જાણતા હો લાલ, ર૦ છે સઘળું એ કપટ રખે હઠ તાણતા હો લાલ; ર૦ તોપણ નૃપનો ક્રોધ ન કાંઇ ઉપશમે હો લાલ, ન૦ કહે મંત્રી મહારાજ કરો જિમ તુમ ગમે હો લાલ. કરો૦ ૧૦ કન્યા આવી માત સમીપે ધસમસી હો લાલ, સ૦ માતાના મનમાંહે તે વિષકન્યા વસી હો લાલ; વિ૦ દીધો નહિ સનમાન ન પૂછી વાતડી હો લાલ, ન૦ ન મિટે લિખિત જે લેખ લિખ્યા છઠ્ઠી રાતડી હો લાલ. લિ૦ ૧૧

---

“ એમાં એનો દોષ નથી, તમારો દોષ નથી, મારા માતા પિતાનો દોષ નથી, દોષ મારા કર્મોનોજ છે. માટે રોષ તજી દ્યો અને સ્ત્રીહત્યાનું પાતક કેટલું છે તે મનમાં વિચારો.” આમ કહીને તેણે સસરાને ટાઢા પાડ્યા એટલે સસરા તો જમાઇ ઉપર બહુજ રીઝયા અને કહ્યું કે—“ તમારા કહેવાથી કાંઇ કરતો નથી, નહીં તો હું તો એને હમણાંજ હણી નાખત. ” પછી પ્રેમલાના પિતા પોતાના મકાને આવ્યા અને પોતાના સુબુદ્ધિ પ્રધાનને તેડાવી બધી વાત કરી. છેવટે કહ્યું કે—“ અરે મંત્રી ! આ તો ચીભડામાંથી વરાળ ઉઠી ! પુત્રી વિષકન્યા નીકળી ! જમાઇ એક ક્ષણમાં કુષ્ટિ થઇ ગયો ! આવી પાપી પુત્રી આપણે ત્યાં ક્યાંથી જન્મી ? ” સુબુદ્ધિ મંત્રી આ બધી વાત સાંભળી લઇને બોલ્યો કે—“ હે રાજન્ ! આ તમને શું થયું છે ? હું એ વરને જોઇ આવ્યો છું. આ કુષ્ટ આજકાલનો નથી. આ તો જન્મનો કોઢ હોય એમ જણાય છે. તેનું શરીર આટલું બધું દુર્ગંધ મારે છે તે કાંઇ એક રાત્રીમાં બની શકે નહીં, માટે આ બધો પ્રપંચ જણાય છે, પુત્રી કિંચિત્ પણ દૂષિત નથી.” આ પ્રમાણે કહેવાથી પણ રાજાનો ક્રોધ શમ્યો નહીં, ત્યારે મંત્રીએ કહ્યું કે—“ તમને ગમે તે કરો, પણ પાછળથી પસ્તાશો.” એટલામાં પ્રેમલા પોતાની માતા પાસે આવી; પણ તેના દુર્ભાગ્યના ઉદયથી માતાના મનમાં પણ તે વિષકન્યા છે એમ વસી ગયું એટલે તેણે તેને બોલાવી નહીં, સન્માન આપવું તો દૂર રહ્યું પણ વાત પણ પૂછી નહીં. છઠ્ઠીની રાત્રે જે લેખ લખ્યા હોય તે કેમ મટે.? ૬–૧૧

તાતે કોડંબિક પુરૂષ તેડાવ્યા તત્ક્ષિણે હો લાલ, તે૦ ક્રોધારૂણ કરી નેત્ર નરેશ્વર ઇમ ભણે હો લાલ; ન૦ સોંપો કુમરી એહ કે હાથ ચંડાળને હો લાલ, હા૦ પૂજજો વધની ભૂમિ ધારા કરવાળને હો લાલ. ધા૦ ૧૨ લેઇ ચાલ્યા તેહ સુતા સાથે ગ્રહી હો લાલ, સુ૦ પણ રાજાએ ચિત્ત દયા આણી નહિ હો લાલ, દ૦ કુંવરીની એક વાત કોઇએ નવિ સાંભળી હો લાલ, કો૦ મંત્રી કહે નૃપ આગળ ઘણું એ વળી વળી હો લાલ. વ૦ ૧૩ લઇ પ્રેમલાલચ્છી આવ્યા ચૌટા લગી હો લાલ, આ૦ મહાજન પણ તતખેવ મળ્યા મન ઉમગી હો લાલ; મ૦ આવ્યા તે દરબાર તેડીને પુત્રીકા હો લાલ, તે૦ વિનવે ભૂપતિ આગળ જે હુ-તી વૃત્તિકા હો લાલ. જે૦ ૧૪ અહો ઇશ્વર અવતાર સુતા એ ઉગરે હો લાલ, સુ૦ કુષ્ટી થયો જામાત તેમાં એ શું કરે હો લાલ; તે૦ પંચનું વચન પ્રમાણ કરો અલવેશરૂ હો લાલ, કરો૦ ઇમ પુત્રીથી કોપ ન કીજે હિતકરૂ હો લાલ. ન૦ ૧૫ બગસો ગુનહ મહારાજ અકાજ ન કીજીએ હો લાલ, અ૦ નિજ સંતતિની ઉપર ઇમ કિમ ખીજીએ હો લાલ; ઇ૦ પુત્રીની એકવાર તો વાતડી સાંભળો હો લાલ, વા૦ દુર્જન વાતે સ્વામી ન રાખો આમળો હો લાલ. ૧૬ આઠમી ઢાળ રસાળ એ ત્રીજા ઉલ્લાસની હો લાલ, ત્રી૦ મોહન કહે મનરંગથી પુણ્ય પ્રકાશની હો લાલ, પુ૦ શીળહુંતી ઉપસર્ગ સયળ રહે વેગળા હો લાલ, સ૦ શીળથકી સુખ ભોગ લહેશે પ્રેમલા હો લાલ. લ૦ ૧૭.

---

રાજાએ તરતજ સેવક પુરૂષોને મોકલી ચંડાળને બોલાવ્યો અને ક્રોધાયમાન થઈ તેને પુત્રી સોંપી દઇ ખડ્ગની ધારાવડે વધભૂમિની પૂજા કરી તેનો વધ કરવા આજ્ઞા આપી તેઓ રાજપુત્રીને લઇને ચાલ્યા તે વખતે રાજાના ચિત્તમાં જરા પણ દયા આવી નહીં, અને કુંવરીની પણ કોઈએ એકે વાત સાંભળી નહીં એટલે મંત્રીએ રાજાને વારંવાર સમજાવ્યા પણ રાજા કોઇ રીતે સમજ્યા નહીં ૧૨-૧૩

રાજપુત્રીને લઇને સ્મશાન જતા માર્ગે ચૌટામાં ચંડાળો આવ્યા એટલે મહાજનને તે વાતની ખબર પડી મહાજને એકઠા થઇ ચંડાળને પાછા વાળ્યા અને રાજપુત્રીને લઇને મહાજન રાજા પાસે આવ્યું મહાજને રાજાને કહ્યું કે—"હે મહારાજ! આમ અવિચાર્યું કામ કેમ કરો છો? જમાઇ કુષ્ટી થયો તેમાં પુત્રી શું કરે? માટે પંચનું વચન કબુલ રાખી પુત્રીને જીવિતદાન આપો તેનો ગુન્હો માફ કરો ગમે તેવું પણ તે આપનું ફરજંદ છે તો તેના ઉપર આટલો બધો કોપ ન કરવો જોઇએ પરદેશી અને દુર્જનોની વાત ઉપર એકદમ ભરોસો રાખી શકાય નહીં" ત્રીજા ઉલ્લાસની રસવાળી આઠમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી, જે મનમાં આનંદ કરાવનારી અને પુણ્ય ઉપજાવનારી છે અન્યજ છે કે શીયળવ્રતના પાસેથી બધા ઉપસર્ગો વેગળા રહે છે આખરે પ્રેમલાલચ્છી શીયળવડે કરીને સુખભોગ પ્રાપ્ત કરશે. ૧૪-૧૭

દુહા.

માને નહી મહાજનતણું, એક વચન લિગાર;
ક્રોધ કષાય ભુજંગ વિષ, ધાર્યો અતિ વસુધાર. ૧

સાજનજન તિહાં શું કરે, રાજન જિહાં કઠોર;
મહાજન પોહોતા સહુ ઘરે, ન બને કીધે જોર. ૨

સ્વપચોને ક્ષિતિપતિ કહે, કિમ કરો આણા ભંગ;
વિષકન્યાથી જઈ કરો, પ્રહરણ તણો પ્રસંગ. ૩

જો જીવિત ચાહો તુમે, તો નવિ કરો વિલંબ;
નૃપવચને કન્યા ભણી, તે કહે ચાલો અંબ. ૪

આગળ કીધી પ્રેમલા, ચાલ્યા તે ચંડાળ;
હાહારવ નગરી થયો, અકૃત કરે ભૂપાળ. ૫

તે કન્યા વધથાનકે, તિણે આણી તત્કાળ;
બેસાડીને અંત્યજે, કર પકડી કરવાળ. ૬

કહે માતંગ રે નૃપસુતા, ભજ તું તાહરો ઇષ્ટ;
હવે તો ઇહાં કરશું અમો, જે ભૂપે આદિષ્ટ. ૭

---

દુહાનો ભાવાર્થ.

આ પ્રમાણે મહાજને બહુ રીતે રાજાને સમજાવ્યા પણ ક્રોધ ભુજંગમનું વિષ તેને એટલું બધું ચડ્યું હતું કે કોઇ રીતે ઉતર્યું નહીં. જ્યાં રાજા કઠોર હૃદયનો હોય ત્યાં સાજન કે મહાજન શું કરી શકે ? પછી સૌ નિરાશ થઇને પોતપોતાને ઠેકાણે ગયા. જોર કરવાથી કાંઇ બનતું નથી. રાજાએ માતંગોને તાકીદ કરી કે–" તમે મારી આજ્ઞામાં વિલંબ કેમ કરો છો ? જલ્દી એને લઈ જાઓ અને વિષકન્યાનો અંત લાવો. જો તમે તમારૂં જીવન ચાહતા હો તો જરાપણ વિલંબ કરશો નહીં. માતંગોએ રાજાની આજ્ઞા પ્રમાણ કરી અને પ્રેમલાને કહ્યું હે માતા ! તમે ચાલો. પ્રેમલાલચ્છીને આગળ કરી તે ચંડાળો ચાલ્યા. આ દેખાવ જોઈને આખી નગરીમાં હાહાકાર થઈ ગયો અને લોકો કહેવા લાગ્યા કે રાજા બહુજ ગેરવ્યાજબી કરે છે. ચંડાળો પ્રેમલાને વધભૂમિએ લઇ ગયા. પછી વધસ્થાનકે તેને બેસાડીને તરવાર કાઢી એક ચંડાળે કહ્યું કે " તારા ઇષ્ટદેવનું સ્મરણ કર; કારણ કે અમે હવે રાજાના હુકમનો અમલ કરીશું. " ૧–૭

### ઢાળ નવમી

(રાગ ધોરણી—એ કરજોડી તામરે ભદ્રા વિનવે—એ દેશી)

કહે વિનયે ચડાળ રે, અહો નૃપપુત્રિકા, અમે કિંકર પેટારથીએ; તુ ઉત્તમ અમે હીન રે, માહુ વધબાળા, એ કરવુ ઘટતુ નથી એ. ૧ ઇહાં અમે થયા અકુલીન રે, પૂરવ કર્મથી, તોએ છૂટશુ કિહા વળીએ, તુજ સરીખુ સ્ત્રીરત્ન રે, એમ વિણાસવુ, ધિગ અત્યજ કુળ મ ડળીએ. ૨ આણા રાજા કેરી રે, ફેરી કોણ શકે ? વાક નહિ ઇહાં અમ તણોએ; અમે તો હુકમના બદા રે, કરીએ નૃપ કહ્યુ, ધર્મ મભારો આપણોએ ૩ કાઢ્યો કોશથી ખડ્ગ રે, ઇમ કહીને તેણે, તવ કન્યા ખડખડ હસીએ; નાણ્યો ભય તિલ માત્ર રે, સત્ત્વ ન અવગણ્યો, અસિ દેખીને ઉલ્લસીએ. ૪ નાણ્યો રોપ લિગાર રે, તાતની ઉપરે, વધકનો વાંક ગણ્યો નહિએ; કહે કન્યા હે વીર રે, મ કર વિચારણા, ભૂપ વચન કર તુ વહીએ. ૫ પામ્યો વિસ્મય ચિત્ત રે, અત્યજ બાપડો, અળગો થઇ ઉભો રહ્યોએ; કેમ હસો તમે માત રે, નિરખી અસિધારા, મે તો ભેદ ન કો લહ્યોએ. ૬ તવ કહે પ્રેમલા લચ્છી રે, તુજને શુ કહુ, વાત કહ્યા સરખી નથીએ; જો નરવર મુજ પૂછે રે, તવ તેહને કહુ, લેખે નાવે ઇહાં કથીએ. ૭ તાતે મારી વાત રે, કાને ન સાભળી, તે મુજ ખટકે છે ઘણુ એ; અણજાણ્યુ કરે ભૂપ રે, કોઇનો ભોળવ્યો, ઘર ન

---

#### ઢાળ નવમીનો ભાવાર્થ.

"હે રાજપુત્રી ! અમારા આ નીચ જાતિના જન્મને ધિક્કાર છે ! કે જેથી આવા સ્ત્રીરત્નનો અમારે વિનાશ કરવો પડે છે, પણ એમા અમારો કાઇ ઉપાય નથી અમે તો રાજાની આજ્ઞાના કરવાવાળા છીએ પૂર્વના પાપથી અમે આવા નીચ કુળમા ઉત્પન્ન થયા તેથી આવુ પાપ કરવાનુ અમારે ભાગે આવ્યું અહીં પાપ કરીને વળી ક્યા દુર્ગતિમા જશુ તેની કાઇ ખબર પડતી નથી પેટને અર્થે અમારે આવુ મહાન્ પાપ કરવુ પડે છે, માટે હે બ્હેન ! હવે તુ તારો ધર્મ સભાર" ચડાળના આવા વચનો સાભળીને તેમજ ઉઘાડી કરેલી તલવારને જોઇને પ્રેમલા બીલકુલ ભય પામી નહીં તે તો સામી ખડખડ હસી તેણે પિતાનો કે ચડાળનો વાક કાઇ ગણ્યોજ નહી, પોતાના કર્મનોજ વાક ગણ્યો તેણે ચડાળને કહ્યુ કે—"તમે ખુશીથી રાજાના હુકમનો અમલ કરો, તેમા વિલબ કરવાની જરૂર નથી" રાજપુત્રીની આવી ધીરજ જોઇને ચડાળ વિસ્મય પામ્યો તે છેટે જઇને ઉભો રહ્યો તેણે પ્રેમલાને પૂછ્યું કે—"તલવારની ધાર દેખીને તમે હસો છો કેમ ?" હુ કાઇ ભેદ સમજી શકતો નથી પ્રેમલા બોલી કે—"તે વાત અહીં કહેવા જેવી નથી, રાજા પૂછે તો કહુ, અહીં કહેલી વાત શા કામમા આવે ? રાજાએ મને કાઇ પૂછ્યું નહીં, મારી વાત સાભળી નહીં અને કોઇના ભોળવવાથી ભોળવાઇ ગયા આ વાતજ મને બહુ ખટકે છે પણ તેનો ઉપાય શો ? મારી વાત સાભળે તો તેને બધી ખરી હકીકત સમજાય" ૧–૮

વિચારે આપણુંએ. ૮ નિસુણી વચન ચંડાળ રે, મૂકી તિહાં કન્યા, આવ્યો મંત્રીની કન્હેએ; અહો અહો મંત્રીરાજ રે, વાંછે પ્રેમલા, આવવું ભૂપતિ આસનેએ. ૯ એ તો નહિ વિષ કન્યા રે, પરખી મેં રૂડો, તો કયાં અણજાણ્યું કરોએ; ભૂપતિને સમજાવો રે, તેડો પુત્રિકા, વાત કહે તે ચિત્ત ધરોએ. ૧૦ પરદેશીની વાતે રે, ઇમ નવિ કીજિયે, પસ્તાવો કરશો પછીએ; અંત્યજ વચને મંત્રી રે, રાયને વિનવે, સ્વામી એક વિનતિ અછેએ. ૧૧ છે કન્યા નિરવિખ રે, મેં નિશ્ચે કર્યું, એકવાર તેડાવો ફિરિએ; કિમ હણીએ અવિચાર્યે રે, રોષ નિવારીએ, ભુંડી તોહે દીકરીએ. ૧૨ એહના મનની વાત રે, તેડી સાંભળો, કરજો પછે મનને ગમેએ; જો જાણો વિષકન્યા રે, તો પદડે રહી, વીનવશે જે અતિક્રમ્યુંએ. ૧૩ કહે નૃપ તેડો તેહ રે, અળગી રાખજો, મત આણો મુજ આગળેએ; કીધું વચન પ્રમાણ રે, મંત્રીએ કન્યકા, તેડાવી મહામંગળેએ. ૧૪ પરિઅંચ અંતર રાખી રે, લચ્છી પ્રેમલા, મંત્રી નૃપને વીનવેએ; સ્વામી કર્ણ પસાય રે, પામે બાળિકા, વિનતિ સફળ કરો હવેએ. ૧૫ નૃપ આદેશે પુત્રી રે, કહે હરષિત થઇ, તાત સુણો મુજ વિનતિએ; નહીં ભાખું અસત્ય રે, ચરણે તુમ તણે, ઉત્તમ જન ભાખે છતીએ. ૧૬ નવમી ત્રીજા ઉલ્લાસે રે, ઢાળ ભલી કહી, મોહનવિજયે રંગથીએ; મિલશે પ્રેમલાલચ્છી રે, ચંદનરેશથી, પૂરવ પુણ્ય પ્રસંગથીએ. ૧૭

---

ચંડાળને ગળે આ વાત ઉતરી. એટલે તે રાજપુત્રીને બીજાને સોંપી મંત્રી પાસે આવ્યો, અને કહ્યું કે–“હે મંત્રીશ્વર ! રાજપુત્રી આપણા રાજાને મળીને કેટલીક વાત કહેવા ઇચ્છે છે, તેની વાત તો સંભળાવો. તમે કોઇ રીતે રાજાજીને સમજાવો અને પ્રેમલા બ્હેન વિષકન્યા નથી એવી ખાત્રી આપો. મેં એ વાતની ચોકસ ખાત્રી કરી છે. માટે આમ વગરવિચાર્યું કામ તમે કરવા દ્યો નહીં. પરદેશી માણસોપર ભરૂંસો રાખવાથી પાછળ બહુ પસ્તાવું પડશે. આ પ્રમાણે અંત્યજના વચનથી મંત્રી તરતજ રાજા પાસે ગયો અને રાજાને વિનતિ કરી કહ્યું કે–“હે સ્વામિન્ ! તમે કોપને શાંત કરો અને પુત્રીનો ખુલાસો સાંભળો. એકદમ વગરવિચાર્યું ન કરો કારણ કે એ વિષકન્યા નથી, છતાં તમને વિષકન્યા લાગતી હોય તો પડદે રાખીને તેની વાત તો સાંભળો;આમ ઉતાવળ ન કરો. ગમે તેવી ભુંડી પણ તે આપની પુત્રી છે.” ૯–૧૩ મંત્રીના અત્યંત આગ્રહથી રાજાએ રાજપુત્રીને તેડાવી અને આડો પડદો બંધાવી તેને બેસાડી. પછી મંત્રીએ તેમની આજ્ઞા લઇને પ્રેમલાને કહ્યું કે–“તારે કહેવું હોય તે કહે અને બધી વાતનો ખુલાસો કર.” મંત્રીદ્વારા રાજાનો આ પ્રમાણેનો આદેશ મળતાં પ્રેમલા બહુ હર્ષિત થઇ; તેણે કહ્યું કે–“હે પિતાજી ! તમારી પાસે હું એક શબ્દ પણ અસત્ય નહીં બોલું. ઉત્તમ મનુષ્ય સાચીજ વાત કરે.” ત્રીજા ઉલ્લાસની નવમી ઢાળ રંગપૂર્વક મોહનવિજયજીએ વર્ણવી. હવે પછી પુણ્યના યોગથી પ્રેમલાલચ્છી ચંદને મળશે. ૧૪–૧૭

હવે પ્રેમલા પોતાના હૃદયની સર્વ વાત રાજા અને મંત્રી પાસે પ્રગટ કરશે અને તે સાભળવાથી હિંસક મંત્રી વગેરેના પ્રપંચની વાત પ્રકાશમા આવશે, આપણે એ હકીકત હવે પછી વાચશુ, હાલ તો અણીનો વખત ચૂકયો છે, ચંડાળની તરવાર પ્રેમલાના કંઠપર પડતી અટકી છે, અહી 'અણીનુ ચૂકયુ સો વરસ જીવે' એ કહેવત યાદ કરવાની છે અને આગળ જે હકીકત આવે છે તે સાભળવા તત્પર રહેવુ છે, હાલ તો અહિંથી સાર શુ ગ્રહણ કરવાનો છે તે વિચારીએ અને હૃદયમા ધારણ કરીએ

## ઢાળ સાતમીથી ઢાળ નવમી સુધીનુ રહસ્ય.

ચંદરાજ ગયા અને હિંસક મંત્રીએ પ્રેમલાને અટકાવી એટલે વિચક્ષણ પ્રેમલા તરત જ સમજી ગઇ કે આમા કાંઇક પ્રપંચ છે, પરંતુ પારકુ ઘર, શ્વસુર પક્ષનો સમુદાય, પોતે એકલી, એટલે કોને કહે અને કયા જાય? વળી પ્રથમજ રાત્રી એટલે શરમ પણ રાખવી જોઇએ ચંદને કાઢી તરત કનકધ્વજને ત્યા લાવવામા આવ્યો અને પ્રેમલાના અંતઃપુરમા તેને મોકલ્યો પ્રથમ તો પતિ આવ્યા જાણી પ્રેમલા ખુશી થઇ, પણ પછીથી રત્નને બદલે કાચને આવતો જાણી તે તરત જ ખમી ગઇ કનકધ્વજે આવતાજ પ્રેમ બતાવવા માડ્યો પણ પ્રેમલા પ્રથમ તો કોઇ માણસ ભૂલથી અહીં આવ્યુ છે એમ સમજી, પછી તેના વચનદ્વારા જ્યારે પ્રપંચ સમજાયો ત્યારે તેણે શુદ્ધ સતીપણુ બતાવી આપ્યું અહી કર્ત્તા કહે છે કે–'સર્પના માથાનો મણિ વખતસર કોઇ લઇ શકે અને કેશરીસિંહની કેશર પણ તોડી શકે, પરંતુ સતી સ્ત્રીના શિયળનો ભંગ કરવો તો દૂર રહ્યો પણ તેને સ્પર્શ સુધા કોઇ કરી શકે નહિ પ્રેમલાએ તેને દૂર રહેવા કહ્યુ એટલે તે થરથર્યો ખોટાનુ કેટલુ જોર? તે ભોળો પડ્યો, એટલામા તેને મદદ કરવા તેની ધાવમાતા આવી, પણ તેને પ્રેમલાએ પહેલે સપાટેજ સમજાવી દીધી, એટલે તેણે પોકાર કર્યો અહી પ્રપંચ નાટકનો પડદો ઉઘડે છે અને પ્રેમલાના દુર્ભાગ્યનો પણ પડદો ઉઘડે છે કનકધ્વજના માતા પિતા વિગેરે પ્રપંચની જાળ પાથરે છે તે બધા પાત્ર બને છે અને હિંસક સૂત્રધાર થાય છે વાત સાભળીને મકરધ્વજ રાજા ત્યા આવે છે એટલે હિંસક તેને પ્રપંચજાળમા સપડાવી લે છે ભોળો રાજા જરા પણ વિચાર કરતો નથી, અને એકદમ પુત્રીને મારી નાખવાનુ સાહસ કરવા જાય છે એટલે જમાઇરાજ બનેલા કનકધ્વજ પોતાનુ દયાળુપણું બતાવે છે રાજા તે વખત પણ છેતરાય છે

મહેલપર આવીને રાજા મંત્રીને વાત કરે છે મંત્રી વિચક્ષણ હોવાથી તરત જ હિંસક વિગેરેની પ્રપંચ જાળ તોડવાનો પ્રયત્ન કરે છે તે રાજાને બહુ રીતે સમજાવે છે પરંતુ વ્યુદ્ગ્રાહિત ચિત્તવાળો રાજા કોઇ રીતે સમજતો નથી મંત્રી કાયર થાય છે, પુત્રી પિતાના કોપની હકીકત સાભળી માતા પાસે આવે છે પુત્રીને ગમે તેવા દુઃખમા પણ માતા આશ્વાસન આપે છે, પરંતુ અહી પ્રેમલાના દુર્ભાગ્યના પ્રબળ ઉદયથી માતા પણ ફરી બેસે છે એટલે રાજા પોતાના કોપનુ તાત્કાલિક ફળ આપવા તૈયાર થાય છે

અહી કોપ શુ કરે છે? તે વિચારવા યોગ્ય છે કોપ જ્યારે ખરેખરો તેના રૂપમા

આવે છે, ત્યારે તે કૃત્યાકૃત્યને ભૂલાવી દે છે, અકાર્ય કરાવે છે, ભાન ભૂલાવે છે, આંખો મીંચાવી અંધ બનાવે છે, અવાચ્ય શબ્દો બોલાવે છે અને જાણે પિશાચે પ્રેરિત હોય તેવી સ્થિતિમાં લાવી મૂકે છે. આવેશ તો દરેક ખરાબ છે; પરંતુ ક્રોધનો, કામનો અને લોભનો આવેશ તો અત્યંત ખરાબ છે. તે કર્ત્તવ્ય અકર્ત્તવ્યનું ભાન રહેવા દેતા નથી, માટે તેમાંના કોઈપણ આવેશને વશ તો કદી પણ થવું નહીં તેને આવતા રોકવા, વધવા દેવા નહીં, કદી વૃદ્ધિ પામે તોપણ તેનું ફળ તો બેસવા દેવુંજ નહીં, લાંબો વખત તેને ટકવા દેવા નહીં. ક્રોધ જો કે માનસિક વિકાર છે, પરંતુ તેનો આવેશ આવે ત્યારે આંખો ફરી જાય છે, મુખ લાલચોળ થઈ જાય છે, શરીર પણ તપે છે અને જ્વરવાળા જેવી સ્થિતિ થઈ જાય છે. આવા અધ્યવસાય વર્તતા હોય ત્યારે કર્મબંધ કેવો કલીષ્ટ થાય તે વિચારવા યોગ્ય છે. તેના ફળ અત્યંત કડવાં જ્યારે ભોગવવાં પડે છે ત્યારેજ તેની ખબર પડે છે. અહીં જુઓ! મકરધ્વજરાજા ક્રોધાંધ થવાથી પોતાની પુત્રીની હકીકત પણ સાંભળતો નથી, તેને પૂછતો પણ નથી, અને તેના ગુન્હાની શિક્ષા થોડી ઘણી નહિ પણ દેહાંત દંડનીજ આપી દેવા તૈયાર થાય છે. બુદ્ધિમાન્ મંત્રી ઘણો કચવાય પરંતુ તેનું ચાલી શકતું નથી. રાજા સેવકોને મોકલી ચંડાળને બોલાવે છે અને તેને પુત્રીને લઇ જઈ મારી નાખવા સોંપે છે. જુઓ ક્રોધનું પરિણામ! વાંચકો! તમે પણ કોઈ વખત ક્રોધના આવેશમાં આવું અવિચાર્યું કામ કર્યું હશે. અને પાછળથી પસ્તાયા હશો તે યાદ લાવશો અને ફરીને તેવા આવેશમાં ન આવવાની પ્રતિજ્ઞા કરશો. અહીં તો પ્રેમલાનું આયુષ્ય બળવાન્ છે તેથી તેનો પ્રાણવિનાશ થવાનો નથી, પરંતુ રાજા પોતાના અધ્યવસાયથી તો તે કરીજ ચૂક્યો છે. પોતાના ફરજંદનો વિનાશ કરવામાં પણ જે ક્રોધ પાછું વળીને જોવા દેતો નથી તે અન્ય મનુષ્યનો કે સેવકાદિનો વિનાશ કરવામાં તો શું વિચાર કરે? જુઓ! મહાવીર ભગવંત ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં પોતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી શય્યાપાળક ઉપર કોપાયમાન થયા અને તેના કાનમાં સીસાનો ઉનો રસ રેડાવી તેનો દેહાંત કરી નાખ્યો. તે વખત તો કોપના આવેશમાં તે પાપ લેખામાં ન ગણ્યું, પણ મહાવીર ભગવંતના ભવમાં તે કર્મ જ્યારે ઉદયમાં આવ્યું ત્યારે તેના વિપાક કેવા દુઃખદાયક ભોગવવા પડ્યા! શય્યાપાળક ગોવાળ થયો અને તેણે ભગવંતના બન્ને કાનમાં ખીલા ઠોકી તેની અણીઓ મેળવી દીધી, તેમજ બહારથી છેડા કાપી કોઇ દેખે નહીં એમ કરી દીધું. ભગવંતનું સંઘયણ વજ્રઋષભનારાચ હોવાથીજ તેઓ બચ્યા; જો નબળું સંઘયણ હોય તો તેનો દેહાંતજ થઇ જાય. તે ખીલા જ્યારે કાઢવામાં આવ્યાં ત્યારે એટલી બધી પીડા થઇ કે ભગવંત જેવા મહાન્ સહનશીલ મહાત્માથી પણ ચીસ પડાઇ ગઇ. તીર્થંકર જેવા સર્વોત્કૃષ્ટ પુરૂષને પણ જો કર્મના કટુક ફળ ભવાંતરમાં ભોગવવા પડે છે, તો પછી આપણી જેવા પામરનો તો શો આશરો! કેમકે તેમણે તો નંદન ઋષિના ભવમાં એક લાખ વર્ષ પર્યંત સતત્ માસખમણ કરીને પૂર્વે સંચેલા પુષ્કળ કર્મોનો ક્ષય કરી નાખ્યો હતો. આપણી કર્મ ખપાવવાની તેવી શક્તિ નથી. માટે સુજ્ઞ બંધુઓ! કર્મ બાંધતાંજ વિચાર કરજો. આવેશમાં આવશોજ નહીં અને કદી આવેશ આવી જાય તો સત્વર તેથી પાછા ઓસરજો કે જેથી તમારાથી અકાર્ય થઇ જાય નહીં.

અહીં ચડાળ પ્રેમલાને લઈ ચોટામા થઈને જાય છે એટલે મહાજનમા તે હકીકત જાહેર થાય છે મહાજન એકઠુ મળે છે અને ચડાળને પાછો વાળી રાજાને સમજાવવા જાય છે માતા પિતા વિફરે ત્યારે મહાજનનું શરણુ લેવાની ઘણી જગ્યાએ પ્રવૃત્તિ છે અને મહાજનનું માન પ્રજાવર્ગ રાખે તેમા શુ નવાઈ પણ રાજાને પણ રાખવુ પડે છે મહાજન મળીને કોઈપણ પ્રકારની અરજ કરવા આવે તો રાજાને તેના ઉપર તાત્કાળિક ધ્યાન આપવુજ પડે છે અત્યારે પણ ઘણા દેશી રાજ્યોમા તેવી પ્રવૃત્તિ છે નામદાર સરકાર પણ રૂપાતરથી મહાજનના એટલે પ્રજાસમુદાયના કહેવા ઉપર ધ્યાન આપે છે મકરધ્વજ રાજાને મહાજને ઘણું સમજાવ્યા પણ હજુ આવેશ શમેલો ન હોવાથી તેણે તેની ઉપર પણ ધ્યાન આપ્યુ નહી જુઓ ! આવેશ કેવો કનીષ્ટ છે ! મહાજન ધારત તો તે વખતેજ રાજાની આજ્ઞાનો અમલ થવા ન દેત પણ તે વખત હજુ પ્રેમલાની ભવિતવ્યતા વિપરીત હોવાથી તેમના મનમા તેમ આવ્યુ નહી એટલે તેઓ સૌ પૃથક્ પૃથક્ વિખરાઈ ગયા રાજાએ ફરીને ચડાળને તાકીદ આપી એટલે તે પ્રેમલાને લઈને વધભૂમિએ પહોચી ગયો, પ્રેમલાને વધ સ્થાનકે બેસાડીને મ્યાનમાથી તરવાર બહાર કાઢી હવે માત્ર તેના પ્રહાર જેટલોજ વિલબ હતો

કહેવત છે કે ‘ જેને રામ રાખે તેને કોણ ચાખે ? ’ અર્થાત્ જેની દૈવ રક્ષા કરનાર છે તેનો વિનાશ કોઈ કરી શકતુજ નથી ચડાળે રાજપુત્રીને ઇષ્ટદેવનું સ્મરણ કરવાની સૂચના કરી અને પોતાનું નિર્દોષપણુ જાહેર કર્યું આવા પ્રાણાત કષ્ટવાળા સમયે પ્રેમલા કિંચિત્ ભય ભીત ન થતા ઉલટી હસી પડી એટલે ચડાળને આશ્ચર્ય થયુ કે ‘ અત્યારે રોવાને બદલે આ હસે છે કેમ ? ’ ચડાળે તેનું કારણ પૂછ્યુ એટલે પ્રેમલાએ ઉત્તર આપ્યો કે-“ મને મરણનું દુ ખ નથી થતુ, પણ મારા પિતા એક સામાન્ય માણસની પણ અરજ સાભળે છે તે, મને મારા ગુન્હાની શિક્ષા કરતા કાઇ પૂછતા પણ નથી એથી આશ્ચર્ય થાય છે અને તે કારણથીજ તેમના ભોળાપણા માટે મને હસવુ આવે છે હવે જે બન્યુ તે ખરૂ તુ તારે રાજાની આજ્ઞાનો અમલ ખુશીથી કર ” આ વખતે તેનું દુષ્કર્મ પૂરૂ ભોગવાઇ રહે છે એટલે ભવિતવ્યતા પાછી ફરે છે ચડાળના મનમાજ એમ થાય છે કે ‘ આપણે હજુ એક વાર પ્રયત્ન કરીએ અને રાજપુત્રી બચે તો બચાવીએ ’ તે મત્રી પાસે જાય છે અને બધી વાત કરે છે તે તો રાજાના અપકૃત્યથી ખેદ પામેલોજ હતો અને ચિંતાગ્રસ્ત બેઠો હતો તેના મનમા પણ ચડાળની વાત વસી અને એક વાર રાજાને કહી જોવાની ઈચ્છા થઈ તે રાજા પાસે ગયો અને રાજાને કહ્યુ કે ‘ એક વાર તમે પ્રેમલાની વાત તો સાભળો પછી તેનું ગમે તેમ કરજો, તે કયા ભાગી જવાની છે ’ આ વખતે રાજાનો આવેશ શાત થએલો હોવાથી તેમજ પ્રેમલાના દુષ્કર્મની સ્થિતિ પૂર્ણ થએલી હોવાથી તે મત્રીનું વચન માન્ય કરે છે પણ હજુ પ્રેમલા વિષકન્યા છે એમ માની તેનું મોઢુ જોવાનો તો નિષેધજ કરે છે રાજાની આજ્ઞા થવાથી પ્રેમલાને વધભૂમિથી પાછી રાજમહેલમા લાવવામા આવે છે અને પડદાને અતરે તેને બેસાડી તેની વાત સાભળવાની શરૂઆત થાય છે પ્રેમલા પહેલી પીઠીકાજ એવી બાધે છે કે-‘ હે પિતાજી ! હુ તમારી પાસે એક શબ્દ પણ અસત્ય નહી કહુ ’

હવે પ્રેમલા પોતાના તરફથી તમામ હકીકત પ્રકટ કરશે અને મંત્રી તરફથી સવાલ જવાબ થયા બાદ રાજાને ગળે તે વાત ઉતરશે. પછી રાજા શું કરશે ? તે આપણે હવે પછી વાંચશું. અહીં તો આપણે પ્રપંચીની પ્રપંચજાળ બીછાવવાની બહાદુરી અને ભોળા માણસનું તેમાં સપડાઇ જવું, ક્રોધનો આવેશ અને તેથી કૃત્યાકૃત્યને ભૂલી જઇ અકાર્ય કરવા તત્પર થવું આ બધું જોયું. તે સાથે દુષ્કર્મના ઉદયમાં અને તેની સ્થિતિ પૂરી થયા પછી તેનો કેવો અમલ થાય છે તે પણ જોયું. આયુષ્ય બળવાન્ હોય છે તો માથા ઉપર પડવાને તૈયાર થયેલી તરવાર પણ પાછી હઠે છે અને મૃત્યુના મુખમાં આવી પડેલ માણસ પણ બચી જાય છે તે પણ જોયું. આટલા ઉપરથી આપણે જે શિક્ષણ લેવાનું છે તે એ છે કે-કોઇના જીવિતનો પણ સંદેહ થાય અથવા જીવિતનો વિનાશ થાય એવી પ્રપંચજાળ ન પાથરવી, અત્યંત ભોળા ન થવું, કોપના આવેશમાં ન આવવું અને જેના માઠા વિપાક ભોગવવા પડે તેવાં દુષ્કર્મ ન બાંધવાં. આટલું શિક્ષણ જો બરાબર લેવામાં આવશે તો લેખકનો પ્રયાસ સફળ થશે. આ રહસ્ય સમાપ્ત કરી હવે પછી પ્રેમલાલચ્છીનું નિર્દોષપણું જણાવાની અને પ્રપંચીઓને પોતાના પ્રપંચનો ભોગ થઇ પડવાની હકીકત વાંચવા તત્પર રહેવાનું સૂચવવામાં આવે છે.

———:o:———

દુહા.

વાત અસંભવ તાતજી, કહેતાં આવે લાજ;
પણ વિણ કહે બનતું નથી, લાજે વિણસે કાજ. ૧

જેહને પરણાવી તુમે, તે નહીં પ્રીતમ એહ;
જાણું છું અનુમાનથી, એહમાં નહીં સંદેહ. ૨

પૂરવદિશી આભાપુરી, વીરસેનનો જાત;
ચંદનૃપતિ પીત માહરો, તુમે અવધારો તાત. ૩

---

દુહાનો ભાવાર્થ.

પ્રેમલાલચ્છી તેના પિતાને કહે છે કે–" હે પિતાજી ! પ્રથમ તો અસંભવિત વાર્તા છે અને વળી આપ સરખા વડીલની પાસે મારા જેવી બાળાએ કહેવી તે લાજ આવે તેવી છે, પરંતુ અત્યારે લજ્જાથી કાર્યનો વિનાશ થાય તેમ હોવાથી કહેવી પડે છે. હે તાત ! આપે મને જે વર સાથે પરણાવી તે આ વર નથી, તે હું ખરા અનુમાનથી જાણુ છું એમાં કાંઈ પણ સંદેહ કરવા યોગ્ય નથી. મારી સાથે લગ્ન કરનાર મારો પતિ પૂર્વ દિશામાં આવેલી **આભા** નગરીનો ધણી **ચંદ** નામે રાજા છે. આ દુષ્ટ તો તેની પાસે તૃણ તૂલ્ય છે. મારા પતિ વીરસેન રાજાના પુત્ર છે. આ વાત આપ ચોકસ ધ્યાનમાં લ્યો. ૧–૩

જો એહમાં જૂઠું પડે, તો મુજને મહારાજ;
કરજો ગતિ જે ચોરની, કહુ છુ છોડી લાજ. ૪

કહે મંત્રી તે ચંદને, કિમ કરી જાણ્યો કંત;
તાતતણા મુખ આગળે, કહો સાચો વિરતંત. ૫

નિસુણો પભણે પ્રેમલા, પરણી મુજ ભરતાર;
રમવા બેઠો મનમઠો, મુજથી રામત સાર. ૬

તિણે રમતાં મુખથી કહ્યું, આભાપતિ નૃપચંદ;
સારી પાસા તસ ઘરે, છે સુંદર રસ કંદ. ૭

તે જો ઇહાં આણ્યો હુએ, તો રામત રસ હોય;
પણ તે કોશ અઢારશે, આણી નાપે કોય. ૮

ઢાળ ૧૦ મી.

( હારે હુ તો ભરવા ગઇતી તટ યમુનાને તીરજો—એ દેશી )

હાંરે હુ તો અચરજ પામી સ્વામીવચને તામજો, પૂરવદિશિ કિહાં તિહાં આભા કિહા જાણીએ રેલો, હાંરે એતો આવ્યા પશ્ચિમ દિશિથી કિહાં નૃપ ચંદજો, જાણ્યુ મે એહ આગળ કહી હોશે કિણે રેલો. ૧ હાંરે તિહાં અથવા હોશે પ્રીતમનું મોસાળજો, તેહથી એ સંભારે પાસા સોગઠાં રેલો;

---

જો આ હકીકત ખોટી પડે તો હે મહારાજ! ચોરના ન્યાય પ્રમાણે મારો ન્યાય કરજો હું પ્રતિજ્ઞાથી બંધાઉ છુ ” સુબુદ્ધિ મંત્રીએ પૂછ્યું કે-“ હે રાજપુત્રી ! તે શી રીતે જાણ્યું કે તારા પતિ આભા ધણી ચંદ નરેશ છે? તે હકીકત સ્પષ્ટ રીતે તારા પિતા પાસે પ્રકટ કર ” પ્રેમલા બોલી કે-“ હે પિતાજી! પાણિગ્રહણ ક્રિયા થઇ રહ્યા પછી અમે સોગઠાબાજી રમવા બેઠા ત્યારે તેનુ મન ઉચક હતુ રમત રમતા તે બોલ્યા કે-‘ બાજી રમવાના સુંદર પાસા તો આભાપુરીના પતિ ચંદરાજાને ત્યા છે કે જે રસનો કંદ હોય તેવા સુંદર છે તે જો અહી કોઇ લાવી આપે તો રમવામા આનંદ આવે ’ પરંતુ તે અહીંથી અઢારસો ગાઉ દૂર છે, તે કોણ લાવી આપે ? ૪-૮

ઢાળ દશમીનો ભાવાર્થ

મારા પતિના આવા અસંબંધ વચન સાભળી મે વિચાર્યું કે-‘ આ શું કહે છે ? આભા નગરી તો પૂર્વ દિશાએ છે અને આતો પશ્ચિમ દિશાથી આવ્યા છે, પણ કોઇએ ત્યાના પાસાની વાત એમની પાસે કરી હશે અથવા એમનું મોસાળ ત્યા હશે તેથી એ પાસાને સંભારે છે

હાંરે હું તો ભોળે ભાવે જાણી ન શકી ગોજ જો, ધાર્યું મેં વળી પૂછીશ રહેવું છે એકઠાં રેલો. ૨ હાંરે વળી મોદક ખાતાં વહાલે માગ્યું નીરજો, પાયું મેં શુભવાસિત જળ પ્રેમાતુરી રેલો; હાંરે કહ્યું પિયુડે ગંગાજળ જો ઇહાં કણે હોય જો, મોદકની તો લાગે મુજને માધુરી રેલો. ૩ હાંરે હું તો પામી વિસ્મય નિસુણી સરિતા નામજો, તે તો છે પૂરવની દિશે સુરવાહિની રેલો; હાંરે વળી કીધાં આભાનગરીનાં વ્યાખ્યાન જો, વાણી તો કુણ મીઠી હતી નાહની રેલો. ૪ હાંરે ઇમ કરતાં આવ્યો હિંસકમંત્રી તત્ર જો, ઉઠાડ્યો પિયુ માહરો કોઇ સમશ્યા કરી રેલો; હાંરે મુજ વારી રાખી પાતકીએ કરી રીસ જો, પાછો તે નવિ આવ્યો જે ગયો પરિહરી રેલો. ૫. હાંરે ગૃહમાંહે આવ્યો એ કુષ્ટી માતંગ જો, મુજથી તો તેણે ખોટી પ્રીતલડી ધરી રે લો; હાંરે મેં તો એકે એહનું વચન ન માન્યું કોય જો, મુજને એણે સઘળે વિષકન્યા કરી રે લો. ૬ હાંરે

---

મારૂં હૃદય ભોળું હોવાથી તે વચનના મર્મને હું સમજી શકી નહીં. વળી મેં એમ પણ વિચાર્યું કે–'હવે સાથેજ રહેવાનું છે એટલે એનો ખુલાસો પૂછી લઇશ, ઉતાવળ શું છે? ત્યાર પછી તેમને જમવા બેસાડ્યા, તે વખતે મોદક ખાતાં તેઓએ પાણી માંગ્યુ તેથી પ્રેમમાં આતુર એવી મેં સુગંધી જળ આપ્યું તે વખતે તેઓ બોલ્યા કે–' જો ગંગા-નદીનું પાણી હોય તો તે મને મધુર લાગે.' હું એ વચન સાંભળીને પણ વિસ્મય પામી. કેમકે ગંગાનદી તો પૂર્વ દિશા તરફ વહે છે અને આ તો પશ્ચિમ તરફથી આવ્યા છે છતાં તેને કેમ સંભારે છે? પરંતુ ગંગાનદીના પાણીની જગપ્રસિદ્ધ નિર્મળતા સાંભળેલી હોવાથી સંભારતા હશે એમ ધારી મેં તે વિષે કાંઇ પૂછ્યું નહીં. ત્યાર પછી તેમણે કેટલાક આભા નગરીના વખાણ કર્યા. હે તાત! તેમની વાણીમાં એવી અપૂર્વ મીઠાશ હતી કે જેનું હું વર્ણન કરી શકતી નથી. તે તો હંસ જેવા હતા અને આ કુષ્ટી તો કાક જેવો છે. હે પિતાજી! ત્યાર પછી અમે આનંદ કરતા બેઠા હતા તેવામાં ત્યાં હિંસક મંત્રી આવ્યો. તેણે મારા પતિને કાંઇક સમસ્યા કરી એટલે મારા પતિ ઉઠ્યા. હું પાછળ ચાલી, એટલે દુષ્ટ હિંસકે મને રોકી રાખી. હું પણ સસરાનું સ્થાન અને પ્રથમ રાત્રી એટલે શરમાઇને પાછી વળી. તે વખતે મારા પતિ ગયા તે ગયાજ. મેં બહુ વાર રાહ જોઇ પણ પાછા આવ્યા નહીં; તેવામાં આ કુષ્ટી મારો પતિ થતો આવ્યો અને મને પ્રીતિ બતાવવા લાગ્યો. હું તેનાથી દૂર જઇને ઉભી રહી અને એનું વચન મેં માન્યું નહીં કારણ કે હું તરતજ તેને આકૃતિ તેમજ ચાલ અને શબ્દાદિવડે ઓળખી ગઇ હતી. જ્યારે મેં તેનું માન્યું નહીં ત્યારે ત્યાં આવેલી તેની ધાવમાતાએ પોકાર કર્યો અને તે બધાએ મળીને સંકેત કરી રાખ્યા પ્રમાણે મને વિષકન્યા ઠરાવી. ૧–૬

એતો કુષ્ટી એહની સ્ત્રીનો હોશે કંત જો, મ્હારો તો પ્રાણેશ્વર આભાનો ધણી રેલો; હાં રે ઇણે સિંહલે તાતજી તુમને ભેળવ્યા ઠીક જો, વિણ વાંકે એણે મુજથી કીધી છે વણી રેલો. ૭ હાં રે મેં ભાખી તુમને જે મુજ મનની વાત જો, સાચુ જો કરી માનો તો ઘણું એ ભલું રેલો; હાં રે જો તુમને એહના વચન તણી પરતીત જો, કીજે જે મનમાને કહીએ કેટલું રેલો. ૮ હાં રે નિજ પુત્રી ઉપર કોપ કરે જો તાત જો, કોઇનો નવિ ચાલે જોરો એહમાં રેલો; હાં રે પણ કાજ વિચારી કરીએ તો યશ હોય જો, તુમને છે અધિકાઇ તાતજી તેહમાં રેલો. ૯ હાં રે હોય ભાગ્ય સુતાનું તાત તણે આયત્ત જો, તાતે જે જાણ્યું તે પુત્રીને ખરૂં રેલો, હાં રે જો જીવાડે ન જીવાડે તોપણ તાત જો, પુત્ર અને પુત્રીમાં મોટું આંતરૂં રેલો. ૧૦ હાં રે ઇમ પુત્રી વચન સુણીને તે મંત્રીશ જો, વિનયેશું મકરધ્વજ નૃપને વિનવે રેલો, હાં રે પ્રભુ નહીં એ જૂઠું પુત્રી-વચન લગાર જો, કુષ્ટી તો પતિ નૈવચ વચને એહવે રેલો. ૧૧ હાં રે હવે આપણે આ-ભાનગરા કરશું શુદ્ધિ જો, હોશે જો તિહાં ચંદ તો સઘળું એ ખરૂં રેલો; હાં રે પ્રભુ રાખો ત્યાં લગે કન્યા આપણે ગેહ જો, કરશો જો વિશ્વ ભર પડશે પાધરૂં રેલો. ૧૨ હાં રે હવે તુમને ન ઘટે હણવી કન્યા એહ જો, સાચા ને જૂઠાનું લાધે પારખું રેલો; હાં રે તવ મંત્રી વચને ભૂપતિ ચિંતે ચિત્ત જો, પુત્રીની વાતે તો જોવા સારખું રેલો. ૧૩

હે તાત! આ બધું હું અક્ષરશઃ સત્ય કહું છું. આ કુષ્ટી કોઈ બીજી સ્ત્રીનો પતિ હશે, મારા પતિ તો આભાધણી છે. સિંહલરાજાએ આપને ભેળવ્યા છે અને વગર વાંકે મારી ઉપર જુલમ ગુજાર્યો છે. હે પિતાજી! મારી કહેલી આ હકીકત જો આપને સત્ય લાગે તો સ્વીકારો, નહીં તો પછી આપને યોગ્ય લાગે તેમ કરો. પિતા જો પોતાની પુત્રી ઉપર કોપ કરે તો તેવે વખતે બીજાનું શું જોર ચાલે, પરંતુ આપ વિચારીને કામ કરશો તો યશ સંપાદન કરશો અને તેમાંજ આપની વડાઈ છે. કારણ કે પુત્રીનું ભાગ્ય તો પિતાને આધીન છે. પિતાએ જે પુત્રીને માટે ધાર્યું હોય તેજ પુત્રીને ખરૂં સમજવું. કારણ કે જીવાડે કે મારે તોપણ પિતા એજ પિતા છે. પુત્ર અને પુત્રીમાં બહુ ફેર છે. પુત્રી તો 'દીકરી અને ગાય દોરે ત્યાં જાય' એ કહેવત પ્રમાણે આપ જે પ્રમાણે ફરમાવો તે પ્રમાણે કરવાને બંધાયેલી છે, પુત્ર તેવા પ્રતિબંધમાં નથી, પ્રેમલાલચ્છી આ પ્રમાણે કહી રહી એટલે સુબુદ્ધિ મંત્રીએ રાજા પ્રત્યે કહ્યું કે–' હે સ્વામી! રાજપુત્રીની હકીકત બધી મને તો સાચી લાગે છે. આ કોઢી તો તેનો વર નથી એ નિશ્ચય છે. માટે હવે આપ પ્રેમલાને આપણે ત્યાં રાખો અને આભાનગરીએ શોધ કરવા માણસ મોકલો. ત્યાં ચંદરાજા છે? અને તે પરણી ગયેલ છે કે શી રીતે છે? આ વાતની તજવીજ કરાવતાં ખરી હકીકત જાહેરમાં આવશે અને પ્રભુ કરશે તો બધાં સારાં વાનાં થશે. હવે આ પુત્રીને હણવી તે તો ઘટિતજ નથી, કેમકે પછી સત્ય જાહેરમાં આવે તો પણ નકામું છે. માટે હાલ એની શિક્ષા મુલતવી રખાવો." ૭–૧૩

હાંરે કહે રાજા મંત્રી પુત્રી રાખ તું ગેહ જો, સાચું તે તરશે ને જૂઠું નહીં તરે રેલો; હાંરે જુઓ જગમાં ભવિજન જીવિત જો બળવંત જો, તે ઉપર નૃપ રૂશીને તે શું કરે રેલો. ૧૪ હાંરે નૃપ વચને સચિવે પ્રેમલા આણી ગેહ જો, બેસાડી જીમાડી રાખી નેહથી રેલો; હાંરે કહે મંત્રી પુત્રી મ કરીશ શોચ લિગાર જો, મેળીશ હું તુજ તેહને પરણી જેહથી રેલો. ૧૫ હાંરે ઇમ વચને કુંવરી ચિત્તે ધીરજ દીધ જો, આણીશ મા તું હિયડે ચિંતા તાતની રેલો; હાંરે તુજ ઉપર કાલે તાત હોશે સુપ્રસન્ન જો, રાખીશ મા વિમાસણ કોઇ વાતની રેલો. ૧૬ હાંરે રહી પ્રેમલા મંત્રી મંદિર પરમાનંદ જો, હુઇ તે સંબંધી પ્રેમ પ્રકાશની રેલો; હાંરે ઇમ ઢાળ દશમી તે મોહનવિજયે રસાળ જો, ભાખી એ હિતકારી ત્રીજા ઉલ્લાસની રેલો. ૧૭

દુહા.

થયો અંબર રાતે વરણ, ફુલી સાંજ અશસ્ત્ર;
નાહ્યો રવિ માનું ઉદધિ, કર્યું કષાયક વસ્ત્ર. ૧

મકરધ્વજ રાજા ભણી, મંત્રી કરી પ્રણામ;
સભા સમક્ષે વિનવે, સ્વામી સુધારક કામ. ૨

ચાર સચિવ સિંહલ દિશા, મૂકયા હુંતા જેહ;
કુંવર તિણે દીઠો હશે, માટે તેડાવો તેહ. ૩

---

એટલે રાજા બોલ્યો કે–“ પુત્રીની વાત સાંભળતાં કાંઇક તર્કટ થયું હોય એમ ભાસ થાય છે, તો હમણા એને તમારે ત્યાં રાખો. આપણે પાકી તજવીજ કરશું એટલે સત્ય હશે તે તરી આવશે. ” મંત્રીએ રાજાનું વચન કબુલ કર્યું અને રાજપુત્રીને પોતાને ત્યાં લઇ ગયો. **જેને દૈવ રાખે તેનો વાંકો વાળ કરવાને કોઇ સમર્થ નથી.** મંત્રીએ રાજપુત્રીને જમાડીને શાંત કરી. પછી કહ્યું કે–“ તું લગારે ચિંતા કરીશ નહીં, હવે અશુભ પળ ગઇ છે; હું પ્રયાસ કરીને તારા પતિને મેળવી આપીશ. વળી તારા પિતા પણ કાલે તારા ઉપર પ્રસન્ન થશે. તે તરફની ચિંતા પણ કરીશ નહીં. ” આ પ્રમાણે ધીરજ આપવાથી રાજપુત્રી મંત્રીને ત્યાં શાંત થઇને રહી. આ પ્રમાણે ત્રીજા ઉલ્લાસની અત્યંત હિતકારી અને પ્રેમનો પ્રકાશ કરનારી દશમી ઢાળ કવિ મોહનવિજયજીએ કહી. ૧૪–૧૭

દુહાનો ભાવાર્થ.

સંધ્યા સમયે સૂર્ય અસ્ત થયો, સંધ્યા ખીલી, તે અવસરે દરરોજના નિયમ પ્રમાણે રાજા રાજસભા ભરીને બેઠો. મંત્રી પણ હાજર થયો. પછી અવસર જોઇ સભા સમક્ષ ઉભા થઇને તેણે મકરધ્વજ રાજાને અરજ કરી કે–“ હે સ્વામી ! આપણે જે ચાર સચિવોને સિંહલપુરી મોકલ્યા હતા તેમણે સિંહલ રાજાના પુત્રને જોયેલ હશે માટે તેઓને તેડાવીને પૂછો. ૧–૩

તે વિનવશે આફણી, કનકધ્વજ તનુ સ્પર્શ;
જિમ હાથે કંકણ છતે, શું કારણ આદર્શ. ૪

નૃપ ભાખે સાચું કહ્યું, એમ જણાશે ઠીક;
તેડાવ્યા તે ચારને, નૃપને તામ નજીક. ૫

સાચ કહો રે મેળતે, કુંઅર થકી વિવાહ;
નિરખ્યો હું તો એ તુમે; કે નવિ નિરખ્યો ચાહ. ૬

જૂઠ ન કહેશો સર્વથા, કહો યથાસ્થિત રૂપ;
અંતે છાનું નહીં રહે, કૂડ મહા ભવકૂપ. ૭

તવ તે ચાર પરસ્પરે, સમજી સંજ્ઞા કીધ;
પ્રથમ તિહાં એકે જણે, નૃપને ઉત્તર દીધ ૮

ઢાળ ૧૧ મી.

( ચારે કેસરીઓ કસબી રે છોગે મોટી રહી મારૂજી–એ દેશી )

પહેલો કલ્પિત વાત રચી નૃપને કહે, સાહિબજી, તુમથી તો કોઇ વાત અછાની નવિ રહે, સા૦ હું તો ખાસો દાસ પ્રકાશું માહરૂ, સા૦ ન કરૂં ખાધું હરામ જે નિમક તાહરૂ. સા૦ ૧ કરવા માંડી વાત સગાઇ આશરી, સા૦ સુંદરી

---

તેઓએ કનકધ્વજના શરીરનો સ્પર્શ કર્યો હશે તેઓ જે વાત ખરી હશે તે કહેશે હાથમાં રહેલા કંકણને જોવા માટે આદર્શની શી જરૂર છે?" ૧-૪ રાજાને એ યુક્તિ પસંદ આવી એટલે કહ્યું કે—'ખરી વાત છે, તેઓને જલદી બોલાવી મંગાવો તેનાથી આપણને સાચી હકીકતની ખબર પડી શકશે' રાજાનો હુકમ થતાંજ મંત્રીએ તે ચારેને બોલાવી મંગાવ્યા, તેઓ પણ તરતજ હાજર થયા એટલે રાજાએ તેમને કહ્યું કે—"અરે સચિવો! તમે સિંહલપુરી રાજપુત્રીનો વિવાહ મેળવવા ગયા હતા, તો ત્યાં જઇને વરને જોયો હતો કે કેમ? જે વાત ખરી હોય તેજ કહેજો, કિંચિત્ પણ અસત્ય ન કહેશો અંતે અસત્ય છાનું રહેશે નહીં, કેમકે તે મહા પાપ છે" રાજાના આવાં દબાણ ભરેલા વચનો સાંભળી ચારે જણાએ પરસ્પર સંજ્ઞા કરી એક વિચાર કરી લીધો પછી તેમાંથી એક જણે ઉત્તર આપ્યો ૫-૮

ઢાળ અગ્યારમીનો ભાવાર્થ.

પહેલો મંત્રી ખોટી વાતની રચના કરી રાજાને કહેવા લાગ્યો કે—"હે સ્વામી! હું તો મારો દોષ જે છે તે આપની પાસે પ્રગટ કરૂં છું મેં તમારૂં નિમક ખાધું છે તે હરામ કરનારો નથી અમે સિંહલપુરીએ ગયા અને ત્યાંના રાજા પાસે જઇ સગાઇ મળેલી વાત

માહરી તામ ઉતારે વીસરી; સા૦ ગયો હું લેવા કાજ નૃપગણાએ હિલવ્યો, સા૦ પૂંઠળથી ઇણે ત્રિહું જણે વિવાહ મેળવ્યો. સા૦ ૨ મેં નવિ દીઠો કુંઅર સ્વરૂપ હું શું લહું, સા૦ પ્રભુ તુમ આગળ જેહવું છે તેહવું તે કહું; સા૦ થયો હું ચાકરી ચોર એતો ગુન્હો પડ્યો, સા૦ ભૂપે લાધો ભેદ જે વાતે લડથડ્યો. સા૦ ૩ તિમ બીજો વળી અરજ કરે ઉભો થઇ, સા૦ હું નવિ બોલું અસત્ય કહીશ સત્યામઇ; સા૦ વાંકો ચાલે ભુજંગમ બિલ તો પાધરો, સા૦ તુમ આગળ કિમ ચાલે જૂઠો થઇ ખરો. સા૦ ૪ પહિલા દિનનું અપક્વ ભોજન મુજને થયો, સા૦ વિવાહ અવસર દેહચિંતાએ હું ગયો; સા૦ પુંઠહ મેલ્યો વિવાહ આવું ફિરી જેટલે, સા૦ માહરી ન જોઇ વાટ હું ગણતી કેટલે. સા૦ ૫ કાળો ગોરો કુંઅર મેં તો દીઠો નહિં, સા૦ માહરા મનની હોંશ તે મનમાંહે રહી; સા૦ નિસુણી વચન નરિંદ સંશયમાંહિ પડ્યો, સા૦ જાણ્યું એ પણ ડિંગ ટોલે છે અણઘડ્યો. સા૦ ૬ ત્રીજો બોલ્યો પ્રધાન કપટથી ભાંભળો, સા૦ માહરી વિનતિ એક પ્રભુજી સાંભળો; સા૦ મેલ્યો જામ વિવાહ પાસે હું પણ નહોતો, સા૦ કીધો નથી અમ આગળ કુંઅરને છતો. સા૦ ૭ સિંહલનૃપનો ભાણેજ તે દુહવાણો હતો, સા૦ કહ્યું

---

કરવા માંડી. એટલામાં મારી વીંટી ઉતારે વિસરી ગયો હતો તે મને સાંભરી એટલે હું તે લેવા ગયો. પાછળ આ ત્રણ જણે વિવાહ નક્કી કર્યો. મેં કાંઇ કુંવરને જોયો નથી અને હું વિવાહ મેળવવામાં પણ નહોતો. હું તો જેવું છે તેવું આપને કહી દઉં છું. બાકી હું ચાકરી-ચોર છું; તે મારો અપરાધ થયો છે." પહેલા સચિવે આ પ્રમાણે બનાવટી વાત કહી પણ રાજા તે ઉપરથી સમજી ગયો કે-' આ સાક્ષી લથડ્યો છે, પણ તેણે કુંવરને જોયો નથી એ તો ચોકસ છે.' હવે જોઇએ બીજો શું કહે છે. બીજો સચિવ ઉભો થઇને બોલ્યો કે-" હે સ્વામી ! હું આપની પાસે સાચે સાચું કહીશ, અસત્ય જરા પણ નહીં કહું. કેમકે સર્પ પણ દરમાં સીધોજ ચાલે છે, ત્યાં વાંકો ચાલી શકતો નથી. એટલે હું આપની પાસે જુઠું કહેવાનો નથી. હે સ્વામી ! વિવાહ કરવાની વાત કરવા બેઠા તે વખતે મને આગલા દિવસના ભોજનનું અજીર્ણ થવાથી હું દેહચિંતા માટે ગયો હતો, ત્યાંથી પાછા આવતા સુધી મારી રાહ ન જોતાં બાકીના ત્રણ જણાએ વિવાહ મેળવ્યો છે, મને તો ગણત્રીમાં પણ ગણ્યો નથી. બાકી આપણે તો કુંવર કાળો છે કે ગોરો છે ? તે જોયોજ નથી. મારી તો કુંવરને જોવાની હોંશ પણ મનની મનમાંજ રહી ગઇ છે."

રાજા બીજા સચિવનાં વચનો સાંભળીને વધારે સંશયમાં પડ્યો અને વિચાર્યું કે-' આ પણ સાચું બોલતો નથી, પરંતુ આણે કુંવરને જોયો નથી એ તો ચોકસ છે.' ૧-૬ પછી ત્રીજાને પૂછ્યું એટલે તે બોલ્યો કે-" હે સ્વામી ! મારી વાત સાંભળો. હું વિવાહ મેળવ્યો તે વખતે હાજર નહોતો એટલે મેં કુંવર કાણો છે, કુબડો છે કે કેવો છે તે જોયું કે જાણ્યું

મુજને તું રાખ જઇ એહને જતો; સા૦ મે પણ જિમ તિમ તેહને ભૂપતિ ભોળવ્યો; સા૦ આવી જોઉ કુંઅર વિવાહ તો મેળવ્યો. સા૦ ૮ મે નવિ નિરખ્યો કુંઅર કાંણો કે કુબડો, સા૦ ચૂકયો અવસર એહ ગુન્હેગાર હુઓ વડો; સા૦ વિણ દીઠે તુમ આગળ કિમ દિઠો કહુ, સા૦ હુ તો સ્વામી તાહરી છત્રછાયામાં રહુ. સા૦ ૯ શાકિની તે પણ એક તો મંદિર પરિહરે, સા૦ તિમ સ્વામીથી સેવક માયા કિમ કરે; સા૦ તેહને પણ નરરાયે જૂઠો કરી ત્રેડયો, સા૦ પરખ્યો બોલ્યામાંહિ બોલે એ હડબડયો. સા૦ ૧૦ ચોથાને કહે ભૂપ વારો હવે તાહરો, સા૦ જૂઠ કહીશ તો વાંક ન કાઢીશ માહરો; સા૦ હુ રૂઠો નહી કોઇનો પૂછતો કોઇને, સા૦ તે માટે મુજ આગળ બોલજે જોઇને. સા૦ ૧૧ તે કહે સાચી વાત સમયને ઓળખી, સા૦ કહ્યા સરખી નહી વાત ન ચાલે કહ્યા પખી; સા૦ અમે ગયા સિહલરાય સમીપે ચિહુ જણા, સા૦ વિવાહ માટે વચન કહ્યાં એહને ઘણાં. સા૦ ૧૨ મહેનત કરતે જિમતિમ હિસકે હા ભણી, સા૦ અમે કહ્યુ કુંઅર દેખાડો નયણ શિરોમણિ; સા૦ કહ્યુ તિણે છે મોશાળ નિશાળે વિદ્યા ભણે, સા૦ અમે

---

નથી મને તો સિંહલરાજાનો ભાણેજ રીસાઈને જતો રહેતો હતો તેને મનાવવા મોકલ્યો હતો હુ તેને મનાવીને આવ્યો તેવામા તો ત્રણ જણાએ વિવાહ મેળવેલો હતો હુ એ અવસર ચૂકયો તે ખરી વાત છે અને એ મારો અપરાધ પણ થયો છે, પરંતુ હુ કુવરને દીઠા સિવાય દીઠાનુ આપની પાસે ખોટુ કહેતો નથી કેમકે હુ આપની છત્રછાયામા રહુ છુ તેથી મારાથી ખોટુ તો બોલાયજ કેમ ? વળી એક ઘર તો ડાકણ પણ મૂકે એવી કહેવત છે એટલે હુ જે ખરેખરૂ છે તે કહુ છુ " આ વાત સાભળીને રાજાએ જાણ્યુ કે 'આ પણ ખોટો છે, પરંતુ એણે કુવરને જોયો નથી એ વાત ચોકસ છે '

પછી રાજાએ ચોથા સચિવને કહ્યુ કે-" હવે તમે કહો, તમારો વારો આવ્યો છે, પણ જે કહો તે સાચુ કહેજો જો જૂઠુ કહેશો તો પછી તેનો બદલો જે ભોગવવો પડે તેમા મારો વાક કાઢશો નહી, કેમકે હુ રૂષ્ટમાન થઇશ તો પછી કોઇની શરમ રાખવાનો નથી. મને યોગ્ય લાગશે તે શિક્ષા કરીશ માટે જે બોલો તે સાચુજ બોલજો " રાજાના આ પ્રમાણેના સખ્ત વચનો સાભળીને ચોથા સચિવે વિચાર્યું કે 'હવે ખોટુ ચાલવાનું નથી, માટે સાચે સાચુજ કહી દેવુ ' તેણે કહ્યુ કે-"હે રાજન્ ! હુ આપને ખરેખરી વાત કહુ છુ તે સાભળો અમે સિંહલ રાજા પાસે રાજપુત્રીનો વિવાહ મેળવવા ગયા ત્યારે ત્યા જઇને સિંહલરાજાને વિવાહ માટે ઘણું કહ્યુ, ૭-૧૨ છેવટે હિંસક મંત્રીએ માડ માડ હા પાડી પછી અમે કહ્યુ કે-કુવરને દેખાડો ત્યારે હિંસક કહે કે-તે તો તેને મોશાળ ભણવા ગયેલ છે'

હઠ માંડ્યો કુંઅર દીઠા વિણ નહીં ખણે. સા૦ ૧૩ ચિંહુને એકેકી કોડી સોનૈયાએ ભોળવ્યા, સા૦ અમે તુમ હુતા દાસ પણ તિણે ઓળવ્યા; સા૦ મેળવ્યો અમે વિવાહ થઇને લાલચી, સા૦ ઇમ અમથી ઘણી વાતે કપટાઇ રચી. સા૦ ૧૪ અમે નવિ દીઠો કુંઅર કુરૂપ કે ફુટરો, સા૦ હિંસક તો અમે દીઠો ચાલતો કૂટરો; સા૦ એ અમે સ્વામી વાત હતી તે વિનવી, સા૦ છે એ સાચી સર્વ ન જાણશો કેળવી. સા૦ ૧૫ એહ પડી તકસીર કરી મત વાઉલી, સા૦ અમને કરો મહારાજ જે ઇચ્છા રાઉલી; સા૦ મકરધ્વજને ચિત્ત એ વાત ખરી વસી, સા૦ તાહરી સાચી વાત નૃપતિ ભાખે હસી. સા૦ ૧૬ સાચી જાણી પ્રેમલા અવગુણ વિસર્યો, સા૦ જુઓ કેહવો પુણ્ય ગગનથી ઉતર્યો; સા૦ ત્રીજે ઉલ્લાસે અગ્યારમી ઢાળ એ સંથુણી, સા૦ કહે મોહન તે રીઝશે જે હોશે ગુણી. સા૦ ૧૭

દુહા.

ચોથે સત્ય કહ્યા થકી, થયો ભૂપ સુપ્રસન્ન;<br>
તે ચિહું મૂકયા જીવતા, એ ગુણગણ સંપન્ન. ૧

મકરધ્વજ સદ્બુદ્ધિને, કહે વચન નિઃશંક;<br>
ભાસ્યો મુજ સિંહલ કપટ, પણ નહીં કન્યા વંક. ૨

પરણ્યો નર કોઇ અવર, એહમાં નહીં સંદેહ;<br>
કુષ્ટીએ મુજ પુત્રીકા, મુધા વિડંબી એહ. ૩

---

અમે કુંવરને જોવા બહુ હઠ કર્યો, ત્યારે હિંસકે અમને ચારે જણને ક્રોડ ક્રોડ સોનૈયા આપીને ભોળવ્યા. એટલે અમે તમારા સેવક છતાં લાલચમાં લેવાઇ ગયા અને વિવાહ મેળવ્યો. આ પ્રમાણે અમે તમારાથી પ્રપંચ કર્યો. અમે કુંવર કેવો છે તે બીલકુલ જોયેલ નથી. અમે તો કુડ-કપટના ઘર હિંસક મંત્રીનેજ જોયેલ છે. આ પ્રમાણે અમારી ખરેખરી હકીકત છે. હવે આપને જે યોગ્ય લાગે તે કરો. અમારી મોટી તકસીર આવી છે એ હું મારે મોઢે કબુલ કરૂં છું." રાજાને આની વાત સાચી લાગી એટલે રાજાએ તેને કહ્યું કે–" તેં ખરેખરી વાત કહી છે, મને તારો વિશ્વાસ આવે છે." પછી રાજાના મનમાંથી પ્રેમલા ઉપરનો દ્વેષ તદન નાશ પામ્યો. જ્યારે પુણ્યનો ઉદય થયો ત્યારે બધા સંયોગ અનુકૂળ મળી ગયા. આવી રીતે ત્રીજા ઉલ્લાસની અગ્યારમી ઢાળ મોહનવિજયજીએ રચી છે. જે વાંચીને ગુણી પુરૂષ રીઝે તેમ છે. ૧૩–૧૭

દુહાનો ભાવાર્થ.

રાજાએ ચારે જણનો ગુન્હો માફ કરીને છોડી દીધા, અને સુબુદ્ધિ મંત્રીને કહ્યું કે–"હવે મને તમામ સિંહલરાજાનું કપટ ભાસે છે. પ્રેમલાનો બીલકુલ વાંક નથી. તેને પરણીને ગયો તે પુરૂષ અન્ય છે એ ચોકસ થાય છે. આ કુષ્ટીએ ફોગટ મારી પુત્રીની વિડંબના કરી છે. ૧–૩

સોરઠપતિને કહે સચિવ, જ્યાં લગે ચદ વિલબ;
ત્યાં લગે કબજે રાખીએ, સિહલને સકુટંબ. ૪

એ ઉપાય નૃપને ગમ્યો, કીધો બુદ્ધિપ્રકાશ;
તેડચો સિહલનૃપ ભણી, જિમવા નિજ આવાસ. ૫

નૃપ રાણી કુષ્ટી સચિવ, કપિલા કરી પ્રપચ;
વશ રાખ્યા મકરધ્વજે, જિમ મુનિ ઇંદ્રિય પચ. ૬

અવર લોક કીધાં વિદા, તત્‌ક્ષિણ સિહલદેશ;
ચદ નિરતિ લેવા ભણી, રચના રચે નરેશ. ૭

તેડી પુત્રી નૃપસદન, માંડચો શત્રુકાર;
નૃપ કહે પથિકને પૂછજો, આભાપતિ અધિકાર ૮

દાન સમર્પે પ્રેમલા, અતિ ઉચ્છક મન હોય;
પૂછે આભાની ખબર, પણ નવિ ભાખે કોય. ૯

---

હવે આપણે તેના ખરા વર (ચદરાજા) નો શોધ કરવાની જરૂર છે " મત્રીએ કહ્યુ કે-" આપે કહ્યુ તે બરાબર છે, પરતુ જ્યાસુધી ચદરાજાનો પત્તો ન લાગે ત્યાસુધી સિહલરાજાને સહ-કુટુબ અહી કબજે રાખવા યોગ્ય છે " રાજાને તે વાત વ્યાજબી લાગી એટલે તેણે સિહલરાજાને સહકુટુબ જમવા તેડ્યો તે પણ જમવા માટે સૌને લઇને આવ્યો, એટલે રાજાએ સિહલ રાજા, તેની રાણી, કુષ્ટી પુત્ર, હિસક મત્રી અને કપિલા ધાવ્ય-એ પાચે જણને કબજે કરી બીજા બધાને તેના દેશ તરફ જવાની રજા આપી તેઓ પણ બધા સ્વદેશ તરફ રવાને થઇ ગયા અને પાચ જણ વિમળાપુરીમા કેદીની સ્થિતિમા રહ્યા સતા પોતાના પાપનો પસ્તાવો કરવા લાગ્યા

હવે ચદરાજાની શોધને માટે રાજાએ તજવીજ કરવા માડી એક મોટી દાનશાળા મડાવી અને ત્યા બહારગામથી જે આવે તેને અન્ન વસ્ત્રાદિ આપવા માટે પ્રેમલાલચ્છીને તેની અધિકારિણી બનાવી રાજાએ સૂચવ્યુ કે-" જે કોઇ પરદેશી નવો આવે તેને તારે આભાનગરીની ખબર પૂછવી અને જો કોઇ ખબર આપે તો તારે મને ખબર કરવા " ત્યારથી પ્રેમલાલચ્છી પિતાની આજ્ઞા પ્રમાણે દાનશાળામા રહીને દાન આપે છે અને નવા નવા પથિક આવે તેને આભાનગરીનુ વૃત્તાત પૂછે છે, પરતુ કોઇના તરફથી તેનો પત્તો મળી શકતો નથી ૪-૯

હવે કેવી રીતે ચંદનૃપતિના સમાચાર મળે છે અને ત્યાર પછી તેને મેળવવા માટે શું પ્રયત્ન કરવામાં આવે છે ઇત્યાદિ હકીકત આપણે આગળ ઉપર વાંચશું. હમણા તો આમાં રહસ્ય શું છે ? તેનો વિચાર કરીએ અને તેમાં રહેલો સાર હૃદયમાં ધારણ કરીએ.

## ઢાળ દસમી અને અગ્યારમીનું રહસ્ય.

આમાં મુખ્ય હકીકત પ્રેમલાલચ્છીને માથેથી કલંક ઉતરે છે અને ખરી વાત પ્રસિદ્ધિમાં આવે છે એટલી છે. પરંતુ તેની અંદર કર્મની સ્થિતિનું અને તેના ઉદયની વિચિત્રતાનું પ્રકટ દર્શન થાય છે. જુઓ, પ્રેમલાને અશુભનો ઉદય તીવ્ર થયો ત્યારે તેનો પ્રાણ વિનાશ કરવા સુધીની સ્થિતિ આવી પહોંચી અને તેવા અશુભનો ઉદય સંપૂર્ણ થયો-બાકી ન રહ્યો એટલે તે સ્થિતિ બદલાણી. ધીમે ધીમે પાછી રાજાને પ્રિય હતી તેવીજ પ્રિય થઇ પડી અને સંપૂર્ણ નિરપરાધી છે એમ રાજાના લક્ષમાં પણ ઉતર્યું. બીજી તરફથી સિંહલ રાજાનો પરિવાર જેમાં હિંસક મંત્રી મુખ્ય સૂત્રધાર છે, તેણે પોતાની પ્રપંચબાજી એવી ખેલી કે છેવટ સુધી ખરી હકીકતની કોઈને ખબર પડવા ન દીધી. ચંદરાજાને કાઢી મૂકી પોતાના કુષ્ટી પુત્રને દાખલ કરતાં સુધી પણ ફાવ્યા. પ્રેમલાને વિષકન્યા ઠરાવી અને પોતે જેવા હતા તેવા ચોકખા રહ્યા. પરંતુ જ્યારે પાપનો ઘડો પૂરો ભરાણો ત્યારે તે બધી વાત એકદમ વિસરાળ થઇ ગઇ. ખરી હકીકત ચોથા સચિવે પ્રગટ કરી અને રાજાને તેઓ બધા પૂરેપૂરા અપરાધી છે એમ ખાત્રી થઇ. જેને પરિણામે તેમને કેદખાનું વેઠવાનો વખત આવ્યો. જુઓ પાપનું પરિણામ કેવું આવે છે. એકવાર કદી પાપી બચી જાય, ઉલટો માન સન્માન પામે, પરંતુ તેનું પરિણામ તેને વધારે મોટી સજામાં પડવાનુંજ આવે છે. પહેલીવાર થોડી શિક્ષામાં જે બચી ગયો તે મોટી શિક્ષા ભોગવવા માટેજ. કેમકે જો પહેલી વખત તેને અલ્પ શિક્ષા ભોગવવાનો વખત આવ્યો હોત તો તે મોટું પાપ ન કરત અને મોટી શિક્ષા ન પામત. અહીં સિંહલ રાજાએ પણ વિવાહ મેળવતી વખત ના પાડી હોત અથવા પુત્રને પરણાવવાને લઇ આવ્યા તે વખત ના પાડી હોત તો આવી શિક્ષા ભોગવવી ન પડત; પરંતુ ભાગ્યમાં કેદખાનું ભોગવવાનું લખેલું હોય તે કેમ ફરે ? નજ ફરે.

હવે આપણે પ્રસ્તુત પ્રસંગ ઉપર આવીએ. પ્રારંભમાં પ્રેમલા પોતાના પિતાની પાસે બધી વાત પ્રકટ કરતાં કહે છે કે " પુત્રીએ આવી પોતાના પતિ સાથેના એકાંત સમયની વાત પિતા કે વડીલ પાસે પ્રકાશિત કરવી તે યોગ્ય નથી, પરંતુ અત્યારે બીજો ઉપાય નથી. " કેમકે તે વિના આપના મનમાંથી કોઇ રીતે શલ્ય નીકળે તેમ નથી. " પ્રેમલાએ કહેલી વાત આપણે પ્રથમ પણ વાંચી ગયા છીએ, તેથી હવે આંહી ફરીને લખવાની જરૂર નથી, પરંતુ તેમાંથી સાર ગ્રહણ કરવાનો એ છે કે-વિચક્ષણ માણસ કોઇને ભૂલાવામાં રાખવા ઇચ્છતા નથી. પછી જો તે અજ્ઞાનપણાથી ખરી વાત ન સમજે અને ચેતે નહીં તો પોતે બીજી રીતે પ્રતિજ્ઞાના ભંગમાં ન આવી પડવા માટે ખરી વાત સ્પષ્ટ પ્રકાશિત પણ કરતા નથી. આ વિચક્ષણ

મનુષ્યોની ચેષ્ટા ખાસ ધ્યાન આપવા લાયક અને અનુકરણીય છે ચંદરાજાએ સમસ્યામાં પ્રેમલાને સમજાવ્યું પણ તે બાબત સમજી નહી, એટલે પોતે સિંહલ રાજા સાથે બંધાયેલ હોવાથી પ્રગટ ખુલાસો ન કર્યો આગળ ચાલતા પ્રેમલા કહે છે કે—'મારા પતિ હિંસકની કરેલી સંજ્ઞાથી ચાલ્યા ત્યારે હું તેની પાછળ જતી હતી, પણ હિંસકે આડા પડીને જવા ન દીધી એટલે હું શરમાઈને પાછી વળી' કુળવતી સ્ત્રીનું ભૂષણજ લજ્જા છે જો કે કોઈ વખત તેથી કષ્ટ પણ ભોગવવું પડે છે, અગવડ વેઠવી પડે છે, ધારી અભિલાષા પૂર્ણ થતી નથી, પરંતુ તેવા કારણને લઈને મર્યાદા તજી દેવી એ કુળવધૂનો ધર્મ નથી મર્યાદા છોડવાનું કારણ ઘણી વખત તો અણુઘટતી સ્વતંત્રતા ભોગવવાની પ્રબળ ઇચ્છાજ હોય છે આ જમાનો એ બાબતમાં બહુ આગળ વધેલો છે અને તેથી મર્યાદા દિનપરદિન બહુજ ઘટતી જાય છે જો કે હજુ પણ કુળવાન સ્ત્રી પુરૂષ વધારે મર્યાદા જાળવે છે અને તેજ ખરી રીતે તેના ભૂષણરૂપ છે

પ્રેમલા જ્યારે પોતાની હકીકત કહે છે ત્યારે રાજાને ખાત્રી થવા માટે સુબુદ્ધિ પ્રધાન કેટલાક સવાલો પૂછી વાતને દૃઢ કરે છે પ્રાંતે રાજાને એટલી તો ખાત્રી થાય છે કે 'આમાં કાંઈક પ્રપંચ વધેલો છે' રાસના કર્તા અહીં કહે છે કે—**'ખરે વખતે સત્ય આકાશમાંથી ઉતરી આવે છે'** રાજા હજુ પણ પુત્રીને પોતાને ત્યાં ન રાખતા સુબુદ્ધિને ત્યાં રાખવા કહે છે સુબુદ્ધિ તે ફરમાનને માન આપી પોતાને ત્યાં તેને લઈ જાય છે અને સારી રીતે દીલાસો આપી તેને શાંત કરે છે પછી વિચાર કરતા તેના મનમાં નવો તર્ક પેદા થાય છે, એટલે તે રાજસભામાં જઈને રાજા પાસે પ્રકટ કરે છે

દરરોજ મધ્યાહ્નકાળે રાજાઓને કચેરી ભરવાનો રીવાજ પૂર્વે હતો તે વખતે તમામ અધિકારીઓ હાજરી આપતા હતા દેશી પરદેશી નવા વેપારીઓ આવતા હતા નવા નવા અનુભવની વાતો થતી હતી અન્ય અન્ય દેશના પંડિતો પણ આવતા હતા, વિદ્યાવિનોદ પણ ચાલતો હતો કેટલીક વખત ગાનતાન પણ થતા હતા અને કેટલીક ફર્યાદોના ઇનસાફ પણ તાત્કાળિક કરવામાં આવતા હતા આ પ્રસંગ બુદ્ધિમાનોને ચાતુર્ય મેળવવામાં અને રાજા પ્રજાને એકતા સાધવામાં બહુજ ઉપયોગી હતો અને તેજ કારણથી ચતુરાઈના મૂળ જે પાંચ કહેલા છે તેમાં **રાજસભા પ્રવેશ** ગણાવેલો છે હાલમાં તે પ્રવૃત્તિ ઘણે ભાગે બંધ પડી ગયા જેવી છે કદિ કોઈ જગ્યાએ તેવી પ્રવૃત્તિ હશે તો તે પણ મુંગી સભા હોય તેવો દેખાવ આપે છે, તેથી તેમાંથી અક્કલ મળે તેવું દૃષ્ટિગોચર થતું નથી હાલ તો રાજસભા પ્રવેશનું સ્થાન ન્યાય મંદિરોએ અમુક અંશે લીધેલું છે અને તેમાં પણ ખરી રીતે વરિષ્ઠ ન્યાય મંદિર તે પંક્તિમાં મૂકવા યોગ્ય છે

મંત્રી વિમાહ મેળવવા ગયેલા ચારે સચિવોને બોલાવીને પૂછવાનું સૂચવે છે તે રાજાને પસંદ લાગે છે એટલે તરતજ તેઓને તેડાવવામાં આવે છે અને તે હાજર થાય છે, પરંતુ રાજાના પૂછેલા સવાલના જવાબમાં પોતે લીધેલી રૂશ્વત છુપાવવા માટે ત્રણ સચિવો

જુદાં જુદાં બ્હાનાં બતાવી પોતે વિવાહ મેળવતી વખત હાજર નહોતા એમ જૂઠું કહે છે, એક વાર ફરજ ચુકનાર–અસત્ય માર્ગે ચાલનાર–ને ત્યારપછી પોતાના બચાવ માટે કેટલી વખત અસત્ય બોલવું પડે છે તે અહીં સ્પષ્ટ થાય છે. જેની નોકરી ખાય છે, જેનો વિશ્વાસ ધરાવે છે, જેનું નિમક ખાધું છે, તેની પ્રાણુથી વહાલી પુત્રીને પણ ખાડામાં નાખી દેતાં એવા લાલચુ માણસો ડરતા નથી. આધુનિક સમયમાં પણ કન્યાવિક્રયાદિ પ્રસંગમાં તેમજ તે વિનાના પ્રસંગમાં પણ વચ્ચે વિવાહ કરનારા લાલચને વશ થઇને કન્યાને દુઃખના ખાડામાં હોમી દે છે અથવા વરને લાકડે માકડું વળગાડી દઈ પોતાનો સ્વાર્થ સાધી જાય છે, અને તેની ઉપર રાખેલા વિશ્વાસનો ઘાત કરે છે. ત્રણ સચિવોએ કહેલી હકીકતજ તેઓ જૂઠું બોલે છે એમ બતાવે તેવી હતી, પરંતુ તેમાં રાજપુત્રને ન જોયાનો મુદ્દો ખરો હતો એટલું રાજા ગ્રાહ્ય કરી લે છે. પછી ચોથા સચિવને પૂછતી વખતે રાજા તેને પ્રથમથીજ વધારે સતાવે છે અને જૂઠું બોલશે તો પોતે ઘણી સખ્ત શિક્ષા કરશે એમ કહીને તેને ચેતાવે છે. તે રાજતેજ ખમી શકતો નથી અને શિક્ષાનો ભય તેને સાચું કહેવા પ્રેરે છે, એટલે તે સાચેસાચી હકીકત રાજા પાસે પ્રકાશિત કરે છે. રાજાને જે જાણવું હતું તે તેનાં જવાબ-માંથી મળી જાય છે, એટલે પછી તેઓનો અપરાધ તો જો કે ઘણો ભારે હતો છતાં માત્ર માફી માગવાથીજ તેઓને છોડી દે છે.

હવે રાજા શું કરવું તેનો વિચાર કરે છે. તે વખતે મંત્રી સલાહ આપે છે કે—‘ હવે આપણે ચંદરાજાનો પત્તો મેળવશું, પણ ત્યાંસુધી આ પ્રપંચી મંડળીને છુટી થવા ન દેવી; એને કેદ કરી રાખવી. ’ આવી સલાહ આપવામાં હાલ આકરા ગુન્હામાં જામીન ઉપર છોડવામાં આવતા નથી તેમાં જે મુદ્દો રહેલો છે તે આજ છે. એટલે એવા ગુન્હે-ગાર છુટા રહેવાથી ખોટા પુરાવા ઉભા કરે છે અથવા સાચો પુરાવ તોડી નાખે છે. આ પ્રપંચી મંડળીમાં હિંસક મંત્રી એવો દુષ્ટ સ્વભાવવાળો છે કે વખતે તે લાગ આવે તો તેની સામેના મુખ્ય સાક્ષી ચંદરાજાનોજ વિનાશ કરી નાખે, આ કારણથી તે લોકોને કબજે રાખવાની સુબુદ્ધિ મંત્રી સલાહ આપે છે, અને રાજાને ગળે તે વાત તરતજ ઉતરે છે.

પછી રાજા સિંહલરાજાને સપરિવાર પોતાને ત્યાં જમવાનું નોતરું કહેવરાવે છે. એટલે તે પણ વેવાઇને ત્યાં જમવા જવાનો લ્હાવો લેવા અને કુષ્ટીવર સાસરાને ઘેર જમવા જવાનો લ્હાવો લેવા, સિંહલરાજાની રાણી વેવાણને મળવા અને હિંસક મંત્રી મોટા શીરપાવ મેળવવા હોંશે હોંશે આવે છે; પણ ત્યાં જમવાનું તો જમવાને ઠેકાણે રહે છે અને આખી પ્રપંચી મંડળીને કેદ કરવામાં આવે છે. તે સાથે જણાવી દેવામાં આવે છે કે—‘ તમારો પ્રપંચ તમામ જાહેર થઇ ગયો છે તેથી હવે ખરા વરનો પત્તો મળતાં સુધી તમને બધાને અહીં કેદ રાખવામાં આવનાર છે, માટે તમારે હવે નિરાંતે અહીં રહેવું, કોઇ રીતે ઉચાટ કે ઉતાવળ કરવી નહીં. ’ આ હકીકત સાંભળતાં સિંહલરાજાના અને હિંસક મંત્રીના હાથ ભોંયે પડે છે. સિંહલ રાજા હિંસકની સામે જોઇને કહે છે. કે—“ અરે દુષ્ટ ! આ બધી

તારી કરેલી વિટંબનાનુ ફળ અમારે ભોગવવુ પડે છે તે અમને અવળે રસ્તે ચડાવ્યા તેનુ આ પરિણામ આવ્યુ છે હુ તો પ્રથમથીજ ધારતો હતો કે આ સઘ દ્વારકા પહોચવાનો નથી, અને પારકી પુત્રીને ફંદમા ફસાવવી યોગ્ય નથી, પરતુ તારી બદસલાહ પાસે મારી ધારણા બર આવી નહી અને હુ પણ તારા વિચારમા સામેલ થયો તેથીજ અત્યારે રાજા મટીને કેદી થવુ પડ્યુ છે '.

હિંમક કહે છે કે—'એમા મને કાઇ કહેવાનુ નથી દીકરો તમારો પરણવાનો હતો અને રાજપુત્રી તમારે ત્યા આવવાની હતી, એમા મને કાઇ અપૂર્વ લાભ મળવાનો નહોતો ' આવી આવી કેદમા પડ્યા પડ્યા તેઓ વચ્ચે તો ઘણી વાતો થઇ હશે અને પરસ્પર ઘણા ઓલભા દેવાણા હશે, પણ આપણે તે બધુ જાણવાની કે સાભળવાની જરૂર નથી આપણે તો આ હકીકત પરથી એ સાર લેવાનો છે કે—' પાપ કોઇ કાળે પ્રગટ થયા સિવાય રહેતુ નથી તમે ગમે તેટલુ છુપુ પાપ કર્મ કરો પણ તે અમુક મુદતે બહાર આવેજ છે અને તેની યોગ્ય શિક્ષા આ ભવમા કે પર ભવમા પ્રાણી માત્રને ભોગવવીજ પડે છે માટે કોઇ પણ જાતનો છળ, પ્રપંચ, ઠગાઇ કે વિશ્વાસઘાત કરતા પાછુ ઓસરવુ અને તેના કડવા ફળ નેત્રની સામે ખડા કરી દેવા, કે જે જોઇને મન તેવા પાપકર્મથી પાછુ વળે સિંહલરાજાનું દષ્ટાત એવે વખતે યાદ લાવવુ કે જેથી પાપનો બદલો તો મળેજ છે એમ લક્ષમા આવે '

અપરાધીને કબજે રાખ્યા પછી હવે ખરૂ કામ મૂળ પુરૂષને શોધી કાઢવાનું ઉપસ્થિત થાય છે તેના ઉપાય માટે રાજા મોટી દાનશાળા મડાવે છે અને તેમા આવતા દૂર દૂર દેશના માણસોને પૂછવાથી આભાપુરીનો અને ચદરાજાનો પત્તો મળશે એમ ધારવામા આવે છે તે વખતે તાર કે રેલવે જેવા સાધનો હોય એમ જણાતુ નથી કે જેની દ્વારા થોડા વખતમા બધો પત્તો મેળવી શકાય

હવે પ્રેમલાલચ્છી દાનશાળામા બેસી નવા નવા પથિકોને પૂછે છે અને કાળ વ્યતિક્રમાવે છે, પરતુ જ્યારે પાચ કારણો પૈકી કાળકારણ પરિપક્વ થશે ત્યારે કોઇ પણ નિમિત્ત પામીને ચદરાજાનો પત્તો મળશે તે હકીકત આપણે હવે પછી વાચશુ હમણા તો **સત્ય તરે છે અને પાપનો બદલો વહેલો કે મોડો જરૂર મળે છે** એટલુ રહસ્ય હૃદયમા કોરી રાખીને આ ઉલ્લેખને સફળ કરવાનું વાચકોને સૂચવી આ બાબત સમાપ્ત કરવામા આવે છે અને આગળ આવનારી સુખપ્રાપ્તિની હકીકત સાભળવાને વાચકોને ઉત્કંઠિત રહેવાની પ્રેરણા કરવામા આવે છે

## ઢાળ ૧૨ મી.

( મારૂજી સાથીડા રે સાથે ધણુ રે હાથે મદ પીગ્યો રે લો—એ દેશી. )

ભવિયાં નૃપની બેટી ગુણની પેટી ગેહથી રે લો, બેઠી દાનની શાળા લો; ભ૦ માગે જે જિમ આપે તે તિમ નેહથી રે લો, બાળા પરમ કૃપાળા લો. ભ૦ ૧ ઉત્તમ ગેહે જન્મીને હેજે સુતારે લો, પ્રાયે હોવે દાતા લો; ભ૦ પંથી દેખી કરે વિશેષી સ્વાગતા રે લો, પૂછે તેહને શાતા લો. ભ૦ ૨ નગરી આભા પૂરણ લાભા સુંદરા રે લો, પૂરણ પૂરવ દેશે લો; ભ૦ ચંદ નરેશર અતિ અલવેશર સિંધુરા રે લો, રાજા સુરપતિ વેશે લો. ભ૦ ૩ પરદેશી છો જો તમે પ્રીછો તેહને રે લો, મુજને તુમે ભાખો લો; ભ૦ પંથી લહી ટાણું કહે નવિ જાણું એહને રે લો, નહીં અમ તાસ અલાખો લો. ભ૦ ૪ એહવી સુણી વાણી થઇ વિલખાણી પ્રેમલા રે લો, પ્રીતમ ગુણથી લીણી લો; ભ૦ કન્યાની કોઇ અન્યા નવિ ચાલે કળા રે લો, વિરહે થઇ અતિ ઝીણી લો. ભ૦ ૫ નિશદિન ઝૂરે નદીઓ પૂરે રોઇને રે લો, માહરો પીયુ પરદેશી લો; ભ૦ વારી મન રાખે નવિ સંભાખે કોઇને રે લો, નિપુણા નાહ નિવેશી લો. ભ૦ ૬ જંઘાચારણ જનમન તારણ આવિયા રે લો, વિમળાનયરી ઉદ્યાને લો; ભ૦

---

### ઢાળ બારમીનો ભાવાર્થ.

હે ભવ્યજીવો ! મકરધ્વજ રાજાએ સ્થાપેલી દાનશાળામાં બેસીને પ્રેમલાલચ્છી અતિથિ અભ્યાગતને તેની ઇચ્છા પ્રમાણે દાન આપતી હતી. કોઇને નિરાશ કરતી નહોતી, કારણ કે તે ખરેખરી દાતાર હતી. દાન આપ્યા પછી તે તેઓને પૂછતી હતી કે—“ હે બંધુઓ ! તમે દેશવિદેશમાં ફરો છો તો પૂર્વ દિશામાં આભા નામે નગરી જોઇ છે ? ત્યાં ચંદ નામે રાજા ઇંદ્ર જેવો રૂપવંત છે તેને દીઠો છે ? ” આવા પ્રશ્નના ઉત્તરમાં તેઓ કહેતા કે—“ હે બહેન ! અમે એ બાજુ કોઈ દિવસ ગયાજ નથી. આભાનગરી અમે સાંભળી પણ નથી તો પછી ત્યાંના ચંદરાજાને તો કયાંથીજ જોયેલ હોય. ” આવા ઉત્તરો સાંભળી પોતાના સ્વામીના ગુણમાં લીન થયેલી પ્રેમલા નિરાશ થઇ જતી, ઉદાસીન બનતી, એકાંતમાં રાત દિવસ નેત્રમાંથી આંસુ સારતી; પરંતુ પોતાના પતિનો પત્તો મેળવવાનો બીજો કોઇ ઉપાય નહીં હોવાથી તે ધીરજ ધરીને બેસી રહેતી. પોતાના દુઃખની વાત વારંવાર કહીને કોઇને દુઃખી કરતી નહોતી. ૧-૬ એવામાં મનુષ્યોના અંતઃકરણના પાપને નિર્મળ કરનારા એવા જંઘાચારણ મુનિ વિમળાપુરીના ઉદ્યાનમાં પધાર્યા.

ગજાદિક રંગે પ્રેમલા સંગે ભાવિયા રે લો, વંદે વધતે વાને લો. ભ૦ ૭ સંયમધારી દે હિતકારી દેશના રે લો, વાણી અમીયસમાણી લો; ભ૦ કીધાં નરનારી વ્રત આચારી જિનેશનાં રે લો, સમકિત દૃષ્ટિ પ્રાણી લો. ભ૦ ૮ મુનિએ કીધી પ્રેમલા સૂધી શ્રાવિકા રે લો, પૂરણ જિનની રાગી લો; ભ૦ ચૌદ પૂરવના સાગની હુઇ ભાવિકા રે લો, વિહર્યા અન્યત્ર વિભાગી લો. ભ૦ ૯ સહુ ગૃહ આવ્યા થયા મન ભાવ્યા સર્વના રે લો, પામ્યા પરમ આનંદા લો; ભ૦ ધર્મ આરાધે સવિ વિધ સાધે પર્વના રે લો, પુત્રી સમકિતકંદા લો. ભ૦ ૧૦ તેહ મૃગાક્ષી પ્રેમલા-લચ્છી ધર્મમાં રે લો, હુઇ નિપટજ ડાહી લો; ભ૦ પૂજે જિનદેવા કરે નિત સેવા કુશલી કર્મમાં રે લો, ગુરૂના ગુણની ગ્રાહી લો ભ૦ ૧૧ નવકાર પ્રભાવે આવે શાસનદેવતા રે લો, પભણે પુત્રીને હરખે લો, ભ૦ મળશે તુજ સ્વામી અંતરજામી સેવતાં રે લો, પૂરણ સોલે વરષે લો. ભ૦ ૧૨ ભજ ભગવંતા મ કરીશ ચિંતા આજથી રે લો, ઇમ કહીને ગઇ દેવી લો; ભ૦ દેવીનું ભાખ્યું જનકને આખ્યું અલાજથી રે લો, હરખ્યો તાત સુદેવી લો. ભ૦ ૧૩ પંચચરણથી આવી પૂરણ આસતા રે લો, મુખથી ભજન ન મૂકે લો; ભ૦ વંદે ને ચિરનંદે ચૈત્ય જે શાશ્વતાં રે લો, પ્રત્યાખ્યાન ન ચૂકે લો. ભ૦ ૧૪

વનપાળકે રાજાને વધામણી આપી એટલે રાજા પોતાના પરિવાર સહિત પ્રેમલાને લઇને વંદન કરવા આવ્યા નગર લોકો પણ આવ્યા. સૌ મુનિ વંદન કરીને યથોચિત સ્થાને બેઠા, પછી મુનિમહારાજે ભવ્યજીવોને અત્યંત હિતકારી અમી રસથી ભરેલી વાણીથી દેશના આપી તે સાંભળી ઘણા ભવ્ય જીવોએ પ્રતિબોધ પામી ગુરૂ મહારાજ પાસે અનેક પ્રકારના વ્રત નિયમો લીધા પ્રેમલા પણ શુદ્ધ સમકિતધારી અને જિનમતની પૂરણ રાગી શ્રાવિકા અને ચૌદપૂર્વના સાગની ભાવના ભાવવાવાળી થઇ ગુરૂ અન્યત્ર વિહાર કરી ગયા એટલે સૌ પોત પોતાને સ્થાનકે આવ્યું પ્રેમલા ત્યારથી જિનવંદન પૂજનાદિ ધર્મકરણીમાં વિશેષે આસક્ત રહેવા લાગી અને પર્વના દિવસે વિશેષ ધર્મ કરતી હતી એમ કેટલાક દિવસો વ્યતિક્રમ્યા ૭-૧૧

અન્યદા નવકાર મંત્રના પ્રભાવથી શાસનદેવતાએ આવીને પ્રેમલાલચ્છીને કહ્યું કે—"હે બહેન ! તને તારો સ્વામી અવશ્ય મળશે, પણ તારા લગ્નદિવસથી બરાબર ૧૬ વર્ષ પૂરા થશે ત્યારે તેનો તારે મેળાપ થશે, માટે તું કાંઈ પણ ચિંતા ન કરીશ, અને પરમાત્માની ભક્તિ પૂર્ણભાવથી કર્યા કરજે " આ પ્રમાણે કહીને દેવી અદૃશ્ય થઇ ગઈ પછી પ્રેમલાએ તે વાત સાંભળીને પોતાના માતાપિતાને જણાવી હકીકત કહી સંભળાવી તેઓ પણ કાંઇક નિશ્ચિંત થયા પ્રેમલા નવકાર મંત્રનો પ્રગટ પ્રભાવ દેખી તેનાપર વધારે આસ્તાવાળી થઇ અને વિશેષે તેનો જાપ કરવા લાગી જિનચૈત્યની દર્શન પૂજનાદિ ભક્તિ કરવા લાગી અને યથાશક્તિ પ્રત્યાખ્યાનાદિ કરવા લાગી ૧૨-૧૪

ભાવી તિહાં તેહવે આવી એહવે જોગણી રે લો, વાય મધુરી વીણા લો; ભ૦ કુંઅરી તે તેડી નેડી વિનતિએ ઘણી રે લો, નિસુણ્યા સ્વર તસ ઝીણા લો. ભ૦ ૧૫ કુણ દેશથી આવી કહે સમજાવી મુજને રે લો, ઇમ નૃપપુત્રી પૂછે લો; ભ૦ પૂરવદિશે રહું છું સત્ય કહું છું તુજને રે લો, તાહરે કારણ શું છે લો. ભ૦ ૧૬ કનક વરણી રૂપે ધરણી રૂડી એ યોગિણી રે લો, વૈરાગે ચિત્ત ભીનો લો; ભ૦ ચીવરરંગી બુદ્ધિચંગી સુંદરમુખી ભોગિણી રે લો, ગાવે ચંદ નગીનો લો. ભ૦ ૧૭ કુણ છે તિહાં રાજા ગરીબનિવાજા કહો ખરી રે લો, યોગણ તાસ પયંપે લો; ભ૦ તિહાં ચંદ નરેશર કાયા કેસર ભાખરી રે લો, જેહથી અરિ-યણ કંપે લો. ભ૦ ૧૮ ગાઉં યશ તેહનો ખાઉં એહનો ટૂકડો રે લો, મુજને પ્રાણથી પ્યારો લો; ભ૦ કીધો તસ માતે કોઇ વાતે કૂકડો રે લો, મુકયો મેં તવ ન્યારો લો. ભ૦ ૧૯ તિહાં હું સુખથી તેહના દુઃખથી નીસરી રે લો, ઇમ હું તીરથ માટે લો; ભ૦ ચંદ સરીખો પુરૂષ ન નિરખ્યો કો ફિરી રે લો, છાતી વિરહે ફાટે લો. ભ૦ ૨૦ સ્વામી નામે પામી આનંદ પ્રેમલા રે લો, ચાલી અવધૂચેલી લો; ભ૦ તાતે પણ જાણી યોગિણી વાણી અટકળી રે લો, કન્યા જાણી ચિત્રાવેલી લો. ભ૦ ૨૧ તાતે કહ્યું સાચી હુઇ જાચી દીકરી રે લો, ફળશે ધર્મનો વેલો લો; ભ૦ પરણ્યો

---

એકદા એક યોગિની ફરતી ફરતી ત્યાં આવી ચઢી. તેના હાથમાં સુંદર વીણા હતી અને તે મધુર સ્વરે સ્વર મેલાવીને ગાયન કરતી હતી. પ્રેમલાએ તેને પોતાની પાસે બોલાવીને પૂછ્યું કે ‘ તમે કયાંના રહેવાવાળા છો ? ’ તેણે કહ્યું કે—“ હું પૂર્વ દેશમાં રહું છું; પણ તમારે મારૂં સ્થાન પૂછવાની શી જરૂર પડી છે તે કહો ? ” આમ કહીને પાછી તે સુંદર વેશવાળી અને વૈરાગ્યમાં તલ્લીન થયેલી, કષાયલા વસ્ત્ર ધારણ કરનારી તેમજ બુદ્ધિશાળી યોગિની પોતાની વીણાવડે ચંદરાજાના ગુણગાન ગાવા લાગી. પોતાના પતિનું નામ સાંભળી પ્રેમલાએ તેને પૂછ્યું કે—“ તમારા દેશમાં રાજા કોણ છે અને તમે આ ગુણગાન કોનું કરો છો ? ” યોગિની બોલી કે—“ પૂર્વ દેશમાં ચંદ નામે રાજા રાજ્ય કરે છે, તે અત્યંત સુંદર રૂપવંત છે. શત્રુ તો તેને દેખીને કંપે છે, હું તેના યશનું ગાન કરૂં છું અને અન્ન પણ તેનુંજ ખાઉં છું. તે રાજા મને પ્રાણથી વિશેષ પ્યારા હતા. તેને તેની ઓરમાન માતાએ કોઇ કારણસર કુકડો બનાવી દીધા છે. તે જોઇ અત્યંત દિલગીર થઇને હું ત્યાંથી દેશાવરમાં નીકળી પડી છું, પરંતુ મેં કોઇ સ્થાનકે તેના જેવો ઉત્તમ પુરૂષ જોયો નથી. ચંદરાજાના વિયોગથી મારૂં હૃદય અત્યંત દુઃખી છે. ” આ પ્રમાણેની તેની વાતથી પોતાના પતિનો ખરેખરો પત્તો મળવાથી પ્રેમલા તેને પોતાના પિતા પાસે લઇ ગઇ. પ્રેમલાએ તેની પાસે બધી વાત કહેવરાવી. તે સાંભળી મકરધ્વજ રાજાએ કહ્યું કે— “ હે પુત્રી ! તું સાચી ઠરી છું. તારો પતિ કોઇ મોટો ભાગ્યવાન્ જણાય છે, પણ તે

એ પરંતર નિપટ દુરતર દેશાંતરી રે લો, એનો મેળો દોહિલો લો. ભ૦ ૨૨
ધીરજ તું ધરજે પરહા કરજે આંમળા રે લો, દે ઇમ જનક દિલાસા લો; ભ૦
નિગમે ઇમ દિહા પિયુ પિયુ જીહા પ્રેમલા રે લો, ધરતી પ્રીતમ આશા લો. ભ૦ ૨૩
ચંદનૃપતિનો સંબંધ હવે તુમે સાંભળો રે લો, કીધી જે વાત વિમાતે લો; ભ૦ સુખ
દુઃખ દેખી ભૂલો મત કોઇ આફળો રે લો; જોર લિખિતની વાતે લો. ભ૦ ૨૪ એહ
કથા શ્રોતાને જ્ઞાન પ્રકાશની રે લો, મૂરખે નિગુણી નિગમી લો; ભ૦ ભાખી
મોહનવિજયે ત્રીજા ઉલ્લાસની રે લો, સુંદર ઢાળ એ બારમી લો.ભ૦ ૨૫

---

દૂર દેશનો રહેવાવાળો છે, તેથી તેનો યોગ મુશ્કેલીએ મળી શકે તેવો છે ૧૫-૨૨
હવે તું મનમાં ધૈર્ય ધારણ કર અને ખેદ તજી દે ” પ્રેમલાને પિતાએ આ પ્રમાણે હિત
શિક્ષા આપી, પછી પ્રેમલા જીભે પતિના નામનું સ્મરણ કરતી અને આશા ગણતી દિવસો
વ્યતીત કરવા લાગી હવે વિમાતાએ ચંદને શું કર્યું તે સંબંધ તમે સાંભળો સુખદુઃખ
દેખીને કોઈ ભૂલા ન પડો અને જ્યાં ત્યાં ફાંફાં ન મારો. કારણ કે સર્વ કર્મને આધીન છે આ
કથા શ્રોતાને જ્ઞાન આપનારી છે મૂરખ તો તેને ગુમાવશે આ પ્રમાણે મોહનવિજયે ત્રીજા
ઉલ્લાસની સુંદર બારમી ઢાળ વર્ણવી ૨૩-૨૫

પ્રેમલાલચ્છીની આ સ્થિતિ વર્તે છે હવે કુકડો થયા બાદ ચંદરાજાની સ્થિતિ શું
વર્તે છે તે જાણવાની આવશ્યકતા છે. કારણ કે આપણે બન્નેનો મેળાપ થયેલો જોવાને
ઉત્સુક છીએ, પરંતુ તે વાતને હજુ ઘણું છેટું છે બે દેશ પરસ્પરથી બહુ દૂર છે, એટલુંજ
નહીં પણ હજુ તો કુકડાપણું દૂર થાય ત્યારે મેળાપ થઇ શકે તેમ છે, તે વાત પણ ઘણી
છેટી છે એટલે અહીં શું રહસ્ય રહેલું છે તેનો વિચાર કરીએ



## ત્રીજા ઉલ્લાસની ઢાળ બારમીનું રહસ્ય.

અહિંઆ શરૂઆતના પ્રેમલાલચ્છી દાનશાળામાં દાન આપે છે અને કોઈને નિરાશ
પાછી વાળતી નથી એમ કહેવામાં આવ્યું છે તેના રહસ્ય એ સ્પષ્ટ છે કે—જે દાતારના
કુળમાં ઉત્પન્ન થયેલ હોય છે તે જ દાન આપી શકે છે જેણે પોતાના પીયરના કુળમાં
દાતાપણું જોયેલું હોતું નથી, તે સ્ત્રી સાસરાના પક્ષના ગૃહમાં જઈને પણ દાન દઈ શકતી
નથી તેનામાં ઉદારતા આવતી નથી ઉદારતા પણ જન્મથી સંસ્કાર પામેલી હોય છે તોજ
તે પાત્ર ઉપમાં પ્રકાશી શકે છે, શિવાયની ઉદારતા કૃત્રિમ જેવી લાગે છે ઉદારતા એ
મનુષ્યનું ભૂષણ છે, તે [illegible] પણ યોગ્ય ગણાતી ઉદારતા શારીરિક સ્થિતિની તેમજ અમુક [illegible] કે
[illegible] માફક ઉદાર નહીં—કૃપણ છે [illegible] છોડી શકતો નથી કેમકે તેના દ્રવ્યાદિ
ઉપરનો મોહ તેને તેમ કરવા [illegible] કહેવાય છે કે [illegible] નુકશાન જેવું લેતું નારી કુસુમ
[illegible] દ્રવ્યાદિકની સાથે [illegible] પછી [illegible] હોવાથી તે તેને છોડી શકે નહીં. [illegible]

તેમાંથી અલ્પ પણ આપી શકે નહીં, તોપછી તે સર્વને એક સાથે છોડી દઈને ચારિત્ર કેમ લઇ શકે ? જો કે એકવાર-અંતકાળે તો તેને તેવા ઉદાર થવુંજ પડે છે, પરંતુ પોતાની હૈયાતીમાં તે ઉદારતાના અંશ પણ બહુ ઉપયોગી અને જરૂરના છે, તે તેનામાં હોતા નથી. તેથી જ્યારે તે ચારિત્ર લઈ શકતો નથી ત્યારે મોક્ષ તેને માટે હજુ ઘણું દૂર છે. આમાંથી તાત્પર્ય એ નીકળે છે કે મોક્ષ ઉદારને નજીક છે કંજુસને માટે દૂર છે. કંજુસો ! આને માટે વિચાર કરી કોઈ સદ્ગુરૂને પૂછી ખુલાસો મેળવજો.

પ્રેમલા પરદેશી જનોને આભાનગરી સંબંધી પૃચ્છા કરતી હતી, પણ જેઓ તે રસ્તે ગયાજ ન હોય તેની વાત તેઓ ક્યાંથી કરી શકે ? મિથ્યાદષ્ટિઓ મોક્ષનો સત્ય માર્ગ ક્યાંથી બતાવી શકે ? તે માર્ગ તો સર્વજ્ઞજ બતાવી શકે કે જેણે અહીં કેવળજ્ઞાન મેળવીને તેની વાનકી ચાખી છે, લોકાલોકના પ્રકાશક થયા છે અને જગતનું-સર્વ જીવોનું ત્રિકાળગત સ્વરૂપ જાણી લીધું છે. સત્ય મોક્ષમાર્ગ તેજ બતાવી શકે છે. તેમ અહીં આભાનગરીનું ખરૂં સ્વરૂપ બીજાઓ બતાવી ન શક્યા પણ ત્યાં રહેલી યોગિની બતાવી શકી. માટે સત્ય માર્ગથી અજ્ઞાત જનો પાસેથી સત્ય માર્ગ જાણવાની આશા રાખવી તે ફોગટ છે. જીવોનું સ્વરૂપ, તત્ત્વોનું સ્વરૂપ, કર્મોનું સ્વરૂપ, ષડ્ દ્રવ્યનું સ્વરૂપ-ઇત્યાદિ સ્વરૂપો અલ્પજ્ઞ મનુષ્યો બતાવી શકતા નથી. તે બતાવવાનું કામ બહુશ્રુતનુંજ છે. બહુશ્રુત વિનાના અલ્પજ્ઞો તેવી બાબત વર્ણવવા જતાં ઓડનું ચોડ વેતરી નાખે છે અને અસત્ય સ્વરૂપ સત્ય તરીકે જાહેરમાં મૂકે છે.

અનેક મુસાફરોને પૂછતાં-કોઇનાથી આભાનગરીનું સ્વરૂપ મળી ન શક્યું તેથી પ્રેમલા પોતે તો ઉદાસ થઇ પણ તેણે બીજાઓને ઉદાસ કર્યા નહીં. કેટલાક એવા માણસો હોય છે કે જે પોતાનું દુઃખ વારંવાર વર્ણવીને બીજાઓને દુઃખી કર્યા કરે છે અને કેટલાક એવી બાબતમાં બીજાને દુઃખી કરતા નથી, પણ પોતાનું દુઃખ પોતેજ સહન કરી પોતાની સહનશક્તિમાં વધારો કરે છે.

પ્રેમલાને ભાગ્યયોગે અનાયાસે જંઘાચારણ મુનિની જોગવાઇ મળી જાય છે. તેનાથી તે ધર્મ પામે છે, એટલે પરમ લાભ મેળવે છે; પરંતુ એવા મહાત્મા પાસે પોતાનું દુઃખ ગાઇ તેના નિવારણનો ઉપાય તે પૂછતી પણ નથી. તે જાણે છે કે—આવા મહાત્માઓ સાંસારિક દુઃખોનું નિવારણ કરવા પધારતા નથી, તેઓ તો આત્મિક દુઃખોનું નિવારણ કરવા આવે છે અને આત્મિકસંપત્તિ તેઓ મેળવી આપે છે. સાંસારિક સુખોને તેઓ કનિષ્ટ અને તુચ્છ માને છે. એવા મહાત્માઓ પાસે પોતાની સાંસારિક સ્થિતિની વાતો કરવી તે પણ તેમના અમૂલ્ય વખતનો ગેરઉપયોગ કરવા જેવું છે. હાલમાં સાધુ સાધ્વીઓની પાસે પોતાના સાંસારિક દુઃખોને રડનારા શ્રાવક શ્રાવિકાઓએ આ હકીકતપરથી બહુ ધડો લેવા જેવું છે. મુનિમહારાજા પોતાના જ્ઞાનધ્યાનમાં નિમગ્ન હોય, તેમાંથી વખત બચાવીને આપણા ઉપકારને માટે આપણને ઉપદેશ આપે, તેવા વખતને અમૂલ્ય તેમજ કિંમતી માનનારા મહા-

પુરૂષના વખતનો આપણે કષાય ઉત્પન્ન કરે તેવી વાતચિતમા ભોગ લેવો અથવા સાંસારિક ખટપટની કે સુખદુખની વાતો કરી તેમના વખતનો દુરૂપયોગ કરવો તે તેમની એક પ્રકારની આશાતના છે, અવિનય છે, અવિવેક છે, માટે તેઓ સસારથી વિરક્ત થયેલા હોવાથી તેમને વિરક્તજ રહેવા દેવા અને આપણે તેમની જેવા વિરક્ત થવા ઇચ્છવુ-તેને માટે પ્રયત્ન કરવો એજ આપણું ખરૂ કર્તવ્ય છે પ્રેમલા તે વાત સમજતી હતી, તેથી તે જઘાચારણ મુનિરાજ પાસે તેવી વાતજ કરતી નથી અને શ્રાવકના વ્રત ગ્રહણ કરી પોતાના આત્માને ઉન્નત કરવા તત્પર થાય છે

જઘાચારણ મુનિ અપ્રતિબદ્ધ વિહારી હોય છે, તેથી તે તો જેવા આવ્યા હતા તેવાજ આકાશ માર્ગે ચાલ્યા જાય છે મુનિ માત્રની સ્થિતિ આવીજ હોય છે આવોજ પરમાત્માએ તેમને માટે માર્ગ ઉપદિશ્યો છે ગૃહસ્થના પ્રતિબધમા વધારે આવવાથી ગૃહસ્થો વગર વિચારે તેમને પોતાની જેવાજ બનાવી દેવા પ્રયત્ન કરે છે અને જો બહુ પ્રસગમા પડે છે તો પરિણામ પણ તેવુજ આવે છે

હવે નવકાર મત્રનો પ્રભાવ આગળ આવે છે આશીભાવ વિના પરમાત્માની ભક્તિ અને નવકાર મહામત્રનુ સ્મરણ કરવાથી શાસનદેવી પ્રગટ થઇ પ્રેમલાને તેના પતિ ૧૬ વર્ષે મળવાનુ કહી જાય છે આથી તે નિશ્ચિત થાય છે એટલુજ નહીં પણ પોતાની વાત સત્ય ઠરવાનો પુરાવો મળવાથી તે ઉલ્લસિત થાય છે, તેથી તે પોતાના પિતા પાસે દેવીની કહેલી વાત લજ્જાથી કહે છે લજ્જા આવવાનુ કારણ એટલુજ છે કે કુળવાન્ પુત્રી પોતાના વડીલો પાસે પોતાના પતિ સબધી વાત બીજી સામાન્ય સ્ત્રીઓની જેમ નિર્લજ્જપણે કરતી નથી અહીં નવકાર મત્રના પ્રભાવની હકીકત ખાસ લક્ષ આપવા યોગ્ય છે શાસ્ત્રકાર સર્વ મત્રમા એ મત્રને ઉત્કૃષ્ટ પદ આપે છે. તે મત્રના પ્રભાવથી અનેક મનુષ્યોના કાર્યની સિદ્ધિ થયેલી છે, અશક્ય કાર્ય શક્ય થયા છે અને દુખ દૌર્ભાગ્ય નાશ પામી સુખ સપત્તિના ભોક્તા થયા છે. આમા ખામી આવે છે તે તેના પરની આસ્તાની ખામીથીજ આવે છે જેને પૂરતી આસ્તા છે અને જે તેના આરાધનથી સાસારિક સુખની આશા રાખતા નથી તે તેનાથી પૂરતો લાભ મેળવી શકે છે તે વિના બીજાઓ પૂરતો લાભ મેળવી શકતા નથી નવકાર મત્રના મહાત્મ્યને માટે મોટા મોટા ગ્રંથો લખાયેલા છે તેના માહાત્મ્ય ઉપર ઘણી કથાઓ શાસ્ત્રોમા આપેલી છે અહીં વિસ્તાર થવાના ભયથી તે બતાવી શકતા નથી, પરતુ એટલુ તો જણાવવુ જરૂરનુ છે કે નવકાર મહામત્ર આલોક સબધી અને પરલોક સબધી બન્ને પ્રકારના સુખ આપે છે અને દુખ કાપે છે માટે બીજા બધા ભામા છોડી દઇ તેનુજ આરાધન કરવા તત્પર થવુ યોગ્ય છે

અનેક પ્રકારના પ્રયાસથી જે કાર્ય સિદ્ધ થતુ નથી, તે કાર્ય કાળ પરિપક્વ થયે બીન પ્રયાસે સિદ્ધ થાય છે અનેક મુસાફરોથી જે હકીકત મળી શકી નહોતી તે હકીકત વીણા-વાળી યોગીનીથી સહેજે મળી શકે છે યોગીની ચદરાજાના પરિચયવાળીજ મળી જાય છે.

તે ચંદરાજાનો પત્તો આપે છે, પણ તે સાથે તેના કુકડા થયાનું પણ કહી દે છે, પરંતુ બે આંખે અપંગ થયેલ માણસ એક આંખે સહજ પણ દેખવા માંડે છે તો તેને જેમ પરમ આનંદ થાય છે, તેમ ચંદરાજાનો પત્તો મળવાથી કુકડો થયાની વાત ગૌણ થઇ જાય છે અને મૂળ હકીકત પરજ લક્ષ દોરાય છે. યોગિનીને તે પોતાના પિતાની પાસે લઇ જાય છે અને બધી વાત કહેવરાવે છે. આથી તેને પોતાના પતિનો પત્તો મળવાનો અને પોતે સાચી ઠરવાનો એમ બેવડો આનંદ થાય છે. તેના પિતા તેને શિખામણ આપે છે અને ધૈર્ય ધારણ કરવા કહે છે, પ્રેમલા તેનો સ્વીકાર કરે છે. સ્વીકાર કર્યા વિના છુટકોજ નથી. જે વાત અશકય હોય-જેમાં પ્રયાસ ચાલી શકે તેમ ન હોય તેમાં ધીરજ રાખવી, પોતે અકળાવું નહીં અને બીજાને અકળાવવા નહીં એજ સુજ્ઞોની રીતિ છે અને એવીજ તેની પ્રવૃત્તિ હોય છે.

પ્રેમલા યોગિનીનો સત્કાર કરે છે. પોતાના પતિનો પત્તો આપનાર હોવાથી તેનાપર સ્નેહ આવે તે સ્વાભાવિકજ છે. યોગિની તેના સત્કારને સ્વીકારીને ત્યાંથી રવાને થાય છે. એવા વ્યાવહારિક યોગિઓ પણ સુખમાં આસક્ત થઇ સત્કારવાળે સ્થાને વધારે રહેવા ઇચ્છતા નથી. તેઓ સમજે છે કે—'વહેતું પાણીજ નિર્મળ રહે છે-બાંધેલું ગંધાઈ ઉઠે છે.' તેથી યોગી પુરૂષો કોઇપણ સ્થાને વધારે પ્રતિબંધ કરતાજ નથી.

યોગિનીના ગયા પછી પ્રેમલા પોતાના ધર્મકાર્યમાં તત્પર થઇ સતી કાળ નિર્ગમન કરવા લાગી. પરંતુ હૃદયમાં રહેલું પતિવિરહજન્ય દુઃખ તેને વારંવાર સંતાપ કરવા લાગ્યું. અહીં પ્રેમલાને આ સ્થિતિમાંજ છોડી દઇ કર્ત્તા ચંદરાજા તરફ દૃષ્ટિ કરવા શ્રોતાઓને પ્રેરણા કરે છે. તે સાથે કહે છે કે-હે ભવ્ય પ્રાણીઓ! તમે આ સંસારમાં તમને પ્રાપ્ત થયેલા સુખથી લોભાઇ જશો નહીં, અને દુઃખથી ડરી જશો નહીં. કારણ કે સુખ કે દુઃખ કોઈના કાયમ રહેતા નથી. શુભ કે અશુભ જેવા જેવા કર્મોનો જ્યારે જ્યારે ઉદય થાય છે ત્યારે ત્યારે તેને અનુસરતા સુખ કે દુઃખ પ્રાપ્ત થાય છે. એમાં કોઈનું ડહાપણ કે કોઈનું પરાક્રમ ચાલી શકતું નથી. તેવે વખતે બીજાની ઉપર ખેદ કરવો તે પણ નિષ્ફળ છે. કારણ કે પોતાને અશુભ કર્મનો ઉદય થયેલો ન હોય તો બીજા કાંઇ પણ કરી શકતા નથી. અશુભ કર્મને ઉદયે બીજા તો નિમિત્ત કારણજ થાય છે. અહીં ચંદરાજાના સંબંધમાં પણ વીરમતી તો નિમિત્ત કારણ છે; ખરૂં તો તેને અશુભ કર્મનો ઉદય થયો તેજ કારણ છે કે જે કાર્યરૂપે પરિણામ પામ્યું છે.

કર્ત્તા આપણા વિચારને ચંદરાજા તરફ દોરી જઇને તેની સ્થિતિમાં થયેલા અને થવાના ફેરફારો જણાવવા માગે છે. આપણે પણ તે જાણવાનાજ ઇચ્છક છીએ. કારણ કે થયેલી સ્થિતિનો ફેરફાર થયા સિવાય અને કુકડા મટીને મનુષ્ય થવાના નથી અને પ્રેમલાના સંબંધમાં આવવાના નથી. તેથી હવે આગળની ઢાળમાં તે હકીકત જાણવા તત્પર થવું અને આ ઢાળોના રહસ્યને હૃદયમાં ધારણ કરી તેનું મનન કરવું. રહસ્ય આપવાની મતલબ વાંચકોને થોડામાંથી ઝાઝું મેળવી આપવાની છે. તે વાંચકો જો લક્ષપૂર્વક વાંચે તોજ ફળીભૂત થાય તેમ છે, તેથી તેમ કરવા પ્રેરણા કરી આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે.

દુહા.

કુર્કટ ચંદ થયા પછી, થયો એક માસ વ્યતીત;
ન કરે પ્રગટ ગુણાવળી, સાસુ પીતલ પ્રીત. ૧
આભાનગરીના જન સકળ, વિના નૃપતિ અકળાય;
જઇ પ્રધાનને વિનવ્યુ, અમ ભેટાવો રાય. ૨
જો નૃપ નિરખાવો નહીં, તુમે આજ સવિશેષ;
તો તુમે અમને શીખ દ્યો, વસશુ જઇ વિદેશ. ૩
દયાવિહુણો ધર્મ જિમ, કુળવિણ નરભવ જેમ;
દંતી દંત વિના યથા, નૃપ વિણ નગરી તેમ. ૪
રાજા રાજ્ય પ્રજા સુખી, એહ રીત સર્વત્ર;
વનમાંહે સ્વામી વિના, પરવરવુ એકત્ર. ૫
સચિવ કહે રે સહોદરો, મે પણ નૃપતિ ન દીઠ;
મુજ પણ એહવી કલ્પના, હીયડામાંહે પઇઠ. ૬
કહિશ વિચારી એહનો, તુમને સરવે ભેદ;
નગરીમાંહે સુખે રહો, કોઇ ન કરશો ખેદ. ૭
સનમાની સચિવે પ્રજા, પોહોતા સહુ આગાર;
વીરમતીને મંત્રીએ, કહ્યો પ્રજા અધિકાર. ૮

---

દુહાનો ભાવાર્થ

ચંદરાજા કુકડો થયાને એક માસ વીતી ગયો છતા ગુણાવળી એ વાત પ્રગટ કરતી નથી કારણ કે તે જાણતી હતી કે સાસુની પ્રીત ખોટી છે હવે આભાનગરીની પ્રજા રાજા વિના અકળાણી પ્રજાવર્ગે અકળાઇને પ્રધાન પાસે જઇને કહ્યુ કે—“ અમને રાજા સાથે મેળવો એમના દર્શન નહીં કરાવો તો પછી અમે પરદેશમા જઇને વસીશુ તમે રાજી થઇને રજા આપો એટલે અમે ચાલ્યા જઇએ બાકી જેમ દયા વિનાનો ધર્મ, ઉત્તમ કુળ વિનાનો મનુષ્યનો ભવ, દાંત વિનાનો હાથી, તેમ રાજા વિનાનુ રાજ્ય સોભતું નથી રાજા છતેજ પ્રજા સુખી હોય છે ને રાજા ન હોય તો પછી વનમા જઇને વસવુ શુ ખોટુ છે ? ” મંત્રીએ કહ્યુ કે—“ ભાઇઓ ! મે પણ એક મહિનાથી રાજાજીને દીઠા નથી, તેથી મને પણ તેમના દર્શનની તીવ્ર ઇચ્છા થઇ છે મારા હૃદયમા પણ તમારા જેવી કલ્પના પેઠી હતી હું આજે તેનો મર્મ ભેદ મેળવીશ અને પછી તમને કહીશ તમે કોઇ વાતની ચિંતા કરશો નહીં, નગરીમાજ આનંદથી રહેજો ” આ પ્રમાણે કહી સન્માન કરીને સચિવે પ્રજાને વિસર્જન કરી પછી પોતે વીરમતી પાસે આવ્યો અને પ્રજાની સર્વ હકીકત નિવેદન કરી ૧-૮

ઢાળ ૧૩ મી.

( રાગ બિહાવડો—ઓરો ઓરો રે ગિરધારી ઓરા રે ત્હારા પગનો રે સમારૂં તોરો રે—એ દેશી. )

**તેહ મંત્રી માતા ભણી કહે, ઇમ ભૂપતિ છાનો કિમ રહે; આવી મુજને કહે પ્રજા, અમને વેળાસર દ્યો રજા. ૧ શાને રાખ્યો તુમે નૃપ સંગ્રહી, એ તો વાત કાંઇ વારૂ નહીં; રીસ ચડે તો તુમ દ્યો ગાળી, પણ ન કરો મતિ તુમે સ્ત્રીવાળી. ૨ નિત્ય પ્રત્યે પુરજનને શું ભાખું, જિમ તિમ કરી તેહને હું રાખું; માસ થયો એમ એક ઘણો, તોહિ પાર ન પામ્યો હું તુમ તણો. ૩ સહુ લોકને મન સંશય થયો, નૃપચંદ ન દીસે કિહાં ગયો; નૃપ વિણ રાજ વિધુંસલા, તે તો ઠાલે ઉખલ બે મુશલા. ૪ તુમે માનો અથવા નવિ માનો, તુમે ચંદને રાખ્યો સહી છાનો; બેઠા તુમે છો મોટી ગાદી, ઘણી જાવા દ્યો છોકરવાદી. ૫ જાણ્યો કારણ લોક અશાતાનો, પણ મન નવિ ભેદ્યો વિમાતાનો; મંત્રીએ કહ્યું દેઇ તાનો, પણ ન ચઢે પાવઇએ પાનો. ૬ કહે વીરમતી સુણ રે મંત્રી, મેં તો ચંદ નથી રાખ્યો યંત્રી; વાંક એ છે પણ સવિ તાહરો, કિમ અવગુણ ગાયે તું માહરો. ૭ હણ્યો ચંદ જે હતો મુજ**

---

ઢાળ તેરમીનો ભાવાર્થ.

મંત્રીએ વીરમતીને કહ્યું કે—" માતાજી ! રાજા આમ છાના ક્યાંસુધી રહી શકશે ? તમે તેને રાજભુવનમાં ગોપવી રાખ્યા છે પણ તે કાંઈ ઠીક કહેવાતું નથી. તમને મારા કહેવાથી રીસ ચડે તો ભલે ગાળ દ્યો, પણ આવી **સ્ત્રીવાળી મતિ** ન કરો. મેં આજ-કાલનો વાયદો કરીને આજસુધી પ્રજાને રોકી રાખી છે. વાત કરતાં એક મહિનો વીતી ગયો, તો પણ તમારી કૃતિનો પાર હું પામી શક્યો નહીં. હવે સૌ લોકને એ વાતમાં સંશય ઉત્પન્ન થયો છે. લોકો કહે છે કે ચંદરાજા દેખાતા નથી. ક્યાં ગયા છે. કારણ કે રાજા વિના ધોંસરી વગરનું રાજ્ય થઇ ગયું છે અને આ તો **ખાલી ખારણીયામાં બે સાંબેલાં** જેવું થાય છે. માટે હવે રાજાને ગમે તેમ કરીને પ્રસિદ્ધ કરો. તમે મોટા છો, મોટી ગાદી ઉપર બેઠા છો, પણ આમ છોકરવાદી કરો છો તે કાંઇ ઠીક નહીં. માટે જે વાત ખરી હોય તે કહી દ્યો, હવે પ્રજા મારાથી રોકાય તેમ નથી." આ પ્રમાણે મંત્રીએ યુક્તિપુરઃસર તાણો મારીને કહ્યું; તો પણ તેની અસર વીરમતી ઉપર કાંઇ થઈ નહીં. **ગમે તેટલું બાળક ફફડે પણ જેમ પાવઇને પાનો ન ચડે**[1] તેમ થયું. ૧-૬.

મંત્રીનું કહેવું તમામ સાંભળી જઇને પછી વીરમતી બોલી કે—" હે મંત્રી ! સાંભળ. આમાં વાંક માત્ર તારો છે. તેં રાજાને હણી નાંખ્યા છે અને મને કહેવા આવ્યો છું. મારા

---

૧ બાળકને ધવરાવવાનું દૂધ નપુંસક સ્ત્રીના સ્તનમાં ન આવે.

પ્યારો, તુજ સરખો નહીં કોઇ હત્યારો; કેહવો થઇ આવ્યો છે ડાહ્યો, વળી શુ કરવા તુ ઉમાહ્યો. ૮ બહુ દિન થયા વાત તો અમે લાધી, પણ રાખી મે તાહરી બાધી; હુ ભુંડી તો તુ શ્યો રૂડો, એક દુરમુખ છે બીજો કૂડો ૯ જો અવગુણ ગાઇશ તુ માહરો, ઉખેલો ઉખેલીશ હુ તાહરો; ચુએ વાદોવાદે કેહવા, કોનાં નળીઆ ને કેહનાં નેવા. ૧૦ કહે મંત્રી માતા ઇમ કાં ભાખો, થયા ઘરડાં પણ સમજ ન રાખો; મે નૃપ હણ્યો તેહનો કુણ સાખી, ઇમ જીવતી ન ગળીએ માખી. ૧૧ બાઇ બોલ વિચારી એ શુ બોલ્યા, કિમ વાહો છો ઇમ અણ-તોલ્યાં; કાઢશો ખોટે કાઢણ કેહો, તુમે કાંઇક પ્રભુથી તો બીહો. ૧૨ એહ શીખની વાત કહ્યા માટે, તમે કીધુ લુણ ઘણુ આટે; જાણ્યુ મે તમે થાશો રાજી, પણ તુમે ખેલ્યા ઉલટી બાજી. ૧૩ માતા એ તો રૂડી નહીં ભાસા, એમ કીજે નહીં ભાભીહાસા, હુ નૃપ હણુ કેહે બાને, બાઇ બોલીએ એહવુ જે કોઇ માને. ૧૪ કહે વીરમતી મંત્રી તેડી, કા રે ચંદની વાત આવી છેડી; એક ઉઘાડો જો એક ઢાંકો, હોવે વાંકે લાકડ વેજ વાંકો ૧૫ હુ તો કહુ છુ વાત તુને ઘરની, નૃપ

---

વહાલા પુત્રની હત્યા કરીને તુ મોટો હત્યારો તો થયો છુ અને વળી મારી પાસે ડાહ્યો થઇને કહેવા શુ આવ્યો છુ આ વાત મને તો બહુ દિવસથી જાણવામા આવી હતી પણ મે છાની રાખી હતી મે જાણ્યુ કે કોણ કહે? પણ જ્યારે આજ ડાહ્યો થઇને મને સમજાવવા આવ્યો છુ ત્યારે કહેવુ પડે છે હું ભુંડી છુ તો તુ શું રૂડો છે? એક ગંધાતા મુખવાળો છે જ્યારે બીજો કપટી છે જો તુ મારા અવગુણ ગાઇશ તો હું તારા ઉખેળા ઉખેળીશ બહુ વાદવિવાદ કરવાથી ફાયદો કાઢે તેમ નથી કારણ કે કોઇના નળીઆ ચુવે તો કોઇના નેવા ચુવે" આવી અઘટતી વાત સાભળીને મંત્રી બોલ્યો કે–"અરે માતાજી! તમે આ શું બોલો છો? ઘરડા થયા છો તો કાઇક વિચાર રાખો મે રાજાને હણ્યા તેનો કોઇ સાક્ષી છે? વળી હું રાજાને શા માટે હણું? મારે શુ લેવુ દેવુ હતુ? આમ જીવતી માખ ગળાશે નહિ માટે જે બોલો તે વિચારીને બોલો, આવી ખોટી વાતો કરવાથી કાઢણ–સાર શું કાઢશો? પરમેશ્વરનો ભય રાખો મે શીખામણની વાત કરી તેનો બદલો મને ઠીક આપ્યો? મે જાણ્યું કે આ વાતથી તમે રાજી થશો, તેને બદલે તમે તો ઉલટી બાજી રમ્યા, પણ આ કાઇ ભાભીહાસાની વાત નથી તમેજ કહોને કે હુ રાજાને શા માટે હણું? અને શી રીતે હણું?" માટે હે બાઇ! જે બોલીએ તે એવુ હોય કે જે કોઇ માની શકે" ૭–૧૪ આ પ્રમાણેના મંત્રીના વચનો સાભળીને તેને એકાતમા લઇ જઇ વીરમતીએ કહ્યુ કે—"તારે ચંદની વાત વધારે છેડવી નહીં, એમા સાર જેવુ નથી, અને જો વધારે બોલીશ તો વાંકે લાકડે વાંકા વેઢ જેવુ થશે મારા ઢાંક ને તારા ઉઘાડ એ કહેવત યાદ રાખજે,

સાધે વિદ્યા વિદ્યાધરની; નામ એ ચંદતણું નવિ લીજે, કોઇ આપણ નવલી કળા કીજે. ૧૬ મુજ મંત્રી તું તિમ હું રાજા, વજડાવો જઇ જશવાજા; જો મુજ કહ્યું ચિત્ત નવિ ધર્યું, જાણીશ તું તાહરૂં કર્યું. ૧૭ જિહાં ભૂપતિ થઇ હું સનમુખી, તિહાં રાજા રાજ્ય પ્રજા સુખી; કહે મંત્રી ધરીને શાતા, એ મેં તો પ્રમાણ કર્યું માતા. ૧૮ થઇ રાજી વીરમતી રાણી, એ કહી તેરમી ઢાળ ગુણ-ખાણી; ત્રીજા ઉલ્લાસ તણી વારૂ, એહ મોહને શ્રોતાજન સારૂ. ૧૯.

દુહા.

એકવાર કર તું હવે, પડહ જઇ વજડાવ;
થઇ આભાનગરી તણી, વીરમતી નરરાવ. ૧

જો એહની આણા પ્રજા, નહીં માને ઇણવાર;
તે જાણશે તેહનું કર્યું, તે નહીં નગરી મઝાર. ૨

આભા જસ અળખામણી, યમપુર વલ્લભ જાસ;
તે અનમી થાઓ સુખે, ઇમ કહો વચન પ્રકાશ. ૩

---

બાકી હું ઘરની વાત તનેજ કહું છું કે–' ચંદરાજા તો વિદ્યાધરની વિદ્યા સાધે છે તેથી તેને પ્રકટ કરાય તેમ નથી.' માટે તારે તેનું તો નામજ લેવું નહીં અને નવી કળા કરવી. આપણે બે મળી જશું, તો પછી ત્રીજું બોલનાર કોણ છે ? 'હું રાજા, તું મંત્રી ' એ પ્રમાણે બધે જાહેર કરી દે. અને જો મારૂં કહ્યું નહીં કર તો તેનું ફળ બહુ કડવું બેસશે, પછી તારી વાત તું જાણે. વધારે કહેતી નથી. વળી હું જ્યારે પ્રકટપણે રાજા થઈને બેસીશ ત્યારે પછી પ્રજાને શું અડચણ રહેવાની છે ? પછી કયાં રાજા વગરનું રાજ્ય કહેવાવાનું છે ? માટે જો તારૂં અને મારૂં હિત ઇચ્છતો હો તો મારા કહ્યા પ્રમાણે કર. " મંત્રીએ વીરમતીનું કહેવું કબુલ કર્યું. તે પણ સમાના ભણી ગયો, એટલે વીરમતી રાજી થઈ. ગુણની ખાણ જેવી આ ત્રીજા ઉલ્લાસની તેરમી ઢાળ શ્રોતાજનો માટે શ્રી મોહનવિજયજીએ કહી. ૧૫–૧૯

દુહાનો ભાવાર્થ.

તેણે કહ્યું કે–" જા, હવે નગરમાં પડહ વજડાવ કે આજથી વીરમતી રાજા થયેલ છે, તેથી સૌએ તેની આજ્ઞા માનવી. જે કોઇ તેની આજ્ઞા નહીં માને તેને નગર બહાર કાઢી મૂકવામાં આવશે. તેથી જેને આભાપુરી અળખામણી થઈ હોય અને યમપુરી વહાલી હોય તેણેજ અનમી–નહીં નમનારા–સામે થનારા. થવું. " ૧–૩

મ ત્રીએ ફેર્યો પડહ, વીરમતી આદેશ;
નગરીજન નિસુણી કહે, અઇ અઇ અય વિશેષ. ૪

નારીપતિ નર સાંભળ્યા, નરપતિ નારી વિહીન;
એતો અચરજ સાંભળ્યુ, આભામાંહે નવીન. ૫

સ્ત્રિયારાજ્ય નગરી થયુ, કિહાં નર થયા વિછેદ;
પડહ સુણીને સકળ જન, ચિત્તમાં પામ્યા ખેદ. ૬

વીરમતીના ભયથકી, સઘળે કર્યું પ્રમાણ;
રાજઋદ્ધિ એમ ભોગવે, રાણી અમલી માણ. ૭

વચન ન લોપી કોઇ શકે, શૂરા કુણ સામ ત
તે સ ભારે ચ દને, રૂઠો જાસ કૃતાંત. ૮

ઢાળ ૧૪ મી.

( ઘણુ પુર ન્બલ કોઇ ન લેશી—એ દેશી )

રાણી મ ત્રી ઉપર હરખી, જાણ્યુ જોડી મિલી મુજ સરિખી; જિમ હુ ગાઉં તિમ એ વજાવે, ચ દ ઇણે કરી મુકયો ડાવે. ૧ એકદિન સુમતિ ધરી મન ઠાગો, વીરમતીથી વાતે લાગો; બાઇજી તમે રાજ્ય સુધાર્યો, ચ દતણો વારો

---

મ ત્રીએ વીરમતીની આજ્ઞાનો અમલ કર્યો લોકો તો તે સાભળીને સજ્જડજ થઇ ગયા કે 'આ શુ ? રાજા સ્ત્રી વિનાના સાભળ્યા છે, પણ પુરૂષની સ્વામીની સ્ત્રી કોઇ જગ્યાએ સાભળી નથી આભાપુરીમા તો આ નવી વાત થઇ છે અહીં તો સ્ત્રીયા રાજ્ય થયુ છે, કેમકે પુરૂષ બધા નાશ પામી ગયા છે ' આ પ્રમાણે લોકો વાતો કરવા લાગ્યા, અ ત કરણમા ઘણો ખેદ પામ્યા પણ વીરમતીના ભયથી કોઈ કાંઈ બોલી શકયુ નહીં વીરમતી નિર્વિઘ્ને રાજય કરવા લાગી અને રાજયના અમલમા મસ્ત બની ગઈ મોટા મોટા સામ તો પણ તેની આજ્ઞા માનવા લાગ્યા 'જેનો કાળ રૂઠ્યો હોય તેજ ચ દરાજાને સ ભારે' એમ થઇ પડયુ ૪–૮

ઢાળ ચૌદમીના ભાવાર્થ

રાણી મ ત્રી ઉપર પ્રસન્ન થઇ તેણે જાણ્યુ કે મારી અને મ ત્રીની જોડ બરાબર મળી છે હુ જેમ ગાઉ છુ તેમ આ બજાવે જાય છે અને એણે પણ ચ દરાજાને સ ભારવાનુ છોડી દીધુ એક દિવસ મ ત્રીએ ઠાવકા થઇને વીરમતીને કહ્યુ કે–" બાઇજી ! તમે તો રાજ્ય બહુ સુધાર્યું તમે ચ દરાજાને ભૂલાવી દીધા કાઇની પડેલી વસ્તુ આપણા રાજ્યમા કોઇ

વિસાર્યો. ૨ કોઇ પણ્યું કોઇનું ન ઉપાડે, કામ તમારૂં કો ન બિગાડે; એહવી તો કેણેઇ ન કરી, ભેળા જળ પીએ વાઘ ને બકરી. ૩ ચામ તણા જો દામ ચલાવો, તો આવી ન કરે કોઈ દાવો; કોઇ ન ભરે પગલું અણજાણી, રહેશે યુગોયુગ એહ કહાણી. ૪ ભૂપ ઘણાં જોયા વળી જોઇશ, પણ તુમ આગળ સઘળા પોઇશ; ન ધરશો ખેદ યુવતી થયા માટે, સહુને ધરણી છે શિર સાટે. ૫ અવર જો વૃદ્ધાવસ્થા પામે, થઇ બેવડ સહુને શિર નામે; ખરૂં વૃદ્ધાપણું તસતણું બાઇ, નૃપતિ ઘણે જે કોટ નમાઇ. ૬ નિસુણી વીરમતી થઇ રાજી, પણ નિગુણી મનમાંહે ન લાજી; રે મંત્રી સેવક તું માહરો, કથન નહીં ઉલ્લંઘુ તાહરો. ૭ મંત્રી મનમાં ચિંતે માયા, વાઘ તણે વોલાવે ધાયા; પિંજરમાંહે કુર્કટ એહવે, સુમતિ મંત્રીએ દીઠો તેહવે. ૮ બાઇ તુમે રાખ્યો શું વિચારી, પિંજરીએ પંખી પરધારી; કે કોઇ દેવ તમે વશ કીધો, એહનો તો જોશે ઉત્તર દીધો. ૯ બોલી વીરમતી કોઇ ઘાટે, એ મુજ વહૂને રમવા માટે; લીધો અમે પંખી વેચાતો, રાખ્યો બિચારો માહુ થાતો. ૧૦ રાખ્યો છે જીવદયાને જાણી, જ્યાં લગે એહનો દાણોપાણી; ખાધું એ પણ લેખે લગાડે, પ્રભુ ભજવા મુજ વહેલી જગાડે. ૧૧ કહે મંત્રી બાઇજી કઇસો, પણ દફતર ન ચડ્યો છે પઇસો;

---

લઈ શકતું નથી. આવું રાજ્ય તો કોઇએ કર્યું નહોતું. આ તો **વાઘ અને બકરી એક આરે પાણી પીએ** તેવું થયું છે. હમણા તો તમે **ચામના દામ** ચલાવો તોપણ ચાલે તેમ છે. તમારી સામું કોઇ પગલું ભરી શકે તેમ નથી, વળી આ કહેણી યુગોયુગ રહી જશે. ૧–૪ અહીં રાજા તો ઘણા થઇ ગયા, મેં પણ ઘણા રાજાઓ જોયાં અને જોઇશ, પણ તમારી પાસે તે કોઇ ગણુતીમાં આવે તેમ નથી. તમે સ્ત્રી જાતિ થયા તેનો ખેદ ન કરશો; કારણ કે પૃથ્વી પણ સ્ત્રી જાતિજ છે. વળી બીજા વૃદ્ધાવસ્થાને પામે છે ત્યારે શરીરે બેવડ વળી જઈ બીજાને નમે છે અને તમે તો બીજાઓને નમાવ્યા છે તેથી વૃદ્ધાવસ્થા પણ તમારીજ ખરી છે." આ પ્રમાણેનાં મંત્રીનાં વચનો સાંભળીને વીરમતી મનમાં બહુ રાજી થઇ, પણ એ નગુણી જરા પણ મનમાં લાજી નહીં. તેણે મંત્રીને કહ્યું કે–'તું મારો ખરો સેવક છું, હું તારૂં વચન ઉલ્લંઘુ તેમ નથી.' મંત્રીએ જાણ્યું કે–'આપણે પણ આ ઠીક વાઘનું વળાવું થયું છે.' એવામાં મંત્રીએ પાંજરામાં કુકડાને દીઠો એટલે વીરમતીને પૂછ્યું કે–"તમે આ શું કર્યું છે? પંખીને પાંજરામાં શા માટે પૂર્યો છે? અથવા શું કોઇ દેવને કબજે કર્યો છે? ખરૂં હોય તે કહો." વીરમતી બોલી કે–"એ કુકડો તો વહૂને રમવા માટે વેચાતો લીધો છે. એ બીચારો દુ:ખી થતો હતો તેના પર દયા આવવાથી જીવદયાની બુદ્ધિને લઇને રાખ્યો છે. એનો દાણો પાણી હોય ત્યાંસુધી ભલે એ પણ આનંદ કરે. વળી એ ખાધું લેખે લગાડે છે. મને પ્રભુ ભજવા વહેલી ઉઠાડે છે." ૫–૧૧.

તુમ ભડાર નથી મુજ છાનુ, કિમ કરી કલ્પિત વાત એ માનુ. ૧૨ હુ ઘરનો છુ મુજને ભાખો, મુજથી તો શુ અતર રાખો; વીરમતી કહે રે શુ દગજે, એહ માહિ તુ કાઇ ન સમજે. ૧૩ પૈસાનુ શુ મુજને પૂછે, ગ્રહેણુ તો મુજ પાસે ઘણુ છે; ભૂપણુ એક દેઈ સુપ્રસિદ્ધો, એ કુર્કટ મે વિક્રય લીધો. ૧૪ એહની વાત ન પૂછીશ મુજને, એકાંતે વારૂ છુ તુજને; બીજી વાર ઉચ્ચાર કરીશ જો, તુ પણ એહવો થાઇશ બીજો. ૧૫ મત્રી ઇમ નિસુણીને થડકયો, ઉત્તર કહેવા અધર ન ફરકયો; એહવે સદન પ્રદેશે બેઠી, રૂદતી તેણે ગુણાવળી દીઠી. ૧૬ ચદપ્રિયા લિખી અક્ષર ઓળી, મત્રી સમજાવ્યો થઇ ભોળી; એ કુર્કટ મુજ પિયુ સુવિવેકી, ઇમ દેખાડી ઓળી છેકી. ૧૭ મત્રી હૃદયે કૌતુક ભાસ્યુ, વીરમતીને પણ ન પ્રકાશ્યુ; સમજી રહ્યો મત્રી મનમાંહે, કાંઇ નવી આરાહે વિરાહે. ૧૮ વીરમતીને પ્રણમી નેહે, તે મત્રી આવ્યો નિજ ગેહે; ચૌદમી ત્રીજા ઉલ્લાસની ભાખી, ઢાળ એ મોહને રસ અભિલાખી. ૧૯.

દુહા.

વીરમતીએ ચદને, કીધો પક્ષીવેશ,<br>
વાત પ્રસિદ્ધ થઇ ઘણુ, પારપરી દેશ વિદેશ. ૧

---

મત્રીએ કહ્યુ કે–"એ વાત ખરી પણ આ પખી વેચાતુ લીધેલ જણાતુ નથી એનો ખર્ચ દફ્તરમા લખાયેલ નથી મારાથી કાંઈ આપનો હિસાબ છાનો નથી કે હુ ન જાણું, માટે હુ તો તમારા ઘરનુ માણસ છુ તેથી મને જે ખરી વાત હોય તે કહો " વીરમતી બોલી કે–"એવી વાતમા બહુ પૂછપરછ શુ કરે છે ? એમા તુ કાઇ સમજ નહીં વળી પૈસા ખર્ચમા ન મડાવાનુ કહે છે પણ મારી પાસે ઘરેણુ કયા થોડુ છે, તેમાથી એક ભૂષણુ આપીને આ કુકડો ખરીદ્યો છે હવે ફરીને એ બાબતમા તુ મને પૂછીશ નહીં, મારૂ કહ્યુ માની જજે, નહીં તો પછી તુ પણ બીજો તેવો થઈ જઈશ " મત્રી આ શબ્દો સાભળી ચુપ થઈ ગયો તેની જીભ આગળ ઉપડી નહીં એવામા અદરના ભાગમા બેઠેલી ગુણાવળીને તેણે રૂદન કરતી દીઠી મત્રીએ તેની સામુ નજર માડીને જોયુ એટલે તેણે હથેળીમા અક્ષર લખીને મત્રીને સમજાવ્યો કે 'એ કુકડો મારો પતિ ચદરાજા છે' મત્રી તરત મનમા સમજી ગયો તેના દિલમા બહુ આશ્ચર્ય થયુ, પરતુ તે વાત તેણે વીરમતીને કહી નહીં તેણીને સ્નેહવી પ્રણામ કરી રજા લઇને પોતાને ઘરે આવ્યો ત્રીજા ઉલ્લાસની ચૌદમી ઢાળ રસેચ્છુઓ માટે મોહનવિજયે રચી ૧૨–૧૯

દુહાનો ભાવાર્થ

વીરમતીએ ચદરાજાને કુકડો કરી દીધો છે એ વાત દેશ પ્રદેશમા બહુજ વિસ્તાર

જણજણ તેહ વિમાતને, દીધો અતિ ધિકાર;
કીધો રાજ્યની લાલચે, સુતને વિહંગાકાર. ૨

પણ સહુ વીરમતી ભયે, ચસકી ન શકે કોય;
વાત કરે મોટા તણી, ઘણી વિમાસણ હોય. ૩

વીરમતી નિરભય થકી, પાળે રાજ્ય અખંડ;
આવીને કેઇ નમ્યા, પુહવીપાલ પ્રચંડ. ૪

શક્તિ અચિંતી જગતમાં, વીરમતીની જોર.
વક્ર થકી જે વક્ર તે, કર્યા પાધરા દોર: ૫

એહવે હેમરથ એક છે, હેમાલયનો ભૂપ;
તેણે વીરમતી તણું, જાણ્યું સયલ સ્વરૂપ. ૬

માનહીન તે થયો હતો, ચંદ થકી બહુ વાર
તે આભા લેવા ભણી, થયો ભૂપ હુંશીયાર. ૭

લેખ લખીને પાઠવ્યો, વીરમતીને દૂત;
રંડે આવ્યો જાણજે, છેડ્યો જે રજપૂત. ૮

---

પામી. દરેક માણસ તે (વિમાતા)ને ધિક્કાર આપવા લાગ્યા અને ' રાજ્યના લોભે માતાએ પુત્રની આવી માઠી દશા કરી છે ' એમ કહેવા લાગ્યા. પરંતુ વીરમતીના ભયથી કોઇ આગળ પગલું ભરી શક્યું નહીં; કેમકે મોટા માણસની વાતો કર્યા પછી બહુ વિમાસવું પડે છે. કેટલાક રાજાઓ પણ તેની વિદ્યાના બળથી ભય પામીને તેને નમ્યા અને તેની આજ્ઞા માનવા લાગ્યા. વીરમતીની શક્તિ અચિંત્ય હોવાથી જે વક્ર હતા તે પણ અવક્ર થઇ ગયા. એ અવસરે હેમાલયનો **હેમરથ** નામે રાજા હતો તેણે વીરમતીની બધી હકીકત જાણી. તે રાજા પ્રથમ ઘણી વખત ચંદરાજાથી માનહીન થયો હતો. તેણે જાણ્યું કે–' આ અવસર ઠીક મળ્યો છે. ' તેથી તે આભાનગરીનું રાજ્ય લેવા તત્પર થયો. **હેમરથ** રાજાએ વીરમતીને એક સાધારણ સ્ત્રી જાણી તેના હાથમાંથી આભાનગરીનું રાજ્ય આંચકી લેવાની બુદ્ધિથી પોતાના દૂતને એક પત્ર લખી આપીને તેની પાસે મોકલ્યો. તે પત્રની અંદર વીરમતીના તિરસ્કારરૂપે લખ્યું. " હે રંડ ! તેં જે રજપુતને છેડ્યો છે તે તારૂં રાજ્ય લેવા સત્વર આવે છે તેથી સાવચેત થઇને તૈયાર રહેજે. " આવી મતલબનો લેખ લખીને દૂતને આપ્યો. ૧–૮

### ઢાળ ૧૫ મી

( પવનની દેશી )

આવ્યો દૂત લંઘી ધરતીને, લેખ દીધો વીરમતીને; વાંચીને જોયુ રાણી, નખ શિખ લગે રોપ ભરાણી. ૧ રે રે દૂત કહુ શુ તુજને, તુજને દુહવે ખામી મુજને, જાઇ રંડાપુત્રને કહિજે, હોય માણસ તો નિરવહિજે. ૨ ધાવ્યો હોય સ્વમાની બીંટડીએ, તો તુ આવજે મુજ મીંટડીએ; જો તુ ક્ષત્રીપુત્ર કહાવે, જોઉં કેહવો વહિલો તુ આવે. ૩ લોહ શેર જો તુ કેડે બાંધે, જોઉં કેહવી અણીઆણી સાધે; આજ કાલ ગયો તુ હાર્યો, ભુડા તે દિવસ તે વિસાર્યો ૪ તે હુ વીરમતી નવી દીઠી, ત્યાં લગે રણવાતો મીઠી; તુને આભાનો શો અજરો, લેઉં હેમાલય તો મુજરો. ૫ કીડીને પાંખ જે આવી, નહીં વારૂ કહુ સમજાવી; શો જોરો તુજ કપટીનો, તુ છે માહરે એક ચપટીનો. ૬ ઇમ કહીને દૂત વિસર્જ્યો, તિણે જઇ નિજ ભૂપને વરજ્યો; જો માનો વચન મુજ સ્વામી, મત છેડો નારી નિકામી. ૭ નૃપે દૂત વચન અવહેલ્યો, નિજ પ્રબળ મહાદળ મેલ્યો; આગળ

---

#### ઢાળ પંદરમીનો ભાવાર્થ

તે ધણી જમીન ઉલ્લંઘીને વીરમતી પાસે આવ્યો વીરમતી સભા ભરીને બેઠી હતી ત્યા આવી તેણે પત્ર હાથોહાથ આપ્યો વીરમતી તે પત્ર વાચતા નખશિખ સુધી ક્રોધે વ્યાપ્ત થઇ ગઇ તેના રોમેરોમ ખડા થઇ ગયા તે બોલી કે–" હે દૂત ! તુ તારા રાજાને જઇને કહેજે કે જો તુ માણસ હોય તો, હે રંડાપુત્ર ! તારા બોલવાનો નિર્વાહ કરજે અને શીઘ્ર અહીં આવજે વળી જો તુ રાણીજાયો હોય અને તારી માતાનુ સ્તનપાન કર્યુ હોય તો મારી નજરે તાકીદે ચડજે જો ક્ષત્રીપુત્ર હોય તો વહેલો આવજે અને જો કેડે લોહ ( તરવાર ) સાચુ બાધનો હોય તો તારૂ પરાક્રમ બતાવજે તુ પાછલા દિવસો ભૂલી ગયો લાગે છે કે જે વખતે બૂરે હાલે ભાગી જવુ પડયુ હતુ, પણ હુ તે વાત ભૂલી ગઇ નથી વળી તે હજુ આ વીરમતીને દીઠી નથી ત્યાસુધી તને રણની વાતો મીઠી લાગે છે પણ તેની મીઠાશની ખરી ખબર અહીં આવવાથીજ પડશે તને આભાનગરી લેવાનો કોડ છે તે તો પૂરો પડનો પડશે પરતુ તારૂ હેમાલય આચકી લઉ તો તો તુ મને ખરી વીરમતી જાણજે કીડીને પાખ આવે તે તેના મૃત્યુને માટેજ થાય છે તેમ આ તારૂ ચેષ્ટિત સમજજે વળી તુ મારા મનમા તો એક ચપટીમા ચોળી નાખવા જેવો છુ એટલુ યાદ રાખજે " ૧-૬ ઇત્યાદિ અનેક કટુ વચનો કહીને દૂતને રજા આપી

દૂતે હેમરથ રાજા પાસે જઇને બધી વાત કરી, તે સાથેજ પોતાની સલાહ પણ બતાવી કે–' એ સ્ત્રી છતાવવા જેવી નથી.' પરતુ અભિમાનમા આવેલા હેમરથ રાજાએ તેનુ કહ્યુ

કીધા મદ શુંડાળા, જાણે ટુંક હેમાચળવાળા. ૮ હલકે હયવર પાખરિયા, જાણે રંગે ચઢીયા દરીયા; હેમરથ સેના લેઇ ચાલ્યો, રહે શૂરો કિમ કરી ઝાલ્યો. ૯ નિશાણે દેતો ગેડી, કીધી આભાપુરીને નેડી; ફરહરિયા પંચરંગ નેજા, જાણે અસીસરમે અંગરેજા. ૧૦ કહે હેમરથ એહવે જોડે, લેઉં આભાપુરી ચડે ઘોડે; શું જીતવું છે અબળાનું, મુજથી બળ નહીં સબળાનું. ૧૧ નારી મેં દીઠી શી તાગા, જે એહને ભૂપતિ પાય લાગા; એહવે વીરમતીને જણાવે, હેમરથ જે ચડીને આવે. ૧૨ રાણીએ મનમાં નાણ્યો, આવ્યો તે નાવ્યો કરી જાણ્યો; ઇહાં કટક ન આવે કેહનો, રાણી શ્રવણ ન હુઓ ઉન્હો. ૧૩ તવ સુમતિ સચિવ તેડાવ્યો, કહે રાણી વચન તસ ભાવ્યો; એહ સામી હું શું જાઉં, લડતાં એહ હુંતો લજાઉં. ૧૪ તુજ વાંસે હાથ છે માહરો, બોલ ઉપર થાશે તાહરો; લેજે એહને જઇ ઘેરી, સર જિમ નવિ સાંધે ફેરી. ૧૫ સાધીશ સુર સુપ્રસન્ન થાશે, અરીઅણ આટારણે જાશે; દે ડંકા થઇને નિસ્સંકો, તુજ વાળ ન હોશે વંકો. ૧૬ મંત્રી રાણીને આદેશે, અરી ભાંજીને જશ લેશે; ભાખી પન્નરમી ત્રીજે ઉલ્લાસે, મોહન એ ઢાળ પ્રકાશે. ૧૭

---

માન્યું નહી અને એકદમ લડાઈ કરવાના નિર્ણય ઉપર આવી લશ્કરની તૈયારી કરતો. હેમાચળની ટુંક જેવા મદમાતા હાથીઓ, રંગે ચઢેલા દરીયા જેવા હેષારવ કરતા ઘોડાઓ, પૃથ્વીને ચૂર્ણ કરતા રથો અને શૂરવીર સુભટોને લઇને હેમરથ રાજા શીઘ્ર પ્રયાણ કરી ચાલ્યો. શુરવીર કેમ કરી ઝાલ્યો રહેતો નથી. નિશાન ડંકા બજાવતોઅને આભાપુરીને ઘેરો કરતો, પંચરંગી ધ્વજા ફરકાવતો, મોટી અંગરેજની સેના જેવી સેના સાથે આભાનગરી સમીપે આવી પહોંચ્યો. તેના મનમાં એમ હતું કે—“ એક રંડા પાસેથી આભા આંચકી લેવી તેમાં શી મોટી વાત છે? ચઢ્યે ઘોડે આંચકી લઇશ. મારી પાસે તે અબળાની શી તાકાત છે ૭–૧૧ નારીમાં એવી શું તાકાત જોઇ કે જે રાજાઓ એને નમ્યા હતા. ” આમ વિચારી તે ઉતાવળો આવ્યો. પણ આભા પાસે આવ્યા પછી તો તેની ધારણા મનની મનમાંજ રહી ગઇ. અહીં વીરમતીને જણાવ્યું કે હેમરથ નજીક આવી પહોંચ્યો છે, પણ તેની તેણે કાંઈ દરકાર કરી નહીં. પછી બહુ નજીક આવ્યો ત્યારે તેણીએ સુમતિ પ્રધાનને બોલાવીને કહ્યું કે—“ હે પ્રધાન ! આ હેમરથની સામા લડવા જતાં મને શરમ લાગે છે; તેવા એક સામાન્ય રાજા સામે હું શું લડવા જાઉં, તેથી હું જવા ઇચ્છતી નથી, પરંતુ તારા વાંસા પર મારો હાથ છે, તારો જયજ થવાનો છે, માટે તું આપણાં સૈન્યને લઇને તેની સામે જા, તું કોઈ વાતની ચિંતા કરીશ નહીં, તારો વાળ વાંકો થવાનો નથી, માટે તું ડંકે ઘા દઈને સામો જા અને તેને એકદમ ઘેરી લે.” રાણીની આજ્ઞાથી મંત્રી શત્રુદળને ભેદી જશ લેશે, મોહનવિજયજીએ પન્નરમી ઢાળ પ્રકાશી. ૧૨–૧૭

## ઢાળ તેરમીથી ઢાળ પદરમી સુધીનુ રહસ્ય.

આ ઢાળોમા મુખ્ય હકીકત સુમતિ મત્રી અને વીરમતીના સવાદની તથા હેમરથ રાજાની છે એમાથી આપણે ખાસ સાર ગ્રહણ કરવાનો છે ને રાજનીતિ સાથે સબધ ધરાવે છે પૂર્વમા આવી ગયેલી હકીકત ઉપરથી ગુણાવળી સમજી ગઇ હતી કે આ અશુભના ઉદયના દિવસો જેમ બને તેમ શાતિથી વ્યતીત કરવાના છે તે પોતાના પતિ પક્ષી થઇ જવાથી તેને જોતી અને હૃદયમા રોતી હતી પરતુ **હાથના કરેલા હૈયે વાગેલા** હોવાથી અને **એક ઠોકર ખાવાથી એક શિખામણ મેળવેલી** હોવાથી હવે તે પોતાના પતિને પ્રાણની પેઠે જાળવતી હતી અને તેને બીલકુલ જાહેરમા દેખાડતી નહોતી વીરમતીનો ભય તેને માથે યમરાજાના ભયની જેવોજ હતો તે કોપાયમાન થાય અને કુકડાના પ્રાણનો વિનાશ કરી નાખે તો તેને કાઇ કહી શકાય તેમ નહોતુ આવા કારણને લીધે કુકડાના રૂપે પણ પ્રજાને પોતાના રાજાના દર્શન થતા હતા તે બધ થઈ જવાથી પ્રજાવર્ગ અકળાયો અને રાજા વિના પ્રજા અકળાય તેમા પણ નવાઇ નહીં, કેમકે કોઈપણ પ્રકારની દાદ મેળવવી હોય કે ફર્યાદ કરવી હોય તો રાજા વિના કોની પાસે કરવી ? વળી રાજાનુ કામ કાઇ દરરોજ પડતુ નથી, પરતુ માથે સ્વામી હોવાથી ભલે તે ઘેર હોય કે પરદેશ ગયેલ હોય પણ સ્ત્રી સૌભાગ્યવતી ગણાય છે અને આનદમા રહે છે તેમ રાજા માથે હોવાથી પ્રજા નિશ્ચિત રહે છે, તેને કોઇ પ્રકારનો ભય કે ચિતા રહેતી નથી અને પોતાના રાજાના વારતહેવારે કે કાર્યપ્રસગે દર્શન થવાથી પણ પ્રજા સુપ્રસન્ન રહે છે હૃદયમા જો શકા ન હોય તો મહિનો શુ પણ છ મહિના ચાલ્યા જાય તો પણ રાજાના દર્શન ન થવાથી પ્રજા અકળાય નહી પણ આભાપુરીની પ્રજાના મનમા શકા તો પડી ગયેલી હતી કે આપણા રાજાની સ્થિતિ જરૂર તેની અપરમાતાએ કાઇ પણ વિરૂપ કરેલી છે તેથી તે એક માસનો વિરહ થતા તો બહુજ અકળાઈ ગઇ રાજાને અભાવે પ્રજાને ફર્યાદ કરવાનુ સ્થાન પ્રધાન અથવા મત્રીજ હોય છે તેથી પ્રજાના આગેવાનો મળીને મત્રીની પાસે ગયા, પોતાનુ દુખ જાહેર કર્યું અને મત્રીએ પોતાની ફરજને અનુસરીને તેમને શાત કરી વિદાય કર્યા

પછી મત્રી વીરમતી પાસે આવ્યો અને પોતાના હૃદયની વરાળ પ્રજાની ફર્યાદને બ્હાને સારી રીતે બહાર કાઢી વીરમતી પ્રથમ તો બધુ સાભળી રહી પછી તેણે મનમા વિચાર કરીને મત્રીનુ મોઢુ બધ કરવા માટે તેની ઉપરજ રાજહત્યાનો આરોપ મૂકયો મત્રી તો તે સાભળતા આભોજ બની ગયો, એટલે તેણે તે-બાબત પૂરતો ખુલાસો કર્યો અને એ વાતને ખોટી ઠરાવનારી દરેક દલીલ રજુ કરી આ રહસ્યમા ગુજરાતી ભાષામા વપરાતી જુદી જુદી કહેવતોનો સમાસ વિશેષ કરવામા આવ્યો છે મત્રી પોતાની તરફનો ખુલાસો જણાવતા કહે છે કે-' આ કાઇ **ભાભીહાસુ** નથી ' દેર ભોજાઇની વાતમા કેટલીક વાર એવી જાતની હાસી કરવામા આવે છે કે તેનુ પરિણામ કાઇ હોતુ નથી, માત્ર પરસ્પરની મશ્કરીને માટેજ કેટલાક વચનો બોલવામા આવ્યા હોય છે અહીં જે વાત છે તે તો મોટા જોખમની છે મહીના દિવસથી ચદરાજા નજરે પડતા નથી તે બાબત પૂછતા જ્યારે સામુ ગળે પડવામા

આવે તો પછી લોકો શું જાણે ? અહીં ખાસ એ વાતપર ધ્યાન આપવાનું છે કે દુર્જનોને અવાચ્ય એવું જગતમાં કાંઈ છેજ નહીં. ચંદરાજાને મારી નાખવાનું તદ્દન પાયા વિનાનું અસત્ય કલંક પોતે હૃદયમાં પાપી છતાં પણ પ્રધાનને માથે મૂકતાં વીરમતીએ ડર ખાધો નહીં. આ બધો પ્રધાનને દબાવી દેવાનોજ તે દુષ્ટાનો પ્રપંચ હતો.

મંત્રીએ પોતાનું નિર્દોષપણું જણાવ્યું એટલે વળી વીરમતી બીજો પ્રપંચ ખેલે છે. 'ચંદરાજા વિદ્યા સાધે છે માટે તેને બહાર લવાય તેમ નથી' એમ કહી તે સંબંધી વધારે પૂછપરછ ન કરવાનું મંત્રીને કહે છે અને કેટલોક ભય પણ બતાવે છે. તે સાથે પોતાનો રાજા થવાનો જે લોભ હતો અને મોટી હોંશ હતી તે જાહેર કરે છે. મંત્રી અવસરનો જાણ છે. પ્રાયઃ મંત્રીઓ વિચક્ષણજ હોય છે અને તેનાવડેજ રાજ્ય ચાલે છે. રાજાનું પુણ્ય હોય છે, તેનો પ્રતાપ હોય છે પરંતુ કાર્યકુશળતા તો મંત્રીમાંજ હોય છે. અને તેથી સારા મંત્રી સિવાય મોટા મોટા મહારાજાઓએ પણ પોતાનાં રાજ્ય ખોયાં છે. **વાણીયા વિના લંકાનું રાજય રાજા રાવણે ખોયાનું** કહેવામાં આવે છે, તેનું કારણ વાણીઆ નાખવા વાળવામાં વિચક્ષણ હોય છે તેજ છે. વણિક કોમ જેવો સમય દેખે છે તેમ કરે છે. રાવણે છેવટે જાણ્યું હતું કે 'આ સીતાથી મારી કામેચ્છા પૂર્ણ થવાની નથી પણ તેને એમને એમ પાછી સોંપી દેવાથી મારી આબરૂ જાય તેથી રામ–લક્ષ્મણને પકડી લાવીને પછી સોંપું.' આમાં **વાણીઆ મુછ નીચીનો** સવાલ છે. જ્યારે પાછી સોંપવી છે ત્યારે પછી પકડી લાવવાનું શું કામ છે ? પરંતુ આવો વિચાર ક્ષત્રીને આવે નહીં, અને તેવી બુદ્ધિ આપનાર સુજ્ઞમંત્રી પાસે હતો નહીં તેથી તે વિનાશ પામ્યો. અહીં સુમતિ મંત્રી અવસરનો જાણ હતો તેથી તેણે વિચાર્યું કે 'અત્યારે ઉતાવળ કરવાથી ઉલટો વધારે વિનાશ થવાનો સંભવ છે. ચંદરાજાને પ્રગટ કરાવવાનો હેતુ ઉતાવળથી સિદ્ધ થઈ શકે તેમ નથી, તેથી હાલ તો વીરમતીના હુકમ પ્રમાણે વર્તી તેનો વિશ્વાસ મેળવવો કે જેથી ચંદરાજાનો ખરો પત્તો મળી શકે. પછી એ બાબતમાં જે પ્રયત્ન કરવો ઘટશે તે થઇ શકશે પણ પ્રથમ તેનો પત્તો મેળવ્યા વિના ઉતાવળું પગલું ભરવાથી તો ઉલટો વધારે બગાડ નીપજશે.'

મંત્રીએ વીરમતીના હુકમ પ્રમાણે આખા શહેરમાં પડહ ફેરવ્યો. તે સાંભળી લોકો આશ્ચર્ય પામ્યા, અકળાયા, તેમને તદન અયોગ્ય લાગ્યું; પરંતુ **સત્તા આગળ શાણપણ કામ લાગતું નથી** એમ વિચારી મૌન થઈ ગયા. એટલે વીરમતી રાજસભામાં આવી સિંહાસન ઉપર બેસી રાજ્ય ચલાવવા લાગી. મંત્રીના હૃદયપ્રપંચને તે મહા પ્રપંચી છતાં સમજી શકી નહીં. અન્યદા મંત્રી તેની પાસે આવી તેની ઘણી પ્રશંસા કરે છે અને તે સાંભળીને વીરમતી મનમાં ફુલાય છે. 'આ જગતમાં માન કોને વહાલું નથી ? સત્કાર કોને ગમતો નથી ? પ્રશંસા કોને પ્રિય નથી ?' પોતાના અછતા ગુણની અતિશયોક્તિમય પ્રશંસા સાંભળીને પણ પ્રાણી મનમાં ફુલાય છે. પોતે તેવો હોવાનું માની બેસે છે અને જગત્ પોતાને તેવો ગણતું હશે એમ માને છે પણ જગત્ કોઇથી છેતરાતું નથી. **દુનિયા તો આરિસો છે.** તેની પાસે ખરૂં ખોટું છાનું રહેતું નથી. કદી થોડો વખત ભલે દુનિયા ખોટા વખાણ કે ખોટી નિંદાને પણ સાચા વખાણ કે ખરી નિંદા માને પણ પરિણામે સત્યજ તરી આવે

છે તે વખતે દુનિયા અભિમાનીની કિમત બહુ ઓછી આકે છે અને તેને તે હોય તે કરતા પણ વધારે હલકો માને છે આ વાત ખાસ યાદ રાખવાની છે

હવે મત્રી પાજરામા કુકડો દેખે છે એટલે તે બાબત વીરમતીને પ્રશ્ન કરે છે વીરમતી ઉડાવવાનો જવાબ આપે છે, પણ મત્રી તરતજ તે હકીકતને ખોટી કરી બતાવે છે છેવટે વીરમતીને કહેવુ પડે છે કે–' આ વાતની તારે વધારે પૂછપરછ કરવી નહીં, નહીં તો તુ પણ તેવો બીજો થઈ જઈશ ' એટલે કે 'તને પણ કુકડો કરી દઇશ ' મત્રી તે વચન સાભળી સડકજ થઇ ગયો જગતમા ભયમોહનીની અસર પણ અજબ તરેહની થાય છે મત્રીના મનમા તો કુકડો કોણ છે તેનો પત્તો વીરમતીથીજ મેળવવાની હોશ હતી પણ તે મનની મનમા રહી ગઇ તે વખતે આ બધી વાત સાભળી અદર બેઠેલી ગુણાવળીને પોતાનુ દુખ તાજુ થયુ, તેની આખમા આસુ આવ્યા, શોકનો ઉદ્ગાર નીકળ્યો, મત્રીના કાનમા તેનો અવાજ આવતા તેનુ મન તેની તરફ આકર્ષાયુ ગુણાવળીએ ' કુકડો તે ચદરાજાજ છે ' એમ સમજાવી દીધુ–મત્રી સમજી ગયો, પણ ઉચિત અવસર ન દેખવાથી જાણે કાઇ જાણ્યુજ નથી એવો દેખાવ કરી ઉઠી ગયો એક અકાર્ય કરનાર મનુષ્ય તેને છુપાવવા માટે અનેક પ્રકારના અકાર્યો કરે છે, અસત્ય બોલે છે, પ્રપચો કરે છે અને કોઈ રીતે પોતાનુ અકાર્ય ખુલ્લુ ન પડે તેમ ચાહે છે, પરતુ અકાર્ય તો ગમે તેવુ છાનુ કર્યુ હોય તો પણ જાહેરમા આવ્યા સિવાય રહેતુજ નથી પાપને છુપાવી રાખવાને કોઇ શક્તિવાન્ થઈ શક્યુ નથી

વીરમતીની વાત ઘણા ખુણાની છતા તે જાહેરમા આવ્યા વિના રહી નહીં દેશ-પ્રદેશમા પ્રસિદ્ધ થઇ ગઈ, પરતુ અભિમાની મનુષ્યના વિવેકરૂપી નેત્ર મીંચાઇ જાય છે, તે પોતાની હકીકત કોઇ જાણતુ નથી એમજ સમજે છે પુણ્યપ્રકૃતિનો ઉદય હોય અને સ્વભાવની નિર્દયતાને લઈને લોકો ડર ખાતા હોય ત્યાસુધી કોઇ સામે થતુ નથી, પરતુ જ્યારે પુણ્ય પરવારી બેસે છે અને પાપનો ઘડો ભરાય છે ત્યારે એક સામાન્ય માણસ પણ સામે થાય છે અને મહા બળવાન માણસ ગક જેવો થઈ તેને આધીન થઈ જાય છે–આધીન થવુ પડે છે આવી જબરજસ્ત વીરમતીના પણ છેવટ શા સસ્કાર થાય છે તે આપણે આગળ જોશુ વીરમતીને અતકરણથી તેની બધી પ્રજા ધિક્કારતી હતી, પરતુ તેના ભયથી કોઇ બોલતું નહોતુ સામાન્ય રાજાઓ પણ તેને આધીન થઈ ગયા હતા તેમ વળી એક **હેમરથ** નામનો રાજા સામો પડનાર નીકળ્યો તેના મનમા એમ આવ્યુ કે ' આ રડા (સ્ત્રી) શુ રાજ્ય જાળવી શકવાની છે? ' તેની વાત ખરી હતી, પરતુ હજુ વીરમતીનુ પુણ્ય પહોચતુ છે તેથી તે જીતી શકવાનો નથી અહીં વીરમતીના પ્રપચનો વિસ્તાર વર્ણવ્યો છે તેનુ મનન કરવાનુ છે, પ્રપચ ક્યાસુધી ફાવી શકે છે તે ધ્યાનમા લેવાનુ છે અને એવો પ્રપચ કોઈ વખત જીદગીમા પોતાથી ન થાય એવો દૃઢ નિશ્ચય કરવાનો છે પ્રપચ કરનાર ફાવે છે ત્યારે મનમા આનદ માને છે પણ તેના વિપાક આ ભવ અને પરભવમા જ્યારે અત્યત કડવા અનુભવવા પડે છે ત્યારે આખ ઉઘડે છે આ સબધમા હજુ આગળ વધારે વિવરણ આવવાનુ હોવાથી હાલ તો આ રહસ્ય અહીંજ સમાપ્ત કરવામા આવે છે

દુહા.

વીરમતી વચને સચિવ, તેડાવ્યા સામંત;
આભા આવ્યો હેમરથ, સેના લઈ અનંત. ૧

લેશે નગરી આપણી, કહેશે સઉ નિરધાર;
કોઇ માયે નવિ જણ્યો, આભા રાખણહાર. ૨

તુમ સરીખા શૂરા છતે, જો નગરી ભેળાય;
તો દિનકર કિમ ઉગમે, મહિણું એ રહી જાય. ૩

વીરમતી મુખ સાહમું, ઇહાં મત નિરખો કોય;
રાખો કુળક્રમ આપણું, જીમ જગ ઇજત હોય. ૪

માનશે મુજરો તુમ તણો, ચંદ એહ મહારાય;
છે કુર્કટ તો શું થયું, રાજ અંશ નવિ જાય. ૫

મંત્રી વચને કહે સહુ, કરી ઉંચો ભુજદંડ;
કરશે ચંદ પ્રતાપ રવિ, હિમને ખંડાખંડ. ૬

જેણે ચંદ નરેશનું, ખાધું હોશે લૂણ;
તે તો એહવે અવસરે, ટાળો કરશે કૂણ. ૭

મંત્રી નિજ સેના કરી, કેસરશું ગરકાવ;
હેમરથની સાહમો થયો, દેઇ નિસાણે ઘાવ. ૮

---

દુહાનો ભાવાર્થ.

વીરમતીના વચનથી સુમતિ મંત્રીએ પોતાના સ્થાનમાં જઈને સર્વ સામંતોને એકઠા કર્યા અને કહ્યું કે-' આ હેમરથ રાજા મોટું લશ્કર લઇને આભા લેવા ચઢી આવ્યો છે. તે આપણી નગરી લઇ લેશે તેને જીતે એવો કોઈ માએ જણ્યો ક્ષત્રી પુત્ર છે ? જો હોય તો તૈયાર થઇ જાઓ. કેમકે તમારી જેવા શૂરા સામંતો છતાં જો આપણી નગરી તે લઇ લેશે તો પછી આપણે મોઢું શું બતાવશું ? વળી આમાં તમારે વીરમતી સામું જોવાનું નથી; આપણે તો પોતાના કુળ સામું જોવાનું છે. વળી ચંદરાજા કુકડા થઇ ગયા છે તેથી શું ? તે તમારી સેવા જાણ્યા વિના રહેવાના નથી." આ પ્રમાણેનાં મંત્રીના વચનોથી સૌ ભૂજારૂપી દંડ ઉંચો કરીને બોલ્યા કે-" ચંદરૂપ સૂર્યનો આતાપ હેમરૂપી હિમના ટૂકડે ટૂકડા કરી નાખશે વળી જેણે ચંદરાજાનું લુણ ખાધું હશે તે તો આ વખત લુણહરામ થવાના નથી." આ પ્રમાણે સર્વની એકસરખી સંમતિ થવાથી સુમતિ મંત્રીએ તરતજ સૈન્ય તૈયાર કરાવ્યું અને ડંકે ઘા દેતો સર્વ સૈન્ય સહીત નગરીની બહાર નીકળ્યો. ૧-૮

ઢાળ ૧૬ મી

( કડખાની દેશી )

પ્રબળદળ યુગળ કિલ સબળ હુઆ અચળ, ધરણી ધરણી તણી છંડી માયા; અનશના જાણુ પંચાનના તનમના, અરૂણ હુવા ઘણા રાણીજાયા. પ્ર૦ ૧ સિંધુડે રાગ શરણાઇઉ ટહકીઉ, ભદીએ સરસ ગાયા પવાડા; ચારણે ચરચિયા બિરૂદ દુહાવડા, મંડિયા નિસુણી યોધે અખાડા. પ્ર૦ ૨ ભણુણ ભંકાર ભંભારવે કેઇ થયા, કીર્તિ કમળા કર ગ્રહણ રાગી; સુકવિની વાત અખીયાત કરવા ભણી, સુભટની નયણુ બ્રહ્માંડ લાગી. પ્ર૦ ૩ થાપડે કંધ એકેક હયવરતણા, મુંછ વળ ઘાલી સંગ્રામ રસીયા; ભાઇઓ આજ ક્ષત્રીતણા પારખાં, કેડ કસીયા તણા દેઓ તશીઆ. પ્ર૦ ૪ નિસુણી નીશાણુ અવસાન ચૂકો રખે, ખેલ ગૂરા તણો તો લડાઈ; લોહ જે લાકથી વાંક ધરી બાંધીએ, આજ તસ લાજ રહે તો વડાઇ. પ્ર૦ ૫ શુર પૂરા તણો તીર્થ રણભૂમિકા, શસ્રધારા જીહાં નીર આછા, એક મૂકી કરી અવર તીરથ ભણી, ધરણી ધરતા રખે ચરણ પાછા. પ્ર૦ ૬

---

ઢાળ સોળમીનો ભાવાર્થ.

બન્ને બાજુના અત્યંત બળવાન લશ્કરો સામસામા અચળપણે પૃથ્વીમાટે સ્રીની મમતા છોડીને લડવાને તૈયાર થયા કેટલાક રાજપુત્રો અત્યંત ભૂખ્યા થયેલા કેશરીસિંહની જેમ તનમનાટ કરતા લાલ હિંગલોક જેવા થઇ લડવા લાગ્યા લડાઇમા શૌર્ય ઉત્પન્ન કરે તેવા સિંધુડા રાગથી શરણાઈઓ વાગવા માંડી ભાટોએ શૌર્ય ચડે તેવા કવિત્તો—ગીતો ગાવા માંડ્યા ચારણોએ બિરુદાવળીવાળા દુહા અને સોરઠા લલકાર્યા તે સાભળીને અખાડામા મલ્લો યુદ્ધ કરે તેવો રણસંગ્રામ શરૂ થયો જ્યારે ભંભાવાજિંત્રથી ભેંકાર શબ્દોનો નાદ પ્રગટ થયો ત્યારે કંઇક યોદ્ધાઓ કીર્તિરૂપી લક્ષ્મીને ગ્રહણ કરવા ઉજમાળ થયા વળી કેટલાએક સુભટો ઉત્તમ કવિઓની કવિતાને અમર કરવા સારૂ બ્રહ્માંડમાજ માત્ર દૃષ્ટિ લગાડી યુદ્ધમા મચ્યા રહ્યા કેટલાએક યોદ્ધાઓ પોતાના ઉત્તમ અશ્વોની કાંધને થબડાવતા હતા કેટલાએક મુંછ ઉપર તાવ દેતા સંગ્રામનો રસ લેતા હતા વળી કેટલાએક એમ બોલતા હતા કે ભાઈઓ આજે ક્ષત્રિયોની પરીક્ષાનો વખત આવ્યો છે જેઓ કેડ કસીને તૈયાર થયા છો તે પોતાનુ સ્વરૂપ તો બતાવો શૂરના વાજા સાભળીને નિશાન તાકવાના અવસરને ચુકશો નહી શૂરવીર લોકોની રમત તે લડાઈજ છે વાકી કેડ ઉપર જે મરોડવાળી તલવાર બાંધીએ છીએ તેની જો આજે લાજ રહે તોજ વડાઇ સમજવી જે સંપૂર્ણ શૂરવીરો છે તેમનુ તીર્થ તો રણ સંગ્રામની ભૂમિકાજ છે, જ્યા શસ્રોની તીક્ષ્ણ ધારારૂપી નિર્મલ નીર વહે છે માટે તે તીર્થને છોડી બીજા તીર્થમા ગમન કરવાને હે યોદ્ધાઓ ! રખે તમારા પગલા પૃથ્વી ઉપર પાછા કરો ૧–૬

**ખુણસધરી ફુણસથી દેહ પોરસ ચડયો, વીર વડવીર હાંકો વજાડી; છયલ છંછાલ મછરાલ બિહું દળતણે, મૂકીયા તુરંગ વાગો ઉપાડી. પ્ર૦ ૭ રજ ચડયો ગયણ રણથંભ જીમ ઉપડયો, પાખરે રોલ ધમસાણ વાજી; રાઉલા વાઉલા ભેલ ભેળા હુઆ, આફલ્યા તાજીએ જાય તાજી.પ્ર૦૮ સાંતરી આંતરી બખતરો ઉપરે, વીજળી જીમ વહે ખગ્ગધારા; તિરછીઉં બરછીઉં પાર નિરગચ્છીઉં, એકશું એક કરતા જુહારા. પ્ર૦ ૯ સણુણુ વહે બાણ તિમ ચણુણુ ગોળી વહે, ધુમ ધમરોળ છુટે અરાબા; બાટબટ ઉપડી ભૂમિપડ ધડહડે, પૂરીઆ જાણી અરબે ગરાબા. પ્ર૦ ૧૦ એક નાસે વળી એક વાંસે પડે, બાપડા કિહાં લગે જાઇશ ભાગો; છોડ હથિયાર ઉગાર જો સંભવે, સાદ સાદે ઇશ્યો વાદ લાગો. પ્ર૦ ૧૧ કેઇ લડે કેઇ પડે કેઇ ધડ તડફડે, કેઇ હય ગય પડ્યા પય પસારી; ગ્વારડે જાણીએ હારડે હારડે, વણજવા કાજ બાલદ ઉતારી. પ્ર૦ ૧૨ લોહ વાહે કેઇ તાકડે આપડી, એક કાયર ધરે હાથ આડા; કેઇ રણ અંગણે ટુક ટુકે ઉડ્યા, શિર વિના ધડ કરે કેઇ પવાડા. પ્ર૦ ૧૩**

---

આંખમાં ખુન ભરાવાથી ફુણસ કરતા પણ વિશેષ પોરસ યોદ્ધાઓના શરીરમાં ચડી ગયો જેથી તે શૂરવીરોએ લડાઇમાં વીરહક વગડાવી. કેટલાએક શૂરવીર છંછેડાયેલા છેલ અભિમાન કરતા બન્ને બાજુઓના લશ્કરમાં ઘોડાઓને લગામ ઢીલી કરી ઉપાડતા હતા. આકાશને વિષે ધૂળનો ગોટો એવો તો ચડ્યો કે જાણે રણસ્થંભ ખડો થયો હોયની. વળી કેટલાએક ઘેલછાએ ચડેલા રાજવીરો એવા તો ભેટભેટા થઈ ગયા કે તેઓના અશ્વો સામસામા ઉપરાઉપરી અફળાવા લાગ્યા. જેથી મહા ધમસાણ મચી રહી. શુરવીરોના બખ્તરો ઉપર તલવારની જેમ અરસપરસ જનોઇ વટ ચાલવા લાગી. વળી બરછીઓ વાંકી થઇ એવી તો આર પાર ઉતરવા માંડી કે જાણે એકબીજાને જુહાર વહેવાર શરૂ થયો. યોદ્ધાઓના બાણ સણ-સણાટ ચાલવા માંડ્યા અને બંદુકની ગોળીઓ એક બીજા ઉપર ચણુણુ કરતી ચોટવા લાગી. તોપોના બહાર થવાથી ધૂમાડાના ગોટેગોટા નિકળવા લાગ્યા અને તોપમાંથી ગોળા છુટતાંજ ભૂમિના પડ ઉખડતા હોય તેવો પૃથ્વીમાં આસ્ફોટન થવા લાગ્યો. ૭–૧૦ યુદ્ધનું રમખાણ મચતાં અને અરસપરસ મારતાં જે કોઇ યોદ્ધો નાસવા માંડ્યો તેની પુંઠે લાગી બીજાએ હાક મારી કહ્યું કે હે રાંકડા હવે ભાગીને ક્યાંસુધી જઇશ? હવે ઉગરવાનો વિચાર હોય તો હથીયાર છોડી દે. એવી રીતે રાડો પાડતા સામસામા વિવાદ કરવા લાગ્યા. કેટલાએક લડતા હતા, કેટલાએક પડતા હતા. કેટલાએકનાં ધડ તડફતાં હતાં. કેટલાએક ઘોડા તથા હાથી પગપહોલ કરી પડ્યા હતા. જાણે કોઇ મોટા વેપારીએ હારો-હાર વેપાર કરવાને માટે પોઠની પોઠ લાદેલી ઉતારી હોય તેવું લાગતું હતું. કોઇ શુરીએ તક સાંધીને તલવાર એવી તો વહેવા માંડી કે તેની સામેના કાયર થઇ ગયેલા યોદ્ધાને આડા હાથજ માત્ર કરવાનો વખત આવ્યો. કોઇકના રણાંગણમાં ટુકડેટુકડા થઈ ગયા, વળી

કેઈ ગજરાજ દંતુશલે અશ્વના, ચરણખુર રોપિ રણરંગમાંહે; નાક સિસકારને તાકી સિરદારને, દોવડી દોટશું ચોટ વાહે. પ્ર૦ ૧૪ તીરથી વીર ચકચૂર થઇને પડ્યા, જાણીએ કેકીએ કળાજ મંડી; જનમ દીધા ફિરી તરૂણ સુભટો ભણી, ધાર તલવારની અવલચંડી. પ્ર૦ ૧૫ છત્રધારી ઘણા પૂર ઘાએ પડ્યા, વીરરસ સરસ તે મસ્ત ચાખે; એહવે ભારથે સિંહની વાહિની આપણા દાસની લાજ રાખે. પ્ર૦ ૧૬ શોણિની નિમ્નગા પૂર બિહુ પુડ વહે, યોગિની પત્ર પૂરે અસંખી; ગયણ છાઇ રહી પલચરી ખેચરી, તૃપ્ત હુઆ ઘણા ગૃધ્રપંખી. પ્ર૦ ૧૭ સુમતિ મંત્રીશ સુજગીશને આગળે, તુરત હિમરોલનો કટક નાઠો; હેમરથ રાયને સાંકડે આંકડે, કબજ કીધો કરી જબત કાઠો. પ્ર૦ ૧૮ જીત કીધી મહા જીતરંગા થયા, વાજીયા સુમતિના જીતડંકા; ઢાળ એ સોળમી તૃતીય ઉલ્લાસની, મોહને કહી જીશી સ્વર્ણટંકા. પ્ર૦ ૧૯.

---

કોઇકના મસ્તક વિનાના ધડ લડાઈ કરતા રડવડવા લાગ્યા કેટલાએક રણસંગ્રામમા પોતાના ઘોડાના પગની ખરીઓ બીજાઓના હાથીઓના દંતશૂલો ઉપર રોપીને ખડા રહ્યા અને નાકથી સિસ્કારા કરતા બીજા સરદારો ઉપર બેવડી દોટ મુકીને તાકીતાકીને ચોટ ચલવતા હતા કેટલાએક યોદ્ધાઓ તીરના ઘાથી ભૂમિપાટ પડ્યા હતા તેથી જાણે મોરે કળા પુરી હોય તેવા દેખાતા હતા કેટલાએક યુવાન સુભટો એવુ સમજતા હતા કે આપણે નવે અવતાર આવ્યા કારણ કે તેઓ એવુ ધારતા હતા કે તલવારની ધાર તો અવળ ચંડી રાડ જેવી છે કોઇક છત્રધારી રાજાઓ અનેકઘા લાગવાથી ભૂમિ ઉપર પડ્યા હતા તેઓ મસ્ત થઇને જાણે વીર રસનો સ્વાદ ચાખતા હોય એવા લાગતા હતા આવા યુદ્ધના પ્રસંગમા સિંહના આસનવાળી યુદ્ધની દેવી માત્ર પોતાના દાસની લાજ રાખતી હતી લોહની નદી બન્ને કાઠામા પૂરની જેમ વહેતી હતી તેમાથી અસંખ્ય યોગિણીઓ પોતાના ખપ્પર ( પાત્રો ) ભરતી હતી વળી માસનો આહાર કરનારી એવી ખેચરીઓથી આકાશ છવાઇ રહ્યુ હતુ અને ઘણા ગીધ પક્ષીઓ માસ અને લોહીવી તૃપ્ત થયા હતા મંત્રીઓમા શ્રેષ્ઠ એવા તે કીર્ત્તિવંત સુમતિ મંત્રીના લશ્કરની સામેથી હેમરથ રાજાનુ લશ્કર નાસવા માડ્યુ એ સમયનો લાભ લઇને મંત્રીના યોદ્ધાઓએ હેમરથની મંકડાશમા આવી પડતા તેને યુક્તિથી કબજ કરી લઈ મજબૂત જાપતામા રાખ્યો સુમતિ પ્રધાને જીત મેળવી તેના યોદ્ધાઓ જયનારંગમા જિતના ડંકા વગાડવા લાગ્યા ત્રીજા ઉલ્લાસની આ સોળમી ઢાળ મોહનવિજયજીએ સુવર્ણના સિક્કા જેવી કહી ૧૧-૧૯

દુહા.

મંત્રી લાવ્યો હેમરથ, વીરમતીની પાસ;
સા કહે રે બળ એહવે, કૃત આભા આયાસ. ૧

તું મુજથી તે શું લડે, તું મુજ દાસ કદીમ;
તો હું વીરમતી નહીં, જો તું લોપે સીમ. ૨

એકજ માહારે મંત્રીએ, ગાળ્યું તાહરૂં માન;
તેં શું દીઠા નવિ હતા, આભાના મેદાન. ૩

નારી તું કે નારી હું, કહે સાચું મત લાજ;
તું ગજ તો મૃગરાજ હું, જો તું ચટક હું બાજ. ૪

તું તે શું માણસ વળી, તુજ સમ કો નિર્લજ્જ;
એ તરૂઆરે કેહવી, રાખતો હુઇશ પરજ્જ. ૫

મંત્રીએ જિમ તિમ કરી, રાણી કરી પ્રસન્ન;
છોડાવ્યો હિમરથ ભણી, આપ્યા અશન વસન્ન. ૬

હિમરથને રાણી કહે, શિર ઉપર કરમંડ;
આજથકી તું માનજે, માહરી આણ અખંડ. ૭

---

દુહાનો ભાવાર્થ.

મંત્રી જય મેળવી ડંકે ઘા દેતો આભાનગરીમાં પ્રવેશ કરી વીરમતીની પાસે આવ્યો અને તેની પાસે હેમરથને ખડો કર્યો. વીરમતી તેને જોઇને બોલી કે "અરે બળવાન્ ! તારા બળની પરીક્ષા જોઇ લીધી ? તને મારી સાથે લડવાની ઇચ્છા થઇ પણ વિચાર ન કર્યો કે તું તો કાયમનો મારો દાસ છે. જો ! મારા મંત્રીએ પણ તારો પરાજય કર્યો. હવે કહે કે—"સ્ત્રી તે તું કે હું ?' તેં આજ સુધી શું આભા નગરીના મેદાન નહોતા જોયા કે આજ તેમાં આવવાની ઇચ્છા થઇ ? પણ યાદ રાખજે કે તું હાથી તો હું સિંહ છું, તું ચકલો તો હું બાજ છું. જો મારી સીમાનું જરાપણ અતિક્રમણ કરીશ તો હું સહન કરી શકવાની નથી. તારા જેવો નિર્લજ્જ કોણ હોય કે જે ફોગટની કેડે તરવાર બાંધીને ફરે." આ પ્રમાણે ઘણા તીરસ્કારના શબ્દોથી તેનું અપમાન કર્યું. પછી કોઇપણ પ્રકારે વીરમતીને સમજાવીને મંત્રીએ હેમરથને છોડાવ્યો અને તેને અશનવસનાદિ આપી રાજી કર્યો. વીરમતીએ તેને કહ્યું કે—"આજથી તું મારી આજ્ઞા અખંડ ધારણ કરજે." ૧–૭

માતાજી લોપીશ નહીં, તુમ આણા કોઇવાર;
હિમ ઇમ કહી પ્રણપતિ કરી, બેઠો સભા મઝાર. ૮

એહવે નટવર શિવકુઅર, જ્ઞાનકળાભંડાર;
રાણીનો મુજરો કર્યો, પંચસયાં પરિવાર. ૯

ઢાળ ૧૭ મી

( નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયા—એ દેશી )

રાણી કહે નટરાજ આવ્યા તમે કિહાં થકી, સરખા ચઢતે વેશ રહે લાગી ટકી; કહે શિવકુઅર પ્રણામ કરીને મનથી, આવ્યો હુ મહારાજ એ ઉત્તરપથથી. ૧ નગર નગરના ભૂપ રીઝાવી આગળા, લીધા લાખપસાય દેખાડીને કળા; આભા એક અપૂરવ હુતી માહરે, તે મે નિરખી આજ ભામણડે તાહરે. ૨ સાભળી હુતિ કીરતી શ્રવણે જેહવી, નયણે તે અમે આજ એ દીઠી તેહવી; ભવતુ સદા દીર્ઘાયુ સલુણી તુજ સભા, ભોગવે રાજ તુ વીરનૃપતિની વલ્લભા. ૩ જો આજ્ઞા તુમ હોય તો નાટક મંડીએ, તુમતણુ પામી દાન દારિદ્ર વિહંડીએ; વીરમતીએ આદેશ કર્યો કરીને દયા, નટ નાયકના પાયક રમવા સજ થયા. ૪

---

હેમરથે કબુલ કર્યું કે—"હે માતાજી ! હું તમારી આજ્ઞા હવે કદિ પણ લોપીશ નહીં" હેમરથ આ પ્રમાણે બોલીને પ્રણામ કરીને હાથ જોડીને સભામા બેઠો અન્યદા શિવકુવર નામનો નાટકીઓ બહુ જ્ઞાનકળાના ભંડાર જેવો ત્યા આવ્યો તેની સાથે પાચસો માણસ જૂદા જૂદા નાટકો ભજવનારા હતા તે નાટકીઓ બહુ પ્રસિદ્ધિ પામેલો હતો તેણે રાજસભામા આવી વીરમતીને પ્રણામ કર્યા ૮-૯

ઢાળ ૧૭ મીનો ભાવાર્થ

વીરમતીએ પૂછ્યુ કે-"હે નટવર ! તમે કઇ બાજુથી આવો છો ?" શિવકુવર બોલ્યો કે-"હે વીરનૃપતિવલ્લભા ! હુ ઉત્તર પથથી અનેક રાજાઓને રીઝવતો અને લાખ પસાય લેતો લેતો આભાનગરીની અત્યંત પ્રશંસા સાભળીને અહીં આવ્યો છુ જેવા મે આભા નગરીના વખાણ કાને સાભળ્યા હતા તેવીજ આજે મે તે નજરે જોઇ છે હે સલુણી ! તુ અને તારી સભા દીર્ઘાયુ થાઓ ! હવે જો આપની આજ્ઞા હોય તો હુ તમારી પાસે નાટક માડુ અને તમને પ્રસન્ન કરીને મારા દારિદ્રને દૂર કેડી દઉ" વીરમતીએ નાટક કરવાની આજ્ઞા આપી, એટલે શિવકુવરે તરતજ તમામ સાજ તૈયાર કર્યું અને નાટકીયા પણ બધા પોતપોતાનો ભાગ ભજવવા તૈયાર થઇ ગયા ૧-૪

મુખર ચંદ્રાયણ કાછ ભલા કટિથી કસ્યા; કેસરી પાગે કેસરી છાપા ધસમસ્યા; ઢિગઢિગ ઢિગ્ગ ઢિગ્ગ મુજંગી ગરજીયા, સરણાઇએ ટહુક્ક સોરઠ તિમ પરજીયા. ૫ મીઠી તાર રવાજ સંગીતગતિ રણઝણી, તાલ વિકટ ટંકાર કણુણુ કણુ કણકણી; આલાપે સ્વર સપ્તથી રાગને રાગિણી, કીધો રાગનો મંડપ રામત તો બણી. ૬ હંસ તુરગ ગજ વાઘ સ્વરૂપ નવા કરી, ખેલે પ્રથમ નટેશ વિશેષ રસે ભરી; વિચ વિચ વક્ર સંભાષણ નયણ ઇસારતી, કરી કરી લોક હસાડતો એક હસારતી. ૭ એહવે ગુણાવળી કુર્કટ પિંજર કર ગ્રહી, બેઠી ગોખે રમત નિરખે રહી રહી; તવ આરોપ્યો વંશ ઉત્તંગ મનોહરૂ, જાણીએ ઉપશમશ્રેણીતણો એ સહોદરૂ. ૮ ઠોકી મેખ અશેષ ઘણે કસણે કસ્યો, લોકાકાર સ્વરૂપ ભવિકને ઉલ્લસ્યો; કીલક વંશને અગ્ર પૂગીફલ તિહાં ધર્યો, શણગારીને વંશ ઇસ્યો નટુએ કર્યો. ૯ શિવમાળા શિવકુંઅરની પુત્રી કુમારિકા, ઉત્ક્ષેપણ અપક્ષેપણ ક્રીડાકારિકા; કરી રાણી પ્રણિપત્ય ને ચંદ કીરતિ પઢી, જનકાદિકની શીખ કરીને વંશે ચઢી. ૧૦

---

નાટકીયાએ પોતાના મુખ ચંદ્રમા જેવા શ્વેત કર્યા, કેડકસીને કચ્છા વાળ્યા, કેસરીઆ રંગના પાયજામા પહેર્યા, વળી ઘોર અવાજ કરનારા અને ઢિગ ઢિગ ઢિગ એવા શબ્દ કરતા મોટા અવાજે ઢોલ વાગવા માંડ્યા અને શરણાઇઓ ટહૂકારા કરતી સોરઠ અને પરજીયા રાગમાં આલાપ કરવા લાગી. મીઠા તારવાળા વાજિત્રથી સંગીતનો રણઝણાટ થઇ રહ્યો અને ચિત્ર-વિચિત્ર ટંકારા કરતા તાલનો કણકણાટ થવા લાગ્યો. સા રી ગ મ પ ધ ની એ સાત સ્વરોથી છ રાગ અને ત્રીશ રાગિણીઓના આલાપ થવા લાગ્યા. સાક્ષાત્ રાગનો મંડપ થયો હોય એવી સંગીતની છાયા છવાઇ રહી. શરૂઆતમાં નટરાજ હંસના, ઘોડાના, હાથીના, વાઘના એવા વિશેષ રસ ભરેલા નવા નવા રૂપ ધારણ કરી ખેલ કરતો હતો. વચમાં વચમાં વક્રોક્તિવાળાં મીઠાં ભાષણો અને આંખના ઇસારા વિગેરે કરી લોકોને કોઇ હસમુખો હસાવતો હાસ્યરસને જમાવતો હતો. એવા અવસરમાં ગુણાવળી રાણી કુકડાનું પાંજરૂં હાથમાં રાખીને ગોખમાં બેસીને રમત જોઇ રહી છે. તે સમયે નટરાજે એક ઉંચો અને મનોહર વાંસ નાટકશાળામાં ઉભો કર્યો. તે જાણે મુનિરાજની ઉપશમ શ્રેણીનો સહોદર-ભાઇજ હોયની તેવો દેખાવા લાગ્યો. ૫–૮

તે વાંસની ચારે બાજુએ મજબૂત મેખો ઠોકી દોરડાઓથી તેને મજબૂત કર્યો. તે જાણે લોકાકારનું સ્વરૂપ જોવા સારૂ ઉલ્લસિત થયેલા ભવિક જીવને જેમ સુંદર લાગતો હોય તેમ દેખાવા લાગ્યો. તે વાંસના અગ્રભાગ ઉપર ખીલી ઠોકી તે ઉપર સોપારી ગોઠવી એવી રીતે વાંસને શણગારીને ઉભો કર્યો. શિવકુંવર નટરાજની કુંવારી પુત્રી શિવમાળા જે ઉંચે અને નીચે ફેંકવા અને ચડવા ઉતરવાની ક્રીડા કરનારી હતી, તેણે પ્રથમ રાણીને નમસ્કાર કરી ચંદરાજાની કીર્તિનો ઉચ્ચાર કર્યો અને પછી પોતાના પિતા પ્રમુખની આજ્ઞા લઇને તે વાંસ ઉપર ચડી. ૯-૧૦

હેઠ રહ્યા નટ ઘાટ વજાવે ઢોલડા, ભાખે અહો અહો અહો હો ભલા ભલા બોલડા; મનનો નયણનો ખેલ મચૂકીશ શિવ કહે, બહુ નટ વ શ સમ ત ઉરધ નયણે રહે.૧૧ આવી નટ અવતાર કળા શીખી અછે, ઇહાં જો ન ખેલિશ ખેલ ખેલિશ તો કિહાં પછે; આપણી કુળસ્થિતિ એહ ઉપર ઉદ્યમ ઇસ્યો, મનમાંહિ તુ તો ખેદ સુતા મ કરિશ કિસ્યો ૧૨ નિસુણી જનકનાં વચન વસાગ્રે જઇ અડી, પૂગી ઉપર નાભિ ધરી તિહાં પરવડી; ગણણ ચઢચો ગણણાટ શરીર તે બાળનો, ફિરતો દિસે જેહવો ચક્ર કુલાલનો. ૧૩ ભૂતલ હાકોહાક વજાડે નટવરા, પ્રવર પરદા જેમ ફિરે ઉરહા પગ; શિવમાળાએ ઉલટ ગુલાંટી ફિરી ભરી, મૂક્યો દશમો દ્વાર પૂગીએ થિર કરી. ૧૪ મુનિ જિમ ઉંધે મસ્તક રહી કાઉસગ્ગ કરે, તિમ બાળા સુકુમાળા ત્રિકરણ થિર ધરે; ત્રીજો ઉલટ્યો ખેલ કરી દ્રઢ શ્વાસને, બેઠી પૂગી ઉપર સા ગરૂડાસને. ૧૫ ફિરી વળી તે ફળ ઉપર વામ એડી ઠવી, એક ચરણથી ચક્ર લીધો એ કળા નવી, લેઇ પચવરણની પચે પાઘડી, કીધો સનાલ સરોજ સપખે પાંખડી. ૧૬ તાત કહે સુતા ઉતર વેળા બહુ હવી, મે તો તુજમાં એહવી કળા

---

નીચે ઉભા રહેલા નટો ઘાટસર ઢોલ વગાડતા હતા અને અહો અહો અને ધન્યવાદના મીઠા બોલ બોલતા હતા શિવરાજ નટ કહે છે કે હે કુમારી! તુ મનને સ્થિર કરજે અને નેત્રને સાવધાન રાખજે બહુ નટો વાસ ઉપર ઉંચી નજરેજ ધ્યાનપૂર્વક જોયા કરે છે હે બાલા! તુ નટના કુળમા જન્મ પામી જે જે કળાઓ શીખી છો તે જો અહિંઆ ખેલમા નહી બતાવીશ તો પછી ક્યા બતાવીશ? આપણા કુળની રીતિ એજ છે અને આપણા કુળનો ઉદ્યમ પણ એજ છે હે બેટા! તુ મનમા જરાપણ તે બાબતમા ખેદ કરીશ નહિં ૧૧-૧૨

પિતાના વચન સાભળી શિવબાળા વાસની ટોચ ઉપર ચડી અને સોપારી ઉપર પોતાની નાભિ સ્થાપી જેમ કુભારનું ચક્ર ફરતુ હોય તેવી રીતે તેણીએ પોતાના શરીરને આકાશમા ગણગણાટ કરતુ ફેરવવા માડ્યુ જમીન ઉપર ઉભેલા નટો હાકો મારી ઢોલ વગાડતા હતા અને જેમ મોટા પક્ષીઓ ઉડે તેમ વેગ કરતા હતા શિવમાળાએ ઉલટી ગુલાટ મારી પોતાના મસ્તક (બ્રહ્મ—રધ્ર) ને સોપારી ઉપર ચડાવી સ્થિર કરી તેવી રીતે તે સુકુમાર બાળાએ ઉંધે મસ્તકે રહી મન, વચન અને કાયાને સ્થિર કર્યા ત્યારપછી ફરી ગુલાટ મારી દૃઢપણે શ્વાસને સ્થિર કરી તે સોપારી ઉપર ગરૂડાસન કરી બેઠી ત્યાર પછી વળી તે સોપારી ઉપર ડાબા પગની એડી ધારણ કરી અને એકજ પગથી ઉભા રહી શરીરને ચક્રની જેમ ફેરવવા માડ્યુ આ કળા અદ્ભુત હતી વળી પાચ જુદા જુદા રગની પાઘડીઓ લઈ તેમની કમળના ડાડા ઉપર ફૂલની પાખડીઓ જેમ રચના કરી ૧૩-૧૬ પછી શિવકુવર નટે કહ્યુ કે —

"હે પુત્રી! હવે નીચે ઉતરી જા વખત બહુ થયો તમારામા આવી કળા છે એમ હું

નવિ સંભવી; સા ઉરથી થઇ ડોરી ઉતરી જિમ ઉરગણી, અથવા જાણીએ ગગનથી ત્રિદશતરંગિણી. ૧૭ આવી ધરણી ઉપર નટ પ્રમુદિત થયા, કરિકરિ કંઠાગ્રહણ મિલ્યા સવિ ભય ગયા; ચંદતણો જશવાદ નટે વળી ઉચ્ચર્યો, ખેલી ખેલ અખેલ ઢોલે ઢમકો કર્યો. ૧૮ કીધો મુજરો વીરમતીને નટવરે, પાઉં મોજ ઉવારણે ચંદની ઉપરે; તૃતીય ઉલ્લાસની ઢાળ કહી એ સત્તરમી, મોહન કહે શ્રોતાની ભણી રૂડી ગમી. ૧૯

દુહા.

કહે યશવાયક ચંદના, નટનાયક ગુણવાન;<br>
તે લાગે સાયક સમા, વીરમતીને કાન. ૧

વિકટી નટથી રાગિણી, કરથી ન દીએ દાન;<br>
અંગ અંગ મધુપાન પરે, વ્યાપ્યો અતિ અભિમાન. ૨

વાજાં વાએ ગાએ નટ, વાળે બહુવિધ ગાત્ર;<br>
વીરમતી ચિત્ત વજ્ર જીમ, ભેદે નહીં તિલમાત્ર. ૩

રાણીદાન વિના સભા, આગલથી ન દિયંત;<br>
જળધર વરસે તો નદી, દો તટ પુર વહંત. ૪

---

જાણતો ન હતો. પિતાનું વચન સાંભળી શિવબાળા દોરની સાથે સાપણ ઉતરી પડે તેમ અથવા આકાશથી ઉતરતી ગંગાજીની જેમ ઉતરી ગઇ. નીચે આવી એટલે બધા નટ તેને આનંદથી ભેટ્યા, કારણ કે હવે પડી જવાનો ભય બધો નાશ પામ્યો હતો.

પછી નટોએ ચંદરાજાનો જયજયકાર કર્યો. ઢોલ બજાવ્યો અને વીરમતી પાસે જઇ પગે લાગીને મોજ માગી. તે વખતે પણ ‘ચંદરાજાને ઘણી ખમા’ ઇત્યાદિ શબ્દો બોલવા લાગ્યા. કવિ મોહનવિજયજીએ ત્રીજા ઉલ્લાસની સત્તરમી ઢાળ રચી. જે શ્રોતાઓને ઘણીજ રૂડી લાગી. ૧૭-૧૯.

## દુહાનો ભાવાર્થ.

ગુણોનો વેત્તા શિવકુંવર નટ ચંદરાજાની બિરૂદાવળીરૂપ યશોગાન કરતો હતો. તેના શબ્દો વીરમતીના કર્ણમાં બાણ જેવા લાગવા માંડ્યા, નટ ઉપર ઉદ્વેગતાવાળુ ચિત્ત થવાથી વીરમતી તેઓને પોતાને હાથે દાન આપતી નહોતી. કેમકે તેને રાજ્યનું પણ અભિમાન ચઢ્યું હતું. નટોએ તો દાન ન મળ્યું એટલે વળી અનેક પ્રકારની કસરતો વગેરે ખેલ કર્યા. પરંતુ વીરમતીનું અંતઃકરણ વજ્રની જેમ રતિમાત્ર તેઓનાથી ભેદાતું નહોતું. પછી પાછા ચંદરાજાની

નટ તો કુંજર જિમ કરે, ચંદ સુજશ અગ્રાજ;
ભડક કિમપિ લહે નહીં, રાણી તણાં અકાજ. ૫

કુર્કટ પિંજરગૃહ થકો, પામ્યો માતા ભેદ;
મુજ યશ નિસુણી નટમુખે, પામી પૂરણ ખેદ. ૬

એ માતા પૂરણ હઠી, નટ તો જાશે નિરાશ;
મોટે ગઢ કોટે જઈ, કિમ કહેશે જશવાસ. ૭

ઢાળ ૧૮ મી.

( ચીત્રોડા ગાજ રે વગડાને વાજ રે—એ દેશી )

યુવતી મુખ નિરખી રે, કુર્કટ મન હરખી રે, હલુએ આકર્ષી પિંજરની સલી રે; અંતર ઉલ્લસીઓ રે, પંખી પોરસીઓ રે, થયો નિસુણી રસીઓ કીરતી ઉજળી રે. ૧ જે દાતા અખેલા રે, તે દેવાની વેળા રે; ભેળા મેળામાં અવસર સાચવે રે; જે હોય અદાતા રે, તે જાએ ઉજાતા રે, અવદાતા તેહના કોઇ ન આલવે રે. ૨

---

જય બોલતા દાન લેવા ગયા તે વખતે પણ વીરમતીએ દાન આપ્યું નહીં લોકો નાટક જોઈને અત્યંત પ્રસન્ન થયા હતા તેથી સૌ યથાશક્તિ દાન દેવા ઉત્સુક હતા, પરંતુ વીરમતીના દાન આપ્યા અગાઉ દાન આપવાની કોઈની મગદુર નહોતી શિવકુંવર તો હાથીની જેમ ચંદના યશોગાન જે તે વખતે અગ્રાહ્ય હતા તે ઉચ્ચાર્યાજ કરતો હતો, પરંતુ તે ભોળો રાણીના અકાર્યના સ્વરૂપને કોઇ પણ રીતે જાણી શકયો નહોતો આ વખતે પાંજરામા રહેલ કુકડો વિચાર કરે છે—નટ મારો જશ બોલે છે અને તે કારણથી જ માતા દાન આપતી નથી, તેથી નટને જો દાન નહીં મળે તો તે પરદેશમા જઇને આપણો જશ કેમ બોલશે? ઉલટી અપકીર્તિ બોલશે, તેથી દાન તો આપવું જ જોઇએ ૧—૭

ઢાળ અઢારમીનો ભાવાર્થ.

કુકડાએ પ્રથમ ગુણાવળીના સન્મુખ જોયું અને પોતે મનમા બહુ ખુશી થયો પછી વિચારીને પોતાના પાંજરાની સળીઓ ખસેડી પોતે યશોગાનથી ઉલ્લસાયમાન થવાથી અને પોતાને પોરસ ચડવાથી તેમજ નિર્મળ કીર્તિના શ્રવણથી રસિયો થવાથી તેને દાન દેવાની અભિલાષા થઇ જેઓ ખરેખરા દાતાર છે તે દાન આપવાની વેળાએ મનુષ્યના સમુદાયમા અવસર સાચવીને દાન આપે છે, પરંતુ જેઓ કૃપણ છે તેઓ ઉઠીને જાય છે અને તેઓની બિરૂદાવળીનો આલાપ જગતમા કોઈપણ કરતું નથી ૧-૨

ગોખેથી જાંખ્યું રે, આડી કરી પાંખ્યું રે, ચાંચે ધરી નાખ્યું કચોળું કુકડે રે; સુપ્રસાદ જે કીધો રે, સહુ લોક પ્રસિદ્ધો રે, શિવકુંઅરે લીધો આવી ઢુકડો રે. ૩ કુંદનનો ઘડીઓ રે, બહુ હીરે જડીયો રે, પડિયો તે દીઠો રાણી કચોલડો રે; નટુએ બહુમોલી રે, ચંદ કીરતી બોલી રે, ઢોલીએ વાહ્યો કીરતિ ઢોલડો રે. ૪ સભા લોક સંપેખી રે, વીરમતીને ઉવેખી રે, કીધાં બહુ ભેખી નટને તુંગરા રે; પટકુળ બાબતના રે, કરે શિવ સા જતના રે, મધુરૂતુના સોહે જેહવા ડુંગરા રે. ૫. ચલગતિ કુલવટની રે, પલટાણી પટની રે, નટની ઘરણીએ નટ નવિ ઓલખ્યા રે; બહુ પામ્યા શૃંગારા રે, મણિજડિત ઉદારા રે, વીરમતીને અંગારા થઇને ધખ્યા રે. ૬ નટ હુઆ અયાચી રે, ન રહી કાંઇ કાચી રે, રાચીને ઉતારે શિવ નટુઓ ગયો રે; વીરમતી કહે સહેલો રે, કીયો ધનનો ગહેલો રે, મુજ પહેલાં દાતા કોણ ઇહાં થયો રે. ૭ બળીઓ જોઉં કેહવો રે, તે તો જોયા જેહવો રે, એહવો ઉપરવટ કિણ જણણી જણ્યો રે; વધ્યો દીસે મોશાળે રે, રમ્યો છે બહુ લાડે રે, મારી નિશાળે સહિ તો નથી ભણ્યો રે. ૮

---

ગોખમાંથી નીચા વળી, પાંખોને આડી કરી, કચોળાને ચાંચવડે ઉપાડી નીચે નાંખી દીધું, શિવકુંવર નટે સર્વ લોકના જાણવામાં આવી શકે તેવો કુકડાએ જે ઉત્તમ પ્રસાદ કીધો તે તેની નજીક આવી પોતાના હાથમાં ગ્રહણ કરી લીધો. તે કચોળું સુવર્ણનું ઘડેલું અને બહુ હીરાઓથી જડેલું હતું. એવું તે કચોળું રાણીએ પડતું દીઠું. શિવકુમર નટે તે કચોળું હાથમાં લઇ ચંદની બહુ મૂલ્યવાન કીર્ત્તિરૂપ બિરૂદાવલી કરી અને ઢોલીએ ઢોલ ઉપર કીર્ત્તિનો પડઘો પાડ્યો. પછી લોકો પણ વીરમતી તરફ નજર નહીં નાખતાં ચોતરફથી અનેક પ્રકારના વસ્ત્રો અને અલંકારો આપવા લાગ્યા. શિવકુંવર વિગેરે નટો જેમ વસંત ઋતુમાં ડુંગરો શોભે તેવા શોભતા હતા. તે વખતે સમગ્ર સભાજનો મધ્યે કુલ પરંપરાની જે રીતિ ચાલતી હતી તે બદલાઇ જતાં નરોની સ્ત્રીઓ નરોને ઓલખી શકી નહીં. નટોને જે મણિઓથી જડેલાં ઉત્તમ આભૂષણો મલ્યાં હતાં તે દેખીને વીરમતીને જેમ ધગધગતા અંગારા શરીરને લાગે તેમ મનમાં તે લાગતા હતા. નટોને ઇચ્છા ઉપરાંત લાભ મળવાથી અયાચક જેવા થઈ ગયા. કોઇ જાતની ખામી ન રહી એટલે સંતોષ પામી શિવકુંવર નટ પોતાને ઉતારે ગયો. હવે વીરમતી બોલવા લાગી કે આવો તે ભોળો કોણ ધનનો ઘેલો થયો કે મારી પહેલાં દાતાર થવાની તેને ઇચ્છા થઈ ? વળી તે કેવો બળવાળો છે તે પણ હવે જોવા જેવું છે. એવી કઇ જનનીનો જણેતો છે કે મારી ઉપરવટ થઇ દાન આપ્યું. મને લાગે છે કે મોશાળમાં મોટો થયો હશે અને ત્યાં બહુ લાડ ઘેલો થયો હશે અને ખાત્રીથી કહું છું કે મારી નિશાળે તે ભણ્યોજ નથી. ૩–૮

મુજ મીંટ ન આવ્યો રે, ભલો કુશળે સિધાવ્યો રે, ભાવ્યો મુજ એહનો મોટો આઉખો રે, ઇમ અજસ આણ્યો રે, પણ વિહંગ ન જાણ્યો રે, તાણ્યો છે યદ્યપિ પિંજર સન્મુખો રે. ૯ કહે મંત્રી માતા રે, મત હોવો તાતા રે, રહો આકુળ થાતાં માનો વિનતિ રે; પહિલું જિણે દીધું રે, તિણે યશ તુમ કીધું રે, જાણો કરી સીધું ખીજો શ્યા વતી રે. ૧૦ જે શૂરા અથાગે રે, આવે જે ખાગે રે; ભૂપતિની આગે સહુ પહિલા લડે રે; દાતાર ઝુઝારા રે, બેહુ ઇક અણુસારા રે, નિરાધારા સ્વામી આગળ આથડે રે. ૧૧ યશ ચઢતો વાનો રે, કિમ રહે તે છાનો રે, મુજરો તમે માનો સાહમો તેહનો રે; એ તુમ બાળકડા રે, છે સહુકો લાડકડા રે, આકલડા ન હોવો વાંક ન કેહનો રે. ૧૨ ઇમ ઘણું સમજાવી રે, વશ તોહિ ન આવી રે, ફાવી નહીં મંત્રી કેરી કોઇ કળા રે; ત્રીજે ઉલ્લાસે રે, અઢારમી ભાખે રે, સુપ્રકાશે મોહન સુકથા નિરમળી રે. ૧૩

દુહા.

ગૃહ પોહોતી સઘળી સભા, પ્રગટી રજની જામ;
વીરમતી પોઢી જઇ, સુખ શય્યાએ તામ. ૧

---

પણ શુ કરૂ ! તે મારી નજરે ન પડ્યો ! તેનુ આયુષ્યજ જોરાવર કે જીવતો ચાલ્યો ગયો " વીરમતી આ પ્રમાણે બોલી તે વખતે જો કે કુકડાનુ પાંજરૂ તેની પાસે આવેલુ હતુ, પરંતુ તેના જાણવામા હજીસુધી કુર્કટે દાન આપ્યુ છે તે વાત આવી નહોતી એટલે તેની રીસ તેના ઉપર ઉતરી નહીં

એ અવસરે મંત્રી અવસર જોઇને બોલ્યો કે—" હે માતા ! એમા આપને રોષ કરવાનુ કાંઇ પણ કારણ નથી, કેમકે જેણે પહેલુ દાન દીધુ તેણે પણ જશ તો તમનેજ આપ્યો છે વાતને સીધી રીતે સમજવી શુ ખોટી છે અને ખીજવાની શી જરૂર છે ? જે શૂરવીર હોય છે તે લડાઇમા રાજાની આગળ જઇને લડવા મંડી જાય છે દાતાર પણ તેવોજ હોય છે પોતાનો યશ ગવાતો સાભળી તેઓ છાના રહી શકતા નથી, પરંતુ જેણે દાન આપ્યુ તે બધા તમારા ફરજદજ છે તમારી પ્રજા છે તો માતા પાસે તે લાડ કરે તેમા ગુસ્સે થવાનુ હોય નહી" આ પ્રમાણે મંત્રીએ ઘણુ સમજાવી પણ તેની કળા કાંઇ ફાવી નહીં, વીરમતીનો કોપ જરા પણ ઓછો થયો નહીં ત્રીજા ઉલ્લાસમા ઉત્તમ અને નિર્મલ કથાવાળી અઢારમી ઢાળ કવિ મોહનવિજયજીએ કહી ૯–૧૩

દુહાનો ભાવાર્થ

અનુક્રમે સભા વિસર્જન કરીને વીરમતી રાજમહેલમા ગઇ, રાત્રી પડવાથી સુખશય્યામા

નયણે નાવે નિદ્રડી, રાણી મન બહુ શોચ;
પહિલો દાતા પામવા, આલોચે આલોચ. ૨

પ્રાત થયો ઉદયો અર્ક, વીરમતી મતિહીન;
નાગર જન તેડી કરી, પૂરી સભા નવીન. ૩

તેડાવ્યો શિવકુંઅરને, તે પણ આવ્યો સદ્ય;
વીરમતી ઇમ ઉપદિશે, કર નાટક અનવદ્ય. ૪

આરંભ્યો નાટક તિણે, કીધો વંશારોપ;
તિમહિજ ઢોલ ઢમક્કિયા, પ્રગટ્યો રસ અવિલોપ. ૫

તિમહિજ નારી ગુણાવળી, લેઇ પિંજર તેહ;
જોવા બેઠી ગોખમાં, નટ ક્રીડા સસનેહ. ૬

તામ્રચૂડરૂપે નૃપતિ, નિરખે કરી વિશેષ;
જો જો ભવિજન નવ મિટે, લિખિત જેહ વિધિ લેખ ૭

ઢાળ ૧૯ મી.

( કાળી ને પીળી વાદળી—એ દેશી. )

**નાટક ભરતાદિક તણાં, લાલન નટુવે તે નવ નવ કીધ; બોલ્યા દાનને અવસરે, લાલન ચંદતણી સુપ્રસિદ્ધ. સાહિબા રે મોરો ચંદનરિંદ વડભાગી હો, નવલ**

---

સુતી, પણ તેને લેશ માત્ર નિદ્રા આવી નહીં. પોતાની અગાઉ દાન કોણે દીધું તેને શોધી કાઢવાની ચટપટી તીવ્ર રહ્યા કરી. પ્રાતઃકાળ થયો, સૂર્ય ઉગ્યો એટલે મતિહીન વીરમતી રાજસભામાં આવી. અધિકારીઓ અને નગરજનોને બોલાવ્યા. સભા ભરાણી એટલે શિવકુંવર નટને બોલાવી નાટક કરવાનો હુકમ કર્યો. તેણે પણ ફરી દાન મળવાની લાલચે તરતજ તમામ તૈયારી કરી અને મધ્યમા વાંસ રોપ્યો. ઢોલ વિગેરે ફરીને પણ વાગવા લાગ્યા તે વખતે ગુણાવળી પણ પાંજરૂં લઇ ગોખમાં આવીને બેઠી. કુકડારૂપે થયેલો ચંદ પણ આજે વિશેષ રીતે ધ્યાન આપી નાટક જુવે છે. હે ભવ્યજનો ! જો જો કે વિધિના લખેલા લેખો કદાપિ પણ ફરતા નથી. ૧–૭

ઢાળ ઓગણીસમીનો ભાવાર્થ.

શિવકુંવરે નાટક શરૂ કર્યું અને ભરતાદિક અનેકના નાટકો કર્યા. પછી દાનને અવસરે ચંદરાજાની જય બોલી વીરમતી પાસે આવીને ઉભો રહ્યો. તેનાં વચનો સાંભળી ગૃહપતિના

દીદાર. ૧ વિલખાણી રાણી ઘણુ, લા૦ નિસુણી તનય યશ જોર; ગૃહપતિ વાણી સાંભળી, લા૦ જિમ ખાતરીઓ ચોર. સા૦ ૨ દેવા દાન નટેશને, લા૦ ન કરે ઉપર હાથ; આગળથી આપે નહીં, લા૦ ખેલ જોનારો સાથ. સા૦ ૩ શિવ કહે ચંદ વિના સભા, લા૦ નિપટ અલૂણુ ધાન; સેના જિમ કુંજર વિના, લા૦ જિમ વલ્લી વિણુ પાન. સા૦ ૪ દશદિશિ નયણાં ફેરવે, લા૦ દાતા જોવા કાજ; વિસ્મિત થઇ સઘળી સભા, લા૦ રાણી ઇમ કિમ આજ. સા૦ ૫. પણ કોઇ સમજે નહીં, લા૦ વીરમતીની વાત; એહવે નિસુણ્યા કુકડે, લા૦ નિજ યશના અવદાત. સા૦ ૬ માતાનો ભય અવગણી, લા૦ કઠિણુ કરીને ચિત્ત; નાખ્યુ રતન કચોલડુ, લા૦ લાખ ટકાનુ વિત્ત. સા૦ ૭ લીધુ નટુવે ધસમસી, લા૦ તેહ અનોપમ પાત્ર; કીરતિ ચંદની ઉચ્ચરી, લા૦ લક્ષણુ એહ સુપાત્ર. સા૦ ૮ વરષા જિમ તિમહીજ સભા, લા૦ વૂઠી સોવનધાર; કુર્કુટ ચરિત્ર નિહાળીને, લા૦ રાણી ઉઠી તિવાર. સા૦ ૯ દોડી આવી ગોખડે, લા૦ કર ઝાલી કરવાલ; રોષવશે પિંજર ગ્રહ્યું, લા૦ બોલી ગિરા વિકરાળ. સા૦ ૧૦ કિમ રે પાપી પંખિયા, લા૦ ન વળી હજી તુજ લાજ; મુજ પહેલા તે કિમ કર્યું, લા૦ દાન એ કાલ ને આજ. સા૦ ૧૧ છોડીશ નહિ તુજને હવે, લા૦ કાઢ્યુ ખડ્ગ કહી જામ; કર

---

શબ્દ સાભળીને જેમ ચોર મનમા ખેદ પામે તેમ વીરમતી અત્યત ખેદ પામી પણુ મુખેથી કાઇ બોલી શકી નહીં તેમજ દાન દેવા હાથ પણુ ઉંચા કર્યો નહીં તેના આપ્યા વિના નગરલોક પણુ આપી શકયા નહીં પણુ વિચારવા લાગ્યા કે–' આજ વીરમતી આમ કેમ કરે છે?' તેઓ વીરમતીનો ભેદ સમજી શકયા નહી શિવકુવર પણુ ચારે તરફ નજર ફેરવવા લાગ્યો તેને ચદરાજા વિનાની બધી સભા અલુણા ધાન્ય જેવી, કુજર વિનાની સેના જેવી અને પત્ર વિનાની વેલડી જેવી લાગી તે વખતે પોતાનો જશ વારવાર બોલતો સાભળીને માતાનો ભય અવગણી કુર્કટે લાખ સોનૈયાની કિંમતનું રત્નનું કચોળુ પાજરામાથી ફેંક્યું, એટલે શિવકુવરે તરતજ ઝીલી લીધુ અને ચદરાજાની જય બોલ્યો એ સુપાત્રના લક્ષણુ સમજવા ૧–૮

તે વખતે લોકોએ પણુ પહેલા દિવસની જેમ પુષ્કળ દાન આપ્યું સોનૈયાની વૃષ્ટિ થઇ કુકડાનું આવુ વર્ત્તન જોઇ રાણી વીરમતીનો ક્રોધ દાબ્યો રહ્યો નહીં, એટલે તે ખડ્ગ લઇને એકદમ જ્યા ગુણાવળી પાજરૂ લઇને બેઠી હતી ત્યા દોડી અને પાજરૂ હાથમા લઇને કહ્યું કે—" અરે દુષ્ટ ! હજી લાજ આવતી નથી ? તે મારી અગાઉ આજ અને કાલ નાટકીયાને દાન કેમ આપ્યુ ? હવે હુ તને જીવતો છોડવાની નથી " આમ કહીને ખડ્ગ

ગ્રહ્યો દોડી ગુણાવળી, લા૦ સાસુડીનો તામ. સા૦ ૧૨ માતાજી એહ ઉપરે, લા૦ નિપટ ન કીજે રોષ; અવિવેકી હોય પંખિયા, લા૦ નહીં એહનો કોઈ દોષ. સા૦ ૧૩ ચાંચે જળ પીતાં થકાં, લા૦ ભૂમિ પડયું એ પાત્ર; એ શું સમજે દાનમાં, લા૦ એહનો તો નિરખો ગાત્ર. સા૦ ૧૪ જિમ તિમ પાળે છે પિંડને, લા૦ પિંજર રહ્યો તિર્યંચ; કેડો મૂકો એહનો, લા૦ કાં કરો એહવા સંચ. સા૦ ૧૫ આવ્યા કોલાહલ સુણી, લા૦ લોક સયલ તિણિવાર; મૂકાવ્યો મળી કુકડો, લા૦ કરી કરી ઘણી મનુહાર. સા૦ ૧૬ આવી રાણી જિહાં સભા, લા૦ નટ પામ્યા આનંદ; ત્રીજા ઉલ્લાસે ઓગણીશમી, લા૦ મોહન ઢાળ અમંદ. સા૦ ૧૭

દુહા.

શિવનટવર અવસર ચતુર, વીનવી લલિત વચન્ન;
રોષ નિવારીને કરી, રાણીને સુપ્રસન્ન. ૧

પ્રારંભ્યો પ્રેક્ષણ ફિરી, ચઢી શિવમાળા વંશ;
પિંજર સન્મુખ દ્રષ્ટિ ધરી, ખેલે કરે પ્રસન્ન. ૨

પિંજરગત પંખી ઇશે, પામી સમય એકંત;
શિવમાળા આગળ કહે, સરલ સ્વરે બહુ ભંત. ૩

---

કાઢ્યું એટલે ગુણાવળી આડી પડી હાથ પકડી લીધો અને બોલી કે—"માતાજી ! કોપ ન કરો. એ પક્ષી બિચારો દાન દેવામાં શું સમજે ? તેના શરીર સામું તો જુઓ ! આ તો પાણી પીતાં કચોળું પડી ગયું અને નટે ઝીલી લીધું, તેમાં આપને કોપ કરવાનું કારણ નથી. પંખી તો અવિવેકી જ હોય તેથી તેની ઉપર કોપ કરવો યોગ્ય નથી. એ જેમ તેમ પોતાના પિંડને નીભાવે છે, માટે તેનાપર કોપ કરવો છોડી દ્યો." ગુણાવળી આ પ્રમાણે આજીજી સાથે કહેતી હતી તે વખતે કોળાહળ સાંભળીને લોકો પણ ત્યાં દોડી આવ્યા અને વીરમતીએ હાથમાં લીધેલું પાંજરૂં જેમ તેમ કરીને છોડાવ્યું. એટલે વીરમતી પાછી સભામાં આવી. નટો આનંદ પામ્યા. ત્રીજા ઉલ્લાસની ઓગણીશમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી. ૯–૧૭

દુહાનો ભાવાર્થ.

અવસરના જાણ એવા તે શિવકુંવર નટે અત્યન્ત મિષ્ટ વચનોથી રાણીને રીઝવી. તેનો રોષ ઉતરાવી નાંખી પ્રસન્ન કરવા માટે શિવકુંવરે ફરીને નાટક કરવું શરૂ કર્યું, શિવમાળા પણ વાંસ ઉપર ચડી અને પિંજરની સામી દૃષ્ટિ રાખી અને તેને પ્રસન્ન કરવા માટે નાટક કરવા લાગી. તે વખતે પિંજરામાં રહેલા કુર્કટે શિવમાળા પક્ષીની ભાષા જાણે છે એમ જાણતો હોવાથી તેને પોતાની ભાષામાં ધીમેથી કહ્યું કે—" હે શિવમાળા ! તું તારી કળામાં અત્યંત

જાણી મે નટકન્યકે, પરમ પ્રવીણા તુજ્જ;
પખીભાષા તું લહે, તે માટે કહુ ગુજ્જ. ૪

વ શથકી તુ ઉતરે, રાણી કરે પસાય;
પણ તુ તે લેતી રખે, કહુ છુ શીશ નમાય. ૫

ધન દેખી રાચે રખે, કરી મુજ વચન પ્રમાણ;
માગી લેજે મુજભણી, ચૂકીશ મા અવસાણ. ૬

તુજ ગુણ આ જીવિત લગે, રાખીશ કરી તાવીત;
કર ઉપગાર ઉગાર મુજ, આપ અભય અવગીત. ૭

ધન તો આપણ બેહુ મળી, મેળશુ સદા અશેષ;
તુજ આગળ આગે કહીશ, કર્મલેખ સુવિશેષ. ૮

ઢાળ ૨૦ મી.

( ધણુગ ઢોલા—એ દેશી )

વ શથકી તે ઉતરી રે, તેડી એકાતે તાત, ધન્ય નટબાળા વચનબ ધીઉપગાર, કરે શિવમાળા. હલુએ સમજાવી કહ્યો રે, કુર્કટનો અવદાત. ધ૦ ૧ હરખ્યો ઘણુ હારદ લહી રે, તે નટનાયક તામ; ધ૦ જશ પભણી આવી કર્યો રે, વીરમતીને

---

કુશળ છે તે સાથે પક્ષીઓની ભાષા પણ તું જાણે છે એમ મારા જાણવામા આવ્યુ છે તેથી તને હુ મારૂ ગુહ્ય કહુ છુ તે સાભળ–તુ વાસથકી જ્યારે ઉતરીશ ત્યારે વીરમતી તારા ઉપર પ્રસન્ન થઇ તને દાન માગવા કહેશે તે વખતે તું મને માગી લેજે બીજુ કાઈ માગીશ નહીં જોજે, કોઇ પ્રકારના ધનના લોભમા લેવાઇશ નહીં હુ તને પગે લાગીને કહુ છુ કે તુ મારૂ વચન પ્રમાણ કરજે આ વાત ચુકીશ નહી મને અહીંથી મૃત્યુના ભયમાથી બચાવજે—અભયદાન આપજે હુ તારો ઉપકાર જન્મ સુધી ભૂલીશ નહીં દ્રવ્ય તો આપણે બે મળીને તું કહીશ તેટલુ મેળવશું અને મારી કર્મકથા પણ હું તારી પાસે આવ્યા પછી બધી કહીશ આટલુ યાદ રાખજે" ૧–૮

ઢાળ વીસમીનો ભાવાર્થ

આ પ્રમાણે કુર્કટે મદ સ્વરે પોતાની ભાષામા શિવમાળાને કહ્યુ, તે બરાબર સમજી ગઈ અને નાટક પૂર્ણ કરી વાસથી નીચે ઉતરી ઉતરતાજ પોતાના પિતાને એકાતે લઇ જઈ અને પક્ષી ઉપર ઉપકાર કરવા સારૂ કુર્કટની કહેલી વાત કરી અને તેને માગી લેવા કહ્યુ શિવકુવર તરત સમજી ગયો, તેણે તે વાત કબુલ કરી અને વીરમતીની પાસે આવી તેનો જશ બોલી દાન લેવા માટે તેને પ્રણામ કરી ઉભો રહ્યો તે વખતે પોતાનો જશ બોલાવાથી

પ્રણામ. ધ૦ ૨ ગુણરાગી થઇ રાગિણી રે, તેડચો નિકટ નટરાય; ધ૦ માગ માગ આપું તુને રે, જે માગે તે પસાય. ધ૦ ૩ લહી અવસર નટ વિનવે રે, જો તુમે રીઝયાં માત; ધ૦ કીજે પસાય એ કુકડો રે, સો વાતે એક વાત. ધ૦ ૪ શીખે છે પુત્રી માહરી રે, કુર્કટગતિ ઉલ્લાસ; ધ૦ નહીં અમપાસે કુકડો રે, તિણે નવિ પહોંચે આશ. ધ૦ ૫ કોઇ અવર તમે પાળજો રે, મુજને કરો બક્ષીશ; ધ૦ ધણકણની નહીં મુજ મણા રે, યાચીશું વળી અવનીશ. ધ૦ ૬ વળતી વીરમતી કહે રે, એ શું માગ્યું તેં દાન; ધ૦ પંખી આપતાં માહિરો રે, કેમ પોસાએ વાન. ધ૦ ૭ મણી કંચન ગયવર તુરી રે, એ અમ દાન પ્રસિદ્ધ; ધ૦ આજ લગણ નવિ સાંભળ્યો રે, કેણે પંખી દીધ. ધ૦ ૮ રાખ્યો છે મેં એ પંખીયો રે, વધુ રમવાને કાજ; ધ૦ તેહને દુહવ્યાં કિમ બને રે, આપું તો આવે છે લાજ. ધ૦ ૯ નટ કહે પંખી આપતાં રે, કાંઈ વિમાસણ કોડ; ધ૦ હું માગું રાજી થઇ રે, લાગશે નહીં તુમ ખોડ. ધ૦ ૧૦ પણ હિયડાથી ન ઉતરે રે, તુમને વાલો છે એહ; ધ૦ તો દેતાં ગૂંદાં ગળો રે, હવે તુમ લાવો છેહ. ધ૦ ૧૧ એ કુક્કડ માગ્યાવતી રે, જો કચુઆઓ છો એમ; ધ૦ જો અમે અવર કાંઈ માગતા રે, તો દેઇ શકતાં કેમ. ધ૦ ૧૨

---

વીરમતી તેના ઉપર ખુશી થઇ. તેણે નટને પોતાની પાસે બોલાવીને કહ્યું કે–' માગ, માગ, હું તારા ઉપર પ્રસન્ન થઇ છું. તે વખતે શિવકુંવરે અવસર પામીને વિનતિ કરી કે—" હે માતા ! જો પ્રસન્ન થયા હો તો સો વાતની એક વાત એ કે આ કુકડો આપો. મારે બીજા કશાનો ખપ નથી. મારી પુત્રી કુકડાની ગતિ શીખે છે પણ સારા કુકડા વિના તેની હોંશ પુરી પડતી નથી. માટે આ કુકડો મને આપો. તમે વળી બીજો કુકડો લઇને પાળજો. હે માતા ! આપની કૃપાથી મારે દ્રવ્યાદિકની કાંઇ ખોટ નથી. વળી તેની જરૂર હશે તો અનેક રાજાઓ છે તેની યાચના કરીશ પણ આપ તો મને આ કુકડોજ આપો." શિવકુંવરના આવાં વચનો સાંભળી વીરમતીએ કહ્યું કે—" હે શિવકુંવર ! તેં આ શું માગ્યું ? તું હાથી, ઘોડા, ધન, ધાન્ય, વસ્ત્ર, આભારણ ઇત્યાદિ માગ કે જે આપવાથી અમારો પણ જશ થાય. પંખી આપવામાં અમારી પણ શોભા ન વધે. કોઇએ દાનમાં પંખી આપ્યાનું સાંભળ્યું નથી. વળી એ કુકડો વહૂને ક્રીડા કરવા માટે રાખ્યો છે તે તેને દુહવીને કેમ અપાય ? તે આપતાં મને શરમ આવે છે માટે તું કાંઇક બીજું માગ. " શિવકુંવરે કહ્યું કે—એ પક્ષીને આપતાં ક્રોડો ગમે આડા વિચાર શું કરો છો. હે માતા ! એમાં આપની કીર્તિ ઓછી થવાની નથી કારણ કે હું માગું છું અને આપવો છે પણ મને એમ જણાય છે કે તમને એ બહુ વહાલો છે તેથી આપવો નથી એટલે બીજાં બહાનાં કાઢો છો. પણ જ્યારે કુકડો આપતાં પણ તમે કચવાઓ છો તો પછી મેં બીજું માગ્યું હોત તો શું આપવાના હતા ? " ૧–૧૨

રાણી નટને પ્રીછવે રે, પણ પ્રીછયો નવિ જાય; ધ૦ વચન વેધાણી શું કરે રે, કુકડ કીધ પસાય. ધ૦ ૧૩ પંખી લેવા મોકલ્યો રે, મચિવ ગુણાવળી પામ; ધ૦ તિણે જઇ માગ્યો કુકડો રે, ઉંડા લેઇ નિમાસ. ધ૦ ૧૪ બાઇ સમજાવી કહ્યું રે, આપો મુજ તામ્રચૂડ; ધ૦ અમ્હા નટને આપશે રે, સાચે મ જાણશો કૂડ. ધ૦ ૧૫ કામ નથી હઠનું ઇહાં રે, ઇહાં રહ્યે એહને વિનાણ; ધ૦ કુશલ્યો રહેશે નટ કને રે, લહેશે કોડ કલ્યાણ ધ૦ ૧૬ પ્રાણતણી પરે રાખશે રે, શિવમાળા મુક્રમાળ; ધ૦ ત્રીજા ઉલ્લાસની મોહને રે, કહી એ વીશમી ઢાળ. ધ૦ ૧૭.

દુહા

સુણી વચન વિલખી થઇ, ગુણાવળી અત્યંત,
સાસુ કાસુ વિહંગથી, વેર વહે ભગવંત. ૧

એહને તો લાગે નહીં, હલફ કિટકડી રેપ;
મુજથી કિમ દેખી શકી, દીઠો જાએ એપ. ૨

મનિ નાઠી સાઠી તણી, સાંભળ રે મંત્રીશ,
જઇને સમજાવી કહો, દેઈ નટને શું કરીશ. ૩

---

વીરમતીએ તેના આવા વચનો સાંભળીને તેને બહુ રીતે સમજાવ્યો, પણ તે તો એકનો બે થયો નહીં એટલે અણુછુટકે કુકડો આપવાની હા પાડી અને કુકડો લેવા માટે મંત્રીને ગુણાવળી પાસે મોકલ્યો મંત્રીએ ગુણાવળી પાસે આવી તેને સમજાવીને કહ્યું કે— "તમે કુકડો આપો, તે નટને ઇનામમાં આપવાનો છે આ બાબતમાં હઠ કરવાનું કારણ નથી કારણ કે અહીં રહેવાથી એને પ્રાણનો ભય વારંવાર છે નટ પાસે તે કુશળક્ષેમ રહેશે અને આગળ કલ્યાણ પામશે નટની પુત્રી શિવમાળા તેને પ્રાણની જેમ રાખશે માટે વધારે વિચાર ન કરતા તમે મને પાંજરૂ આપો " ત્રીજા ઉલ્લાસની વીશમી ઢાળ મુનિ મોહનવિજયજીએ કહી ૧૩-૧૭

દુહાનો ભાવાર્થ

પ્રધાનના મુખથી વચનો સાંભળી ગુણાવળી અત્યંત ઝાંખી પડી ગઇ અને તેણીએ મંત્રીને કહ્યું કે—" તમે કહો છો તે ઠીક છે, પણ મારી સાસુ તો આની સાથે પૂરું વેર વહન કરે છે તેથી તેને નટને આપી દેવાના તેનું લાગે તે સાસ તેની તેને કાંઇ પીડા નથી કરું ભાગ્યો તેને પાંજરામાં રાખતા કેમ દેખાય, વળી તેની અણસમજને લીધે મારી બુદ્ધિ નાઠી છે માટે તમે પાછા જઇ કોઇ રીતે તે નટને સમજાવીને બીજું કહેજો આ કુકડાને શું કરીશ, માટે કાંઇ બીજું માગ. ૧-૩

કીધો મુજ પતિ કુકડો, હજી ન પોહોતી હામ;
કાંઇ નચાડે ઘરઘરે, પરદેશે એકામ. ૪

આશ વિલુંધી એહની, મુજ નિશદીશ વિહાય;
રાણીજીના બાપનું, એહમાંહે શું જાય. ૫

દુખે પાસું તાસ દુઃખ, અવરને હાંસું થાય;
મીયાંની દાઢી બળે, અન્ય તાપવા જાય. ૬

બાંધ છોડ સચિવે કરી, ઘણી ગુણાવળી સાથ;
આયત સુંદર લહી પ્રિયા, સોંપ્યો પિંજરનાથ. ૭

---

વળી હે સચિવ ! રાજા મટાડીને કુકડો તો કર્યો, હવે શું એને ઘરે ઘરે નચાવવો છે ? એ મારી પાસે છે તો હું આશામાં અને આશામાં દિવસો વીતાડું છું; તેના ગયા પછી મારા દિવસો કેમ જશે ? આમાં વીરમતીના બાપનું શું જવાનું છે ? જેને પીડા થાય તેને ખબર પડે, બીજાને તો હાંસુ થાય. કહેવત છે કે મીંયાંજીની દાઢી સળગતી હોય ત્યારે બીજા તો તાપવા જાય." ગુણાવળીનાં આવા વચનો સાંભળી મંત્રીએ તેને બહુ રીતે સમજાવી એટલે છેવટે તેણે પાંજરૂં મંત્રીના હાથમાં આપ્યું

હવે પાંજરૂં આપ્યા પછી પણ ગુણાવળી તેના વિયોગથી થતો પારાવાર ખેદ પ્રકટ કરશે અને કુકડો તેનો ઉત્તર આપી તેને સમજાવશે. પછી સચીવ પાંજરૂં લઇ જઈને વીરમતીને આપશે એટલે તે શિવકુંવરને બક્ષીશ આપશે. ત્યાં ગયા પછી તે કેવી સ્થિતિમાં રહેશે ? શિવમાળા તેને કેવી રીતે જાળવશે ? તે બધું આપણે આગળ ઉપર વાંચશું. હાલ તો અહિંથી આપણે રહસ્ય શું ગ્રહણ કરવાનું છે તેનો વિચાર કરીએ.

## ઢાળ સોળમીથી ઢાળ વીસમી સુધીનું રહસ્ય

પ્રથમ કહ્યું છે તેમ વીરમતીનું પુણ્ય હજુ પહોંચતું છે, તેથી તે ( હેમરથ ) જીતી શકવાનો નથી." આ વાકય અહિં સિદ્ધ થયેલું આપણે જોયું છે. વીરમતી જોકે ક્ષત્રીયાણી હોવાથી શૂરવીર હતી પણ તે શસ્ત્ર બાંધી જાણતી નહોતી. તેમજ સુમતિ મંત્રી પણ મંત્રીપણું કરી શકે તેવો હતો, તેણે યુદ્ધ કરવાનું કાર્ય કદિ કર્યું નહોતું પરંતુ અવાંતર કારણ તરીકે વીરમતીના પુણ્યે અને બાહ્ય કારણ તરીકે પુષ્કળ સૈન્યે તેને જય મેળવી આપ્યો છે. પ્રાણી એકલો બાહ્ય કારણો ઉપર મુસ્તાક રહે છે, પરંતુ જો અવાંતર કારણ સહાયક હોતું નથી તો તે કદિ પણ ફતેહમંદ થઈ શકતો નથી. જેમ બાહ્ય ઉપચાર અનેક પ્રકારના કરવામાં આવે પણ અંતરંગમાં ( શરીરમાં ) રહેલા વ્યાધિ ઉપર અસર

કરનાર ઔષધ ખાવામા ન આવે તો વ્યાધિનુ નિવારણ થઇ શકતુ નથી, તેમ અહીં પણ સમજવુ તેવીજ રીતે અનેક પ્રકારની બાહ્ય ધર્મક્રિયાઓ કરવામા આવે પણ જો અતરગ ભાવ–શુદ્ધ શ્રદ્ધા ન હોય તો તે પૂર્ણ ફળદાયક થઈ શકતી નથી નિમિત્ત કારણો બળવાન હોવા સાથે ઉપાદાન કારણની પણ શુદ્ધતા થવાની અપેક્ષા છે સામાયિક, પોસહ, પ્રતિક્રમણ, દેવપૂજા, તીર્થયાત્રાદિ અનેક પ્રકારની ધર્મકરણીઓ ઘણી ઉત્તમ છે, શ્રેષ્ઠ છે, ફળદાતા છે, પરતુ તે સઘળી અતરગ વિશુદ્ધિવાળા પ્રાણીને તેવી વિશુદ્ધિ વિનાના પ્રાણી કરતા અનત ગણી વિશેષ ફળ આપનારી થાય છે વિધિપૂર્વક અને શુદ્ધ ભાવ સયુક્ત કરેલુ એક સામાયિક પણ મોક્ષ આપવા સમર્થ છે એક વખત કરેલી જિનભક્તિ પ્રાણીનુ કલ્યાણ કરી શકે છે અને ખરી રીતે એકવાર તીર્થયાત્રા કરનારને ફરીથી તીર્થયાત્રા કરવી પડતી નથી પરતુ તેવી બધી જિનોક્ત ધર્મકરણીમા અતકરણની વિશુદ્ધિની અત્યત આવશ્યક્તા છે અહિંઆ ખાસ રહસ્ય એજ વિચારવાનુ છે

અહિંઆ પ્રારભમા વીરમતી પાસે હેમરથનો દૂત આવે છે દૂત મોકલતી વખતે તો હેમરથ એમ સમજે છે કે–‘ એક સ્ત્રી પાસેથી રાજ્ય આચકી લેતા શી વાર લાગવાની છે ? એક સપાટે રાજ્ય આચકી લઇશ ’ પરતુ પુણ્યબળ સિવાય એક પામર પાસેથી પણ કાઈ ઝુટવી લેવાતુ નથી, તો આવુ મોટુ રાજ્ય એકદમ કેમ મળી જશે તેનો તેણે વિચાર કર્યો નથી દૂત વીરમતી પાસે આવે છે, હેમરથનો પત્ર તેને આપે છે, તે વાચી વીરમતી ક્રોધે ધમધમે છે તેના તરફનો ઉત્તર સાભળી દૂત તો ઠરીજ જાય છે તેથીજ તે પોતાના રાજા પાસે પાછો જાય છે ત્યારે તેને વીરમતી સામા ન થવાની સલાહ આપે છે અભિમાને ઘેરાયેલ હેમરથ તેની સલાહ ઉપર ધ્યાનજ આપતો નથી દરેક અભિમાનીની તેજ સ્થિતિ હોય છે અભિમાનના આવેશમા આવેલ મનુષ્ય પોતાના હિતાહિતને, કૃત્યાકૃત્યને, શુભાશુભને ઓળખી શકતો નથી, તેના નેત્રો છવાઇ જાય છે **શ્રી યશોવિજયજી મહારાજ** કહે છે કે —

> આઠ શિખર ગિરિરાજ તણા આડા વળે,
> નાવે વિમળાલોક તિહા કેમ તમ ટળે.
>
> પાપસ્થાનક સજ્ઝાય

‘ આઠ મદરૂપી આઠ મોટા શિખરો જ્યા જ્ઞાનરૂપી સૂર્યની આડા આવે ત્યા નિર્મળ પ્રકાશ આવેજ નહી, એટલે પછી અજ્ઞાનરૂપી અધકાર શી રીતે નાશ પામે ? નજ પામે ’ અહીં હેમરથ રાજાએ દૂતની સલાહ ન માની અને આભાનગરી ઉપર ચડી આવ્યો પરતુ ‘ અભિમાનનુ ઘર ખાલી હોય છે ’ તે કહેવત પ્રમાણે પરિણામે તેણે હાર ખાધી અને ઉલટો હલકો પડ્યો અહીં વીરમતીને ખબર પડી કે, હેમરથ ચાલ્યો આવે છે ત્યારે તેણે તે વાત ગણકારીજ નહીં, કારણ કે તેની પાસે ત્રણ પ્રકારના બળ હતા વિદ્યાબળ, સૈન્યબળ અને પુણ્યબળ. તેથી તે કોઇ પ્રકારે ચિતાતુર થઇ નહીં તેણે મત્રીને બોલાવ્યો અને લશ્કર તૈયાર કરી હેમરથની સામા જવા આજ્ઞા કરી તે સાથે કહ્યુ કે–‘ તારે બીલકુલ ચિતા કરવી નહીં, તારો જયજ થશે એમ તારે ખાત્રી રાખવી ’

મંત્રીને વીરમતીના વિદ્યાબળની ખાત્રી હતી તો પણ તેણે બધા સામંતોને એકઠાં કર્યાં, તેમાં તેને એમ કહેવું પડ્યું કે–' આ વખતે વીરમતી સામું જોવાનું નથી, પણ ચંદરાજાનું આપણે લુણ ખાધું છે તે તરફ જોવાનું છે. ચંદરાજા કુકડો થઇ ગયા છે પણ તે આપણી હકીકત જાણ્યા વિના નહીં રહે.' નિમકહલાલ સામંતો એકે અવાજે ચંદરાજાની આણ સ્વીકારીને લડવા તૈયાર થઇ ગયા. પછી લડાઇ થઈ જેનું પરિણામ આપણે ઉપર વાંચી ગયા છીએ. હેમરથ રાજા પકડાયો અને તેને વીરમતી પાસે રજુ કર્યો. તે વખતના વીરમતીના વાકયો ધ્યાન દેવા લાયક છે. તે ઉપરથી બે પ્રકારે ધડો લેવા યોગ્ય છે. એક તો અભિમાની માણસ કેવા વાકયો બોલે છે તે જોવાનું છે અને બીજું અભિમાનીને પણ કેવા વાકયો સાંભળવા પડે છે તે જોવાનું છે. આ જગતમાં અભિમાન કોઇનું રહ્યું નથી. મોટા મોટા મહર્દ્ધિક રાજાઓ રાવણ, દુર્યોધન અને જરાસંધ જેવા પણ ચાલ્યા ગયા, જેના નામ નિશાન રહ્યા નહીં; એટલુંજ નહિ પણ તેનું માન પણ જાળવ્યું રહ્યું નહીં. **' આ જગતમાં શેરને માથે સવાશેર હોયજ છે '** એ કહેવત યાદ રાખવી. વળી પોતે અભિમાનમાં આવી જઇ કોઇને હલકા માનવા નહીં. કારણ કે આપણે જેને હલકા માનીએ તેનામાં પણ વખતે કાંઇક મહત્ત્વ હોય છે. હેમરથ પોતાની સ્થિતિ સમજી જઇ સમાના ભણે છે એટલે કે જેટલી જોઈએ તેટલી નમ્રતા બતાવે છે. મંત્રી વીરમતીને સમજાવી તેને છોડાવે છે. અભિમાની માણસો સામો માણસ નમે એટલે પોતાની સાધ્યસિદ્ધિ થયેલી માને છે, તેથી પછી તેને વધારે હેરાન કરતા નથી. ઉત્તમ પુરૂષોનો ક્રોધ પણ પ્રણામ પર્યંતજ હોય છે. અહીં વીરમતી હેમરથને તેનું રાજ્ય પાછું સોંપે છે અને હેમરથ વીરમતીની આજ્ઞા કાયમ પાળવા બંધાય છે. જુઓ ! કેટલો પ્રયાસ કર્યો, કેટલા માણસોના પ્રાણ લેવરાવ્યા, કેટલો વખત ખોયો, કેટલું માન ગુમાવ્યું અને શું પરિણામ મેળવ્યું ! પરિણામનો વિચાર કર્યા વિના જે કાર્ય કરવામાં આવે છે તેનું છેવટ આવુંજ આવે છે.

શિવકુંવર નાટકીઆની પુત્રી શિવમાળાએ જે નાટક કર્યું તે એવા પ્રકારનું છે કે જેમાં દરેક ક્ષણે પ્રાણનાશનો ભય છે, તે છતાં દ્રવ્યના લોભથી આ પ્રાણીએ પણ પૂર્વે એવા અનેક નાટકો કર્યા છે, પરંતુ એવા નાટકો કરવાથી આ ભવનાટક કરવું અટકયું નથી. આ સંસાર પણ એક નાટક કરવાનું સ્થળ–અખાડો છે. તેમાં સર્વ જીવો નટ છે–નાટક કરનારા છે. તે કર્મસંયોગે જેવો જેવો ભવ પ્રાપ્ત થાય તેવું રૂપ ધારણ કરી કર્મપરિણામ રાજાની પાસે તે જેમ નચાવે તેમ નાચે છે. પોતાના સ્વરૂપને ભૂલી જાય છે અને પરવસ્તુમાં પોતાપણું માની તેમજ સર્વ વિનાશી પદાર્થોને અવિનાશી માની સર્વ સંયોગ પ્રાંતે વિયોગવાળા હોવાનો નિશ્ચય છતાં તેને અખંડ માની તેના નેહમાં અજ્ઞાની થઇને રાચ્યા માચ્યા કરે છે. જ્ઞાનીની દષ્ટિએ તો જેમ કોઇ મદીરાપાની ઉન્મત્તપણે અનેક પ્રકારની ચેષ્ટાઓ કરે તેમ આ જગતના જીવો મોહમદીરા પીને ઉન્મત્ત બની તેના છાકમાં કૃત્યાકૃત્યને ભૂલી જઇ અનેક પ્રકારની અયોગ્ય ચેષ્ટાઓ કરે છે એમ લાગે છે. આ પ્રકારના ભવનાટકને ટાળવા માટેજ ઉત્તમ જીવો અહર્નિશ પ્રયાસ કરે છે. આ તો પ્રસંગાગત ભાવ ( ભવ ) નાટકની વાત કરી.

અહીં તો શિવમાળાએ અપૂર્વ નાટક કર્યું પણ તેની પ્રાંતે યશ ચદરાજાનો બોલવામા આવ્યો એટલે વીરમતીએ દાન આપ્યું નહીં જુઓ ! જગતમા અભિમાન કેવુ ભાન ભૂલાવી દે છે ? નટ તો બિચારા જાણે છે કે ચદરાજા કયાંઇ ગયા હશે તેની ગેરહાજરીમા તેની માતા રાજસિંહાસને બેસી રાજકાર્ય ચલાવે છે, તેથી જય તો ચદરાજાનોજ બોલવો જોઇએ કારણ કે, વાસ્તવિક રાજા તો તે છે પણ અભિમાનના આવેશમા આવેલી વીરમતીને તે વાત સુઝી નહીં, તેણે તો કોઇ રીતે દાન આપ્યું નહીં, એટલે કુર્કટાવસ્થા પ્રાપ્ત થઈ છે છતા પણ ચદરાજાથી દાન દીધા વિના રહેવાયું નહી જે દાના હોય છે તે તો ગમે તેની સ્થિતિમા પણ દાતાજ રહે છે તેનું દાતાપણું નાશ પામતુંજ નથી કર્મવશે પોતે દરિદ્રી થઇ જાય તોપણ પોતા કરતા બીજાને વધારે દુખી દેખે અથવા તેની સ્થિતિ ન જાણવાથી કોઇ તેની પાસે યાચના કરે તો તે પોતે દુખ વેઠીને પણ માગનારને આપી દે છે આવા દાનેશ્વરીઓના ઘણા દષ્ટાતો શાસ્ત્રોમા મોજુદ છે તે સ્થળ સકોચના કારણથી અહીં આપવામા આવતા નથી

કુર્કટથી રહેવાયું નહીં એટલે તેણે પોતાને પાણી પીવાનું રત્નજડિત કચોળુ જે લાખ સોનૈયાના મૂલ્યવાળુ હતુ તે આપ્યું પાજરાના સળીયા પહોળા કરી અદરથી ફેકયું, નટોએ લીધુ, તે જોઇ અન્ય લોકોએ પુષ્કળ દાન આપ્યું પણ ‘ આ શુ થયું ? પહેલુ દાન કોણે આપ્યું ? ’ એ વાતની વીરમતીને ખબર પડી નહીં તેથી તેની નસેનસમા અભિમાનને અગે માનભગ થવાથી એવી અગ્નિ લાગી કે જેવું માણસ કોપાનળ અથવા કામાનળથી બળ્યા કરે છે તેમ તે બળવા લાગી આખી રાત્રિ તેને નિદ્રા ન આવી પ્રધાને બહુ રીતે સમજાવી છતા તેની અસર થઈ નહીં તેનો વિચાર કોઇપણ રીતે પ્રથમ દાન દેનારને શોધી કાઢવાનો દઢ થવાથી તેણે બીજે દિવસે નાટક કરાવવાનું ધાર્યું અને તે દિવસે પ્રથમ દાન કોણ આપે છે તે ધ્યાન રાખી તેને પકડવો એવો નિર્ણય કર્યો જુઓ ! અભિમાન પણ પ્રાણીને કેવી સ્થિતિમા મૂકે છે ? દરેક દોષ પોતાના પૂર્ણરૂપમા આવે છે ત્યારે એવોજ સમજવો અઘાતિ શબ્દોથી ઓળખાતા કર્મો પણ ઘાતિ કર્મોના સબધને લઈ આત્માના મૂળગુણઘાતમા પણ મદદગાર થાય છે તેમ સર્વેને માટે સમજવુ એક પ્રકૃતિ જ્યારે બળ કરે છે ત્યારે બીજી બધી તેને મદદ કરે છે તેમા પણ મોહનીય કર્મની તો દરેક પ્રકૃતિ જ્યારે પૂર્ણ જોસમા ઉદયગત થાય છે ત્યારે તે આત્માનું ભાન ભૂલાવી દે છે અને અકર્ત્તવ્ય કરાવતા પાછુ વાળીને જોવા દેતી નથી આવીજ રીતે અભિમાનના આવેશમા આવેલી વીરમતીએ બીજે દિવસે નાટક કરાવ્યા બાદ દાન આપવાને વખતે પોતે ન આપ્યું અને જ્યારે ‘ **દાતા છુપે નહીં સાંગણ આયો.**’ એ વાકય પ્રમાણે પક્ષીપણામા પણ ચદરાજાથી રહેવાયુ નહીં અને તે દિવસે પણ બીજુ લાખ મૂલનુ રત્નકચોળુ દાન તરીકે પોતાના પાજરામાથી ચાચવડે ફેકયુ ત્યારે વીરમતીનો મીજાજ ઠેકાણે રહ્યો નહીં, તે ભાન ભૂલી ગઇ અને એકદમ ખડ્ગ લઈને ચદરાજાને મારવા દોડી, ચદરાજાનુ આયુષ્ય બળવાન્ એટલે ગુણાવળી આડી

પડી. બાઇજીને આજીજી કરી અને ચંદરાજાને પ્રાણાંત ભયમાંથી મહામહેનતે બચાવ્યા. લોકોએ પણ તેમાં કાંઇક મદદ કરી. લોકોના આવી જવાથી વીરમતી લજવાણી, એટલે તે પાછી વળીને સભામાં આવી સિંહાસન ઉપર બેઠી.

આ વખતે અવસરનો જાણ શિવકુંવર ચેત્યો અને તેણે વીરમતીને ખાસ પ્રસન્ન કરવા ફરીને નાટકનો આરંભ કર્યો. શિવમાળા ફરીને વાંસ ઉપર ચઢી. આ વખતે ચંદરાજાને હવે અહીં રહેવાથી અવશ્ય કોઇક વખત પ્રાણ જશે એવી ખાત્રી થઇ એટલે તેને પોતાની ભાષામાં શિવમાળાને પોતાનો આશય સૂચવ્યો. તેમાં પોતે કોણ છે? તે જો કે જણાવ્યું નહીં પરંતુ વાક્યરચના એવી વાપરી કે શિવમાળાને હૃદયે એ વાત ચોંટી ગઈ-સચોટ અસર થઇ. જુઓ ! આવે વખતે પશુ-પક્ષીની ભાષા જાણવાની કળા પણ કેવી કામ આવી ગઇ ? વિદ્યા, કળા, વિજ્ઞાન વિગેરે સર્વે એક પ્રકારના નિધાન જેવા છે. તે જ્યારે આપે છે ત્યારે અપૂર્વ લાભ આપે છે. આ વખતે શિવમાળાને જે લાભ પ્રાપ્ત થયો તેની કિંમત આંકી શકાય તેમ નથી. કારણ કે ચંદરાજા જેવા એક મહા ઉત્તમ જીવને અભયદાન આપનારી તે થઇ પડી. તેણીએ પોતાના પિતાને તે વાત કહી અને કમાઇ આપનારી દીકરીનું કહેવું તેણે પણ તરતજ માન્ય કર્યું. અવસર ઓળખી જવાથી આ ત્રીજી વખતે તે જય વીરમતીનોજ બોલ્યો, એટલે તે દાન આપવા તત્પર થઇ. શિવકુંવર જે માગે તે આપવા ઇચ્છા જણાવી. શિવકુંવરે કુકડોજ માગ્યો. વીરમતીએ તે ન આપવા ઘણા ફાંફા માર્યાં પણ શિવકુંવરે બીજુ લેવાની ઘસીને ના પાડવાથી છેવટ કુકડો આપવાનું કબુલ કરી સચીવને ગુણાવળી પાસે પાંજરૂં લેવા મોકલ્યો.

કુકડો ન આપવાના આગ્રહમાં વીરમતીનો હેતુ એ હતો કે 'અહીંથી છુટો પડે અને વખતે પાછો મનુષ્ય થાય તો ભારે થઈ પડે.' પણ જ્યારે નટનો આગ્રહ થયો ત્યારે પાછો એમ વિચાર આવ્યો કે-'એને કોણ જાણનાર છે કે તે મનુષ્ય છે અને કદી જાણે તો પણ તેને પાછો મનુષ્ય કરવાની રીતની કોને ખબર છે. માટે ભલે અહીંથી ફાંસ જતી.' અભિમાની, દ્વેષી, ઇર્ષ્યાળુ, પાપના ભય વિનાની વીરમતીનું હૃદય તો જુઓ. તેને તો ચંદરાજાને બાકીની જીંદગી કુકડાપણામાંજ પૂરી કરાવવી છે. ચંદરાજાનો વાંક કેટલો અને શિક્ષા કેટલી ? પણ હવે તો વીરમતીને અત્યંત રાજ્યલોભ ઉત્પન્ન થયો છે, તૃષ્ણાનો પ્રવાહ વૃદ્ધિ પામ્યો છે, એટલે તેને કોઇ રીતે રાજ્ય છોડવું ગમતું નથી, તેનું આ પરિણામ છે; પરંતુ મનુષ્ય ધારે છે કાંઇ અને દૈવ કરે છે કાંઇ. દૈવની પાસે માણસનું ધાર્યું કાંઈ પણ કામ આવતું નથી. લોકપ્રસિદ્ધ વાત છે કે રામચંદ્રજી વસિષ્ઠ ઋષિના કાઢી આપેલા મુહૂર્ત્તે પ્રાત:કાળમાં ગાદીએ બેસવાના હતા, પ્રજાપાળક બનવાના હતા, રાજ્યસિંહાસને આરૂઢ થઈ પ્રજાને સંતોષ આપવાના હતા, રાત્રિમાં ગાદીપતિ થવાનાં સ્વપ્ન સેવતાં હતાં, પણ પ્રાત:કાળ થતાં એ આખીયે બાબત પલટાઈ ગઇ. એ બધી ભાગ્યની રમત છે. વિધિના લેખ કોઈ ફેરવી શકતું નથી. એક ગુજરાતી કવિએ કહ્યું છે કે:—

કરે કષ્ટમાં પાડવા, દુર્જન ક્રોડ ઉપાય,
પુણ્યવંતને તે સવી, સુખના કારણ થાય.

તે પ્રમાણે પુણ્યશાળી ચદરાજાને પણ આ નિમિત્ત તેના હિત માટેજ થવાનું છે તે આપણે આગળ વાચશું ત્યારે સપૂર્ણ ખાત્રી થશે

હાલ તો સચીવે જઇને ગુણાવળી પાસે પાજરૂ માગ્યું તેને તો એ વાત સાભળી મોટો આઘાત લાગ્યો આટલો સયોગ છે તે પણ વિરહના રૂપમા પલટાઇ જવાનું આખ આગળ તરી આવ્યું તેણે મત્રીને ઘણી રીતે સમજાવ્યો, પરતુ વિચક્ષણ મત્રીએ તેનું અહીંથી જવુજ હિતકર જાણ્યુ, તેથી તેણે ગુણાવળીને સમજાવીને પાજરૂ પોતાના હાથમા લીધુ ગુણાવળીએ તેને પાજરૂ આપ્યું તો ખરૂ પણ તેનું હૃદય હાથમા રહ્યુ નહીં તે અસહ્ય શોકાક્રાત થઈ ગઈ

આપણે ઢાળ સત્તરમીના દુહામા વાચ્યુ તેમ હેમરથ પરાજય પામે છે અને વીરમતી પાસે માફી માગે છે તેથી વીરમતીના અભિમાનપણામા વૃદ્ધિ થાય છે, અને સત્તરમી ઢાળથી નવી બાબત શરૂ થાય છે તેમા શિવકુવર નાટકીયાનુ પાત્ર વધે છે એ એક અદ્ભુત નાટકકાર છે અનેક રાજાઓને રીઝવીને તે અહીં આવેલ છે અહીના રાજ્યની અતરગ સ્થિતિથી તે પુરો જાણીતો થયેલ નથી રાજગાદી ઉપર વીરમતીને બેઠેલી જોઇને જો કે તે તેને આશીર્વાદ આપે છે અને નાટક કરવા માટે તેની આજ્ઞા માગે છે પરતુ તેના ખ્યાલમા આભાનગરીનો રાજા ચદ છે એમજ છે, તેથી તે પોતાના નાટકને પરિણામે ચદરાજાનોજ જય બોલે છે કે જે જયનુ પરિણામ વીરમતીના, ગુણાવળીના અને ચદરાજા વિગેરેના સબધમા જુદી જુદી રીતનુ આવે છે તે પણ આપણે ઉપર વાચ્યુ અહીંથી તો વગર વિચાર્યું કાર્ય કરવુ નહીં અને અભિમાનના આવેશમા આવવુ નહીં એટલુંજ રહસ્ય ગ્રહણ કરવાનુ છે તે ગ્રહણ કરવુ

હવે તે કુર્કટ પ્રત્યે પોતાની પ્રેમદશાવાળી લાગણી જણાવશે, કુર્કટ તેને ચાંચવડે સમજાવશે અને પરિણામે કુર્કટ શિવમાળાને પ્રાપ્ત થશે, તે સઘળી હકીકત આપણે આગળ વાચશું અહીંઆ તો અભિમાનીની પ્રવૃત્તિ, દાતારનો સ્વભાવ અને કળાથી થતો લાભ એ ત્રણ બાબત વિચારવા યોગ્ય છે તેનું સંક્ષેપમા ઉપર અન્વેષણ કરવામા આવ્યુ છે, સુજ્ઞોએ સ્વબુદ્ધિ અનુસાર તેની વિશેષ વિચારણા કરી લેવી અને એક બાબત ત્યાગ કરી બે બાબત અગીકાર કરવી

## ઢાળ ૨૧ મી.

( હો પીઉ પાતળીયા થેં છો શિરનાં મોડજો—એ દેશી. )

હો પીઉ પંખીયડા, નારી ગુણાવળી તામજો, પિંજરીઓ કર લીધો ઝરતે લોયણે રે લો; હો. પભણે પરિહરી મુજજો, વીછડવા મતિ કીધી અગણિત જોયણે રે લો. ૧ હો. વસિયા મુજ હૃદય મઝારજો, તનમનના સોદાગર પરદેશી થયા રે લો; હો. મૂકતા રખે વિસારિ જો, સંભારી કોઇ વેળા પિયુ કરજો મયા રે લો. ૨ હો. તુમને કહિયે ક્ષિણ માત્રજો, યૌવનના આભૂષણ નહીં મુને વિસરો રે લો; હો. ન કર્યો ગુન્હો કોઇ જો, અવગુણ વિણ વિછડવું વાલ્હા કાં કરો રે લો. ૩ હો. હુંતી આશ અનંત જો, થોડી પણ કાં નાણી મુજ ઉપર દયા રે લો; હો. ચતુરે ન આપી પંખ જો, મેળો દુર્લભ તેહનો જે કરથી ગયા રે લો. ૪ હો. જોવો મિટ મિલાયજો, ભાવી વશ એ લહિવો પિયુ મેળાવડો રે લો; હો. જે પાડે છે વિયોગજો, તેહના મુખમાંહે મહી-પુત્રી પડો રે લો. ૫ હો. સુંદર મંદિર છોડજો, અકુલિણી શિવમાળા મોહ્યા તેહથી રે લો; હો. જાસો વિરહ જગાયજો, જ્વાળા તે અસરાળા નહીં શમે મેહથી રે લો. ૬

---

### ઢાળ એકવીસમીનો ભાવાર્થ.

ગુણાવળી કુકડાવાળું પાંજરૂં મંત્રીના હાથમાં સોંપતાં આંખમાંથી આંસુની ધારા વહેતે ચંદરાજા પ્રત્યે કહેવા લાગી કે—"હે સ્વામી ! મને તજી દઇને આપે પણ દૂર દેશ જવાનો વિચાર કર્યો જણાય છે. આ કાર્યમાં આપની પણ સંમતિ લાગે છે. હું અત્યારે છતે સ્વામીએ અનાથ છું, નિરાધાર છું, મારી ફરીયાદ કોઇ સાંભળે તેમ નથી; તો પણ આપની ઇચ્છાને આધીન થઇને તેમજ આપનું જીવિતવ્ય અખંડ રહે તેટલા ભરોસાથી આપને હું મારા પ્રાણની જેમ બીજાના હાથમાં આપું છું, પરંતુ હે સ્વામી ! તમે મને કદિ પણ ભૂલી જશો નહીં, મને સંભારજો, મારી ઉપર દયા રાખજો, મેં કદિ આપનો કાંઈ અપરાધ કર્યો હોય તો તે ભૂલી જજો. મેં તો આપનો અપરાધ કયારે પણ કર્યો હોય એમ મને સાંભરતું નથી, તે છતાં આપ કેમ આવો વિચાર કરો છો ? હે યૌવનભૂષણ ! મને તમે એક ક્ષણ પણ વિસરનાર નથી. મારા મનમાં અનેક પ્રકારની આશાઓ હતી પણ તે તો બધી અત્યારે દૈવે ધૂળ ભેગી કરી દીધી છે, મને નિરાશ બનાવી દીધી છે. વળી હવે તો તમે પણ મારાથી વિખૂટા પડો છો, એટલે તે આશાઓ વધારે નિરાશાના રૂપમાં પલટાઈ જાય છે. હવે આપનો ફરી મેળો થવો તે ખરેખર દુર્લભ છે—દૈવના હાથમાં છે. જેણે અત્યારે આપણો વિયોગ કરાવ્યો છે તેને માટે શું કહું ? તેના મુખમાં ધૂળ પડો. હે સ્વામી ! તમે કુળહીન શિવમાળા ઉપર મોહ્યા તેથી આ સુંદર મહેલ છોડી જશો, પણ આપના વિરહની જ્વાળા વરસાદના જળની ધારાથી પણ બુઝાય તેમ નથી. ૧–૬

હો. અણખીલો કિરતાર જો, ગોઠડલી આપણલી ન શકયો સાંસહી રે લો; હો. છાતી મહારી કઠોરજો, વીછડવાની વેળા હજી આખી રહી રે લો. ૭ હો. કહુ છુ વિછાઇને ગોદજો, વેરણને પણ ન હોશો વીછડવા ઘડી રે લો; હો. હુ અબળા નિરધારજો, ધણને ઉપર કુમયા ન કરો એવડી રે લો. ૮ હો. તુમ રઢિયાળા બોલજો, ખટકશે ક્ષિણ ક્ષિણમાં ખટકતણી પરે રે લો; હો. વિછુહ્યા મિલણ દુર્લભ જો, લાગે નહી જઇ પાછુ પત્ર તરૂવરે રે લો. ૯ હો. જાશો કોશ હજારજો, દાસીને કોઇ સમયે સ્વામી સભારજો રે લો; હો. કરી કરૂણા એકવાર જો, મ હિરિયે આપણડે વેગે પધારજો રે લો. ૧૦ હો. તુમે મુજ જીવનમૂલ જો, રાતડીઉં આંખડીઉં ઉપર વારણે રે લો; હો. એ મુજ નિપટ આલોચજો, ફેરવશે નાટકીઆ પરઘર બારણે રે લો. ૧૧ હો. જો રાખુ કરી જોરજો, સાસુડી છે ભુડી નવિ પૂરૂ પડે રે લો; હો, દેતાં ન વહે ચિત્તજો, જીવતણી ગતિ જાણો ઘટ જીમ ચાકડે રે લો. ૧૨ હો. બોલ્યો કુક્કડ રાયજો, સમજાવે પદ નખથી અક્ષરને લખી રે લો; હો. ધણ મનહરણી, મ કરીશ ફીકર લગાર જો, ન મિલે તુજ મુજ મેળો જાન ગયા પછી રે લો. ૧૩

---

ઇર્ષ્યાળુ દૈવ આપણી સુખી સ્થિતિ જોઇ શકયો નહીં મારી છાતી અત્યત કઠોર જણાય છે કે જે આવે દુ ખને સમયે પણ ફાટી જતી નથી હુ દૈવને ખોળો પાથરીને કહુ છુ કે 'વેરણને પણ આવો વખત આપીશ નહીં ' આ દુ ખનો અનુભવ તો જેને માથે પડે તેનેજ થાય તેમ છે આપના પ્રેમભરેલા વચનો વારવાર યાદ આવશે અને હૃદયમા શલ્યની જેમ ખટકશે વળી હે દયાળુ ! જુદા પડયા પછી મેળાપ થવો મુશ્કેલ છે, કારણ કે વૃક્ષ ઉપરથી ખરેલુ પાદડુ ત્યા જઇ ફરી ચોટી શકતુ નથી હે સ્વામીનાથ ! આપ તો હવે હજારો ગાઉ દૂર જવાના, પણ આ દાસીને કોઇક સમયે અવશ્ય સ્મરણમા લાવજો હે સ્વામી ! કરૂણા કરીને પોતાને ઘેર પાછા વહેલા પધારજો તમે મારા જીવનસ્વરૂપ છો, મૂળ વિના જેમ વૃક્ષ સૂકાઇ જાય તેમ આપના વિયોગે આ શરીરની તેવીજ દશા સમજજો આ રાતી આખલડી નિરતર તમારી રાહ જોયા કરશે હું ઘણો ખેદ તો તેથી પામુ છુ કે આ નાટકીયા તમને ઘેર ઘેર ફેરવશે પણ જો તે કારણથી ના પાડુ છુ તો સાસુ એવી ભુડી છે કે તમારા જીવનનો ભય રહે છે હે જીવનહાર ! આ સ્થિતિ હોવાથી આપને આપી દેતા મારૂ મન કબૂલ કરતું નથી ચાકડે ચઢેલા ઘડાની જેમ મારૂ મન ચકડાળે ચઢેલુ છે" આ પ્રમાણેના ગુણાવળીના વચનો સાભળી કુર્કટે પગના નખવડે અક્ષર લખીને તેને સમજાવ્યું કે-" હે પ્રાણપ્રિયે ! તું મારી બીલકુલ ફીકર કરીશ નહી વળી મારો અને તારો મેળો તો જો પ્રાણ જાય તો પછી મળે નહીં, પણ મારા પ્રાણ જો રહ્યા છે તો તું જરૂર માનજે કે આપણો પાછા મળશું ૭-૧૩

હો. મિલશું ધરજે ધીરજો, અળગો તો પણ તું મુજ જાણજે ઢુકડો રે લો; હો. રાખજો હૃદય મઝારજો, મુજને નર નટ કરશે ટાળી કુકડો રે લો. ૧૪ હો. દેશ તથા પરદેશ જો, પરણી જે ધુરધરણી તે કિમ વીસરે રે લો; હો. વાલિમ વચને તામજો, કાંઇક તે હિયડામાં ધીરજતા ધરે રે લો. ૧૫ હો. સચિવને કહે નૃપ નારીજો, સાસુને જઇ સોંપો તુમે એ પાંજરો રે લો. હો. કરી પ્રણિપતિ મંત્રીશ જો, રાણીને તેહ આપ્યો તતક્ષણ પાધરો રે લો. ૧૬ હો. નટને બક્ષ્યો સધ જો, રાણીએ પણ ન કરી કાંઇ પડખામણી રે લો; હો. ત્રીજા ઉલ્લાસની એહ જો, એકવીશમી કહી મોહને ઢાળ સોહામણી રે લો. ૧૭

દુહા.

નટવર પિંજર શિર ધરી, રાણી કીધ પ્રણામ;
હરષે ઉભરાતે હીયે, આવ્યા નિજ વિશ્રામ. ૧

પિંજર શય્યા ઉપરે, થાપ્યું યતને જોર;
શિવમાળા કર જોડીને, કહે વચન એક ઠોર. ૨

અમે અરાજક સહુ હુતાં, આજલગણ શિરતાજ;
હવે તો ધણિયાતાં થયાં, તુમથી કુર્કટરાજ. ૩

---

વળી હું તારાથી દૂર જાઉં છું પણ તું મને તારી નજીકજ માનજે અને મને તારા હૃદયમાંજ રાખજે. વળી તું ચોકસ ધારી રાખજે કે આ નટ મને કુકડો ટાળીને મનુષ્ય બનાવશે. વળી દેશમાં રહીએ કે પરદેશ જઇએ પણ પ્રથમની પ્રેમાળ સ્ત્રી કેમ ભૂલાય? માટે તે વાતનો તું અંદેશો કરીશ નહીં." આ પ્રમાણેના કુર્કટના લખેલા શબ્દો વાંચવાથી ગુણાવળીને કાંઇક ધીરજ આવી. તેણે કુર્કટ સમેત પાંજરૂં સચીવના હાથમાં આપીને કહ્યું કે 'તમે આને લઇ જાઓ અને મારી સાસુને આપો.' મંત્રીએ તરતજ પાંજરૂં લઇ જઇને વીરમતીને આપ્યું. તેણે પણ તરતજ નટને બક્ષીશ કર્યું. અને બક્ષીશ કરતા પહેલાં પક્ષી સંબંધી બીજી કાંઇપણ વાતચીત કરી નહીં. આ પ્રમાણે ત્રીજા ઉલ્લાસની એકવીશમી ઢાળ મોહનવિજયજીએ મનને આનંદ પમાડે તેવી કહી. ૧૪–૧૭

દુહાનો ભાવાર્થ.

નટ બહુ ખુશી થયા અને પાંજરૂં લઇ હર્ષિત ચિત્તે વીરમતીને પ્રણામ કરી ખુશ ખુશ થઇને ત્યાંથી વિદાય થયા. શિવમાળાએ પાંજરૂં પોતાના મકાનપર લઇ જઇને એક ઉત્તમ શય્યા ઉપર મૂક્યું અને તેની સામે ઉભી રહી હાથ જોડીને તે તેમજ તેનો પિતા બોલ્યા કે–"હે સ્વામી! આજ સુધી અમે રાજા વિનાના હતા, હવે અમે રાજાવાળા થયા છીએ. ૧–૩

પ્રજા અમે રાજા તુમે, કરશુ નવનવરંગ;
ભાગ્ય હોય તો સંપજે, ઉત્તમ ચતુર પ્રસંગ. ૪

પહિલાં મુજરો તુમતણો, પછે અવરનો હોય;
રાજી રહેજો અહનિશે, દુઃખ ન વહેશો કોય. ૫

મેવા મૂક્યા આગળે, ચુગે વિહંગપતિ તેહ;
પણ કંઠે નવિ ઉતરે, ગુણાવળીને નેહ. ૬

સમજાવે નટપુત્રિકા, અહો પંખી મત ઝૂર;
ચુગો સુખે મન ઊમગે, પહોંચશે વાજતે તૂર. ૭

ઢાળ ૨૨ મી.

( આજ હજારી ઢોલો પ્રાહુણો—એ દેશી )

કહે મંત્રીને ગુણાવળી, કહો રાણીને સમજાય; વાલિમ મોરા રે, વીછડીઓ ઘણુ સાંભરે, છે કોઈ વાલો જગદીશનો, પીઉ રાખે જઇ વિલભાય. વા૦ વી૦ ૧ કિહાંઇ જાશે નટ લેઇને, મુજ પ્રીતમ પ્રાણાધાર; વા૦ હાથ વિછુટો મેલાવડો, ફરી હોતાં લાગે છે વાર. વા૦ વી૦ ૨ એ નરભ્રમરને પગે પગે, નવ

હવે અમે પ્રજા અને તમે રાજા આપણે નવા નવા આનંદ મેળવશુ પૂરા ભાગ્ય હોય તોજ આપની જેવા ચતુરનો પ્રસંગ પ્રાપ્ત થાય આજથી પહેલો તમને મુજરો કરીને પછી અમે બીજા રાજાઓને મુજરો કરશુ આપ અહર્નિશ આનંદમા રહેજો કોઇ પ્રકારનુ દુઃખ ધારણ કરશો નહીં" આ પ્રમાણે કહી કુર્કટરાજની પાસે અનેક પ્રકારના મેવા વિગેરે પદાર્થો મૂક્યા, તે કુર્કટે ચણવા તો માડયા, પણ તે વખતે ગુણાવળીનો સ્નેહ સાભરી આવવાથી તેના વિયોગ દુઃખવડે કંઠ રૂધાઈ ગયો, જેથી ગળે ઉતર્યા નહીં તે જોઇ શિવમાળાએ કહ્યુ કે-" હે વિહંગરાજ ! તમે ઝુરો મા, ઉમંગથી મેવા વિગેરે આરોગો, કાળે કરીને બધો આનંદ થઇ રહેશે " ૪–૭

ઢાળ બાવીશમીનો ભાવાર્થ.

અહીં પાંજરૂ લઇ વીરમતીને આપ્યા પછી સભા વિસર્જન થઈ, એટલે મંત્રી ગુણાવળી પાસે દીલાસો આપવા આવ્યો તેને ગુણાવળી કહેવા લાગી કે-" હે મંત્રી ! કોઇ રીતે રાણીને સમજાવીને મારૂ પાંજરૂ–મારા કુર્કટરાજ મને પાછા લાવી આપો મને એનો વિયોગ ઘણો સાલે છે એ નટો તો મારા પીયુને લઇને કયાના કયા જશે, એટલે પછી મને મારા પતિનો મેળાપ શી રીતે થશે ? એ નરભ્રમરને તો પગલે પગલે નવા

નવલા મળશે મિત્ત; વા૦ વિણ પતિ કેહી ગતિ માહરી, તુમે જોવો વિચારી ચિત્ત. વા૦ વી૦ ૩ રહિશે જો કુકડલો થકો, તોહિ માવડીના પૂરશે કોડ; વા૦ આલાલુંબો એ માહરો, મત હાથે વિખેડો જોડ. વા૦ વી૦ ૪ રાણી તો પૂરવજન્મની, થઇ વૈરિણી ન તજે કેડ; વા૦ ટાળી મનુષ્ય પંખી કર્યો, તોય નાવ્યો હજીય નિવેડ. વા૦ વી૦ ૫ જે મુજ પ્રીતમ મેળવે, તસ ઓસિંગણ ન થવાય; વા૦ પ્રાણ કરૂં તસ લુંછણે, પાંપણથી પુછું પાય. વા૦ વી૦ ૬ સાસુ કાંઇ જાતી નથી, ગયા જિમ ઉંટના શિંગ; વા૦ માહરા પિયુનો યશ સુણી, એહને કિમ લાગે છે હીંગ. વા૦ વી૦ ૭ કહે મંત્રી બાઇ તુમે, હવે ન કરો દુઃખ પ્રતિચાર; વા૦ ચંડા રંડા ન છેડીએ, એ તો ઉતરી સાતે ઉતાર. વા૦ વી૦ ૮ રહી છે થઇ એ ડોસલી, એહનો આધો ભરેંસો નાણ; વા૦ પછે તો એ રાજ તુમારડું, વળી ચંદનૃપતિ મહિરાણ. વા૦ વી૦ ૯ મન વારી રાખ્યું સુણી, હિતકારી મંત્રી બોલ; વા૦ મેવા કનક કચોલડા, પીઉ માટે આપ્યા અમોલ. વા૦ વી૦ ૧૦ દેઇ ભલામણ મંત્રીને, મૂકયો ફરી પ્રીતમ પાસ; વા૦ સોંપ્યા શિવમાળા ભણી, મીઠા મોદક સુવિલાસ. વા૦ વી૦ ૧૧ નટકન્યાના કાનમાં, કહ્યો મંત્રીએ કુકડભેદ; વા૦ ચંદનરેસર એહ છે, પંખી

---

મિત્રો, નવી સ્ત્રીઓ મળશે પણ મારી એસના વિના શી ગતિ થશે ? તે તમે વિચારી જુઓ. એ કુકડાપણામાં રહેશે તો પણ કોઈક દિવસ તેની ( સગી ) માના કોડ પૂરા કરશે, અને મને તો જીંદગી ભરનો આલુંભો રહ્યા કરશે. માટે માતાજીને જઇને કહો કે જાણી જોઇને પોતાને હાથેજ શું કામ આ જોડીને તોડી નાંખો છો. આ વીરમતી તો મારી પૂર્વભવની વેરણ જાગી છે. તેણે મનુષ્ય ટાળીને પંખી કર્યો તો પણ હજુ તેનો ક્રોધ શમ્યો નહીં. મને જે કોઇ મારા પ્રીતમ મેળવી આપે તેની પાસે હું ખોળો પાથરૂં, મારા પ્રાણ આપું, જીંદગી સુધી તેની ઓશીંગણ રહું, તેના પગ પૂજું. આ જગતમાંથી સૌ જાય છે, જેમ ઉંટના શિગડા ગયા, પણ આ સાસુ તો કયાંઇ પણ જાતી નથી, અખંડ દુઃખ દેવા બેઠી છે. મારા પિયુનો યશ સાંભળીને એને શું દુઃખ થાય છે ? ” આ પ્રમાણેનાં ગુણાવળીનાં વચનો સાંભળી મંત્રીએ કહ્યું કે—“ તમે વધારે ખેદ મ કરો એ તો ચંડા છે. એ સાસુને મ છેડો. એ સાતે ઉતારે ઉતરેલી નપાવટ છે. એ અત્યારે જો કે વૃદ્ધા થઇ છે પણ તેનો ભરૂસો ન કરશો. વળી અંતે તો એ કેટલો કાળ જીવવાની છે, છેવટે તો આ રાજ્ય તમારૂં અને તમારા પતિનું છે પણ હમણા ધીરજ રાખો. ” ૧–૯

આ પ્રમાણેનાં મંત્રીનાં વચનોથી આશ્વાસન પામીને ગુણાવળીએ મંત્રીને કેટલીક ભલામણ કરી અમૂલ્ય સુવર્ણના પાત્રો સ્વામીનાથના ભોજનને માટે આપી નટ પાસે મોકલ્યો. પતિને માટે કેટલાક મોદક મેવા વિગેરે શિવમાળાને મોકલ્યું તેની તે વખતે મંત્રીએ શિવમાળાના કાનમાં ખરો ભેદ કહ્યો કે “ આ કુર્કટ તે ચંદરાજા પોતેજ છે. તેની અવરમાતાએ

માએ કર્યો ધરી ખેદ. વા૦ વી૦ ૧૨ રૂડી રીતે રાખજો, મત દાખજો એહને છેહ; વા૦ વહિલા ફિરતા આવજો, લેખ લિખજો ધરજો નેહ. વા૦ વી૦ ૧૩ કુર્કટને પ્રણમી કરી, આવ્યો મંત્રી નિજ આગાર; વા૦ કીધા ઢોલ ઢકોલડા, ચઢી ચાલ્યો નટ શિરદાર. વા૦ વી૦ ૧૪ ઢોલ સુણીને ગુણાવળી, ચઢી સાતમી ભૂમી તામ; વા૦ જાતા દીઠા નટવરા, લેઇ શીશે પંખી ધામ. વા૦ વી૦ ૧૫ પિંજર નજર ભરી જુએ, ગયો અળગો લોપી સીમ; વા૦ આડા તરૂ આયા ઘણા, પામી મૂરછાલ એ હિત નીમ. વા૦ વી૦ ૧૬ શીતળ પવન પ્રયોગથી, લહી ચેતના સખી ઉપચાર; વા૦ સમજાવી આવી મંત્રીએ, રાણી સમજી મનહ મઝાર. વા૦ વી૦ ૧૭ આવી વીરમતી કહે, વહુ થયો નિઃકંટક ગેહ; વા૦ ગયો કુર્કટ તે ભલી થઇ, હવે જો તું તુજ મુજ નેહ. વા૦ વી૦ ૧૮ અવસર ચતુર ગુણાવળી, કરે હાજી હાજી સુવિશાળ, વા૦ ત્રીજા ઉલ્લાસની મોહને, કહી બાવીશમી એ ઢાળ. વા૦ વી૦ ૧૯

---

તેને કુકડો બનાવી દીધો છે, માટે તેને તમે સારી રીતે જાળવજો કોઈ રીતે તેને છેહ દેશો નહીં ફરતા ફરતા આ તરફ પણ આવજો કાગળ લખીને ખબર આપતા રહેજો અને જેવો સ્નેહ છે તેવો સ્નેહ રાખજો ” ઇત્યાદિ શબ્દો કહી કુર્કટને પ્રણામ કરી મંત્રી પોતાને સ્થાને આવ્યો નટોએ પણ પોતાની સર્વ સામગ્રી લઇને ત્યાથી પ્રયાણ કર્યું તે વખતે ઢોલ વાજાને તેઓ નીકળ્યા, એટલે ઢોલનો શબ્દ સાભળી ગુણાવળી પોતાના આવાસના સાતમે માળે ચઢી તેમને જોવા લાગી શિવમાળાના મસ્તક ઉપર કુર્કટનુ પાંજરૂ દીઠુ તે નજરે પડ્યુ ત્યાસુધી તે તરફ જોઇ રહી અનુક્રમે તેઓ દૂર ગયા—દેખાતા બંધ થયા—વૃક્ષો આડા આવવા લાગ્યા એટલે ગુણાવળી વિરહાતુર થવાથી મૂર્ચ્છિત થઈ પૃથ્વી ઉપર ઢળી પડી સખીઓએ શિતળ ઉપચાર કર્યા, તેથી સાવધ થઇ મંત્રીએ પણ આવીને અનેક પ્રકારે સમજાવી ત્યારબાદ વીરમતી પણ ત્યા આવી અને કહેવા લાગી કે—‘ આપણા બેની વચ્ચેથી ફાસ ગઇ, નિષ્કંટકપણુ થયુ, કુકુડો ગયો તેજ સારૂ થયુ હવે મારો અને તારો સ્નેહ કેવો જામે છે તે જોજે ’ અવસરની જાણ ગુણાવળી હાજી હાજી કહેવા લાગી કારણ કે બીજો કોઈ ઉપાય નહોતો દૂધથી દાઝ્યો છાશ પણ ફૂકી ફૂકીને પીયે છે, તેમ ગુણાવળી રાત દિવસ ઝુર્યાજ કરે છે, વળી ખરેખર વીરમતીનો વિશ્વાસ કરવા જેવુ નથી એટલે હાજી હાજી કરી રાજી રાખ્યા વિના છૂટકો નથી ગુણાવળીએ હાજી હાજી કર્યું એટલે સાસુજી રાજી થઇને વિદાય થયા ત્રીજા ઉલ્લાસની બાવીશમી ઢાળ મોહનવિજયજીએ કહી ૯—૧૯

દુહા.

જિમ જિમ પ્રિતમ સાંભરે, તિમ તિમ હૃદય મઝાર;
ધુખે વિરહ પાવક પ્રબલ, આંસુધાર અપાર.

જે દેશે સજ્જન વસે, તે દિશિ તણો પવન્ન;
પ્રીતમ તનુ ફરસી કરી, ફરસો માહરૂં તન્ન. ૨

અરે પ્રાણ પ્રાણેશ વિણ, રહેશો કેહે ઢંગ;
ગમનશીલ તુમ ધર્મ છે, કિમ ન ગયા પિયુ સંગ. ૩

કિહાં કંત કિંહા નવલરસ, કિહાં સુરંગો નેહ;
બાજી બાજીગર તણી, થઇ ગઇ કોઇ એહ. ૪

પીયુ સુરગિરિસમ જીવજો, વધજો વડ વિસ્તાર;
મેળાવે સંભારજો, અહો જીવન આધાર. ૫

ઝૂરે એમ ગુણાવળી, પિયુ વિણ સુને ગેહ;
તનુ શૃંગાર અંગાર સમ, વિરહે દુર્બળ દેહ. ૬

તીવ્ર નિરંતર તપ તપે, કર્મ નિર્જરા હેતુ;
ધરે ધ્યાન જિનરાજનું, જે ભવસાગર સેતુ. ૭

---

દુહાનો ભાવાર્થ.

કુર્કટના દૂર ગયા બાદ એકલી પડેલી ગુણાવળીની સ્થિતિ અત્યંત ચિંતાતુર થઇ પડી. જેમ જેમ પતિનું સ્મરણ થવા લાગ્યું તેમ તેમ તેની વિરહજવાળા વધવા લાગી. આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. જે બાજુ તરફ પતિ ગયા છે તે દિશાનો પવન આવે તોપણ તે પતિને ફરસીને આવે એમ ધારી પ્રસન્ન થવા લાગી, તે પ્રાણને કહેવા લાગી કે—' હે પ્રાણ ! તું પ્રાણેશ વિના કેમ રહી શકીશ. તારો તો ગમન કરવાનો આચારજ છે, તો તે ગયા અને તું ( પ્રાણ ) કેમ રહ્યો ? ' વળી તે સાંભરે છે કે–' કિહાં સ્વામી, કયાં તેનો નવો નવો રસરંગ અને કયાં તેનો અપૂર્વ સ્નેહ ! આ તો જેમ કોઇ બાજીગર બાજી પાથરે અને પાછી સંકેલીલેય તેમ એકાએક થઇ ગયું. હે પ્રીતમ ! તમે ગયા તો ભલે ગયા પણ મોટા આયુષ્યથી જીવજો, તમારો વંશ વડની જેમ વૃદ્ધિ પામજો, માત્ર તે જીવન આધાર ! મને અવસરે સંભારજો ભૂલી જશો નહીં.'

આ પ્રમાણે ગુણાવળી ઝુર્યા કરે છે, તેને ઘર બધું સૂનું સ્મશાન જેવું લાગે છે, શૃંગાર અંગારા જેવા લાગે છે અને શરીર સુકાવા લાગ્યું છે, તે ધર્મિષ્ટ હોવાથી અશુભ કર્મનો થયેલો માની કર્મનિર્જરાને માટે નિરંતર નવા નવા તપ તપે છે, અને ભવસમુદ્રના કિનારા સમાન પરમાત્માનું અહર્નિશ ધ્યાન ધરે છે. ૧–૭

ઢાળ ૨૩ મી.

( નિઠુર ન થઇએ રે કાન ગોવાળ—એ દેશી )

નવલ સનેહી રે ચંદભૂપાળ, છે પંખી પણ તોહી; આવે સંગ લીના રે, નૃપ મછરાળ. એ આંકણી. સાત નૃપતિ નિજ ભૂમિપેરે, ચાલ્યા દળ લઇ પૂર; ગુણાવળી આદેશથી રે, ગુ૦ ઓલગવા ચંદ સનૂર. ન૦ છે૦ ૧ તે નટને આવી મળ્યા રે, કુક્કડ પ્રણમ્યા પાય; સ્વામી તાહરી સેવના રે, સ્વા૦ અમહુતી તો ન મુકાય. ન૦ છે૦ ૨ આવ્યા ગુણાવળી કહેણથી રે, રહિશુ ઓલગે નિશદિશ; છો પંખી તો શુ થયુ રે, છો૦ પણ તુમચરણે એ શીશ. ન૦ છે૦ ૩ કુકડે નામી કંધરા રે, લહ્યું સેવકે સનમાન; નટ દળ પંખી દળ વહે રે, ન૦ એક પંથે પ્રેમ સમાન. ન૦ છે૦ ૪ શિવમાળા શિર ઉપરે રે, રાખે પિંજર મારગમાંહિ; ચામર વિંજે બેહુ જણા રે, ચા૦ કરે છત્રની કોઇક છાંહિ. ન૦ છે૦ ૫ ગામે ગામ પુરે પુરે રે, નટ નિજ પેટ નિમત્ત, કુકડરાજા આગળે રે, કુ૦ રમી મેળે બહુળુ વિત્ત. ન૦ છે૦ ૬ ઇમ જનપદ જનપદ તણા રે, નૃપ આપે બહુ દામ; પિંજરથી નટને થયુ રે, પિં૦ એક પંથ અને દો કામ. ન૦ છે૦ ૭

---

ઢાળ ત્રેવીશમીનો ભાવાર્થ.

ગુણાવળી જે અહીં એકલી રહી છે તેણે કુર્કટની રક્ષાને માટે સાત સામંત રાજાઓને પ્રેરણા કરીને તેની સાથે રહેવા મોકલ્યા તેઓ પણ પોતાના લશ્કર સહીત આવીને નટની ભેળા થયા કુર્કટને પ્રણામ કર્યા અને પોતે સાથે રહેવા આવ્યા છે એ હકીકત નિવેદન કરી તેમણે કહ્યુ કે-'અમે ગુણાવળીના આદેશથી આવ્યા છીએ, અહર્નિશ અમે સાથે રહેશું, તમે કુર્કટ થયા તો શું થયુ, અમારા તો આપજ સ્વામી છો ' આ પ્રમાણે કહી મસ્તક નમાવ્યુ એટલે કુર્કટે પણ તેમના પ્રણામ સ્વીકાર્યા એટલે સેવકરાજાઓ પણ પોતાને સન્માન મળ્યુ એમ માનવા લાગ્યા પછી નટનું મંડળ અને ચંદનું દળ પંથ કાપતા સૌ સાથે ચાલ્યા શિવમાળા માર્ગમા પાંજરૂ પોતાને માથેજ રાખવા લાગી બે માણસો બે બાજુ રહીને ચામર વીંજવા લાગ્યા એક જણ મોટુ છત્ર લઈને ચાલવા લાગ્યો એ પ્રમાણે ચાલતા ગામે ગામ અને શહેરે શહેર ફરતા અને અનેક સ્થાનકે પોતાના ઉદર પોષણ માટે નાટક કરતા પુષ્કળ દ્રવ્ય મેળવવા લાગ્યા અને જે મળે છે તે કુકડા પાસે ધરવા લાગ્યા આ પ્રમાણે દેશ દેશના રાજાઓ ઘણું ધન આપે છે કુર્કટરાજના પ્રતાપથી નાટકીઆઓને તો એક પંથ અને બે કાજ જેવું થયુ

**શિવમાળા મેવા ઘણા રે, આગળ લેઇ ધરંત; જીવિતના જીવિત પરે રે, જી૦ નિત કુર્કટ જતન કરંત. ન૦ છે૦ ૮ ઇમ નિત પ્રત્યે નવ નવ રસે રે, રમતા દેશ વિદેશ; ન ધરે શંકા કોઇની રે, ન૦ નટ મનમાંહે લવલેશ. ન૦ છે૦ ૯ એહવે આવ્યા અનુક્રમે રે, સુંદર દેશ બંગાળ; પૃથિવીભૂષણ પુર તિહાં રે, પૃ૦ સુરપુરહુંતી સુવિશાળ. ન૦ છે૦ ૧૦ જિહાં અરિમર્દન નરવરૂ રે, જેહનો પ્રબળ પ્રતાપ; તેહને ચંદના તાતથી રે, તે૦ હતો માંહોમાંહે મિલાપ. ન૦ છે૦ ૧૧ સમીઆણા તાણ્યા નટે રે, પુર સીમાએ સુરંગ; મૂકયો કુર્કટ પિંજરો રે, મૂ૦ કરી સિંહાસન ઉત્તંગ. ન૦ છે૦ ૧૨ તેડાવ્યા અરિમર્દને રે, નટ રમવા દરબાર; પિંજર કરી મુખ આગળે રે, પિં૦ કર્યું નાટક ગતિ અનુસાર. ન૦ છે૦ ૧૩ રીઝયો પુરરાજા ઘણું રે, દીધો લાખ પસાય; પૂછયો પ્રબંધ પંખીતણો રે, પૂ૦ કહ્યો સંક્ષેપે નટરાય. ન૦ છે૦ ૧૪ તવ રાજા બંગાળનો રે, લાગ્યો કુક્કડ પાય; મણિ કંચન હય હાથીઆ રે, મ૦ કર્યા પેસકસી હિતલાય. ન૦ છે૦ ૧૫ હું છું સેવક રાવલો રે, રે પંખી નૃપ ચંદ; ભલે પધાર્યા પ્રાહુણા રે, ભ૦ અણચિંત્યા વીરના નંદ. ન૦ છે૦ ૧૬ જિહાં તિહાં પુન્ય પ્રસાદથી રે, પ્રગટે મંગળમાળ; ત્રીજા ઉલ્લાસની મોહને રે, ત્રી૦ કહી ત્રેવીશમી ઢાળ. ન૦ છે૦ ૧૭**

---

શિવમાળા કુર્કટ પાસે દરરોજ નવા નવા મેવા મીઠાઇ મૂકે છે અને તેને પોતાના જીવનના આધારરૂપ ગણી તેનું પોતાના જીવની જેમ જતન કરે છે. આ પ્રમાણે નવા નવા રસપૂર્વક દેશ વિદેશમાં ફરતા ફરતા જરાપણ શંકા રાખ્યા સિવાય તેઓ બંગાળ દેશમાં **પૃથ્વીભૂષણ** નગરે આવી પહોંચ્યા. ત્યાં **અરિમર્દન** નામે રાજા રાજ્ય કરે છે. તેને ચંદરાજાના પિતા સાથે સારો સંબંધ હતો. ત્યાં નટોએ તંબુઓ નાંખીને પોતાનો પડાવ કર્યો અને તેમાં એક સિંહાસન ઉપર પાંજરૂં મૂકયું. રાજાને નટ આવ્યાના ખબર મળતાં તેણે નાટક કરવા પોતાના દરબારમાં બોલાવ્યા. તેઓ પાંજરૂં લઇને આવ્યા અને કુર્કટને પ્રણામ કરી તેની આજ્ઞા લઇને અપૂર્વ નાટક કર્યું. રાજા નાટક જોઇને બહુ ખુશી થયો. તેણે પુષ્કળ દાન આપ્યું, પછી આ પંખી કોણ છે ? એમ પૂછયું, એટલે નટે તેનું વૃત્તાંત સંક્ષેપથી કહી બતાવ્યું. તે સાંભળી બંગાળનો રાજા તેને પગે લાગ્યો અને તેની પાસે મણિકંચનની રાશી તથા હાથી ઘોડા વિગેરે પેસકસીમાં આપતો હોય તેમ રજુ કર્યું ( ધર્યું ). પછી કહ્યું કે ‘ હે વીર નૃપતિના પુત્ર ચંદરાજા ! હું તારો સેવક છું. તમે મારા પ્રાહુણા છો, મારા ભાગ્યથીજ મારે ત્યાં પધાર્યા છો. ’ આ પ્રમાણે કહેવાથી તેમાંથી કેટલુંક સ્વીકારીને બાકીનું પાછું આપ્યું. આવી રીતે ચંદરાજા જયાં જાય છે ત્યાં તેના પુણ્ય પ્રભાવથી મંગળની શ્રેણી પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ત્રીજા ઉલ્લાસની ત્રેવીશમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી.

દુહા

નટ ચાલ્યા પિંજર ગ્રહી, આગળ ધરી ઉચ્છાહ;
નિજ સીમા બંગાળપતિ, વોળાવી વળીયાહ. ૧

નટ રમતા ક્રમતા ધરા, આવ્યા સિંહલદ્વીપ;
જિહાં સિંહલપુર વર પ્રવર, સાયર તણે સમીપ. ૨

તિહાં નટ કુક્કડનો કટક, જઇ ઉતારો કીધ;
હરખ્યો અતિ સિંહલ નૃપતિ, નટની સુણી પ્રસિદ્ધ. ૩

નટ પણ પિંજર કર ગ્રહી, જઇ પ્રણમ્યો મહીપાળ,
રીઝાવ્યો નાટિક કરી, શિવકુંવરે તતકાળ. ૪

પંચસયા વાહણ તણો, આવ્યો દાણ જગીશ;
તે વેળા તે નટ ભણી, કર્યો સયલ બક્ષીશ. ૬

સિંહલ નૃપનો યશ કહી, કરી ઢોલ ઢમકાર;
જિહાં સ્વકીય ઉપકારિકા, નટ આવ્યા તિણવાર. ૬

રહ્યા રાતિ થયો પ્રાત જબ, કરી ભોજ્ય થઇ સજ્જ;
ઉમાહ્યા પોતનપુરે, નટભટ નિપટ સકજ્જ. ૭

---

દુહાનો ભાવાર્થ.

હવે નટો કુકડાનુ પાંજરૂ હાથમા લઇ ઉત્સાહ ધરી આગળ ચાલ્યા એટલે બંગાળનો રાજા પોતાની સીમાસુધી તેમને વળાવીને પાછો વળ્યો

નટો અનુક્રમે ચાલતા ચાલતા સમુદ્ર કિનારે સિંહલદ્વીપ પાસે આવ્યા ત્યા કિનારા ઉપર સિંહલપુર નામનુ નગર છે તેની બહાર પડાવ કર્યો નટની બહુ પ્રસિદ્ધિ સાભળી સિંહલરાજાએ તેને પોતાની પાસે નાટક કરવા બોલાવ્યા તેઓ પાંજરૂ લઈને રાજા પાસે ગયા નાટક કરવા સારૂ પ્રથમ પ્રણામ કરી વિનતિ કરતા રાજાએ હુકમ કરવાથી તેણે નાટક તરતજ કરવા માડ્યુ જે દેખીને રાજા બહુજ ખુશી થયો તેણે પાંચશે વહાણની જકાત જે તરતમાંજ આવી હતી તે નટને બક્ષીશ કરી દીધી નટો સિંહલરાજાનો યશ બોલી ઢોલ ઉપર ચમકારો કરી ત્યાથી વિદાય થયા અને પોતાને ઉતારે આવી રાત રહી, સવાર થઇ એટલે શિરામણ લઈ તૈયાર થઇ નટનુ દળ જે પોતાના કામમા કુશળ છે તે અત્યત હર્ષથી પોતનપુર તરફ જવા તૈયાર થયુ ૧–૭

## ઢાળ ૨૪ મી.

( કાનજી મેલોને કાબળી—એ દેશી. )

રાણી સિંહલને કહે રે, પંખીથી ધરી રાગ; આણી આપો એ કુકડો રે, મુજને પિયુ મહાભાગ. ૧ કામણગારો એ કુકડો રે, કર્યું જિણે જગત આધીન; એહ જોયા પછી સિંહલા રે, થઇ જિમ જળવિણ મીન. કા૦ ૨ જઇ રહ્યા એહ પિંજર થકી રે, તે પિંજરમાં પ્રાણ; લેઇ ગયો ચિત્ત એ દેખતાં રે, અહો તિર્યંચ વિનાણ. કા૦ ૩ ભૂપતિ ભાખે રાણી ભણી રે, શ્યો પંખીથી પ્રેમ; એહથી એઓની આજીવિકા રે, માગે આપે તે કેમ. કા૦ ૪ મુજને માગે કોઇ તુજ કને રે, તે મુજ જિમ ન દેવાય; તિમ નટ એહ આપે નહીં રે, હઠ લીધે શું થાય. કા૦ ૫ પંખી વિના કહે રાગિણી રે, મુજ જીવિત અકયત્થ; એ નટ લોભીને ભોળવી રે, દેઈ વસ્તુ સુપસત્થ. કા૦ ૬ મૂકયા પાયે રાણી હઠે રે, દાસ નટોની પાસે; માગ્યો સપિંજર કુકડો રે, કરે નટ વચન પ્રકાશ. કા૦ ૭ એ છે અમ ભૂપતિ કુકડો રે, તે કિમ દીધો જાય; અમને જો આપે એ કુકડો રે, તો અમે ના

---

### ઢાળ ચોવીશમીનો ભાવાર્થ.

અહીં સિંહલરાજાની રાણી **સિંહલા** કુકડાને જોઇને તેની ઉપર રાગવાળી થઇ. તેણે રાજાને બોલાવીને કહ્યું કે " એ કુકડો મને લાવી આપો. એ કુકડો કામણગારો છે, એણે જગત બધું પોતાને આધીન કર્યું છે, મને તેના ઉપર પૂર્ણ રાગ ઉત્પન્ન થયો છે, તેથી જળ વિના મીન જેવી મારી સ્થિતિ થઈ છે. મારા પ્રાણ તેનામાં જઈ વસ્યા છે, મારૂં ચિત્ત તેણે ચોરી લીધું છે. અહો પક્ષીનું પણ કેવું ઉત્તમ જ્ઞાન ? "

રાજા કહે કે " એવો પંખીની ઉપર પ્રેમ શો ? વળી નટોને એ આજીવિકાનું સ્થાન છે. તે માગવાથી આપે કેમ ? જેમ મારી માગણી કોઇ કરે અને તું આપવા ના પાડે તેમ એને માટે સમજવાનું છે. એ નટ તને કોઇ રીતે તે આપે એમ ધારી શકાતું નથી, તેથી તેને માટે હઠ કરવો ઘટિત નથી. " રાણી બોલી કે " તમે કહી તે બધી વાત સાચી, પણ મારૂં તો જીવતરજ તેના વિના અકૃતાર્થ છે; માટે ગમે તે રીતે તેને લાવી આપો. વળી નટો મોટા લોભીઆ છે જેથી એને મોટો લોભ આપીને લલચાવો પણ કુકડો લાવી આપો. " ૧–૬

રાણીનો અત્યંત આગ્રહ થવાથી રાજાએ કુકડો લેવા માટે નટની પાસે માણસો મોકલ્યા. તેઓએ નટ પાસે કુકડો માગ્યો, એટલે નટોએ કહ્યું કે " એ તો અમારો રાજા છે, તેને અમારાથી કેમ દેવાય ? એ અમને આપી શકે, અમે તેને આપી શકીએ નહીં. રાજાને

નવિ થાય. કા૦ ૮ તાકયો લેવા એ પંખીઓ રે, રાજા નાટક જોય; લાખ ટકે પણ એહવો રે, દાતા ન મળ્યો કોય. કા૦ ૯ ભૂપવધૂ જો જીવે નહીં રે, તો અમ નાવે સ્નાન; રાણી ભૂપને વાહલી રે, તિમ એ અમ જીવ સમાન. કા૦ ૧૦ સેવક રાયને વિનવ્યો રે, નટુએ કહ્યાં જે વચન; રોષ ચઢયો ચઢી ચાલીઓ રે, લેવા પંખી રતન્ન. કા૦ ૧૧ સાભળી ડંકા ભેરીતણા રે, સજ્જ થયા નર ઝુંઝાર; સામંત ચંદ નરિંદના રે, ઉભા થઇ અસવાર. કા૦ ૧૨ જાણીએ ઉત્તરે ઉન્નહી રે, શ્યામ ઘટા ઘનઘોર; પિંજર લેઇ ચઢી નિસર્યા રે, દેતાં નગારે ઠોર. કા૦ ૧૩ સિંહલ આવીને આખડયો રે, અલગા હૂંતિ ખેડિ; સુહટે નટે કરી ચાલણી રે, તિણે જેહવી કરી કેડિ. કા૦ ૧૪ પૂરેસૂરે જાઇ ભણી રે, જોર મચ્યો ધમસાણ; સિંહલના ભટ ઉપરે રે, વહી એકધારી કૃપાણ. કા૦ ૧૫ ફીકે મુખે નાસી ગયો રે, સિંહલ નૃપ અવિનિત; જય વાજી ચિહું ખૂંટમાં રે, કુક્કડ નૃપની જીત. કા૦ ૧૬ ચાલ્યા પોતનપુર ભણી રે, નટ ભટ થઇ ઉજમાળ; ત્રીજા ઉલ્લાસની મોહને રે, કહી ચોવીશમી ઢાળ. કા૦ ૧૭

---

અમે નાટક બતાવ્યુ ત્યારે તેને કુકડો માગવાની ઇચ્છા થઇ કદી તમારો રાજા એમ માનતો હશે કે મે એ નાટકના લાખ રૂપીઆ આપ્યા છે, પરંતુ અમને તો એથી અધિક આપનારા કઇંક મળી ગયા છે, એમાં કાઇ નવાઇ જેવી નથી માટે તમારા રાજાને જઇને કહો કે કુકડો મળી શકે તેમ નથી " રાજસેવકો બોલ્યા કે " એમા રાજાનો આગ્રહ નથી પણ અમારા રાણી તેના વિના જીવે એમ નથી " નટોએ કહ્યુ કે " રાણી ન જીવે તો એમા કાઇ અમને સ્નાન સૂતક આવવાનુ નથી, પણ અમારાથી કુકડો આપી શકાય તેમ નથી રાણી જેમ રાજાને વહાલી છે તેમ આ અમારા જીવન સમાન છે " ૭–૧૦

રાજસેવકોએ જઇને રાજાને તે વાત કરી એટલે રાજા એકદમ કોપાયમાન થયો અને કેટલુંક લશ્કર લઇને જોરાવરીથી કુકડો લેવા ચાલ્યો અહીં નટો પાસે પણ કેટલુંક લશ્કર હતું, તેઓ પણ એકદમ તૈયાર થઇ ગયા સિંહલરાજાનુ લશ્કર નટો ઉપર ઉપડ્યુ એટલે ચંદરાજાના લશ્કરે તેના સૈન્ય ઉપર પાછળથી ધસારો કર્યો પરસ્પર સંગ્રામ મચ્યો પરિણામે ચંદરાજાના લશ્કરે સિંહલરાજાના લશ્કરને હંફાવ્યુ એટલે રાજા ફીકો પડીને પાછો વળ્યો નટો પાંજરૂ લઇને નગારે ઘા દેતા ત્યાથી પોતનપુર તરફ રવાના થયા ચોતરફ કુર્કટ નૃપની જીત બોલાણી નટનુ અને ચંદરાજાનુ દળ હર્ષવંત થતુ પોતનપુર નગર તરફ ચાલ્યુ એવી રીતે ત્રીજા ઉલ્લાસની ચોવીશમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી ૧૧–૧૭

દુહા.

પોતનપુર સુરપુર સમો, કમળાનિલય વિધાન;
નૃપતિતિહાં જયસિંહપતિ, વૈરી પ્રાણ આદાન. ૧

તાસ સુબુદ્ધિ મંત્રીશ્વરૂ, ભૂપ તણો પ્રતિરૂપ;
મંજુષા તસ માનની, હિમકર થકી અનૂપ. ૨

તાસ સુતા લીલાવતી, બાળ વેષ સુવિશેષ;
સુરિઉં તસ દેખી હજી, મેળે નહીં નિમેષ. ૩

લીલાધરી તેણે પુરે, ધનદ શેઠનો જાત;
પરણ્યો તે લીલાવતી, થઇ યુગતી એ વાત. ૪

કંપતિ જિમ તંત્રીતણી, સુકૃતિ સંપત્તિ જેમ;
તેમ પરસ્પર દંપતિ, મધુર વધે તિમ પ્રેમ. ૫

સાંસારિક સુખ તેહને, દોગંદુક અનુમાન;
રતિ રતિપતિ એ આગળે, નિરસી રતિ સમાન. ૬

પુણ્યહીનકોઇ પુરૂષ, આવ્યો તસ આગાર;
હાંકી કાઢયો રંકને, લીલાધરે તિણવાર. ૭

---

દુહાનો ભાવાર્થ.

નટો અનુક્રમે **પોતનપુર** પહોંચ્યા. પોતનપુર શહેર ઘણું વિશાળ અને દેવપૂરી જેવું સુશોભિત હતું. સાક્ષાત્ લક્ષ્મીનો નિવાસ હોય તેવું દેખાતું હતું ત્યાં વૈરીરૂપ ગુમડાનો નાશ કરનાર **જયસિંહ** નામે રાજા રાજ્ય કરતો હતો. તેને તેનાજ બીજારૂપને ધારણ કરનારો **સુબુદ્ધિ** નામે પ્રધાન હતો. તે મંત્રીને અત્યંત રૂપવંતી **મંજુષા** નામે સ્ત્રી હતી, જે ચંદ્રથી પણ અનુપમ હતી. તેને કુમારી અવસ્થામાં દીપતી એવી લીલાવતી નામે રૂપગુણસંપન્ન પુત્રી હતી. જેને દેખવાથી હજી સુધી પણ અપ્સરાઓ પણ પોતાની બન્ને આંખની પાંપણો એકઠી કરતી નથી. તેને તે નગરના **ધનદ** નામે શેઠના **લીલાધર** નામના પુત્ર સાથે પરણાવી હતી. બન્નેનો સરખે સરખો યોગ બન્યો હતો. તે દંપતી જેમ વીણા ઉપરના તારની ગતિ થતાં આનંદ વધે, જેમ ઉત્તમ કાર્યોથી સંપત્તિ વધે, તેમ દંપતીનો અરસ પરસ મેળાપ થતાં માઠો પ્રેમ વધવા લાગ્યો. સ્વર્ગને વિષે દોગંદુક દેવોની જેમ સાંસારિક સુખ ભોગવે છે અને કામદેવ અને રતિનો વિલાસ તેમના વિલાસ પાસે ચણોઠી તેવો નિરસ છે. એકદા કોઇ પુન્યહીન પુરૂષ લીલાધર પાસે કાંઈ માગવા આવ્યો, તેને લીલાધરે તીરસ્કાર કરી કાઢી મૂકયો. ૧-૭

## ઢાળ ૨૫ મી

( વીણુ મ વાસો રે, વિઠલ વારૂ તમને—એ દેશી )

કોપ્યો દ્રુમક કહે કુંવરને, થોડા કરીએ ઠમકા; જાવા દો ઇમિ ધરણી ધમકા, ચપલા વીજળી ચમકા. ગરવ ન કીજે રે એ સદગુરૂ શીખલડી, એહથી મીઠી રે નહીં સાકર સુખલડી. ૧ એહવો છુ પણ તુજથી રૂડો, હાથ કમાવણવાળો; તુ તો તાતકમાયુ વિલસે, પણ હુ નહીં ઓશિયાળો. ગ૦ ૨ જે નિજ ભુજબળ ધન ન કમાવે ધિગ્ધિગ્ જીવિત તેહનુ; કુદાકુદ પરાયે પઇસે, કરતાં જાએ કેહનુ. ગ૦ ૩ તાત છતાં છે તુ નિહચિંતો, લેખે નાણે કોઇને; રે ભુંડા ધન યૌવન ને મદ, પગલાં ભર તુ જોઇને. ગ૦ ૪ જેહવી પાકે પાને વીતી, તિમ વીતશે કુંપલીયે; વીંટી કનકતણી તો પહેરે, પામર પણ આંગુળીયે. ગ૦ ૫ વચન સુણી લીલાધર લાજ્યો, લાગ્યો દ્રુમકને ચરણે; વિશ્વાવીશથી આજ અમારે, તુ ગુરૂ લાગ્યો કરણે. ગ૦ ૬ દ્રુમક ગયો હવે કુંઅર ચિંતે, પરદેશે જાવાનુ; સુખ

---

### ઢાળ પચ્ચીશમીના ભાવાર્થ

એટલે તે ભીખારી કોપાયમાન થઇને બોલ્યો કે–“ હે શ્રેષ્ઠિપુત્ર ! આમ બહુ અભિમાન કરો નહીં, ધનથનાટ થોડો કરો, વળી જમીન ઉપરના પગના ધબકારા અને વિજળીના જેવા આખોના ચમકારા જવા દો કવિ કહે છે કે—‘ સદ્‌ગુરૂની એજ શિખામણ છે કે કોઇએ ગર્વ કરવો નહી. એ શિખામણથી સાકરની સુખડી પણ મીઠી નથી ’ હુ ગમે તેવો છુ પણ તમારાથી સારો છુ હુ તો હાથની કમાણીનો ખાનારો છુ અને તમે તો બાપની કમાણીના ખાનારા છો માટે બહુ ઠમકા શેના કરો છો ? હુ કાંઇ તમારી જેવો ઓશીયાળો નથી જે પોતાના ભુજાના બળથી દ્રવ્ય કમાતો નથી તેના જીવિતને ધિક્કાર છે, પારકે પૈસે કુદાકુદ શી કરવી ? તારા પિતા બેઠા છે ત્યાંસુધી તું નિશ્ચિંત છે, પણ રે ભુંડા ! ધન અને યૌવનના મદથી કુદાકુદ શું કરે છે ? જોઇને પગલા ભર તને મારી સ્થિતિ જોઇને હસવુ આવતુ હશે પણ એમા હસવા જેવું નથી કારણ કે આજ પાદડાની દશાં તે કાલ કુંપળીઆની. તેનો વિચાર કર અને તે પછી અભિમાન કર વળી પોતાની આગળીઓમા વેઢ–વીંટીઓ જોઇને પણ મલકાઇ જશો નહી, કેમકે પામરો પણ એવી સોનાની વીંટીઓ તો પહેરે છે, તેમા કાંઇ નવાઇ નથી ” ૧–૫

આ પ્રમાણેના તે પુરૂષના વચનો સાંભળીને લીલાધર એકદમ લજવાઇ ગયો અને તે પુરૂષને પગે લાગી બોલ્યો કે–‘ તુ ખરેખર મને ગુરૂ મળ્યો ’ દ્રુમક તો એટલુ કહીને ચાલ્યો ગયો, પણ લીલાધરને ખરેખરી તેની શિખામણ હાડોહાડ વ્યાપી ગઇ તેણે પરદેશ દ્રવ્ય કમાવા માટે જવાનો નિરધાર કર્યો તેણે વિચાર્યું કે ‘ સુખ કે દુ ખ

દુઃખ દેશ તથા પરદેશે, નહીં અન્યથા થવાનું. ગ૦ ૭ ત્રુટી ખટલડીએ જઇ સુતો, આવી જનકે જગાવ્યો; રે સુત તુજને દુહવ્યો કેણે, કિણે ઇમ રોપ ચઢાવ્યો; ગ૦ ૮ લીલાધર કહે અનુમતિ ઘો મુજ, જાઇશ હું પરદેશે; તાત કહે તુજ કિમ મુકાયે, એહવે બાળકવેશે. ગ૦ ૯ તરૂણી મૃગાક્ષી પરિગલ લચ્છી, વળી કોઇનું નથી દહિણું; જાઇશમાં તવ જનકને ભાખ્યું, દુમકે દીધું મહિણું. ગ૦ ૧૦ રે સુત રાંક તણી વાતડીએ, ફોગટ કિમ હઠ તાણે, ગાંઠ તણી ઉંઘડલી વેચી, ઉજાગરો કુણ આણે. ગ૦ ૧૧ માત તાત તણો સમજાવ્યો, સમજે નહીં રઢીઆળો; મંત્રી પ્રમુખ ગયા હારીને, છાક ચઢયો મતવાલો. ગ૦ ૧૨ જિમતિમ કરી ભોજન જીમાડ્યો, થઇ રજની રસ ભેળે; લલિત ગતે લીલાવતી આવી, પણ પતિ મીટ ન મેલે. ગ૦ ૧૩ કામણગારી નારી બોલી, પિયુડા નયણ ઉઘાડો; કીડી ઉપર કેહી કટકી, તૃણ ઉપર શ્યો કુહાડો. ગ૦ ૧૪ ઇમ સહુને દુહવીને જાશો, હું કિમ દેઇશ જાવા; વિછડીયા ફિરી મિલણ દોહિલો, પોસ કિહાં કિહાં પાવા. ગ૦ ૧૫ સંદિર મૂકી તે કિમ જાએ, જો

---

તો જે પ્રાપ્ત થવાનું હોય છે તે દેશમાં કે પરદેશમાં જ્યાં હઇએ ત્યાં પ્રાપ્ત થાય છે. દેશમાં રહેવાથી કાંઇ દુઃખ દૂર જતું નથી.' આવો દ્રઢ સંકલ્પ કરીને તે ત્રુટસુટ ખાટલી ઉપર જઇને સુતો. તેના પિતા ઘેર આવ્યા ત્યારે પુત્રને આમ રીસાયેલો જોઇને તેણે પૂછ્યું કે–' હે વત્સ! તને કોણે દુહવ્યો છે કે જેથી તું આમ રીસાણો છે? લીલાધર બોલ્યો કે–' મને કોઇએ દુહવ્યો નથી, મારે તો પરદેશ દ્રવ્ય કમાવા જવું છે, માટે મને રજા આપો. શેઠે કહ્યું કે–" તારી વય હજુ નાની છે, તું હમણાજ પરણ્યો છો, ઘરમાં પુષ્કળ લક્ષ્મી છે, વળી આપણે કોઇનું દેવું નથી, તારે શા માટે પરદેશ કમાવા જવું પડે? તારાથી પરદેશ જવાય નહિ, માટે એ વાત છોડી દે." ત્યારે લીલાધરે પેલા દુમકે આપેલા મેણાની વાત કરી. શેઠે કહ્યું કે–" અરે ભોળા! એવા ભીખારીની વાત સાંભળીને આવો હઠ શું કરે છે? એવો ઉંઘ વેચીને ઉજાગરો કોણ ખરીદ કરે?" આ પ્રમાણે શેઠે, તેની માતાએ, મંત્રીએ અને બીજા સંબંધીઓએ તેને બહુ રીતે સમજાવ્યો પણ તેણે પોતાનો હઠ છોડ્યો નહીં. પછી જેમ તેમ કરીને તેના પિતાએ તેને જમાડ્યો, અનુક્રમે રાત્રિ પડી એટલે લીલાવતી લલિત ગતિએ ચાલતી પતિ પાસે આવી. પણ લીલાધરે તેની સામું નજર માંડીને જોયું પણ નહીં; તે તો પોતાના વિચારમાંજ મશગુલ રહ્યો. એટલે કામણગારી લીલાવતી બોલી કે–" હે પ્રીતમ! નેત્ર ઉઘાડીને મારી સામું તો જુઓ! આ કીડી ઉપર કટક શું? અને ઘાસ ઉપર કુહાડો શા માટે? ૯–૧૪ આમ તમે બીજા સૌને દુહવીને જશો પણ હું કેમ જવા દઇશ? આવા સ્નેહમાંથી વિયોગ થાય તેનો પાછો સંયોગ ક્યારે થાય તેનો નિર્ણય શો? ક્યાં પોસ અને ક્યાં અગ્નિ તેની જેવી દશા થાય છે. જેના ઉપર પરમેશ્વરની પુરી કૃપા હોય તે ઘરબાર મૂકીને શું કામ બહાર ભટકવા જાય? તમારી જેવા આપમતિલા અને ઘરવાળા ઉપર જોર બતાવનારા મેં તો

હોય પ્રભુના પૂરા; તુમ જેહવા મે કોઇ નવિ દીઠા, આપમતિ ઘરશૂરા. ગ૦ ૧૬ વિલમાવે ઇમ મીઠે વચને, રમણ ભણી તે રમણી; ત્રીજા ઉલ્લાસની ઢાળ પચીશમી, મોહનવિજયે પભણી. ગ૦ ૧૭.

દુહા.

લીલાધર લલના વચન, લુબધો નહીં લિગાર;
નારી હારીને રહી, કંત ન મેલે તાર. ૧

થયો પ્રાત તવ તાત પણ, અતિ સમજાવ્યો જાત;
વાત ન માને કોઇની, ભેદ્યો નહીં તિલમાત. ૨

સમયદક્ષ આવ્યો સચિવ, જાણ્યો હઠ જામાત;
મુહુરત દિન નિરધારવા; તેડ્યા ગણક વિભાત. ૩

મંત્રી વક્રકટાક્ષથી, લહ્યો ભેદ ભૂદેવ;
નિરખીને તિથિપત્રિકા, કહે કપટથી હેવ. ૪

કુક્કુડ બોલે જે સમય, તેહવે જો સિધિ થાય;
તો કુઅર પરદેશમાં, કમળા ઘણી કમાય ૫

---

કોઇ દીઠા નથી " આ પ્રમાણે તે રમણીએ પતિને આખી રાત્રિ અનેક પ્રકારે સમજાવ્યો આ પ્રમાણે ત્રીજા ઉલ્લાસની પચ્ચીશમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી ૧૫-૧૭

દુહાનો ભાવાર્થ.

લીલાધર લગાર માત્ર પણ તેણીના સ્નેહમા લુબ્ધ થયો નહી અનુક્રમે સવાર પડી એટલે તેના પિતાએ પાછો ઘણો સમજાવ્યો પણ તેણે બીલકુલ પોતાનો વિચાર ફેરવ્યો નહી એટલે પછી અવસરનો જાણ મંત્રી ત્યા આવ્યો અને તેણે કહ્યુ કે-" જો હવે પરદેશ જવુજ છે તો કાર્યસિદ્ધિ થાય તેવું સારૂ મુહૂર્ત્ત જોવરાવીએ " શેઠે હા પાડી એટલે મંત્રીએ અનેક જોશીઓને બોલાવ્યા મંત્રીએ તેમને સારૂ મુહૂર્ત્ત જોઇ આપવા કહ્યુ મંત્રીના કટાક્ષ વચનથી જોશીઓ સમજી ગયા કે પરદેશ જવા દેવાની મંત્રીની ઇચ્છા નથી તેથી તેઓ સારી રીતે તપાસીને બોલ્યા કે-" પંચાગ તપાસતા છ મહીના સુધીમા એવુ સારૂ મુહૂર્ત્ત આવતું નથી કે જે મુહૂર્ત્તે પરદેશ જવાથી કાર્યસિદ્ધિ થાય, હવે માત્ર એકજ માર્ગ છે કે જો કુકડો બોલે તેજ વખતે પરદેશ સીધાવે તો કાર્યસિદ્ધિ થાય અને પુષ્કળ દ્રવ્ય ઉપાર્જન કરીને આવે " ૧-૫

એહવો મુહૂરત નહીં અવર, માંહે માસ છ માસ;
હરખ્યા સહુ મંત્રી પ્રમુખ, વાધ્યો કુંઅર ઉલ્લાસ. ૬

દ્વિજ સંતોષી દાનથી, કરી શીખ સસનેહ;
દંપતિ પ્રસ્થાને કુંઅર, આવ્યો મંત્રી ગેહ. ૭

ઢાળ ૨૬ મી.

( મહાવતણીરી અજબ સુરતિ કાંઇ—એ દેશી. )

મંત્રી ભાખે નિજ સેવકને, રખે કોઇ આગળ ભાખો રે; ગુણના લોભી, કુણ ટાળે પદારથ ભાવી. એ આંકણી. કુક્કડ પંખી જેહ હોય તે, નગર માંહે મત રાખો રે. ગુ૦ કુ૦ ૧ પંખી વચન જો સુણશે જમાઇ, રહિશે નહીં તે રાખ્યો રે; ગુ૦ તે માટે તુમે ઢીલ ન કરશો, કરજો જેહ મેં ભાખ્યો રે. ગુ૦ કુ૦ ૨ દોડ્યા દાસ પોતનપુર ઘરઘર, કુર્કટ કીધા ભેળા રે; ગુ૦ ગામોગામે લેઇ પોહોચાવ્યા, લાગી નહી કોઇ વેળા રે. ગુ૦ કુ૦ ૩ વીનવ્યો મંત્રી દાસે આવી, સફળ કરી તુમ વાણી રે; ગુ૦ જેહ કળા મંત્રીએ કીધી, કુંઅરે તે નવિ જાણી રે. ગુ૦ કુ૦ ૪ માંડી કાન રહે લીલાધર, કુક્કડના સ્વર માટે રે; ગુ૦ પણ પંખીસ્વર કાને ન પડે, કોટિક ટંકા સાટે રે. ગુ૦ કુ૦ ૫. પંખીવચન વિના કુંઅરને, મંત્રી રાખે વારી રે; ગુ૦ લીલાધર પણ

---

આ પ્રમાણેના મુહૂર્ત્તથી રાજા, મંત્રી વગેરે ખુશ થયા અને કુંવરને પણ ઉલ્લાસ થયો. પછી મંત્રીએ બધા જોશીઓને યોગ્યતાનુસાર દાન આપી વિસર્જન કર્યા અને પછી તૈયારી કરવા માટે લીલાવતી અને લીલાધર બન્નેને પોતાને ઘરે લઇ ગયો. ૬–૭

ઢાળ છવીસમીનો ભાવાર્થ.

મંત્રીએ ઘરે જઇને પોતાના તમામ સેવકોને બોલાવી ખાનગીમાં કહ્યું કે—" તમે આખા ગામમાંથી કુકડા બહાર કઢાવો, એક પણ કુકડો રહેવા દેશો નહીં. જમાઇ જો કુકડાનો સ્વર સાંભળશે તો પછી રાખ્યા રહેશે નહીં; માટે આ વાતની ગોઠવણ કોઇ ન જાણે તેમ તમે તાકીદે કરો. " સેવકો મંત્રીની આજ્ઞા માથે ચઢાવીને આખા શહેરમાં ફરી વળ્યા અને તમામ કુકડાઓને એકઠા કરીને બીજે ગામ પહોંચાડી દીધા. એક કુકડો પણ રહેવા દીધો નહીં. આ વાતની લીલાધરને કશી ખબર પડવા દીધી નહીં.

હવે લીલાધર તૈયાર થઈ કાન માંડીને કુકડાનો સ્વર સાંભળવા તત્પર થઇ રહ્યો પણ કુકડાનો સ્વર કોઇ રીતે કાને પડ્યો નહીં. લાખ સોનૈયે પણ તે શબ્દ મળી શકે તેમ લાગ્યું નહીં. તે ઉતાવળો થવા લાગ્યો પણ મંત્રીએ કુકડાનો સ્વર સાંભળ્યા વિના જવાય નહીં એમ કહીને રોકી રાખ્યો અને લીલાધર પણ સારૂં મુહૂર્ત્ત લીધા વિના જવું નહીં

વિગર મુહૂરત, ન કરે ગમન વિચારી રે. ગુ૦ કુ૦ ૬ લીલાવતી પણ નિજ વાલિમને, ક્ષિણ એક દૂર ન મૂકે રે; ગુ૦ સ્વારથ સાધન કાજ ચતુર નર, તે કિમ અવસર ચૂકે રે. ગુ૦ કુ૦ ૭ ઇમ પટ્ માસ લગે ભોળવીને, લીલાધર પડખાવ્યો રે, ગુ૦ એહવે તે નટ રમતો રમતો, તિણે પોતનપુર આવ્યો રે. ગુ૦ કુ૦ ૮ સરણાઇ લલકારીને નટ, ઢોલે ઢમકા કીધા રે; ગુ૦ નૃપવચને મંત્રી ગૃહ પાસે, આવી ઉતારા દીધા રે. ગુ૦ કુ૦ ૯ ચ૬ તણે કટકે પુર બાહિર, દીધા સરોવર ડેરા રે; ગુ૦ કીધાં ભોજન ખેદ ઉતાર્યો, પહિર્યા વેશ નવેરા રે. ગુ૦ કુ૦ ૧૦ સધ્યાએ મુજરો કરી કુર્કટનો, નટ આવ્યા નૃપ પાસે રે; ગુ૦ દીપ ઝગામગ સુભગ સભામાં, ગાયા રાગ પ્રકાશે રે. ગુ૦ કુ૦ પુરપતિ રીઝયો પભણે પ્રાતે, જોશુ ખેલ તમારો રે; ગુ૦ આજ તો પથ તણા છો થાકયા, જાઓ ડેરે પધારો રે. ગુ૦ કુ૦ ૧૨ આવ્યો નટવર નિજ ઉતારે, કહ્યુ લોકે તસ આવી રે; ગુ૦ કુર્કટ સ્વરના જતન કરજો, કહિયે છે સમજાવી રે. ગુ૦ કુ૦ ૧૩ જો એહનો સ્વર શ્રવણે સુણશે, તે મત્રીનો જમાઇ રે; ગુ૦ તો ઉઠી પરદેશ સધાશે, તુમને દોપ ચઢાઇ રે. ગુ૦ કુ૦ ૧૪ સાંભળ્યો કુક્કડરાયે કાને, લોકવચન મન આણી રે, ગુ૦ નિજ નિજ મદિર પોહોતા સહુ જન,

---

એવા વિચારમા રહ્યો ૧-૬ લીલાવતી પણ પોતાના સ્વામીની પાસે ને પાસે રહેવા લાગી એક ક્ષણ પણ એકલા રહેવા દેતી નહીં ચતુર પુરૂષો સ્વાર્થ સાધવા માટે અવસર ચૂકતા નથી. આ પ્રમાણે લીલાધરને રોકી ગણી છ મહિના વ્યતીત કરાવી દીધા, તોપણ લીલાધરના વિચાર જરા પણ ફર્યા નહીં, તેમ કુકડાનો સ્વર કાને ન પડવાથી જઈ પણ શક્યો નહીં એવામા પેલા નટ ફરતા ફરતા ત્યા આવ્યા અને ઢોલે ઢમકા દઈ શરણાઇ લલકારી રાજા પાસે જઈ ઉતારો માગ્યો, એટલે રાજાએ મત્રીના ઘર પાસેજ ઉતારો આપ્યો નટોએ ત્યા ઉતારો કર્યો સાથેના લશ્કરે નગરની બહાર સરોવરના કીનારા ઉપર ડેરા તબુ નાખ્યા પછી નટો ભોજન કરી થાક ઉતારી વેશ બદલી સધ્યાકાળે કુર્કટરાજની આજ્ઞા લઈ રાજા પાસે આવ્યા અને ત્યા અનેક પ્રકારના રાગ લલકારી રાજાને ખુશી કર્યો રાજાએ કહ્યુ કે ‘ આજે તો તમે થાકયા પાકયા છો તેથી થાક ઉતારો, કાલે તમારૂ નાટક જોશુ ’ ૭-૧૨ એટલે નટવર પોતાને ઉતારે આવ્યો તે વખતે તેની સાથે કુકડાને જોઇને લોકોએ તેને કહ્યુ કે ‘ એ વાત ધ્યાનમા રાખજો ! આ કુકડાને બોલવા દેશો નહિ જો કુકડો બોલશે તો તેનો સ્વર સાભળતાજ મત્રીનો જમાઈ પરદેશ જશે અને તેનો દોષ તમારે માથે ચઢશે ’ આ વાત કુર્કટરાજે પણ સાભળી, એટલે તેણે પણ મૌન ધારણ કર્યું લોકો પોત પોતાને સ્થાનકે ગયા

એહવે રયણી વિહાણી રે. ગુ૦ કુ૦ ૧૫ પામી અવસર ભરીને મધુરસ્વર, બોલ્યા કુક્કડરાયા રે; ગુ૦ પસર્યો તે સ્વર નગર ધરોધર, સુતા સયલ જગાયા રે. ગુ૦ કુ૦ ૧૬ વાગી ઝાલર પ્રભુ પ્રસાદે, ઉદયો જગતનો સાખી રે; ગુ૦ ભલી છવીશમી ઢાળ એ મોહને, ત્રીજા ઉલ્લાસની ભાખી રે. ગુ૦ કુ૦ ૧૭

દુહા.

શ્રવણે તે સ્વર સાંભળી, લીલાધર તેણીવાર;
પરદેશે ચાલ્યો વહી, થઇ તુરંગ અસવાર. ૧

રાખ્યો પણ ન રહ્યો કિમે, મુહૂરતને સંકેત;
હિયડે લીલાવતી તણે, ખરો ખટક્યો હેત. ૨

કુર્કટસ્વર પિઉને થયો, જિમ મીઠો પીયુખ;
પણ મંત્રીપુત્રી ભણી, ખરો હલાહલ ચૂખ. ૩

મુરછાણી ધરણી ઢળી, પ્રીતમતણે વિછોહ;
ક્ષિણમેં પામી ચેતના, પડી વિરહની ખોહ. ૪

રાખ્યો કેણે કુકડો, કર્યો અહિતનો નેહ;
વિહિ કિમ સરજ્યો પંખીયો, મિત્રવિછોહક એહ. ૫

---

અનુક્રમે રાત્રિ વ્યતીત થઇ, પ્રભાત થવાની તૈયારી થઇ, એટલે કુર્કટરાજે પોતાના સ્વભાવને વશ થઇને રાત્રિની વાત ભૂલી જઇ ઉંચે સ્વરે ઉપરાઉપર મધુર અવાજો કર્યા. તે સાંભળી આખું શહેર જાગી ઉઠ્યું. દેવમંદિરોમાં ઝાલરો વાગવા માંડી અને જગતનો સાક્ષી સૂર્ય પણ ઉદય પામ્યો. શ્રી મોહનવિજયે ભલી છવીસમી ઢાળ કહી. ૧૩–૧૭.

દુહાનો ભાવાર્થ.

કુર્કટનો સ્વર સાંભળતાંજ લીલાધર અશ્વ ઉપર સવાર થઇને પરદેશે ચાલ્યો. લીલાવતીએ ઘણો આગ્રહ રોકવા માટે કર્યો, પણ તે ખરેખરું મુહૂર્ત્ત મળવાથી ક્ષણ પણ રોકાણો નહીં. લીલાવતીના હૃદયમાં પતિનો વિયોગ ઘણોજ ખટકવા લાગ્યો. કુર્કટનો સ્વર લીલાધરને અમૃત જેવો લાગ્યો ત્યારે લીલાવતીને હળાહળ ઝેર જેવો લાગ્યો. પતિના વિયોગથી તે એકદમ મૂર્ચ્છિત થઇ ધરણી પર ઢળી પડી. અનુક્રમે મૂર્ચ્છા વળી ત્યારે તે વિલાપ કરવા લાગી— "કોણે દુશ્મન થઇને કુકડો રાખ્યો અને મારું ખરેખરું અહિત કર્યું (વેર વાળ્યું). હે વિધાતા! તેં કુકડો શા માટે રચ્યો કે જેણે મારો વિછોહ કરાવ્યો. ૧–૫

કુણ છે એહવો નગરમા, ધીઠો આડે ગઠ;
ભૂપ તણો ભય નવિ ગણ્યો, હુજ્જણ જણ ઉલ્લઠ. ૬
લીલાવતીએ તાતને, ભાખ્યો પતિ ઉદ્દંત;
આણી આપો કુકડો, તે મુજને ધીમંત. ૭

ઢાળ ૨૭ મી.

( ઢકણો મોન લીઓ—એ દેશી )

મંત્રીપુત્રી કહ્યાથકી રે, સુરિજન. કરવા કુર્કટ શોધ; પંખી ગુણ રસિયો, પુરમાં સેવક પાઠવ્યા રે, સુ૦ સ્વામીધરમી ચોધ. પં૦ જે સુગુણ નરનારી, તેહને મન વસિઓ. એ આંકણી ૧ જોઈ કાઢ્યો પંખીઓ રે, સુ૦ નટના પટકુટમાહિ; પં૦ હાસે મચિવને વિનવ્યુ રે, સુ૦ વિહગ સંબંધિ સોચ્છાહ. પં૦ જે૦ ૨ તાતે ભાખ્યુ સુતા ભણી રે, સુ૦ છે કુર્કટ નટ સાથ; પં૦ એ પરદેશી પ્રાહુણા રે, સુ૦ નાપે આપણે હાથ. પં૦ જે૦ ૩ ચાલે પુરનર ઉપરે રે, સુ૦ પુત્રી આપણો જોર, પં. સ્યો હઠ પરદેશીથકી રે, સુ૦ વળી નટ જાતિ કઠોર પં૦ જે૦ ૪ પુત્રી નેત્ર ભરી કહે રે, સુ૦ જિમતિમ આપો એ આણી; પં૦ કુક્કડ વૈરીને હણુ રે, સુ૦ તો મુજ જીવ્યુ પ્રમાણ. પં૦ જે૦ ૫ એ કારજ કીધા વિના રે, સુ૦ કિમ

---

આ નગરમા એવો કોણ છે કે જેણે રાજાની આજ્ઞાનુ ઉલ્લંઘન કરીને કુકડો છાની રીતે રાખ્યો ?" પછી લીલાવતીએ તરતજ પોતાના પિતાને બોલાવીને પતિના પરદેશગમનની વાત જણાવી અને પોતાનો દુશ્મન થયેલો કુકડો લાવી આપવા આગ્રહ કર્યો ૬–૭

ઢાળ સત્તાવીસમીનો ભાવાર્થ.

મંત્રીએ પુત્રીના કહેવાથી તરતજ કુકડાની શોધ કરવા માણસો દોડાવ્યા, કવિ કહે છે કે—'કુકડો ગુણનો રસિક હોવાથી તેના ગુણને જાણનારા સ્ત્રીપુરુષના મનમા તે રમી રહ્યો છે ' તેઓએ ચારે તરફ નગરમા ફરી વળી કુકડાની શોધ કરી, છેવટે નટોની પાસે કુકડો છે એમ પત્તો લાગ્યો, એટલે તે વાત મંત્રી પાસે આવીને પ્રકાશિત કરી મંત્રીએ પુત્રીને કહ્યુ કે–" કુકડો તો કાલે આવેલા નટોની સાથે છે, પણ એ પરદેશી મહેમાન છે, તેથી તે આપણને કુકડો આપે નહીં નગરના લોકો ઉપર આપણું જોર ચાલે પણ પરદેશીને આપણે કંઈ ન કહી શકીએ વળી નટની જાત પણ હઠીલી હોય છે, તેથી તારે એ વાતનો આગ્રહ કરવો યુક્ત નથી " મંત્રીપુત્રી બોલી કે— " ગમે તેમ કરીને એ કુકડાને મને લાવી આપો એ મારા વૈરીને મારી નાખુ તોજ

જળઘુંટ ભરાય; પં૦ પુત્રી પ્રતિજ્ઞા આકરી રે, સુ૦ મંત્રી રહ્યા વિલખાય. પં૦ જો૦ ૬ તેડાવ્યો નટરાયને રે, સુ૦ મંત્રીએ મૂકી દાસ; પં૦ વાતડીએ પરચાવિયો રે, સુ૦ માગ્યો શકુની તસપાસ. પં૦ જો૦ ૭ નટ કહે મંત્રીસરૂ રે, સુ૦ પંખી કિમ દેવાય; પં૦ એહથી અમ આજીવિકા રે, સુ૦ કુક્કુડ અમ મહારાય. પં૦ જો૦ ૮ તુજ પુત્રી થઇ દ્વેષણી રે; સુ૦ એ અમે પામ્યો ઉપાય; પં૦ પણ અમ ઉભે એહનો રે, સુ૦ વાળ ન વાંકો થાય. પં૦ જો૦ ૯ સહુ નટ સેવક એહના રે, સુ૦ પંચસયા પરિવાર; પં૦ પુર બાહિર પંખીતણા રે, સુ૦ સાત સહસ અસવાર. પં૦ જો૦ ૧૦ હુકમ કરે જો કુકડો રે, સુ૦ પાડીએ દાણવદંત; પં૦ પૂછી સિંહલરાયને રે, સુ૦ છેડજો કોઉ મતિમંત. પં૦ જો૦ ૧૧ ગિરિશતખંડ કરૂં અમે રે, સુ૦ ભેરે એકણ મૂઠ; પં૦ છેડે કુણ છે કેહની રે, સુ૦ ખાધી માયે સુંઠ. પં૦ જો૦ ૧૨ પંખી પેખી મ ભૂલશો રે, સુ૦ એહ છે અલૌકીક કોય; પં૦ ઇમ નટવચને મંત્રવીરે, સુ૦ રહ્યો અણબોલ્યો હોય. પં૦ જો૦ ૧૩ લીલાવતી મન રાખવા રે, સુ૦ કહે નટને મંત્રીશ; પં૦ દેખાડી એહ કુકડો રે; સ૦ પૂરવી પુત્રી જગીશ. પં૦ જો૦ ૧૪ જો વિશ્વાસ આવે નહી રે, સુ૦ તમે રાખો મુજપુત્ર; પં૦ રાખી ઘડી

---

મને નિરાંત વળે. એ કામ કર્યા વિના હું પાણી પણ પીવાની નથી." પુત્રીની આકરી પ્રતિજ્ઞા સાંભળીને મંત્રી વિચારમાં પડ્યો. તેને બીજો માર્ગ સૂજ્યો નહીં, એટલે તેણે નટને પોતાની પાસે બોલાવ્યો અને તેની પાસે કુકડાની માગણી કરી. ૧-૭.

નટ બોલ્યો કે-" હે મંત્રી ! એ કુકડો અપાય તેમ નથી, એનાથી અમારી આજીવિકા છે, એટલુંજ નહીં પણ એ અમારો રાજા છે. તમારી પુત્રીને એના ઉપર દ્વેષ થયો છે પણ અમારા જીવતાં એનો વાંકો વાળ થઇ શકે એમ નથી. અમે પાંચશેં જણા છીએ, તે બધા એના સેવકો છીએ, એને માટે પ્રાણ દેવા તૈયાર છીએ, એટલુંજ નહીં પણ બીજા સાત હજાર સ્વારો તેના રક્ષણ કરનારા છે તે નગર બહાર રહેલા છે. જો એ કુકડો હુકમ કરે તો અમે મોટા દૈત્યના પણ દાંત પાડી નાખીએ. એ વાતની ખાત્રી થતી ન હોય તો સિંહલરાજને પૂછાવી જુઓ કે શા હાલ થયા ? વળી એ હુકમ આપે તો એક મુષ્ઠિએ પર્વતના પણ અમે સો ટૂકડા કરી નાંખીએ. વળી કોની માએ શેર સુંઠ ખાધી છે કે જે તેની સામું પણ જોઇ શકે. માટે તમારે એ વાત છોડી દેવી. વળી તમે એને સામાન્ય કુકડો ન જાણશો, એ તો કોઈ અલૌકિક કુકડો છે." આ પ્રમાણેનાં નટોનાં વચનથી મંત્રી મૌન થઈ ગયો, તેણે પુત્રીને સમજાવી અને પછી નટને કહ્યું કે—" મારી પુત્રીનું વચન રાખવા તમે એ કુકડો થોડા વખત માટે મને આપો, તમને અખંડ હું પાછો સોંપીશ. ૮-૧૪ તેમ છતાં તમને વિશ્વાસ આવતો ન હોય તો મારા પુત્રને તમે ત્યાંસુધી તમારા કબજામાં

**એક કુકડો રે, સુ૦ પાછો સોંપશુ અનુસૂત્ર. પ૦ જે૦ ૧૫ સમજ્યો નટ સુત મત્રીનો રે, સુ૦ લેઈ આવ્યો નિજધામ; પ૦ મૂકયો લીલાવતી સન્નિધે રે, સુ૦ પખીપિજર તામ. પ૦ જે૦ ૧૬ દેખી પિંજર હરખી ઘણુ રે, સુ૦ રોષ ટળ્યો તતકાળ; પ૦ ત્રીજા ઉલ્લાસની મોહનેરે, સુ૦ કહી સત્તાવીસમી ઢાળ. પ૦ જે૦ ૧૭**

---

રાખીને કુકડો આપો ” મત્રીનો બહુ આગ્રહ હોવાથી નટોએ તે પ્રમાણે કબુલ કર્યું અને મત્રીના પુત્રને લઇ પોતાને ઉતારે આવીને કુર્કટનુ પાજરૂ મત્રીના સેવકોને આપ્યુ તેઓ પાજરૂ લઇને લીલાવતી પાસે આવ્યા કુર્કટને જોતાજ લીલાવતીનો રોષ માત્ર ટળી ગયો અને સ્નેહ ઉત્પન્ન થયો પછી તે પાજરૂ પોતાના ખોળામા લઇ કુર્કટની સાથે વાત કરવા લાગી ત્રીજા ઉલ્લાસની સત્તાવીસમી ઢાળ મોહનવિજયે કહી ૧૫-૧૭

હવે લીલાવતી અને કુર્કટ પરસ્પર વાર્તાલાપ કરશે, એકબીજાના હૃદયના ઉભરા કાઢશે, તે આપણે હવે પછી વાચશુ હાલ તો આમાથી રહસ્ય શુ ગ્રહણ કરવાનુ છે તે વિચારીએ

## ઢાળ એકવીશમીથી ઢાળ સત્તાવીશમી સુધીનુ રહસ્ય

આ રહસ્ય આખુ બહોળે ભાગે ગુણાવળીના વિરહદુ ખને બતાવનારૂ છે સસારમા દુ ખ તો અનેક પ્રકારના છે, સસારજ દુ ખનો ભરેલો છે, પરતુ વ્યવહારમા ગણાતા સર્વ દુ ખોમા સ્રીને પતિવિરહનુ દુ ખ તે સર્વ કરતા પ્રથમ પક્તિનુ દુ ખ છે તેમા પણ જીવતા પતિનો અણધાર્યે વખતે અચોક્કસ સ્થિતિવાળો વિરહ અત્યત સતાપ ઉત્પન્ન કરે છે ગુણાવળી ડાહી હતી, ભણેલી હતી, સુજ્ઞ હતી, પરતુ ભાવી પાસે તેનુ ડહાપણુ ચાલી શકયુ નહીં અને ચાલી શકે તેમ પણ નહોતુ જ્યારે વીરમતીએ નટને કુકડો આપવા માટે મત્રીને મોકલીને પાજરૂ મગાવ્યુ તે વખતે ગુણાવળીને જે અનહદ કષ્ટ ઉત્પન્ન થયુ છે તે ગુણાવળીજ જાણી શકે તેમ છે કેટલાક દુ ખોની ખરી ખબર તેના અનુભવીઓનેજ પડી શકે છે તે એકવાર સાસુની સામે પણ થાત અને પાજરૂ આપવામા આનાકાની પણ કરત, પરતુ કુકડાને અહીં રાખવામા વીરમતી તરફનો પૂરેપૂરો ભય હતો, જીવનુ જોખમ હતુ તેથીજ ગુણાવળીએ તેને સોપવાની હા પાડી તેણે જે શબ્દો કહેવા જોઈએ તે બધા કુકડાને કહ્યા તેણે તેના ઉત્તરમા વાચા તો નહોતી, પરતુ નખવડે ભૂમિપર અક્ષરો લખીને ગુણાવળીને અત્યત દિલાસો આપ્યો, પોતાની ફીકર ન રાખવા કહ્યુ અને પોતે મનુષ્ય થઇને પાછા આવશે અને રાજ્ય કરશે એવી આશા પણ આપી સત્પુરૂષોના વચનો સાચાજ પડે છે તે આપણે આગળ જોઈશુ હાલ તો ચદરાજા અને ગુણાવળી બન્નેની વિરહાતુર દશા જોઈ તેમાથી આપણે શો સાર ગ્રહણ કરવાનો છે તે વિચારીએ

ગમે તેટલુ સુખ પ્રાપ્ત થાય કે ગમે તેવી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થાય પણ તે ટકી રહેવી ભાગ્યાધીન છે દૈવ પણ બહુ સુખીને જોઇને તેની ઇર્ષા કરે છે, કર્મરાજા તેનો વિરોધી

થઇ પડે છે, મોહરાજા જુદી જુદી સ્થિતિમાં પોતાનું વિચિત્રપણું બતાવવા ઉત્સુક રહે છે, તેમ છતાં પણ જ્યાંસુધી ભાગ્ય પ્રબળ હોય છે ત્યાંસુધી કોઇનું ચાલતું નથી; પણ જેવી ભાગ્યદશા મંદ પડી કે તે સૌ પોતાનો હાથ બતાવવામાં કસુર કરતા નથી. જ્યારે ચંદરાજા અને ગુણાવળી જેવા પુણ્યવાન્, નીતિવાન્ અને ધર્મપરાયણ જીવો પણ આવી દુઃખી સ્થિતિમાં આવી પડે અને તેને પણ મનુષ્ય જીંદગીમાં પશુપણું વેઠવું પડે તો તેની પાસે આપણી જેવા પામરનો શો આશરો ? તેથી પ્રાપ્ત થયેલા સાંસારિક સુખમાં કિંચિત્ પણ આસક્ત થવું નહીં, તે નિરંતર ટકી રહેશે તેમ માનવું નહીં, તેમાં સારભૂત શું છે તેનો વિચાર કર્યા કરવો અને અસાર દેહમાંથી, અનિત્ય આયુષ્યમાંથી અને વિનાશી દ્રવ્યાદિકમાંથી પણ જે સાર લઈ શકાય–ઉત્તમ કાર્યમાં, આત્મસાધનમાં તેને જેટલું ઉપયોગમાં લઇ શકાય તેટલું વગર સંકોચે, વગર વિલંબે, ક્ષણનો પણ વિશ્વાસ રાખ્યા સિવાય અને આત્મવીર્યને જરાપણ ગોપવ્યા સિવાય ઉપયોગમાં લેવું, તેનો સદુપયોગ કરવો, તેનાવડે જેટલો સાર મેળવાય તેટલો મેળવી લેવો, આત્મસાધન કરી લેવું અને શરીર કે દ્રવ્યાદિ ગમે ત્યારે વિનાશ પામે ત્યારે કિંચિત્ પણ તેનો લાભ ન લીધાનો ખેદ ન થાય તેમ કરવું. અહર્નિશ તેને માટે તત્પર રહેવું અને તે સ્થિતિને પણ આનંદથી વધાવી લેવાય એવી દૃઢતા પ્રાપ્ત કરવી.

ગુણાવળી પાંજરૂં સચીવને આપે છે, તે વીરમતીને આપે છે, અને વીરમતી નટને બક્ષિશ કરે છે, નટ તેને લઇને સ્વસ્થાનકે જાય છે. ત્યારપછી ગુણાવળીની અને ચંદરાજાની બન્નેની સ્થિતિ સરખી થઇ પડે છે. સ્નેહીઓની વિરહાતુર દશાનો અનુભવ લેખદ્વારા થઈ શકે તેમ નથી; કારણ કે પ્રસૂતિની પીડા વંધ્યા જાણી શકતી નથી, સાક્ષી કે જુબાની આપનારની સ્થિતિનો અનુભવ વકીલ કે ન્યાયાધીશને થતો નથી, દરદની પીડા અને તેની લાગણી તથાપ્રકારે વૈદ કે ડાકટર સમજી શકતા નથી, નિર્ધનની ઝુંપડીમાં રહેલાંના દુઃખનો કે સંતોષનો અનુભવ શ્રીમાનોને બંગલામાં બેઠા બેઠા થતો નથી, બાળકોને રમત છોડી ભણવું કેટલું મુશ્કેલ લાગે છે તેનો અનુભવ મહેતાજી કે માસ્તરને થતો નથી; તેમ ગુણાવળી કે ચંદરાજાના વિરહાતુરપણાનો અનુભવ આપણને તેવી સ્થિતિમાં આવ્યા સિવાય થઇ શકે તેમ નથી. તેનો ખરો અનુભવ તો તે બે જણનેજ પરસ્પર થઇ શકે તેમ છે. અહીં ગુણાવળી મંત્રીને પાંજરૂં પાછું લાવવા વિનવે છે, ખોળો પાથરે છે અને અહીં કુકર્ટ શિવમાળાના મૂકેલા મીઠાઇ અને મેવા આરોગવા જાય છે પણ ગળે ઉતરતા નથી. ગળે કેમ ઉતરે ? નજ ઉતરે, પરંતુ છેવટ બન્ને સુજ્ઞ હોવાથી પોતાની સ્થિતિને સમજી જાય છે અને મન વાળે છે.

નટો પાંજરૂં લઇને પ્રયાણ કરે છે તે વખતના ઢોલના ઢમકારા સાંભળી ગુણાવળી પાંજરૂં જોવા ઉપરની ભૂમિકાએ ચઢે છે. જુઓ સ્નેહનું આકર્ષણ કેટલું છે ? પ્રાણી મોહને વશ થઇ પોતાની સ્થિતિને કેટલી ભૂલી જાય છે ? પાંજરૂં દેખાવાથી કંઇ લાભ નથી, માત્ર નેત્રની અતિ અલ્પ સમયની તૃપ્તિ છે, તેમ ન દેખાવાથી નુકશાન નથી, પણ જ્યારે

પાજરૂ દેખાતુ બધ થાય છે ત્યારે તે મૂર્છા ખાઈને ધરણી ઉપર ઢળી પડે છે આ બધો મોહનો વિલાસ છે મોહ પ્રાણીને ભાન ભૂલાવી દે છે, કર્તવ્યથી ચૂકાવે છે, અકર્તવ્ય કરાવે છે મોહને વશ થઈ પ્રાણી આત્મઘાત પણ કરે છે કે જેને પરિણામે દુર્ગતિ સિવાય બીજુ કાઇ પણ લભ્ય થતુ નથી

મત્રી ખરી હકીકત નટોને સમજાવી આવે છે, તેથી જો કે પ્રથમથી તેમનો કુર્કટ-પર રાગ તો હતોજ, પરતુ તેમા વૃદ્ધિ થાય છે તેઓ તેને પોતાના ખરા રાજાજ માને છે એક કુકડો વીષ્ટાવાળા ઉકરડામા ભમે છે ત્યારે એક સોનાના પાજરામા મનુષ્યના માથા ઉપર રહે છે અને છત્ર ચામર વીંજાય છે એક કુકડાનો જ્યા ત્યા તીરસ્કાર થાય છે ત્યારે બીજા કુકડાને રાજાઓ પણ નમસ્કાર કરે છે અને તેની રક્ષા કરવા સાથેના સાથે ભમે છે આ બધી પુન્યોદયની નિશાની છે પ્રાણીએ કરેલા સત્કર્મો ગમે તેવી સ્થિતિમા પણ હાજર થઇને પોતાનુ ફળ બતાવ્યા વિના રહેતા નથી ગુણાવળી અનેક પ્રકારની ખાનપાન વિગેરે વસ્તુઓ કુર્કટ માટે મોકલે છે અને છેવટે તેની રક્ષા માટે સામત રાજાઓને પણ મોકલે છે આ બધુ સાચા સ્નેહનુ પરિણામ છે

અહીં આપણે વીરમતીની સ્થિતિ પણ જાણવા લાયક છે કુકડાના જવાથી તેના મનમા એક ફ્રાસ જાય છે, તે મનમા આનદ માને છે, અને જેવું પોતે માને છે તેવુ બીજાને મનાવવા ગુણાવળી પાસે આવે છે, પણ તે મૂર્ખીને ખબર પડતી નથી કે અહીં તો વિરહની જ્વાળા પ્રકટી રહી છે તેનુ સાત્વન થવાને બદલે તેના શબ્દોથી તેમા તેલ હોમાય છે કે જેથી તે જ્વાળા વૃદ્ધિ પામે છે વીરમતી કહે છે કે–' જોજે હવે આપણો સ્નેહ કેવો વૃદ્ધિ પામે છે ? ' પણ તેને ખબર નથી કે અહીં તેનાપર સ્નેહનો તો અશજ નથી બીજજ નથી તો વૃદ્ધિ શુ પામવાનુ હતુ ? સ્વાર્થી અને કૃતઘ્ની માણસો પોતાની ધારણામા મશગુલ રહ્યા કરે છે, પરતુ તેનુ પરિણામ લાભદાયક કદાપિ આવતુજ નથી ગુણાવળીના ટાઢા હોકારા સાભળી વીરમતી ચાલી જાય છે તેને પણ સ્ત્રીપણામા રાજકર્ત્રી થવાની ઉલટ વધી છે પણ તેને ખબર નહોતી કે બધો સરવાળો ગણીને એક સાથે આગળપર હિસાબ દેવો પડશે જો આ દુનિયામા–આ કળિકાળમા પણ પાપીને પાપનો બદલો મળ્યા વિના રહેતો નથી તો પછી તેવા સત્યુગમા તેનો બદલો મળે તેમા તો શી નવાઇ ?

ગુણાવળી પાસેથી પાજરૂ લઇને માર્ગે પડેલા નટો ફરતા ફરતા પૃથ્વીભૂષણ નગરે આવે છે ત્યા સારૂ દાન મેળવી ફરતા ફરતા સિંહલદ્વીપે પહોચે છે ત્યા પણ પ્રથમ પ્રવેશ તો સુખે સુખે પસાર થાય છે, પરતુ બીજા પ્રવેશમા સિંહલારાણી દેખાવ આપે છે અને તે પોતાના પતિ પાસે આગ્રહપૂર્વક કુકડો મગાવી આપવાની માગણી કરે છે, વિચક્ષણ રાજા પ્રથમ તો તેને સમજાવે છે, પરતુ પાછળથી રાણીના હઠને આધીન થઈ કુકડાની માગણી કરવાને સેવકોને મોકલે છે તેની માગણીનો ચોખો ઉત્તર નટ તરફથી મળતા રાજા ન્યાયને ભૂલી જઈ બળાત્કાર કરવા તૈયાર થાય છે લશ્કર લઇને નીકળે છે, પરતુ

પરિણામે સત્યનો જય થાય છે. એમાં ચંદરાજાની પુણ્ય પ્રકૃતિ પણ અવાંતર કારણરૂપ છે. સિંહલરાજાને પરાસ્ત કરી કુર્કટ સહિત નટો આગળ પ્રયાણ કરે છે.

નટો અનુક્રમે **પોતનપુર** આવે છે. ત્યાંના મંત્રીની પુત્રી શ્રેષ્ઠીપુત્ર લીલાધર સાથે પરણાવેલી છે. લીલાધર હજુસુધી ઉછરતી વયમાં હોવાથી તેની પાસે માગવા આવેલા એક રંકનું અપમાન કરી તેને તે કાઢી મૂકે છે. રંક પણ તેના માથાનો નીકળે છે, તે ખરેખરા મર્મસ્થાનમાં પ્રહાર કરે એવા શબ્દબાણ મારે છે. લીલાધરને તે આરપાર ઉતરી જાય છે. તેના મનમાં ચોકસ થાય છે કે–' પરદેશ જવું અને હાથે કમાણી કરવી. ' આ વિચાર તેના પિતાને તે જણાવે છે. તેના પિતા આવ્યા ત્યારે ત્રુટસુટ ખાટલી ઉપર સુતો હતો, તે રીસાયાની નિશાની છે. પિતા બહુ રીતે સમજાવે છે, પણ તે માનતો નથી. તેના સસરા સુબુદ્ધિ મંત્રી પણ પ્રયાસ કરે છે, પરંતુ તે નિષ્ફળ જાય છે. શેઠ જેમ તેમ કરી જમાડે છે. પછી રાત્રિએ લીલાવતી સમજાવશે એવી આશામાં રહે છે. લીલાવતી પણ પ્રયાસ કરવામાં બાકી રાખતી નથી; કારણ કે તેનો પતિ સાથે અપ્રતિમ પ્રેમ છે. વળી તે સુરૂપા તેમજ વિચક્ષણ હોવાથી પોતાને પણ એવો ભરૂસો છે કે હું પતિને સમજાવી શકીશ, પણ આગ્રહમાં દૃઢ થયેલો લીલાધર તેની વાત ઉપર ધ્યાન આપવું તો દૂર રહ્યું પણ તેની સામી મીટ પણ માંડતો નથી. અપૂર્વ સ્નેહ છતાં અને સ્નેહ યોગ્ય પાત્ર છતાં વૃત્તિ જ્યારે બીજામાં રોકાણી હોય છે ત્યારે ઇંદ્રિયો પણ જડ જેવી થઇ જાય છે. અંતે લીલાવતી થાકે છે. અહીં મોહનીકર્મ બીજે રૂપે કામ કરે છે. સ્ત્રીમોહ તરીકે ફાવતો નથી; ત્યારે દ્રવ્યમોહ તરીકે તેના અંતરમાં વાસ કરે છે. તે સાથે માન તરીકે પણ સત્તા જમાવે છે; કેમકે રંકના વચનોએ માનદશા જાગૃત કરી છે. મોહરાજા એક પ્રકારે ન ફાવે તો બીજી રીતે પણ આ પ્રાણીને પોતાના પંજામાંથી છુટો થવા દેતો નથી. મુગ્ધ જીવો તેના પરાક્રમને જાણતા નથી, બાકી તે તો અપ્રતિહત પરાક્રમી છે. ખરા જ્ઞાની પુરૂષોજ તેનો અંત આણી શકે છે. મોટા મોટા તપસ્વીઓ જેના ફંદમાં ફસી પડે એવી મનોહરા સ્ત્રી પણ આ વખત લીલાધર પાસે ફાવી શકતી નથી. અનુક્રમે સવાર પડે છે.

બીજી રીતે સમજાવી શકાણો નહીં ત્યારે હવે અનુકૂળ ઉપસર્ગ કરવાની શક્તિ બુદ્ધિમાન્ મંત્રી અજમાવે છે. પરદેશ જવાની તેના પિતા પાસે હા પડાવે છે અને મુહૂર્ત જોવરાવવા જોશીઓને તેડાવે છે. લીલાધર રાજી થાય છે. જોશીઓને વાત કરતાં એવા સમજાવી દે છે કે તે છ મહીના સુધી મુહૂર્ત્તજ આવતું નથી એમ કહે છે. પછી આગ્રહ કરીને પૂછતાં કુકડો બોલે ત્યારે જવાનું મુહૂર્ત્ત આપે છે. મંત્રી લીલાધરને રાજી કરી તૈયારી કરવા પોતાને ત્યાં લઇ જાય છે અને બીજી બાજુએ કુકડા માત્રને દેશાટન કરાવે છે. લીલાધર તૈયાર થઈને રહે છે પણ કુકડાનો શબ્દ ન સાંભળવાથી પ્રયાણ કરી શકતો નથી. તે ઘણો ઉંચોનીચો થાય છે પણ કુકડાના શબ્દ વિના છ માસ નીકળી જાય છે. તેના મનમાં પણ જોશીએ આપેલા મુહૂર્તથી વિરૂદ્ધ ન વર્તવાનું ઠસી ગયેલું છે. અનુક્રમે સ્થિતિ પરિપકવ થાય છે એટલે કુર્કટેશ્વર સહિત નટોનું ત્યાં આવવું થાય છે. બનવાકાળ

ાવાથી સયોગ પણ એવોજ બને છે જુઓ ! નટોને ઉતારે। મત્રીના ઘર પાસે અપાય અને સાજે નાટક કરવાની ના પાડવામા આવે છે જો તે વખતે હા પાડી હોત તો કડો મત્રીના જોવામા આવત અને તેને હરેક પ્રકારે તે દૂર કરત, પરતુ ભવિતવ્યતા પાસે ાુષ્યપ્રયત્ન ચાલી શકતો નથી પાચ કારણો પૈકી છ માસ સુધી મત્રીના ઉદ્યમરૂપી ારણે બળ કર્યું હતુ, અત્યારે ભવિતવ્યતા બળ કરે છે પાછલી રાત્રે પ્રભાત થતા કુકડો ાલે છે, જો કે તે પણ આગલા દિવસે લોકોના કહી જવાથી ન બોલવુ ઠીક છે એમ ામજી મૌન થઇ ગયો હતો, પરતુ સવારે સ્વભાવ દબાવી શકતો નથી તે બોલે છે અને ીલાધર ઘરની બહાર નીકળે છે લીલાવતીનું જોર હવે ચાલતુ નથી એટલે તે મોહવશ ૂર્છાગત થાય છે સાવધ થતા પતિમોહ કુર્કટ પરના દ્વેષરૂપે પરિણામ પામે છે કોણ ારી કુર્કટ નીકળ્યો કે જેણે મને પતિનો વિરહ પાડ્યો ? એમ તેના મનમા થઇ આવે ે પિતા મારફત કુર્કટની શોધ કરાવતા તરતજ તેનો પત્તો લાગે છે તેના પર વૈર લેવા ાટે તે ડાહી વિચક્ષણ છતા તેને મારી નાખવા તત્પર થાય છે જો કે તેથી પતિવિયોગ ૂર થવાનો નથી એમ તે સમજે છે પણ આવેશમા બુદ્ધિ બહેર મારી જાય છે તે પોતાના પિતાને કુકડો મગાવી આપવા આગ્રહ કરે છે મત્રી તેને સમજાવે છે, પરતુ તે સ્રીહઠ છોડતી નથી મત્રી નટોને બોલાવી પ્રયત્ન કરી જુએ છે પણ ત્યાથી તો સજ્જડ ઉત્તરજ મળે છે એટલે તે ફરીને પુત્રીને સમજાવે છે, અને છેવટે માત્ર એક વાર કુર્કટને તેની પાસે લાવી આપવાનું કબુલ કરે છે નટો તેનો વિશ્વાસ કરતા નથી, એટલે તે બદલામા પોતાના પુત્રને સોપીને કુર્કટનુ પાજરૂ લીલાવતીને લાવી આપે છે આ પુણ્યશાળી કુર્કટને જોતાજ લીલાવતીનો તેના પરનો દ્વેષ ગળી જાય છે તે તેને ખોળામા લે છે અને તેની સાથે વાત કરવા માડે છે બન્ને વિચક્ષણ છે કુર્કટ મનુષ્યભાષા સમજે છે, તેમ લીલાવતી પણ પક્ષીભાષાથી તદન અજ્ઞાત નથી હવે તેઓ શા આલાપ સલાપ કરે છે તે આગળ વાચશુ અહી તો કુર્કટની પુણ્યપ્રકૃતિ ઉપર લક્ષ આપવાનું છે કે કુર્કટ થયા છતા તેનું રક્ષણ અને પોષણ કેવુ થાય છે ? કુર્કટપણામા પણ તે સર્વત્ર પૂજાય છે અને તેનો વાળ પણ કોઇ વાંકો કરી શકતુ નથી આ હકીકતને લક્ષમા લઇને ભવ્ય જીવોએ અનેક પ્રકારના પુણ્યનો મચય કરવો જો પુણ્ય બાધ્યું હશે તો દરેક સ્થિતિમા, દરેક વખતે, દરેક પ્રસગે ગમે તેવા મયોગોમા ઉપયોગીજ થશે બીજી વાત એ ધ્યાનમા રાખવી કે આ જગતમા જેનો સયોગ તેનો વિયોગ થાયજ છે, તેથી આ સયોગોને અચળ માની તેમા તીવ્રતા ધરાવવી નહીં લીલાવતીને જો તેમા અતિ તીવ્રતા હતી તો મૂર્છિત થવું પડ્યુ અને વિયોગ તો થવાનો હતો તે થયો વસ્તુ માત્ર સયોગ અને વિયોગ બે સ્વભાવ-વાળીજ હોય છે એક વખત મળેલ વસ્તુનો અમુક કાળે વિયોગ થાયજ છે આ વાત જગતના નિયમ તરીકે ખાસ ધ્યાનમા રાખવી જેઓ એ વાત ધ્યાનમા ન ગણતા ઇષ્ટ-વિયોગાદિ અનિષ્ટ પ્રમગે અકળાઇ જાય છે, તેઓ સ્વપરને અનેક પ્રકારની વિડબના કરે છે અને ફોગટનો કર્મબધ કરે છે તેમ કરવાથી વિયોગસ્થિતિ કિંચિત્ પણ ઘટતી નથી અને શાન્તિ પ્રાપ્ત થતી નથી ઉલટો દુખમા વધારો થાય છે ઇષ્ટસયોગ વિગેરે પ્રસગોમા

પણ એવા મનુષ્યોજ લયલીન થઇ જાય છે અને પ્રાપ્ત થયેલ ઇષ્ટ પદાર્થોને નિરંતર સંયોગમાં રહેનારા માને છે. એ પ્રસંગે રાગદશાને આધીન થઇ અનેક પ્રકારના કર્મબંધ કરે છે; પરંતુ સંયોગ પણ અમુક સ્થિતિ પર્યંતજ રહે છે, નિરંતર અવિચ્છિન્ન તેને તે સ્થિતિમાં રહેતોજ નથી. એવો જગત સ્વભાવજ છે. માટે સંયોગ વિયોગ બન્ને અવસ્થામાં સુજ્ઞ જનોએ પોતાની ચિત્તવૃત્તિને જેમ બને તેમ વધારે સ્થિર રાખવી અને કર્મબંધ ન કરવો. આ રહસ્ય અહીં સમાપ્ત કરવામાં આવે છે અને બન્ને સરખેસરખી સ્થિતિવાળા-વિયોગના દુઃખે દુઃખીનો વાર્તાલાપ સાંભળવા-જાણવા સાવધાન થવાનું સૂચવવામાં આવે છે.

---

### દુહા.

કહે વચન લીલાવતી, રે રે પંખીરાજ;
વિણ અવગુણ તેં મુજ થકી, વેર વસાવ્યું આજ. ૧

દીસે બાહિર ફુટરો, પણ કડુઓ આલાપ;
તેં મુજ કીધો પિઉવિરહ, તે કિહાં છૂટીશ પાપ. ૨

તું કંચનપિંજર વસે, સદા સુખી બહુ ભોગ;
તું પરવેદન નવિ લહે, દુસ્સહ કંતવિયોગ. ૩

તું પંખી વિણ પંખિણી, વનમાં વ્યાકુળ થાય;
તો અમે સરજી નારિઉં, પતિવિણ કિમ દિન જાય. ૪

હોશે ઘણા વિછોહિયા, તેં પૂરવ ભવ કોય;
તો થયો એણે ભવ કુકડો, હૃદય વિચારી જોય. ૫

---

### દુહાનો ભાવાર્થ.

લીલાવતી કુર્કટ પ્રત્યે કહે છે-“હે પક્ષીરાજ! તેં ફોગટ મને અવગુણ કરીને મારી સાથે વેર વસાવ્યું. તું ઉપરથી કુટડો લાગે છે પણ અંદરથી કડવો જણાય છે. તેં શબ્દ માત્ર બોલીને મારા પિયુથી મને વિરહ પડાવ્યો, તેના પાપથી તું ક્યાં છુટીશ? તું સોનાના પાંજરામાં રહીને નિરંતર આનંદ ભોગવે છે, તેથી તને પારકી વેદનાની ખબર પડતી નથી. પણ હે કુર્કટ! પતિનો વિરહ સ્ત્રીને અત્યંત દુઃસહ હોય છે. તમે પંખી છો, તેમાં પણ પંખીણી પંખી વિના વ્યાકુળ થઈ જાય છે, તો અમે તો મનુષ્ય થયા છીએ, એટલે અમારા સ્ત્રી જાતિના દિવસો પતિ વિના કેમ જાય? તેં પૂર્વ ભવે આવો ઘણાને વિયોગ પડાવ્યો હશે તેથીજ આ ભવે પંખી થયો જણાય છે. હૃદયમાં વિચારી જોજે. ૧-૫.

અવિવેકી તિર્યંચ તું, નિપટ નિઠુર નિરમોહ;
જો તુ બોલ્યો ન હોત તો, હોત ન કંતવિછોહ. ૬
તે મુજથી નાણી દયા, અહો વિહંગમ ભૂપ;
પણ મુજને આવી દયા, દેખી તાહરૂ રૂપ. ૭

ઢાળ ૨૮ મી.

( આણુસરા યોગી—એ દેશી )

કુક્કડ વચન સુણિ વેધાલો, કર્યો વિણ પાવસ વરસાલો રે; વેધક જગ વિરલા, જાગ્યો વિરહ પડયો પિંજરમે, થયો મુરછિત વચનને મરમે રે. વે૦ ૧ ઉંડા મૂકે સબળ નિસાસા, ભવરૂપના નિરખી તમાસા રે; વે૦ લીલાવતીએ કુકડ લીધો, ભીડી હૃદયથી જાગ્રત કીધો રે. વે૦ ૨ રે પંખી કિમ ઇમ દુઃખ પાવે, મે તો કહ્યું તુજ ભોળે ભાવે રે; વે૦ મુજને તો દુઃખ જે પિયુ ચાલ્યો, પણ તુજને શ્યો દુઃખ સાલ્યો રે. વે૦ ૩ તાહરૂ તો દુઃખ દેખી નેણે, પડી સાહમી લહેણાથી દેણે રે; વે૦ મે જાણ્યુ તુ મનાવીશ મુજને, પડયો ઉલટો મનાવવો તુજને રે. વે૦ ૪ મુજથી ઘણો તુ વિરહી દિસે, શ્યો દુઃખ છે કહો સુજગીશે રે; વે૦ કહ્યું

---

તમે પંખી જાતિજ અવિવેકી છો વળી તુ તો અત્યંત નિષ્ઠુર અને નિર્મોહી જણાય છે જો તું કાંઇક વિવેક રાખીને બોલ્યો ન હોત તો મને પતિ વિયોગ ન થાત હે પક્ષીરાજ ! તને તો મારી ઉપર દયા ન આવી પણ મને તારૂ રૂપ જોઇને દયા આવે છે ” ૬–૭

ઢાળ અઠ્ઠાવીશમીનો ભાવાર્થ

આ પ્રમાણેના મર્મમા ઘાત કરે તેવા લીલાવતીના વચનો સાભળીને કુર્કટને એકદમ પોતાની પૂર્વાવસ્થા સાભરી આવી તેથી જેમ વર્ષા ઋતુએ વરસાદ વરસે તેમ આખમાથી અશ્રુની ધારા વરસાવતો સતો તે એકદમ મૂર્છિત થઇને પાંજરામા પડી ગયો, અને ઊંડા નિસાસા મૂકવા લાગ્યો તે જોઈ લીલાવતી એકદમ ગભરાઇ ગઈ તેણે પાંજરામાથી તેને કાઢીને પોતાની બાથમા લીધો અને તેને ગરમી આપી સાવધ કર્યો પછી તે કહેવા લાગી કે–“ હે પંખી ! મે તો તને ભોળે ભાવે કહ્યુ, તેમા તને આટલુ બધુ દુખ કેમ લાગી ગયુ મને તો મારા પિયુના વિયોગનું દુખ સાલે છે તેથી મે કહ્યુ પણ તને એવું શું દુખ સાલે છે કે જેથી તુ મૂર્છિત થઈ ગયો ? મારે તો ઉલટુ લેણાનું દેવુ થયુ મે જાણ્યુ તું મને મનાવશે તેનો મારે તને મનાવવો પડયો ૧–૪ પરંતુ તુ મારા કરતા પણ વધારે વિરહી દેખાય છે, તો તને શું દુઃખ છે તે કહે. ” પછી કુકડે ભૂમિ ઉપર અક્ષરો લખીને

કુક અક્ષર લખી તાજા, હું છું ચંદ આભાપુરી રાજા રે. વે૦ ૫ મેં તો કોઇનો લીધો ન દીધો, પણ માયે કુર્કટ મુજ કીધો રે; વે૦ વિછુહી ગુણાવળી નવલ સનેહી, કહું દુઃખની વાતડીઓ કેહી રે. વે૦ ૬ તે મુજ ખટકે હું તસ ખટકું, વળી નાટકીયા સંગ ભટકું રે; વે૦ કિહાં પુર કિહાં ઘર કિહાં નર કરણી, કિહાં રાજ્ય કિહાં તે ઘરણી રે. વે૦ ૭ તુજ પતિ જેહ થયો પરદેશી, તુજને તે મળશે સુવિશેષી રે; વે૦ પણ મુજ વીછડીયાના મેળા, તે તો કેવળી જાણે વેળા રે. વે૦ ૮ મુજ દુઃખ સરિખો ન દુઃખ તુજ બાઇ, કિહાં કંચનગિરિ કિહાં રાઇ રે; વે૦ ઘરણી માહરી જગમાંહે દુઃખણી, તેહથી અસંખ્યગુણી તું સુખણી રે. વે૦ ૯ તું પતિ વિણ ક્ષિણમાં દુઃખ પામી, તો મુજ ઘરણીમાં શી ખામી રે; વે૦ ભોગવે જે દુઃખ માહરી રાણી, તેહ માંહે તું જાયે તણાણી રે. વે૦ ૧૦ કુર્કટ વચને લીલાવતી હરખી, એ તો જોડી મિલી બિહુ સરખી રે; વે૦ મનમાં તમે દુઃખ ચંદ મ વહેશો, વહિલી ઋદ્ધિ રમણી તે લહેશો રે. વે૦ ૧૧ મનમાન્યા તમે માહારે ભાઇ, વિધિની જોડી એહ સગાઇ રે; વે૦ પામો જો તમે નરપદ ફેરી, તો મળજો મુજને એકવેરી રે. વે૦ ૧૨ જે અવિચાર્યું કહ્યું હોય તમને, તે

---

જણાવ્યું કે—" હું આભાપુરીનો ચંદરાજા છું. મને કાંઇ લીધા દીધા વિના મારી ઓરમાન માતાએ કુકડો બનાવી દીધો છે. મને મારી રાણી ગુણાવળીનો વિરહ ખટકે છે. મારા દુઃખની હું કેટલીક વાત કહું, કહી જાય તેમ નથી. મને એ ખટકે છે, એને હું ખટકું છું, વળી આમ નાટકીઆની સાથે હું ભટકું છું, કયાં તે મારૂં નગર, કયાં મારૂં રાજ્ય, કયાં તે રાણી, કયાં મનુષ્યપણે રહેવું અને કયાં તિર્યંચપણે દુઃખ ભોગવવું ! મારા દુઃખનો પાર નથી. તારો પતિ પરદેશ ગયેલ છે તે તો કાલે આવશે અને તને મળશે; પરંતુ મારા વિછોહનો મેળો તો થશે કે નહિ તે પણ કોણ જાણે ? માટે હે બ્હેન ! મારા જેવું તારે દુઃખ નથી. મારા અને તારા દુઃખમાં રાઈ અને પર્વત જેટલું અંતર છે. વળી મારી સ્ત્રી જેવી દુઃખીણી છે તેના પ્રમાણમાં તું અસંખ્ય ગુણી સુખીણી છે. તું એક ક્ષણુના પતિના વિરહમાં દુઃખી થઈ ગઇ તો મારી રાણીને કેમ થતું હશે તેનો વિચાર કર. તેના દુઃખના પ્રવાહમાં તું તો તણાઈ જાય તેમ છે."

આ પ્રમાણેનાં કુર્કટના વચનથી લીલાવતી કાંઇક ખુશી થઇ—તેને પોતાનું દુઃખ અલ્પ લાગ્યું. તેણે વિચાર્યું કે—' આ તો સરખે સરખી જોડ મળી છે. ' પછી તેણે ચંદરાજાને કહ્યું કે—" હે ચંદરાજા ! તમે દુઃખ બહુ ધરાવશો નહીં, થોડા વખતમાં તમને તમારી ઋદ્ધિ અને રમણી વિગેરે બધું પ્રાપ્ત થશે. તમે મારા મનના માન્યા ભાઇ છો અને હું તમારી બહેન છું. વિધાતાએજ આ સગપણ કરી દીધું છે. હવે તમે જ્યારે મનુષ્ય થાઓ ત્યારે જરૂર મને મળજો. ૫–૧૨. મેં જે કાંઇ વગર વિચાર્યું તમને કહ્યું હોય તેની ક્ષમા કરજો

બક્ષજો ગુનહો અમને રે; વે૦ રે વીરા તુજ આશા ફળજો, વળી વહેલા આવીને મળજો રે. વે૦ ૧૩ મુજને રખે ક્ષિણ એક વિસારો, મે તો સફળ કર્યો છે જનમારો રે; વે૦ નટને સોપ્યો કુર્કટ પાછો, આવ્યો ગેહે મત્રીસુત આછો રે. વે૦ ૧૪ હવે નટ સુભટ ઘણા મેદુરથી, ચાલ્યા તેહ પોતનપુરથી રે; વે૦ દેશ અનેક નગરીઉ અનેકા, જોતાને રમતા સુવિવેકા રે. વે૦ ૧૫ વળી બહુ નૃપથકી લડતા વાટે, તેહ કુર્કટ યતનને માટે રે; વે૦ તે નટ લોકતણે મન ભાવ્યા, ઇમ વિમલપુરીએ આવ્યા રે. વે૦ ૧૬ આંબો રાખ્યો હુતો જિહા માએ, તિહાં ડેરા કર્યા નટરાયે રે; વે૦ અઠ્ઠાવીશમી ત્રીજે ઉલ્લાસે, કહી ઢાળ મોહને સુપ્રકાશે રે. વે૦ ૧૭

દુહા.

તેણે અવસર કુકડે, દિઠા તે અહિઠાણ,
હરખીને નિરખી પુરી, પૂરવ પ્રેમ પ્રમાણ. ૧

ઇહાં તો લચ્છીપ્રેમલા, ભાડે પરણી જેહ;
તે નગરી એ તો ખરી, નહીં લવ માત્ર સદેહ. ૨

હુ ઇમ જે પખી થયો, એહ પુરી પરસાદ;
વળી ફિરી આવ્યો ઇહા, સહિ તો ટળે વિષાદ. ૩

---

અને હે વીરા ! તમારી આશા ફળીભૂત થજો મને વહેલા આવીને મળજો અને મને ભૂલી જશો નહીં મે તો તમને જોઇને જન્મારો સફળ કર્યો છે ” આ પ્રમાણે કુર્કટ સાથે વાતચિત કરીને નટને તે પાછો સોપ્યો એટલે મત્રીપુત્ર પણ ઘરે આવ્યો ૧૩-૧૪

હવે નટ ત્યાથી નીકળી અનેક ગામો અને શહેરો ફર્યા, ઘણી જગ્યાએ કુર્કટ માટે લડવુ પણ પડયુ નટની કળા અદ્દભુત હોવાથી લોકોને તે ગમી ગયા એમ ફરતા ફરતા તેઓ અનુક્રમે વિમળાપુરીએ આવ્યા અને જ્યા માતા વીરમતીએ આબો રાખ્યો હતો ત્યાજ ડેરા તબુ નાખીને પડાવ કર્યો આ અઠ્ઠાવીસમી ઢાળ મોહનવિજયજીએ સારી રીતે પ્રકાશિત કરી છે ૧૫-૧૭

દુહાનો ભાવાર્થ.

કુર્કટે તે જમીન ઓળખી તેને પૂર્વનો પ્રેમ યાદ આવ્યો પ્રેમલાલચ્છીને ભાડે પરણ્યાનુ પણ સ્મરણ થયુ તેણે ધાર્યુ કે “જરૂર આ તેજ નગરી છે કે જેના કારણથી હુ પખી થયો છુ હવે પાછો ફરતો ફરતો ત્યાજ આવ્યો છુ તો મારૂ દુ ખ નાશ પામવા સભવ

કિંહા આભા કિંહા વિમલપુર, મેળો સુગમ ન હોય;
જીવતડાં મેળાવડો, ખરૂં કહે સહુ કોય. ૪
ઇહાં મુજને આવ્યા તણી, રહેતી હોંશ અસંખ;
સહિ તો તેહિજ કારણે, વિહિ મુજ દીધી પંખ. ૫
તે ઉપવનમાં નટ પ્રમુખ, રહ્યા કરી આચાર;
હવે સુણો સહુ પ્રેમલા-લચ્છીનો અધિકાર. ૬
સહીઓમાં બેઠી હતી, ડાબી ફરકી નેણ;
થઈ પ્રમુદિત પ્રેમલા, વદે સુરંગા વેણ. ૭

ઢાળ ૨૯ મી.

( આછેલાલની—એ દેશી. )

રે સહિઓ શિરતાજ, તનુચેષ્ટાથી આજ, આછેલાલ હોવે કંત મેળાવડોજી, સોળા વરસે ઉદ્ધાર, દેવીવચન અનુસાર, આ૦ મિલતો દીસે તાકડોજી. ૧ પણ મુજ મનમાં એહ, સહિઓ રહે સંદેહ, આ૦ કિહાં પિયુ કિહાં આભાપુરીજી; નહીં સંદેસો કોય, કિમ ઇમ મેળો હોય, આ૦ ખોટી કિમ હોશે સુરીજી. ૨ દેવીવચન અમોઘ, કહે સહુજનના ઓઘ, આ૦ તાસ જણાશે પટંતરોજી;

છે. ક્યાં આભાપુરી અને ક્યાં વિમળાપુરી ? તેનો મેળો સુગમ નથી, પરંતુ પંડિતો કહે છે કે '**જીવતો મનુષ્ય મેળો પામે**' તે વાત ખરેખરી છે. મને અહીં આવવાની હોંશ ઘણી હતી પણ આવી શકું તેમ નહોતું, તે કારણેજ વિધાતાએ મને પંખી બનાવી પાંખ આપી જણાય છે." આ પ્રમાણે કુર્કટ વિચાર કરે છે અને નટો ત્યાં આનંદથી રહે છે. હવે પ્રેમલાલચ્છીનો અધિકાર સાંભળો:—પ્રેમલાલચ્છી પોતાના મહેલમાં સખીઓ સાથે બેઠી છે તેવામાં તેનું ડાબું નેત્ર ફરકયું એટલે તે ખુશી થઇને મીઠાં વચનો કહેવા લાગી. ૧-૭

ઢાળ ઓગણત્રીશમીનો ભાવાર્થ.

પ્રેમલા સખીઓને કહે છે કે—" આ મારી શરીરચેષ્ટાથી મને જણાય છે કે જરૂર મારા શીરતાજ-મારા સ્વામીનો મને મેળાપ થવો જોઇએ. તેમનો વિયોગ થયા સોળ વર્ષ થઇ ગયા છે. તે વખતે કુળદેવીએ પણ કહ્યું હતું કે 'સોળ વર્ષ પછી તને પતિનો મેળાપ થશે ' તેનો તાકડો બરાબર મળ્યો છે. પણ મારા મનમાં મોટો સંદેહ છે કે-ક્યાં આભાપુરી અને ક્યાં મારા ભર્ત્તાર. અહીંથી ગયા પછી કશો સંદેશો કે કાગળપત્ર પણ નથી, તેનો મેળો શી રીતે થશે ? પણ દેવીનું વચન મિથ્યા થાય તે પણ સંભવતું નથી. ૧-૨ કેમકે દેવવાણી અમોઘ હોય છે, એમ સૌ કહે છે. હવે તેની ખબર પડશે. મને વારંવાર એમ

માહરો પ્રાણઆધાર, કોઇ કોશ હજાર, આ૦ કિમ કરી ભાંજશે આંતરોજી. ૩ વિરહ સ્થિતિ પરિપાક, થયો દિસે અર્વાક, આ૦ આજ ભરોંસો એહવોજી; એહમાં મીન ન મેષ, આજ કલ્યાણ વિશેષ, આ૦ સહી મુજ પિયુ મળ્યો સંભવેજી. ૪ કહે તવ સજનીઓ એમ, પામી પૂરણ પ્રેમ, આ૦ તાહરૂં કહ્યું હોજ્યો ખરૂંજી; પીયરનો જે પ્રેમ, નિંઘો જાયે કેમ, આ૦ પણ સ્ત્રીવલ્લભ સાસરૂંજી. ૫ ચંદ જિશ્યો પ્રાણેશ, અનોપમ સુંદર વેશ, આ૦ સહુને ક્ષણ નવિ વિસરેજી; વહાલો મળશે આય, એ નહીં નિઃફળ થાય, આ૦ ઇમ જે નિત તપ તું કરેજી. ૬ હુઈ અવધિ અનંત, કિમ હજી મળે નહીં કંત, આ૦ કાળે ઉંબર પણ ફળેજી; હોવે કરીર પટીર, તીર જિહાં તિહાં નીર, આ૦ તિમ તુજ વિરહ ન કાં ટળેજી. ૭ એહવે તેહ વિહંગ, લેઇ રંગ સુરંગ, આ૦ નટ આવ્યા દરબારમાંજી; ભેટયો પ્રવર નગરીશ, શિવનટ દે આશીષ, આ૦ રવિ જિમ પ્રતપો સંસારમાંજી. ૮ નૃપ તુજ સોરઠ દેશ, વિમલપુરી સુવિશેષ, આ૦ રહિતી હોંશ જોવા તણીજી; પુરવ પુણ્ય અનુસાર, દીઠો તુજ દેદાર, આ૦ મુજ ફળી આશા ઘણી જી. ૯ આભાનગરી એક, દીઠી અમે સુવિવેક, આ૦ કે દીઠી વિમળાપુરીજી; ઇમ કહી વાહ્યો ઢોલ, કાછ કસી રંગરોલ, આ૦ માંડી નટે નટ ચાતુરીજી. ૧૦

---

થયા કરે છે કે હજારો ગાઉનો આંતરો શી રીતે ભાંગશે ? પણ હવે સ્થિતિનો પરિપાક થયો હોય એમ જણાય છે એમાં મીનમેષ ફરક નથી. બાકી આજે અંતઃકરણમાં ખાત્રી થાય છે કે જરૂર મારા પતિ મને મળવા જોઇએ." આ પ્રમાણેનાં પ્રેમલાલચ્છીનાં વચનો સાંભળીને સખીઓ બોલી કે—"હે બ્હેન ! તારૂં વચન ખરૂં પડજો. પીયરનો સ્નેહ ગમે તેટલો હોય પણ સ્ત્રીને સાસરૂંજ પ્યારૂં લાગે છે. વળી ચંદરાજા જેવો તારો પ્રાણેશ તો સૌને સાંભરે તેમ છે. કોઇ તેને ભૂલે તેમ નથી. તારૂં તપ એવું છે કે જરૂર તને તેનો મેળો થશે. દેવીએ આપેલી અવધી ઘણી લાંબી હતી તે પણ પૂરી થઇ છે, તો હવે તારા પતિ મળવાજ જોઇએ; કેમકે કાળે કરીને તો ઉંબરાનું વૃક્ષ પણ ફળે છે, કેરડાને પત્ર પુષ્પ આવે છે અને ખાલી સરોવર જળવડે ભરાય છે; તો તારૂં વાંચ્છિત કેમ ન ફળે ? ફળવુંજ જોઇએ." આ પ્રમાણે સખીઓ પરસ્પર વાતો કરે છે તેવામાં નટો પાંજરૂં સાથે લઇ રાજદરબારમાં આવ્યા, રાજાને મળ્યા અને રવિ જેમ તમારૂં તેજ જગમાં તપજો. આવો આશીર્વાદ આપીને કહ્યું કે—"હે રાજેન્દ્ર ! ધન્ય છે તારા સોરઠ દેશને અને વિમળાપુરી નગરીને ! બહુ દિવસથી તે નગરી જોવાની હોંશ હતી તે આજે પૂરી પડી છે. પૂર્વના પુણ્યથી તમારા દર્શન કરવાની અમારી આશા પણ પૂર્ણ થઇ છે. અમે બહુ દેશમાં ફર્યા પણ એક આભાપુરી જોઇ છે તેવી આ વિમળાપુરી દીઠી, બીજી કોઇ નગરી એવી દીઠી નથી." આ પ્રમાણે કહીને કચ્છ મારીને તેઓએ નાટક કરવાની તૈયારી કરી. ૩-૧૦

કીધી ભૂમિ પવિત્ર, પુંજ કુસુમ સુવિચિત્ર, આ૦ તે ઉપર પિંજર ધર્યોજી; સુઘટ ઘાટ વિખ્યાત, જાણીએ સુરગિરિ જાત, આ૦ એહવો વંસ ઉભો કર્યોજી. ૧૧ દોરા તાસ સમંત, બાંધ્યા ખેંચી અનંત, આ૦ જાણીએ કિરણ દિણંદનાજી; કીલક રાતે રંગ, ધરણી લીણ અભંગ, આ૦ માનીએ કોશ અરવિંદનાજી. ૧૨ શિવમાળા તેણીવાર, પહિરી સવી શણગાર, આ૦ વંસતળે ઉભી રહીજી; કે શમતા કે ખંતિ, કે નિરમમતા ભંતિ, આ૦ એહથી અન્ય ઉપમ નહીંજી. ૧૩ નટકન્યા નરવેશ, સુરીઉં એહનો લેશ, આ૦ દેખી ચમકિત હુઇ સભાજી; રાજા મન સંદેહ, કુણ છે કન્યા એહ, આ૦ પ્રગટી કિહાંથી એ રવિપ્રભાજી. ૧૪ શિવમાળા અવિલોક, નૃપ મકરધ્વજ કોક, આ૦ તામ તેડાવી પ્રેમલાજી; આવી પુલકિત અંગ, બેઠી તાત ઉછંગ, આ૦ સકળ કળાકુળ પેશલાજી. ૧૫ રે પુત્રી કહે ભૂપ, એ નટ સુભટ અનૂપ, આ૦ એ સહુ આભાપુરી હુતાજી; નિરખ તું ખેલ પ્રશંસ, માંડ્યો છે એહ વંસ, આ૦ ઇહાં ચઢી ખેલશે નટસુતાજી. ૧૬ વિમલપુર નરનાર, આવ્યા નૃપ દરબાર, આ૦ નટક્રીડા જોવા ભણીજી; નવ વિશ ત્રીજે ઉલ્લાસ, ઢાળ એ પ્રેમ પ્રકાશ, આ૦ મોહને ભાખી સોહામણીજી. ૧૭

---

પ્રથમ એક ઠેકાણે જમીન પવિત્ર કરી ત્યાં કુસુમનો ઢગલો કરી તેની ઉપર પાંજરૂં મૂક્યું. પછી ઘણો લાંબો વાંસ ઉભો કર્યો અને તેના દોર ચોતરફ બાંધી દીધા. ખીલા મારીને તેને દ્રઢ કર્યા. તે સૂર્યના કિરણો જેવા લાગતાં હતાં. વળી તે દોરડાઓ રાતારંગની ભૂમિ ઉપર ન નિકળી શકે તેમ બાંધેલા તેથી કમળના ડાંડા જેવા લાગતા હતા. પછી શિવમાળા તમામ શણગાર સજી પુરૂષનો વેશ ધારણ કરીને વંશના મૂળ પાસે આવીને ઉભી રહી, જાણે સાક્ષાત્ સમતા કે ક્ષમા કે નિર્મળતા ખડી હોય તેમ દિસતી હતી. હવે એથી વધારે તે શી ઉપમા આપીએ ? અર્થાત્ બીજી એક પણ વધારે ઉપમા આપી શકાય તેમ નથી. તેને જોઇને આખી સભા ચમત્કાર પામી. રાજા પણ વિચારવા લાગ્યો કે ' આવી સુરૂપા કન્યા કોણ હશે ? સાક્ષાત્ રવિપ્રભા જેવું તેનું તેજ છે. ' પછી રાજાએ તરતજ નાટક જોવા પ્રેમલાલચ્છીને બોલાવી. તે પણ આવીને પિતાના ખોળામાં બેઠી. રાજાએ પુત્રીને કહ્યું કે " આ નાટકીઆઓ આભાપુરીથી આવ્યા છે તેનું નાટક જો. આ નટપુત્રી ઉંચા વાંસ ઉપર ચઢીને અનેક પ્રકારના ખેલ કરશે. " વિમળાપુરીના મનુષ્યો રાજાના દરબારમાં નટના સર્વ ખેલો જોવાને આવ્યા. ત્રીજા ઉલ્લાસની રસીલી ઓગણત્રીશમી ઢાળ મોહનવિજયજીએ કહી. ૧૧-૧૭

દુહા.

શિવમાળા વંસે ચઢી, નાગરીક દગ્ સાથ;
બેઠી કુબ્જાસન કરી, કરૂણારૂપ સનાથ. ૧

વાળ્યાં યોગાસન સકળ, નટ બાળા સુપ્રધાન;
કીધા નગરી લોકને, કેઇ સુરચિત્ર સમાન. ૨

ઢોલ ઢમક્યા ભૂતળે, તિમ નટશબ્દ ઉચાર;
ખેલ મચ્યો અતિહિ સરસ, કહેતાં નાવે પાર. ૩

દોરે દોરે નવલ ગતિ, ખેલે સુતા અતિવ;
યોની ચોરાશી લક્ષમાં, જિણ વિધ વિચરે જીવ. ૪

ખિણ એક વંસાગ્રે રહી, ફિરે ફેર અનુપાત;
જાણે કેવળીએ રચ્યું, એ કેવળી સમુદ્ઘાત. ૫

વંસ તણી રમત રમી, આવી હેઠી બાળ;
ઉપશમથી કોઇ જાણીએ, પડયો પ્રથમ ગુણમાળ. ૬

શિવમાળા નિજ તાતથી, આવી નમ્યો અવનીશ;
રજત હેમ મણિ વસ્ત્રનો, વૂઠો ઘન જિમ ઇશ. ૭

---

દુહાનો ભાવાર્થ.

રાજા આ પ્રમાણે વાત કરે છે તેવામાં નગરના લોકોના જોતાંજ શિવમાળા વાંશપર ચઢી ગઇ અને ત્યાં જઇને કુબ્જાસન કરીને બેઠી. તે ઉત્તમ નટબાળાએ યોગના બધાં આસનો કરી બતાવ્યા, જેથી દેવના ચિત્રની જેમ લોકો સ્તબ્ધ થઇ ગયા. જમીન ઉપર ઢોલ જોસભર વાગતા હતા જેથી નટો શબ્દોચ્ચાર પણ વધારે કરતા હતા. એટલે ખેલમાં રસ પણ ખુબ જામ્યો જેનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. એમ કેટલીક વાર વંશપર નૃત્ય કરી પછી દોરે દોરે નવા નવા પ્રકારે ખેલ કરતી જાણે ચોરાશી લાખ જીવાયોનિમાં જીવ ભમતો હોય તેમ ફરતી હતી. ક્ષણવાર સ્થંભના ટોચ ઉપર રહી. ફરી તરતજ ચક્ર લેવારૂપ ગમનાગમન ક્રિયા કરતી હતી. જાણે કેવળીએ કેવળી સમુદ્ઘાત માંડ્યો હોય તેની રચના કરતી હતી. વાંસ ઉપરથી રમત રમીને શિવમાળા નીચે ઉતરી તે જાણે ઉપશાંત મોહ નામના અગ્યારમા ગુણઠાણાથી પડતો કોઇ પહેલે ગુણસ્થાનકે આવી જાય તેના જેવું બન્યું હતું. શિવકુંવર નટે શિવમાળાને સાથે લઇ રાજા પાસે આવી પ્રણામ કર્યા. રાજાએ પ્રસન્ન થઇને પુષ્કળ દાન આપ્યું. નગર લોકોએ પણ વસ્ત્રાદિકની વૃષ્ટિ કરી જેથી ત્યાં મોટો ઢગલો થયો. ૧-૭

ઢાળ ૩૦ મી.

( ઉંડા કાન કોડામણા—એ દેશી )

દીઠીજી એહવે કુકડે, તેહવે પ્રેમલાલચ્છી રે; પરણી ઘરણી ઓળખી, નાચ્યો તુરંગ જિમ કચ્છી રે. ૧ આજ સુરંગ વધામણાં, આજ તે ઉલટ અંગ રે; સોળે વરસે ચંદને, થયો વનિતા પ્રસંગ રે. આ૦ ૨ કૂવેકૂવો નવિ મળે, રહ્યા અચળ સ્વભાવે રે; પિણ વીછડીયા નર મળે, જેહ સપદ કહાવે રે. આ૦ ૩ સોળે વરસે એહનો, હુઓ મીંટ મેળાવો રે; શું કરૂં સરજ્યો પંખીઓ, નહીં તો કરત વધાવો રે. આ૦ ૪ ક્રોડ દીવાળી જીવજો, આયડલી મુજકેરી રે; ન હુત જો કીધો કુકડો, કયાં એ મળતો ફેરી રે. આ૦ ૫ નટનું પણ હોજો ભલું, જેણે સાથે રાખ્યો રે, લેઇ ઇહાં મુજ આવીયા, નિતનિત યશ મુજ ભાખ્યો રે. આ૦ ૬ દીઠું મુખ પુણ્યવંતનું, આજ મેં પ્રાતની વેળા રે; મુજને હુઆ જેહથી, વીછડીયાના મેળા રે. આ૦ ૭ આજ દિવસ ભલે ઉગમ્યો, નયણે નારી દીઠી રે; પ્રગટયો અંકુર સંયોગનો, વિરહારતિ હવે નીઠી રે, આ૦ ૮ જો મુજ સંગ્રહે પ્રેમલા, નટ પાસેથી લેઇ રે; માહરા મનોરથ તો ફળે, થાયે કારજ કેઇ રે. આ૦ ૯ થાઇશ હવે પંખી ટળી, ફેરીને નરરૂપે રે; શિવનટરાયની પુત્રિકા, હરખે એહને જો સુંપે રે. આ૦ ૧૦

---

ઢાળ ત્રીશમીનો ભાવાર્થ.

એવા અવસરમાં પાંજરામાં રહેલા કુર્કટે પ્રેમલાને દીઠી, એટલે તરતજ આ મારી પરણેલી સ્ત્રી છે એમ ઓળખી. તે મનમાં ઘણો ખુશી થયો અને કચ્છી ઘોડાની જેમ નાચવા લાગ્યો. આજે ઉત્તમ રંગ વધામણા છે. આજે હૈયામાં હર્ષ સમાતો નથી. સોળ વરસે ચંદરાજાને પોતાની પત્નીનો મેળાપ થયો. કુવેકુવા અપદ હોવાથી દૂર રહેલા મળી શકતા નથી; પણ મનુષ્ય સપદ હોવાથી ગમે તેટલું અંતર પડયું હોય તોપણ મળે છે. ચંદરાજા અને પ્રેમલાલચ્છીનો સોળ વર્ષે દષ્ટિમેળાપ થયો. કુર્કટ વિચારે છે કે "શું કરૂં ? હું અત્યારે પંખીપણામાં છું, નહીં તો આનંદ વધામણા કરત. મારી માતા કરોડ વરસ જીવજો કે તેણે મને કુકડો કર્યો, નહીં તો પછી અહીં શી રીતે આવત ? અને મારી પ્રિયાને મળત ? વળી આ નટોનું પણ કલ્યાણ થજો કે મને અહીં સુધી લાવ્યા અને સર્વત્ર મારો યશ બોલ્યા. આજ સવારે મેં કોઇ પુણ્યશાળીનું મુખ જોયું હશે કે જેથી મને મારી સ્ત્રીનો દીર્ઘકાળે મેળો થયો. આજનો દિવસ પણ ધન્ય છે કે જ્યાં સંયોગના અંકુર ઉગ્યા અને વિરહપણું નાશ પામ્યું. હવે જો આ નટ પાસેથી લઇને પ્રેમલા મને પોતાની પાસે રાખે તો જરૂર હું પંખી ટળીને પુરૂષ થાઉં અને મારા મનોરથ બધા સફળ થાય; પણ જો શિવમાળા મને એને આપે તો એ બધી વાત ઠીક થાય." ૧–૧૦

પ્રેમલાલચ્છીએ એહવે, જોયું પિંજર સાહામું રે; દીઠો મનહર કુકડો, નટ કરે તાસ સલામો રે. આ૦ ૧૧ પામી અચરિજ મનમાં, જોવે નિપટ નિહાળી રે; કુક્કુડની પણ તેહથી, લાગી ધ્યાનની તાળી રે. આ૦ ૧૨ ત્રીજા ઉલ્લાસમાં બેહુને, થયો નયણનો મેળો રે; પુણ્ય પસાયે સંપજે, પતિ પ્રેમદા સંગ ભેળો રે. આ૦ ૧૩ પુણ્ય પસાયે ચંદને, મળશે બહુ ઈહાં કમળા રે; બહુલી કીરતિ વાધશે, શશીથી પણ અતિ વિમલા રે. આ૦ ૧૪ સુવિલાસી ષટ્ તર્કના, શ્રી વિજયસેન સૂરીશ રે; વાચક કીર્તિવિજય વરૂ, તાસ શિષ્ય સુજગીશ રે. આ૦ ૧૫ તાસ શિષ્ય કવિ-શેખરૂ, શ્રી માનવિજય બુધેશ રે, તસપદ સેવક કવિવરૂ, શ્રી રૂપવિજય આશેષ-રે. આ૦ ૧૬ તસપદ પંકજ મધુકરે, મોહન કહે સુવિલાસ રે; એ ત્રીશે ઢાળે કરી, રચ્યો તૃતીય ઉલ્લાસ રે. આ૦ ૧૭ આગળ ચંદનરિંદનો, છે મીઠો અધિકાર રે; વર્ણવશું છે જેહવો, ચંદ ચરિત્ર મઝાર રે. આ૦ ૧૮.

---

આ પ્રમાણે કુર્કટ વિચારે છે તેવામાં પ્રેમલાલચ્છીએ પાંજરા સામું જોયું અને નટોને તેમાં રહેલા કુકડાની સલામો કરતા દીઠા, એટલે તે મનમાં આશ્ચર્ય પામી. તેણે નિહાળીને કુકડાની સામું જોયું એટલે કુકડે પણ જોયું. બન્નેની દ્રષ્ટિ મળી અને જેમ ધ્યાનની તાળી લાગી હોય એમ એકાગ્રતા થઈ ગઇ.

આ પ્રમાણે તે બન્નેનો નેત્રમેળાપ થયો છે. હવે પુણ્યના પસાયથી આગળ પતિ-પ્રેમદાનો મેળાપ થશે, ચંદરાજા ઘણી ઋદ્ધિસિદ્ધિ પામશે અને ચંદ્ર કરતાં પણ નિર્મળ તેની કીર્ત્તિ વૃદ્ધિ પામશે. ત્રીજા ખંડને અંતે કવિ પોતાની ગુરુપ્રશસ્તિ વર્ણવતાં જણાવે છે કે ષડ્દર્શનના પારગામી શ્રી વિજયસેનસૂરીશ્વરની પાટે ઉત્તમ કીર્ત્તિવંત ઉપાધ્યાય શ્રી કીર્ત્તિવિજય થયા અને કવિઓના શિરોમણિ તેમના શિષ્ય પંડિત શિરોમણિ માન-વિજયજી થયા તેમના અંતેવાસી શ્રેષ્ઠ કવિ રૂપવિજયજી થયા. તેમના ચરણ કમળના ભ્રમર સમાન શ્રી મોહનવિજયજીએ ત્રીજા ઉલ્લાસની રચના કરી. જેની ત્રીશ ઢાળો ઉત્તમ-વિલાસવાળી શોભી રહી છે. આગલા ખંડમાં ચંદરાજાનો મીઠો અધિકાર ચંદચરિત્રમાં છે તેજ પ્રમાણે વર્ણવશું. ૧૧–૧૮.

આ બધું આપણે હવે પછીના ચોથા ખંડમાં વાંચશું, જેથી એ દંપતીનું વિયોગ દુઃખ નાશ પામેલું વાંચી આપણો અંતઃકરણ પણ રાજી થશે. હાલ તો આમાંથી જે સાર ગ્રહણ કરવાનો છે તે વિચારી તેમાંથી હૃદયમાં ધારણ કરવા યોગ્ય હોય તે કરી લઇએ.



## ઢાળ અઠ્ઠાવીશમીથી ઢાળ ત્રીશમી સુધીનું રહસ્ય.

અહીંઆ પ્રારંભમાં લીલાવતી અને ચંદરાજા( કુકડા )નો આલાપ સંલાપ વિસ્તારથી વર્ણવવામાં આવ્યો છે. તેના ઉપરથી સાર એ લેવાનો છે કે-કોઈ પણ ઇષ્ટ વસ્તુનો સંયોગ કે વિયોગ થાય છે, તે પોતાના પૂર્વ કર્મના પરિણામે થાય છે; પરંતુ આ પ્રાણી તેના નિમિત્ત કારણ ઉપર અત્યંત ખેદ અથવા સંતોષ ધારણ કરે છે. કુકડો બોલ્યો ન હોત તો પણ લીલાધર અવશ્ય પરદેશ જાત, તે કાંઇ સાસરાને ઘરે બેસી રહેત નહીં. છ મહિના ધીરજ રહી તે હવે રહેવાની નહોતી. લીલાવતીને અમુક સમયનો પતિવિયોગ ભાગ્યમાં લખેલો હતો તે ઉદયમાં આવતજ, પણ માત્ર કુકડો બોલ્યો અને તે ગયો એટલે લીલાવતી માને છે કે જાણે આ કુકડાએજ મને વિયોગ કરાવ્યો. આ માન્યતામાં ભૂલ થાય છે અને તેને લઈનેજ તે અનેક લાગતા વચનો ચંદરાજાને કહે છે. તેથી સ્ત્રીના વિયોગી ચંદરાજાને મર્મમાં ઘાત થાય છે, એટલે તે મૂર્ચ્છિત થઈ જાય છે. લીલાવતીનાં કહેલા વાકયોમાંથી કેટલાક ખાસ નોટ કરી લેવા જેવા છે. આવો વિયોગ કરાવનારને આગામી કાળે શું ફળ પ્રાપ્ત થાય છે અને આવું પશુપણું શાથી પ્રાપ્ત થાય છે તે તેણે બતાવી આપ્યું છે. સંયોગ સુખના ઈચ્છક મનુષ્યોએ કદિ પણ કોઈનો વિયોગ થાય તેવું પગલું ભરવું નહીં. પશુ પક્ષીનો પણ વિયોગ કરાવવો નહીં. તેની સ્ત્રીનો કે બચ્ચાંઓનો વિયોગ પડાવવાથી પણ પરભવે અસાધારણ વિયોગદુઃખ સહન કરવું પડે છે. એને માટે શાસ્ત્રોમાં અનેક દૃષ્ટાન્તો દૃષ્ટિગોચર થાય છે. ટુંકામાં એટલું ધ્યાનમાં રાખવું કે **જે પોતાને ન ગમે તે બીજાને ન કરવું; જે પોતાને પ્રિય લાગે તે બીજા માટે કરવું.**

" અહીં કુકડાના મૂર્ચ્છિત થવાથી લીલાવતી ગભરાય છે, તેના બે કારણ છે. એક તો તેને બદલે પોતાના ભાઇને સોંપેલો છે એટલે કુકડો શા કારણથી બેશુદ્ધ થયો તેની ખબર ન પડતાં પંચાતી થઇ પડે. વળી પોતે કહેલાં વચનો સાંભળીને કુકડો બેશુદ્ધ થયો હતો તે પણ તેના સમજવામાં હતું. તેણે કુકડાને સાવધ કર્યો અને પછી બેશુદ્ધ થવાનું કારણ પૂછયું એટલે કુર્કટે જમીનપર અક્ષર લખી બધું સમજાવ્યું. વિચક્ષણ લીલાવતી થોડા શબ્દોમાં બધું સમજી ગઇ અને પોતે તેના દુઃખની ભાગીદાર બની. પોતાનો ને તેનો ભાઇ-બ્હેનનો સંબંધ જોડી દીધો. ચંદરાજાનું દુઃખ સ્વલ્પ કાળમાં દૂર થવા અંતઃકરણથી આશીષ આપી. ચંદરાજાએ એક વાત કરી, બીજી ન કરી. પ્રેમલાની વાત બાકી રાખી. કારણ સિવાય પોતાની ગુહ્ય વાત બધી બીજાને શામાટે કહેવી ? બહુબોલા માણસો વગર પૂછયે પોતાની વાત બીજાને કહેવા મંડી જાય છે, પરંતુ તેમાં કાંઇ ડહાપણ ગણાતું નથી.

લીલાવતી કુકડો નટોને પાછો સોંપે છે પણ તેની સાથે સ્નેહ બંધાઇ જાય છે. વળી પોતાના કરતાં અત્યંત દુઃખવાળાને જોવાથી તેનું દુઃખ ઓછું થઇ જાય છે. જગતનો એ સ્વભાવજ છે કે જયાંસુધી પોતાના જેવું દુઃખી બીજું દેખાતું નથી ત્યાંસુધી પોતાનું દુઃખ અસહ્ય લાગે છે, પણ જયારે પોતાના જેવા કે તેથી વધતા દુઃખી બીજાઓને દેખે છે એટલે પોતાનું દુઃખ ઓછું થઈ જાય છે અને સહ્ય લાગે છે.

નટો ત્યાંથી નીકળીને ઘણું ફર્યા. એકંદર પ્રેમલાને પરણીને ચંદરાજા પાછા ગયા હતા તેને ૧૬ વર્ષ થઇ ગયા, એટલે નટો ફરતા ફરતા વિમળાપુરી આવ્યા. તે નગરી જોઇને નટો બહુ રાજી થયા. કુર્કટે પણ કેટલાક ચિન્હો ઉપરથી તે નગરીને તેમજ આંબાવાળી જગ્યાને ઓળખી લીધી. પ્રેમલાને પરણ્યાનું સ્થાન પણ યાદ આવ્યું અને કેટલેક અંશે તેના મનમાં નિવૃત્તિ થઇ. પ્રેમપાત્રનું સ્થાન પણ પ્રાણીને આનંદ આપે છે તો પછી પ્રેમપાત્ર આનંદ આપે તેમાં શું નવાઈ?

નટો મકરધ્વજ રાજા પાસે નાટક કરવા દરબારમાં આવે છે, પરંતુ ત્યાર અગાઉ વામ નેત્ર ફરકવાથી પ્રેમલાના મનમાં એમ સૂજે છે કે જરૂર મને આજે મારા સ્વામીનો મેળાપ થવો જોઇએ. તે પોતાની સખીઓને તે વાત જણાવે છે; કુળદેવીએ કહેલી મુદત યાદ આવે છે અને ૧૬ વર્ષની મુદત પૂરી થવાથી આશાની તીવ્ર જાગૃતિ થાય છે, પણ તેનું મન હિંચોળે ચઢે છે. એક બાજુથી દેવીનું વચન અને નેત્રનું ફરકવું પતિ-મેળાપની ખાત્રી આપે છે; ત્યારે બીજી બાજુથી આભાપુરીનું અત્યંત દૂરપણું અને ચંદ-રાજાના ગયા પછી સંદેશાનો પણ અભાવ એ મેળાપ થવામાં શંકા ઉત્પન્ન કરે છે. સખીઓ તેની આશા ફળીભૂત થવાની આશીષ આપે છે. આમ વાતચીત ચાલે છે તેવામાં રાજા તરફથી માણસ તેડવા આવે છે એટલે તે રાજસભામાં જાય છે. પિતા કહે છે કે "આ નટો આભાપુરીથી આવ્યા છે, તેનું નાટક જો." પોતાના પતિના ગામના નટવા પણ વહાલા લાગે છે, અને તેનું નાટક જોવા તત્પરતા થાય છે. **પ્રેમની ગતિ ન્યારી છે.**

નટો આભાપુરીને વિમળાપુરી સાથે સરખાવે છે, તેમજ અહીં આવવાથી પોતાનો રાજીપો પ્રગટ કરે છે. નાટકના પ્રારંભમાં પાંજરાનું સન્માન કરી તેને પુષ્પના ઢગલા ઉપર ઉંચું ગોઠવી કુર્કટરાજને સલામ કરી તેની રજા લઇ નાટકની શરૂઆત કરે છે. આ નાટકનું મુખ્ય પાત્ર શિવમાળા છે. તે અતિ રૂપવતી છે. જ્યારે તે શૃંગાર સજીને નાટક કરવા આવે છે ત્યારે તેનું રૂપ જોઇને સૌ ચમત્કાર પામે છે. રાજા વિચાર કરે છે કે 'આ સાક્ષાત્ સમતા, ક્ષમા કે નિર્મમતા છે? કોણ છે? આવી શાંત, રૂપવંત અને કાર્યદક્ષ કોઈ સ્ત્રી જોવામાં આવી નથી.' રાજા આવો વિચાર કરે છે તેવામાં શિવમાળા અત્યંત ઉંચા વાંસ ઉપર પક્ષીની જેમ ચઢી જાય છે. ત્યાં કુબ્જાસન, યોગાસન વિગેરે આસનો કરે છે. તે વાંસ ઉપર રહીને એવું અપૂર્વ નાટક કરે છે કે તે જોઇને નગરલોક સૌ ચિત્રામણમાં આળેખેલા હોય તેવા સ્તબ્ધ થઇ જાય છે. ત્યારપછી તે દોરેદોરે એવી રીતે ફરે છે કે જેમ જીવ ચોરાશી લાખ જીવયોનિમાં ફરે છે. તે ફરતી ફરતી પાછી વંસાગ્રે આવે.છે તે જેમ સમકિતથી ચ્યુત થયેલ પ્રાણી અમુક કાળે સમકિત પામી પાછો પોતાની પૂર્વ સ્થિતિને મેળવે છે તેમ જાણવું. વંસના અગ્ર ભાગ ઉપર નાભી રાખીને તે ચક્રભ્રમણ કરતી હતી ત્યારે જાણે કેવળી સમુદ્ઘાત કરતી વખતે ત્રીજે સમયે મંથાન કરે છે અને ચોથે સમયે સમગ્ર લોકને આત્મપ્રદેશવડે પૂરી દે છે તેમ લાગતું હતું. ચોતરફ તે દેખાવ આપતી હતી, આખા ચક્રમાં કોઈ પણ

સ્થાન તેના વિના ખાલી લાગતું નહોતું. આ પ્રમાણે વંસાગ્ર ઉપર નાટક કરીને જે વખત તે નીચે ઉતરી તે વખત ઉપશમ શ્રેણીએ ચઢેલા મુનિ અગ્યારમે ગુણઠાણેથી પડી નીચે આવે તેવી જણાતી હતી. તેનું અપૂર્વ નાટક જોઇને સર્વ સભા અત્યંત રંજીત થઈ હતી.

નાટક જોઇ પ્રસન્ન થયેલ રાજા શિવમાળાને પુષ્કળ દાન આપે છે, તે વખત કુકડાની નજર પ્રેમલા ઉપર પડે છે એટલે તે તરત તેને ઓળખે છે. એક રાત્રિમાં માત્ર પ્રહર કે બે પ્રહર થયેલા મેળાપને પણ કુર્કટ ૧૬ વર્ષ થયા છતાં ભૂલતો નથી. તીવ્ર પ્રેમ બે ઘડીનો હોય તોપણ સેંકડો યા હજારો વર્ષે ભૂલાતો નથી. પ્રેમલાને જોતાંજ પોતે પશુપણામાં છતાં મોહવશ રાજી રાજી થઇ જાય છે; અને કુકડો બનાવનાર પોતાની માતાને પણ ઉલટી આશિષ્ આપે છે, તેમજ ગામોગામ ભમાડનાર નટોનું પણ ભલું થાઓ એમ ઇચ્છે છે. આ બધો મોહનો વિલાસ છે. અહીં **અપદ** તે પગ વિનાના કુવા અને **સપદ** તે પગવાળા મનુષ્યનું મેળાપ થવામાં દૃષ્ટાંત ઘટાવે છે. વળી **જીવતો નર ભદ્રા પામે** એ કહેવતને પણ ફળિતાર્થ થયેલી માને છે.

અત્યાર સુધી નટની સાથે રહી આનંદ મેળવનારા કુર્કટનું મન હવે બદલાય છે. 'હવે કોઇ રીતે પ્રેમલા પોતાને માગી લેય અને શિવમાળા તેને આપે તો ઠીક' એમ ઇચ્છે છે. જે દશામાં કાંઈપણ ઉપભોગ લઈ શકાય તેમ નથી તેવી દશામાં પણ પ્રેમલાનો સંયોગ ઇચ્છે છે. તેમાં પ્રેમલા પાસે રહેવાથી મનુષ્ય થવાનો સંભવ એ પણ એક કારણ છે, બાકી તો મોહવિલસિત છે. કુર્કટ આમ વિચારે છે તેવામાં પ્રેમલાની દૃષ્ટિ તેનાપર પડે છે. બધા નટોને કુકડાને પ્રણામ કરતા જોઇ તે આશ્ચર્ય પામે છે. કુકડાની અને તેની બન્નેની દૃષ્ટોદૃષ્ટ—નજરેનજર મળે છે અને બન્ને આનંદ પામે છે. કુર્કટ ઓળખે છે પણ તિર્યંચાવસ્થામાં છે; પ્રેમલા ઓળખતી નથી પણ તેનો પતિપ્રેમ અવ્યક્તપણે કુકડા ઉપર દોડે છે. આ તો તેજ ભવ છે પણ ભવાંતરમાં પણ પૂર્વભવના સ્નેહીને જોતાંજ રાગ ઉત્પન્ન થાય છે અને દ્વેષીને જોઇને દ્વેષ ઉત્પન્ન થાય છે. વિચક્ષણ મનુષ્ય પણ તેનું કારણ સમજી શકતા નથી. પશુ વિગેરેને જોતાં પણ જે સ્નેહ ઉત્પન્ન થાય છે તેમાં તેની સાથે પૂર્વભવ સંબંધી પ્રેમના કારણનો સદ્ભાવ હોય છે.

કર્ત્તા સ્રીભર્ત્તારનો નજરમેળાવો કરાવી તે રસમાંજ ત્રીજો ખંડ પૂરો કરે છે. હવે પ્રેમલા કુર્કટની માગણી કરશે અને તે પ્રેમલાને મળશે. ત્યારપછી તીર્થના મહિમાથી તેનું મનુષ્યપણું ફરી પ્રકટ થશે અને દુઃખની શ્રેણી નાશ પામશે. આ બધું આપણે હવે પછી વાંચશું અને ચંદરાજા તથા પ્રેમલાની જેમ આપણા ચિત્તમાં પણ આનંદરસનો પ્રવેશ કરાવશું. હાલ તો આમાંથી ગ્રહણ કરવાનું રહસ્ય ટુંકામાં દર્શાવી આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે. છેવટે એટલું ખાસ લક્ષપર લાવવામાં આવે છે કે ગમે તેવા દુઃખની પ્રાપ્તિમાં કે વિયોગના પ્રાદુર્ભાવમાં માણસે ગભરાઇ ન જવું, કાળક્ષેપ કરવો, કાળે કરીને દુઃખનું સુખ થાય છે અને વિયોગનો સંયોગ થાય છે. સર્વ કાળ એક સરખી સ્થિતિ ચાલતી

નથી, પરંતુ તેને માટે ધૈર્યની ખાસ જરૂર છે. એવા પ્રસંગમાં ઉતાવળા થયેલા અને ગભરાઇ ગયેલા કઇક મનુષ્યોએ અને સ્ત્રીઓએ પોતાના પ્રાણ પણ ગુમાવ્યા છે; પરંતુ તે વખત જો ધૈર્ય રાખ્યું હોત તો અમુક કાળે પાછું તે દુઃખ નાશ પામી સુખનો અનુભવ કરવાનો વખત આવત એમ દૃષ્ટિગોચર થાય છે. માટે સુજ્ઞ મનુષ્યોએ—સ્ત્રીએ અથવા પુરૂષે સુખના કારણ પ્રાપ્ત થયે તેને અખંડ માની તેમાં લુબ્ધ થઇ જવું નહીં અને દુઃખના કારણ પ્રાપ્ત થયે તેને અચળ માની ગભરાઈ જવું નહીં. આ અંતિમ શિક્ષા આપીને અહીં વિરમવામાં આવે છે.

**શ્રી ચંદરાજાના રાસના ત્રીજા ખંડનો સાર અને રહસ્ય સંપૂર્ણ.**

इति पंडित श्री मोहनविजयविरचिते चंदचरित्रे प्राकृतप्रबंधे प्रेमलालच्छीजीवनरूपा चंदकुर्कटजननात्मिका शिवमालायाः कुर्कटप्रदानसंज्ञिका प्रेमलामिलनरूपा आभिश्चतसृभिः कलाभिस्समर्थोऽयं तृतीयोल्लासः ।

तृतीयः खंडः समाप्तः ।





# ચતુર્થ ઉલ્લાસ.



દુહા.

પ્રણમું વીરજિણંદ પય, કેવળ તબક નિધાન;
જસ અનુભવથી સંપજે, શુદ્ધ સુધાનુષ્ઠાન. ૧

યોગ યુગતિ સાષ્ટાંગની, જેહથી સંગતિ હોય;
યોગ માર્ગની અગમગતિ, સમજે વિરલો કોય. ૨

બાહ્યક્રિયા કષ્ટાત્મિકા, ભવ સુખ જનની એમ;
પણ અંતર ક્રિયાથકી, ચિદાનંદને પ્રેમ. ૩

બાહ્ય પરિગ્રહ ત્યાગથી, નિર્મળ ન થયો કોય;
જિમ વિષધર કંચુકી તજે, નિજ નિર્વિષ નવિ હોય. ૪

---

દુહાનો ભાવાર્થ.

શ્રી કેવળજ્ઞાનના નિધાન શ્રી વીરપરમાત્માને નમસ્કાર કરૂં છું. જે નમસ્કારના અનુભવથી ભવ્ય જીવને શુદ્ધ અમૃત ક્રિયાની પ્રાપ્તિ થાય છે, વળી જે નમસ્કારના પસાયથીજ અષ્ટાંગ યોગની સમજણ પણ પડે છે. કારણ કે તે માર્ગની સમજણ બહુજ કઠીન છે. કોઈ વિરલાજ તે માર્ગને સમજે છે. આત્માને કષ્ટ આપનારી સર્વે બાહ્ય ક્રિયાઓ છે અને માત્ર ભવસંબંધી સુખનેજ ઉત્પન્ન કરે છે. પરંતુ આંતરિક ક્રિયાઓથી તો ચિદાનંદ સ્વરૂપનો પ્રેમ પ્રગટ થાય છે. બાહ્ય પરિગ્રહનો ત્યાગ કરવા માત્રથી કોઇપણ નિર્મલ થયું નથી, જેવી રીતે સર્પ કાંચળીનો ત્યાગ કરવાથી વિષ વગરનો થતો નથી તેમ. ૧-૪.

રહે ચેતન નિજ ભાવમાં, તેહ અલૌકિક ભેદ;
ઉદર ભરણહિત કષ્ટ તે, કેવળ મિથ્યા ખેદ. ૫

જે શ્રુત અક્ષર ઓળવે, કરે કુમતિ મતિ જોર;
જ્ઞાની તો તેહને ગણે, કરીને જિનમત ચોર. ૬

આણ અખંડિત જિનતણી, જેહ ધરે નરનાર;
થાયે તેહને અંજલી, એ ભવપારાવાર. ૭

બાહ્ય ખેલ ખેલી કરી, ખેલે અંતર ખેલ;
તેહને ચંદનરીંદ જિમ, પસરે સુકૃત વેલ. ૮

ચોથો ચંદચરિત્રનો, નિસુણો ભવી ઉલ્લાસ;
થયા સકષાય રસાલ ફળ, એહની લહી મીઠાસ. ૯

જેહવો ચોથો ધર્મ છે, જેહવો ચોથો ધ્યાન;
તિમ ચોથા ઉલ્લાસમાં, છે શિવદાયી જ્ઞાન. ૧૦

નટ નૃપ દાને હરખિયો, હરખ્યો તેમ વિહંગ;
હવે આગળ શ્રોતા સુણો, ઉત્તમ કથા પ્રસંગ. ૧૧

---

આત્મા જે પોતાના સ્વભાવમાંજ રમણુતા કરે તે અલૌકિક (લોકોત્તર) સ્વરૂપ સમજવું અને પેટ ભરવાને માટેજ જે કષ્ટ ક્રિયાઓ કરવી તે તો માત્ર મિથ્યા કલેશ ઉત્પન્ન કરવા જેવું છે. જે કુમતિ પોતાની બુદ્ધિના બળથી શ્રુત–સિદ્ધાંતનો એક પણ અક્ષર ઓળવે તેને જ્ઞાની પુરૂષ તો જિનમતનો ચોર ગણે છે. જે સ્ત્રીપુરુષો જિનેશ્વર ભગવાનની આજ્ઞાને અખંડપણે ધારણ કરે છે, તેને આ ભવરૂપી સમુદ્ર અંજલિ સમાન થઇ જાય છે. જેઓ બાહ્ય ક્રિયાને કરતાં થકાં અંતર ક્રિયાને પણ સાથે કર્યા કરે છે, તેઓને ચંદરાજાની જેમ સુકૃતરૂપી વેલ વિસ્તાર પામી અનુપમ ફળ મળે છે. હે ભવ્ય જનો ! ચંદરાજાના ચરિત્રનો ચોથો ઉલ્લાસ હવે સાંભળો. એમ ભાસે છે કે એની મીઠાશની પાસે રસવાળા આમ્રવૃક્ષનાં ફળોની મીઠાશ પણ કસાયલી થઈ ગઈ. જેવો ચોથો મોક્ષ–પુરુષાર્થ વા ભાવ ધર્મ છે, જેવું ચોથું શુકલધ્યાન છે તેવુંજ આ ચોથા ઉલ્લાસમાં મોક્ષને આપનારૂં જ્ઞાન છે. જેમ રાજાના દાનથી શિવકુમર નટ હર્ષ પામ્યો, તેમજ પક્ષી પણ હર્ષ પામ્યો, હે શ્રોતાજનો ! હવે ઉત્તમ કથાનું વર્ણન ધ્યાન દઇને સાંભળો. ૫–૧૧

## ઢાળ ૧ લી.

( લોહારણ જાયો દિકરો, લોહારી હો.—એ દેશી. )

શિવપુરપતિને આગળે, સોભાગી હે, ગાયે મહા આખ્યાન કે, લાલ સોભાગી હે; તૃણગ્રાસી પરે સાંભળે, સો૦ પુરવાસી દેઇ કાન કે. લા૦ ૧ દેખી પિંજર અચરિજ ધરે, સો૦ નૃપતિ સુતા વળી ભૂપ કે; લા૦ એહુને હૃદય આવી વશ્યો, સો૦ તે નખહેતિ અનૂપ કે. લા૦ ૨ સાહમી થઇ વિમલાપુરી, સો૦ પંખીથી લયલીન કે; લા૦ કહે સહુ નટ આવ્યા ભલે, સો૦ નિરખ્યો જે વિહંગ પ્રવીણ કે. લા૦ ૩ નટ પાસેથી નરવરે, સો૦ પિંજર લીધો સમીપ કે; લા૦ તામ હૃદય પ્રેમલા તણે, સો૦ પ્રગટ્યો પ્રેમપ્રદીપ કે. લા૦ ૪ કુર્કટ પણ સનમુખ જુએ, સો૦ દૃષ્ટિથી દૃષ્ટિ મિલાય કે; લા૦ હેમપિંજર રહ્યો જઇ પડ્યો, સો૦ પ્રેમને પિંજર જાય કે. લા૦ ૫ હૃદય સોઝાલે ચંચુથી, સો૦ વિહંગમ વારોવાર કે; લા૦ રહિવા પ્રેમલા કારણે, સો૦ જાણીએ રચે આગાર કે. લા૦ ૬ ક્ષિણમાંહી પ્રીતિ-વશે થઇ, સો૦ પંખી ફુલાવે પાંખ કે; લા૦ જાણીએ હિત મહીતરૂતણા, સો૦ ઉલ્લસિત પત્ર અસંખ કે. લા૦ ૭ દેખી ચેષ્ટા પ્રેમની, સો૦ પ્રેમલા થાએ સનાથ કે; લા૦ સોંપ્યું સભામાંહિ ગોપવી, સો૦ નિજમન પંખીને હાથ કે. લા૦ ૮ નટવે પાછો પાંજરો, સો૦ ભૂપે દીધો તામ કે; લા૦ બેસાડ્યો નટરાયને, સો૦

---

### ઢાળ પહેલીનો ભાવાર્થ.

પાંજરામાં રહેલ કુકર્ટને પ્રેમલાલચ્છીની દૃષ્ટોદૃષ્ટ મળ્યા પછી તેઓ પોતાની નજર ફેરવી શક્યા નહિ. નટોએ અનેક પ્રકારનાં આખ્યાનો રાજાની પાસે ગાઇ સંભળાવ્યાં. હરણની જેમ નગરલોકો કાન દઈને સાંભળતા હતા. રાજા પ્રસન્ન થયો, તેની નજર પણ પાંજરા તરફ જતાં તેને કુકટ ઉપર પ્રેમ આવ્યો, નગરલોક જે જોવા મળેલા તેને પણ તેની ઉપર સ્નેહ ઉપજ્યો, રાજાએ પાંજરૂં પોતાની પાસે લીધું, કુર્કટને બહાર કાઢી ખોળામાં લીધો, પ્રેમલાના શરીરસ્પર્શથી કુર્કટ બહુ રાજી થયો, તેના હૃદયમાં પેસવા ઇચ્છતો હોય તેમ તેના હૃદયપર ચંચુપ્રહાર કરવા લાગ્યો, પ્રેમલા તેને પંપાળવા લાગી, પક્ષી સોનાના પાંજરામાંથી તો નીકળ્યો પણ પ્રેમલાના હૃદયરૂપ પીંજરમાં પડ્યો, પ્રેમલા પણ તેનાપર અત્યંત સ્નેહ કરવા લાગી, પક્ષી તેની પાસેજ રહેવાનું ઇચ્છવા લાગ્યો, પણ વાચા ન હોવાથી બોલી શકયો નહીં, પ્રેમની અનેક પ્રકારની ચેષ્ટા કરવા લાગ્યો, પ્રેમલાએ પણ પોતાનું મન તેને સોંપી દીધું. ૧-૮ કેટલીકવારે રાજાએ કુર્કટને પાંજરામાં મુકી પાંજરૂં નટને પાછું આપ્યું, પણ તેને પોતાની પાસે બેસાડી કુર્કટ વિષે સંબંધ પૂછ્યો

નિજ પાસે ગુણધામ કે. લા૦ ૯ પૂછે ભૂપતિ તેહને, સો૦ કુર્કટનો અધિકાર કે; લા૦ કરજોડી નટવર કહે, સો૦ કહું નિસુણો વસુધાર કે. લા૦ ૧૦ ઇહાંથી કોશ અઢારસેં, સો૦ નગરી આભાપુરી એક કે; લા૦ ચંદનૃપતિ તિહાં નરવરૂ, સો૦ છે ગુણ તાસ અનેક કે. લા૦ ૧૧ તાસ વિમાતે તેહને, સો૦ રાખ્યો છે ગોપવી ગેહ કે; લા૦ અમે પ્રગટ નિરખ્યો નહીં, સો૦ હોંસ રહી મન એહ કે. લા૦ ૧૨ કરતાં રાજ્ય દીઠી તિહાં, સો૦ વીરમતી મહારાય કે; લા૦ તિહાં જઈ અમે નાટક કર્યું, સો૦ તુર સનૂર બજાય કે. લા૦ ૧૩ તાસ વધૂ છે ગુણાવળી, સો૦ તેહનો એ પંખી ભૂપ કે; લા૦ રાણી ઉપરવટ થઇ ઇણે, સો૦ દીધું દાન અનૂપ કે. લા૦ ૧૪ વીરમતી હણતી હતી, સો૦ લોકે છોડાવ્યો એહ કે; લા૦ મુઝ પુત્રીને પંખીએ, સો૦ સમજાવી સસનેહ કે. લા૦ ૧૫ અમે પણ વીરમતી કને, સો૦ લીધો એ પંખી પસાય કે; લા૦ સેના સવિ છે એહની, સો૦ અમે માન્યો કરી રાય કે. લા૦ ૧૬ સહુ અમે સેવક એહના, સો૦ અહો સોરઠ મહિપાળ કે; લા૦ પહેલી ચોથા ઉલ્લાસની, સો૦ મોહને પભણી ઢાળ કે. લા૦ ૧૭

દુહા.

એહ વિહંગરાજા ગ્રહી, આભાપુરથી સ્વામ;
ઘણે હેજે ચાલ્યા અમે, દેશ વિદેશે તામ. ૧

ઇમ કરતાં વરસે નવે, આવ્યા તુજ દરબાર;
સંક્ષેપે તુમને કહ્યો, પંખીપતિ અધિકાર. ૨

---

કે, 'આ કુર્કટને તમે ક્યાંથી લાવ્યા છો ?' નટોએ કહ્યું કે–"સાંભળો, અહીંથી અઢારસો કોસ દૂર આભા નામે નગરી છે, ત્યાં ચંદ નામે રાજા છે, પણ તેને તેની અપર માતાએ ગોપવી રાખ્યો છે. અમે તેને દીઠા નથી, અમે તો વીરમતીને રાજ્ય કરતી જોઇ છે, તેની પાસે નાટક કરતાં અમારી ઉપર પ્રસન્ન થઇને તે ચંદરાજાની રાણી ગુણાવળી પાસેથી તેની મરજી વિરૂદ્ધ લાવીને આ કુર્કટ અમને આપ્યો છે, એક વખત વીરમતી કુર્કટને મારી નાખતી હતી, તેમાંથી લોકોએ તેને છોડાવ્યો હતો, પછી કુર્કટે પોતાની ભાષામાં મારી પુત્રી શિવમાળાને સમજાવી, તેથી અમે તેને માગી લીધો છે, આ સેના બધી તેની છે અને અમે તેને રાજા કરીને માન્યો છે. હે સોરઠના રાજન્ ! અમે સૌ તેના સેવકો છીએ, મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની પહેલી ઢાળ વર્ણવી. ૯–૧૭

દુહાનો ભાવાર્થ.

ત્યાંથી તે કુર્કટને લઇને ફરતા ફરતા નવ વર્ષે અમે અહીં તમારા દરબારમાં આવ્યા છીએ. આ પ્રમાણે પક્ષીઓના સ્વામીનો અધિકાર અમે સંક્ષેપમાં તમને કહ્યો. ૧–૨

મકરધ્વજ સુપ્રસન્ન થયો, પામ્યો ચંદ ઉદંત;
તિમ હરખી અતિ પ્રેમલા, નામ સુણીને કંત. ૩
કર્યો ઘણો વિમલેસ રે, કુર્કટ ઉપર પ્રેમ;
પણ નૃપચંદ ન ઓળખ્યો, પંખીવેશે એમ. ૪
નટ નરપતિને વિનવે, તુજ ચરણે મહીપાળ;
રહિએ પાસુવન્નરૂતુ ઇહાં, જો અનુમતિ સુવિશાળ. ૫
રહો સુખે ભૂપતિ કહે, કરશું ગોષ્ટિ સદૈવ;
તુમથી વળી કુર્કટથકી, પ્રેમ વિલુદ્ધો જીવ, ૬
નૃપ આદેશે નગરમાં, રહ્યા નટ લેઇ આવાસ;
ગીત ગાન નિતપ્રતિ કરે, તે નટ કુર્કટ પાસ. ૭

ઢાળ ૨ જી.

( સાહેલડી હે, આજ ધરા હુઓ ધૂંધલો હો લાલ—એ દેશી. )

**એક દિન પ્રેમલાને કહે હો લાલ, તાતે તેડી આસન્ન મન મોહના રે, તાહરૂં કહ્યું હું ન માનતો હો લાલ, પણ હવે માન્યું મુજ મન્ન. મ૦ ૧ કર્મ કરે તે ન કોઇ કરે હો લાલ; સુખ દુઃખ કર્મ પ્રમાણ; મ૦ કર્ત્તા કર્મ કહ્યો ખરો**

---

કુર્કટનું આ પ્રમાણેનું વૃત્તાંત સાંભળીને સોરઠપતિ **મકરધ્વજ** રાજા પ્રસન્ન થયો, તેને ચંદરાજાનો પત્તો મળ્યો, **પ્રેમલા** પણ તેનું નામ સાંભળીને રાજી થઈ, કુર્કટ ઉપર તેને બહુ પ્રેમ આવ્યો, પણ પક્ષીવેશમાં હોવાથી તેને ચંદરાજા તરીકે કોઇએ ઓળખ્યા નહીં. પછી નટોએ કહ્યું કે ‘ હે રાજન્ ! જો આપની આજ્ઞા હોય તો અમે ચોમાસાના ચાર માસ અહીં રહીએ. ’ રાજાએ બહુ ખુશી થઇને કહ્યું કે ‘ આનંદથી રહો, આપણે ચાર મહીના આનંદ ગોષ્ટી કરશું, કારણ કે અમારો જીવ તમારી સાથે અને આ કુર્કટ સાથે પ્રેમથી બંધાઇ ગયો છે. ’ પછી નટો ત્યાં રહ્યા અને દરરોજ કુર્કટને લઇને રાજા પાસે આવી ગીતગાન કરી આનંદ ઉપજાવવા લાગ્યા. ૩–૭

ઢાળ બીજીનો ભાવાર્થ.

એકદા મકરધ્વજ રાજા પ્રેમલાને કહે છે કે—“ હે પુત્રી ! હું પ્રથમ તારૂં કહેવું માનતો નહોતો, પણ હવે મને તારા કહેવાની તમામ ખાત્રી થઇ ચૂકી છે, મને નિર્ણય થયો છે કે તારી કહેલી વાત અક્ષરશઃ સત્ય છે, કર્મ કરે છે તે કોઇ કરતું નથી, પ્રાણી કર્મને લઇનેજ સુખ દુઃખ પામે છે, પરમાત્માએ અમુક અપેક્ષાએ કર્મનેજ કર્ત્તારૂપે વિવક્ષ્યો

હો લાલ, ધન ધન શ્રી જિનભાણ. મ૦ ક૦ ૨ વત્સે તુજપતિ વેગળો હો લાલ, મેળો તો લેખને હાથ; મ૦ કહે તો અપાવું કુકડો હો લાલ, જે છે નટને સાથ. મ૦ ક૦ ૩ આલાલુંબે એહને હો લાલ, થાશે દિવસ વ્યતીત; મ૦ જોર ન કોઇ દૈવથી હો લાલ, છે જગપતિ વિપરીત. મ૦ ક૦ ૪ તાતને વચને પ્રેમલા હો લાલ, માંડ્યો હઠ દરબાર; મ૦ આવે જો એ કુકડો હો લાલ, લેખે મુજ અવતાર. મ૦ ક૦ ૫ પીઉના ઘરનો પંખીઓ હો લાલ, એ મુજ જીવ સમાન; મ૦ રાખવો એ આદર કરી હો લાલ, પંખી અતિથિ પ્રધાન. મ૦ ક૦ ૬ તાતે સુતા વચને ભલે હો લાલ, મૂક્યો શિવનટ પાસ; મ૦ અરધે વચને નટ આવીઓ હો લાલ, પ્રણમ્યો નૃપસુવિલાસ. મ૦ ક૦ ૭ કેમ સંભાર્યો મુજ ભણી હો લાલ, દીજે કારજ કોય; મ૦ ભૂધર તવ શિવને કહે હો લાલ, સાદરે સન્મુખ જોય. મ૦ ક૦ ૮ જે તુમ પાસે પંખીઓ હો લાલ, પ્રેમલાલચ્છીનો એહ; મ૦ સાસરીઓ થાયે ખરો હો લાલ, વાત અસંભવ એહ. મ૦ ક૦ ૯ સોળે વરસે ચંદનો હો લાલ, લહ્યો તુમથી ઉલ્લેખ; મ૦ જાણી પતિના એહનો હો લાલ, પુત્રીને વ્હાલો એપ. મ૦ ક૦ ૧૦ આપો જો અમને તુમે હો લાલ, તો હોયે તનુજા પ્રસન્ન; મ૦ પાડ તુમારો માનશું

---

છે તે વાત સાચેસાચી છે; હે વત્સ! તારા પતિ અહીંથી બહુ દૂર છે; તેનો મેળો મળવો તે તો કર્માધીન છે; પણ જો તું કહે તો નટ પાસેથી આ કુકડો તને અપાવું; કે જેથી તેના આલાલુંબનથી તારા દિવસો સુખે વ્યતીત થશે, બાકી દૈવની સાથે બીજું તો જોર ચાલી શકતું નથી, કર્મની ગતિ વિચિત્ર છે." પિતાનાં આવાં વચનો સાંભળી પ્રેમલાને તો તે ઇષ્ટ હોવાથી તેણે પિતાને આગ્રહથી કહ્યું કે "કોઇપણ રીતે એ પક્ષી મને અપાવો, મારા પતિના ઘરનો એ પક્ષી છે, તેથી એ મને વહાલો લાગે છે; માટે એને પ્રધાન અતિથિપણે રાખવો છે, માટે કોઇપણ રીતે નટને સમજાવીને તે મને અપાવો." રાજાએ તરતજ નટને બોલાવવા માણસ મોકલ્યું, તે શિવ આવીને હાજર થયો અને પ્રણામ કરીને બોલ્યો કે—"હે સ્વામી! મને કેમ યાદ કર્યો છે? શું હુકમ છે?" રાજાએ શિવકુમાર નટને આદરપૂર્વક કહ્યું કે—"હે શિવકુમાર! આ તમારી સાથે જે કુર્કટ છે તે મારી પુત્રી પ્રેમલાના સાસરાનો છે, એ વાત બહુ અસંભવિત હોવાથી સ્પષ્ટ કરવાની જરૂર નથી, પરંતુ આજે ૧૬ વર્ષે અમે ચંદરાજાની હકીકત તમારી પાસેથી સાંભળી છે, આ કુકડો પોતાના પતિના ઘરનો હોવાથી પ્રેમલાને તેની ઉપર અત્યંત સ્નેહ ઉપજ્યો છે; તે જો તેને આપવામાં આવે તો તે બહુ રાજી થાય તેમ છે. ૧-૧૦ તેથી જો તમે એ કુકડો અમને આપશો તો અમે તમારો પાડ માનશું અને વળી

હો લાલ, છો તુમે પુરૂષરતન્ન. મ૦ ક૦ ૧૧ એહ છે વાત ઘણી ભલી હો લાલ, આપો જો થઇ રળીયાત; મ૦ તુમથી કોઇ જોરો નથી હો લાલ, લાખ વાતે એક વાત. મ૦ ક૦ ૧૨ નિસુણી નટ નૃપને કહે હો લાલ, એ અમ કુર્કટરાય; મ૦ એ તન ધન મન અમતણો હો લાલ, સેં એ કેમ દેવાય. મ૦ ક૦ ૧૩ કહો તો પંખીને જઈ વિનવું હો લાલ, પંખી જો રાજી હોય; મ૦ તો તમને આપું પ્રભુ હો લાલ, અજર નહીં કરૂં સોય. મ૦ ક૦ ૧૪ નટ આવ્યો કુર્કટ કને હો લાલ, કહ્યો સવિ ભૂપ વિચાર; મ૦ હરખ્યો પંખી સાંભળી હો લાલ, વુઠો અમી જળધાર. મ૦ ક૦ ૧૫ એ પુર એ નૃપ એ ત્રિયા હો લાલ, એહ ચતુર નટનાર; મ૦ પુણ્યસંયોગે પામીએ હો લાલ, મેળો એહવો સંસાર. મ૦ ક૦ ૧૬ આપે જો નટ મુજભણી હો લાલ, તો હોવે રંગ રસાળ; મ૦ મોહને ચોથા ઉલ્લાસની હો લાલ, વર્ણવી બીજી ઢાળ. મ૦ ક૦ ૧૭

દુહા.

તવ શિવપુત્રી વિનવે, કુર્કટ ચલચિત્ત દેખ;
મુજથી નિરમોહી થયા, સ્વામી કેણ વિશેષ. ૧
ચાકરીએ ચુકી નહીં, રાખ્યા કરીને પ્રાણ;
ખામી ન કરી કોઇ દિશા, ભાવે જાણ મજાણ. ૨

---

જે કહેશો તે તેના બદલામાં તમને આપશું, આ બાબતમાં અમારૂં કાંઇ જોર નથી, પણ તમે પુરૂષ રત્ન છો તો અમારી ઇચ્છા પૂર્ણ કરશો એવો તમારો વિશ્વાસ છે.” રાજાની આવી હૃદયભેદક માગણી સાંભળીને નટ બોલ્યો કે—‘ હે રાજન્ ! એ અમારો રાજા છે, અમારૂં તન મન અને ધન છે, તેથી અમે કોઈ રીતે તેને આપી શકીએ તેવું નથી, તો પણ હું જઈને વિનવું, અને જો તે અહીં રહેવા રાજી હોય તો હું તમને આપવાનો વિચાર કરૂં; પછી હું આગ્રહ નહીં કરૂં.’ આ પ્રમાણે કહી તે નટ પોતાને મુકામે આવ્યો અને કુર્કટને શિવમાળાની સમક્ષ બધી વાત કહી સંભળાવી. કુર્કટ તે વાત સાંભળીને જેમ અમૃત વૃષ્ટિ થઇ હોય તેમ પ્રસન્ન થયો. કુર્કટ વિચાર કરે છે કે—“ આ તો ભાવતું હતું ને વૈદ્યે કહ્યું એવું થયું. આ રાજા, આ નગર, આ પ્રિયા, એ સઘળાનો સંયોગ તો પુરા પુણ્ય હોય તોજ પામીએ, તેથી નટ મને અહીં આપે તો હું જરૂર ભાગ્યશાળી ગણાઉં.” મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની બીજી ઢાળ વર્ણવી. ૧૧–૧૭

દુહાનો ભાવાર્થ.

આ પ્રમાણેનું કુર્કટનું અહીં રહેવાનું ચિત્ત જોઇને તેને તરતજ સમજી જનારી શિવમાળા બોલી કે—“ હે સ્વામી ! તમે શા કારણથી મારાથી નિર્મોહી થયા તે કાંઈ સમજાતું નથી. હું તમારી ચાકરી બીલકુલ ચૂકી નથી, મેં તમને પ્રાણની જેમ રાખ્યા છે; જાણતા અજાણતા પણ ખામી આવવા દીધી નથી. ૧–૨

છોગાળા તુમ કારણે, દુહવ્યા ઘણા નરેશ;
હું માથે લેઇ ફરી, પિંજર દેશવિદેશ. ૩
એક ઘડીની પ્રીતડી, પાળે ઉત્તમ લોક;
વરસ નવનો નેહલો, ક્ષિણમાં ન કરો ફોક. ૪
રે પંખી કહો તુમ તણે, વીરમતીને પાસ;
માગી લીધા તુમ ભણી, કિમ હવે કરો નિરાસ. ૫
દુધ દેખાડીને પ્રથમ, કાંઇ દેખાડો ડાંગ;
માહારી ઓલગનો તમે, ક્યારે વાળશો ખાંગ. ૬
કેણે તમને ભોળવ્યા, થયા જેહ નિઃસનેહ;
પહિલાં પોતાની કરી, ઘો છો કાં હવે છેહ. ૭

ઢાળ ૩ જી.

( કરેલણાં ઘડિ દેરે—એ દેશી. )

બોલ્યો કુર્કટ રાજીઓ રે, નટવધુ નિસુણો વાત; એ સૌજન્ય ગુણ તાહારા, સાંભળશે દિનરાત. વિબુધજનની પ્રીતડી રે, ખટકે ખિણ ખિણ ચિત્ત; દીસે જગ એ રીતડી રે, એહમાં નિશ્ચળ ચિત્ત. ૧ મેં તુજ એક ઘડી તણો, ઓસિંગલ ન થવાય; આવી લિખાણા જે હીયે, તે કેમ વિસર્યા જાય. વિ૦ ૨ કહી દેખાડે છે

---

તમારા માટે ઘણા રાજા મહારાજાઓને મેં દુહવ્યા છે, તમને માથા ઉપર લઇને ફરી છું, જગત્માં તો એક ઘડી માત્રની પ્રીતિ પણ સજ્જનો પાળે છે તો તમારે અને મારે નવ વર્ષનો સ્નેહ છે, તે છોડી દેવા તમે એકદમ કેમ તૈયાર થયા છો તે કાંઇ સમજાતું નથી. અરે પક્ષીરાજ ! તમારા વચનથી તમને વીરમતી પાસેથી છોડાવ્યા અને સાથે રાખ્યા તો આજસુધી સ્નેહ બતાવીને હવે એકદમ કેમ સ્નેહ છોડવા માગો છો ? પ્રથમ દૂધ દેખાડીને હવે ડાંગ કેમ બતાવો છો ? તમે મારી સેવાનો બદલો શી રીતે આપશો ? તમને આમ કોણે ભોળવ્યા કે જેથી એકાએક મારા પ્રત્યે નિઃસ્નેહી થઇ ગયા છો ? પ્રથમ સ્નેહ બતાવીને હવે આમ કેમ કરો છો ? ” ૩-૭

ઢાળ ત્રીજીનો ભાવાર્થ.

કુર્કટ પોતાની ભાષામાં શિવમાળાને કહે છે કે—“ હે નટપુત્રી ! તું આમ શામાટે કહે છે ? હું કાંઇ સમજતો નથી ? બધું સમજું છું, વિબુધ માણસની પ્રીતિ ક્ષણે ક્ષણે હૃદયમાં ખટકે છે, તે છોડી શકાતીજ નથી. વળી તારા ગુણો—તારી એક ઘડીના ઓશીંગણ કોઇરીતે મારાથી થઇ શકાય તેમ નથી. ૧-૨ તેં મારા ઉપર જે જે ઉપકાર કર્યા છે તે

કિસ્યું, કીધા જે ઉપગાર; તે હું શું નથી જાણતો, કરીએ છે શેર આહાર. વિ૦ ૩ નેહ નવલ નવ વરસનો, ત્યજતાં દોહિલો હોય; પણ કોઇના હિયડા તણી, સમજે નહિ ગતિ કોય. વિ૦ ૪ સંગ સલુણો તાહરો, મૂકે તે મતિહીણ; કાજ વિશેષે છાંડતાં, નવિ દુહવાએ પ્રવીણ. વિ૦ ૫ એ નગરના રાયની, છે પુત્રી ગુણવંત; નટકન્યે હું એહનો, કહું તુજને છું કંત. વિ૦ ૬ છાતી પણ ફાટી પડે, કહેતાં ધુરથી વાત; એ માટે પંખી કર્યો, મુજને જેહ વિમાત. વિ૦ ૭ પ્રભુ તાહરૂં કરજો ભલું, મુજને છોડાવ્યો જેહ; આણ્યો ઇહાં વિમલાપુરી, મેળો કીધો એહ. વિ૦ ૮ લલચાણું મન માહરૂં, ઇહાં રહેવાનું તેણ; તું રાજી હોયે તો રહું, તુજ મુજ વચન વસેણ. વિ૦ ૯ જો નહીં સોંપે એહને, તો માહરો શ્યો જોર; બકરીકાન ધણીવસુ, તુજથી ન થાઉં કઠોર. વિ૦ ૧૦ સુણી વચન પંખીતણાં, થઇ નટુઇ દિલગીર; છુટચો બિહુ નયણાંથકી, દુઃખ નિસુણીને નીર. વિ૦ ૧૧ કહે બાળા કરજોડીને, રે આભા ધરણીશ; આજ એ જાણી વાતડી, હવે તુમ ચિંત્યું કરીશ. વિ૦ ૧૨ ભલી થઇ મુજ ચાકરી, લેખે આવી આજ; પરણી ધરણીથી મળ્યા, રાજ્ય કરો મહારાજ. વિ૦ ૧૩

---

તારે કહી દેખાડવાની જરૂર નથી, હું બધા જાણું છું, કેમકે હું પણ શેર અનાજ ખાઉં છું, નવ વર્ષનો સ્નેહ તજવો તે અત્યંત મુશ્કેલ છે, પરંતુ અન્યના હૃદયની વાત અન્ય સમજી શકતું નથી, તારી જેવાનો સંગ મૂર્ખ હોય તે તજે, પણ હે નટપુત્રી ! આમાં એક પ્રબળ હેતુ છે, તેથી તારે દુહવાવાનું કારણ નથી, સાંભળ ! હું અહીંના રાજાની પુત્રીનો પતિ છું, હું તેની સાથે પરણેલો છું, એના કારણથીજ માતાએ મને પંખી બનાવેલો છે, દુઃખની આ બધી વાત કહેતાં હૃદય ફાટી જાય તેમ છે, પણ દૈવ જે દુઃખ આપે તે સહન કર્યા વિના છુટકો થતો નથી. પ્રભુ તારૂં ભલું કરજો કે તેં મને વીરમતી પાસેથી છોડાવ્યો અને અહીં વિમળપૂરી પહોંચાડ્યો. મારૂં મન આ કારણથી અહીં રહેવા લલચાણું છે. તો પણ જો તું રાજી રહે તોજ હું અહીં રહેવા ઇચ્છું છું. જો તું મને અહીં નહીં સોંપે તો મારૂં કંઇ જોર નથી. કારણ કે બકરીને તેનો ધણી કાન પકડીને જ્યાં લઇ જાય ત્યાં તેને જવું પડે છે. ” આ પ્રમાણેનાં કુર્કટનાં વચનો સાંભળીને શિવમાળા બહુ દિલગીર થઇ, તેના બે નેત્રમાંથી આંસુથી ધારાઓ ચાલવા લાગી. છેવટે હૃદયને દૃઢ કરીને તે બોલી કે–“હે આભાપતિ ! હે વહાલા ! આજ આ વાત મેં જાણી છે, તો હવે જેમ આપ ચાહો છો તેમ હું કરીશ. તમને અહીં સોંપી જઇશ. ભલા, મારી ચાકરી પણ આજ લેખે આવી કે જેથી તમે સોળ વરસ અગાઉ પરણેલી સ્ત્રી સાથે મળી શકયા, હું પણ મારા જીવિતવ્યને ધન્ય માનું છું. ” ૩–૧૩.

એહવે પુત્રી આગ્રહે, પંખી ગ્રહણ નિમિત્ત; નટ પાસે આવ્યો વહી, ભૂપતિ સુપ્રસન્ન ચિત્ત. વિ૦ ૧૪ દીધો આદર શિવનટે, મકરધ્વજને અનંત; ભાખ્યો ભૂપે તેહને, નિજપુત્રી વિરતંત. વિ૦ ૧૫ આપો જો એ કુકડો, થાઉં મેરૂ સમાન; જાણીશ મુજ પુત્રી ભણી, દીધું જીવિતદાન. વિ૦ ૧૬ માનીશ પાડ તુમારડો, જિહાં લગે તારકમાળ; મોહને ચોથા ઉલ્લાસની, ભાખી એ ત્રીજી ઢાળ. વિ૦ ૧૭

દુહા.

શિવનટ નૃપને વિનવે, ન ગણો એહ વિહંગ;
અમ મન આભાનો ધણી, એહ છે પ્રગટ અભંગ. ૧

દેતા મન વહેતું નથી, તુમને ના ન કહાય;
ઇહાં વાઘ તિમ ઇહાં નદી, તેહ બન્યો છે ન્યાય. ૨

શિવમાળા નૃપને કહે, એ માટે બહુ દેશ;
કિધા વૈરી સાહિબા, કરીને કોડી કલેશ. ૩

પણ મેં પુત્રી તુમતણી, કરી સખી હિત આણ;
તેહથી દેતાં એહને, ન કરૂં તાણાતાણ. ૪

---

આ પ્રમાણે તે બન્ને વાતો કરે છે તેવામાં પુત્રીના આગ્રહથી મકરધ્વજ રાજા પોતેજ ત્યાં આવ્યા. શિવનટે અત્યંત આદર સત્કાર કર્યો. પછી રાજાએ તેને કહ્યું કે–" હું એ પક્ષી લેવા માટેજ આવ્યો છું, જો તમે રાજી થઈને આપશો તો હું મને તમે ઘણું મહત્વ આપ્યું એમ માનીશ, અને મારી પુત્રીને જીવિતદાન આપ્યું ગણી જ્યાંસુધી તારામંડળ રહેશે ત્યાંસુધી તમારો પાડ માનીશ. વધારે શું કહું ? " ચોથા ઉલ્લાસની ત્રીજી ઢાળ મોહનવિજયજીએ રચી. ૧૪–૧૭

દુહાનો ભાવાર્થ.

નટ બોલ્યો કે–" હે સ્વામી ! તમે એને પક્ષી માત્ર ગણશો નહીં, એ તો અમારા મનથી આભાનગરીનો રાજા છે, અને તેથીજ તમને આપતાં મન ચાલતું નથી અને ના પણ કહી શકાતી નથી, એક બાજુ નદી અને એક બાજુ વાઘવાળો ન્યાય થયો છે." શિવમાળા બોલી કે–" હે રાજન્ ! એને માટે અમે ઘણા રાજાઓને વૈરી કર્યા છે, એને માટે અનેક પ્રકારનાં કલેશ સહન કર્યા છે, પરંતુ તમારી પુત્રી મારી સખી છે તેથી તેને માટે આ મારા પ્રાણ સમાન પક્ષીને આપવામાં હું આનાકાની કરી શકતી નથી. ૧–૪

લેઇ જાઓ પુરધણી, થાઓ કોડિ કલ્યાણ;
રૂડે જતને રાખજો, એ આભા મહિરાણ. ૫

જાણી વિહંગ મ ભૂલશો, અહો મોટા અવનીશ;
તુમ પુત્રીને એહથી, થાશે સયલ જગીશ. ૬

ગ્રહી સપિંજર કુકડો, આવ્યો નૃપ નિજ ધામ;
હાથોહાથ સુતા ભણી, જઇ સમર્પ્યો તામ. ૭

---

હે નરપતિ ! તમે ખુશીથી એને લઇ જાઓ, તમારૂં એને એનું ક્રોડ કલ્યાણ થજો, એને ક્રોડ યત્ન કરીને જાળવજો અને એ આભાપતિજ છે એમ જાણજો. એને પક્ષીમાત્ર જાણીને ભૂલ ન ખાશો. એનાથી તમારી પુત્રીની સર્વ આશાઓ પૂર્ણ થશે."

આ પ્રમાણે કહીને કુર્કટનું પાંજરૂં રાજાને સ્વાધીન કર્યું. એટલે રાજા તેનો આભાર માની ઘણો હર્ષિત થઇ પાંજરૂં લઇને રાજભુવનમાં આવ્યો અને હાથો હાથ તે પાંજરૂં પ્રેમલાને આપ્યું. પ્રેમલા અત્યંત રાજી થઇ. ૫–૭

હવે પ્રેમલા તેની સાથે આનંદ કરશે, પોતાના હૃદયના ઉભરા કાઢશે અને પરિણામે તેને અસલ સ્થિતિમાં લાવવાને કારણભૂત થશે, તે બધું આપણે હવે પછીની ઢાળમાં વાંચશું, હાલ તો આમાંથી શું સાર ગ્રહણ કરવા યોગ્ય છે તેનો વિચાર કરીએ.

## ચોથા ઉલ્લાસની ઢાળ પહેલીથી ઢાળ ત્રીજી સુધીનું રહસ્ય.

આ રહસ્યમાં એક પ્રકારનો સાંસારિક ઇષ્ટસંયોગરૂપ આનંદ સમાયલો છે. ચંદરાજાનું સ્થાનભેદ થવાપણું થાય છે. પ્રથમ ગુણાવળી પાસેથી નટો પાસે અને ત્યાંથી પ્રેમલા પાસે–આ મોટો ફેરફાર છે. અહીં ખાસ ધ્યાન આપવાનું એ છે જે–પોતે ચંદરાજા, તેનું જ્ઞાન જાગૃત રહેવાથી બધાને ઓળખે છે, બધી હકીકત જાણે છે. પરંતુ મનુષ્ય ભવમાં અવાંતર તિર્યંચ દશા પ્રાપ્ત થયેલી હોવાથી વાચા રોકાઇ જવાને લીધે કાંઇ પણ કહી શકતો નથી. કર્મનું આવું બળવત્તરપણું છે. **સુંગેકું સ્વપ્ના ભયા, સમજ સમજ પસ્તાય** એ કહેવત અનુસાર અહીં સ્થિતિ છે. આ સ્થિતિ અત્યંત શોચનિય છે. સામાન્ય તિર્યંચોને પૂર્વસ્થિતિ વિસ્મરણ થયેલી હોવાથી આની જેવું દુઃખ લાગતું નથી તે તો પોતાના ખાનપાનમાં આસક્ત રહે છે. આને તો જોવું અને રોવું તેના જેવું થયું છે. પરંતુ પ્રાણીએ કર્મ કરતાંજ વિચાર કરવાનો છે. ઉદય વખતે વિચાર કર્યો કામ આવતો નથી.

અહીં બીજો મોહનીય કર્મનો પ્રચાર જોવા જેવો છે. તે અવ્યક્તપણે પણ કેટલું કામ કરે છે. કુકડાને બીલકુલ નહીં ઓળખવા છતાં પ્રેમલાને તેના ચાંચ વિગેરેના સ્પર્શથી–તેને જોવાથી એક પ્રકારનો આનંદ આવે છે, અને તે તેને વારંવાર સ્પર્શ કરવા ઇચ્છે છે. આ

મોહનીય કર્મની કરાવેલી ચેષ્ટાઓ છે. તે અનેક પ્રકારના પૌદ્ગલિક પદાર્થો ઉપર પ્રથમ રાગ કરાવી પછી તેના વિયોગ વખતે શોકમાં નિમગ્ન કરી મૂકે છે. તેનું એકછત્ર રાજ્ય સર્વવ્યાપી છે. તેના ફંદમાં તો માત્રજ્ઞાની મહાત્માઓજ ફસાતા નથી; બીજાઓનો તો તેની પાસે આશરોજ નથી. તે તો તેને આધીનજ થઇ જાય છે અને તે જેમ નચાવે તેમ નાચે છે અને તે જેવી પ્રેરણા કરે તેવી ચેષ્ટાઓ કરે છે.

જુઓ મોહનો પ્રચાર! પતિનું નામ તેના શહેરનું નામ, તેના ગામનો–તેના ઘરનો કુકડા પણ અત્યંત વ્હાલો લાગે છે. મકરધ્વજ રાજાને પણ જમાતા સ્વસુર સંબંધ હોવાથી તેને પણ તેના ઉપર પ્રેમ આવે છે. તે નટોને તેની હકીકત પૂછે છે, નટો કહે છે કે અઢારસો કોસથી પગે ચાલતાં દેશપરદેશ ફરતા નવ વર્ષે તે અહીં આવે છે. આજની જેવા રેલવે તાર વિગેરેના કે પોસ્ટના પણ તે કાળે સાધન હોય એમ જણાતું નથી. આ પ્રમાણેના નટોથી ખબર મળ્યા છતાં પણ ત્યાં માણસ મોકલી ખબર કહાવવાની કે ચંદરાજાને તેડાવવાની કશી તજવીજ આખા સોરઠ દેશનો રાજા પણ કરી શકતો નથી એ સાધનોનો અભાવ સૂચવે છે.

મકરધ્વજ રાજાની આજ્ઞા મેળવીને નટો ત્યાં ચાતુર્માસ વ્યતિત કરવા રોકાય છે. રાજા પણ તેઓના અને કુર્કટના પ્રસંગમાં વધારે આવવાની ઇચ્છાથીજ તેમને રહેવાની આજ્ઞા આપે છે. નટો પણ દરરોજ રાજા પાસે આવીને તેને પ્રસન્ન કરે છે. આ નટોની કહેલી હકીકત ઉપરથી રાજાને પ્રેમલાની કહેલી તમામ વાતની પ્રતીતી આવે છે અને તે પ્રેમલા પાસે પોતાની ભૂલ કબુલ કરે છે. ભૂલ કબુલ કરવી તે પણ બહુ મુશ્કેલ હકીકત છે. ઘણા માણસો પોતાની ભૂલ સમજ્યા છતાં પણ અભિમાનની ક્ષતી થતી હોવાથી તે કબુલ કરતા નથી અને તેને પરિણામે ખરૂં સત્ય જાહેર થતું અટકી પડે છે. મકરધ્વજ રાજા સરલચિત્ત હોવાથી તેવો દંભ રાખતા નથી અને પ્રેમલાને તેની વાત સાચી હતી એમ કહેવા સાથે પોતે સિંહલરાજાના મંત્રી વિગેરેથી ઠગાયો હતો તેની પણ ગર્ભિત કબુલાત કરે છે.

પોતાની ભૂલના નિવારણનો તાત્કાળિક બીજો તો કાંઇ ઉપાય નથી, પણ પ્રેમલાને પ્રસન્ન કરવા માટે કુકડો લાવી દેવાનું કહે છે. પ્રેમલાને તો તે જોઇતુંજ હતું એટલે પિતા તરફથી તે વાત કહેવાતાં તે અતિ આગ્રહ કરે છે. રાજા નટને બોલાવે છે, પણ બહુ વિવેકપૂર્વક તેની પાસે કુકડાની માગણી કરે છે. કોઇપણ પ્રકારનો રાજમદ કે અધિકારનું બળવાનપણું બતાવતા નથી અને ન્યાયથી પણ જરાકે દૂર જતા નથી. શિવકુમાર નટ જવાબમાં કુકડાની ઇચ્છા ઉપરજ વાત મૂકે છે અને પોતે તેની ઇચ્છા પૂછવા જાય છે. કુકડાને તે વાત નિવેદન કરતાં પ્રેમલાની જેમ તેના પણ રોમ રોમ વિકસ્વર થાય છે. જુઓ! મોહનું પ્રબળપણું! પ્રેમલા પાસે રહેવાથી બીજો કશો પણ ઉપભોગ પ્રાપ્ત થવાનો નથી, માત્ર તેને જેવી અને રાજી થવું એટલુંજ છે, છતાં પણ નવ વર્ષના સ્નેહવાળી શિવમાળાને તજીને તે પ્રેમલાની પાસે જવા–રહેવા ઇચ્છે છે. વિચક્ષણ શિવમાળા તરતજ તેના વિચાર સમજી જાય છે, અને તેથી તે તેને લગતા ઘણા વચનો કહે છે. શિવમાળાને

આ સંબંધની ખબર ન હોવાથી તેને કુકડાનો વિચાર ફરેલો જોઇને બહુ લાગી આવે છે. પોતે નટપુત્રી છે અને પ્રેમલા રાજપુત્રી છે, તેથીજ કુકુડો તેની પાસે જવા લલચાય છે એવું તે ઉપલક વિચારથી કલ્પે છે, અને તેથીજ તે કુકડાને મર્મભેદક વાક્યો સ્નેહના આવેશમાં કહે છે. કુર્કટ તેના ઉત્તરમાં પોતાની પૂર્વની હકીકત સંક્ષેપમાં કહે છે, વધારે સ્પષ્ટીકરણ કેટલાક કારણથી કરતો નથી. ઉત્તમ પુરૂપો પારકા છિદ્ર ઉઘાડવામાં પ્રાયે મૂકજ હોય છે. એ વાતનું વધારે સ્પષ્ટીકરણ કરવા જતાં તેમાં પોતાની અપરમાતાનાં છિદ્ર ખુલાં થાય તેમ છે, તે તેને ઇષ્ટ નથી. તેથી તે વાત ટુંકામાં કહે છે. તે સાથે શિવમાળાના ઉપકારને અંગે પણ બહુ કહે છે. ઉત્તમ પુરૂપો કૃતજ્ઞજ હોય છે, તેઓ કોઇનો કરેલો અલ્પમાત્ર ગુણ કે લાભ પ્રાણાંતે પણ ભૂલતા નથી. તો આ શિવમાળાએ તો પોતાના નાટકનો શિરપાવ-બક્ષીશ જે પુષ્કળ મળી શકે તેમ હતી તે તજી દઈ કુકડાના વચનમાત્રથી તેનેજ માગી લીધો છે, અને પ્રાણસંકટમાંથી છોડાવ્યો છે; ત્યારપછી પણ નવ વર્ષ પર્યંત તેને પોતાના રાજા તરીકે ગણી ભક્તિ કરી છે, અનેક સ્થાનકે તેને માટે યુદ્ધ કર્યાં છે, વૈર વસાવ્યાં છે, કષ્ટ સહ્યાં છે અને પોતાનો આર્થિક લાભ જતો કર્યો છે. એટલુંજ નહીં પણ છેવટે જેને મળવાનો અત્યંત અસંભવ હતો તેની પાસે લાવીને તેનો મેળો કરી આપ્યો છે. તેથી ઉપકારકનો ઉપકાર ચંદરાજા જેવો ઉત્તમ પુરૂષ કદાપિ પણ ભૂલેજ નહીં, પણ શું કરે? અત્યારે તે લાચાર છે, તેનો કાંઈ ઉપાય નથી. તે કોઈ રીતે તેનો બદલો વાળી શકે તેવી સ્થિતિમાં નથી. બાકી જો મનુષ્યત્વ પામેલ હોત તો તેને ગામ ગ્રાસાદિ આપીને અવશ્ય સંતુષ્ટ કરત, પણ હાલ તો માત્ર વચનદ્વારાજ તેનો ઉપકાર માની શકાય તેમ છે, તેથી તેવી રીતે માને છે. તેમાં પણ પ્રાંતે કહે છે કે–' અહીં ગમે તેવો મારો રાગ છે, સંબંધ છે, રહેવાની ઈચ્છા છે, પણ જો તું રાજી થઇ મને અહીં મૂકી જાય—પ્રેમલાને આપે તોજ રહેવું છે, નહીં તો તારી સાથે આવવા તૈયાર છુ.' આ વિવેકીનો વિવેક છે.

શિવમાળા કુકડાની બધી હકીકત સાંભળ્યા પછી જો કે તેના વિયોગથી પોતાને અત્યંત દુઃખ થાય છે, તો પણ પોતાનો આગ્રહ છોડી દે છે. પોતાના કરતાં પ્રેમલાનો આ કુકડા ઉપર વધારે હક છે એમ તે સમજે છે અને અહીં રાખવાથી તેને કષ્ટના અંશનો તો સંભવ નથી પણ લાભની પ્રાપ્તિ થવાનો સંભવ છે એમ માને છે. આવા દીર્ઘ વિચારથી તે હૃદયને દઢ કરીને કુર્કટને કહે છે કે—' જો તમારી એવીજ ઇચ્છા છે તો હું તમને અહીં મૂકી જઇશ, તમે આનંદથી રહેજો, તમારો સ્ત્રી ભર્ત્તારનો મેળો થવાથી હું પણ મારા આત્માને કૃતાર્થ માનું છું.' સજ્જન મનુષ્યોની સ્થિતિ આવીજ હોય છે, તે પોતાના લાભ કરતાં પરનાં લાભ તરફ વિશેષ દૃષ્ટિ કરે છે અને પોતાના લાભના ભોગે પણ જો અન્યને લાભ થતો હોય તો તે કરી આપે છે. દુર્જનોની સ્થિતિ આ કરતાં ઉલટીજ હોય છે. તેઓ અન્યના લાભના ભોગે–અન્યને નુકશાન કરીને પણ પોતે લાભ મેળવવા ઇચ્છે છે, મેળવે છે. સજ્જન દુર્જનનો આ વ્યત્યાસ અનાદિ કાળથી છે.

શિવમાળા અને કુર્કટની વાતચીતનું પરિણામ સંતોષકારક આવે છે, તેવામાં રાજા પોતેજ કુર્કટને લેવા આવે છે, અને ઘણી નરમાશથી નટની પાસે તેની માગણી કરે છે. તેમાં છેવટ ' જો કુકડો આપશો તો તમે મારી પુત્રીને જીવિતદાન આપ્યું માનીશ ' ત્યાં સુધી કહે છે. માગવા માગવામાં પણ બહુ ફેર હોય છે. મા કહીને પણ મગાય છે અને બાપની વહુ કહીને પણ મગાય છે. ડોશીમા કહેવાથી જે પ્રસન્ન થાય છે તે બાપની બૈયર કહે તો ગાળો ભાંડે છે. આ બધાં વચનરચનાનાં સારાં માઠાં પરિણામ છે. અગાઉ માર્ગમાં પણ આ કુકડાની માગણી થવાની હકીકત આપણે વાંચી ગયા છીએ, ત્યાં જોરાવરીથી માગણી થયેલી હતી, એટલે તેને કુકડો ન મળતાં ઉલટો પરાભવ સહન કરવો પડ્યો હતો. અહીં નરમાશની માગણી હોવાથી નટો ના પાડી શકતા નથી, એટલે કુકડો આપે છે. રાજા રાજી થઈ તેને લઈ જઈને પ્રેમલાને આપે છે.

આ વખતે પ્રેમલાને જે હર્ષ થયો છે તે વચનદ્વારા કહી શકાય કે વર્ણવી શકાય તેમ નથી. તે છતાં જો કે કેટલોક હર્ષનો ઉભરો તો પ્રેમલા કુકડાની પાસે કાઢશે. અનાદિ અભ્યાસથી અવ્યક્તપણે–અજાણપણે પણ થયેલો ઇષ્ટ વસ્તુનો સંયોગ એકેંદ્રિયથી માંડીને સર્વ જીવોને આનંદ આપે છે.

પ્રેમલા હવે કુકડાની સાથે આનંદનો અનુભવ કરશે અને તેની પાસે તેને પોતાના શ્વસુરગૃહમાં રહેનારો માની ચંદરાજા પ્રત્યેના ઉભરા કાઢશે. શિવમાળાને જો કે પ્રેમલાના અને કુકડાના સંબંધની ખબર પડી છે; પરંતુ તે વાત કોઇપણ કારણને લઈને તેમજ વસ્તુગત અસંભાવ્યપણું હોવાથી તે હકીકત રાજાને કે પ્રેમલાને તે કહેતી નથી. તો પણ ગર્ભિત રીતે બધું કહે છે કે ' આને આભાપતિજ જાણજો. અને આનાથીજ તમારી પુત્રીની બધી ઇચ્છાઓ પૂર્ણ થશે. ' મુગ્ધ રાજા આ વાક્યોમાંના અંદરના મર્મને સમજી શકતો નથી. પ્રેમલા પણ તે હકીકતથી અજ્ઞાત રહે છે. હવે આગળ આ હકીકત વધારે સ્ફુટ થવાનો પ્રસંગ આવે છે. વાંચકો પણ હવે દીર્ઘ કાળે કુકડાને ચંદરાજા થયેલ જોવા, જાણવા, વાંચવાને ઇચ્છતા હશે તો આવતા રહસ્યમાં ઘણું કરીને આ ઈચ્છા પૂર્ણ કરવામાં આવશે. હાલ તો આ રહસ્યમાં આવેલી શિખામણો, કર્મના વિકારો અને કર્મની આધીનતા–ઇત્યાદિ બતાવીને આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે.

ઢાળ ૪ થી.

( છેડો નાંખી—એ દેશી. )

ધણ રંગ રાતિ. હાંરે એમ કુર્કટને સમજાવે, અતિ મદમાતી. એ આંકણી. નૃપપુત્રીએ પંજરહુંતી, લઇ કુર્કટ કર ધરીઓ; ભાખ્યું એમ મુજ સોળે વરસે, તુંહીજ મળ્યો સાસરીઓ. ધ૦ ૧ સુણ પંખી તુજ નગર કેરો, ભૂપતિ મુજ વાલમિઓ; પણ મેં દ્રુમક રતન દૃષ્ટાંતે, હાથે આવ્યો ગમિઓ. ધ૦ ૨ તેહને વિરહે તનથી બાહિર, નીકળીયું પાંસળિઓ; તોહી પણ મુજ અવધિ ગણતાં, હજીઅ લગણ નવિ મળિઓ. ધણ૦ ૩ ગયો વિછોહો દેઇ મુજને, પાછી ખબર ન લીધી; રે પંખી મેં તાહરા નૃપની, એવડી શી ચોરી કીધી. ધ૦ ૪ પરણીને કુષ્ટ ભણી સોંપી, એ શી ઇજ્જત ખાટી; મહારો જનમ કીયો અકીયારથ, કેણે એ શીખવી પાટી. ધ૦ ૫ જો ઘરભાર રહેવા કાયર, કાં કર્યો કર મેળાવો; પરણતાંવેંત જ કેમ મુજ ઉપર, આવ્યો ચિત્ત અભાવો. ધ૦ ૬ રે પંખી મેં પીઉડા સરિખો, નવિ નિરખ્યો નિરમોહી; કાગળનું પણ મળવું ટાળ્યું, જે દિનહુંતી વિછોહી. ધ૦ ૭. કિંહા આભા કિંહા નગરી માહરી, મનડું પણ નવિ પહોંચે; કંતે કીધું તે ન કરે વૈરી, ઉંડું નવિ આલોચે. ધ૦ ૮ વાલેસર ઇહાં આવી ન શકે,

---

ઢાળ ચોથીના ભાવાર્થ.

નટપુત્રી શિવમાળા પાસેથી કુર્કટનું પાંજરૂં પ્રાપ્ત થતાં પ્રેમલાએ તેમાંથી કુર્કટને બહાર કાઢ્યો અને પોતાના હાથ ઉપર રાખી તેની પાસે પોતાના હૃદયના ઉભરા કાઢવા લાગી. તે કુર્કટને કહે છે કે, "હે કુર્કટ ! તું સોળ વર્ષે મારા સાસરાનો પક્ષી ભેળો થયો છું. રંગમાં રસીલી અને મદમાં માતેલી કુર્કટને આ પ્રમાણે સમજાવે છે. હે પક્ષી ! તારા નગરનો રાજા તે મારો સ્વામી છતાં મેં જેમ ભિક્ષુક રત્નને ગુમાવી દે તેમ તેને હાથ આવેલા ખોઇ નાખ્યા છે. તેના વિરહથી મારૂં રૂધીર સુકાઈ ગયું અને પાંસળીઓ બહાર નીકળી પણ તારા રાજા હજુ સુધી મને મળ્યા નહીં, એટલુંજ નહીં પણ મેં તારા રાજાની એવી શી ચોરી કરી કે આજસુધી તેણે મારી ખબર પણ લીધી નથી ? મને પરણીને કુષ્ટીને સોંપી ચાલ્યા ગયા એમાં ઇજ્જત શું વધારી ? મારો જન્મ અકૃતાર્થ કર્યો. આવું તેને કોણે શીખવ્યું ? ૧–૫ જો ગૃહભાર વહેવા કાયરજ હતા તો પાણિ-ગ્રહણ શા માટે કર્યું ? અને કર્યા પછી તરતમાંજ શા કારણથી મારી ઉપર અભાવ થયો ? હે પક્ષી ! મેં તારા રાજા જેવો તો નિર્મોહીજ ન દીઠો કે જેણે પરણીને ગયા પછી કાગળથી પણ મારી ખબર લીધી નહીં. ક્યાં આભાપુરી અને ક્યાં આ નગરી ? મન પણ ત્યાં પહોંચી શકે નહીં એટલું છેટું, તેમાં મારા કંથે જે કર્યું તેવું તો વૈરી પણ

મેં પણ તિહાં ન જવાય; ઇમ નિરધારી નાહ વિહુણી, મુજને કિમ દિન જાય. ધ૦ ૯ નહીં જગમાં કોઇ પ્રભુનો વ્હાલો, જઇને તસ સમજાવે; હૃદય કઠોર શ્યા એવા નરના, કરૂણા કિમપિ ન આવે. ધ૦ ૧૦ સોળે વરસે મન નવિ ભીનું, છે તેહવો ને તેહવો; સોળે સાન સાંભળે સહુકો, પણ એ કઠીણ છે કેહવો. ધ૦ ૧૧ એહ માટે માહરે તાતે, મુજને ઘણી ચચચાડી; પણ એકાંત તણી વાતડીઉં, એકે નાવી આડી. ધ૦ ૧૨ કરતાં નેહ જગમાં સોહિલો, પણ દોહિલું નિરવહિવું; જે નિઃસ્નેહીથી બાંધવું મનડું, તે ફોગટ દુઃખ સહિવું. ધ૦ ૧૩ તું પંખી છે તેહના ઘરનો, તિણે મુજ તન રોમાંચ્યું; પોતાનો જાણી તુજ આગળ, પિયુનું પોથું વાંચ્યું. ધ૦ ૧૪ તુજ દીઠે મારાં દુઃખ નાઠાં, તુજ દીઠે પિયુ દીઠો; તાહરા રાજા સરિખો રખે જો, તું પણ થાતો ધીઠો. ધ૦ ૧૫ કુર્કટ ઇમ પોતાની કીરતિ, નિસુણે સામું નિહાળી; પણ ખેચર માટે તે પાછું, ન શકે ઉત્તર વાળી. ધ૦ ૧૬ દંપતી માંહોમાંહે મળીયા, ફળી મનોરથ માળા; ચોથી ઢાળ ચોથે ઉલ્લાસે, કહી મોહને સુવિશાળા. ધ૦ ૧૭

---

ન કરે ! તેઓ અહીં ન આવી શકે, હું ત્યાં જઇ ન શકું. આવી સ્થિતિમાં મારા દિવસો શી રીતે જાય ? વળી આ જગતમાં એવો પરમાર્થી પ્રભુનો વહાલો કોઇ માણસ પણ દેખાતો નથી કે જે જઇને મારા સ્વામીને સમજાવે અને તેનું કઠોર હૃદય પીગળાવે–તેમાં કરૂણા ઉત્પન્ન કરે. સોળ વર્ષ થયાં પણ તેમના મનમાં સ્નેહ જાગ્યો નહીં તે મનને કેવું કઠોર સમજવું ? લોકોમાં કહેવત છે કે સોળ વર્ષે સહુ કોઇને સાન આવે પરંતુ આતો કોઇ જૂદી રીતનો કઠણ છે. એને માટે મારા પિતાએ પણ મને ઘણું કષ્ટ આપ્યું, પણ તેની ફરિયાદ કોની પાસે કરવી ? આ જગતમાં સ્નેહ બાંધવો સહેલો છે પણ તેનો નિર્વાહ કરવો તેજ અતિ મુશ્કેલ છે. તેમાં પણ જે નિઃસ્નેહી સાથે સ્નેહ બાંધવો તે તો માત્ર દુઃખ સહેવા માટેજ છે. તું તેના ઘરનો પક્ષી છે તથા તને જોઇ મને રોમાંચ ઉત્પન્ન થાય છે એટલે મેં તારી પાસે મારા દુઃખની પોથી વાંચી બતાવી છે. તને દેખવાથી મારૂં દુઃખ કેટલેક અંશે નષ્ટ થયું છે, જાણે મારા સ્વામીનેજ દીઠા હોય એમ લાગે છે, પણ તું રખે તેના જેવો ધીઠો ન થતો ! ” ૯–૧૫

આ પ્રમાણે પ્રેમલાનાં સ્નેહગર્ભિત માર્મિક વચનો કુર્કટે સાંભળ્યા પણ તે પક્ષી હોવાથી તેનો ઉત્તર આપી ન શકયો. જો કે દંપતી એકત્ર મળ્યા છે, પરંતુ તે બન્નેની વચમાં કર્મજનિત મહદંતર છે, એટલે તે મેળાપનો લાભ બેમાંથી એકે મેળવી શકતા નથી. ચોથા ઉલ્લાસમાં અતિ વિશાળ આ ચોથી ઢાળ મોહનવિજયજીએ કહી. ૧૬–૧૭

દુહા.

તવ શિવમાળા એહવે, આવી પ્રેમલા પાસ;
લેઇ રમાડચો કૂકડો, છાંટચો ઘણો સુવાહ. ૧

મેવા મૂકયા આગળે, કિધી ભગતિ પંડુર;
ગાઇ વાઇ રીઝવ્યો, પંખીને સસનૂર. ૨

નટપુત્રી કહે પ્રેમલા, નિસુણો માહરી વાત;
ચાર માસ લગે રાખજો, તુમ એ પંખી જાત. ૩

જેણે દિન અમે ચાલશું, ઇહાંથી નટ સમવેત;
તે દિન લેઇશું કુકડો, એ મુજ તુજ સંકેત. ૪

તિહાં લગે સુપરે રાખજો, નયણા આગળ એહ;
નિત પ્રતે લેઇશ શુદ્ધિ હું, આવી એણે ગેહ. ૫

જો ચિહું માસે તુમ તણી, એહ જો પૂરે હુંશ;
તો તુમ અમ ઝગડો નહીં, કહું કરી એહના સુંસ. ૬

ગઇ શિવમાળા ઇમ કહિ, નિજ થાનક પુરમાંહિ;
કુર્કટ કર ધરી પ્રેમલા, કરે બાંહિની છાંહિ. ૭

---

દુહાનો ભાવાર્થ.

પ્રેમલા પક્ષી સાથે આવાં ગાંડાઘેલાં વચનો કહી ઉભરો કાઢે છે, તેવામાં શિવમાળા ત્યાં આવી; તેણે કુકડાને પોતાના ખોળામાં લઇને રમાડ્યો. તેની ઉપર સુગંધી પદાર્થો છાંટ્યા, તેની પાસે મેવા મીઠાઇ મૂકયા, તેની ખૂબ ભક્તિ કરી અને તેને રીઝવવા મધુર સ્વરે ગીતગાન કર્યું. ત્યારપછી તે પ્રેમલાને કહેવા લાગી કે—" તમે આ કુકડાને ચાર મહિના સુધી તમારી પાસે રાખો, ચાતુર્માસ ઉતર્યે અમે જ્યારે અહીંથી ચાલશું ત્યારે હું તેને પાછો લઇ જઇશ. આ પ્રમાણે મારો અને તમારો સંકેત છે. ત્યાંસુધી તમે તેને સ્નેહપૂર્વક જાળવજો. હું પણ દરરોજ આવીને તેના ખબર લઈ જઇશ. ચાર મહિનાની અંદર જો એ તમારી વાંચ્છા પૂર્ણ કરે તો એના સમ ખાઇને કહું છું કે પછી અમારે તમારી સાથે કાંઈ વાંધો નથી. "

આ પ્રમાણે ગર્ભિત વચનો કહીને શિવમાળા પોતાને ઉતારે ગઇ, પણ પ્રેમલા તેમાં કાંઇ સમજી નહીં. તે તો કુકડાને લઇને રમાડવા લાગી. ૧–૭

ઢાળ ૫ મી

( ભટીયાણીની દેશી. )

કુર્કટના મુખ સામો હો નિત નિત જોવે પ્રેમલા, લે ઉંડો નિઃશ્વાસ; આંસુડાં નયણાંથી હો વરસાવે પ્રેમ પ્રકાશથી, કરી કરી વિરહ વિખાસ. કુ૦ ૧ કામણગારા પ્યારા હો હવે ન્યારા મુજથી કાં રહો, નિપટ અટારા હોય; સારીસર અનુકારા હો જળધારા વરસે અંબરે, પિયુ વિણ વારે કોય. કુ૦ ૨ ઉત્તર વાળી કાળીહો અસરાળી ભાળીને ઘટા, હૃદય વિફાળી થાય; ચપળા એ ઝબકારા હો કરવાળા કમળા પુત્રની, વિરહીણીએ ન સહાય. કુ૦ ૩ જિમ જિમ જળધર ગાજે હો તિમ પિયુડો લાજે કાં નહિ, પરિહરી પ્રમદા દૂર; ઇણ ટાણે જો વિરાજે હો મુજને તો નિવાજે સાહેબો, ઇણ રૂતુ નહિ પંડુર. કુ૦ ૪ એ ઝીલ્લી થઇ ભિલ્લી હો તનુવલ્લી ચૂંટે પિયુ વિના, નિરખી એકલી ગેહ; તે માટે પંખીડા હો તજી વ્રીડા પીડા વારીએ, કરી ક્રીડા નવ નેહ. કુ૦ ૫. શિવમાળા જે બાળા હો ઇહાં વચન રસાળાં કહી ગઇ, લહ્યા મેં પંખી તેહ; આવ્યા છો હવે હાથે હો મુજ સાથે ન કરો આંતરો, માથે વરસે મેહ. કુ૦ ૬ ઇમ કુકર્ટ નિત નિસુણે હો ન જણાવે એકે આંકડો, એવડો વડો ગંભીર; ભાવી ઉપર આણી હો ઇમ જાણી તાણી ધીરતા, ધન્ય ચંદ વડવીર. કુ૦ ૭ ખિણમેં

---

ઢાળ પાંચમીનો ભાવાર્થ.

હવે પ્રેમલા નિરંતર કુકડાની સામું જોયા કરે છે, તેની ભક્તિ કરે છે, તેની સામે બેસીને ઉંડા નિસાસા મૂકે છે, આંખમાંથી આંસુની ધારા વરસાવે છે, વચનદ્વારા ખેદ જાહેર કરે છે. અને કહે છે કે હે કામણગારા ! હવે મારાથી ન્યારા કેમ રહો છો ? કોયલના સ્વર જેવી અથવા બાણની ધારા જેવી અત્યારે વર્ષાઋતુ હોવાથી આકાશમાં વરસાદ ચડી આવે છે, વિજળી ઝબકારા કરે છે, ગર્જારવ થાય છે, મેઘ પણ જળધારા વરસાવે છે, જગત બધું તેનાવડે શાંત થાય છે, પણ પ્રેમલાના હ્રદયનો વિરહાગ્નિ તેનાથી શાંત ન થતાં ઉલટો વિશેષ પ્રદીપ્ત થાય છે. તેથી તે પોતાનું દુઃખ અનેક પ્રકારે કુર્કટ સમીપે પ્રકાશિત કરે છે અને શિવમાળાના વચનો સંભારી તેમાં કાંઇક રહસ્ય રહેલું છે એમ વિચારી કુર્કટને કહે છે કે—" હવે તમે મારે હાથે આવ્યા છો, તો અંતર શામાટે રાખો છો ? " આમ કુકડો હંમેશા સાંભળે પણ એક આંકડો કહેતો નથી કારણ એ ગંભીર છે. વળી ભાવીભાવ અન્યથા થતું નથી એમ જાણી ધીરજ રાખે છે. ખરેખર વીરોમાં મહાન્ ચંદને ધન્ય છે. ૧–૭

પિયુ કરી જાણે હો ખિણમાંહે જાણે કુકડો, પાસે રાખે તાસ; પુણ્યતણે સંજોગે હો મન ભાવ્યો આવ્યો એહવે, ઉત્તમ આસો માસ. કુ૦ ૮ વિમળાચળ ફરસેવા હો અતિ ચપલા હુઇ પ્રેમલા, સંગ સખી પરિવાર; અણચિંત્યો તિહાં આવ્યો હો પરદેશી એક નિમિત્તીઓ, કવિકુલ શિર શિણગાર. કુ૦ ૯ પ્રણમી પદકજ તેહના હો ઇમ પ્રેમલાલચ્છી વિનવે, અહો પંડિત કહો મુજ; વીછડીઓ મુજ વાલો હો ઇહાં કિણદિન આવી મળે, રાજી કરીશ હું તુજ. કુ૦ ૧૦ જોશીડો મન હોંશે હો સ્વધારી જોઇને કહે, સુણ પુત્રી સુવિલાસ; આજ તથા કે કાલે હો તુજ આભાપતિ જો મળે, તો કહેજે સાબાશ. કુ૦ ૧૧ હું પણ એ તુજ કહેવા હો અણતેડ્યો આવ્યો છું ઇહાં, નાણીશ કોઇ સંદેહ; હું તુજ કારણ જ્યોતિષ્ હો કરણાટે ભણવાને ગયો, આવ્યો છું આજજ ગેહ. કુ૦ ૧૨ મેં જે નિમિત્ત પ્રકાશ્યું હો તેહ ખોટું કદીએ નવી હોયે, કર મુજ વચન પ્રમાણ; સ્વચ્છી પ્રેમલાલચ્છી હો, નિસુણીને હરખી ચિત્તમાં, દીધું દાન વિહાણ. કુ૦ ૧૩ નૈમિત્તિકને વિસર્જે હો અનુમતિ લેઇ તાતની, પિંજર લીધું સંગ; થોડીશી સહિયુંથી હો પુંડરગિરિ ઉપર ચઢી, પ્રેમલા પરમ ઉમંગ. કુ૦ ૧૪ કર ઉપર કરી ધરીઓ હો પિંજરથી કાઢી કુકડો, નૃપપુત્રી મતિમંત; જીમ જીમ ગિરિવર

---

ઘડીક પતિ કરી જાણે છે તો ઘડીક કુકડો સમજી પાસે રાખે છે. પુણ્યના યોગથી ઉત્તમ આસો માસ આવ્યો એટલે ચાતુર્માસ પૂર્ણ થવા આવતાં પ્રેમલા સિદ્ધાચળની યાત્રા કરવા તત્પર થઇ. આ વિમળાપુરી તેની તળેટીમાંજ હતી, સખીઓને પણ સાથે આવવા તૈયાર કરી. તેવામાં એક કવિઓમાં શિરોમણિ નિમિત્તિઓ ત્યાં આવ્યો. તેનો અનેક પ્રકારે સત્કાર કરીને પ્રેમલા પૂછે છે કે–" હે કવિકુળભૂષણ ! મારા સ્વામી મને ક્યારે મળશે તે કહો, હું તમને રાજી કરીશ." નિમિત્તિઓ બોલ્યો કે–" તમારા પતિ તમને આજે કે કાલે જરૂર મળશે. જો આ વાત ખરી પડે તો મને સાબાશી આપજો. હું તમારે માટે જ્યોતિષશાસ્ત્રોનો અભ્યાસ કરવા કર્ણાટક ગયો હતો. ત્યાંથી અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરી આજેજ ઘરે આવ્યો છું અને તમારો વગર બોલાવ્યો એ વાત કહેવાજ આવ્યો છું. મેં જે નિમિત્ત કહ્યું છે તે કદી પણ ખોટું પડે તેમ નથી, તેથી એમાં તમારે કિંચિત્ પણ સંદેહ ન કરવો."
તેની આ પ્રમાણેની વાણી સાંભળીને પ્રેમલાલચ્છી ઘણી ખુશી થઇ અને તેને યથોચિત દાન માન આપી વિસર્જન કર્યો. ૮–૧૩

પછી થોડીક સખીઓને સાથે લઇને પ્રેમલા પિતાની આજ્ઞા લઈ, કુર્કટના પાંજરાને પોતાનાજ હાથમાં રાખી પુંડરગિરિની યાત્રા કરવા ચાલી. ઉપર ચડતાં કુકડાને પાંજરામાંથી કાઢી હાથ ઉપર રાખ્યો. કુકડો પણ ગિરિને જોઇને અત્યંત ખુશી થયો અને પોતાના

નિરખે હો મન હરખે તિમતિમ પંખીઓ, લેખે દિવસ ગણંત. કુ૦ ૧૫ દેહરો શિવપદ શેહરો હો નિરખીને હરખી પ્રેમલા, ભેટ્યા દેવ યુગાદિ; સારી અષ્ટ-પ્રકારી હો જિનપૂજા લચ્છીએ કરી, વારી સયળ વિષાદ. કુ૦ ૧૬ દીઠડું દરિ-શણ મીઠડું હો પંખીડે પ્રથમ જિણંદનું, સફળ કર્યો અવતાર; પાંચમી ઢાળ પ્રકાશી હો એ મોહને ચોથા ઉલ્લાસની, પુણ્ય સદા સુખકાર. કુ૦ ૧૭

દુહા.

સેવી મરૂદેવી સુતને, વીરસ્નુપા બહુભાવ;
આવી દેહરા બાહિરે, કર ધરી પંખીરાવ. ૧
પ્રતિ જિનમંદિરમાં જઇ, ભેટ્યાં બિંબ અપાર;
ભગતિ જુગતિ નિજ શક્તિવશ, કર્યો સફળ અવતાર. ૨
આવી જિહાં રાજાદની, લચ્છી તજી ખલખંચ;
પત્રું પત્ર લેઇ કુકડે, શોભાવી નિજ ચંચ. ૩
એમ સકળ વિધિ સાચવ્યો, આવી જિનગૃહ દ્વાર;
સૂર્યકુંડ જોવા ભણી, પહોતિ નારી તિવાર. ૪
દીઠો કુંડ સોહામણો, કમલકોશ સોહંત;
જાણું સ્વર્ગશિરિ ભણી, કાઢી દંત હસંત. ૫

---

દિવસને લેખે ગણવા લાગ્યો. ઠેઠ ઉપર પહોંચ્યો એટલે શિવપદના શિખર જેવું શ્રીઋષભેશ્વરનું ચૈત્ય દીઠું. પ્રેમલાએ તેમાં પ્રવેશ કર્યો, યુગાદિદેવને ભેટ્યા અને તેમની અષ્ટપ્રકારી પૂજા કરી. ઋષભ જિનેન્દ્રના દર્શન થવાથી કુર્કટે પણ પોતાના જન્મને સફળ ગણ્યો. સારા ભાવ-વાળી આ ચોથા ઉલ્લાસની પાંચમી ઢાળ મોહનવિજયજીએ પ્રકાશી કારણ કે પુણ્ય હંમેશાં સુખ આપનાર છે. ૧૪–૧૭

દુહાનો ભાવાર્થ.

પ્રેમલા મૂળનાયકજીની ભક્તિ કરી મુખ્ય ચૈત્યમાંથી કુકડાને હાથમાં લઇને બહાર નીકળી અને બીજા પ્રત્યેક ચૈત્યમાં કુર્કટ સહિત જઇને અસંખ્ય જિનબિંબોને નમસ્કાર કર્યા. પોતાની શક્તિ પ્રમાણે ભક્તિ કરી પોતાનો મનુષ્ય જન્મ સફળ કર્યો. ત્યાંથી ફરતી ફરતી રાયણના વૃક્ષ પાસે આવી. ત્યાં ભૂમિ ઉપર પડેલ પત્ર ચાંચમાં લઇ કુકડે પોતાની ચાંચને સુશોભિત કરી. એમ સર્વ વિધિ સાચવીને જિનમંદિરના બારણે આવી, પછી ત્યાંથી સૂર્યકુંડ જોવા ચાલ્યા. નિર્મળ જળથી ભરેલો અને કમળોવડે સુશોભિત સૂર્યકુંડને જોયો. જે સ્વર્ગ પ્રત્યે જાણે દાંત કાઢીને હસતો હોય તેવો દેખાતો હતો. ૧–૫

પૂરણ નિર્મળ જળ ભર્યું, ઉંડત્તણથી ઉંડ;
સદા ભર્યો એ જાણીએ, સમતારસનો કુંડ. ૬
તહ ઉપકંઠે પ્રેમલા, રહી નિહાળે નીર;
નિસુણો ભવિ ઇહાં પંખીઓ, કેવો થયો વડવીર. ૮

ઢાળ ૬ ઠ્ઠી.

( ભમરાની દેશી )

કુકર્ટ દેખી કુંડને, મન માન્યું લાલ; ચિંતે ચિત્ત મઝાર, અતિ મન માન્યું લાલ; સોળ વરસ વહી ગયાં, મ૦ કિહાં સ્ત્રી કિહાં ઘરબાર. અ૦ ૧ કિહાં લગે રહીશ હું પંખીયો, મ૦ ધિગ્ ધિગ્ એ અવતાર; અ૦ માતા પણ વેરણ થઇ, મ૦ સહી સંસાર અસાર. અ૦ ૨ લેઇ નટ મુજને ફર્યા, મ૦ પુર પુર દેશ વિદેશ; અ૦ હજીઅ ન આવ્યો કર્મનો, મ૦ પાર કિશો લવલેશ. અ૦ ૩ ફીટી નર થયો કુકડો, મ૦ અવકર જોવણહાર; અ૦ શી હવે મનુષ્યપણા તણી, મ૦ ધરવી હોંશ લગાર. અ૦ ૪ પ્રમદા કને પંખી થકે, મ૦ નિશિ વાસર કિમ જાય; અ૦ દેખી ફોગટ ઝુરવું, મ૦ ચિંત્યું કિમપિ ન થાય. અ૦ ૫ એળે યૌવન નિર્ગમ્યું, મ૦ શો હવે હોશે ઉઘાડ; અ૦ લાગ્યો કાને દૈવને, મ૦ કોઇક પૂરો ચાડ. અ૦ ૬

---

વળી તે કુંડ પૂર્ણ ભર્યો હતો અને ઉંડો પણ ઘણો હતો તેથી જાણે સમતા રસનોજ કુંડ ન હોય એમ પ્રેમલા માનવા લાગી અને તેના જળને ફરસીને આવતા શીતળ અને સુગંધી સમીરનો લાભ લેવા માટે તેના કિનારા ઉપર પક્ષીને હાથમાં લઇને બેઠી. હવે પંખી કેવી વીરતા કરે છે તે હે ભવ્યજીવો ! તમે સાંભળો ૬–૮

ઢાળ છઠ્ઠીનો ભાવાર્થ.

સૂર્યકુંડને જોઇને કુકર્ટ પ્રથમ તો ઘણો હર્ષિત થયો, પણ પછી તે એકાએક વિચારમાં પડી ગયો. તે વિચારવા લાગ્યો કે—“ અહો ! આ પ્રમાણે તિર્યંચ અવસ્થામાં મને સોળ વર્ષ વહી ગયાં. ક્યાં સ્ત્રી ? ક્યાં ઘરબાર ? ક્યાં સજ્જન ? ક્યાં મારૂં રાજ્ય ? એ બધું અત્યારે મારે તો નકામું થઇ પડ્યું છે. મારી માતા ખરેખરી વેરણ થઈ કે જેણે મને આ દશાએ પહોંચાડ્યો છે. આ સંસાર ખરેખરો સ્વાર્થથીજ ભરેલો છે, તેમાં સારભૂત કાંઈ પણ નથી. વળી નટો મને લઇને અનેક દેશમાં ફર્યા તો પણ મારા દુષ્કર્મનો અંત આવ્યો નહીં. હું મનુષ્ય ફીટીને ઉકરડામાં ફરનારો કુકડો થયો. હવે એટલો બધો વખત વ્યતિત થયા પછી મનુષ્ય થવાની આશાજ શી રાખવી ? શા ઉપર રાખવી ? પોતાની સ્ત્રીની પાસે પંખીપણે રહેતાં રાત દિવસ શી રીતે વીતાડવાં ? દેખવું અને દાઝવું એ શી રીતે સહન થઇ શકે ? મારૂં યૌવન તમામ નિષ્ફળ ગયું ! મારા દુ:ખની હકીકત ચિંતવી પણ શકાય તેમ નથી. જરૂર કોઇ ખરેખરો ચાડીયો મારા દૈવની પાસે જઇ ચડ્યો કે જેણે મને આટલું દુ:ખ અપાવ્યું. ૧–૬

જીવ્યું એ શ્યા કામનું, મ૦ ખોટી એ ગર્દભ આશ; અ૦ જો ઝંપા કરૂં કુંડમાં, મ૦ તો છુટે દુઃખ પાસ. અ૦ ૭ કેહની વધૂ કેહની પુરી, મ૦ કેહથી માયા મોહ; અ૦ જોતાં કોઇ કોઇનું નહીં, મ૦ કેહનો યોગ વિછોહ. અ૦ ૮ જો કોઇ ન થયો આપણો, મ૦ કેહના રાગ વિરાગ; અ૦ સહુ છે સ્વારથનું સગું મ૦ અહો ભવજલધિ અતાગ. અ૦ ૯ આલોચી ઇમ કુકડે, મ૦ કુંડમાં ઝંપા દીધ; અ૦ દેખી નારી વિલખી કહે, મ૦ ભુંડા એ શું કીધ. અ૦ ૧૦ હું શિવમાળાને કિશો, મ૦ જઇને દેઇશ જવાબ; અ૦ કર્યું અવિચાર્યું પંખીએ, મ૦ થોડા દિનને મિલાપ. અ૦ ૧૧ મંદિર જઇ નિજ તાતને, મ૦ વદન દેખાડીશ કેમ; અ૦ તુજ ગતિ તે ગતિ માહરી, મ૦ પ્રેમપરીક્ષા એમ. અ૦ ૧૨ ન કરી વાત ઝંપા ભરી, મ૦ લચ્છીએ પણ તામ; અ૦ પકડ્યો પડતો કુકડો, મ૦ અઇ અઇ મોહ વિરામ. અ૦ ૧૩ પંખીરૂપ થાવા તણો, મ૦ માથે બાંધ્યો જેહ; અ૦ લબઝબ કરતાં ડોકથી, મ૦ તૂટ્યો દોરો તેહ. અ૦ ૧૪ પ્રગટ્યો અણચિંત્યો તિહાં, મ૦ ચંદનરિંદ સરૂપ; અ૦ શાસનસુરિએ ઉદ્ધર્યા, મ૦ રાણી તિમ વળી ભૂપ. અ૦ ૧૫ આણ્યા કુંડથી બાહિરે, મ૦ લચ્છીએ ઓળખ્યો કંત; અ૦ સફળ ભલી

---

આવું જીવવું શા કામનું ? ખોટી આશામાં કેટલા દિવસ કાઢવા ? અને આવા તિર્યંચપણામાં ક્યાં સુધી રહેવું ? તેથી હવે તો આ કુંડમાં ઝંપાપાત કરૂં કે જેથી મારૂં કલ્યાણ થઈ જાય. આ સંસારમાં કોણ કોનું છે ? કોની માતા, કોનો પિતા, કોની સ્ત્રી, કોની નગરી, કોઈ કોઈનું નથી, તેના ઉપર શો મોહ કરવો ? એમાંનું કોઇ આપણું થયું નહીં તો પછી આપણે તેને મારૂં મારૂં ક્યાંસુધી માનવું ? આ તાગ વિનાના સંસારસમુદ્રમાં સૌ સ્વાર્થનું સગું છે." આ પ્રમાણે વિચારીને સંસાર ઉપર પૂર્ણ વિરાગવૃત્તિ આવવાથી કુકડે પ્રેમલાના હાથ ઉપરથી ઠેકીને એકદમ કુંડમાં ઝંપાપાત કર્યો. પ્રેમલા તે જોઇને એકદમ ગભરાઇ ગઈ. તે તે બોલી કે—" અરે ભૂંડા ! તેં આ શું કર્યું ? હું શિવમાળાને શું જવાબ દઇશ ? મારા માતાપિતાને પણ શું કહીશ ? થોડા દિવસના સંબંધમાં તેં આ શું કર્યું ? પણ મને લાગે છે કે તેં મારા પ્રેમની પરીક્ષા કરવા માટેજ આમ કર્યું જણાય છે; તો હવે જે તારી ગતિ તેજ મારી ગતિ." આ પ્રમાણે વિચારીને પ્રેમલાએ પણ કોઈને કહ્યા સિવાય એકદમ તેની પાછળ કુંડમાં તેને પકડવાને મિષે ઝંપાપાત કર્યો. તે જોઈ સર્વત્ર હાહાકાર થઇ રહ્યો

પ્રેમલા કુકડાને પકડવા ગઈ, તેવામાં અપરમાતાએ બાંધેલો દોરો કે જે ઘણો જીર્ણ થઇ ગયો હતો, તે એકદમ હાથમાં ભરાવાથી ત્રુટી ગયો એટલે ચંદરાજા તત્કાળ કુકડા મટીને મનુષ્ય થઇ ગયા. સર્વને આશ્ચર્ય થયું. તે વખતે શાસનદેવીએ તે બન્નેને કુંડમાંથી બહાર કાઢ્યા. ૭-૧૫ કુંડનેકિનારે આવ્યા એટલે પ્રેમલાએ ચંદરાજાને ઓળખ્યા. તે અત્યંત

આશા ફળી, મ૦ દંપતી હરખ અનંત. અ૦ ૧૬ મનુજપણું ચંદે લહ્યું, મ૦ પસરી મંગળમાળ; અ૦ છઠ્ઠી ચોથા ઉલ્લાસની, મ૦ પભણી મોહને ઢાળ. અ૦ ૧૭

દુહા.

તીર્થનિવાસી દેવગણ, હુંતા સમકિત દ્રષ્ટિ;
તેણે ચંદની ઉપરે, કરી કુસુમની વૃષ્ટિ. ૧

વુઠી ચંદનની છટા, હરખ્યા સુર તિરિયંચ;
તિહુઅણ કલ્લોલે ચઢ્યો, તીર્થપ્રભાવ ઉદંત. ૨

ધન્ય ધન્ય સુરજકુંડ જળ, કલિમલ મલ હરણાર;
દીધો ચંદ ભણી ફરી, માનવનો અવતાર. ૩

પ્રીતમને કહે પ્રેમલા, કરી ઘુંઘટપટ લાજ;
મહારાજ ગિરિરાજથી, સિધ્યાં સઘળાં કાજ. ૪

સ્નાન કરી એ કુંડમાં, પૂજો ઋષભજિણંદ;
સિંચો ભક્તિરસે કરી, સમકિત તરૂનો કંદ. ૫

સ્નાન કરીને ચંદ નૃપ, પહેરી ઉજ્જ્વલ ધોત;
આવ્યો આદિ જિનાલયે, જિહાં રતન ઉદ્યોત. ૬

દંપતીએ પૂજા રચી, દ્રવ્ય તણી બહુ ભેદ;
પ્રારંભે હવે ભાવની, પૂજા વિરમી ખેદ. ૭

---

હર્ષિત થઇ. તેની સર્વ આશાઓ અત્યારે એકાએક ફળીભૂત થઈ. ચંદરાજા મનુષ્યપણું પામ્યાની વાત એક ક્ષણવારમાં સર્વત્ર પસરી ગઈ. ચારે બાજુ આનંદ આનંદ પ્રવર્તી ગયો. ચોથા ઉલ્લાસની છઠ્ઠી ઢાળ મોહનવિજયજીએ કહી. ૧૬–૧૭

દુહાનો ભાવાર્થ.

હવે તીર્થનિવાસી સમકિતદષ્ટિ દેવોએ તેના ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. ચંદનની છટા ચાલી અને સુર તિર્યંચ સૌ ખુશી થયા. સર્વત્ર તીર્થનો પ્રભાવ વિસ્તાર પામ્યો. સૂર્યકુંડનું જળ પાપરૂપ કલ્મષને દૂર કરનાર તરીકે પ્રસિદ્ધિ પામ્યું. તેના પ્રભાવથીજ ચંદરાજાને મનુષ્યપણું પ્રાપ્ત થયું એમ સર્વના લક્ષમાં આવ્યું. પછી પ્રેમલાએ ચંદરાજાને યથાયોગ્ય લજ્જાપૂર્વક કહ્યું કે—"હે સ્વામી! હવે આ સૂર્યકુંડના જળવડે સ્નાન કરી શ્રીઋષભદેવની પૂજાભક્તિ કરો. આ ગિરિરાજના પસાયથી આપણાં સર્વ કાર્ય સિદ્ધ થયાં છે તેથી તેની પણ સેવા કરો, અને સમકિતરૂપ વૃક્ષના કંદને ભક્તિરસવડે સિંચો કે જેથી તે વૃક્ષ અત્યંત પ્રફુલ્લિત થાય અને તેના ઉપર વિરતિરૂપ ફળશ્રેણી ઉગી નીકળે." ૧–૫

ચંદરાજાએ પ્રેમલાના કહેવાનો સ્વીકાર કર્યો. બન્ને જણાએ સ્નાન કરીને અત્યુત્તમ દ્રવ્યોવડે શ્રીઋષભ પરમાત્માની દ્રવ્યપૂજા કરી, ત્યારપછી ભાવપૂજા પણ કરી. ૬-૭ તેની અંદર ચંદરાજાએ શ્રીજિનેશ્વરની અપૂર્વ સ્તુતિ કરી, જે હવે પછીની ઢાળમાં વિસ્તારથી પ્રકટ કરવામાં આવશે.

હાલ તો દુઃખ માત્ર નાશ પામ્યાં, સંપૂર્ણ ભાગ્યનો ઉદય થયો, સર્વત્ર વધામણીઓ દેવાવા લાગી અને આનંદ આનંદ થઇ રહ્યો. તે આનંદમાં ભાગ લેવા માટે વાંચકોને પણ કાંઇક વિશ્રામ આપવા આ ઢાળ સમાપ્ત કરવામાં આવે છે. હવે આગળ તો ચંદરાજાના અભ્યુદયનું વૃત્તાંતજ આવવાનું છે. આગળ લાઇન બદલાઇ જવાની છે. તેનો રસ ક્રમે ક્રમે વાંચકોને ચખાડવામાં આવશે. દરમ્યાન આ ઢાળમાંથી આપણે સાર શું ગ્રહણ કરવાનો છે તેનો કાંઇક વિચાર કરીએ.

## ઢાળ ચોથીથી ઢાળ છઠ્ઠી સુધીનું રહસ્ય

આ રહસ્યના પ્રારંભમાં તો ચંદરાજા પ્રત્યે પ્રેમલાએ કહેલાં વાક્યોનો વિસ્તાર છે. જ્યારે મનુષ્યને પોતાના સંબંધીનો દીર્ઘ કાળે મેળાપ થાય છે ત્યારે પોતાનું સર્વ વીતક કહી દેવાની ઇચ્છા થાય છે, તેમ કરવાથી કાંઇક હૃદયનો ભાર પણ ઓછો થાય છે, દુઃખમાં દિલાસો મળે છે અને બન્ને સરખા સુખદુઃખના ભાગીદાર થાય છે. અહીં તો વિલક્ષણ પ્રકાર છે. એક સ્ત્રી છે અને સામે કુકડો છે; પરંતુ તેના તરફ અવ્યક્તપણે સ્નેહનું આકર્ષણ થયા વિના રહેતું નથી. તેથી પ્રેમલા પોતાનું હૃદય તેની પાસે ખાલી કરે છે. પ્રેમલાનાં દરેક વચનમાં સ્નેહનો, પ્રેમનો, મોહનો ઇત્યાદિ આવેશ છે. તેનું હૃદય નિર્મળ છે. તેણે પતિવિરહનાં સોળ વર્ષમાં પરપુરૂષ સામે દૃષ્ટિ પણ કરી નથી. કુર્કટ તેનાં દરેક વચનો અને તેમાં રહેલું રહસ્ય બરાબર સમજે છે, પણ તે નિરૂપાય છે, જો કે તે કહેવા ધારે તો કહી શકે તેમ છે; પણ શિવમાળાની જેમ પ્રેમલા પશુ પક્ષીની ભાષા જાણતી નથી. કદી ચાંચવડે અક્ષરો લખવા ધારે તો લખી શકે તેમ છે, પરંતુ તેને આ સ્થિતિમાં પોતાની ઓળખાણ આપવી યોગ્ય લાગી નથી. કુકડા તરીકે તેના પતિપણે ઓળખાવું, અને પછી તેની પાસે રહેવું, તે ઉલટું વધારે દુઃખદાયક થઇ પડે છે. આર્થિક સ્થિતિ મંદ પડે ત્યારે અથવા બીજી રીતે દુઃખદાયક સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે સ્વજનોમાં વસવા કરતાં અજ્ઞાત સ્થાનમાં જઇને રહેવું ઘટિત છે. કારણ કે જ્યાં માનવંતી સ્થિતિ ભોગવી હોય ત્યાં અધમ સ્થિતિએ રહેવું તેના જેવું બીજું દુઃખ નથી. આવા હેતુથીજ કુર્કટે પોતાની સ્થિતિ પ્રેમલાને જણાવી નથી.

શિવમાળા પ્રેમલા પાસે આવીને કુર્કટને રાખવાની મુદત બાર માસની કહી જાય છે, તે સાથે કેટલાંક ગર્ભિત વચનો કહે છે, પણ તે મુગ્ધા પ્રેમલા સમજી શકતી નથી. આ વખતે વર્ષાઋતુ ચાલે છે, તે નિમિત્તેજ નટો અહીં રહેલા છે, તે હકીકત આગળ આવી ગયેલી છે. વર્ષાઋતુ કામી જનોને-વિરહી જનોને વધારે હેરાન કરે છે. તે સમયે વિરહીને કામોત્પત્તિ વિશેષ થાય છે. કુર્કટની પાસે તે પ્રસંગના ઉદ્ગાર પણ પ્રેમલા કાઢે છે. કેટલેક

અંશે તે કુર્કટ ઉપર પતિવત્ પ્રેમ આવે છે અને તેથી જેવી વાકયરચનાવડે પોતાના પતિ પાસે કહેવામાં આવે તેવી વાકયરચનાવડેજ કુર્કટ પાસે તે પોતાનું દુઃખ નિવેદન કરે છે.

અનુક્રમે વર્ષાઋતુ પૂર્ણ થાય છે, એટલે પ્રેમલાને સિદ્ધાચળ યાત્રા કરવા જવાની ઇચ્છા થાય છે. વિમળાપુરી તેની તળેટીમાંજ આવેલી હોવાથી તેની અપૂર્વ યાત્રા તેને સહેલી છે. તે જવાનો વિચાર કરે છે તે અવસરે ત્યાં એક નૈમિત્તિક આવે છે. તેને પૂછતાં તે સ્પષ્ટ શબ્દોમાં એક કે બે દિવસની અંદર પતિનો મેળાપ થશે એમ કહે છે. તેના નિમિત્ત જ્ઞાનની પણ બલિહારી છે. શાસ્ત્રોની અંદર અનેક પ્રકારનું વિજ્ઞાન ભરેલું છે. તેને જાણનારા, સમજનારા, સમજાવનારા દુર્લભ છે. આવા નિમિત્તજ્ઞો પૂર્વે ઘણે સ્થાને લભ્ય હતા; હાલ તો એનો સર્વથા વિરહજ દેખાય છે. નૈમિત્તિક પ્રેમલાને કહે છે કે 'હું તે વાત કહેવાજ આવ્યો છું.' તેણે સ્વરોદય જ્ઞાનને અનુસારે આ નિમિત્ત કહ્યું છે એમ રાસકર્ત્તા કહે છે. સ્વરનું પરિજ્ઞાન પણ ભવિષ્ય કહેવામાં અતિ ઉપયોગી છે. આવા ઉપકારી તેમજ ચીવટવાળા મનુષ્યો પણ જગત્માં હોય છે, તે આ નિમિત્તિયાએ કહેલાં વચનો ઉપરથી ધ્યાનમાં લેવાનું છે. ચંદરાજા પ્રેમલાને તજીને ચાલ્યા ગયા એટલે તે કયાં છે અને કયારે મળશે, ઇત્યાદિ હકીકત જાણવા માટે—તેટલું જ્ઞાન મેળવવા માટે આ નિમિત્તિયો કહે છે કે હું કર્ણાટક ગયો હતો. આવા વિજ્ઞાનશાસ્ત્રીઓ તે વખતમાં કર્ણાટકમાં વિશેષ હોવાનું સંભવે છે. નિમિત્તિયાનાં વચનને વધાવી લઇ પ્રેમલા તેને રાજી કરે છે, અને પછી પોતે સિદ્ધાચળ યાત્રા કરવા જાય છે. એ વખતે પણ તે વિનય ચૂકતી નથી. માબાપની આજ્ઞા લે છે અને કુર્કટ તો જીવ જેવો વહાલો હોવાથી તેને સાથેજ લઇ જાય છે.

પુંડરગિરિ ઉપર ચડતાં તે પર્વતને જોઈને ચંદરાજા પોતાના આત્માને ધન્ય માને છે. કારણ કે તે કાળમાં આભાપુરી જેટલા દૂર વસનારા મનુષ્યોને સિદ્ધાચળની યાત્રાનો લાભ મળવો તે આશ્ચર્યવાળું મનાતું હતું. રેલવે વિગેરેના સાધનો ન હોવાથી એટલે દૂર આવી શકાતું નહોતું, માર્ગમાં પણ બીજી ઘણી ઉપાધિઓ હતી, તેથીજ આભાપુરીમાં પોતાની પુત્રીનો સ્વામી ચંદરાજા છે એમ જાણ્યા છતાં પણ મકરધ્વજ-રાજા તેની ખબર લેવા કે તેમને તેડાવવા માણસ મોકલી શકયો નહોતો. પુંડરગિરિ પર જેમ જેમ ઉપર ચડતા ગયા તેમ તેમ આનંદમાં વૃદ્ધિ થવા લાગી, ઉત્તમ જીવોને આવા સર્વોત્તમ તીર્થની અપૂર્વ યાત્રાનો લાભ મળે તો આનંદ ઉત્પન્ન થાય તેમાં કાંઇ નવાઈ નથી. અહીં દુઃખ માત્ર તો યાત્રાનો પૂરો લાભ લેવાતો નહોતો તેજ હતું. પ્રેમલા સાથે સૌ ઉપર પહોંચ્યા, દાદાને ભેટ્યા, પ્રેમલાએ પ્રભુની અષ્ટપ્રકારી પૂજા કરી, કુર્કટ તે બધું જોઇ રહ્યો અને તેની અનુમોદના માત્ર કરીને તેણે પોતાના મનને શાંત કર્યું.

ભગવંતની પૂજા કર્યા પછી પ્રેમલા ફરતી ફરતી પવિત્ર સૂર્યકુંડ ઉપર આવી, અને ત્યાં શીતળ જળને ફરસીને આવતા શીતળ પવનનો લાભ મેળવવા બેઠી. કુકડાને હાથ ઉપર રાખ્યો. તે વખતે કુર્કટે કરેલા વિચાર ખાસ ધ્યાન આપવા લાયક છે. આ સંસારની

અસારતાનું ખરૂં ભાન દુઃખી અવસ્થા વખતેજ આ પ્રાણીને થાય છે. જેવું જ્ઞાન દુઃખની વખતે થાય છે તેવું જો સુખી અવસ્થામાં થતું હોય તો પ્રાણી માત્રની સદ્દગતિ થયા વિના રહેજ નહીં, પરંતુ સુખને વખતે તો પ્રાયશઃ મનુષ્યો વિષયસુખમાં નિમગ્ન થઇ જાય છે, તે વખતે ધર્મ સાંભરતો નથી, સંસારની અસારતા કે અનિત્યતાનું સ્મરણ પણ થતું નથી, તે વખતે તો પોતાની વર્તમાન સ્થિતિ કાયમ રહેશે એમ માની તેમાં આસક્ત બની જવાય છે. ઉત્તમ જીવો તો તે વખતે પણ સાધ્ય ચૂકતા નથી, પણ તેવા જીવો બહુ અલ્પ હોય છે. બાકી બહોળે ભાગે તો વિષયમાં અથવા કષાયમાં એટલે કે મુખ્યતાએ દ્રવ્યોપાર્જનમાં કે સ્ત્રીસંસર્ગાદિકમાં લુબ્ધ થઈ જનારાજ ઘણા જીવો દૃષ્ટિએ પડે છે. કુર્કટપણાની સ્થિતિમાં ચંદરાજાને સોળ વર્ષ વ્યતીત થઈ જતાં જે ખેદ થયો છે તે સ્વાભાવિક છે. તેવો ખેદ થવોજ જોઈએ, અને તેથી એવું જીવિત પણ અકારૂં લાગે એમાં આશ્ચર્ય નથી. **જોવું ને રોવું, દેખવું ને દાઝવું,** એ કહેવત તો તેને યથાર્થ અનુભવમાં આવેલી છે. એવે પ્રસંગે આવું ઉત્તમ સ્થાન મળવાથી ત્યાંજ ઝંપાપાત કરીને મૃત્યુ પામવું તેને યોગ્ય લાગે છે; પરંતુ તે વખતે **આત્મઘાત કરવો તે મહા પાપ છે, ઉત્તમ જીવોને તે ઘટિત નથી.** એ વાકય તેમજ **જીવતો નર ભદ્ર પામશે** એ વાકય સ્મરણમાં આવતું નથી. તે પ્રેમલાની નજર ચુકાવીને સૂર્યકુંડમાં ઝંપાપાત કરે છે અને 'આ શું ?' એમ વિચારતી પ્રેમલા પણ તેની પાછળજ તેને પકડવા અથવા તેની ગતિ તેવી મારી ગતિ ભલે થાય, એમ ચિંતવતી ઝંપાપાત કરે છે. તે પણ વિયોગના દુઃખવડે તો ચંદરાજાની સમાનજ દુઃખવાળી છે, માત્ર તેનું મનુષ્યપણું વિદ્યમાન છે એટલુંજ વિશેષ છે.

જ્યારે રોગની સ્થિતિ પૂરી થાય છે ત્યારે ધુળની ચપટીવડે પણ આરામ થઇ જાય છે, તેમ આજસુધી કોઇ પ્રકારે પણ પશુપણું ટળી શકયું નહોતું-તેનો ઉપાયજ હાથ લાગ્યો નહોતો, તે ઉપાય અણધાર્યો હાથ લાગે છે અને મંત્રિત દોરો કે જેના પ્રભાવથી કુકડાપણું પ્રાપ્ત થયું હતું તે એકાએક ત્રુટી જાય છે, તેથી ચંદરાજા અસલ સ્વરૂપને પ્રાપ્ત કરે છે. શાસનદેવી બન્નેને કુંડની બહાર લાવે છે, જો કે તે બન્ને પાણીમાં તરવાની કળાના જાણ હતા; તે કાંઇ બુડી જાય તેવા નહોતા. તેઓ કિનારે આવ્યા, સર્વત્ર જયજયકાર થયો, સૌ ખુશી ખુશી થયું અને આનંદનો તો મેઘ વરસ્યો.

અહીં ચંદરાજાને મનુષ્યત્વ પ્રાપ્ત થવામાં આ તીર્થનો અને સૂર્યકુંડનો પણ પ્રભાવ નિમિત્ત કારણરૂપ સમજવો. કારણ કે જે કાર્યસિદ્ધિ અન્યત્ર પ્રબળ નિમિત્ત મળ્યા વિના થતી નથી, તે કાર્યસિદ્ધિ પ્રબળ નિમિત્ત કારણ મળ્યે તત્કાળ થઇ જાય છે. આ પ્રભાવિક તીર્થ પ્રાણીના મનોવાંછિતની સિદ્ધિ કરી આપનાર છે. તેના સેવનથી આ ભવના સુખની પ્રાપ્તિ થાય તેમાં તો શું આશ્ચર્ય ! પણ આખી ભવશ્રેણી તોડી નાખી સર્વ કર્મનો ક્ષય કરી મોક્ષે પહોંચાડી દે એવું આ પ્રભાવિક તીર્થ છે. માત્ર તેની સેવા

કરનારના હૃદયમાં તથાપ્રકારનો ઉજ્જવળ—નિર્મળ ભાવ પ્રકટ થવો જોઇએ. કારણ કે ઉપાદાન શુદ્ધ થવાની સૌથી પ્રથમ અપેક્ષા છે.

ચંદરાજા મનુષ્યત્વ પામ્યા પછી પ્રથમ કર્તવ્ય તરીકે પ્રેમલા તેમને કહે છે કે—'હે સ્વામી! અહીં સ્નાન કરીને ત્રણ જગતના નાથની પૂજાભક્તિ કરો.' આ પ્રથમ કર્તવ્ય તરીકે તે બતાવે છે. તેટલા ઉપરથી તેના હૃદયમાં તીર્થભક્તિ કેટલી છે તે અને પૌદ્ગલિક ભાવ કરતાં આત્મિક ભાવ તરફ કેવું ઉંચું વલણ છે તે સ્પષ્ટ સમજી શકાય છે. ચંદરાજા પણ તેની ઉત્તમ સલાહનો તરતજ સ્વીકાર કરે છે, અને જે કુંડના પ્રભાવિક જળથી પોતે મનુષ્યત્વ પામ્યા, તે કુંડનાજ જળવડે સ્નાન કરી પરમાત્માની અષ્ટપ્રકારી પૂજા ભાવસંયુક્ત કરે છે. પછી એકલી ભાવપૂજા કરવા તત્પર થાય છે. તેની અંદર અનેક પ્રકારે પ્રભુના ગુણગાન કરે છે, તે આપણે હવે પછી વાંચીશું. હાલ તો અહીંઆ પ્રેમલા અને ચંદરાજાને થયેલા અપૂર્વ આનંદમાં ભાગ લઇએ અને અહીં બતાવેલ મોહનો વિલાસ, સંસારની અસારતા અને તીર્થનો પ્રભાવ—તદ્રૂપ રહસ્યને વિચારી આપણા આત્મામાં પણ તેને સ્થાન આપીએ અને આગળ ઉપર તો હવે પુણ્યપ્રકૃતિજન્ય સુખ-સંચયનુંજ દર્શન કરવાનું છે; તેથી તેને માટે તત્પર થઇએ. આટલું કહી આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે.

---

### ઢાળ. ૭ મી.

( વણજારા રે—એ દેશી )

**જિનરાયા રે, જય તિહુઅણ પ્રતિપાલ, શાંતિ સુધામય ચંદલો; જીરેજી. જિનરાયા રે, ભવિજન આશા વિશ્રામ, તું સુરતરૂ પ્રગટયો ભલો. જી૦ ૧ જિ૦ તુજ પદપંકજ લીન, સકળ પુરંદર મધુકરા; જી૦ જિ૦ તુજ ગુણ અનંતા અનંત, આણા જગત સચરાચરા. જી૦ ૨ જિ૦ તુજ અભિધાન કુલીશ, ભેદે કર્મ મહી-ધરા; જી૦ જિ૦ તું અનુભવ રસ સિંધું, દેવ અવર છિલ્લર સરા. જી૦ ૩ જિ૦ તું**

---

### ઢાળ સાતમીનો ભાવાર્થ.

ચંદરાજા શ્રી ઋષભદેવ પરમાત્માની સ્તુતિ કરે છે કે—"હે ત્રણ ભુવનના પ્રતિપાલક! શાંતિ સુધારસના ચંદ્ર! ભવ્યજનોની આશાના વિશ્રામ! અપૂર્વ સુરતરુ! તમારા ચરણકમળમાં સર્વ પુરંદરો મધુકરવત્ લીન થયેલા છે, તમારા ગુણ અનંતાનંત છે, સચરાચર જગતમાં તમારી આજ્ઞા પ્રવર્તમાન છે, તમારા નામગ્રહણરૂપ વજ્ર પ્રાણીના કર્મરૂપ મહીધરને ભેદી નાખે છે, તમે અનુભવરસના સિંધુ છો, અવર દેવ તમારી પાસે

કેવળ જગચક્ષુ, ખજુઆ ધાતા હરિ હરા; જી૦ જિ૦ તુજ ગુણ ન લખ્યા જાય, જો મિસો કીજે સાગરા. જી૦ ૪ જિ૦ તું પંચાનન રૂપ, વાસી શિવગિરિ કંદરા; જી૦ જિ૦ રહે તાહરે દરબાર, થઇ અચ્યુતાગ્રજ કિંકરા; જી૦ ૫ જિ૦ તું પ્રભુ ગંધગજેન્દ્ર, અન્ય સુરાસુર સિંધુરા;* જિ૦ આદિ ગરૂડ તુજ જાણુ, ત્રાસે કર્મના વિષધરા. જી૦ ૬ જિ૦ તુજને પ્રણમે સ્વામી, ન નમે દૂજે કંધરા; જી૦ જિ૦ તજી તુજ સુરતરૂ છાંહિ, સેવે કુણ કોઇ ઝંખરા. જી૦ ૭ જિ૦ ઉપશમે ભવદવ તાપ, તુજ આરાધન જળધરા; જી૦ જિ૦ તું રોહણાચળ શૃંગ, સર્વ-સહા તું વસુંધરા. જી૦ ૮ જિ૦ તું અષ્ટાપદ એક† તાહરી શક્તિ અપરંપરા; જી૦ જિ૦ ભવોભવ તાહરી ભક્તિ, મુજને દેજો જિનેશ્વરા જી૦ ૯ જિ૦ ઇત્યાદિક સ્તુતિ કીધ, ચંદે મન શુદ્ધે તિહાં; જી૦ જિ૦ ફિરીફિરી ચિંતે નરિંદ, કિહાં ગિરિ-વર વળી હું કિહાં. જી૦ ૧૦ જિ૦ આવ્યા દેહરા બાર, ચારણઋષિ તિહાં વાંદિયા;

છીલ્લર સમાન છે. ૧-૩ તમે કેવળજ્ઞાનવડે જગતચક્ષુ ( સૂર્ય ) સમાન છો, અવર દેવ હરિ હર બ્રહ્માદિ તમારી પાસે ખદ્યોત સમાન છે, તમારા ગુણ સર્વ સમુદ્રના જળને શાહીરૂપ કરવામાં આવે તો પણ લખી શકાય તેમ નથી. અર્થાત્ અનંત છે. તમે શિવગિરિની કંદરામાં વસનારા પંચાનન છે, તમારા દરબારમાં અચ્યુતેંદ્રાદિક પણ કિંકર થઇને રહે છે. તમે ગંધહસ્તી સમાન છો, અન્ય દેવો સામાન્ય હસ્તી તુલ્ય છે; ગંધહસ્તીના ગંધમાત્રથી અન્ય હસ્તીઓના મદ ગળી જાય છે, તેમ આપના ગુણાનુવાદ પાસે અન્ય દેવોના મદ ગળી જાય છે, તમે અપૂર્વ ગરૂડ છો કે જેથી તમારી પાસેથી કર્મરૂપ વિષધર ત્રાસ પામીને નાશી જાય છે. જે ભવ્ય જીવો તમને નમસ્કાર કરે છે, તેઓ પછી અન્ય સ્થાનકે સ્કંધ નમાવતા નથી, કેમકે સુરતરુની છાયાને તજીને અન્ય જાળા ઝાંખરાનો આશ્રય કોણ લે? તમારા આરાધનરૂપ જળધરથી ભવદાવાનળનો તાપ શાંત થઇ જાય છે. તમે ગુણરૂપ મણિના રોહણાચળ છો અને પરિસહ ઉપસર્ગાદિ સહન કરવામાં સર્વસહા (વસુંધરા) તુલ્ય છો. તમે કર્મરૂપ સિંહોને પરાસ્ત કરવામાં અપૂર્વ અષ્ટાપદ સમાન છો. તમારી શક્તિ અપરંપાર છે. હે પરમાત્મન્! મારી તો માત્ર એટલીજ વિનંતિ છે કે મને ભવો-ભવમાં તમારી સેવા ભક્તિ આપજો. ”

આ પ્રમાણે પરમાત્માની સ્તુતિ કરીને પછી ચંદરાજા ચિંતવે છે કે-“ અહો ક્યાં હું અને ક્યાં આ ગિરિરાજ? ૪-૧૦ મારા પૂરા પૂર્વ પુણ્યના ઉદયથીજ આ યાત્રાનો લાભ મને મળ્યો છે.” પછી શ્રી ભર્તાર જિનમંદિરની બહાર આવ્યા. ત્યાં ચારણશ્રમણને દેખી વંદના કરી.

* પાઠાંતરે અન્ય તે ભુંડને સુકરા;=બીજા ભૂંડ અને સુઅર જેવાં છે. † પાઠાંતરે-જિ૦ તું જગશ્રેષ્ઠ એક,=તમે એક જગતમાં શ્રેષ્ઠ-ઉત્તમ છો.

જી૦ જિ૦ નિસુણી લલિત ઉપદેશ, રાજા રાણી આણંદિયા. જી૦ ૧૧ જિ૦ શૈલ પ્રદક્ષિણા દીધ, શિવ વરવા ફેરા ફિર્યા; જી૦ જિ૦ ભૂપ લેખે કીધ, જે માનવપણું અણુસર્યા. જી૦ ૧૨ જિ૦ દીધી દાસીએ દોડિ, મકરધ્વજને વધામણી; જી. જિ૦ વિહંગ મટી થયા ચંદ, કુંડ પ્રભાવે આફણી. જી૦ ૧૩ જિ૦ વિમલપુરીનો ઇશ, હરખ્યો અસંભવ સંભવી; જી૦ જિ૦ દાસી પામી દાન, જાણીએ થઇ કમળા નવી. જી૦ ૧૪ જિ૦ વિસ્તરી પુરમાં વાત, રંજ્યા નરનારી સહુ; જી૦ જિ૦ ઘર ઘર વહેંચે લોક, ધાઇ વધાઇ બહુ બહુ. જી૦ ૧૫ જિ૦ ચંદ ભણી નરનારી, જોવાને ઉત્સુક થયા; જી૦ જિ૦ પ્રગટ્યા નવનવરંગ, જબ પ્રભુજીની થઇ દયા. જી૦ ૧૬ જિ૦ મોહને ચોથે ઉલ્લાસ, ઢાળ કહી એ સાતમી; જી૦ જિ૦આગળ ચંદની વાત, નિસુણો ભવિક સુધાસમી. જી૦ ૧૭

દુહા.

મકરધ્વજ મહીચલયપતિ, તિમહિજ પ્રેમલા માત;
નિસુણી હરખ્યાં ચિત્તમાં, પ્રગટ્યો જે જામાત. ૧

તેડાવ્યા મંત્રી સકળ, કહ્યું સકળ વિરતંત;
સહુ કદંબકુસુમ પરે, થયા સહર્ષ અનંત. ૨

---

તેમની પાસે ધર્મોપદેશ સાંભળીને આનંદિત થયા. પછી ગિરિરાજની પ્રદક્ષિણા દીધી અને પોતાના મનુષ્યજન્મને સફળ કર્યો. અહીં વિમળાપુરીમાં એક દાસીએ દોડતાં જઈને મકરધ્વજ રાજાને વધામણી આપી કે—' હે મહારાજ ! ચંદરાજા કુકડો મટીને મનુષ્યરૂપે સૂર્યકુંડના પ્રભાવથી પ્રગટ થયા છે.' રાજા તે હકીકત સાંભળીને બહુજ હર્ષિત થયો. બધી હકીકત વિસ્તારથી પૂછી અને તેને પુષ્કળ દાન આપી સંતુષ્ટ કરી. નગરીમાં ઘરે ઘરે એ વાત વિસ્તરી ગઇ. નગરલોક પણ સૌ અત્યંત ખુશ થયું. ઘરે ઘરે આનંદ પ્રવર્તી રહ્યો. લોકો ચંદરાજાને જોવાને ઉત્સુક થઈ ગયા અને પરસ્પર કહેવા લાગ્યા કે ' પરમાત્માએ અત્યારે તો પૂરેપૂરી કૃપા કરી છે.' મોહનવિજયે ચોથા ઉલ્લાસની સાતમી ઢાળ કહી. હે ભવિક! સુધા સમાન ચંદની વાત આગળ સાંભળો. ૧૧–૧૭

દુહાનો ભાવાર્થ

મકરધ્વજ રાજા અને પ્રેમલાની માતાએ અત્યંત હર્ષિત થઈ સર્વ મંત્રી સામંતોને રાજસભામાં બોલાવ્યા. તેઓ પણ આ વાત સાંભળીને કદંબના કુસુમની પેઠે ઉલ્લાસિત થયા. ૧–૨

શિવનટવરને નરવરે, તેડાવ્યો અતિ હેત;
વિહંગ મીટી થયો ચંદનૃપ, પૂરવ પુન્ય સંકેત. ૩

થયો હર્ષ મુજ પ્રમુખને, તે સવિ તુજ ઉપગાર;
તુજહુંતી સઘળે અમે, લહેણું હુશે નિરધાર. ૪

તેડાવ્યા આવ્યા તરત, ચંદતણા સામંત;
ઉન્નતિ સ્વામીની સુણી, રોમકૂપ ઉલસંત. ૫

શણગારી વિમળાપુરી, પટકુળે બહુરંગ;
ફુલી ભાદ્રવડા તણી, સંધ્યા જાણે અભંગ. ૬

મકરધ્વજ ગિરિવર ચઢયો, લેઇ બહુ પરિવાર;
આનંદે નૃપચંદથી, મળ્યો બહુ પરિવાર. ૭

ઢાળ ૮ મી.

( ખંભાતી સોહલાની દેશી. )

મકરધ્વજ મહીપાળ, ચંદ સંગાથે હો શ્રીજિન ભેટીયાજી; કીધી ભક્તિ અશેષ, ભવભવ કેરાં હો પાતક નીઠીયાજી. ૧ પ્રેમલા પ્રણમી પાય, માતપિતાને હો વિનયે વિનવેજી; જે મેં પરણ્યો કંત, તે તુમ પુણ્યે હો એહ પામી

---

પછી શિવકુમાર નટને અને શિવમાળાને બોલાવી એ વાત કહી અને કહ્યું કે–' તમારા કારણથી અમને આ પરમ લાભ પ્રાપ્ત થયો છે, એ સંબંધમાં તમારો પરમ ઉપકાર થયો છે.' તેઓ પણ આ વાત સાંભળીને અત્યંત રાજી થયા. પછી ચંદરાજાના સૈનિકો જે કુર્કટની સંભાળ માટે આવેલા હતા, તેમને બોલાવીને બધી વાત કરી. તેઓ પણ બહુ ખુશી થયા. વિમળાપુરી નગરીને ધ્વજ–પતાકાથી શણગારી, જેથી ભાદરવા માસની સંધ્યાના રંગની જેવો સુંદર દેખાવ થઇ રહ્યો. પછી મકરધ્વજ રાજા સર્વ પરિવારને લઇને વિમળાચળ તરફ ચાલ્યો અને ઉપર ચડી સર્વ પરિવાર સહિત ચંદરાજાને ભેટ્યો. ૩–૭

ઢાળ આઠમીનો ભાવાર્થ.

પરસ્પર હર્ષ સાગર ઉછળવા લાગ્યો. પછી ચંદરાજાને સાથે લઇને સૌ પાછા પ્રભુના મંદિરમાં ગયા અને પરમાત્માના દર્શનનો પરમ લાભ પ્રાપ્ત કર્યો. પછી પ્રેમલા પોતાના માતાપિતાને પ્રણામ કરીને બોલી કે—' હે પૂજ્ય ! આપના પ્રતાપથી હું મારા ભર્ત્તારને

હવેજી. ૨ એ આભા અવનીશ, વીરનૃપતિનો હો અંગજ ગુણનિલોજી; રવિકુંડ જળને પ્રભાવ, કુર્કટ મિટીને હો થયો અવનીતિલોજી. ૩ જુઓ એ તુમ જમાત, નયણ નિહાળી હો સુપરે ઓળખોજી; સરિખા સરિખો સંસાર, પણ નહીં કોઇ હો એહના સારિખોજી. ૪ પ્રભુએ મુજ જગમાંહે, શશિની કળાથી હો કીધી ઉજળીજી; એ સેવ્યે ગિરિરાજ, માહારી એહની હો આશ સવિ ફળીજી. ૫ પુત્રી વચન અવધાર, વિસ્મય પામ્યો હો સોરઠનો ધણીજી; નયન સલૂણે સહેજ, ભરીભરી જોવે હો આભાપતિ ભણીજી. ૬ હરખશું મોતીએ વધાવી, સસરો જમાઇ હો આલિંગી મળ્યાજી; બિહુના આત્મપ્રદેશ, જાણીએ સઘળા હો માંહોમાંહિ ભળ્યાજી. ૭ ચંદતણા સામંત, લળી લળી લાગ્યા હો ચરણે બહુહિ-સેજી; કહે અમ પરીક્ષા કીધ, સહી તુમે સ્વામી હો ઇમ પંખી મિસેજી. ૮ નટકુળ પ્રણમી પાય, ચંદનરિંદની હો કીરતિ ઉચ્ચરીજી; વર્ત્યો પરમાનંદ, દહ દિશે વાતો હો ખિણકમેં વિસ્તરીજી. ૯ વાજતે મંગળતૂર, ગિરિવરહુંતી હો બિહું નૃપ ઉતર્યાજી; પ્રથમ દો કલ્પના ઇંદ્રિ, નિજ પરિવારે હો જાણીએ પરવર્યાજી. ૧૦ ભાવે કમતા શૈલ, પ્રભુગુણ સ્તવતા હો આવ્યા તલ-હટીજી; ગજ આરૂઢયો ચંદ, હય ગય રથની હો હુઇ આર્ભટીજી. ૧૧

---

મેળવી શકી છું. એ આભાપુરીના નરેંદ્ર છે, વીરસેન રાજાના પુત્ર છે, સૂર્યકુંડના જળના પ્રભાવથી કુર્કટ મીટીને મનુષ્ય થયા છે, હવે તમે તમારા જમાઇને જુઓ અને બરાબર ઓળખો. આ સંસારમાં સરખા સરખું પણ અનેક જગ્યાએ જોવામાં આવે છે, પરંતુ આ તમારા જમાઇ સરખા મનુષ્ય તો અન્યત્ર જોવામાં આવે તેમ નથી. પ્રભુએ આજે મને કલંક ટાળીને શશીકળા કરતાં પણ વધારે ઉજ્વળ બનાવી છે, અને ગિરિરાજની સેવાથી મારી અને એમની બન્નેની આશા ફળીભૂત થઇ છે.' ૧–૫

આ પ્રમાણેનાં પોતાની પુત્રીનાં વચનો સાંભળીને સૌરાષ્ટ્ર દેશનો રાજા અત્યંત હર્ષિત થયો અને વિકસ્વર નેત્રવડે ચંદરાજાને જોવા લાગ્યો. સાસુએ જમાઇને મોતીવડે વધાવ્યા. સસરો જમાઈ આલિંગન દઇને મળ્યા. બન્નેના જાણે આત્મપ્રદેશ પણ પરસ્પર મળ્યા હોય તેમ દેખાણું. ચંદરાજાના સામંતોએ પણ પ્રણામ કર્યા અને કહ્યું કે—'હે સ્વામી! તમે પક્ષી થઈને અમારી ખરેખરી પરીક્ષા કરી છે.' નટનું પેડું તમામ ચંદરાજાને પગે લાગ્યુ અને તેમની કીર્ત્તિના ગુણગાન કરવા લાગ્યું. આ હકીકત ક્ષણવારમાં દશે દિશામાં પસરી ગઈ. પછી મંગળ વાજીંત્રો વાગતે બન્ને રાજા ચંદ અને મકરધ્વજ પહેલા બે દેવલોકોના ઇંદ્રની જેવા શોભતા પોતપોતાના પરિવાર સહિત ગિરિ ઉપરથી નીચે ઉતર્યા. પ્રભુના ગુણ-ગાતા અને સ્તવના કરતા અનુક્રમે તળહટીએ આવ્યા, એટલે પછી નગરપ્રવેશની તૈયારી થઇ. વિમળાપુરીના ઇશે મોટો વરઘોડો તૈયાર કર્યો. ૯–૧૧

હયવર ચઢચો વિમલેશ, રથ આરૂઢી હો લચ્છીપ્રેમલાજી; નરનારીનાં વૃંદ, આગળ હુવા હો થાતા સ્નેહલતાજી. ૧૨ ગુહિરા ધુરેરે નિસાણ, એકત્વ હુઆ હો હરખે નભોમહીજી; પવને પતાકા અનંત, સ્વેદકણ વારે હો જનના રહી રહીજી. ૧૩ વાજે તાલ કંસાલ, પગ પગ આવે હો રંગ વધામણાજી; ગુડીઉં ચઢી આકાશ, જાણું એ નાચે હો વૃંદ અપચ્છરતણાજી. ૧૪ ભેરિભૂંગળ ભણકાર, તિણે દિગ્ કન્યા હો લહે બધિરત્વતાજી; ગિરિકંદરા સર્વત્ર, અગણિત પામી હો શુચિ મુખરત્વતાજી. ૧૫ બિહું શિર સોહે છત્ર, ચામર જોડિ હો દીપે ઉજળીજી; ઇણે ઓચ્છવે પુરમાંહે, કીધો પેસારો હો હરખે ગળીગળીજી. ૧૬ મકરધ્વજ નૃપચંદ, નિજગૃહ આવ્યા હો મનડે ગહગહીજી; આઠમી ઢાળ રસાળ, ચોથે ઉલ્લાસે હો મોહનવિજયે કહીજી. ૧૭

દુહા.

અર્થી સવિ સંતોષિયા, દેઇ દાન અનંત;
અર્થિણીએ નવિ ઓળખ્યા, નિજ ઘર આવ્યા કંત. ૧
સંતોષ્યો શિવકુંઅરને, દેઇ ધણ કણ કોડ;
ખિણમાંહે એહવો કર્યો, નૃપ કોઇ ન કરે હોડ. ૨

---

એક મહાન્ હસ્તી ઉપર ચંદરાજાને બેસાડી આગળ ચલાવ્યા, માથે છત્ર ધરાવ્યું અને બે બાજુ ચામર વીંજાવા લાગ્યા. પોતે પણ એક હાથી ઉપર બેઠા. પ્રેમલાલચ્છી રથમાં બેઠી. બીજા સર્વ પોતપોતાને યોગ્ય વાહન ઉપર આરૂઢ થયા. અનેક પ્રકારના વાજીંત્રો આગળ વાગવા લાગ્યા, ગુડીઓ ઉછળવા લાગી, બંદીજનો બીરૂદાવળી બોલવા લાગ્યા, યાચકોને દાન દેવાવા લાગ્યા, ચોતરફ ધ્વજા-પતાકા ફરકવા લાગી, નાટકીઆઓ નાચ કરવા લાગ્યા, વારાંગનાઓ નૃત્ય કરતી કરતી આગળ ચાલવા લાગી. આ પ્રમાણે પારાવાર શોભાવડે શોભતા ચંદરાજાએ પ્રજાજનના હર્ષને સંપૂર્ણ કરતાં વિમળપુરીમાં પ્રવેશ કર્યો. નગરના સ્રીપુરૂષો ઉંચે ચડી ચડીને ચંદરાજાને જોવા લાગ્યા અને પ્રેમલાને આશીષ આપવા લાગ્યા. આ પ્રમાણેના મહોત્સવપૂર્વક ચંદરાજા અને વિમળેશ રાજમહેલ સમીપે આવ્યા, એટલે હાથી ઉપરથી નીચે ઉતર્યા. મનમાં ખૂબ હરખ પામ્યા. ચોથા ઉલ્લાસની આઠમી ઢાળ મોહનવિજયજીએ કહી. ૧૨-૧૭

દુહાનો ભાવાર્થ.

યાચકોને પુષ્કળ દાન આપી એવા સંતુષ્ટ કર્યા કે ઘરે જતાં તેમની સ્રીઓએ તેમને ઓળખ્યા પણ નહી. શિવકુમારને બોલાવીને ચંદરાજાએ ક્રોડોગમે દ્રવ્ય આપી એવો

ચંદે નિજ સામંતને, અધિક વધાઇ દીધ;
સેવકતામાંહે થકાં, મિત્ર સમાણા કીધ. ૩

જેહને જે દેવું ઘટે, દીધું તેહને તેમ;
દાતા નર દેતાં થકાં, પાછું જોવે કેમ. ૪

પોહતા સહુ નિજનિજ ગૃહે, કરતા નવલ ટકોળ;
ચંદ સુજશ પ્રગટયો જગત, શશી જ્યું કળાથી સોળ. ૫

કંચુકી પરિહે પ્રેમલા, પણ ભુજયુગ ન સમાય;
હિયડામાંહિ વધ્યો હરખ, ચિહું દિશ પ્રસર્યો જાય. ૬

જલગત સફરિ જિમ કરી, આંસુથી દ્રગ તાત;
કહે સુતાને હૃદયમાં, રહી હુતી જે વાત. ૭

ઢાળ ૯ મી.

( ગોકુળ ગામને ગોંદરે રે—એ દેશી. )

પ્રેમલાલચ્છી ભણી કહે રે, ઇમ મકરધ્વજ વસુધાર; ગુણવંતી રે, માહારા અવગુણ તું સુતા રે, કોઇ નાણીશ હૃદય મઝાર. ગુ૦પ્રે૦૧ સોળ વરસ તુજ ઉપરે રે, મેં તો ન ધર્યો મોહ લગાર; ગુ૦ નિપટ અજાણ્યું મેં કર્યું રે, એ તો ન

---

બનાવી દીધો કે નાનો સુનો રાજા પણ તેના લેખામાં આવે નહિ. પછી ચંદરાજાએ પોતાના સામંતોને પુષ્કળ દાન આપી પોતાના મિત્રપણે સ્થાપન કર્યા. જેઓને જે જે પ્રમાણે આપવું ઉચિત હતું તેઓને તે તે પ્રમાણે દાન આપ્યું. શું દાતાર પુરુષ દાન દેવાને તૈયાર થયા પછી આપતાં પાછું વાળી જુએ છે ? અનેક પ્રકારના નવા નવા આનંદના કલ્લોલથી ઉછળતા સૌ પોતપોતાને સ્થાનકે ગયા. સર્વત્ર હર્ષ હર્ષ અને હર્ષ વર્તી રહ્યો. ચંદરાજાનો યશ જગતમાં સોળ કળાયુક્ત ચંદ્રની જેમ પ્રગટ થયો.

અહીં પ્રેમલા તો એટલી બધી હર્ષથી વિકસ્વર રોમાંચવાળી થઇ કે જેથી તે પોતાના કંચુકમાં સમાઇ શકી નહીં. હવે મકરધ્વજ રાજા પોતાની પુત્રી પાસે આવી, પાણીમાં રહેનારી ભીંજાયલી માછલીની જેમ આંસુથી ભીની આંખે પોતાના હૃદયમાં હતું તે કહેવા લાગ્યા. ૧–૭

ઢાળ નવમીનો ભાવાર્થ

" હે પુત્રી ! તું મારા ઉપર કિંચિત પણ ખેદ કરીશ નહીં. મારા અવગુણ તારા મનમાં લાવીશ નહીં. મેં સોળ વર્ષ પર્યંત તારી ઉપર બીલકુલ સ્નેહ કર્યો નથી. મેં

લહ્યો મે ઉંડો વિચાર. ગુ૦પ્રે૦૨ કહી તુજને વિષકન્યકા રે, નીચ કુષ્ટી વચને એમ; ગુ૦ ન કરત કહ્યું જો મંત્રીતણું રે, તો છુટત પાતક કેમ. ગુ૦પ્રે૦૩ તેં મુજને ઘણુંએ કહ્યું રે, છેજી ચંદનૃપતિ ભરતાર; ગુ૦ તો પણ હું માનતો નહીં રે, અહો દુર્જન વચનવિકાર. ગુ૦પ્રે૦૪ તુજને પરણી જે ગયો રે, હવે ઓળખ્યો રૂડો એહ; ગુ૦ એ નર કિહાં કિહાં કોઢીઓ રે, પડયો અંતર જળધર ત્રેહ. ગુ૦પ્રે૦૫. રે વચ્છે તુજ ભાગ્યનો રે, કિણે પામ્યો ન જાયે પાર; ગુ૦ વીછડીયા જે મેળો થયો રે, કરી ગણે સફળ અવતાર. ગુ૦ પ્રે૦ ૬ તું હવે કોઇ તણું કહ્યું રે, મન નાણીશ કહું છું એહ; ગુ૦ હું થયો કાચો જે કાનનો રે, કર્યું નિપટ અજાણ્યું તેહ. ગુ૦ પ્રે૦ ૭ કહે પુત્રી એમ સાંભળી રે, ઇહાં તાતજી નહીં તુમ દોષ; ગુ૦ કીધાં કર્મ ન છૂટીએ રે, કુણ આણે કુણથી રોષ. ગુ૦ પ્રે૦ ૮ એ પીઉ તુમ પુણ્યે મિલ્યો રે, હું તો ગુણવિહુણી કુણમાત્ર; ગુ૦ તાત કુતાત હોવે નહીં રે, સુત હોવે પાત્ર કુપાત્ર. ગુ૦ પ્રે૦ ૯ જેણે દુર્જન ભોળવ્યા રે, હોજો તેહનું પણ કલ્યાણ; ગુ૦ તે વિણ કહો કિમ માહરી રે, જગમાંહે હોવતી જાણ. ગુ૦ પ્રે૦ ૧૦ પણ રખે હવે કહ્યે કોઇને રે, મુજ હુંતી ન ધરશો કુભાવ; ગુ૦ પરખજો મુજ પતિને વળી

---

એ સંબંધમાં તદ્દન વગર વિચાર્યું કર્યું છે. તને કુષ્ટીના વચનથી મેં વિષકન્યા ઠરાવી, તને મૃત્યુ પર્યંતની સ્થિતિએ પહોંચાડી. એ વખત જો મેં મંત્રીનું કહ્યું ન કર્યું હોત, તો કેવું માઠું પરિણામ આવત? તારા ભાગ્યેજ તને બચાવી છે. બાકી મેં તો તને દુઃખ દેવામાં બાકી રાખી નથી. તેં તો પ્રથમજ કહ્યું હતું કે 'મારા ભર્ત્તાર આભાપતિ ચંદરાજા છે' પણ મેં મૂર્ખે કપટીઓનાં વચનથી ભોળવાઇને તે વાત માની નહીં. મારી મતિજ વિભ્રમ પામી ગઈ. તને પરણેલા તારા ખરા સ્વામીને તો હવે મેં ઓળખ્યાં. કયાં આ ચંદરાજા અને ક્યાં તે કોઢી? મેરૂ અને સરસવ જેટલું અંતર છે. ૧-૫ હે વત્સ! તારૂં ભાગ્યજ મહા બળવાન્ છે, કે તેણે સર્વ શુભ સંયોગ પરિણામે મેળવી આપ્યો છે. હવે મને મારી તમામ ભૂલ સમજાણી છે. મારી કૃતિનો મને પારાવાર પસ્તાવો થાય છે, પણ તું હવે તે વાત મનમાં લાવીશ નહીં." પ્રેમલા બોલી કે–"હે પિતા! એમાં તમારો કિંચિત્ પણ દોષ નથી, દોષ મારા કર્મનોજ છે. પ્રાણી જે સુખ દુઃખ પામે છે તે પોતપોતાના કર્મવડેજ પામે છે, બાકી બીજા તો નિમિત્ત માત્ર છે. આવો ઉત્તમ ભર્ત્તા મને તમારા પ્રતાપેજ મળ્યો છે. હું તો ગુણહીન છું. આપે પૂર્વની હકીકત કાંઇ સંભારવીજ નહીં; કારણ કે પુત્ર કુપુત્ર થાય, પિતા કુપિતા થાયજ નહીં. જે દુર્જનોએ આપને ભોળવ્યા તેનું પણ કલ્યાણ થાજો, કારણ કે તે વિના હું આવી જગતમાં જાણીતી કેમ થાત? હે પિતા! આપ હવે મારા ઉપર અખંડ પ્રીતિ રાખજો અને મારા પતિ તરફ પણ સુદૃષ્ટિ રાખજો; કારણ

રે, હજી ઇણ કાંઠે છે નાવ. ગુ૦ પ્રે૦ ૧૧ મકરધ્વજ કહે રે વચ્છે રે, એ ભાખે ઘણું શું વિશેષ; ગુ૦ એ નૃપ ચંદપતિ તાહરો રે, નથી એહમાંહે મીન ને મેષ. ગુ૦ પ્રે૦ ૧૨ વિમળાથી આભા લગે રે, વિચમાંહે જે જે દેશ; ગુ૦ આજથકી મેં તેહનો રે, સહી થાપ્યો ચંદનરેશ. ગુ૦ પ્રે૦ ૧૩ તું ભલે કુળમાં ઉપની રે, થયો માહરો જે એહ જામાત; ગુ૦ કવિ સુખે અથવા શાસ્ત્રમાં રે, ઘણી રહેશે જુગ જુગ વાત. ગુ૦ પ્રે૦ ૧૪ દીધો ઉતારો ચંદને રે, નૃપે સુંદર મંદિરમાહિ; ગુ૦ ભોજન યુગતિ ભલી કરી રે, બહુ વરસે મનને ઉચ્છાહિ. ગુ૦ પ્રે૦ ૧૫ પતિ પ્રમદા મનરંગથી રે, બહુ વિલસે નવલ સંયોગ; ગુ૦ દોગંદુક સુરની પરે રે, નરભવના માણે ભોગ. ગુ૦ પ્રે૦ ૧૬ ચંદ સમો નવિ કો થયો રે, એહવો ભૂતળમાંહે ભૂપાળ; ગુ૦ નવમી એ ચોથા ઉલ્લાસની રે, કહી મોહનવિજયે ઢાળ. ગુ૦ પ્રે૦ ૧૭

દુહા.

એક દિન ચંદ નરિંદથી, કરે ગુહ્ય વિમલેશ;
કહોજી કિણે કીધો હતો, ઇમ તુમ કુક્કડ વેશ. ૧
કિમ તુમે ઇહાં આવ્યા હતા, થયો કિમ ઇહાં વિવાહ;
સાંભળવા સંબંધ એ, છે મુજ મન ઉચ્છાહ. ૨

---

કે હજુ નાવ આ કાંઠે છે.” ૯–૧૧ મકરધ્વજ રાજાએ કહ્યું કે–“ હે વત્સે ! એ સંબંધી તારે બીલકુલ ચિંતા ન કરવી. આ વિમળાપુરીથી આભાપુરી સુધી મધ્યમાં જે જે દેશો છે તેના રાજા તરીકે મેં ચંદને સ્થાપન કર્યા છે. તે સર્વ દેશોના તેઓ રાજા થશે, તેમાં તારે બીલકુલ સંદેહ ન કરવો. તેં મારા કુળમાં ઉત્પન્ન થઈને મારા કુળને વિશેષ ઉજ્જવળ કર્યું છે. તારા ભાગ્યથીજ આવો ઉત્તમ જામાતા મને પ્રાપ્ત થયો છે. તારૂં ચરિત્ર તો કવિઓને મુખે ગવાશે અને શાસ્ત્રોમાં લખાશે.” આ પ્રમાણે કહીને પછી ચંદરાજાને એક સુંદર આવાસભુવન રહેવા આપ્યું, અને ત્યાં તમામ પ્રકારની ગોઠવણ કરી આપી. તે મંદિરમાં રહીને ચંદરાજા પ્રેમલાની સંગાથે દોગંદુક દેવની જેવા મનુષ્ય સંબંધી અપ્રતિમ સુખભોગ ભોગવવા લાગ્યા અને આનંદથી રહેવા લાગ્યા. આ દુનિયામાં ચંદ જેવો કોઇ રાજા થયો નથી. આ ચોથા ઉલ્લાસની નવમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી. ૧૨–૧૭

દુહાનો ભાવાર્થ

અન્યદા વિમળેશ ચંદરાજાને એકાંતે બેસાડીને પૂછવા લાગ્યા કે–“ હે ચંદ નૃપતિ ! તમને કુકડા કોણે કર્યા હતા ? તમે અહીં શી રીતે આવ્યા હતા ? પ્રેમલાને શી રીતે પરણ્યા હતા ? અને પાછા શી રીતે ચાલ્યા ગયા હતા ? આ વૃત્તાંત જાણવાની મને

ચંદ કહે નિસુણો નૃપતિ, મુજ વિમાત દુરવાર;
વધુ સંગ લેઇ અંબરે, લલકાર્યો સહકાર. ૪

કપટે હું કોટર રહ્યો, ક્રમતો તરૂ આકાશ;
ચાર ઘડીમાંહે ઇહાં, આવ્યા અમે અનાયાસ. ૪

તુમ પુત્રી સિંહલ સુતન, તણો લગન દિન તેહ;
મુજને હિંસકે ભોળવ્યો, ભાડે પરણી એહ. ૫

સમશ્યાએ સમજી ખરી, તુમ પુત્રી તિણવાર;
અમે ત્રિહું તરૂવર ચઢી, પહોતા આભા સાર. ૬

કપટ પ્રગટ થયે જનનીએ, મુજને કર્યો વિહંગ;
ગિરિ ફરસે નર પદ લહ્યું, થયો અમ તુમ સુપ્રસંગ. ૭

---

ઘણી ઉત્કંઠા છે, તેથી તે કહો.” ચંદરાજા બોલ્યા કે-“હે રાજન્! મારે ઓરમાન માતા વીરમતી નામે છે. તેણે મારી પ્રથમની સ્ત્રી ગુણવાળી નામે છે તેને ભોળવી. તે બન્ને એક આંબા ઉપર બેસી અહીં આવવા તૈયાર થયા. તે વાત મારા જાણવામાં આવતાં હું તે વૃક્ષના કોટરમાં સંતાઇ ગયો. અનુક્રમે આકાશમાર્ગે ઉડતા તે વૃક્ષથી ચાર ઘડીમાત્રમાં અમે અહીં અનાયાસે આવ્યા. નગરી બહાર ઉદ્યાનમાં વૃક્ષ રાખી તેના ઉપરથી તે બન્ને ઉતરી ગામમાં લગ્ન મહોત્સવ જોવા આવ્યાં. હું તેમની પાછળ પાછળ ચાલતો હતો. તે દિવસે તમારી પુત્રીના સિંહલરાજાના પુત્ર સાથે લગ્ન થવાના હતા. ત્યાં હિંસક મંત્રીના માણસોએ મને પકડ્યો અને પોતાના મકાનમાં લઇ જઇ મને અનેક પ્રકારે ભોળવ્યો. મારો ઉપાય ન ચાલવાથી મેં ભાડે પરણવું કબુલ કર્યું અને તમારી પુત્રીને પરણ્યો. તમારી પુત્રીને મારા મેળાપના પ્રસંગમાં મેં જે જે શમસ્યાઓ કરી હતી તે સર્વે તે સમજતી હતી. પછી પાછા જવાની ઉતાવળથી હું કંઇક મિષ કરીને નીકળી છુટ્યો, અને આંબાના કોટરમાં જઇને ભરાણો. પાછળથી તે બન્ને સાસુ વહુ આવી અને ઝાડ પર ચડી. અમે કુશળક્ષેમ આભાપુરી પહોંચ્યાં. પણ બીજે દિવસે રાત્રીની હકીકત પ્રગટ થઇ એટલે મારી અપરમાતાએ મારા ઉપર ક્રોધાયમાન થઇને મને કુકડો બનાવી દીધો, અનુક્રમે હું નટની સાથે અહીં આવ્યો અને સિદ્ધગિરિના પસાયથી પાછું મનુષ્યપણું પામ્યો.” ૧-૭

## ઢાળ સાતમીથી ઢાળ નવમી સુધીનું રહસ્ય

આ રહસ્ય આખું હર્ષથી ઉભરાઈ જતું છે. પ્રારંભમાં ચંદરાજા ઋષભદેવ પરમાત્માની સ્તુતિ કરે છે, તે ખાસ વાંચવા યોગ્ય છે. પરમાત્મા અનંત ગુણોથી ભરેલા છે. તેમના એકેક ગુણનું વ્યાખ્યાન પણ પૂરેપૂરૂં થઇ શકે તેમ નથી. તો પણ ચંદરાજાએ બહુ ઉત્તમ પ્રકારે સ્તુતિ કરી છે. દરેક શ્રાવકભાઇએ પરમાત્માની દ્રવ્યપૂજા કર્યા પછી પ્રસન્ન ચિત્તે આવા અપૂર્વ ભાવવાળી સ્તુતિ કરવારૂપ ભાવપૂજા અવશ્ય કરવી જોઇએ. દ્રવ્યપૂજા કરતાં ભાવપૂજાનું ફળ અનંતગણું શાસ્ત્રકાર કહે છે. તેનું કારણ માત્ર તેથી પ્રાણી પોતે સદ્ગુણનો સાચો રાગી થાય છે, સદ્ગુણ તરફ આકર્ષાય છે, અને ખરા સદ્ગુણ મેળવી પ્રાંતે પરમાત્મ-દશાને પ્રાપ્ત કરે છે તે છે. ચંદરાજાએ કરેલી સ્તુતિ ધ્યાન દઈને વાંચવા લાયક છે, તેણે ભગવંતને ઉપમાઓ ઘણી સારી આપી છે અને પ્રાંતે પ્રાર્થના પણ ઐહિક સુખની ન કરતાં ભવે ભવે પરમાત્માની સેવા પ્રાપ્ત થાય તેજ કરી છે. ઈચ્છવા યોગ્ય પણ એજ છે. મંત્રના બીજાક્ષરની જેમ સર્વ પ્રકારના લાભો મેળવવાનું એ બીજ છે.

પરમાત્માની સ્તુતિ કર્યા પછી આવા અપ્રતિમ તીર્થની યાત્રાનો લાભ પોતાને અણધાર્યો મળ્યો તેને માટે ચંદરાજા પોતાના આત્માને ધન્ય ગણે છે. અત્યંત દૂર રહેનાર અને આવવા જવાના આજની જેવા રેલવે વિગેરે સાધનો નહીં, તેથી ભવમાં એક વાર પણ આ તીર્થની યાત્રાનો લાભ કોઈ ઉત્તમ જીવનેજ મળી શકે તેમ હોવાથી પોતાને ધન્ય માનવું તે યોગ્ય છે. કારણ કે રાજસંપત્તિમાં લુબ્ધ થયેલા રાજાઓને પોતાનો વ્યવસાય અને સુખભોગ છોડીને નીકળવું અને મધ્યમાં આવતા અનેક રાજાઓ સાથે મેળ કરીને વિમળાપુરી સુધી પહોંચવું એ તે વખતને માટે ખરેખરૂં મુશ્કેલ હતું.

જિનમંદિરની બહાર નીકળ્યા પછી સોના ને સુગંધનો યોગ થાય અથવા સુવર્ણમુદ્રામાં માણિક્ય જડાય તેની જેવો ચારણશ્રમણનો યોગ થાય છે. ચંદરાજા તેનો લાભ લે છે. તેમને વંદના કરી ધર્મોપદેશ સાંભળી આત્માને કૃતાર્થ કરે છે અને પછી દ્રવ્યભાવથી મહાન્ ઉપકારી તીર્થની ફરતી પ્રદક્ષિણા દે છે.

અહીં મકરધ્વજ રાજાને વધામણી મળે છે. તે વાતથી તેનું ચિત્ત અત્યંત પ્રસન્ન થાય તેમાં કાંઈ નવાઇ નથી. કારણ કે સોળ સોળ વર્ષ પર્યંત પોતાની પુત્રીને પરણાવ્યા છતાં તેનાં પતિનો પત્તો ન મળે એ પુત્રીના પિતાને ઓછું દુઃખકર નથી. પુત્રી પરણાવ્યા પછી સાસરેજ શોભે છે, પરંતુ જ્યાં સાસરૂં શોધ્યું જડે નહીં, ત્યાં કયાં મોકલવી ? વળી એવી યૌવન અવસ્થામાં પુત્રીના શીયળનું રક્ષણ કરવું તે પણ મુશ્કેલીવાળી હકીકત છે. ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી સુપુત્રીને માટે તો એવી ચિંતા રાખવાની હોતી નથી, કેમકે તેનું મન એ સંબંધમાં અત્યંત દઢ હોય છે, પ્રાણાંતે પણ તે શીળ ખંડન કરતી નથી, તેમ થવા દેતા પણ નથી. તોપણ માતા પિતાના મનને એ સંબંધી ફીકર તો રહે છેજ. ચંદરાજાના પ્રકટ થવાથી એ ચિંતા તદન નાશ પામે છે અને તેનું સ્થાન હર્ષ લે છે. રાજા

નટને બોલાવે છે, તેનો આભાર માને છે અને પછી બધા પરિવારને લઇને પોતાના જામાત્રને મળવાની તીવ્ર ઉત્કંઠાથી તેની સામા જાય છે. તેમને આ કારણથી તીર્થયાત્રાનો પણ લાભ મળે છે. જો કે તેઓ તો તેની તળેટીમાંજ રહેનાર હતા અને તેથી વારંવાર એ અપૂર્વ તીર્થની યાત્રાનો લાભ લેતા હતા. બાકી કેટલીક વખત તો अतिपरिचयादवज्ञा એ ન્યાયે બહુ સમીપ રહેનારાના ભાવ તેની ભક્તિ પરત્વે અત્યંત મંદ હોય છે, તેઓ તેનો વાસ્તવિક લાભ લઇ શકતા નથી, પણ ઉલટો કેટલીક વખત ગેરલાભ મેળવે છે. આ વાત તીર્થના સમીપવાસી જીવોએ ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે.

ગિરિરાજ ઉપર ચડી ચંદરાજાને ભેટીને પછી પરમાત્માના દર્શન પૂજાનો અપૂર્વ લાભ પણ મેળવે છે. પછી પ્રેમલા પોતાના પિતા પાસે બહુ યોગ્ય શબ્દમાં પોતાના ઉદ્ગારો કાઢે છે. રાજા પ્રસન્ન થાય છે. પછી સૌ નીચે ઉતરે છે અને મોટા મહોત્સવ સાથે ચંદરાજાને વિમળાપુરીમાં પ્રવેશ કરાવે છે. સાચો લગ્નમહોત્સવ અત્યારેજ પ્રવર્તે છે. પ્રેમલા પણ આજેજ પોતાના લગ્ન થવાનું માને છે. નગરલોકો પણ મળતે મળતું જોડું જોઇને બહુ રાજી થાય છે અને પોતાનો હર્ષ પ્રદર્શિત કરવામાં પછાત પડતા નથી.

બધું ઠેકાણે પડ્યા પછી ચંદરાજા શિવકુમાર નટને બોલાવે છે અને તેને એવો ન્યાલ કરે છે કે તેની ભવની ભાવઠ નાશ પામે છે. તે એક રાજા જેવો બની જાય છે. જીંદગી પર્યંત નટપણું કરવાનું બાકી રહેતું નથી. તેનો ઉપકાર પણ એવોજ છે. ઉત્તમ જીવો તો અણુ માત્ર ઉપકારનો અત્યંત બદલો વાળે છે, તો આ તો ઉપકારજ એટલો છે કે પ્રત્યપકાર થઈ શકે નહીં. અપરમાતા પાસેથી પ્રાણાંત કષ્ટમાંથી છોડાવ્યા, પરમપ્રિય પ્રિયા સાથે મેળવી આપ્યા અને તેમના નિમિત્ત કારણથી છેવટ મનુષ્યપણું પણ પામ્યા. આ ઉપકારની હદ બાંધી શકાય તેમ નથી. ચંદરાજા સુજ્ઞ હોવાથી તે બધું સમજે છે અને તેનો બદલો આપવામાં બાકી રાખતાં નથી.

આ પ્રસંગે પ્રેમલાને જે હર્ષ થયો છે તે તો અવર્ણનીયજ છે. તે પોતાના પૂર્વ વસ્ત્રોમાં ન સમાય તેમાં પણ કાંઇ આશ્ચર્ય જેવું નથી. હવે મકરધ્વજ રાજાનો વારો આવે છે. તેને પોતાની ભૂલ બરાબર સમજાય છે, એટલે પોતાની પુત્રી પાસે આવીને તે સંબંધી અત્યંત પશ્ચાતાપ પ્રદર્શિત કરે છે. આત્મનિંદા કરવી, પોતાની ભૂલ ઓળખવી અને બીજા પાસે કહેવી તે ઉત્તમ મનુષ્યોનુંજ કામ છે. તેઓજ તે પ્રમાણે કરી શકે છે. અહીં પ્રેમલા તો બહુ વિચક્ષણ હતી, જૈનશાસ્ત્રોની જ્ઞાતા હતી, તેના રહસ્યને સમજનારી હતી, સુખ દુઃખની પ્રાપ્તિના ખરા કારણ તરીકે પોતાના બાંધેલા કર્મોજ હોય છે, એમ બરાબર તે સમજતી હતી. એ સંબંધમાં મયણાસુંદરીનું અને તેનું એકજ સ્વરૂપ હતું, એટલે તે પોતાના પિતાને કહે છે કે–" એમાં આપનો દોષજ નથી, દોષ મારા કર્મનોજ છે. જો મારે એવા અશુભ કર્મનો ઉદય થયો ન હોત તો બીજા શું કરવાના હતા. બીજાથી મારૂં અશ્રેય કદી

પણ થઇ શકત નહીં. પણ જ્યાં મારા કર્મોએજ મને હેરાન કરવાનું ધાર્યું ત્યાં બીજાનો શું વાંક ?" ઇત્યાદિ વચનોથી તેણે પોતાના પિતાને શાંત કર્યા. પણ છેવટે એક વાત જણાવી દીધી કે—'હવે ચંદરાજાને તેનું રાજ્ય પ્રાપ્ત થાય તેમ કરવાની તમારી ફરજ તમારે યાદ રાખવાની છે.' વિચક્ષણ પુત્રીની આ સૂચના રાજા તરતજ સમજી જાય છે અને કહે છે કે 'એ વાતની તારે બીલકુલ ચિંતા ન કરવી. આભાપુરીનું રાજ્ય તો તને મળવાનુંજ છે પણ અહીંથી ત્યાંસુધી મધ્યમાં આવેલા રાજ્યો પણ હું એને મેળવી આપવાનો છું.'

હવે ચંદરાજા પ્રેમલા સાથે યથેચ્છ સુખભોગ ભોગવે છે. આ પણ પૂર્વે બાંધેલા પુણ્યનું ફળ છે. ઉત્તમ મનુષ્યોને અનાયાસે એવા સુખભોગ પ્રાપ્ત થાય છે અને તેનો તેઓ યોગ્ય રીતે લાભ લે છે. અત્યંત આસક્તિથી તેઓ તેમાં લીન થઇ જતા નથી અને નવાં અશુભ કર્મો બાંધતા નથી, પણ તેની અંદર રહેલું સ્વરૂપ સમજીને તેનો ઉપભોગ કરતાં કરતાં પણ પોતાનું સ્વરૂપ સ્મરણમાં રાખે છે, અને રૂક્ષવૃત્તિથી તેનો લાભ લે છે. આ વાત સુજ્ઞ જનોએ સ્મરણમાં રાખવા યોગ્ય છે.

એક વખત મકરધ્વજ રાજાએ ગુપ્તપણે ચંદરાજાને પૂછ્યું કે તમને કુકડા કોણે બનાવ્યા હતા ? તમે અહિં કેવી રીતે આવ્યા હતા ? તમારો વિવાહ કેવી રીતે થયો હતો ? આ બધા પ્રશ્નોનો જવાબ સાંભળવાની મારી ઇચ્છા છે. હવે ચંદરાજાએ પોતાનું પૂર્વ વૃત્તાન્ત જણાવતાં કહ્યું કે—'મારી વિમાતા મારી ધર્મપ્રિયાને એક આંબાના વૃક્ષ ઉપર બેસાડીને અહિં લગ્ન મહોત્સવ જોવા આવતાં હતાં, તે મને ખબર પડી જવાથી હું તે વૃક્ષની બખોલમાં કપટથી સંતાઈ ગયો. ચાર ઘડીમાં અમે અહીં આવ્યા. તમારી પુત્રી અને સિંહલના પુત્રના લગ્નનો દિવસ હોવાથી હિંસકે મને ભાડે પરણી આપવા કહેતાં હું પરણ્યો, પછી સમસ્યામાં તમારી પુત્રી સમજી ગઈ અને હું હિંસકના દબાણથી રવાના થઇ ઝાડની બખોલમાં બેઠો અને અમે આભાપુરી પહોંચી ગયા, મને કપટથી પક્ષી કર્યો છે એ વાત માતાની ખુલ્લી થઈ ગઇ. હું ગિરિવરની યાત્રા કરવાથી મનુષ્ય થયો. આ અમારો અને તમારો સંબંધ છે.'

અહીં આ રહસ્ય સમાપ્ત થાય છે, હવે સિંહલરાજા અને હિંસક મંત્રી વિગેરે રાજસભામાં આવશે અને તેને પ્રત્યક્ષ પૂરાવાને આધારે યોગ્ય શિક્ષા ફરમાવવામાં આવશે, તે વખતે ચંદરાજા પોતાનું સજ્જનપણું બતાવી આપશે, તે બધું આવતા રહસ્યમાં આપણે વાંચીશું. હાલ તો આ રહસ્ય માંહેનો ઉપર બતાવેલો સાર હૃદયમાં ધારણ કરી તેનું મનન કરવું અને તેમાં પણ પરમાત્માની ભક્તિમાં તત્પર થવું, શુભાશુભ ફળદાતા પોતાના કર્મનેજ માનવું અને પોતાના હૃદયની વાત સરલતાથી સાચેસાચી કહી દેવી. આ ત્રણે હકીકત પર પૂરતું લક્ષ આપવું. આટલી સૂચના કરી આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે.



### ઢાળ ૧૦ મી.

( ઝીણા મારૂજીની કરહલડી—એ દેશી )

**નિસુણી વચન નૃપચંદનાં, મકરધ્વજ મનમાંહે, નિજ અવગુણે વિલખાણો હોરાજ; અહોઅહો કુષ્ટીને કહે, નિપુણ હતો પણ હું ઇહાં તો નિપટ ઠગાણો હોરાજ. ૧ પાતક કિહાં એ છુટતો, કાચે ઇણ સથુઆરે હણતો જો એ કન્યા હોરાજ; હોજો સચિવંતણું ભલું, એહને પણ ઉગારી રાખી કીરતિ ધન્યા હોરાજ. ૨ કુષ્ટી દુષ્ટી છે કેહવો, કીધી એ વિષકન્યા, હુઓ આપ નિરાળો હોરાજ; પુત્રી વચન નવી માનતો, થયો એ કપટ ઉઘાડો આજ ભરાળો હો રાજ. ૩ પાતક છાનું નવી રહે, આફણીયે જીમ આવે ઢળતું ઢાળે પાણી હોરાજ; આજ એ કુષ્ટી પ્રમુખની, અંતર ગતિની વાતો ચંદનૃપતિથી જાણી હોરાજ. ૪ ભાંગી મનની ભ્રાંતડી, ચંદ હવે ચિત્ત વસિઓ ચાતક જીમ જળધારા હોરાજ; તેડ્યા કારાગારથી, પ્રેમલાલચ્છીતાતે પાંચે તેહ ઠગારાહો રાજ. ૫ કોપી ભૃકુટી વાંકી કરી, ભૂપે સિંહલનૃપને ત્રટકીને બોલાવ્યો હોરાજ; રે પાપી તેં મુજથકી, વેર વસાવ્યું મસળી પેટ તે શૂળ ઉપાવ્યું હો રાજ. ૬ કહેરે મુજ પુત્રીતણો, ફોકટ**

---

### ઢાળ દશમીનો ભાવાર્થ.

ચંદરાજાની હકીકત સાંભળીને મકરધ્વજ રાજા પોતાના મનમાં બહુ શરમાયો. અને વિચાર કરી કોઢીઆને કહેવા લાગ્યો કે અરે રે ! હું બહુજ ચતુર હોવા છતાં તારાથી ઘણોજ ઠગાયો. એવા સામાન્ય પુરાવાથી મેં મારી દીકરીને મરાવી નાખી હોત તો એ મહાપાપથી કેવી રીતે છૂટેત ? સચિવનું ભલું થજો કે તેણે પુત્રીનું યુક્તિથી રક્ષણ કર્યું. અને મારી કીર્તિને નિષ્કલંક રાખી. વળી એ દુષ્ટ કોઢીઓ પણ એવો કપટી કે મારી પુત્રીને વિષકન્યા ઠરાવી પોતે અલગ થઇ ઉભો. હું મારી પુત્રીનું કહેલું તે વખતે માનતો નહોતો. પરંતુ સઘળું કપટ સંપૂર્ણ રીતે અજવાળવામાં આવ્યું, પાપ ફૂટયું પાપ પ્રગટ થયા વિના રહેતુંજ નથી. જેમ પાણી પોતાની મેળેજ ઢાળમાં ઢળી પડે તેમ પાપ પોતાની મેળેજ પ્રગટ થઇ જાય છે, એ કોઢીઆ વિગેરેની અંતર્ગત કપટની વાતોની માહિતગારી આજેજ ચંદરાજા પાસેથી મને થઇ. મારા મનમાં હવે લેશમાત્ર ભ્રાંતિ રહી નથી. જેમ ચાતક પક્ષીના મનમાં વરસાદ તેમ મારા મનમાં ચંદરાજા વસી રહ્યા છે. આ પ્રમાણે નિશ્ચય થયા પછી મકરધ્વજ રાજાએ બંદીખાનામાંથી તે પાંચે ઠગારાઓને તેડાવ્યા. ૧-૫ કારાગૃહમાંથી તેડાવેલા સિંહલરાજા વિગેરે રાજસભામાં આવ્યા એટલે તેના ઉપર કોપાયમાન થઇને મકરધ્વજ રાજા બોલ્યો કે—" અરે ! દુષ્ટો ! તમે આ શું કર્યું ? રે સિંહલ રાજા ! તેં રાજપુત્ર થઇને આવું અપકૃત્ય કરી મારી સાથે શામાટે વૈર વસાવ્યું ? તેં સુતા

કપટ કરીને કિમ તેં અરથ બિગાડ્યોહો રાજ; એહ શી કુમતિ તુજ ઉપની, મુજને તેં દુહવીને સુતો સિંહ જગાડચોહો રાજ. ૭ અયુગત તુજ મુખ નિરખવું, મુજ તનુજા પીડાએ તુજને હોવે તમાસોહો રાજ; ધિગ્ તુજ માય જે તુજ જણ્યો, સહિ તો ઇણ દુરમતિથી જીવિશ તીન પંચાસાહો રાજ. ૮ વધક પુરૂષને તેડીયા, વધ કરવા તે પાંચે ભૂપે તેહને આપ્યાહો રાજ; બોલ્યો ચંદનૃપ તેહવે, સમય તે કિમ કરી ચૂકે જે કરી મોટા થાપ્યાહો રાજ. ૯ અહો રાજન્ એહ ઉપરે, આપણે શરણે જે આવ્યા કહો તે કેમ હણાયેહો રાજ; ભુંડું જો કરીએ ભુંડા થકી, ભુંડા ને રૂડાનો કિણવિધ ભેદ જણાયે હોરાજ. ૧૦ એ ઉપગારી આપણા, એહની તો બલિહારી તુમ અમ જે હિત જોડચો હો રાજ; અવગુણ ઉપર ગુણ કરે, તેહને કિણહી પ્રસ્તાવે કોણ નવિ કુવખોડ્યો હો રાજ. ૧૧ જો એહને ઉગારશો, તો જગમાં તુમ વધશે સુયશ ઘણેરોહો રાજ. જાણશે તો ઘણું એ થયું, એહવું હવે નવિ કરશે દેશે જો મનમાં ફેરોહો રાજ. ૧૨ તુમપુત્રી કરમે નડી, શું કરે એહ બિચારા મુખ તો એહનું જોવોહો રાજ; કોઢી પણ સુત એહનો, તે માટે એહ ઉપર સ્વામી સુપ્રસન્ન હોવો હોરાજ. ૧૩ કહ્યું ન લોપાણું ચંદ-

---

સિંહને પોતાના વિનાશ માટે જગાડ્યો! તારે તો હસવું થયું પણ તેમાં મારી પુત્રીના તો પ્રાણ જવાનો વખત આવ્યો! તેં પ્રથમ મને ઠગ્યો એટલુંજ નહીં. પણ પાછળથી મારી પુત્રી ઉપર અઘટતું કલંક મૂકતાં પણ ડર્યો નહીં. તારી નીચતાની શી વાત કરૂં? આવું અકૃત્ય કરવાથી હું ધારૂં છું કે તારૂં આયુષ્ય અલ્પ રહ્યું છે, તું વધારે વખત જીવવાનોજ નથી. વળી તારી જેવા અધમનું અને તારા અધમ સલાહકારનું મુખ જોવું તે પણ યુક્ત નથી." ૬–૮.

આ પ્રમાણે કહી તેનો અત્યંત તીરસ્કાર કરીને તરતજ વધ કરનારા પુરૂષોને બોલાવી રાજાએ પાંચે જણને વધ કરવા માટે તેને સોંપી દીધા. તેઓ તો પોતાના બચાવમાં એક અક્ષરનો પણ ઉચ્ચાર કરી શકયા નહીં. પરંતુ તે વખતે પરમ ઉપકારી ચંદરાજા ઉભા થયા અને બોલ્યા કે—"રાજન્! આ પાંચે આપણે શરણે આવેલા છે, તેના પ્રાણ લેવા તે આપને ઘટતા નથી. કારણ કે 'ભુંડું કરનારનું ભુંડું કરવામાં આવે તો પછી ભુંડામાં અને રૂડામાં ફેર શો?' વળી એને તો આપણા ઉપકારી ગણવા જોઇએ, કારણ કે એના નિમિત્તે આપણો સંબંધ જોડાયો. તેમજ 'ગુણ ઉપર ગુણ કરનાર તો જગતમાં હોય છે, પરંતુ અવગુણ ઉપર ગુણ કરે એજ ખરા સજ્જનનો આદર્શ છે.' વળી એને ઉગારવાથી જગતમાં આપના યશની ઘણી વૃદ્ધિ થશે અને કદી આપ એમ ધારતા હો કે 'આવા ગુન્હેગારને પોતાનો ગુન્હો સમજાવો જોઇએ' તો એને માથે ઘણું થયું છે, સમજશે તો આટલું ઓછું નથી. હવે પછી આવું અકૃત્ય એઓ નહીં કરે. વળી જ્યાં તમારી પુત્રીના કર્મનો દોષ ત્યાં એ તો માત્ર નિમિત્તભૂત છે. એ બીજું શું કરી શકે? વળી એનો પુત્ર કુષ્ટી હોવાથી પણ એ દયાપાત્ર છે." ૯–૧૩.

નું, જાણીએ હાથમેળાવામાંહે નૃપે એહ દીધાહો રાજ; ચંદ કીરતિ જગ વિસ્તરી, સિંહલ આદે પાંચે તિહાં નિરબંધન કીધાહો રાજ. ૧૪ પિયુને દેખાડવા પારખું, આવી પ્રેમલાલચ્છી ચંદતણો પદ ધોયોહો રાજ; છાંટ્યો કનકધ્વજ ભણી, તત્ક્ષણ જોતામાંહિ તેહના કુષ્ટને ખોયોહો રાજ. ૧૫ દેવે ચંદની ઉપરે, વૃષ્ટિ કરી કુસુમોની જયજય શબ્દ ઉચારિ હો રાજ; કનકધ્વજ પ્રણમી કહે, ધન્ય ધન્ય વીર નૃપતિના સુત જગ ઉપગારી હો રાજ. ૧૬ દાસ થયા સવિ ચંદના, પીઉથી પ્રેમલાલચ્છી નિતનિત રહે રસલીની હોરાજ; દશમી ચોથા ઉલ્લાસની, મોહનવિજયે ભાખી ઢાળ એ નિપટ નગીનહો રાજ. ૧૭

દુહા.

સનમાની સિંહલ નૃપતિ, ચંદે દીધી શીખ;<br>
સિંહલપુર પોહતા સુખે, દેતાં ચંદ આશીષ. ૧<br>
એહવે સમયે ચંદનૃપ, નિશામધ્ય સુપવિત્ત;<br>
ચિંતવતાં આવી ચઢી, ગુણાવળી નિજચિત્ત. ૨<br>
હું તો ઇહાં વિમલાપુરી, સુખે રહું નિરબીહ;<br>
પણ કિણવિધ જાતા હુશે, ગુણાવળીના દીહ. ૩<br>
વીછડતાં કુર્કટપણે, કોલ કર્યો મેં તાસ;<br>
જો હું માનવપદ લહીશ, તો મિલિશ પ્રથમ ઉલ્લાસ. ૪

---

આ પ્રમાણે અસરકારક રીતે કહેવાથી ચંદરાજાનું વચન મકરધ્વજ રાજા લોપી શક્યા નહીં, એટલે જાણે પુત્રીના દાયજામાં આપ્યા હોય તેમ તે પાંચેને બંધનથી મુક્ત કરાવી છોડી દીધા.

તે વખતે પોતાના પતિની પરીક્ષા દેખાડવા માટે પ્રેમલાલચ્છી સભામાં આવી અને પોતાના પતિ ચંદરાજાના પગ ધોઇને તે પાણી કુષ્ટી કનકધ્વજ ઉપર છાંટ્યું, એટલે તત્કાળ તેનો કુષ્ટ નાશ પામ્યો. દેવતાઓએ આકાશમાં ચંદરાજાનો જય બોલી તેની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. કનકધ્વજ ચંદરાજાના પગમાં પડ્યો, સભાજનો સર્વ આશ્ચર્ય પામ્યા, અને સર્વત્ર ચંદરાજાનો યશ વિસ્તરી ગયો. સૌ ચંદરાજાના દાસ બની ગયા. પ્રેમલાલચ્છી હંમેશાં રસમાં લીન થવા લાગી. ચોથા ઉલ્લાસની દસમી ઢાળ મોહનવિજયજીએ બહુ સરસ રીતે વર્ણવી. ૧૪–૧૭

દુહાનો ભાવાર્થ.

પછી સિંહલનૃપનો સત્કાર કરીને ચંદરાજાએ તેઓને શીખ આપી વિદાય કર્યા અને તેઓ સિંહલપુર પહોંચી ગયા અને ચંદને આશીશ આપવા લાગ્યા.

હવે એકદા મધ્યરાત્રીએ ચંદરાજાને જાગૃત થતાં ગુણાવળી સાંભરી આવી. તે મનમાં વિચારવા લાગ્યા કે–"અહો! હું તો અહીં આનંદમાં દિવસ વ્યતીત કરું છું, પણ ગુણાવળીના દિવસો કેમ વ્યતીત થતા હશે? મેં તેનાથી કુર્કટપણે છુટા પડતાં વચન આપ્યું છે કે જો

એ તો હું ભૂલી ગયો, પ્રેમલાલચ્છી પ્રસંગ;
હવે જો તેહને જઇ મળું, તો જીવિતનો રંગ ૫
ચાહે તેહને ચાહિયે, જ્યાં લગે ઘટમેં પ્રાણ;
સયણભણી સંભારવો, એહ નેહ નીસાણ. ૬
પ્રાત થયો ઉગ્યો તપન, લિખ્યો નરિંદે લેખ;
ગુણાવળીની ઉપરે, આભા પ્રેષ્યો પ્રેષ્ય. ૭

ઢાળ ૧૧ મી.

(થારી સુરતની બલિહારી હો ધણરા ઢોલા—એ દેશી.)

પ્રેષ્યને કહે નૃપચંદહો ગુણના લાયક, કાગળ દેજોહો હાથ ગુણાવળીજી; તું તો ન કરીશ કોઇને જાણહો, ગુ૦ વીરમતીનીહો પ્રકૃતિ છે આકુલીજી. ૧ જઇ પૂછજે કુશળ કલ્યાણહો, ગુ૦ દેજે દિલાસો હો મીઠે બોલડેજી; કહેજે રહેજો નિચંતહો, ગુ૦ આપણ મિલશું હો વાજતે ઢોલડેજી. ૨ કરશું આભાપુરી રાજ્ય હો, ગુ૦ દુરજન રહેશે હો નયણાં ચોળતાજી; સૂરજકુંડને પ્રભાવ હો, ગુ૦ નરપદ પામી હો કરૂં છું કલ્લોલતાજી. ૩ ધરજો તુમે ચિત્ત પ્રીતિ હો, ગુ૦ સાસુ શીખે હો રખે વિસારતાજી; અમે તો ખિણખિણ માંહે હો, ગુ૦ તુમને રહિએ હો નિત સંભારતાજી. ૪ નિરસો ફુલ ગુલાબ હો, ગુ૦ જનમભૂમિનો હો વાહાલો કાંટડો

---

હું મનુષ્યપણું પામીશ તો પ્રથમ જોગવાઇએ તરત તને મળીશ; તે વાત તો હું અહીં પ્રેમલાલચ્છીના પ્રેમમાં લીન થવાથી ભૂલી ગયો, પણ હવે તો કોઇ પ્રકારે સત્વર તેને મળું તોજ મારૂં વચન રહે. કેમકે જે શુદ્ધ અંતઃકરણથી ચ્હાતું હોય તેને ચ્હાવું એ જગતનો ધર્મ છે, માટે આ ઘટમાં પ્રાણ હોય ત્યાંસુધી મારે તેને ભૂલી જવી ઘટતી નથી." આ પ્રમાણે વિચારમાં અને વિચારમાં પ્રાતઃકાળ થયો, એટલે નિત્ય કર્મથી પરવારી એક લેખ લખીને સેવકને આપ્યો અને તેને આભાપુરી મોકલ્યો. ૧–૭

ઢાળ અગ્યારમીનો ભાવાર્થ.

લેખ આપતાં પ્રેષ્યને ચંદરાજાએ કહ્યું કે હે ગુણના લાયક "આ કાગળ તું ગુણાવળીને અને મંત્રીને એકાંતે આપજે, અને તારા આવ્યાની ખબર કોઇને પડવા દઇશ નહીં. કારણ કે મારી અપરમાતા ઘણી આકળા સ્વભાવવાળી છે તેથી કાંઇ વિપરીત કરશે. તું ગુણાવળી પાસે જઈને મારા તરફથી કુશળ પૂછજે અને કહેજે કે—તમે નિશ્ચિંત રહેજો. હવે થોડા દિવસમાં આપણે આનંદપૂર્વક એકઠા મળશું, આભાપુરીનું રાજ્ય આનંદથી કરશું અને દુર્જનો આંખો ચોળતા રહેશે. અહીં સૂર્યકુંડના પ્રભાવથી મને મનુષ્યપણું પ્રાપ્ત થયું છે, હું અહીં આનંદથી રહું છું, પણ તમને વારંવાર સંભારૂં છું. તમે સાસુની શિખામણે

જી; તુમ અમ મળવા માંહિ હો, ગુ૦ આગે ન રહ્યો હો વિચમાં આંટડોજી. ૫ અમને છે પરમ આનંદ હો, ગુ૦ તુમને હોજો હો પ્રીતલડી ઘણીજી; પણ તુમ મીઠાં વયણ હો, ગુ૦ હોંશ રહે છે હો સાંભળવા તણીજી. ૬ લેખે ગણશું તે દીહ હો, ગુ૦ જીણદિન હોશે હો તુમ મેળાવડોજી; મનમાં જેજે વાતો હો, ગુ૦ન બને લખતાં હો કાગળ સાંકડોજી. ૭ કહી ઇમ સકળ ઉદંત હો, ગુ૦ પ્રેષ્ય પઠાયો હો આભાપુર ભણીજી; તે પણ ક્રમતો પંથ હો, ગુ૦ ભૂમિ ઉલ્લંઘી હો, જોતાં માંહે ઘણીજી. ૮ માસે કેતે ગયો પ્રેષ્ય હો, ગુ૦ આવ્યો આભા હો નગરને આસને જી; શોચે ચિત્ત પૂર દેખી હો, ગુ૦ સહોદર સહિ તો હો એહ કૈલાસનો જી. ૯ આવ્યો નગરી મોઝાર હો; ગુ૦ છાનો મળિયો હો મંત્રીને જઇજી; વાંચ્યો નૃપનો લેખ હો, ગુ૦ ધીરજ મનમાંહે ઘણીજ ઘણી થઈ જી. ૧૦ આણ્યો ગુણાવળી પાસ હો, ગુ૦ કાગળ આપ્યો હો હાથ નરેશનો જી; ખોલ્યો થઇને સહેજ હો, ગુ૦ વાંચતાં હરખી હો નામ પ્રાણેશનોજી. ૧૧ આણંદ અંગ ન માય હો, ગુ૦ નયણે ઉમંગી હો પ્રેમજલદઘટાજી; જાણે વધાવ્યો લેખ હો, ગુ૦ આંસુ મિષથી હો મુક્તાફળ છટાજી. ૧૨ જાણ્યો પીઉ નરરૂપ હો, ગુ૦ તેહ હરખની હો કુણને કહી શકેજી; ચિંતે ગુણાવળી એમ હો, ગુ૦ થઇ અગંજી હો હવે પ્રીતમ થકેજી. ૧૩ વિનવે સવિ કાસીદ હો, ગુ૦ ચંદે મુખથી હો વાત જે કહી હતી જી; કહે રાણી સુણ તાસ હો, ગુ૦ વાત કિહાં ઇહાં રખે કરતો છતી જી. ૧૪ સનમાન્યો તેહ પ્રેષ્ય હો ગુ૦ પાછો પઠાવ્યો હો લેખ લિખી કરીજી; પણ નૃપચંદની

---

ચાલી રખે મને ભૂલી જતા નહીં. પરદેશના ગુલાબના ફુલ કરતાં પણ સ્વદેશનો કાંટો વહાલો લાગે છે. હવે અમારે તમને મળવામાં કાંઇ આંટી રહી નથી. ૧–૫

અમને અહીં પરમ આનંદ છે, પરંતુ તમારાં અમૃતમય વચનો સાંભળવાની ઘણી હોંશ થાય છે. જે દિવસે તમને મળશું તે દિવસને લેખે ગણશું અને મનની સર્વ વાતો તે વખતે ખુલાસાથી કરશું. ટુંકા કાગળમાં કેટલું લખી શકાય તેથી વધારે લખ્યું નથી. ” ૬–૭

આ પ્રમાણે સમજાવીને સેવકને આભાપુરી તરફ વિદાય કર્યો. સેવક અનુક્રમે આભાપુરી પહોંચ્યો. નગરી જોઈને તે બહુજ ખુશી થયો. પછી પ્રચ્છન્ન રીતે મંત્રીને ઘરે ગયો અને તેના પરનો લેખ આપ્યો. મંત્રી તે વાંચીને બહુજ પ્રસન્ન થયો, તે ગુણાવળી પાસે તેને એકાંતે લઇ ગયો. તેણે ગુણાવળીને હાથોહાથ પત્ર આપ્યો. તે તો વાંચીને એટલી બધી હર્ષિત થઇ કે તેના અંગમાં આનંદ ન સમાવાથી નેત્રદ્વારા અશ્રુરૂપે બહાર નીકળ્યો. તેણે લેખને વધાવી લીધો અને હૃદય સાથે ચાંપ્યો. પછી સેવકે મોઢે કહેવરાવેલ સંદેશો કહી સંભળાવ્યો. તે સાંભળીને ઘણી રાજી થઈ. પછી તેણે આવેલા સેવકને કહ્યું કે–“ હું આ વાત કોઇ ઠેકાણે પ્રગટ કરીશ નહીં અને તું જેમ આવ્યો તેમ ગુપચુપ ચાલ્યો જજે. ” ૮–૧૪

**વાતો હો, ગુ૦ નગરીમાં હે હો ઘરઘર પરવરીજી. ૧૫ કહે જણ જણ મુખ હો, હે૦ વિહંગ મિટીને હો નર થયો નરવરૂજી; પુરતું પૂરણ ભાગ્ય હો, ગુ૦ વહેલો આવે હો ઇહાં અલવેસર જી. ૧૬ ધન્ય ધન્ય ચંદનરિંદ હો, હે૦ વાસના પસરી હો સુયશ સુવાસનીજી; એહ ઇગ્યારમી ઢાળ હો, હે૦ મોહને ભાખી હો ચોથા ઉલ્લાસનીજી. ૧૭.**

---

પછી આવેલ સેવકનું સન્માન કરી પત્ર લખી આપીને તેને તરતજ પાછો વિદાય કર્યો, પણ આભાપુરીમાં તો પુણ્યના સુગંધની જેમ વાત વિસ્તાર પામી ગઈ કે 'ચંદરાજા કુકડા મટીને મનુષ્ય થયા છે.' લોકો સ્થાને સ્થાને તેજ વાત કરવા લાગ્યા અને હવે વહેલા ચંદરાજા પધારે એમ અંતઃકરણથી ઈચ્છવા લાગ્યા. આખી આભાપુરીમાં એક માણસ સિવાય સર્વના હૃદયમાં આનંદ આનંદ થઈ રહ્યો. આ અગ્યારમી ઢાળ મોહનવિજયજીએ રચી. ૧૫-૧૭

આ પ્રસંગને લગતો ચંદરાજાએ ગુણાવળી ઉપર લખેલો અને ગુણાવળીએ ચંદરાજા ઉપર લખેલો પત્ર મુનિ દીપવિજયજીએ કરેલો બહુ અસરકારક છે અને ખાસ વાંચવા લાયક છે તેથી તે અહીં મૂળરૂપેજ દાખલ કરેલ છે.

## " चंदराजाए गुणावळी उपर लखेल कागळ. "

સ્વસ્તિ શ્રી મરૂદેવીના જી, પુત્રને કરૂં રે પ્રણામ;
જેહથી મનવંછિત ફળ્યાંજી, ઉપગારી ગુણધામ,
**ગુણવંતી રાણી ! વાંચજો લેખ ઉદાર.** ગુ૦ ૧
સ્વસ્તિ શ્રી આભાપુરે જી, સર્વે ઉપમા ધીર;
પટરાણી ગુણાવળી જી, સજ્જન ગુણે ગંભીર. ગુ૦ ૨
શ્રી વિમલાપુર નયરથી જી, લિખિતં ચંદ નરિંદ;
હિત આશીરૂવાદ વાંચજો જી, મનમાં ધરીય આનંદ. ગુ૦ ૩
આહીં કુશળ ક્ષેમ છે જી, નાભિનંદન સુપસાય;
જગમાં જસ કીર્તિ ઘણી જી, સુર નર સેવે પાય. ગુ૦ ૪
તુમચા એમ કુશળતણા જી, કાગળ લખજો સદાય;
મળવું જે પરદેશમાં જી, તે તો કાગળથી રે થાય. ગુ૦ ૫
સમાચાર એક પ્રીછજો જી, મોહન ગુણ મણિમાળ;
ઇહાં તો સૂરજકુંડથી જી, પ્રગટી છે મંગળમાળ. ગુ૦ ૬

**છપ્પય.**

શ્રી પુંડરગિરિ ગત, નમી વિનમિ વિદ્યાધર,
દ્રાવિડ વારિખિલ ભૂપ, મહીપાલક નૃપ ખેચર;
થાવચ્ચા સૂરિરાજ, સૂરિ સેલગ સુદર્શન,
નારદ પંડવ પંચુ, દેવકી ખટ સુત વંદન;

અનંત કોટિ શિવ પદ ભયે, તીર્થ ઇહ તારન તરન,
કવિરાજ દીપ વંદન કરે, સિદ્ધગિરિ અસરન સરન. ૧.

( મૂળ ઢાળ. )

તેહની હર્ષ વધાઇનોજી, રાણી એ જાણજો લેખ;
જો મનમાં કાંઇ પ્રેમ હોય તો, હરખજો કાગળ દેખ. ગુ૦ ૭

તુમ સજ્જન ગુણ સાંભરેજી, ખિણખિણમાં સો વાર;
પણ તે દિ નવિ વીસરેજી, કણેરની કાંબ બે ચાર. ગુ૦ ૮

જાણી નહીં મુઝ પ્રીતડીજી, થઈ તું સાસુને આધીન;
તે વાતું સંભારતાંજી, મન પામ્યું છે રે દીન. ગુ૦ ૯

પણ શું તું કરે કામિનીજી, શું કહિયે તુજને નાર;
સ્રી હોવે નહિં કોઇનીજી, એમ બોલે છે સંસાર. ગુ૦ ૧૦

સુતા વેચે કંથનેજી, હણે વાઘ ને ચોર;
બિહે બિલાડીની આંખથીજી, એહવી નારી નિઠોર. ગુ૦ ૧૧

ચાલે વાંકી દૃષ્ટિથીજી, મનમાંહિ નવ નવા સંચ;
એ લક્ષણ વ્યભિચારીનાંજી, પંડિત બોલે પ્રપંચ. ગુ૦ ૧૨

એક સમજાવે નયણથીજી, એક સમજાવે રે હાથ;
એ ચરિત્ર નારી તણાંજી, જાણે શ્રી જગનાથ. ગુ૦ ૧૩

આકાશે તારા ગણેજી, તોળે સાયર નીર;
પણ સ્રીચરિત્ર ન કહિ શકેજી, સુરગુરૂ સરખો રે ધીર. ગુ૦ ૧૪

કપટી નિઃસ્નેહી કહીજી, વળી જૂઠી નારી સર્વ;
ઇંદ્ર ચંદ્રને ભોળવ્યાજી, આપણ કરીએ શ્યો ગર્વ. ગુ૦ ૧૫

નદીનીર ભુજબળ તરેજી, કહેવાયે છે અનાથ;
એક વિષયને કારણેજી, હણે કંથને નિજ હાથ. ગુ૦ ૧૬

ગામમાં બીહે શ્વાનથીજી, વનમાં ઝાલે છે વાઘ;
નાસે દોરડું દેખીનેજી, પકડે ફણીધર નાગ. ગુ૦ ૧૭

ભર્તૃહરિ રાજા વળીજી, વિક્રમ રાય મહાભાગ;
તે સરખા નારી તણાજી, કદિએ ન પામ્યા તાગ. ગુ૦ ૧૮

તો રાણી તુજ શું કહુંજી, એ છે સંસારની રીત;
પણ હું એમ નવિ જાણતોજી, તુજને એહવી અવિનીત. ગુ૦ ૧૯

તુજને ન ગમે કામિનીજી, કરતો અંતર એમ;
આગલી પ્રીત ખરી હતીજી, તું પલટાણી કેમ. ગુ૦ ૨૦

મૂકાણી ક્યાંની ગોઠડીજી, સાહુણી કરી એહ;
જિમ વાળ્યાં તિમ તેં વાળ્યાંજી, ફળ પામી તું એહ. ગુ૦ ૨૧

હું જાણતો નહિ તાહરેજી, જાણી સાચુ છે એક;
તો પણ મેં સાચુ માનીજી, ગોઠડી જતાવજો છેક. ગુ૦ ૨૨

આપ કિસ્યા ગુણ દીઠિયેજી, જોતાં નગર વિભાસ;
બાળી બાળ ચિત્તે નહીંજી, લખિયા જે કર્મ લગાસ. ગુ૦ ૨૩

ગુણ અવગુણ સંભારતાંજી, મનમાં આવે છે રોષ;
પ્રીતિદશા સંભારતાંજી, બહુ ઉપજે છે સંતોષ. ગુ૦ ૨૪

કાગળ થોડો ને હિત ઘણુંજી, મોસેં લખિયું ન જાય;
સાગરમાં પાણી ઘણુંજી, ગાગરમાં ન સમાય. ગુ૦ ૨૫

સમસ્યા—૧ ગહુંની પહેલાં નીપજેજી, પીલું તરૂવર પાસ;
પહેલે ચોથી માતરાજી, તે છે તુમારી પાસ. ગુ૦ ૨૬ ઉ૦ જીવ.

૨ દો નારી અતિ શામળીજી, પાણીમાંહે વસંત;
તે તુમ સજ્જન દેખવાજી, અલજો અતિશે ધરંત. ગુ૦ ૨૭ **આંખની કીકી.**

૩ મઠમાંહે તાપસ વસેજી, વિચ દીજે જીકાર,
તુમ અમ એવી પ્રીતડીજી, જાણે છે કિરતાર. ગુ૦ ૨૮ ઉ૦ **મજીઠ.**

૪ સાત પાંચ ને તેરમાંજી, મેળવજો દોઇ ચાર;
તેની પાસે તમે વસ્યાજી, સ્નેહ નહીંજ લગાર. ગુ૦ ૨૯

એ ચારે સમસ્યા તણોજી, કરજો અર્થ વિચાર;
પ્રીતિદશા જિમ ઉલ્લસેજી, પ્રગટે હર્ષ અપાર. ગુ૦ ૩૦

કાગળ વાંચી મોહનોજી, લખજો તુરત જબાપ;
માણસને ન જણાવશોજી, જો હોય ડહાપણ આપ. ગુ૦ ૩૧

વળી હલકારા મુખથકીજી, સહુ સુણજો અવદાત;
કાગળથી અધિકી ઘણીજી, કહેશે મુખથી એ વાત. ગુ૦ ૩૨

પ્રીતિપુરે ચંદ નરેશરેજી, લખીઓ લેખ શ્રીકાર;
દીપવિજય કહે સાંભળોજી, આગળ વાત રસાળ. ગુ૦ ૩૩

## " गुणावळी राणीए उत्तरमां लखेलो कागळ. "

સ્વસ્તિશ્રી વિમલાપુરે, વીરસેન કુલચંદ રે;
રાજ રાજેશ્વર રાજિયા, સાહિબ ચંદ નરિંદ રે;
**વાંચજો લેખ મુજ વાલહા.** ૧

શ્રી આભાપુરી નયરથી, હુકમી દાસી સકામ રે;
લખિતં રાણી ગુણાવળી, પ્રીછજો મારી સલામ રે. વાં૦ ૨

સાહિબ પુણ્ય પસાયથી, ઇહાં છે કુશળ કલ્યાણ રે;
વહાલાના ક્ષેમ કુશળતણા, કાગળ લખજો સુજાણ રે. વાં૦ ૩

સમાચાર એક પ્રીછજો, ક્ષત્રીવંશ વજીર રે;
મુઝ દાસીની ઉપરે, કૃપા કરી વડધીર રે. વાં૦ ૪

વહાલાએ લેખ જે મોકલ્યો, સેવક ગિરધર સાથ રે;
ક્ષેમે કુશળે આવિયો, પહોતો છે હાથોહાથ રે. વાં૦ ૫

વાહાલાનો કાગળ દેખીને, ટળિયા દુઃખના વૃંદ રે;
પીઉને મળિયા જેટલો, ઉપન્યો છે આનંદ રે. વાં૦ ૬

સૂરજ કુંડની મહેરથી, સફળ થયો અવતાર રે;
તે સહુ કુશળ કલ્યાણના, આવ્યા છે સમાચાર રે. વાં૦ ૭

સોળ વરસના વિયોગનું, પ્રગટયું દુઃખ અપાર રે;
કાગળ વાંચતાં વાંચતાં, ચાલી છે આંસુની ધાર રે. વાં૦ ૮

જે વ્હાલાએ લેખમાં, લખિયા ઓળંભા જેહ રે;
મુઝ અવગુણ જોતાં થકાં, થોડા લખિયા છે એહ રે. વાં૦ ૯

સાહિબ લખવા જોગ છો, હું સાંભળવા જોગ રે;
જેહવા દેવ તેવી પાતરી, સાચી કહેવત લોગ રે. વાં૦ ૧૦

સમસ્યા ચાર લખી તુમે, તે સમછ્યું સ્વામી રે;
મનમાં અર્થ વિચારતાં, હરખે છે આતમરામ રે. વાં૦ ૧૧

હું તો અવગુણની ભરી, અવગુણ ગાડાં લાખ રે;
જિમ કોઇ વાયુ જોગથી, બિગડી આંબા શાખ રે. વાં૦ ૧૨

મુઝ અવગુણ જોતાં થકાં, નાવે તમને મહેર રે;
પણ ગિરૂઆ ગંભીર છો, જેહવી સાગર લહેર રે. વાં૦ ૧૩

ગિરૂઆ સહેજે ગુણ કરે, કંત અકારણ જાણ રે;
જળ સીંચી સરોવર ભરે, મેઘ ન માગે દાણ રે. વાં૦ ૧૪

પથ્થર મારે તેહને, ફળ આપે છે અંબ રે;
તિમ તુમ સરખા સાહિબા, ગિરૂઆ ગુણની લુંબ રે. વાં૦ ૧૫
કાપે ચંદન તેહને, આપે છે સુગંધ અપાર રે;
મુઝ અવગુણ નાણ્યા હિયે, ધન્ય ધન્ય તુમ અવતાર રે. વાં૦ ૧૬
મુઝ સરખી કોઇ પાપિણી, દિસે નહીં સંસાર રે;
માન્યું સાસુનું કહ્યું, છેતરીયો ભરતાર રે. વાં૦ ૧૭
મેં જાણ્યું નહિં એહવું, હું તો ભોળી નાર રે;
સાસુને કાને ચઢી, સમજી નહીં ય લગાર રે. વાં૦ ૧૮
મેં આગળથી લહી નહીં, સાસુ એહવી નાથ રે;
ખાવી ગાંઠની ખીચડી, જાવું ઘેલાની સાથ રે. વાં૦ ૧૯
કાંઇક કાચા પુણ્યથી, સદ્બુદ્ધિ પણ પલટાય રે;
જિમ રાણીને ખોળનું, ખાધાનું મન થાય રે. વાં૦ ૨૦
કરી પ્રપંચ ઇણ સાસુએ, ઘણો દેખાડ્યો રાગ રે;
પછે તો વાત વધી ગઇ, થયો પીંછનો કાગ રે. વાં૦ ૨૧
કિહાં આભા કિહાં વિમળાપુરી, જોયા જેહ તમાસ રે;
હાંસીથી ખાંસી થઇ, કરવા પડિયા વિમાસ રે. વાં૦ ૨૨
પરણ્યાની સહુ વાતડી, મુજને કહી પ્રભાત રે;
જો તે ઠેકાણે દાટતી, તો એવું નહિ થાત રે. વાં૦ ૨૩
મિંઢળની સહુ વાતડી, મેં કહી સાસુને કાન રે;
પછે તો ઝાલ્યું નવિ રહ્યું, પ્રગટ્યું ત્રીજું તાન રે. વાં૦ ૨૪
માહરૂં કર્યું મુઝને નડ્યું, આડું ન આવ્યું કોય રે;
ચોરની માતા કોઠીમાં, મુખ ઘાલી જે રોય રે. વાં૦ ૨૪
પસ્તાવો શ્યો કરવો હવે, કહ્યું કાંહિ ન જાય રે;
પાણી પી ઘર પૂછતાં, લોકમાં હાંસી થાય રે. વાં૦ ૨૬
જે કાંઇ ભાવીભાવમાં, જે વિધિ લખિયા લેખ રે;
તે સવિ ભોગવવા પડે , તિહાં નહીં મીન ને મેષ રે. વાં૦ ૨૭
સાસુના જાયા વિના, સોળ વરસ ગયાં જેહ રે;
મુઝ મનડાની વાતડી, જાણે કેવળી તેહ રે. વાં૦ ૨૮
પણ કુર્કટથી જે નર થયા, તેહ વિસ્તરશે વાત રે;
સાસુ સાંભળશે તદા, વળી કરશે ઉતપાત રે. વાં૦ ૨૯
તે માટે સાવધાનીથી, રહેજો ધરિય ઉલ્લાસ રે;

જેહવા તેહવા લોકમાં, કરશો નહિં વિશવાસ રે. વાં૦ ૩૦

સાસુને કહેવરાવજો, ઇંહાં આવ્યાનો ભાવ રે;
પછે જેહવા પાસા પડે, તેહવા દેજો દાવ રે. વાં૦ ૩૧

મુઝ અવગુણની ગાંઠડી, નાખજો ખારે નીર રે;
નિજ દાસી કરી જાણજો, મુઝ નણદીના વીર રે. વાં૦ ૩૨

કાગળ લખજો ફરિ ફરિ, કૃપા કરી એક મન્ન રે;
વહેલાં દરિસણ આપજો, શરીરનાં કરજો જતન્ન રે. વાં૦ ૩૩

મુઝ બહેની વહાલી ઘણી, પ્રેમલાલચ્છી જેહ રે;
તેહને બહુ હેતે કરી, બોલાવજો ધરી નેહ રે. વાં૦ ૩૪

**સમસ્યા**–રાધાપતિ કે કર વસે, પંચજ અક્ષર લેજો રે;
પ્રથમ અક્ષર દૂર કરી, વધે તે મુજને દેજો રે. વાં૦ ૩૫. ઉ૦ (સુ) **દરશન.**

જો હવે સુરજકુંડથી, વિઘન થયાં વિસરાળ રે;
તો સહુ પુણ્ય પસાયથી, ફળશે મંગળમાળ રે. વાં૦ ૩૬

ઇમ લખી લેખ ગુણાવળી, પ્રેષ્યો પ્રીતમ પાસ રે;
દીપવિજય કહે ચંદની, હવે સહુ ફળશે આશ રે વા૦ ૩૭

હવે આ હકીકત વીરમતીના જાણવામાં આવશે અને તે અનેક પ્રકારના તર્કવિતર્ક કરશે, જેને પરિણામે પુણ્યની પ્રબળતાથી ચંદરાજાને તે કાંઇપણ ઇજા કરી શકશે નહીં; પરંતુ પોતે પરાજય પામશે અને ચંદરાજા આભાપતિ થશે. એ સઘળું હવે પછીના રહસ્યમાં વાંચશું, આ રહસ્યમાંથી જે સાર ગ્રહણ કરવા યોગ્ય છે તે આ નીચે પ્રદર્શિત કરવામાં આવે છે.

## ઢાળ દસમી તથા અગ્યારમીનું રહસ્ય.

સિંહલરાજાને રાજસભામાં બોલાવી મકરધ્વજ રાજા જે વચનો કહે છે તે બધા તે મૌનપણે સાંભળી રહે છે, એક શબ્દ પણ બોલી શકતો નથી. તેનું કારણ પોતાનો ગુન્હો પોતે સમજી શકે છે તેજ છે. ગુન્હો રાંક છે. ખોટો બચાવ ખરી વખતે કરી શકાતોજ નથી. સામે ચંદરાજાને બેઠેલા જુઓ એટલે પછી બચાવ શું કરે ? બીજે વખતે ખોટી રીતે બચાવ કરનારા પણ ખરે વખતે ગુન્હો કબુલ કરે છે અથવા મૌન થઇ જાય છે.

મકરધ્વજ રાજા શિક્ષા ફરમાવે છે ત્યારે પણ તેઓ કાંઇ બોલી શકતા નથી, પરંતુ શ્રીપાળ રાજાની જેવા એકાંત ઉપકારી ચંદરાજા કહ્યા વિના રહી શકતા નથી. તેઓ અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિથી મકરધ્વજ રાજાને સમજાવે છે અને સિંહલરાજાનો સપરિવાર છુટકો કરાવે છે. સજ્જનોની આવીજ રીતિ હોય છે. તેઓ ઉપકારીનો બદલો તો પ્રાણુસાટે પણ વાળે છે, પરંતુ અપકારી ઉપર પણ ઉપકારજ કરનારા હોય છે. ચંદરાજા

કહે છે કે 'જો ભુંડું કરનારનું આપણે પણ ભુંડું કરીએ તો ભુંડા અને રૂડામાં ફેર શો ?' આ વાકય ખાસ ધ્યાનમાં રાખવા લાયક છે. આવા સજ્જનો જગતમાં વીરલ હોય છે. ઘણા તો અધમ વૃત્તિના હોય છે કે જેઓ ઉપકારીનો પણ અપકાર કરે છે. ઉપકારીનો ઉપકાર કરનારા મધ્યમ કહેવાય છે. ઉત્તમ તો અપકારીનો પણ ઉપકાર કરે તેજ કહેવાય છે. આપણે એમાંની કઈ પંક્તિમાં છીએ તેનો વાંચકોએ વિચાર કરી લેવો.

ચંદરાજાએ સજ્જનતા બતાવ્યા પછી પ્રેમલાનો વારો આવે છે, તે પણ પોતાની સદ્વૃત્તિ બતાવી આપે છે. પોતાના નામમાત્ર સ્વામી કનકધ્વજનો કુષ્ટ દૂર કરી તેનાપર તે અનહદ ઉપકાર કરે છે. ચંદરાજાના સુશીળપણાનો અદ્‌ભુત ચમત્કાર અહીં પ્રગટ થાય છે. કનકધ્વજની તો તેથી જીંદગી સુધરી જાય છે. તે ચંદરાજાને પગે પડે છે. આવા ઉપકારી પુરૂષો જગતમાં બહુ વીરલજ જણાય છે, પછી સિંહલરાજા પરિવાર સાથે સ્વદેશ સીધાવે છે.

હવે ચંદરાજાને ગુણાવળીનું સ્મરણ થાય છે. ગુણાવળીએ જો કે એક વખત ભૂલ તો કરી, પણ પછી તેને માટે તેણે એટલો બધો પસ્તાવો કર્યો અને કુર્કટપણામાં ચંદરાજાની એટલી બધી ભક્તિ અને પરિપાલના કરી કે જે ચંદરાજા જીંદગી પર્યંત ભૂલે તેમ નહોતું. શિવમાળાને તે જ્યારે પાંજરૂં આપતી નહોતી તે વખતે ચંદરાજાએ વચન આપ્યું હતું કે 'હું જો મનુષ્ય થઇશ તો તરતજ તને મળીશ,' આ વચન તને યાદ આવે છે એટલે તે તેને મળવાને વધારે ઇંતેજાર થાય છે. અંતઃકરણ એ પરસ્પરની સાક્ષી આપનાર છે. એક જો શુદ્ધ અંતઃકરણથી ચાહે છે તો તે જેને ચાહે છે તે પણ જરૂર તેને ચાહ્યા સિવાય રહી શકતો નથી. આવો અદલ ન્યાય કુદરતી રીતેજ પ્રવર્તે છે. રાત્રિએ તેનું સ્મરણ થયા પછી તેનાજ વિચારમાં સવાર પડે છે. ચંદરાજા પહેલું કામ ગુણાવળીને ખબર આપવા માટે માણસ મોકલવાનુંજ કરે છે. હજુ પણ વીરમતીનો ભય તેના મનમાંથી દૂર થતો નથી. તેના ઘા હજી સાલ્યા કરે છે. તેથી માણસને તેનાથી અજાણ્યા રહેવાની ખાસ ભલામણ કરે છે. એ પત્ર લઇ જનાર સાથે જે સંદેશો કહેવરાવે છે તેમાં એક વાકય સ્વદેશભક્તિનું સૂચક છે. ચંદરાજા કહે છે કે "**પરદેશના ગુલાબ કરતાં સ્વદેશના કાંટા વહાલા લાગે** છે.' આ ખરેખરી વાત છે. એનું નામ સ્વદેશાભિમાન છે. જેઓ પોતાની સ્વદેશભૂમિને ભૂલી જાય છે, તેઓ દેશદ્રોહી બને છે, તેઓજ ખરેખરા કૃતઘ્ની છે. ચંદરાજા સર્વ પ્રકારે ઉત્તમ હતા, તેથી આ પ્રકારની સ્વદેશભક્તિનો પણ તેના હૃદયમાં વાસ હતો.

માણસ આભાપુરી જાય છે. મંત્રીદ્વારા ગુણાવળીને મળે છે, અને તેને પત્ર આપીને તેમજ મુખેથી હકીકત કહીને અત્યંત પ્રસન્ન કરે છે. ગુણાવળી પણ વીરમતી સાસુથી બીહે છે, એટલે સેવકને તેનાથી અજાણ્યા રહેવાની ખાસ ભલામણ કરે છે અને વધારે ચકચાર

ન થાય તેટલા માટે તેને તરતજ પત્ર લખી આપીને વિદાય કરી દે છે. આ પ્રમાણે કર્યા છતાં પણ વાત છાની રહેતી નથી. '**વાયે ઉડી જાયે વાત**' એ વાકય પ્રમાણે આખી આભાપુરીમાં ચંદરાજા કુકડા મટીને મનુષ્ય થયાની વાત ફેલાઇ જાય છે. કસ્તુરીને ગમે તેટલી ઢાંકી રાખો છતાં પણ તેની સુગંધ બહાર પડ્યા વિના રહેતીજ નથી. લોકોની કલ્પનાજ અપૂર્વ કામ કરે છે. તેના હૃદયમાંજ એવા સંકલ્પ ઉદ્ભવે છે અને તે પરિણામે ઘણી વખત તો સાચાજ પડે છે.

આ પ્રસંગે **દીપકવિએ** બનાવેલા ચંદરાજા અને ગુણાવળીના કાગળો કે જે જુદા છપાયેલા છે, પરંતુ પ્રસંગને બહુ અનુકૂળ છે તે આપવામાં આવ્યા છે. તેની અંદર ચંદરાજાએ ગુણાવળીને બહુ પ્રકારે ઓળંભા આપ્યા છે, પરંતુ સદ્ગુણી ગુણાવળીએ તે બધા માથે ચઢાવ્યા છે અને તે કરતાં પણ વધારે ઠબકાને પાત્ર પોતે છે એમ કબુલ કર્યું છે. આવી સદ્ગુણી સ્ત્રીઓ પણ જવલેજ દ્દષ્ટિએ પડે છે. આ તો નામથી અને ગુણથી બન્ને પ્રકારે ગુણાવળી છે. તેનો પત્ર ખાસ વાંચવા લાયક છે. પતિ સાથે સ્ત્રીનું વર્તન કેવું હોવું જોઇએ તે તેમાં બહુ સારી રીતે સૂચવેલું છે.

આ રહસ્ય અહીં સમાપ્ત કરવામાં આવ્યું છે. કારણ કે આ રહસ્યમાં એકલો હર્ષજ ભરેલો છે. તેની અંદર બધા હર્ષિત થનારાનુંજ વૃત્તાંત આવે છે. ચંદરાજા મનુષ્ય થયા તેમાં નાખુશ થાય તેવું માત્ર એકજ માણસ છે અને તે તેની અપરમાતા વીરમતી છે. તેને કાને આ વાત ગયા સિવાય રહેવાની નથી અને તે સાંભળતાંજ તેના હૃદયમાં તેલ રેડાવાનું છે, તે અનેક પ્રકારનાં માઠાં સંકલ્પ કરવાની છે. તેથી એ હકીકત હવે પછી આવશે. આમાંથી ખાસ સાર એજ ગ્રહણ કરવાનો છે કે—'સજ્જનો અપકારી ઉપર પણ અતુલ કરે છે.' પ્રિય વાંચનાર! તું પણ એવી સજ્જનતા મેળવવા તૈયાર થજે. આત્માને ઉચ્ચ કોટીમાં લઈ જવાનો એજ અમોઘ ઉપાય છે. એવી સજ્જનતાના શાસ્ત્રોમાં તો અનેક ઉદાહરણો મળી આવે છે, પરંતુ આ કનીષ્ટ કાળમાં તો એવા મનુષ્યનાં દર્શન પણ દુર્લભ છે. આશા છે કે આ હકીકત અમારા વાંચનારા બંધુઓ અને બહેનો પોતાના હૃદયમાં કોરી રાખી તેનું અનુકરણ કરવા યથાશક્તિ તત્પર થશે. આટલું કહીને આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે.

દુહા.

વીરમતીએ એહવી, સણસણ લહી તે વાર;
જે છે ચંદ વિમલાપુરી, લહ્યો માનવ આકાર. ૧

રોષ ચઢી ચિત્ત ચિંતવે, કુણ એહવો સંસાર;
જે મેં કીધો કુકડો, દે તસ નર અવતાર. ૨

મન પણ ઇહાં આવ્યા તણું, રાખે છે વળી તેહ;
ભૂલી હું જ ખરી પ્રથમ, કુશલ્યો રાખ્યો એહ. ૩

પાછો પુરૂષ થયા પછી, ધરે હોંશ બહુ મંદ;
પાપડ ખાઈ પદમસી, હુઓ દીસે ચંદ. ૪

મુજ સાહમો થાવા કરે, જુઓ જગ ઉલટો ન્યાય;
મોટીના લઘુ મીનડી, કાન કરડવા જાય. ૫

સાહમી વિમલપુરી જઈ, મોડું એહનું માન;
ન દીઉં ઇહાં લગે આવવા, તો મુજ ખરાં વખાણ. ૬

આજ પછી નવિ રાખવો, રિપુને થઇ અબુજ;
એક કળા એ પણ અધિક, શીખવી ચંદે મુજ. ૭

---

દુહાનો ભાવાર્થ.

ચંદરાજા કુકડો મટીને મનુષ્ય થવાની હકીકત અનુક્રમે વીરમતીના જાણવામાં આવી, એટલે તેને ક્રોધ ઉત્પન્ન થયો. તે વિચારવા લાગી કે—' એવો કોણ બળવાન્-શક્તિમાન્ છે કે જે મેં કુકડો કરેલાને પુરૂષ કરે ? વળી એમ સંભળાય છે કે તે અહીં આવવાની ઇચ્છા કરે છે, પણ મેંજ ભૂલ ખાધી કે તેને જીવતો રાખ્યો. એ નાનો બાળક મારી સામો થવાની ઇચ્છા કરે છે, પણ સમજતો નથી કે એમાં લાડવો ખાઇ જવા જેવું સહેલું નથી ! વળી જગતનો ઉલટો ન્યાય તો જુઓ કે મોટી બિલાડીના કાન કરડવા નાની બિલાડી જાય છે. શું આ બની શકે તેવી વાત છે ? કેટલી અસંભવિત વાત છે. પરંતુ હું તેને અહીં આવવાજ શું કામ દઉં, હુંજ સામી વિમળાપુરી જાઉં અને તેનું અભિમાન છોડાવી દઉં, ત્યારેજ મારા વખાણ થશે. આજથી ચંદે એક શિખામણ આપી કે શત્રુને જીવતો રાખે તે અબુજ ગણાય. ' ૧–૭

## ઢાળ ૧૨ મી.

( કેસરકેરા હો કાટ કસુંબો મારા લાલ—એ દેશી. )

પભણે સાસુ હો વહુને તેડી, મારા લાલ, નિરખ તું ચંદે હો ફિરી મુજ છેડી; મા૦ વિમળાપુરીએ હો મનુષ્ય થયો છે, મા૦ અમર્ષ એહને હો હજી ન ગયો છે. મા૦ ૧ આવવા આભા હો ઉમંગ ધરે છે, મા૦ નિપટ અજાણ્યું હો મૂઢ કરે છે; મા૦ નર થયા માટે હો થયો શું માટી, મા૦ નહીં જાયે ખાટી હો રાખ્યે આંટી. મા૦ ૨ ખબર તો એહની હો થઇ હશે તુજને, મા૦ થઇ તું ખોટી હો ન કહે મુજને; મા૦ એહને પાછો હો લિખ તું કાગળ, મા૦ ન કહીશ વાતું હો કોઇની આગળ. મા૦ ૩ થઇશ જો મુજથી હો હૃદયની ઉંડી, મા૦ તો મુજ સરીખી હો ન ગણીશ ભુંડી; મા૦ મુકી જો હોયે હો પીઉ તુજ હુંડી, મા૦ નાખજો કહું છું હો જીહાં જળકુંડી. મા૦ ૪ વિમળપુરીએ હો જાઇશ હું તો, મા૦ આભાપુરીએ હો રહેજે તું તો; મા૦ મંદમતિને હો જઇ સમજાવીશ, મા૦ તુરતજ પાછી હો ઇહાં આવીશ. મા૦ ૫ વહુ તવ ભાખે હો વીરમતીને, મા૦ કલ્પી કહેવું હો અયુક્ત સતીને; મા૦ વિહંગ જે કીધો હો નર કિમ થાયે, મા૦ દીઠા વિહુણો હો નવિ એ મનાયે.

---

### ઢાળ બારમીનો ભાવાર્થ.

આ પ્રમાણે વિચાર કરીને પછી તેણે ગુણાવળીને પોતાની પાસે બોલાવી કહ્યું કે—"હે ગુણાવળી! મેં સાંભળ્યું છે કે તારો પતિ વિમળાપુરીમાં મનુષ્ય થયો છે, અને અહીં આવવાનું મન કરે છે. આ મારી સાથે ફરીને છેડ કરવા ધારે છે, પણ એ મૂઢ વગર-વિચાર્યું કરે છે. મનુષ્ય થયો એટલે ખાટી ગયો એમ સમજવામાં ભૂલ કરે છે. આ વાતની ખબર તને પણ પડી હશે, પણ તું મને કહેતી નથી, મારાથી છાનું રાખે છે, પણ તું તેને કાગળ લખ કે અહીં આવીને રાજ્ય કરવાની આશા છોડી દે. આ વાત તું કોઈની આગળ કરીશ નહીં અને મારી સાથે દગો રમીશ નહીં. જો મારી સાથે ઉંડી થઈ છું તો મારા જેવી ભુંડી કોઈ નથી એટલું ધ્યાનમાં રાખજે. વળી જો પતિએ કાંઇ હુંડી મોકલી હોય તો પાણીમાં બોળી દેજે. હું વિમળાપુરીએ જઈ આવવા ધારૂં છું. તું એકલી અહીં રહેજે. હું તેને સમજાવીને તરત પાછી આવીશ." ૧–૫

ગુણાવળી બોલી કે "સાસુજી! આવી કલ્પિત વાત કરવી તે આપને યોગ્ય નથી. જેને પક્ષી કર્યો તે પાછો મનુષ્ય શી રીતે થાય? એ વાત નજરે દીઠા વિના હું તો માની

મા૦ ૬ નહીં કોઈ અધિકો હો તુમથી માડી, મા૦ એ કોઇ પિશુને હો વાત ઉડાડી; મા૦ તમે ઘરમાંહે હો પોષો નવરસ, મા૦ પણ એ ન મળે હો ત્રીજ ને તેરસ. મા૦ ૭ નટ તો તિહાં લગિ હો કિમ કરી જાયે, મા૦ તુમ વિણ એહ તો હો નર નવિ થાયે; મા૦ બાઇ કહે કોઇને હો ન હુઓ કુસોજાં, મા૦ પાણી પહેલાં હો ન કાઢો મોજાં. મા૦ ૮ હું તો તુમથી હો નહીં ઘણું ડાહી, મા૦ કરજો કારજ હો ચિત્ત અવગાહી; મા૦ સાસુડીને હો કરીને ડાબી, મા૦ શીઘ્ર ગુણાવળી હો મંદિર આવી. મા૦ ૯ વીરમતીએ હો વેળા સાધી, મા૦ બહુ સુર તેડ્યા હો મંત્ર આરાધી; મા૦ ચંદ દુચિંતન હો વાત પ્રકાશી, મા૦ તવ સુર ભાખે હો ક્ષિણેક વિમાસી. મા૦ ૧૦ બાઇ અમથી હો એ નહીં હોવે, મા૦ ચંદથી વિરૂઓ હો કુણ જે જોવે; મા૦ સૂરજકુંડે હો મજ્જન કીધો, મા૦ થયો નરરૂપે હો પુહવિ પ્રસિદ્ધો. મા૦ ૧૧ તુમથી અમથી હો હવે નવિ ચાલે, મા૦ કહિયે છે સાચે હો ચાવે ભાલે; મા૦ અમથી અધિકા હો તસ રખવાળા, મા૦ અમે એ વાતે હો રહિશું નિરાળા. મા૦ ૧૨ કહો તો બીજો હો કારજ કરીએ, મા૦ પણ એ સામું

---

શકતી નથી. વળી હે માતાજી! તમારાથી અધિક મેં તો આ દુનિયામાં કોઈને દીઠું નથી કે તમારૂં કરેલું ફેરવી શકે. આ તો કોઇ પિશુની માણસે ખોટી વાત ફેલાવી જણાય છે. એવો ત્રીજ અને તેરશનો યોગ શી રીતે બને ? નટ એટલા બધા દૂર શી રીતે જાય અને એ વાત કેમ બને. તમારા વિના બીજું કોઇ એને પુરૂષ કરી શકે તેમજ નથી. એ તો તમે કૃપા કરો તોજ બને તેવું છે; બાકી તમે ત્યાં જવાનો વિચાર કરો છો તે તો પાણી પહેલાં મોજાં કાઢવા જેવું છે; બાકી હું કાંઇ તમારાથી વધારે ડાહી નથી કે તમને સલાહ આપું, પણ જે કરો તે વિચારીને કરજો. ”

આ પ્રમાણે કહીને ગુણાવળી પોતાને સ્થાને આવી, પણ તેને એ વાતની ખટક મનમાં રહ્યા કરી. અહીં વીરમતીએ પણ વખત સાધવા માંડ્યો. પોતે જેટલા મંત્રો જાણતી હતી તે બધાનું આરાધન કરીને તે બધાના આરાધ્ય દેવોને એકઠા કર્યા અને તેની પાસે ચંદરાજાનું અશુભ કરવાની વાત પ્રકાશિત કરી; એટલે તે દેવોએ વિચાર કરીને કહ્યું કે– “હે બાઈ! એ કાર્ય હવે અમારાથી બને તેમ નથી. સૂર્યકુંડમાં સ્નાન કરવાથી એ મનુષ્ય થયેલ છે એ સાચી વાત છે. પણ હવે તેનાથી વિપરીત થવાનું અમારાથી બની શકે તેમ નથી. એ બાબતમાં તમારૂં કાંઇ ચાલવાનું નથી. એની રક્ષા કરનારા અમારાથી બળવાન્ છે, તેથી અમે હવે નિરાળા રહેશું, તે કામમાં હાથ ઘાલશું નહીં. તમે કહો તો બીજું કામ કરી આપીએ, પણ આ કામ અમારાથી નહીં થાય. વળી અમારૂં માનો તો તમારે

હો પગલું ન ભરીએ; મા૦ એવડો સુતથી હો ન ધરો અભાવો, મા૦ કહીએ છે આભા હો આપી મનાવો. મા૦ ૧૩ સુરની વાણી હો નિસુણી રાણી, મા૦ સાહમું બમણી હો રોષ ભરાણી; મા૦ પુનરપિ દેવે હો અતિ સમજાવી, મા૦ તોપણ મમતી હો રાસે નાવી. મા૦ ૧૪ વચન રાણીનાં હો મુક્યાં વહિતાં, મા૦ સુર નિજ ઠામે હો સઘળા પોહોતા; મા૦ વીરમતીએ હો તેડયો મંત્રી, મા૦ વિમલપુરીએ હો થઇ હું ગંત્રી. મા૦ ૧૫ તું ઇહાં રહિજે હો ધરજે શાતા, મા૦ મંત્રી પભણે હો નિસુણો માતા; મા૦ એણી વાતે હો કિમ હું વારૂં, મા૦ થાજો ચિંત્યું હો બાઇ તુમારૂં. મા૦ ૧૬ મંત્રી વચને હો હરખી રાણી, મા૦ સચિવને જાણ્યો હો પરમ પ્રમાણી; મા૦ ઢાળ એ બારમી હો ચોથે ઉલ્લાસે, મા૦ મોહને ભાખી હો પ્રેમ પ્રકાશે. મા૦ ૧૭

દુહા.

ચંડા અતી પોરસ ચડી, પુનરાકર્પી દેવ;
રસરાતી કાતી ગ્રહી, મદમાતી સ્વયમેવ. ૧

વાર્યું ન કરે કોઇનું, કહી પણ ન શકે કોય;
વાર્યો ન રહે હાર્યો રહે, આપમતી જે હોય. ૨

---

પણ પુત્રની સાથે આટલો બધો અભાવ રાખવો તે યુક્ત નથી. તમારે આભાનગરીનું રાજ્ય તેને સોંપીને મનાવવો ઘટે છે. ” ૯-૧૩

આ પ્રમાણેની દેવોની વાણી સાંભળીને તો વીરમતી ઉલટી વધારે કોપાયમાન થઇ. દેવોએ તેને ફરીને સમજાવી, પણ તે સમજી નહીં અને મમતે ચડી. એટલે દેવતાઓ પોતપોતાને સ્થાને ગયા. પછી વીરમતીએ મંત્રીને બોલાવીને કહ્યું કે-'હું વિમળાપુરી જાઉં છું, તું આભાપુરી સંભાળજે.' મંત્રી કહે કે-' બહુ સારૂં. એમાં હું તમને શી રીતે વારૂં, ભલે પધારો અને તમારી ધારણા પાર પાડો.' મંત્રીનાં આવા વચનથી વીરમતી ખુશી થઇ અને મંત્રીને ખરેખરો પ્રમાણિક જાણ્યો. મોહનવિજયજીએ આ ચોથા ઉલ્લાસની બારમી ઢાળ પ્રકાશી. ૧૪-૧૭

દુહાનો ભાવાર્થ

પછી પ્રચંડ થયેલી વીરમતીએ ફરીને દેવોને આકર્ષ્યા અને તે બધાને સાથે લઇ હાથમાં કાતી રાખીને વિમળાપુરી તરફ આકાશ માર્ગે ચાલી. મદોન્મત્ત માણસો કોઇનું કહ્યું કરતા નથી. વળી વાર્યા પણ ફરતા નથી, હાર્યાજ રહે છે. વીરમતી મનમાં વિચાર

સુર પરિવારે પરવરી, વીરમતી સુવિલાસ;
વિદ્યાએ અંબરપથે, વિચરી રોષ પ્રકાશ. ૩

રાણી મનમાં ચિંતવે, ચંદને જીતીશ પ્રાજ્ય;
પણ ભોળી લહેતી નથી, જે દેઇશ નિજ રાજ્ય. ૪

જિમ નવિ જાણે રંડિકા, તિમ તિહાંથી સુર એક;
આગળથી જઇ વિનવે, ચંદ ભણી સુવિવેક. ૫

માહારાજા તુમ ઉપરે, આવે અછે વિમાત;
સાવધાન રહિજો તુમે, કહું છું છાની વાત. ૬

પુણ્ય પ્રબળ છે તુમતણું, ગંજી ન શકે એહ;
તોપણ રતનતણાં યતન, કરવાં યુક્ત છે એહ. ૭

ઢાળ ૧૩ મી.

( આવો રે ઓળગાણા તાહરી—એ દેશી. )

**સાંભળી ચંદનરેશરૂ રે, પામ્યો ઘણું મનમાંહિ રે શાતા; જાણી જે ઇહાં આવી સાહમી, માહરી વિમાતા; સુરવચને નૃપ પાખર્યા રે, મોટા હયવર જેહ રે**

---

કરે છે કે–' હું ચંદરાજા પાસે જઇને એકદમ તેને પરાજીત કરી દઇશ અથવા મારી નાખીશ. ' પણ તે મૂર્ખી જાણતી નથી કે ' હું આભાપુરીનું રાજ્ય આપવાજ જાઉં છું, તેનું બુરૂં ચિંતવતાં મારૂંજ માઠું થશે. ' પરંતુ ભવિતવ્યતા વિપરીત હોય છે ત્યારે બુદ્ધિ પણ વિપરીતજ થાય છે.

હવે વીરમતી આભાપુરીથી ચાલી તે વખતે એક દેવતા ત્યાંથી ઉતાવળો ચાલી ચંદરાજા પાસે આવી કહેવા લાગ્યો કે–" હે મહારાજ ! અમારી ઉપરવટ થઇને તમારો વિનાશ કરવા તમારી અપર માતા આવે છે તો તમે સાવધાન રહેજો. હું છાની રીતે તમને કહી જાઉં છું. જો કે તમારૂં પુણ્ય પ્રબળ છે, તેથી તે તમને કાંઇ કરી શકશે નહીં, તો પણ રત્નના જતન કરવા જોઇએ એવી નીતિ છે. " ૧–૭

ઢાળ તેરમીનો ભાવાર્થ.

દેવની આ પ્રમાણેની હકીકત સાંભળીને ચંદરાજા બહુ ખુશી થયા. તેણે તરતજ માતાની સામે જવાની તૈયારી કરી. ઉડતાં પંખીને પણ પકડી શકે એવા ઘોડાઓ સંખ્યાબંધ તૈયાર

તાતા; પકડે જે પંખીને ખિણમાં, ઉડતા રે જાતા. ૧ ચંદ રણરસીયો થઇ રે, અંગે પહિર્યો સન્નાહ રે ભારી; જગમાંહિ કોઇ પ્રગટ્યો હુન્ને, ઇશ્વરાવતારી; બાંધી ચાપે કસણે કસી રે, તનુ મધ્યે તરવાર રે સારી; ધીથી રે જય વરવા રાયે, અશ્વની અસવારી. ૨ મૃગયા મિસ ચઢી નિસર્યો રે, સામંત સાતહજાર રે સંગે; ન ધરે જે પગ પાછા કહિયે, સંગે રે ઉત્તંગે; આવ્યો વિમલપુરીથકી રે, ઉલંઘી બહુ કોશ રે રંગે; નિરખે છે વનવાડી આડી, નેત્રને પ્રસંગે. ૩ એહવે આવતી અંબરે રે, વરવીરે નિજ માય રે દીઠી; જાણે રે ક્રોધાનળની, ચાલતી અંગીઠી; પણ મનમાંહે ચંદને રે, લાગી અમીથી અનંત રે મીઠી: આભાની નિરધારે ધારી, આવતી એ ચીઠી. ૪ અકાશે પણ આવતો રે, સાહમો ચંદનરિંદ રે ધાર્યો; આગળથી આકાશે રહિને, રાણીએ વકાર્યો; મુસરો પણ નથી દીસતો રે, આવતાં સાહમો તુજને વાર્યો; અથવા તેં હીયડાથી સહિ તો, ઠુકરો વિસાર્યો. ૫ મુજ હું તે આભાપુરી રે, આવ્યાની મન હોંશ રે રાખે; પણ ભુંડા અહિવક્ષી કહું છું, ઉંટ તો ન ચાખે; જોવે કિશું છોડીશ નહીં રે, તાહરો તું ઇષ્ટ સંભાર રે ભાખે; સમીની વટ મુજને જોઇ, કેહવી તું દાખે. ૬ ચંદ કહે હવે માતજી રે, ન ધારો

---

કર્યું. પોતે મજબુત બખ્તર ધારણ કર્યું. કેડે મજબુત બંધન બાંધીને તેની સાથે તરવાર લટકાવી, અને એક ઉગ્ર જાતિના અશ્વ ઉપર પોતે ચડ્યા. પછી ખરેખરા ઝુંઝી કહેતા સાત હજાર સામંતોના અશ્વો સહિત શિકારને મિષે વિમળાપુરીની બહાર નીકળ્યા. કેટલેક દૂર ગયા એટલે આજુબાજુ જોતાં ફરતી આકાશમાર્ગે આવતી વીરમતીને દીઠી. તે એટલી બધી કોપાયમાન થયેલી હતી કે જાણે ચાલતી અંગીઠી હોય તેવી જણાતી હતી. ચંદરાજાને તો તે બહુજ મીઠી લાગી. તેણે તો જાણ્યું કે 'આભાપુરીએ લઇ જવા માટે આમંત્રણ કરવાને આવી છે.' ૧-૪

વીરમતીએ પણ ફરતો ચંદરાજાને સામે આવતો દીઠો. એટલે તેણે આકાશમાં રહીને કહ્યું કે—"અરે ચંદ! તું ક્યાં આવ્યો! પણ હું જાણું છું કે તને [illegible] છે! [illegible] પણ તને [illegible] નથી [illegible] આભાપુરી [illegible] છે, પણ [illegible] નથી. હવે [illegible] તું [illegible] નથી, માટે તારા ઇષ્ટને સંભાર. હું પણ જોઉં છું કે તું [illegible] છે!"

ચંદ [illegible] કહ્યું કે—"માતાજી! [illegible]

મુજથી રોષ રે વારૂં; મેં તો કાંઇ ન બિગાડ્યું હજીએ, સાંભળો તુમારૂં; મુજથી ઇમ લડતાં થકાં રે, લાગે છે મનમાંહિ રે સારૂં; થાઓ જીતો વહિલા એહમાં, ઇષ્ટ શું સંભારૂં. ૭ તુમે જે ઇહાં પગલાં કર્યાં રે, કરશો તે કાંઇ નવાઇ રે જાણું; માતાજી તુમચા ગુણ જીભે, કેટલા વખાણું; તુમે તો જાણો છો ચિત્તમાં રે, સઘળા વિશ્વનો ભાર રે તાણું; ઠાલી એ ઠકુરાઇ ફોકટ, ફાંટમાંહે છાણું. ૮ ચંદ વચન નિસુણી કરી રે, થઇ ક્રોધે પ્રતિઅંગ રે તાતી; નાંખી રે સુત સાહમી પેહેલી, પાપણીએ કાતી; લાગી ચંદ સન્નાહમાં રે, જાણીએ કુસુમની એક રે પાતી, પણ ઉલટી જઇ લાગી ગગને, રંડિકાને છાતી. ૯ સા તત્ક્ષિણ ધરણી ઢળી રે, ચંદનરિંદે સમીપ રે આવી; મુઠી તે મોતીડાં કરીને, થોડીસી વધાવી; વિષ્ણુકુમાર નમુચિની રે, ભૂપે કથા એકવાર રે ભાવી; દુર્જનના નિગ્રહની કરૂણા, ચિત્તમાંહે નાવી. ૧૦ ચંદે તવ ચોટી ગ્રહીને, આડું અવળું અસંખરે ભાળી; લેઇને આકાશે ઉંચી, દુષ્ટિકા ઉછાળી; ફેરી ચક્રતણી પરે રે, રજકના વસ્ત્ર સમાન રે વાળી; ઝટકશું લેઇ પટકી શિલા ઉપરે કરાલી. ૧૧ ચૂર્ણ થઇ ધરણી પડી રે, ચસકી ન શકી લિગાર રે રંડા; પ્રાહુણડી થઇ છઠી પુહવિયે, પાધરી પ્રચંડા; ઇમ જગમાં પાપીતણા રે, હોવે નિપટ હવાલ રે ભુંડા; રોપાએ દુર્ગતિમાં તેહના, નિશ્ચયથી રે ઝંડા. ૧૨ કીધી ચંદની ઉપરે રે, દેવે કુસુમની

---

કે મારી સામે લડતાં તમે સારાં લાગશો ? વળી ઇષ્ટ સંભારવાનું તમે કહો છો પણ એમાં મારે ઈષ્ટ શા સંભારવાનાં છે, તમે પણ તૈયાર થઇ જાઓ, હું માનુંજ છું કે તમે અહીં પગલાં કર્યાં છે તે કાંઇ નવાઇ કરી બતાવશો ! તમારા ગુણ મારાથી વખાણી શકાય તેમ નથી, કેમકે તેનો પાર નથી; પણ તમે શા માટે આખા વિશ્વનો ભાર ખેંચો છો ? આ બધી ઠાલી ઠકુરાઇ છે. કેમકે ફાંટમાં તો છાણુંજ છે, માટે બહુ અભિમાન ન કરો. ” ૫–૮

ચંદનાં આવાં વચન સાંભળી વીરમતીને અંગોઅંગ ક્રોધ વ્યાપી ગયો, એટલે તે પાપિણીએ પહેલીજ ચંદરાજા સામે તરવાર ફેંકી. તે તરવાર ચંદરાજાના બખ્તર ઉપર લાગી અને ફૂલની પાંખડી જેવી લાગી અને પાછી ત્યાંથી ઉડીને તે વીરમતીની છાતીમાં લાગી, તેથી તરતજ તે ધરણી ઉપર ઢળી પડી. તરવાર ચંદરાજા પાસે પાછી આવી એટલે તેણે તેને મોતીવડે વધાવી લીધી. પછી વિષ્ણુકુમાર અને નમુચી મંત્રીનું દૃષ્ટાંત વિચારીને દુર્જનને દુર્જનતાનું ફળ આપવુંજ જોઇએ એમ ધારી વીરમતી ઉપર કિંચિત્ પણ કરૂણા ન લાવતાં તેને ચોટલાવડે પકડી, આકાશમાં ઉછાળીને ચક્રની જેમ ફેરવી ધોબી વસ્ત્રોને પછાડે તેમ શીલા ઉપર પટકી; એટલે તે કિંચિત્ પણ ચસકી ન શકી, તરતજ મરણ પામી અને છઠ્ઠી નરકે ગઇ. ‘ જગતમાં પાપી પ્રાણીઓના પ્રાંતે એવાજ હાલ થાય છે. ’ ૯–૧૨

વૃષ્ટિ રે રૂડી; વાતલડી રખે કોઇ જો મનમાં, જાણતાએ કૂડી; જયજય શબ્દ સઘળે થયા રે, વીરમતી ભવસિંધુએ બૂડી; ધર્મીના એમ વેરી જાએ, આફળી એ ઉડી. ૧૩ સાલ નિવારી જન્મનો રે, આવ્યો નગરી મઝાર રે રાજા; જીતોના વજડાવ્યા ગુહિરા, ગુંજતા જે વાજાં; મકરધ્વજ હરખ્યો ઘણો રે, ઉચ્છવ કીધ વિશેપ રે તાજા; દીધું નિજનગરીનું અરધું, રાજ્ય તે સમાજા. ૧૪ હરખી લચ્છીપ્રેમલા રે, રહે નિશદિન કરજોડી રે પાસે; સંસારિક સુખ વિલસે પૂરા, પુણ્યને પ્રકાશે; ઢાળ તેરમી કહી રે, હર્ષ રે થાશે; પભણે મોહનવિજય ચોથે, ચંદને ઉલ્લાસે. ૧૫.

---

ચંદરાજાની ઉપર દેવોએ કુસુમની વૃષ્ટિ કરી અને આકાશમાં જય જય શબ્દ કર્યો. વીરમતી ભવસમુદ્રમાં બુડી. 'ધર્મીપુરૂપના જે વૈરી થાય છે તેની એવીજ ગતિ થાય છે.' પછી ચંદરાજા દુષ્ટ શલ્યનો નિગ્રહ કરીને વિમળાપુરીમાં પધાર્યા, જીતના ડંકા વગડાવ્યા, મકરધ્વજ રાજા પણ ઘણો હર્ષિત થયો અને તેણે પોતાનું અરધું રાજ્ય ચંદરાજાને આપ્યું.

પ્રેમલા પણ બહુજ ખુશી થઇ, તે ચંદરાજા પાસે હાથ જોડીને રહેવા લાગી અને સાંસારિક સુખ ભોગવવા લાગી. હવે દુ:ખ માત્ર વિસરાળ થયું છે, સુખનો પ્રવાહ વધવા માંડ્યા છે, હવે આગળ આપણે ચંદરાજાના સુખનો અને પુણ્યનો પ્રવાહ વૃદ્ધિ પામતો જોશું. આ ઢાળ તેરમી કહી કે જેમાં બધા ખુશી થયા અને થશે. મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસમાં ચંદને ઉલ્લસિત કર્યો. ૧૩–૧૫

ગુણાવળી મળશે, આભાપુરીનું રાજ્ય હસ્તગત થશે અને અખુટ આનંદયુક્ત સુખ ભોગવશે. એ સર્વ હકીકત હવે પછીની ઢાળમાં વાંચશું, હાલ તો આમાંથી રહસ્ય શું ગ્રહણ કરવાનું છે તે વિચારીએ.

### ઢાળ બારમી તથા તેરમીનું રહસ્ય.

આ રહસ્યમાં પોતાનો છેલ્લો પાર્ટ ભજવી પોતાનું પૂર્ણ સ્વરૂપ પ્રગટ કરી બતાવીને એક પાત્ર ઓછું થાય છે. વીરમતી અંતમાં એવી અત્યુગ્ર કપાયવાળી હતી કે જેથી માન અને લોભના પ્રબળ ઉદયથી પોતાના ઓરમાન પુત્ર, રાજ્યના ખરા માલેક અને અત્યંત નમ્ર તેમજ સુશીલ, વિવેકી અને ભક્તિમાન્ એવા ચંદરાજા જેવા પુત્રનો પ્રાણ લેવાનો છેવટનો પ્રયાસ પણ કરવા તે ચૂકતી નથી. એ આ રહસ્યમાં યથાર્થ બનાવી આપવામાં આવ્યું છે. પ્રથમ તો 'વાયે ઉડી જાય વાત' એ કહેવત અનુસાર ચંદરાજા કુકડો મટીને મનુષ્ય થયા છે એ વાત વીરમતીને કાને જાય છે. વાત શબ્દ સંસ્કૃતમાં પવનવાચી છે, એટલે વાતમાં પવનના ગુણ રહેલા છે; ગમે તે પ્રકારે છાની રાખવા ધારેલી વાત પણ બહાર

આવ્યા સિવાય રહેતી નથી. વાતને જેમ જેમ છુપાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે તેમ તેમ તે વધારે બહાર પડે છે. એટલુંજ નહીં પણ ગોપવવાના પ્રયાસના પ્રમાણમાં તેમાં અસત્યતતાનું મિશ્રણ થતું જાય છે. વાતને ગોપવવાનો અમોઘ ઉપાય એજ છે કે તેને ચાર કાનથી વધારે કાને ન પહોંચાડવી. બાકી જો છ કાને ગઇ તો તે પ્રસિદ્ધ થઇજ સમજવી.

વીરમતીના હૃદયમાં આ હકીકતથી તેલ રેડાય છે અને તેથી અંદર રહેલો ક્રોધાગ્નિ વધારે પ્રજ્વલિત થાય છે. તેનું અભિમાન વૃદ્ધિ પામે છે. તે કહે છે કે ‘મારા કુકડા કરેલાને મનુષ્ય કરી શકેજ કોણ ?’ પણ તે સમજતી નથી કે ‘શેરને માથે સવાશેર આ દુનિયામાં રહેલાજ છે, તેથી અભિમાન કરવું તે નકામું છે. અભિમાનનું ઘર ખાલી છે, જ્યારે કોઇ પણ બાબતમાં વિશેષ અભિમાન કરવામાં આવે છે ત્યારે તેને સાંભળનારા સુજ્ઞ જનો કહે છે કે હવે આ અભિમાન ઉતરવુંજ જોઇએ, અર્થાત્ હવે અવશ્ય આ બાબતમાં આ અભિમાની પાછો પડશે.’ વીરમતીના સંબંધમાં પણ એમજ થાય છે અને તે આપણે આ આ રહસ્યમાં ઉપર જોયું છે.

વીરમતી ગુણાવળીને બોલાવીને કસી જુએ છે કે આનામાંથી કાંઈપણ વાતનો પત્તો લાગે, પરંતુ એકવાર ઠગાયા પછી હવે તો ગુણાવળી પાકી સમજુ થઇ ગઈ છે કે આ સાસુના સાણસામાં સપડાવા જેવું નથી, તેથી તે તો તદન નામુકરજ જાય છે અને આ હકીકતનું અસંભવિતપણુંજ બતાવે છે. વીરમતી તેને ડરાવવા માટે પણ કેટલાક વચનો કહે છે, પરંતુ હવે ગુણાવળી તેનાથી ડરતી નથી, એટલે જરૂર પૂરતો જવાબ આપી તેનાથી ડર્યા સિવાય તે પોતાને સ્થાનકે આવે છે. ગુણાવળી છેવટે સાસુજીને એટલે સુધી ટકોર કરતી આવે છે કે ‘જે કરો તે વિચારીને કરજો.’ આ વાક્યમાં ઉંડું રહસ્ય રહેલું છે. ગુણાવળીએ તેમાં એમ સૂચવ્યું છે કે ‘એકવાર ફાવ્યા એટલે વારંવાર ફાવશું એમ ધારશો નહીં.’ આ વાક્ય વધારે ધ્યાન આપવા લાયક છે. એકવાર પોતાના અઘટિત પ્રયત્નમાં ફાવી જનાર માણસ બીજે વખતે પણ અઘટતી રીતે ફાવી જવાનો પૂર્ણ સંભવ માની દોડાદોડ કરે છે, પરંતુ દરેક વખત અઘટતા પ્રયત્નોમાં ફાવી શકાતું નથી. કુદરતજ તેને તેવા પ્રયત્નમાં પાછો પાડે છે. આવા સંખ્યાબંધ દષ્ટાંત ભૂતકાલિન અને વર્તમાનકાલિન દૃષ્ટિગોચર થાય છે. આનું કારણ એ છે કે બધો સમય સરખો હોતો નથી, બધી વ્યક્તિ સરખી હોતી નથી, દરેકના સ્વભાવ સરખા હોતા નથી, તેથી દરેક બીલમાં ઉંદર માનીને હાથ ઘાલનાર માણસને કોઇક દરમાંથી સર્પદંશની પ્રાપ્તિ પણ થઇ જાય છે. આ વાત ખાસ ધ્યાનમાં રાખીને અભિમાનમાં દોરાઈ જઈ મનધાર્યા પ્રયત્નમાં દોડ્યા જવું યોગ્ય નથી.

ગુણાવળીના હૃદયમાં સાસુના વચનથી શલ્ય પેઠું અને તે ખુંચવા લાગ્યું, તે સ્વાભાવિક છે. કારણ કે સ્નેહીજનોના હૃદયમાં નિરંતર અપ્રિયની આશંકા રહ્યા કરે છે. પરંતુ પુણ્યદશા પ્રબળ થયા પછી–જાગૃત થયા પછી નિરંતરને માટે દુર્જનો ફાવી શકતા નથી અને યત્કિંચિત્ પણ અશ્રેય નિપજાવી શકતા નથી.

હવે વીરમતી પોતાનો પ્રયત્ન આદરે છે. બધા મંત્રાધિષ્ઠાયક દેવોને બોલાવે છે. તેઓ એકમતે ચંદરાજાનું અપ્રિય કરવાનું કાર્ય હવે પોતાની સત્તાની બહાર છે–સત્તા ઉપરાંતનું છે એમ કહે છે. વધારામાં એમ પણ કહે છે કે 'તેઓના રખવાળા અમારા કરતાં વધારે બળવાન્ છે.' પણ ખરા રખવાળ તરીકે તો પુણ્યનેજ સમજવું. શ્રીપાળ રાજાના રાસમાં ધવળશેઠે તેને સમુદ્રમાં નાખી દીધા પછી કીનારે નીકળી ચંપાના વૃક્ષ નીચે શ્રીપાળ ઉંઘી જાય છે, તે વખતે તે વૃક્ષની છાયા તેના ઉપર અચલિતપણે રહે છે. તે પ્રસંગે રાસના કર્ત્તા મહાપુરૂષ **શ્રી વિનયવિજયજી** મહારાજ કહે છે કે,

સદાલગે જે જાગતો, ધર્મમિત્ર સમરથ્થ;
કુંવરની રક્ષા કરે, દૂર કરે અનરથ્થ.

આ દુહાનો અર્થ અહીં પણ અક્ષરશઃ દૃશ્યમાન થાય છે.

વીરમતીએ બોલાવેલા દેવો વધારામાં વીરમતીને શિખામણ પણ આપે છે કે હવે તમારે આ રાજ્ય ચંદરાજાને આપી દેવું ઘટે છે, પરંતુ તે તેના માન્યામાં આવતું નથી. મનુષ્ય જ્યારે અભિમાને ચઢે છે ત્યારે તેને ક્રોધ અને માનરૂપી બે જાતિના તીવ્ર જ્વર આવે છે, એટલે જ્વરવાળાને જેમ વસ્તુ માત્ર કડવી લાગે છે, અમૃત જેવા પદાર્થ પણ ભાવતા નથી, તેમ એવાને હિતોપદેશ પણ કડવો લાગે છે, તેના ઉપર રૂચિ થતી નથી, સુબોધ સાંભળવો પણ ગમતો નથી, આ પ્રસંગે પંડિત **શ્રી વીરવિજયજી**એ હિતશિક્ષા છત્રીશીના પ્રારંભમાં કહેલ પદ યાદ કરવું–

રીસ કરે દેતાં શિખામણ, ભાગ્યદશા પરવારી; સુણજો સજ્જનો રે.

દેવોનું કહેલું વીરમતીને રૂચ્યું નહીં, એટલે દેવો પણ તેનો અનાદર કરીને સ્વસ્થાને ચાલ્યા જાય છે. પછી વીરમતી મંત્રીને બોલાવે છે અને પોતાનો વિચાર જણાવે છે. મંત્રી સમયનો જાણ હોવાથી હા એ હા ભણે છે, કારણ કે અવસર વિનાનું બોલવું નાખી દીધા બરાબર થાય છે. ઉત્તમ જનો અવસરેજ બોલે છે કે જે ફળરૂપ થાય છે. મંત્રી તેને દુઃખ મનાવે અને કટુ વચન કહે તો તેનું પરિણામ મંત્રીની વિરૂદ્ધમાં તરતજ આવે, અને ચંદરાજાનું હિત થઇ શકે નહીં. અહીં મંત્રીએ પોલીટીકલ મેટર વાપરી છે. તેણે એમ વિચાર્યું છે કે જો હું રાજસત્તામાં હઈશ તો ચંદરાજાનો પક્ષ ઓછો વધતો પણ જાળવી શકીશ; જો છુટો પડી જઇશ તો મારી સત્તાજ રાજ્યમાં રહેશે નહીં, એટલે હું કાંઇ કરી શકીશ નહીં; અહીં તેણે વિશેષ ડહાપણ વાપર્યું છે. કારણ કે 'જેટલું શ્રેય અમુક વ્યક્તિનું કે સમુદાયનું અંદર રહીને અથવા સાથે રહીને થઇ શકે છે તેવું અને તેટલું અલગ પડી ગયા પછી થઇ શકતું નથી.' આ વાત ચોક્કસ ધ્યાનમાં રાખવા લાયક છે.

વીરમતી ચંદરાજાના પ્રાણ લેવાનાજ વિચારથી હાથમાં નાગી તરવાર લઈને આકાશ માર્ગે વિમળાપુરી તરફ જાય છે. તે વખતે મંત્રોથી બંધાયેલા હોવાને લીધે વીરમતીના

આકર્ષવાથી તેના અધિષ્ટાયક દેવતાઓ તેની સાથે ચાલે છે, પરંતુ તે તેને સહાય બીલકુલ કરતા નથી, તે તો ઉભા ઉભા જોયાજ કરે છે. જ્યારે ભાગ્યદશા વિપરીત થાય ત્યારે એમજ બનવાનું ધારી લેવું. જુઓ સુભૂમ ચક્રવર્ત્તી ચતુરંગિણિ સેના સમેત સમુદ્રમાં ડુબી ગયો ત્યારે તેના અંગરક્ષક બે હજાર યક્ષોએ જોયા કર્યું, પરંતુ તેનું રક્ષણ કર્યું નહીં. તેથી ભાગ્યદસાની પ્રબળતા નિર્બળતા ઉપરજ અન્યની સહાયનો આધાર માનવો. ભાગ્યદશા પ્રબળ હોય છે ત્યારે અનેક સહાયકો મળી આવે છે, અને તે નિર્બળ થાય છે ત્યારે સહાય માત્ર નાશ પામી જાય છે. નીતિકાર પણ કહે છે કે " જેવી ભવિતવ્યતા હોય છે તેવીજ બુદ્ધિ થાય છે અને સહાયકો પણ તેવાજ મળે છે. "

સાથે રહેલા દેવોથી અભિમાન ધરતી, પરંતુ પોતાની ભાવી દુર્દશાને નહીં સંભારતી–તે તરફ દુર્લક્ષ્ય કરતી તેમજ કાર્યાકાર્યના વિચારને સર્વથા ભૂલી જતી વીરમતી વિમળાપુરીની સમીપે આવે છે, તેવામાં તેના પક્ષનો એક દેવજ ચંદરાજા પાસે જઇને પ્રથમથી તેને ચેતાવે છે. જો કે ચંદરાજા તો ચેતેલાજ હતા, તેના ધ્યનમાંજ હતું કે વીરમતી આ હકીકત જાણુશે એટલે શાંત બેસી રહેવાની નથી, જરૂર કાંઇક વિપરીત કરશે. એટલે તેઓ દેવના કહેવા પછી તરતજ તૈયાર થઇ જાય છે અને વીરમતીની સામા આવે છે.

વીરમતી દૂરથી આકાશમાર્ગે આવતી ચંદરાજાને જુએ છે, એટલે તે ઉંચે રહીને અભિમાનનાં વચનો બોલે છે અને ચંદરાજાને કહે છે કે ' હવે ઈષ્ટદેવને સંભાર, હું તને જીવતો મૂકવાની નથી. ' આવા કઠોર શબ્દના ઉત્તરમાં પણ ચંદરાજા તો શાંતિ જાળવીને વિવેકપૂર્વક તેને જવાબ આપે છે. વળી આમાં તેની શોભા વધવાની નથી એ પણ સૂચવે છે, અને અંતે તેને પણ તૈયાર થવાનું કહીને ક્ષત્રવટ બતાવે છે. વીરમતી તેથી વધારે ક્રુદ્ધ થાય છે અને તે પહેલીજ ચંદરાજાની ઉપર તરવાર ફેંકે છે, તેનું દૈવજ વિપરીત થયેલું હોવાથી ફેંકેલી તરવાર જેમ અથડાઇને પાછી આવે તેમ ચંદરાજાના બખ્તર સાથે અથડાઇ પાછી આવીને તેને એવી દૃઢ રીતે લાગે છે કે એક પ્રહારથીજ તે બેશુદ્ધ થઇને પૃથ્વી ઉપર ઢળી પડે છે.

અત્યાર સુધી વર્ષો થયા દબાવી રાખેલો ક્રોધ આ વખતે ચંદરાજાના હૃદયમાં ઉછાળો મારે છે. એટલે તે ક્ષત્રીવટ ચૂકીને તરવાર ફેંકનાર વીરમતીને ચોટલે ઝાલી આકાશમાં ફેરવી શીલાપટ્ટ ઉપર પછાડે છે, જેથી તેના પ્રાણ નીકળી જાય છે અને સ્ત્રીજાતિને માટે ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ દુઃખસ્થાન છઠ્ઠી નરક છે તે મેળવે છે. ઉગ્ર પાપ ફળ્યા સિવાય રહેતુંજ નથી. પાપનો ઘડો ભરાય છે એટલે ફુટેજ છે. વીરમતી મનુષ્યભવ હારી જાય છે, અત્યુગ્ર દુઃખની ભાજન થાય છે, અને જગત્‌માં સર્વત્ર તેનો અપયશ ફેલાય છે. દુર્જનો આવું પરિણામ કદિ પણ જોઈ શકતા નથી, તેમના નેત્રો સ્વહિત જોવાને માટે મીંચાઇ ગયેલાજ હોય છે. જે દેવતાઓ વીરમતીની સાથે આવ્યા હતા અને તટસ્થ રહીને જોયા કરતા હતા, તેઓ ચંદરાજાનો જય ઘોષ કરે છે અને તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરે છે. સત્યનો અને ધર્મનો સર્વત્ર જયજ થાય છે અને સર્વ તેના પક્ષી બની જાય છે.

પછી ચંદરાજા વિમળાપુરીમાં પ્રવેશ કરે છે. તેના સાસરા તેનું બહુમાન કરે છે અને અર્ધ રાજ્ય આપે છે. આ બધું પૂર્વ પુણ્યનું ચિત્રામણ છે. આ સંસારમાં પુણ્ય પાપના ફળો પ્રત્યક્ષ હોવાથી પુણ્ય પાપ પણ પ્રત્યક્ષજ છે છતાં મૂઢ આત્મા તેને જોઇ શકતા નથી. તેથી પુણ્યકાર્યમાં પ્રવૃત્તિ અને પાપકાર્યથી નિવૃત્તિ કરી શકતા નથી. **અજ્ઞાનનું વિજૃંભિત એવા પ્રકારનુંજ હોય છે.**

આ સ્થિતિ સાંભળીને પ્રેમલાલચ્છી આનંદ પામે તેમાં તો આશ્ચર્યજ નથી; કારણ કે તે તો ચંદરાજાની અર્ધાંગના છે, તેથી તેના સુખ દુઃખમાં અર્ધોઅર્ધ ભાગ પડાવવો તે તેનું કામજ છે. તેના કરતાં પણ ગુણાવળી આ હકીકત સાંભળશે ત્યારે વધારે હર્ષિત થશે, કારણ કે તેણે આ દુષ્ટા વીરમતીના સપાટા બહુ સહન કરેલાં છે. આ રહસ્ય અહીં સમાપ્ત થાય છે. આ રહસ્યમાં 'સત્યનો જય અને પાપનો ક્ષય' એ બન્ને પ્રત્યક્ષ બતાવી આપેલ છે. વાંચકોએ તેના ઉપરથી બહુ ધડો લેવા યોગ્ય છે. આ રહસ્ય લક્ષ્ય દઇને વાંચવું તેમજ વિચારવું. સુજ્ઞોને માટે આટલો ટુંકો લેખ પણ બસ છે. કારણ કે તેઓ તો નિરંતર હંસચંચુવત્ સારગ્રાહી વૃત્તિવાળાજ હોય છે.



દુહા.

આભા આવી કહે વિબુધ, ગુણાવળીને ઓક;<br>
ચદે વીરમતી ભણી, પોચાડી પરલોક. ૧<br>
નિજભુવન કહી સુર ગયો, સુણી વચન સુજગીશ;<br>
હરષિત થઇ ગુણાવળી, તેડાવ્યો મંત્રીશ. ૨<br>
તસ સુરવાણી સવિ કહી, રંજ્યો સુમતિ પ્રધાન;<br>
રે બાઇ કીધા તુમે, માહરા પાવન કાન. ૩<br>
ખોડી મંજારી પરે, કુશુકન કરતી એહ;<br>
ભલી થઇ ભાવઠ ગઇ, થયું પવિત્ર એ ગેહ. ૪

---

દુહાનો ભાવાર્થ.

ચંદરાજાએ વીરમતીને પરલોક પહોંચાડી એ વાર્તા એક દેવે આકાશમાર્ગે આભાપુરી આવીને ગુણાવળીને કહી. ગુણાવળી ઘણી ખુશી થઇ, દેવ સ્વસ્થાને ગયો. ગુણાવળીએ તરતજ મંત્રીને બોલાવીને એ વાત કરી. તે પણ ઘણો ખુશી થયો. તેણે કહ્યું કે ખોડી મંજારની જેમ ખરાબ શુકન એ કરતી હતી ઠીક થયું કે—' ભવની ભાવઠ ગઇ અને નિરાંત

વાત વિસ્તરી નગરીએ, પડહ તણે ઉદ્‌ઘોષ;
વીરમતીની લહી ખબર, સહુ પામ્યા સંતોષ. ૫

ગયો શલ્ય નૃપચંદનો, નિઃકંટક થયો દેશ;
હવે આભાએ આવશે, નિશ્ચય ચંદનરેશ. ૬

પ્રજા મળીને પાઠવ્યો, વિમળપુરીએ પ્રેષ્ય
વહિલા ચંદ પધારજો, વાંચીને એ લેખ. ૭

ઢાળ ૧૪ મી.

( અજબ સુરંગી હો હંજામારૂ કોયડી—એ દેશી. )

પરમસયાણી હો રાણી તામ ગુણાવળી, હેજ ભરાણી હો જોર; સહીય સમાણી હો કહું છું છે કોઇ માહરી, મેળવે ચિત્તનો ચોર. પ૦ ૧ નવલ નગીનો હો રંગનો ભીનો સાહિબો, સોરઠ રહ્યો હો લોભાય; અબકો ચોમાસો હો વાસો આવી ઘરે કરે, કોઇ સમજાવો હો જાય. પ૦ ૨ બહેનડી સાચી હો પ્રેમલાલચ્છી માહરી, માનવ કીધો હો કંત; પણ એક વાતે હો હુઇ સોકલડી ખરી, ભોળવ્યો નાહ મહંત. પ૦ ૩ પીયુ પણ દૂરે હો રહીને નિસ્નેહી થયો, અગમ દોહિલો હો પંથ; મનડું એ મૂક્યું હો તિહાં જઇ પહોંચે નહીં, શી ઇહાં શીખું હો સંથ. પ૦ ૪ અધમ કહાવે હો રહે જો નર ઘણું સાસરે, એમ નવિ જાણે હો એહ; પહિલી જે પરણી હો વાહલી ઘણું ઘરણી તો હોએ, અહો કિમ દાખ્યો હો છેહ. પ૦ ૫

---

થઈ.’ પછી મંત્રીએ તે વાત શહેરમાં વિસ્તારી. લોકો પણ તે હકીકત સાંભળીને આનંદિત થયા, અને હવે ચંદરાજા વહેલા પધારશે એમ આગાહી કરવા લાગ્યા. પ્રજાજને મળીને ચંદરાજા ઉપર એક પત્ર લખી મુદ્દામ માણસ સાથે વિમળાપુરી મોકલ્યો. તેની અંદર તાકીદે આભાપુરી પધારવાનું આમંત્રણ કર્યું. ૧–૭.

ઢાળ ચૌદમીનો ભાવાર્થ.

હવે ગુણાવળી હર્ષિત થઇ સતી વિચારે છે કે—“ મારા ચિત્તનો ચોર સોરઠદેશમાં નિવાસ કરી રહ્યો છે, પ્રેમલાલચ્છીએ મારૂં બહેનપણું ખરેખરૂં સિદ્ધ કર્યું છે, કેમકે તેના પ્રયાસથીજ મારા સ્વામી મનુષ્યપણું પામ્યા છે, પણ સાથે સાથે તેણે શોકયપણું પણ બતાવી આપ્યું છે; કારણ કે પતિને ત્યાંજ ભોળવીને રોકી રાખ્યા છે. હવે તો કોઇ ત્યાં જઈને કહે અને સમજાવે કે ‘ સાસરે વધારે રહેવાથી પુરૂષની શોભા ઘટે છે ’ તો તે અહીં વહેલા પધારે; પણ એવી મારી વકીલાત કોણ કરે ? લોકો કહે છે કે ‘ પહેલી પરણેલી સ્ત્રી પુરૂષને પ્યારી હોય છે; ’ પરંતુ કેટલાક એમ પણ કહે છે કે ‘ નવું હોય તે વહાલું

વલ્લભ લાગે હો સહી તો જગમાંહે નવું, મૂળગું ભાસે હો મંદ; કોઇ ન જોવે હો ઉગ્યો પૂરો પૂનિમે, બીજનો ચાહે હો ચંદ. પ૦ ૬ પ્રેમલા પ્યારી હો મુજને ન્યારી ત્રેવડી, દીઠો શ્યો મુજ દોષ; સાચે હું ચાલી હો પહિલાં સાસુને કહ્યે, તિણે કરી રાખ્યો હો રોષ. પ૦ ૭ કિંવા હુઓ તો હો જીણપુર પ્રીતમ કુકડો, આવતાં આવે હો લાજ; કંત વિહુણી હો ઝુરી કિમ દિન નીગમું, કઠિન નરોથી હો વાજ. પ૦ ૮ મહારી રજની હો સજની ભીને અંશુકે, ક્ષીણ રહે માહારે હો સંગ; એહવી તો માહારી હો વિરહની ઝાળા આકરી, પીઉવિણ પાપીડે અનંગ. પ૦ ૯ નણદીરો વીરો હો આવે શીતલતા હોએ, ઔષધ એહનું હો એહ; ભાગ્ય કિહાંથી હો મનનો મેલુડો મિળે, ધિગ્ એકગોહો નેહ. પ૦ ૧૦ ઝૂરતાં એહવે હો આવ્યો તિહાં એક સુવટો, બોલ્યો મધુરે હો સાદ; કિણે તુજ દુહવી હો બાઇ કિમ તું દયામણી, કે કિણે કીધી હો વાદ. પ૦ ૧૧ દેવતા નામી હો હું છું પંખી પરગડો, કહો કોઇ મુજને હો કામ; કંત વિદેશી હો રાણી કહે દુઃખ તેહનું, રે ખગ ગુણના હો ધામ. પ૦ ૧૨. મારો સંદેશો હો તિહાં પહોંચાડે કોઇ નહીં, ઇહાં પણ નાવે હો તેહ; અંતરગતિની હો જ્ઞાની વિણ જાણે નહીં, દોહિલો નવલો હો નેહ. પ૦ ૧૩ કાગળ આપો હો રાણીજી કહે પંખીઓ, આપીશ

---

લાગે છે.' જુઓ! પૂર્ણિમાનો ચંદ્રમા પૂર્ણ પ્રકાશિત હોય છે, છતાં કોઇ તેની સામું જોતું નથી અને બીજના નાના સરખા ચંદ્રમાને સૌ જુએ છે. મારા પતિને પણ પ્રેમલા પ્યારી થઈ પડી છે. હું સાસુને વચને ચાલી તેથી અકારી થઇ પડી છું. વળી જ્યાં કુકડા થયેલા ત્યાં આવવું કેમ ગમે? પરંતુ તેને ખબર નથી કે હું તેના વિના ઝુરી ઝુરીને દિવસો નિર્ગમું છું; અને મારી રાત્રી આંસુથી ભીંજેલા વસ્ત્રોવડેજ વ્યતીત થાય છે. મારૂં શરીર તેમના વિરહાગ્નિથી બળી રહ્યું છે. તેને શાંત કરનાર મારી નણંદીનો વીરો એકજ ઔષધ છે એવા ભાગ્ય હોય તો એ એક પક્ષીનો પ્રેમ થાય. ૧–૧૦.

આ પ્રમાણે ગુણાવળી ઝુરે છે તેવામાં એક સૂડો ત્યાં આવ્યો અને તે મનુષ્ય ભાષાએ બોલ્યો કે–"હે સુંદર રમણિ! તને કોણે દુહવી છે? તું આવી દયામણી કેમ થઈ ગઈ છું? હું દેવતાઇ પક્ષી છું, તેથી તારા દુઃખની વાત મને કહે કે જેથી હું તત્કાળ તારૂં દુઃખ દૂર કરૂં." સૂડાનાં આ પ્રમાણેનાં શબ્દો સાંભળીને ચમત્કાર પામેલી ગુણાવળી બોલી કે–"હે પક્ષીરાજ! મારા પતિ વિદેશે છે તેજ મને દુઃખ છે. વળી મારો સંદેશો પણ કોઇ ત્યાં પહોંચાડતું નથી, અને ત્યાંનો સંદેશો કોઇ લાવતું નથી. મારા અંતરની વાત માત્ર જ્ઞાનીજ જાણી શકે એમ છે." સૂડાએ કહ્યું કે–"બહેન! તમે ચિંતા ન કરો; કાગળ લખીને મને આપો, હું તમારા સ્વામીને હાથોહાથ પહોંચાડીશ." ગુણા-

હાથોહાથ; કાગળ ભીનો હો લિખતાં કાજળ આલડે, આંસુડાને હો સાથ. ૫૦ ૧૪ તેહવોજ વિંટી હો દીધો સુવટાભણી, તે લેઇ ચાલ્યો આકાશ; દેવપ્રભાવે હો કાગળ દીધો ચંદને, વિમલાપુરીએ સહાસ. ૫૦ ૧૫ કાગળ લીધો હો માંડયો ચંદે વાંચવા, વરણ ન દીસે હો કયાંહ; જીહાં તિહાં દીસે હો ટપકાં આંસુડાં તણાં, સમજ્યો મનડા હો માંહી. ૫૦ ૧૬ આંસુને આડે હો અક્ષર એ ન લિખી શકી, માહારે વિરહે હો એમ; એમ રહી ગેહે હો એકલડી દુઃખડું ધરે, જનમ નીગમશે હો કેમ. ૫૦ ૧૭ તિહાં હવે જાઉં હો થાઉં આભાનો ધણી, રાણીની કરવી હો ચિંત; ક્ષિણ ક્ષિણમાંહે હો હવે તો મુજને સાંભરે, બાળપણાની હો પ્રીત. ૫૦ ૧૮ કાગળ દીઠે હો જાણે રાણીને મળ્યો, ચંદ ધરાનો હો પાળ; મોહને ભાખી હો ચૌદમી ચોથા ઉલ્લાસની, નિપટ સંયોગી હો ઢાળ. ૫૦ ૧૯

દુહા.

પ્રમદાપત્ર આવ્યા પછે, ચંદ થયો ચલચિત્ત;
ઉમાહ્યો આભાભણી, જન્મભૂમિ સુપવિત્ત. ૧
પભણે લચ્છીપ્રેમલા, પતિને લહી ઉદાસ;
કહો સ્વામી તુજ વદનની, કેમ નવિન આભાસ. ૨

---

વળીએ તરતજ કાગળ લખી આપ્યો; પરંતુ લખતાં લખતાં આંખમાંથી આંસુઓ ટપકયા કર્યા. પછી તેવીજ સ્થિતિમાં કાગળ વીંટીને સૂડાને આપ્યો. સૂડો કાગળ લઈ આકાશમાર્ગે ચાલ્યો અને સત્વર વિમળાપુરી પહોંચી ચંદરાજાને હાથોહાથ કાગળ આપ્યો. ૧૧–૧૫.

ચંદરાજા કાગળ ખોલીને વાંચવા લાગ્યા. કાગળ લખનાર ગુણાવળી છે અને આભાપુરી તાકીદે પધારવા વિનંતિ કરે છે. એટલું સમજાણું બાકી, આંસુનાં ટપકાં પડવાથી અક્ષરો રોળાઇ ગયેલા હોવાથી સંપૂર્ણ પત્ર તો વાંચી શકાણો નહી. કાગળની મતલબ સમજવાથી ચંદરાજા વિચારવા લાગ્યા કે–' હું અહીં રોકાઇ રહ્યો છું, ગુણાવળી એકલી છે, તેના દિવસો કેમ જતા હશે ? વળી હવે હું મારી આભાપુરી સંભાળું. રાણીની પણ સંભાળ લઉં; કારણ કે તેની સાથે બાળપણાની અખંડ પ્રીતિ છે. કાગળ દેખવાથી જાણે રાણીને મળ્યો હોય તેમ થયું. ઘણીજ ઉત્તમ આ ચોથા ઉલ્લાસની ચૌદમી ઢાળ મોહનવિજયજીએ રચી. ૧૬–૧૯.

દુહાનો ભાવાર્થ.

સ્રીના પત્રથી ચંદરાજાનું ચિત્ત ઉદાસ થઈ ગયું. પ્રેમલાલચ્છી ચંદરાજાને એ પ્રમાણે ઉદાસ થયેલા જોઇને પૂછવા લાગી કે–" હે સ્વામિન્! શા વિચારમાં પડ્યા છો ? શું

સહીતો નિજપુર સાંભર્યું, અથવા પ્રથમ જે નાર;
સોરઠડીની ગોઠડી, ન ગમી પીઉ નિરધાર. ૩

ચઢી ગુણાવળી ચિત્ત જો, તો ઇહાં તેડો સ્વામ;
તાસ વચન લોપીશ નહીં, થઇ રહીશ તસ પામ. ૪

સોંપ્યો દેશજ મુજ પિતા, રાજ્ય તુમારે હાથ;
મોઢે આવ્યો કોળીઓ, કિમ મૂકો છો નાથ. ૫

ચંદ કહે ચંદ્રાનને, પ્રજા અરાજક તંત્ર;
તે માટે જાવું અવશ્ય, આવ્યો તિહાંથી પત્ર. ૬

સીમાડા છેડ્યા ઘણા, વીરમતીએ જેહ;
તિહાં જઇને રે રાગિણી, વશ કરવા છે તેહ. ૭

ઢાળ ૧૫ મી.

( પાસજી હો દરિશણ તાહરો.— એ દેશી. )

રાજ એમ પ્રેમલાને સમજાવી, રાજ પુરગમનની વાત જણાવી; રાજ નૃપચંદ સમો નહીં કોઇ. રાજ જાઇ સુસરાને જણાવ્યું, રાજ નિજનગરીથી તેડું જે આવ્યું. ૧ રાજ તિહાં પ્રજા વાટડી જોવે, રાજ જઇ મિલીએ

---

તમારો દેશ સાંભર્યો કે પ્રથમની સ્ત્રી સંભારી ? આ સોરઠ દેશ અને નવી સ્ત્રી નથી ગમતી ? હે સ્વામી ! જો ગુણાવળીજ સાંભરી હોય અને તેથી ઉદાસ થયા હો તો તેને અહીં તેડાવો. હું તેની તાબેદાર થઇને રહીશ, તેની આજ્ઞા લોપીશ નહીં. વળી આ સોરઠ દેશનું રાજ્ય મારા પિતાએ તમને સોંપ્યું છે તો તે મોઢામાં આવેલો કોળીઓ મૂકી દેવાનો વિચાર શા માટે કરો છો." ચંદરાજા બોલ્યા કે-" હે ચંદ્રાનને ! ત્યાં મારી આભાપુરી શૂન્ય છે, તેની સ્થિતિ અરાજક થઇ પડી છે. વળી વીરમતીએ દુહવેલા સીમાડાના રાજાઓ પણ ઉપદ્રવ કરે છે; તેને પણ વશ કરવાની જરૂર છે. ત્યાંથી પત્ર પણ આવ્યો છે, તેથી ત્યાં ગયા વિના છુટકો નથી." વીરમતીએ ઘણા વખતથી ત્યાંનો સીમાડો પૂરી દીધો છે, ત્યાં જઇને પૃથ્વી વશ કર્યા વિના છૂટકો નથી. ૩-૭.

ઢાળ પંદરમીનો ભાવાર્થ.

પતિનાં આ પ્રમાણેનાં વચનોથી પ્રેમલા તો તરતજ સમજી ગઇ. પછી તેના પિતાને સમજાવવા માટે ચંદરાજા તેમની પાસે ગયા, અને બધી હકીકત નિવેદન કરી. ચંદરાજાએ કહ્યું કે-" આભાપુરીથી તેડું આવ્યું છે, તેથી ત્યાં ગયાં વિના છુટકો નથી. તે રાજ્ય

હુકમ જો હોવે; રાજ નગરી કિસી નૃપપાખે, રાજ તૃણ નરપણ ક્ષેત્રને રાખે. ૨ રાજ સુખ લહ્યો ઇહાં મેં જગીશે, રાજ મુખે કહિતાં કારિમું દીસે; રાજ હું તો તોલ તુમારે પ્રસિધ્ધ્યો, રાજ મુજને તુમે મોટો કીધો. ૩ રાજ તિહાં ગયા વિણ નવિ ચાલે, રાજ વળી વીછડવું પણ સાલે; રાજ મનુજ થયો ઇહાં રહીને, રાજ પ્રભુ પાડ ચઢાવું છું કહીને. ૪ રાજ તુમ સૌજન્યપણાઇ, રાજ નવિ વિસરે ક્ષણેક કહાઇ; રાજ અંતર કોઇ મત કરજો, રાજ સેવકને ચિત્તમાં ધરજો. ૫ રાજ કાગળ લિખજો સંભારી, રાજ રખે મૂકતા ચિત્તથી વિસારી; રાજ મુજ અવગુણ મત જોજો, રાજ તમે મોટા છો ભારી હોજો. ૬ રાજ ચંદતણી સુણી વાણી, રાજ સુસરાની નયણ ભરાણી; રાજ રાજ્યાદિકે પરચાવ્યો, રાજ તોહે આભાપતિ વશ નાવ્યો. ૭ રાજ મકરધ્વજ તવ ભાખે, રાજ ગજ વિફર્યો તે કુણ રાખે; રાજ બાંધ્યે કણબીએ ખેતી,[1] નથી તુમથી હરકત હોતી. ૮ રાજ ભૂષણ પહેર્યાં જે માગી, રાજ રહે કિણ વિધે અવધિ અલાંધી; રાજ મનમાન્યો છે સોદો, રાજ નથી તમથી હરકત હોદો. ૯ રાજ કુડી બુદ્ધિ ઉપજાવી, રાજ તમે જાશો હાથ છોડાવી; રાજ પણ જો હીયડાથી જાવો, રાજ તો જાણીએ સબલ કહાવો. ૧૦ રાજ જે પરદેશી કહાયા, રાજ તેહથી ખોટી માયા; રાજ રહ્યા છો તમે ઇહાં અવશે, રાજ ખરૂં પ્રાહુણડે ઘર ન વસે. ૧૧ રાજ પરદેશી શશક ને કોશી, રાજ એતા કોઇના હુઆ ન હોસી; રાજ ભોળવે કરી કરી વાને, રાજ તોહી ચંદનૃપતિ નવી માને. ૧૨

---

પણ સંભાળવાની જરૂર છે. રાજા વિના તે નગરી હાલ શૂન્ય થઇ ગઇ છે. આપે મને એટલું બધું સુખ અને મહત્વ આપ્યું છે કે આપને છોડીને ત્યાં જવું મને ગમતું નથી. આપનો મારા ઉપર મોટો ઉપકાર છે, તમારી સજ્જનતા મારાથી ભૂલી શકાય તેમ નથી. હવે જો આપ રજા આપો તો હું ત્યાં જાઉં અને રાજ્ય સંભાળું; પરંતુ આપ કાગળો લખશો, મને ભૂલી જશો નહીં અને જેવો સ્નેહ છે તેવો નિભાવશો.” ૧-૬.

આ પ્રમાણેનાં ચંદરાજાનાં વચનો સાંભળીને મકરધ્વજ રાજાએ તેમને રહેવા માટે અનેક પ્રકારે સમજાવ્યા, પણ જ્યારે તેમણે પોતાનો વિચાર ફેરવ્યો નહીં, ત્યારે પછી મકરધ્વજ રાજાએ કહ્યું કે-“ ગજ વિફર્યો તે હાથમાં રહે નહીં, બાંધ્યે કણબીએ ખેતી થાય નહીં, માગ્યા ઘરેણા કાયમ રહે નહીં, પરોણે ઘર વસે નહીં, પરદેશી સાથેની માયા કાયમ નભે નહીં, તો ભલે પધારો. તમે અહીંથી તો જશો પણ અમારા હૃદયમાંથી જાઓ તો સાબાશી આપું.” આ પ્રમાણે બહુ યુક્તિ-પ્રયુક્તિથી કહી જોવાં છતાં પણ ચંદરાજાનો

---

૧ રાજ કહો ચંદજી થાયે કેતી. પાઠાંતરે

રાજ ચલચિત્ત નિરખી જમાઈ, રાજ કરી દીધી સસરે સજાઇ; રાજ હરખ્યો આભાનો સ્વામી, રાજ વિમલેશની શીખ જે પામી. ૧૩ રાજ આવ્યો ચંદ તે આપ ઉતારે, રાજ નિજ સામંતને ઉપચારે; રાજ મૂકી જનકે સ્વચ્છી, રાજ તેડાવી પ્રેમલાલચ્છી. ૧૪ રાજ માત તાત કહે સુણ બેટી, રાજ અમ વાહલી તું ગુણ પેટી; રાજ અમે ચંદને ઘણું વાહ્યો, રાજ પણ આભા નગરી ઉમાહ્યો. ૧૫ રાજ તાહરૂં મનડું છે કેહવું, રાજ સંગે થાવું કે ઇહાં રેહવું; રાજ લચ્છી કહે મહામાયા, રાજ જિહાં કાયા તિહાં એ છાયા. ૧૬ રાજ પહિલાં ચૂકી તિમ નહીં ચૂકું, રાજ હવે અળગો પીઉ કિમ મૂકું; રાજ પન્નરમી ઢાળે સુહાસે, રાજ કહી મોહને ચોથે ઉલ્લાસે. ૧૭.

દુહા.

પતિઅનુરાગી પ્રેમલા, જનકે લેઇ સુસંધ;
જાણ્યો જનનીએ તદા, અલિક સુતાસંબંધ. ૧

પ્રસવે જનની જો કોઇ, પ્રસવો સુત નિરવાણ;
પણ પુત્રી પ્રસવો રખે, પીયરવિમુખી જાણ. ૨

---

આગ્રહ કાયમ રહેવાથી તેમણે રાજી થઇને જવાની રજા આપી અને તેમને માટે તૈયારી કરવા સેવકોને આજ્ઞા કરી. ચંદરાજા ખુશી થઇને પોતાને ઉતારે આવ્યા અને પોતાના સામંતોને તૈયાર થવા આજ્ઞા કરી. અહીં મકરધ્વજ રાજાએ પ્રેમલાલચ્છીને બોલાવીને કહ્યું કે-"તું અમને અત્યંત વહાલી છું, ગુણની પેટી સમાન છું, તારા પતિ આભાનગરી જવા ઉત્સુક થઇ રહ્યા છે, ઘણું સમજાવ્યા પણ સમજતા નથી, તો તારે તેમની સાથે જવું છે કે અહીં રહેવું છે ?" ૭-૧૫

પ્રેમલાએ કહ્યું કે-"હે પિતાજી ! જ્યાં દેહ ત્યાંજ છાયા હોય, તેથી હું મારા પતિ સાથેજ જઈશ. એકવાર ચૂકી હતી તેમ હવે ફરીને નહીં ચૂકું." મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની પંદરમી ઢાળ અત્યંત આનંદકારી કહી. ૧૬-૧૭

દુહાનો ભાવાર્થ.

પિતાએ જાણ્યું કે પતિમાં રાગવાળી પ્રેમલા છે માટે ભલે જાય. વળી પ્રેમલાનો આવો નિશ્ચય જાણીને તેની માતાએ વિચાર્યું-"પ્રસવો તો પુત્રજ પ્રસવજો, પુત્રી ગમે તેવી ડાહી હોય, સમજુ હોય, પિયરના પ્રેમવાળી હોય તો પણ ખરે અવસરે તે પિયરથી

ન વસે દુહિતાએ શતે, તાત તણો આવાસ;
પીયરની વેરણ હુવે, પોહચે પ્રીતમ પાસ. ૩
સુતા ન જાણે દોહિલમ, પીયરની તિલ એક;
લુબ્ધ રહે નિત સાસરે, અહો પ્રગટ અવિવેક. ૪
માતપિતાએ મન થકી, સુપરે કરી વિચાર;
પ્રેમલાને સંપ્રેડવા, કરી સજાઇ સાર. ૫
યાન સખી વસનાભરણ, સેજ સુવાસ આહાર;
ઇત્યાદિક પુત્રી ભણી, સોંપ્યા કરી મનુહાર. ૬
ચંદરાય પણ એહવે, ચંચળ ચઢી તુખાર;
મળવા મકરધ્વજ ભણી, આવ્યો તિહાં દરબાર. ૭

## ઢાળ ૧૬ મી.

(કાનુડો તો વિણ વજાડે—એ દેશી.)

**સાસુ સસરે ચંદ નૃપતિને, લચ્છી સોંપી લાભા; મહારાજ તમે કુશલે ક્ષેમે, પહોંચો નગરી આભા. ૧ એ અમ પુત્રી પ્રેમલાલચ્છી, સોંપી તમને સ્વામી; એહની લાજ તુમારે હાથે, કહીએ છે શિરનામી. ૨ એ છે લાડકવાઇ અલહતી, ન રહી અળગી કયારે; જો એહમાં કોઇ ચૂક પડે તો, મન નવિ**

---

વિમુખજ થાય છે. સો દીકરી હોય તો પણ તે પારકી વસ્તી છે, તેનાથી પિતાનું ઘર ઉઘાડું રહેતું નથી. વળી સાસરામાં પુષ્કળ દ્રવ્ય હોય અને પિયર સામાન્ય સ્થિતિવાળું હોય તો પણ પુત્રી ત્યાંથી લઇ જવા ઇચ્છે છે, પતિની સાથે લુબ્ધ રહે છે અને પિયર તરફ ધ્યાન પણ આપતી નથી.” આ પ્રમાણે વિચાર કર્યા પછી પ્રેમલાના માતાપિતાએ પુત્રીનું સુખ પતિસંગે રહેવામાં છે એમ નિરધાર કરી તેને યોગ્ય તૈયારી કરી. તેને મનગમતા દાસદાસીઓ, વસ્ત્રો, અલંકારો, શય્યાઓ, વાહનો અને મેવા મિઠાઇઓ વિગેરે આપ્યું. અહીં તમામ તૈયારી થઈ એટલે ચંદરાજા પણ તૈયાર થઇ ઘોડા ઉપર બેસીને ત્યાં આવ્યા. ૧–૭

### ઢાળ સોળમીનો ભાવાર્થ.

પ્રેમલાના માતાપિતાએ તેને યોગ્ય વાહનમાં બેસાડી. પછી તેઓ ચંદરાજા પ્રત્યે કહેવા લાગ્યા કે–“ આ અમારી પુત્રી આજસુધી તમારી થાપણ તરીકે અમે જાળવી રાખી હતી તે આજે તમને સોંપીએ છીએ. તેને સારી રીતે રાખજો, તેની લાજ વધારવી તે તમારા હાથમાં છે. ૧–૨ તે કાંઇ સમજતી નથી, ઘર બહાર નીકળી નથી, વળી લાડકવાઈ છે, લાડમાં ઉછરેલી છે, તો તેની ભૂલ થાય તો તે દરગુજર કરજો. અમારૂ મન કોઇ રીતે

આણજો ત્યારે. ૩ મૂકતાં એહને એમ પરદેશે, અમ મનડું નવિ ચાલે; પણ પીઉ સંગે જાતાં આડી, જીભલડી કુણ ઘાલે. ૪ વહિલા મળજો વડ જીમ ફળજો, રખે જો કદીએ વિસારો; એ સોરઠનું રાજય તમારૂં, છે નિશ્ચય અવધારો. ૫ માયે પુત્રી હૃદય આલિંગી, દે શીખલડી વારૂ; પીયરની તો લજ્જા બેટી, સાસરડે તુજ સારૂ. ૬ જાળવજે મન શોક સહુનું, નથી સુસરો ને સાસુ; ચાલજે મન પ્રીતમનાં પૂંઠે, રોષ ન ધરજે કાસુ. ૭ જાણું છું અમે તું છે ડાહી, કોઇ વિધિ નવિ ચૂકે; સુગુરૂ સુદેવ સુધર્મ હીયાથી, ભોળપણે મત મૂકે. ૮ દાન પુણ્યનું શું તુજ કહીએ, એહ તો તુજ છે ક્રીડા; કોઇ પ્રાણી માત્ર ભણી તું, રખે ઉપજાવતી પીડા. ૯ જીમ રૂડું જાણે તિમ કરજે, રહિજે તું અવરૂંધી; દીધી શેઠતણી-શીખામણ, તે તો ઝાંપા સુધી. ૧૦ ઇમ કહી માએ પ્રેમલાલચ્છી, આંસુડે ન્હવરાવી; પુત્રીએ પણ વીછડવા ગતિ, સકલ પુરીએ જણાવી. ૧૧ સહીઓ સુરંગી લઘુવય સંગી, પ્રેમલા કંઠે લાગી; તાર સ્વર નિસુણીને તેહના, સુરની નિદ્રા ભાગી. ૧૨ પ્રેમલાને વીછડવા વેળા, ખેચર રહ્યા રથ ખેંચી; તેહ સમય વર્ણવતા સુરગુરૂ, કેરી પણ મતિ વેચી. ૧૩ હળીમળી સહુ કોઇના મનની, સાથે સુખડી લીધી; સહુ નયણથી ઉદર ભરીને, પ્રીતિ સુધારંસ પીધી. ૧૪

---

તેને મોકલતાં વધતું નથી, પરંતુ પતિની સાથે જતાં તેને રોકી શકતા નથી. તમે પાછા આ તમારૂં રાજ્ય સંભાળવા વહેલા પધારજો અને વડ વૃક્ષની જેમ વિસ્તાર પામજો." ત્યારપછી પ્રેમલાને વળાવતાં તેની માતા તેને આલિંગન દઈ-ભેટીને કહેવા લાગી કે કે-"હે પુત્રી! તું સાસરે જઇને પીયરની લાજ વધારજે. શોક્યને મોટી બહેન માની તેનું મન જાળવજે, સાસુ-સસરા તો છે નહીં, તેથી પ્રિતમનું મન પૂરેપૂરૂં જાળવજે, કોઈની સાથે ફોગટ રોષ કરીશ નહીં, અમે જાણીએ છીએ કે તું ડાહી છો તેથી તારામાં ભૂલ આવે તેમ નથી, તો પણ અમારી ફરજ હોવાથી કહીએ છીએ કે તું ગમે તેવા સંકટમાં પણ દેવ, ગુરૂ, ધર્મને ચૂકીશ નહીં. તે સંબંધમાં કિંચિત્ પણ ભોળપણ રાખીશ નહીં. દાનપુણ્ય કરવાના સંબંધમાં તો તને શું કહીએ? તે તો તારી રોજની ક્રીડા છે. તું કોઇપણ જીવને દુઃખ ઉત્પન્ન કરીશ નહીં. જેમ યોગ્ય લાગે તેમ કરજે, યોગ્ય રીતે રહેજે આ પ્રમાણે કહીને માતાએ વિયોગદુઃખથી આંસુવડે તેને ન્હવરાવી દીધી. પ્રેમલાનું મન પણ માતાપિતાને ત્યજતાં ઘણું દુભાણું. તેની બાલ્યાવસ્થાની સંગતવાળી સખીઓ એકઠી થઇને આવી. તે પણ તેના વિયોગે બહુ ખેદ પામી. પ્રેમલાએ તેમને સ્નેહવચનોથી શાંત કરી, તે વખતે દેવો પણ સ્થિર થઇને જોઇ રહ્યા. આ સમયનું વર્ણન કરવાને બ્રહ્માની પણ બુદ્ધિ ચાલતી નથી. પછી સૌને ગળે ભેટીને પ્રેમલાએ રજા લીધી. ૩-૧૪ સાસુએ ગંદરાજના

ચંદ લલાટે તિલક કંકુનું, કરી તંદુલ પ્રતિભાવી; માનું એ નિષિધાચલ ઉપરે, ચંદ્રકળા મળી આવી. ૧૫ પૂરવ પુણ્યના પિંડ સરિખું, નાલિકેર ફળ દીધું; ચંદે પ્રેમલાએ પરિયાણું, આભા સાહમું કીધું. ૧૬ વાગી ભેરી તબલ નફેરી, થયો મકરધ્વજ સંગે; આવ્યો વિમળપુરીને ચહુટે, ચંદ ઘણે મન રંગે. ૧૭ કરે પ્રશંસા પુરજન સઘળા, ગીત યુવતીએ ગાયો; પ્રાહુણડો કોઇ ચંદ સરિખો, નવિ જાણ્યો કોઇ આવ્યો. ૧૮ આભાભૂપતિ પ્રેમલાલચ્છી, જોડી એ ચિરંજીવો; વહિલા એહ પધારજો પુરમાં, કરશું મંગળ દીવો. ૧૯ ચંદ નૃપતિ એમ અધિક મહોચ્છવે, શ્રી સિદ્ધાચળ આવ્યા; સ્વસુરાદિક જનવ્રજથી પહેલા, શ્રી જિનપતિ ગુણ ભાવ્યા. ૨૦ કહે મોહન ઇહાં ચોથે ઉલ્લાસે, સુલલિત સોળમી ઢાળે; માનવભવ સુકીયારથ કીધો, શ્રી શ્રી ચંદભૂપાળે. ૨૧

દુહા.

ભેટી વિમલાચલ વિમળ, તલહટીએ નૃપચંદ;
આવીને કીધા વિદા, સ્વસુરાદિક સાનંદ. ૧

મકરધ્વજ વિમળાપુરી, પુહતો માગી શીખ;
ચાલ્યો નંદ નરિંદવર, આભાપ્રતિ સહરીષ. ૨

---

ભાલસ્થળમાં તિલક કર્યું, હાથમાં શ્રીફળ આપ્યું. જાણે નિષિધાચળ ઉપર ચંદ્રકળા મળી હોય તેવું દેખાવા લાગ્યું. પછી ચંદરાજાની આજ્ઞા થતાં તેની સાથેની સેનાએ આભાપુરી તરફ પ્રયાણ કર્યું. આગળ નોબત વાગતે ચંદરાજા શહેરના મધ્યમાં થઇને નીકળ્યા. મકરધ્વજ રાજા પણ સાથે ચાલ્યા. ચહુટામાં આવતા નગરજનોએ મુક્તાફળવડે વધાવ્યા. યુવતીઓએ ગીત–ગાન કરીને 'ચંદરાજા અને પ્રેમલાલચ્છીનું જોડું ચિરંજીવી રહો' એવી આશીષ્ આપી. અને વહેલા પાછા આ નગરીમાં આપ પધારજો અમે મંગળ દીવો કરશું. આ પ્રમાણે આનંદ મહોચ્છવપૂર્વક ચાલતાં અનુક્રમે સિદ્ધાચળ સમીપે આવ્યા. જિનેશ્વર ભગવાનને સ્વસુરાદિની સાથે ભેટ્યા. તેની તળેટી સમીપે આવી તે મહાતીર્થને વંદન કર્યું, સ્તવના કરી, મોહનવિજય કહે છે કે ચોથા ઉલ્લાસની સુંદર સોળમી ઢાળમાં શ્રી ચંદરાજાએ યાત્રા કરી માનવભવ કૃતાર્થ કર્યો. ૧૫–૨૧

દુહાનો ભાવાર્થ.

પછી વિમળાચળ ગિરિ ઉપર ચડી યાત્રા કરી પાછા તળેટીએ આવ્યા અને સ્વસુરાદિક સર્વને ચંદરાજાએ રજા આપી અને પોતે આભાનગરી તરફ અવિચ્છિન્ન પ્રયાણ કર્યું. ૧

પભણે ચંદયશ શિવકુંઅર, નિત કરે નાટારંભ;
પ્રતિદિન પંથ તે અતિક્રમે, વાજત મંગળભંભ. ૩

જોતો દેશ વિદેશ બહુ, મેલી સૈન્ય અનંત;
પ્રતિપુર નૃપતિ અંગજા, પગ પગ ચંદ પરણંત. ૪

આવ્યો પોતનપુરવરે, ચંદ કટક સરતીર;
લીલાધર પણ તેહજ દિન, આવ્યો ગૃહે ગુહીર. ૫

પતિ અનુમતિ લીલાવતી, ચંદ નોતર્યાં ધીર;
સંતોષ્યો ભોજન વિધે, ધર્મભગિનીએ વીર. ૬

નૃપ સાસરવાસો કરી, આવ્યો સેન મઝાર;
અર્ધ નિશાએ જે થયો, તે નિસુણો અધિકાર. ૭

---

મકરધ્વજ પણ શીખ માગી રવાના થયો અને વિમળાપુરી પહોંચ્યો. માર્ગે ચાલતાં શિવકુમાર નટ સાથે છે. તે દરરોજ નવા નવા નાટકો કરે છે અને ચંદરાજાને આનંદ પમાડે છે. એ પ્રમાણે પ્રયાણ કરતાં, દેશવિદેશ જોતાં, અનેક રાજાઓને વશ કરતાં, સૈન્યમાં વૃદ્ધિ કરતાં અને અનેક રાજપુત્રીઓને પરણતાં અનુક્રમે ચંદરાજા પોતનપુર પાસે આવ્યા અને ત્યાં પડાવ કર્યો.

આ પોતનપુર તેજ છે કે જ્યાં ચંદરાજા કુર્કટપણે નટ સાથે આવ્યા હતા, અને તેના બોલવાથી લીલાધર શ્રેષ્ઠીપુત્ર જે કુર્કટની વાણીનું શુકન થવા માટેજ પરદેશ જતો રોકાઈ રહ્યો હતો તે આ કુર્કટનો શબ્દ સાંભળતાં તરતજ પરદેશ ગયો હતો. દૈવયોગે ચંદરાજા ત્યાં આવ્યા તેજ દિવસે **લીલાધર** પણ પરદેશથી આવ્યો. એટલે તેના કુટુંબમાં સર્વત્ર આનંદ પ્રસરી રહ્યો. પછી તે લીલાધરની સ્ત્રી **લીલાવતી** કે જેને કુર્કટ સાથે અત્યંત પ્રેમ બંધાણો હતો તેણે પતિની આજ્ઞાથી ચંદરાજાને પોતાને ત્યાં નોતર્યા અને તેની અનેક પ્રકારે ભોજનાદિકવડે ભક્તિ કરી. ચંદરાજાએ પણ તેને બહેન તરીકે માનેલી હતી તેથી સાસરવાસો સારી રીતે કર્યો, અર્થાત્ વસ્ત્ર-આભૂષણાદિ પુષ્કળ આપ્યું. પછી રજા લઈને પોતાને ઉતારે આવ્યા. તે રાત્રીએ જે ચમત્કાર થયો તે હવે પછી કહેવામાં આવશે. ૨-૭

આ રાત્રીએ ચંદરાજાના શીલની ખરેખરી પરીક્ષા થશે. તે હકીકત આપણે હવે પછીની ઢાળમાં વાંચશું. સુવર્ણ જેમ અગ્નિમાં પડ્યા છતાં વિશુદ્ધ રહે તેમ ચંદરાજા આ કસોટીમાં વિશુદ્ધ ઉતરશે, તેની ઉત્તમતા જણાઇ આવશે. અને ત્યારપછી તે આભાપુરી પહોંચીને ઉત્સુક થઇ રહેલી ગુણાવળીને ભેટશે. હાલ તો આ ઢાળની અંદર જે રહસ્ય રહેલું છે તે વિચારીએ.

## ઢાળ ચૌદમીથી ઢાળ સોળમી સુધીનું રહસ્ય.

આ રહસ્યના પ્રારંભમાં ચંદરાજાએ વીરમતીને પરલોક પહોંચાડ્યાના ખબર આભાપુરી પહોંચે છે. જ્યારે કોઈ વાત કહેનાર ન મળે અથવા ખબર પહોંચતાં મુદ્દત વીતી જાય એટલું તે દૂર છે ત્યારે એક દેવતાજ તે ખબર પહોંચાડે છે, આ ભાગ્યની નીશાની છે. સદ્‌ગુણી મનુષ્યો પણ વીરમતી જેવા પાપી મનુષ્યનો નાશ થતાં રાજી થાય છે. એવો સાધારણ મનુષ્યસ્વભાવ છે. ગુણાવળીને તેણે બહુ પજવેલી હોવાથી તે એક મોટી ફાંસ ગઇ એમ માને છે. તે આ હકીકત મંત્રીને બોલાવીને કહે છે. કારણ કે રાજ્યનો તમામ આધાર રાજાને વિરહે મંત્રી ઉપરજ હોય છે. મંત્રી લોકલાગણી તાજી કરવા તે વાત ફેલાવે છે અને પ્રજાવર્ગ પાસેજ ચંદરાજા ઉપર આમંત્રણ પત્ર લખાવે છે. આ મંત્રીની ખુબી છે. રાજા અને પ્રજાને જેમ બને તેમ વધારે પરસ્પર પ્રેમવાળા રાખવા એ મંત્રીનુંજ કામ છે. તેને ભેદ પડાવવો હોય તો તે સહેજમાં પડાવી શકે છે. નાદાન મંત્રીઓ તેમ કરવામાંજ મજા માને છે અને તોજ પોતાની બન્ને પક્ષને ગરજ રહેશે એમ ધારે છે; પરંતુ ઉત્તમ મંત્રીઓ તેમ ન કરતાં જેમ બને તેમ પ્રજાને રાજા વચ્ચે ઐક્ય વધે તેમજ ઇચ્છે છે અને તેવોજ પ્રયત્ન કરે છે. પોતાની ગરજ રહો કે ન રહો તેની તેઓ દરકાર કરતા નથી, પણ પોતાની વાસ્તવિક ફરજ બજાવે છે. તેવા મંત્રીઓજ ઉત્તમ ગણાય છે.

પાપીઓ પાપનો ઘડો ભરાય છે ત્યારે સ્વયમેવ તેના કટુ ફળને ભોગવે છે; પરંતુ ઘડો ભરાતાં સુધીમાં તેને અમન ચમન કરતા જોઇને કેટલાક ભદ્રિક મનુષ્યો મોહ પામે છે કે ‘ આવો કૃતઘ્ની, ક્રૂર, પાપી છતાં આવું સુખ અને આવો આનંદ કેમ ભોગવે છે ? ’ પરંતુ આ ફળ તેણે પૂર્વે કરેલાં પાપાનુબંધી પુન્યનાં છે. તે ભોગવી રહેશે એટલે સ્પષ્ટ પાપોદય થતાં નરક તિર્યંચાદિ અસહ્ય દુઃખ સહન કરવા પડશે એ ચોકસ સમજવું. વીરમતીને માટે એમજ થાય છે. ઉત્તમ જનો તેવા પાપીનું પણ અનિષ્ટ ચિંતવતા નથી અને તેનું અનિષ્ટ થયે રાજી પણ થતા નથી, પરંતુ જ્યારે અતિ થઈ પડે છે ત્યારે નિરૂપાય થઈ જાય છે. તે પ્રમાણેજ આમાં પણ બન્યું છે. ચંદરાજાએ તેને શિક્ષા કરી અને ગુણાવળી તે હકીકત સાંભળી રાજી થઇ એ અતિ થવાનું પરિણામ છે. નહીં તો તેવી રીતે કોઇને તેના પાપનું ફળ પ્રાપ્ત થાય તો તે જોઇને પણ ઉત્તમ પુરૂષોને તો ખેદજ થાય છે અને તેની દયાજ આવે છે. કેમકે તેવે પ્રસંગે પણ દિલમાં રાજી થવું તે અશુભ કર્મનો બંધ તો કરાવે છે. ઉત્તમ જનો તો નિરંતર પ્રાણીને કર્મવશ માની તેવે પ્રસંગે મધ્યસ્થવૃત્તિજ રાખે છે.

હવે ગુણાવળીને એક તરફથી તો નિવૃત્તિ થઇ પણ બીજી તરફથી ચિંતા ઉત્પન્ન થાય છે કે હજુ સ્વામી કેમ અહીં પધારતા નથી. પ્રેમલાનો ગુણ માને છે, પણ પાછી પતિને રોકી રાખ્યા એમ કહીને શોક્યપણું પણ જણાવે છે. એવે અવસરે અસહાયકને પણ સહાયક અકસ્માત્ મળી આવે છે. એક સૂડો ત્યાં આવે છે, તે કોણ હતો તેનું કાંઇ

સ્પષ્ટીકરણ આવતું નથી, પરંતુ ગુણાવળીના ઉપકારમાં દબાયેલો હોવો જોઇએ એમ જણાય છે. તે ગુણાવળીને આશ્વાસન આપે છે અને તેનો પત્ર ચંદરાજાને પહોંચાડે છે, આ કાંઇ થોડો પ્રત્યુપકાર નથી. કારણ કે આભાપુરીથી વિમળાપુરી ૧૮૦૦ કોસ દૂર હોવાથી માણસ સાથે કાગળ મોકલતાં બહુ દિવસો વીતી જાય તે કાર્ય સૂડાથી સત્વર બને છે. ગુણાવળીનો કાગળ, તેની સાથેનો પૂર્વનો અપ્રતિમ સ્નેહ અને તેના પત્રમાં પડેલ સંખ્યાબંધ આંસુનાં ટપકાંઓ ચંદરાજાને પૂર્વપ્રેમનું સ્મરણ કરાવે છે. જુઓ આંસુ જેવી તુચ્છ વસ્તુ પણ શું કામ કરે છે? જે કામ તેના કાગળ કે અક્ષરોએ ન કર્યું તે આંસુઓ કરે છે. તેણે ચંદરાજાના દિલની લાગણી ઉશ્કેરી અને ગમે તે પ્રકારે સત્વર આભાપુરી જવું એવો નિર્ણય કરાવ્યો. આ દષ્ટાંત ઉપરથી તુચ્છ વસ્તુને પણ એકાંત તુચ્છ માનવી નહીં.

અહીં મકરધ્વજ રાજાના આભારમાં અને પ્રેમલાના પ્રેમમાં ચંદરાજા એવા દબાઇ ગયેલા હતા કે ત્યાંથી નીકળવાનું કહેવું તે પણ તેને ભારે પડી જાય એમ હતું. રાજાએ પોતાનું રાજ્ય આપ્યું હતું અને પ્રેમલાએ મનુષ્યપણું પ્રાપ્ત કરી આપ્યું હતું. આ કારણથી ચંદરાજા ઉદાસ થઇ ગયા. ઇંગિત આકારથી સમજી જનાર વિચક્ષણ પ્રેમલા તરતજ તેમના ઉદાસ થવામાં કાંઇક કારણ છે એમ સમજી ગઇ અને શું કારણ હોવું જોઇએ? તેનો વિચાર કરતાં ગુણાવળી યાદ આવી હશે તેવી કલ્પના કરી. પછી પોતે વિવેકપૂર્વક તેને તેડાવવા કહ્યું અને પોતે તેની આજ્ઞાંકિત થઇ રહેવા કબુલ કર્યું. ચંદરાજાના અંતઃકરણમાં જો કે તે કારણ પણ હતું, પરંતુ તેને ગોણ કરી દઇ પોતાનું રાજ્ય સંભાળવાની આવશ્યકતાને આગળ કરીને તેમણે એવી અસરકારક રીતે કહ્યું કે પ્રેમલાએ તે વાત કબુલ કરી.

હવે મકરધ્વજ રાજાને સમજાવવાનો વારો આવ્યો. તેણે પણ ચંદરાજાની દલીલ સ્વીકારી; પરંતુ તેને રોકવા માટે લાગણીભરેલાં ઘણાં વાકયો કહ્યાં. ચંદરાજા પોતાના વિચારમાં દઢ રહ્યા, એટલે તેમણે રજા આપી અને જવાની તૈયારી કરવા માણસોને સૂચવ્યું. પછી તેમણે પ્રેમલાને નાણી જોવા માટે બોલાવી અને ' અહીં રહીશ કે સાથે જઇશ ? ' એમ પૂછયું. પ્રેમલાએ પોતાને ઘટિત જવાબજ આપ્યો અને તે રાજાએ પસંદ કર્યો. પોતાને પુત્ર ન હોવાથી અને એકજ પુત્રીનું પણ સાસરે જવાનું થવાથી મકરધ્વજ રાજાને અને તેની રાણીને બહુ લાગી આવ્યું; તેથી રાણીએ પુત્રની આવશ્યકતાસૂચક કેટલાક ઉદ્‌ગારો કાઢ્યા; પરંતુ છેવટે પ્રેમલાને વળાવવાની તૈયારી કરી અને તેને મનગમતા દાસદાસી અને વસ્ત્રાલંકારાદિ આપ્યા.

ચંદરાજા તૈયાર થઇને નીકળ્યા એટલે પાછળ સુખાસનમાં બેસીને પ્રેમલા પણ નીકળી. નીકળતી વખતે ચંદરાજાને પુત્રી સંબંધી ભલામણ યોગ્ય શબ્દોમાં પ્રેમલાના માતાપિતાએ કરી અને પછી પ્રેમલાને પણ બહુ સારા શબ્દોમાં શીખામણ આપી. તે શીખામણનાં તમામ વાકયો ધ્યાન આપવા લાયક છે. હવે ચંદરાજા શહેરના મધ્યમાં થઇને નીકળે છે. તે વખતે નગરજનોને પણ તેના વિયોગની લાગણી ઉત્પન્ન થાય છે, આ બધો સજ્જનતાનો પ્રભાવ

છે. નગરજનોની આશીષ મેળવી સિદ્ધાચળની તળેટીમાં આવે છે અને ત્યાં ગિરિરાજને વંદન કરી આગળ પ્રયાણ કરતાં મકરધ્વજ રાજા વિગેરેને રજા આપે છે. ઉત્તમ પુરૂષો ક્યારે પણ ધર્મને ચૂકતા નથી, પ્રત્યેક કાર્યમાં અને પ્રત્યેક પ્રસંગમાં તેઓ ધર્મને તો આગળજ કરે છે અને તેના પ્રતાપેજ સુખસંપત્તિની પ્રાપ્તિ અને તેની સ્થિરતા માને છે.

ચંદરાજા આનંદ કરતાં પ્રયાણ કરે છે. ઉત્તમ જનોને તો પૂર્વ પુણ્યની પ્રબળતાથી સર્વત્ર આનંદનાં નિમિત્તો મળીજ આવે છે. અહીં સાથે શિવકુંવર નટ છે તે આનંદ કરાવે છે. તેની સાથે પણ ગાઢ સંબંધ છે. વળી ચંદરાજા તેનો અને તેની પુત્રી શિવમાળાનો અત્યંત ઉપકાર માને છે. માર્ગમાં અનેક રાજાઓ ચંદરાજાના પુન્યપ્રતાપથીજ વશ થાય છે, લડાઈ કરવી પડતી નથી. તેઓ આજ્ઞા માને છે અને પુત્રીઓ પરણાવે છે. આ પ્રમાણે કેટલીક રાજકન્યાઓનું પાણિગ્રહણ કરતાં અનુક્રમે તે પોતનપુર આવે છે.

આ સ્થળ નટોની સાથે કુર્કટાવસ્થામાં પ્રયાણ કરતાં નોંધાયેલું છે; કારણ કે ત્યાં આખા ગામમાંથી કુકડાઓ કાઢી મૂક્યા છતાં આમનું આવવું થયું હતું, અને તેના શબ્દથી શ્રેષ્ઠીપુત્ર લીલાધર જે કુર્કટના શબ્દ માટે રોકાઈ રહેલો તે પરદેશ ગયો હતો. દૈવયોગ એવો બને છે કે ચંદરાજાનું અને તે શ્રેષ્ઠીપુત્રનું આગમન એક સાથેજ થાય છે; તેથી સર્વના હર્ષમાં ઉમેરો થાય છે. લીલાવતી ચંદરાજાને પોતાને ત્યાં નોતરે છે, ચંદરાજા જાય છે અને તેનો સાસરવાસો કરે છે. અહીં પરસ્પરની ફરજ બજાવાય છે અને તેમાં સ્નેહની ઉત્કર્ષતા સૂચવાય છે.

ચંદરાજા લીલાવતીને ત્યાંથી પોતાને ઉતારે આવે છે. તે રાત્રીએ તેમના શિયલની કસોટી નીકળે છે. તે પ્રસંગ ચમત્કાર ઉપજાવે તેવો છે. તે આપણે હવે પછી વાંચશું. અહીં આ રહસ્ય સમાપ્ત થાય છે. તેમાંથી શું રહસ્ય ગ્રહણ કરવા યોગ્ય છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ. કુળવધૂનો નિર્મળ સ્નેહ, તેના વિચાર, પતિપ્રેમ, દુર્જનોના સંબંધમાં પણ માધ્યસ્થવૃત્તિ, મંત્રીની ફરજ, ઉપકારીનું દબાણ, કુળવધૂને શિખામણ ઇત્યાદિ નાના મોટા અનેક પ્રસંગો આ રહસ્યમાં સમજાવ્યા છે; તે લક્ષમાં રાખી તેના સારભૂત વિભાગોને ઉત્તમ જનોએ પોતાની પ્રવૃત્તિમાં મૂકવા યોગ્ય છે. આટલું કહી આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે.



ઢાળ ૧૭ મી.

( પુણ્ય પ્રશંસીયે.—એ દેશી. )

સુરપતિ સુરસમુદાયમાંરે, એહવે પભણ્યું વચન; જંબુ ભરતમાંહે વસેરે, ચંદ મહીધર ધન્યરે. શીલ સેવો સદા. ૧ નરને જાસ પ્રસાદેરે, દુઃખ ન હોવે કદા. એ આંકણી. નરસુત જગત અનેક છેરે, ચંદ સમો નહીં કોય; નિજદારા સંતોષીઓરે, એ સરિખો કુણ હોયરે. શીલ૦ ૨ માએ વિહંગ કર્યો હતોરે, પણ નિજ શીયલ પ્રભાવ; સિદ્ધાચળ ફરસે થયોરે, પાછો વળી નરરાવરે. શીલ૦ ૩ શિયલ ચુકાવે જે એહનોરે, તે નહીં કોઇ સંસાર; મેરૂ ચળે તો એ ચળે રે, જાણો સહુ નિરધારરે. શીલ૦ ૪ એક સુર અણસહતો થકો રે, ચંદતણી સુપ્રશંસ; આવ્યો શીયલ-ચૂકાવવા રે, નિશિ પોતનપુર અંશરે. શીલ૦ ૫. રજની મધ્યને અવસરે રે, કીધો ખેચરી વેશ; નિરખી ત્રિભુવન મન ચળે રે, માયારૂપ વિશેપ રે. શીલ૦ ૬ રૂદન કરે ઉંચે સ્વરે રે, રહી એકાંત પ્રદેશ; નિસુણી ચંદનરેસરૂરે, અચરિજ લહ્યો સુવિશેષરે. શીલ૦ ૭ કુણ દુઃખણી વનમાં રડેરે, એકલી માઝીમ રાત; ખડ્ગ લઇને એકલોરે, ચાલ્યો ચંદ વિખ્યા-

---

ઢાળ સત્તરમીનો ભાવાર્થ.

એકદા ઇંદ્ર મહારાજે દેવસભામાં કહ્યું કે–" જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં આભાપુરીનો ચંદ નામે રાજા છે. અત્યારે તે પોતનપુરીમાં છે. તે શિયળગુણમાં સર્વ કરતાં અધિક છે. મનુષ્યલોકમાં તેમજ દેવલોકમાં અનેક મનુષ્યો અને દેવો છે, પણ તેના સમાન સ્વદારાસંતોષી બીજો કોઇ દૃષ્ટિએ પડતો નથી. તેને તેની અપરમાતાએ કુકડો કર્યો હતો, તે પોતાના શિયળગુણના પ્રભાવથી અને સિદ્ધાચળ મહાતીર્થની ફરસનાથી પાછો મનુષ્ય થયો છે. તેને શિયળથી ચુકાવવાને દેવ પણ સમર્થ થઇ શકે તેમ નથી, મેરૂની જેવો તે શિળગુણમાં દૃઢ છે. " ૧–૪

આ પ્રમાણેનાં ઇંદ્રના વચનો સાંભળીને તેને અણુસદ્દહતો એક દેવતા તરતજ મનુષ્યલોકમાં પોતનપુરીએ મધ્યરાત્રીએ આવ્યો. તેણે અદ્ભુત વિદ્યાધરીનું રૂપ વિકુર્વ્યું કે જેને જોઇને દેવ પણ મોહ પામે. એવું રૂપ કરી બહાર ઉદ્યાનમાં કરૂણ સ્વરે તે સ્ત્રી રૂદન કરવા લાગી. ચંદરાજાએ તે કરૂણ સ્વર સાંભળી વિચાર કર્યો કે–' અત્યારે મધ્યરાત્રીએ એવું કોણ દુઃખી છે કે જે આવી રીતે રૂદન કરે છે. ' તરતજ ખડ્ગ લઇને તે એકલો ચાલ્યો

**તરે. શીલ૦ ૮ શબ્દે શબ્દે નિકુંજમાં રે, આવ્યો નારી સમીપ; દીઠી મદન દીપાલિકા રે, ઝગમગ ભૂષણ દીપરે. શીલ૦ ૯ કહે નરવર વનિતા કરેરે, કિમ એવડો આક્રંદ; કહે મુજને શંકીશ મા રે, ટાળીશ હું દુઃખ ફંદરે. શીલ૦ ૧૦ એમ નિસુણી સુર ઉપદિશેરે, સુણો આભાપતિ વાત; હું છું ખેચરપુત્રિકારે, અકથ છે મુજ અવદાતરે. શીલ૦ ૧૧ ખેદ ધરે ખટપટ કરેરે, મુજથી અતિ ભરતાર; કપટ કરી પરિહારી ગયો રે, આજ એ વનહ મઝારરે. શીલ૦ ૧૨ કોઇ ન કરે તિમ કરી ગયો રે, પ્રીતમ કપટ ભંડાર; હું અબળા હવે માહરોરે, જાશે કિમ અવતાર રે. શીલ૦ ૧૩ મુજ કરૂણાસ્વર સાંભળીરે, આવ્યા તુમે મહારાજ; જો તુમે મુજને સંગ્રહોરે, તો જગ વાધશે લાજરે. શીલ૦ ૧૪ સાચી નિવ હો જો ક્ષત્રિયતારે, તો મત કહેજો નાકાર; રાખો મુજ પત્ની કરી રે, ન કરો વિચાર લગારરે. શીલ૦ ૧૫ પાતક પ્રાર્થના ભંગનું રે, જાણો પ્રાણાધાર; શરણ આવ્યાને ન ઉવેખશો રે, બાંધો છો જો તરવાર રે. શીલ૦ ૧૬ જનની કોઇ શૂરા જણેરે, તુમ જેહવા મહીપાળ; સત્તરમી ચોથા ઉલ્લાસનીરે, પભણી મોહને ઢાળરે. શીલ૦ ૧૭**

---

અને શબ્દ અનુસારે શોધતો શોધતો જે નિકુંજમાં તે બેઠી હતી ત્યાં આવ્યો. તેને કામદેવની દીપમાળા જેવી રૂપવંત અને અલંકારાદિવડે વિભૂષિત જોઇને તે ચમત્કાર પામ્યો. તેણે પૂછ્યું કે–" હે સુંદરિ ! તું મધ્યરાત્રીએ એકલી અહીં શા દુઃખથી રૂદન કરે છે ? જે દુઃખ હોય તે શંકા વિના કહે, હું તારૂં દુઃખ દૂર કરીશ. " ૫–૧૦

આ પ્રમાણેનાં ચંદરાજાનાં વચનો સાંભળીને તે બોલી કે–" હે નરેંદ્ર ! હે આભાપતિ ! હું વિદ્યાધરની પુત્રી છું. મારો વૃત્તાંત ન કહેવાય તેવો છે. મારો પતિ મારી સાથે ખેદ કરી, ખટપટ કરી, મને આ સ્થિતિમાં તજી દઈને ચાલ્યો ગયો છે. કોઈ ન કરે તેવું અકાર્ય તેણે કર્યું છે. હું અબળા છું તો હવે મારો અવતાર કેમ પૂરો થાય તેના વિચારથી અત્યંત દુઃખી થઇને આક્રંદ કરૂં છું; પણ હવે મારો આક્રંદ સાંભળીને તમે પધાર્યા છો તો તમે મને સ્ત્રીપણે અંગીકાર કરો, મારૂં દુઃખ દૂર કરો, એમ કરવાથી તમારી જગતમાં લાજ વધશે. જો ખરેખરી ક્ષત્રીયવટ ધરાવતા હો તો મારી યાચના માટે ના પાડશો નહિ. ક્ષત્રીઓ શરણે આવેલાને તજી દેતા નથી. પ્રાર્થનાભંગનું પ્રાયશ્ચિત્ત ઘણું મોટું કહેલું છે તે તમે જાણો છો અને એવા શૂરવીર પુત્રને કોઇક માતાજ જણે છે કે જે પારકી પ્રાર્થનાનો ભંગ કરતા નથી. આપ ખરેખરા ક્ષત્રીપુત્ર છો એવું તમારી આકૃતિ ઉપરથી જણાય છે; તેથી આ અલ્પ પ્રાર્થના કરી છે. " મોહનવિજયજીએ સત્તરમી ઢાળ કહી. ૧૧–૧૭.

દુહા

વનિતા વચન સુણી કરી, કહે ચંદ મતિવંત;
એહવું મ કહે તું માનની, અયુક્ત વચન અનંત. ૧
સ્ત્રી જે પરનર ભોગવી, તે મેં કિમ સંગ્રહાય;
મીઠું પણ એઠું થયું, ઉત્તમ જને ન જમાય. ૨
ઓટચું અવરનું આદરે, કે બલિભુક શીયાલ;
મૃગપતિ તે કરિવર ભખે, આપ ભરીને ફાળ. ૩
ગહિલી સુંદર વદનથી, તુચ્છ વચન મ પ્રકાશ;
કહે તો તુજ પતિ મેળવું, કોઇ કરી આયાસ. ૪
જે જગમાં અકુલીન નર, તે પરસ્ત્રી રત હોય;
પણ ઉત્તમ કુળ ઉપન્યા, નિંદિત ન કરે કોય. ૫
સુણી વચન એમ ખેચરી, રોપ કરી કહે એમ;
જો તું મુજ નહીં આદરે, તો તું ક્ષત્રી કેમ. ૬
સ્ત્રીહત્યા પાતક તુને, દેઇશ અહો રાજાન;
નહિ તો કહ્યું છું માહરૂં, વચન અનોપમ માન. ૭

---

દુહાનો ભાવાર્થ.

વાનતાના વચન સાંભળીને, બુદ્ધિશાળી ચંદરાજા કહે છે-કે "હે સુંદરિ! તું આવું અઘટિત વચન કેમ બોલે છે? ક્ષત્રીઓ પરસ્ત્રીલંપટ હોતા નથી. જે સ્ત્રી પરપુરૂષની ઇચ્છા કરે તે તો સામું જોવા યોગ્ય નથી. વળી ગમે તેવો મીઠો પદાર્થ હોય પણ જો તે એઠો થયો તોપછી તેને ઉત્તમ પુરૂષો વાપરતા-ખાતા નથી. બીજાનું ઓટેલું તો કાગડો કે શીયાળ ભક્ષણ કરે, સિંહ તો પોતે મારેલા હસ્તીનુંજ ભક્ષણ કરે. માટે હે ઘેલી! તું આવી અઘટિત વાત પણ કર નહીં. તું કહે તો હું તારા પતિ સાથે મેળવી આપું. બાકી આ જગતમાં જે અકુલિન માણસો હોય છે તેજ પરસ્ત્રીમાં આસક્ત થાય છે, કુલિન કદી પણ થતા નથી. ઉત્તમ કુળમાં ઉપજેલા મનુષ્યો પ્રાણાંતે પણ નિંદિત કાર્ય આચરતાં નથી."

ચંદરાજાનાં આવાં વચનો સાંભળીને વિદ્યાધરી રોષ કરીને બોલી કે-"અરે! જો તું મારી પ્રાર્થના સ્વીકારતો નથી તો તું ખરો ક્ષત્રીયજ નથી. હવે જો તું મને કબુલ નહીં કરે તો હું તને સ્ત્રીહત્યાનું પાતિક આપીશ, માટે કોઇ રીતે પણ મારૂં વચન કબુલ કર." ૧-૭.

ઢાળ ૧૮ મી.

( કંત તમાકુ પરિહરો.—એ દેશી. )

વિદ્યાધરીને નૃપ કહે રે, સુભગે સુણ વાત; મોરાલાલ. સ્ત્રીવધ પાતકથી ઘણો, શીલભંગ ઉતપાત. મો૦ ૧ લૂખો લલના વિષયનો, એ ચંદ ચંદ અનુકાર; મો૦ જાસ પ્રશંસે સુરવરા, ધન એહનો અવતાર. મો૦ લુ૦ ૨ વૈદેહી રઘુપતિ તણી, અપહરીને દશકંધ; મો૦ હેમપુરી કરથી ગમી, જાણે સહુ સંબંધ. મો૦ લુ૦ ૩ પાંચાલી પદ્મોત્તરે, અપહરી યશ રચો લીધ; મો૦ સાહમી અમરકંકાપુરી, જટિલ વિલેપન કીધ. મો૦ લુ૦ ૪ અહલ્યા માટે ઈંદ્રને, શ્રાપ્યો ગૌતમે જાણ; મો૦ હરિ દશશત ભગનો થયો, કહે એમ પ્રગટ પુરાણ. મો૦ લુ૦ ૫ ભસ્મ તો ભસ્માંગદ થયો, તુહિન કન્યાને હેત; મો૦ એ તો જાણે છે સહુ, શૌવિમત સંકેત. મો૦ લુ૦ ૬ એમ પરદારા આદરે, કેણે કીધી લીલ; મો૦ સુખીયા તે નર જાણજે, જે કોઈ પાળશે શીલ. મો૦ લુ૦ ૭ ભવસાગર ફરવા તણી, પરસ્ત્રી બેડી સમાન; મો૦ પરણીતાપરિહાર તે, છે શિવ લબ્ધિ નિદાન. મો૦ લુ૦ ૮ પરનારી ભારી શિલા, બુડાડ્યા નર કોડ; મો૦ ભવકૂપકનો તે હજી, પામ્યા નહીં કાંઇ છોડ. મો૦ લુ૦ ૯ પરરમણીના પ્રસંગથી, લહે દુઃખ લલિતકુમાર; મો૦ તેહવો મૂરખ હું નહીં, જે રઝળું સંસાર. મો૦ લુ૦ ૧૦ તુજ

---

ઢાળ અઢારમીનો ભાવાર્થ

ચંદરાજાએ કહ્યું કે-“ હે સુંદરિ ! સ્ત્રીહત્યાના પાપ કરતાં પણ શિયળભંગનું પાપ અધિક છે. સાંભળ-પૂર્વે રઘુપતિની સ્ત્રીની વાંચ્છા કરીને **લંકાપતિએ** પોતાના પ્રાણ અને સુવર્ણપુરી ( લંકા ) બધું ગુમાવ્યું. પંચાળીને **પદ્મોત્તર** રાજાએ હરણ કરી તો સાર શું કાઢયો ? રાજ્યથી ભ્રષ્ટ થવું પડયું. અહલ્યા સાથે લુબ્ધ થવાથી **ઈંદ્રે** ગૌતમઋષિનો શ્રાપ મેળવ્યો અને શરીર ઉપર હજાર ભગ થયા. હિમાચળની પુત્રી પાર્વતી ઉપર આસક્ત થયેલ **ભસ્માંગદ** ભસ્મીભૂત થયો. આ પ્રમાણે પરદારાપર આસક્ત થવાથી કોણ સુખી થયો છે ? જે મનુષ્ય અખંડ શિયળ પાળે છે તેજ આ જગતમાં સુખી થાય છે. ૧-૭.

સ્ત્રી તો ભવસમુદ્રમાં ડુબવા માટે બેડી અથવા શિલા સમાન છે, તેથી જે પરણેલી સ્ત્રીનો પણ પરિહાર કરે છે તે મોક્ષસુખને મેળવે છે. પરસ્ત્રીરૂપ લોહશિલાએ અનેક પુરૂષોને ભવકૂપમાં બુડાડી દીધા છે કે જે પાછા ઉંચા પણ આવ્યા નથી. પરરમણીના પ્રસંગથી **લલિતાંગકુમાર** અસહ્ય દુઃખનું ભાજન થયો છે. હું તેના જેવો મૂર્ખ નથી કે જેથી સંસારમાં રઝળવાનો ધંધો કરૂં ! તારી હત્યા સંબંધી પાતિકના ભયથી હું શિયળ-

પાતકથી બીહતે, કિમ કીજે વ્રતભંગ; મો૦ પાવક દુઃખ એક ભવતણો, ભવભવ દુઃખ અનંગ. મો૦ લુ૦ ૧૧ તું મુજ બહેની ધર્મની, અથવા ધર્મની માત; મો૦ તું ઉત્તમ કુળની સુતા, ન ઘટે એ તુજ વાત, મો૦ લુ૦ ૧૨ નૃપ વચને સુર હરખીયો, વિરમી ખેચરી રૂપ; મો૦ સુરરૂપે પરગટ થયો, પામ્યો વિસમય ભૂપ; મો૦ લુ૦ ૧૩ સુર કહે અહો આભાધણી, જેમ પ્રશંસ્યો ઇંદ; મો૦ દીઠો મેં તુજ તેહવો, સુપ્રસન્ન મુખ અરવિંદ. મો૦ લુ૦ ૧૪ જનની ધન્ય જે તુજ જણ્યો, પુત્રરત્ન શીલવંત; મો૦ ન છળ્યો મુજ માયાથકી, ધીરજ ગિરિથી અનંત. મો૦ લુ૦ ૧૫ કુસુમવૃષ્ટિ દેવે કરી, નૃપના પ્રણમી પાય; મો૦ સુર પોહતો નિજ થાનકે, હર્ષ હૃદય ન સમાય. મો૦ લુ૦ ૧૬ આવ્યો પ્રેમલા સન્નિધે, તત્ક્ષિણ ચંદ ભૂપાળ; મો૦ ચોથા ઉલ્લાસે અઢારમી, મોહને પભણી ઢાળ. મો૦ લુ૦ ૧૭.

દુહા.

પ્રાત હુઓ ઉદયો તપન, ચંદભૂપ કુળભાણ;<br>શીખ લહી મુખ બહેનની, આભા કર્યું પ્રયાણ. ૧

સાધ્યા પંથે જનપદ ઘણા, પ્રણમાવ્યા નૃપ કોડિ;<br>પરણી તરૂણી સાતશેં, દેવવધૂની જોડિ. ૨

---

ભંગ કરૂં તેમ નથી. આ સંસારમાં અગ્નિમાં બળી મરવાથી તો એક ભવમાંજ દુઃખ પ્રાપ્ત થાય છે, પરંતુ કામાગ્નિમાં બળનાર તો ભવોભવ દુઃખી થાય છે. તું મારી ધર્મની બહેન અથવા ધર્મની માતા છે, માટે ઉત્તમ કાળમાં ઉત્પન્ન થઈને તું એવી વાત કરવી છોડી દે, એ વાત તને ઘટતી નથી." ૮–૧૨.

ચંદરાજાની આવી અનુપમ દૃઢતા જોઈને તે દેવ પ્રસન્ન થયો અને તરતજ ખેચરીનું રૂપ તજી દઈને દેવસ્વરૂપે પ્રગટ થયો. તેણે ચંદરાજા ઉપર પુષ્પની વૃષ્ટિ કરીને કહ્યું કે–" ધન્ય છે તારા માતપિતાને કે જેનો આવો ઉત્તમ પુત્ર છે. જેવા ઇંદ્રે વખાણ્યા તેવાજ તમે છો. તમે મારા છળથી છળાણા નહીં, તેથી ખરેખરા દૃઢ શિળવાન્ છો." આ પ્રમાણે કહી નમસ્કાર કરીને દેવ સ્વસ્થાને ગયો. ચંદરાજા પણ ત્યાંથી પાછો વળીને પ્રેમલાલચ્છી પાસે આવ્યો. ચોથા ઉલ્લાસની અઢારમી ઢાળ મોહનવિજયજીએ કહી. ૧૩–૧૭.

દુહાનો ભાવાર્થ

પ્રાતઃકાળે સર્વની રજા લઈને ચંદરાજાએ પોતનપુરથી પ્રયાણ કર્યું. માર્ગમાં અનેક રાજાઓને વશ કર્યા અને એકંદર ૭૦૦ સ્ત્રીઓ પરણ્યા અનુક્રમે આભાપુરીની નજીક

ઇમ અધિકે આડંબરે, વાજતે વિજયનિસાણ;
દીઠા નયણે અનુક્રમે, આભાપુરી અહિઠાણ. ૩
પામી શુદ્ધિ ગુણાવળી, હરખ્યો સુમતિ પ્રધાન;
પુર અધિકારી પ્રમુખથી, ભેટ્યો શશિરાજાન. ૪
સનમાની સઘળી પ્રજા, ચંદે લહ્યો આનંદ;
કુશળ પ્રશ્ન પામ્યા સકળ, ઉદિત ઉલ્લાસ અમંદ. ૫
ઘર ઘર થયાં વધામણાં, પ્રગટ્યો પ્રેમ અંકૂર;
થઈ ફરી આભાપુરી, આવ્યે ચંદ સનૂર. ૬
નરનારી નૃપ નિરખવા, ટોળે મળ્યાં અનંત;
નૃપ પુર પેસારો કરે, ભટ્ટ બિરૂદ બોલંત. ૭

ઢાળ ૧૯ મી.

( ઝુબખડાની દેશીમાં. )

પુરમાં પેસારો કર્યોરે, ભૂપે હર્ષ અતીવ; સુરંગ વધામણાં. જેમ અસંખ પ્રદેશથીરે, ઘટમાંહી વસે જીવ. સુ૦ ૧ મુખ આગળ રથ સાતશેરે, ચાલે ચહુટા વિચાલ; સુ૦ જિનમત નય સાતો તણારે, સાત સયાં ચક્કવાળ. સુ૦ ૨ હલકયા મદઝર ગજ તણારે, કરતા અલિ ઝંકાર; સુ૦ સુણીએ સુયશ મૃદંગનારે, પ્રગ-

---

આવ્યા એટલે ગુણાવળી, સુમતિ પ્રધાન અને નગરલોક સૌ અત્યંત હર્ષિત થયા. તેમણે મોટા આડંબરથી સામૈયું કરીને ચંદરાજાને નગરમાં પ્રવેશ કરાવ્યો. રાજાએ પ્રજાવર્ગનું સારી રીતે સન્માન કર્યું. નગરમાં પ્રવેશ કરતાં ચંદરાજાને જોવા માટે લોકોનાં ટોળેટોળાં એકઠાં મળ્યાં, ઘરેઘરે હર્ષ વધામણા થયા, સૌના અંતઃકરણમાં પ્રેમના અંકુર પ્રકટ્યા, રાજા નગર પ્રવેશ કરતા હોવાથી ભટ્ટ બિરૂદાવળી બોલતા હતા. ૧-૭

ઢાળ ઓગણીશમીનો ભાવાર્થ.

રાજાએ નગરમાં જેમ અસંખ્ય આત્મપ્રદેશવાળો જીવ શરીરમાં પ્રદેશો સહિત પ્રવેશ કરે તેવી રીતે પેસારો કર્યો, પ્રવેશ વખતે સામૈયામાં અનેક હાથી, ઘોડા, રથ, પદાતી, ધ્વજાવાળાઓ વિગેરે આગળ ચાલવા લાગ્યા. ૭૦૦ સ્ત્રીઓ ૭૦૦ રથમાં બેસીને આગળ ચાલી. જાણે જિનમતના સાત નયના સો સો ચક્કવાળ પ્રકાર નજરે હોય તેમ દેખાતા હતા. હાથીઓ મદ ઝરતા હતા, અને તેમાં ભમરાઓ ઝંકાર કરતા હતા તે જાણે ચંદરાજાનો યશ ગાતાં હોય તેમ દેખાતું હતું અને ખરેખર મૃદંગનો મધુર અવાજ થઇ રહ્યો હતો.

હ્યા મધુર ધોંકાર. સુ૦ ૩ ચપલ તુરંગમ કુદતારે, કીરતિ નદીના તરંગ; સુ૦ પંચરંગ નેજા ફરહરેરે, જેહવા વિજયના અંગ. સુ૦ ૪ દીપે પાયક દળ ભલુંરે, નૌતન જોતિશચક્ર; સુ૦ ચંદ વિરાજે તેહમાંરે, લંછન રહિત અવક્ર. સુ૦ ૫ ત્રંબાલુ ગુંજે ઘણારે, જળધર ધ્વનિ અનુકાર; સુ૦ મંગળ તૂર જિહ્વી રવેરે, વરસે વસુ જળધાર. સુ૦ ૬ પગપગ પ્રણમે પુરજનારે, કહે સહુ થઇ વાચાટ; સુ૦ જોતા અમે ચાતુક પરેરે, તુમ આગમની વાટ સુ૦ ૭ આજ કૃતારથ સહુ થયા રે, દેખી નવલ દિદાર; સુ૦ તુમે સ્વામી ચિર પ્રતપજોરે, પ્રજાના પ્રાણાધાર. સુ૦ ૮ ચંદ પ્રજા સનમાનતોરે, ગજસ્થિત દેતો દાન; સુ૦ નાખે મનુ પીયુષ છટારે, નગરી પ્રતે બહુ માન. સુ૦ ૯ ભોળી ટોળીએ મળીરે, ગાયે મધુરાં ગીત; સુ૦ સુરગાયનીઓ એહવીરે, ન લહે ગાનની રીત. સુ૦ ૧૦ છત્ર સુરદુ કલ્યાણનોરે, ચામર છત્ર લસંત; સુ૦ આનંદ ફળ અનુમાનતોરે, અવનીપતિ સોહંત. સુ૦ ૧૧ મોતી વધાવે માનનીરે, જે સ્વાંતે ઉતપન્ન; સુ૦ જાણીએ પુત્ર જનક પ્રતેરે, આવી મળે આસન્ન. સુ૦ ૧૨ એમ આડંબરે આવીઓરે, ભૂપતિ નિજ-દરબાર; સુ૦ રાજસભાએ વિરાજીઓરે, નિષધે જીમ દિનકાર. સુ૦ ૧૩ સામંત સવિ કીધા વિદારે, આપાપણે આવાસ; સુ૦ મંત્રી પ્રમુખ વિસર્જિયારે, સનમાની સુવિલાસ. સુ૦ ૧૪. આવ્યો નિજ અંતેઉરેરે, સત્તસયા પરિવાર; સુ૦

---

ચપળ ઘોડાઓ કૂદતા હતા તે કીર્તિરૂપી નદીના તરંગ જેવા દેખાતા હતા. પાંચ પ્રકારના રંગની ધ્વજાઓ ફરકી રહી હતી તે જાણે વિજયના અંગ હોય તેવી દેખાતી હતી. ૧-૪. નવું જ્યોતિષ્ચક્ર હોય તેવું પાયદળ દેખાતું હતું અને તેમાં ચંદ્ર જેવો ચંદરાજા લંછન રહિત શોભી રહ્યો હતો. મેઘના અવાજને અનુકરણ કરતા ત્રંબાલુ ઘણા ગુંજારવ કરતા હતા. મંગળ ધ્વનિ બજાવતા બીજા પણ વાજીંત્રો વાગતા હતા તે જાણે વરસાદ વરસતો હોય તેવા દેખાતા હતા. નગરલોકો ડગલે ને પગલે પ્રણામ કરતા હતા અને સૌ કહેતા હતા કે અમો ચાતકની જેમ આપની આવવાની રાહ જોતા હતા. આપનો નવો દેદાર જોઇ અમે સહુ કૃતાર્થ થયા છીએ. હે પ્રજાના પ્રાણાધાર ! હવે આપ લાંબા કાળ સુધી શાસન કરજો. ૫-૮.

ચંદરાજા પટ્ટહસ્તીપર બેસીને અઢળક દાન દેતા ચાલ્યા. નગરજનો મુક્તાફળના થાળ ભરી ભરીને વધાવવા લાગ્યા; ભોળી સ્ત્રીઓ ગીત ગાવા લાગી. ચંદરાજા સર્વની ઉપર દ્રષ્ટિવડે અમૃત વરસાવવા લાગ્યા. અનુક્રમે રાજમહેલની પાસે આવી હાથી ઉપરથી ઉતરીને નિષધાચળ ઉપર સૂર્ય શોભે તેમ રાજસભામાં બિરાજમાન થયો. પછી ચંદરાજાએ સર્વ નગરલોકને રજા આપી, મંત્રી વિગેરેને પણ વિસર્જન કર્યા પછી ૭૦૦ સ્ત્રીઓ

પ્રણમી નારી ગુણાવળીરે, પ્રમુદિત થયો ભરતાર. સુ૦ ૧૫ દીધાં યુવતીઉં ભણીરે, મંદિર અતિહિ ઉત્તંગ; સુ૦ ભોજન ભકતે ગુણાવળીરે, પતિ સંતોષ્યો સુરંગ. સુ૦ ૧૬ રંગરલી ઘરે આવિયારે, શ્રી શ્રીચંદભૂપાળ; સુ૦ મોહને ચોથા ઉલ્લાસનીરે, કહી ઓગણીશમી ઢાળ. સુ૦ ૧૭

દુહા.

સુંદર વનિતા સાતશેં—થકી ચંદ લયલીન;<br>
બની પ્રીત પય નીર સમ, અથવા જળ જીમ મીન. ૧

ન જણાવે સ્ત્રી સાતશેં, શોકય સંબંધ લિગાર;<br>
થાવા નવિ દે અરૂચિતા, નિપુણ જીહાં ભરતાર. ૨

જોવાની સ્ત્રી સાતશેં, પણ મનથી થઇ એક;<br>
મળી બહુ મન ઇક મન થયું, એ કોઇ અધિક વિવેક. ૩

હસે રમે ક્રીડા કરે, પતિથી સહુ એક રંગ;<br>
એક નાવે બેઠાં થકાં, મૂરખ કરે કુઢંગ. ૪

ચંદે પટરાણી કરી, ગુણાવળીને તામ;<br>
પ્રેમલાલચ્છી પ્રમુખ સવિ, રાજી થઇ નિયામ. ૫

---

સહીત અંતઃપુરમાં આવ્યા. ગુણાવળી પગે લાગી. ૭૦૦ સ્ત્રીઓ તેને પગે પડી, બધા પરસ્પર હર્ષથી મળ્યા. પછી દરેક સ્ત્રીઓને રહેવા માટે જુદા જુદા આવાસો આપ્યા, પોતે ગુણાવળીના આવાસમાં ગયા. ગુણાવળીએ ઉત્તમ પ્રકારની રસવતીવડે પતિને સંતુષ્ટ કર્યા. તેના હર્ષનો તો પારજ ન રહ્યો. વિવિધ પ્રકારના જીવન જીવી ચંદરાજા ઘેર આવ્યા. ચોથા ઉલ્લાસની ઓગણીશમી ઢાળ મોહનવિજયજીએ કહી. ૯—૧૭.

દુહાનો ભાવાર્થ.

હવે ૭૦૦ રાણીઓમાં ચંદરાજા લયલીન બની ગયા છે અને તેઓ દૂધ અને પાણીની જેમ અને માછલી તથા પાણીની જેમ પરસ્પર સંપીને આનંદથી રહે છે. ચંદરાજા અનુપમ સુખ ભોગવે છે. સ્ત્રીઓ પરસ્પર શોકયપણાનો ભાવ અંશમાત્ર પણ બતાવતી નથી. કારણ કે જ્યાં નિપુણ પતિ હોય ત્યાં અરૂચિ થતી નથી. વળી જોવા માટે તો સાતસો છે છતાં ૭૦૦ ના મન જાણે એકજ હોય તેમ વર્તે છે. પરસ્પર હસે છે, રમે છે અને અનેક પ્રકારની ક્રીડા કરે છે. ચંદરાજાએ ગુણાવળીને પટ્ટરાણી પદે સ્થાપી, તેથી બીજી રાણીઓ પણ ખુશી થઇ. ચંદરાજા સુખે સુખે રાજ્યનો નિર્વાહ કરવા લાગ્યા

વિલસે વિવિધ શૃંગારરસ, ચતુરાસંગે ચંદ;
રાજકાજ તિમ નિરવહે, જન પામે આનંદ. ૬

એક દિન ચંદ ગુણાવળી, કરે વચનરસ કેલિ;
તે રસની આગળ સુધા, મૂકીજે અવહેલિ. ૭

### ઢાળ ૨૦ મી.

( વીંઝણાંણુ માર—એ દેશી. )

પ્રીતમજી હો, કહે કર જોડી, ગુણાવળી હો સાહિબા, નિસુણો પ્રીતમ મુજ બોલ, સેંણ મીઠાં વેણ વાળા; પ્રીત૦ કાઢ્યા કઠિન મેં તુમ વિના હો સાહિબા, વરસ ગયાં જે સોળ. સેં૦ ૧ પ્રી૦ થાજો પ્રેમલાનું ભલું હો સાહિબા, રહેજો અચળ ગિરિરાજ; સેં૦ પ્રી૦ જે તુમ દિઠા લોયણે હો સાહિબા, મુજ જીવન શિરતાજ. સેં૦ ૨ પ્રી૦ હું જો ગઇ વિમળાપુરી હો, સા૦ સાસુને લગવાડ; સેં૦ પ્રી૦ તો તુમે પરણ્યા પ્રેમલા હો, સા૦ એ મુજ માનજો પાડ. સેં૦ ૩ પ્રેમદાજી હો, ચંદ હસી કહે રે પ્રિયે હો, સા૦ લહ્યો જે પંખી અવતાર; સેં૦ પ્રી૦ લેખે તે ગણજો વળી હો સાહિબા, તે પણ તુમ ઉપગાર. સેં૦ ૪ પ્રીતમજી હો, ભાખે ગુણાવળી હેતથી હો, સા૦ ન હોત વિહંગ આકાર; સેં૦ પ્રી૦ તો ગિરિવર કિમ ફરસતા હો, સા૦ કિમ તરતા સંસાર. સેં૦ ૫ પ્રી૦ અવગુણ પર ગુણ જાણજો

---

અને પ્રજાજનને અપ્રતિમ સુખ આપવા લાગ્યા. એકદા ચંદરાજાને ગુણાવળી એકલાં બેઠાં છે, તે વખતે જૂદી જૂદી જાતના વચનો બોલવાની રમત કરી રહ્યા છે. તેની પાસે સુધા પણ નિષ્ફળ છે. ૧–૭

### ઢાળ વીસમીનો ભાવાર્થ.

તે પ્રસંગે ગુણાવળી બોલી કે—"હે સ્વામીન્! આપને વિરહે મેં ૧૬ વર્ષ અત્યંત મુશ્કેલીએ કાઢ્યાં છે. હું તો મારી બ્હેન પ્રેમલાનો અત્યંત આભાર માનું છું. તેનું ભલું થજો અને સિદ્ધાચળ પણ અચળ રહેજો કે મને પાછા તમારા દર્શન થયા. પણ હું જો સાસુને વચને તેની સાથે વિમળાપુરી ગઇ તો તમે પ્રેમલાને પરણ્યા, નહીં તો ક્યાંથી પરણત–માટે તમે મારો પાડ માનજો." ચંદરાજા હસીને બોલ્યા કે—"પંખીપણું આટલા વર્ષ ભોગવ્યું તેને માટે પણ તમારોજ પાડ માનીશ." ગુણાવળી કહે કે—"જો વિહંગ ન થયા હોત તો સિદ્ધાચળને ક્યાંથી ફરસત અને સંસારસમુદ્ર શી રીતે તરત? માટે

હો, સા૦ રખે કોઇ ધરતા રોષ; સે૦ પ્રી૦ ઉત્તમજન તુમ સારિખા હો, સા૦ વદે નહીં પરદોષ. સે૦ ૬ પ્રી૦ હું થઇ મતિની પાતળી હો, સા૦ કરજો ગુનહો બક્ષીસ; સે૦ પ્રી૦ નયણાં ન દેતી સૂકવા હો, સા૦ આંસુ સાસુ નિશદીસ. સે૦ ૭ પ્રી૦ એ સોહણે મિલતી રખે હો, સા૦ ચઢતી કહિયે રખે ચિત્ત; સે૦ પ્રી૦ એહને ભલી દીધી સજા હો, સા૦ હોજો કુશળ તુમ તુમ નિત. સે૦ ૮ પ્રી૦ જે દિનથી તુમે વિછડ્યા હો, સા૦ શિવમાળાની સાથ; સે૦ પ્રી૦ તે દિનથી ગતિ માહરી હો, સા૦ જાણે છે જગનાથ. સે૦ ૯ પ્રી૦ આવું છું હું આજથી હો, સા૦ મનુષણીને ઓળ; સે૦ પ્રી૦ રખે તુમે કરીને માનતા હો, સા૦ કહેતે સાકર ઘોળ. સે૦ ૧૦ પ્રેમદાજી હો; ચંદ કહે રે અંગને હો, સા૦ તું મુજ જીવન-મૂલ; સે૦ જાણું છું તું માહરી હો, સા૦ છે સાચી અનુકૂલ. સે૦ ૧૧ પ્રે૦ તુમ માટે ઇહાં આવીયો હો, સા૦ વિમળપુરીથી એમ; સે૦ પ્રે૦ લઘુવય સંગી જે વીછડ્યા હો, સા૦ તેહને ન મિલીએ કેમ. સે૦ ૧૨ પ્રે૦ નિરવહિજો રૂડીપરે હો, સા૦ એ સઘળો ઘરભાર; સે૦ પ્રે૦ દેશો તમે જીમશું અમે હો. સા૦ તુમ સમ નહીં કો સંસાર. સે૦ ૧૩ પ્રી૦ નાહ વચને રંજી ઘણું હો, સા૦ વનિતા ગુણની ગેહ; સે૦ પ્રી૦ કીધી સભા દરબારમાં હો, સા૦ ચંદનૃપે સસનેહ. સે૦ ૧૪ પ્રી૦ આવ્યા સચિવ સહેસરા હો, સા૦ સાચવે નૃપ આચાર; સે૦ પ્રી૦ હાલ

---

મારો અવગુણ ન લેતાં ગુણ લેજો. ઉત્તમ પુરૂષોની તો એ રીતિજ હોય છે, તે કોઇના અવગુણ લેતાજ નથી અને પારકા દોષ જોતા નથી. ૧-૬ હું બુદ્ધિની નબળી થઈને સાસુની અવળી શિખામણે ચઢી તો તેનું ફળ મારેજ ભોગવવું પડ્યું. હે સ્વામીનાથ ! એક દિવસ પણ મારી આંખમાંથી આંસુ સુકાયાં નથી. હું તો દૈવ પાસે માગું છું કે એવી સાસુ કોઇ ભવમાં ન મળશો. એણે તો મને એવી સજા આપી છે કે હું જીંદગી સુધી ભૂલું તેમ નથી. વળી જે દિવસથી તમે શિવમાળાની સાથે ગયા, ત્યારપછીના જે દિવસો મારા ગયા છે તે તો એક જગત્‌નો નાથજ જાણે છે. હું હવેજ મનુષ્યણીની હારમાં આવી છું. આ વાત હું તમને ભલું મનાવવા કહેતી નથી.” ચંદરાજા કહે કે—“હે પ્યારી ! એ હકીકત મારા સમજવા બહાર નથી, હું બધું સમજું છું, તું મારા જીવન જેવી છું, તને હું મારીજ સમજું છું, તું બધી રીતે અનુકૂળ છું. એમ હોવાથીજ હું વિમળાપુરીથી અહીં આવ્યો છું, નહીં તો કોઇ રીતે આવવા દે તેમ નહોતું; પણ બાળપણના સ્નેહીને ભૂલાય કેમ ? ૭-૧૨ હવે તમે ઘરભારનો બધો નિર્વાહ કરજો. હું એની ચિંતા ધરાવતો નથી. અમે તો તમે આપશો તે જમશું અને મોજમજા કરશું.” પતિનાં આવાં વચનોથી ગુણાવળી બહુ ખુશી થઈ. આવી આનંદગોષ્ટી વારંવાર થવા લાગી.

ચંદરાજાએ રાજસભા ભરી, અનેક પંડિતો, નગરજનો વિગેરેને બોલાવ્યા અને

હુકમ સહુ શિર ધરે રે, સાં૦ ચંદે નિજ અવદાત. સેં૦ ૧૫ પ્રી૦ હિત આણી સહુને કહ્યા હો, સાં૦ ચંદે નિજ અવદાત; સેં૦ પ્રી૦ દે આશીષ્ સહુ સભા હો, સા૦ ધન્ય નૃપ પુણ્ય વિખ્યાત. સેં૦ ૧૬ પ્રી૦ લોક સકળ સુખીયા થયા હો, સા૦ પેખી પુહવીપાળ; સેં૦ પ્રી૦ મોહને ચોથા ઉલ્લાસની હો, સા૦ ભાખી વીશમી ઢાળ. સેં૦ ૧૭

### દુહા.

સાતસયાં અંતેઉરી, પતિરંજનને કાજ;
દાખે નવ નવ ચાતુરી, હાવ ભાવ કરી લાજ. ૧
ગીત કવિત્ત પ્રહેલિકા, ગાહા દોધક છંદ;
નિસુણી વનિતા વચનથી, ચંદ લહે સાનંદ. ૨
નિત નિત વિલસે વિવિધ સુખ, સાંસારિક મનરંગ;
ભોગ ઉદય જિહાંલગિ હુએ, તિહાંલગી રાજ્ય અભંગ. ૩
ચંદ ભણી નવિ વિસર્યો, નટવરનો ઉપગાર;
સંપત્તિમાં ગુણ સાંભરે, અહો ઉત્તમ આચાર. ૪
નિગુણી જન ગુણ નવિ ગણે, ગુણવંત ગુણના દાસ;
ગુણી તણે કારણ ગગન, દિનકર કરે પ્રકાશ. ૫

---

પોતાની સાદ્યંત હકીકત જણાવી. તે સાંભળીને સૌ આશ્ચર્ય પામ્યા અને ચંદરાજાને એક સરખી રીતે આશીષ્ આપવા લાગ્યા. પ્રજાજનો પણ હવેજ ખરૂં સુખ અનુભવવા લાગ્યા. ચોથા ઉલ્લાસની વીસમી ઢાળ મોહનવિજયજીએ કહી. ૧૩-૧૭

### દુહાનો ભાવાર્થ.

ચંદરાજાની ૭૦૦ અંતેઉરી અનેક પ્રકારે ચંદરાજાના ચિત્તનું રંજન કરવા લાગી, નવી નવી ચતુરાઈ બતાવવા લાગી, અનેક પ્રકારના હાવભાવ દેખાડવા લાગી અને ગીત, કવિતા, પ્રહેલિકા, ગાથા, દોધક છંદ વિગેરે નવાં નવાં બનાવી તેમને પ્રસન્ન કરવા લાગી. ચંદરાજા ભોગાવળી કર્મના ઉદયથી તેઓની સાથે અનેક પ્રકારના આનંદયુક્ત સુખભોગ ભોગવવા લાગ્યા અને અભંગ રાજ્ય કરવા લાગ્યા. ૧-૩

ચંદરાજાના મનમાંથી નટોનો ઉપકાર કોઇરીતે વિસર્યો નહીં. ઉત્તમ પુરૂષો સંપત્તિના સમયમાં પણ ઉપકારીને ભૂલતા નથી અને અધમ જનો સંપત્તિ સમયે તેને સંભારતા નથી. નિર્ગુણીજનો અન્યના ગુણને ચિત્તમાં લાવતા નથી અને ગુણી તો ગુણના દાસ હોય

ગામ સીમ આપી ઘણાં, કર્યાં પ્રસન્ન નટેશ;
ચંદે નિજ જશથી કર્યા, ઉજ્જવલ દેશ વિદેશ. ૬
રાજા રાજ્ય પ્રજા સુખી, દુઃખ નહીં લવલેશ;
નર સુર તિરિ સહુકો કહે, જય જય ચંદ નરેશ. ૭

ઢાળ ૨૧ મી.

( આવી ધુતારા નંદના રે.—એ દેશી. )

પ્રેમલાલચ્છી ગુણાવળી બેહુનો, વધતે રંગ સદીવ; વ૦ જાણે બે કાયાને અળગી, પણ જાણે એક જીવ. ૫૦ ૧ ગોઠિ સલૂણિ આવી બને તો, જો હુવે પૂરણ ભાગ્ય. જો૦ પ્રીતલડી બેહુ નયણા જેહવી, અથવા ભારંડ અંગ; અ૦ અંતિમ એ બેહુને ચિત્ત બંધાણું, પૂરવ લિખિત પ્રસંગ. પૂ૦ ગો૦ ૨ ભૂપતિ પણ એ બેહુની ઉપર, રાખે સરિખો ભાવ; હુઓ સુદૃષ્ટિના જામણ હુંતી, રસ ગોરસનો જમાવ. ર૦ ગો૦ ૩ સુરપુરથી સુર કોઇ ચવીને, ઉદરદરી ઉત્પન્ન; ઉ૦ રાણી ગુણાવળીએ શુભ દિવસે, પ્રસવ્યો પુત્ર રતન, પ્ર૦ ગો૦ ૪ દીધી વધામણી ચંદનૃપતિને, દાસીએ પરમ અનૂપ; દા૦ સુત જન્મે રાજાએ તેહને, કીધી કમળા રૂપ. કી૦ ગો૦ ૫ હરખ્યો ચંદ તનુજ મુખ દેખી, જેમ દરિદ્રીને નિધાન; જે૦

---

છે. ગુણીના કારણે આકાશમાં સૂર્ય પ્રકાશ કરે છે. ચંદરાજાએ પ્રથમ જો કે દ્રવ્યાદિક પુષ્કળ નટોને આપ્યું હતું, છતાં ફરીને બીજો પણ કેટલોક ગામગરાસ આપ્યો અને તેને વિશેષ રાજી કર્યા. ચંદરાજાએ પોતાનો ઉજ્વળ યશ દેશપ્રદેશમાં સર્વત્ર વિસ્તાર પમાડ્યો. રાજા, રાજ્ય, પ્રજા બધા સુખી થયા, દુઃખ લેશમાત્ર પણ રહ્યું નહિં, મનુષ્ય, દેવ અને તિર્યંચ સહુ કોઇ ચંદરાજાનો જય જય બોલવા લાગ્યા. ૪–૭

ઢાળ એકવીસમીનો ભાવાર્થ.

ગુણાવળી અને પ્રેમલાલચ્છીને પરસ્પર અત્યંત પ્રેમ બંધાણો. તે બન્નેને બે નેત્ર જેવી અને ભારંડ પક્ષીના અંગ જેવી પ્રીતિ થઇ ગઇ. નિરંતર બન્ને સાથે અને સાથેજ રહેવા લાગી. રાજા પણ બન્નેની ઉપર સમભાવ રાખવા લાગ્યા. રાજાની સુદૃષ્ટિરૂપ મેળવણ ભળવાથી ખરેખરો ગોરસ જામ્યો. અનુક્રમે દેવલોકમાંથી કોઇ દેવ ચવીને ગુણાવળીના ઉદરમાં શુભ સ્વપ્ને સૂચિત ઉત્પન્ન થયો. ગર્ભસ્થિતિ પૂર્ણ થયે તેણે પુત્રરત્ન પ્રસવ્યો. રાજાને દાસીએ વધામણી આપી, ચંદરાજાએ તેને પુષ્કળ દાન આપ્યું અને બહુ સારી રીતે જન્મમહોચ્છવ કર્યો. ચંદરાજા તેને જોઇને બહુ હર્ષિત થયા અને બારમે દિવસે

*દીધું નક્ષત્રતણે અનુસારે, ગુણશેખર અભિધાન. ગુ૦ ગો૦ ૬ વાધે પુત્ર દિવાકર સરિખો, રૂપે રતિપતિ જોડ; રૂ૦ માત પિતાના મનોરથ પૂરે, સુત સુરતરૂનો છોડ. સુ૦ ગો૦ ૭ પ્રેમલાએ પણ પ્રસવ્યો બાળક, તે પણ રૂપ નિધાન; તે૦ મણિશેખર નામે ઉલ્લાપ્યો, બેહુ સુત પ્રેમ સમાન. બે૦ ગો૦ ૮ બેહુ સુત ચંદ ઉચ્છંગે બેસે, ખેલે ખેલ વિશાળ; ખે૦ માનસરોવરને ઉપકંઠે, જાણીએ યુગળ મરાલ. જા૦ ગો૦ ૯ રિપુને શલ્ય સહોદર બેહુ, અથવા નિજકુળ થંભ; અ૦ ભેળા મતિ શ્રુત જ્ઞાન તણી પરે, કરતા શાસ્ત્ર અભંગ. ક૦ ગો૦ ૧૦ વૃદ્ધિમતે પામ્યા તે અનુક્રમે, ખેલાવે કેકાણ; ખે૦ લીલા તે જોવે થિર રાખી, રથને અંબરે ભાણ. ર૦ ગો૦ ૧૧ ગજ અસવારી કરી કેવારે, બિહુ રમે વન આરામ; બિ૦ નિજ આસનની રાખે તિવારે, શંકા અતિ સૂત્રામ. સં૦ ગો૦ ૧૨ ચંદતણો સાસન ત્રિહું ખંડે, પામ્યો અતિ વિસ્તાર; પા૦ જાણીએ દુજો કેશવ પ્રગટયો, અતુલિત બળ સિરદાર. અ૦ ગો૦ ૧૩ નૃપથી કોઇ ન રહ્યો અનમી, કુણ રાણા કુણ રાવ; કુ૦ વિણ ઉદ્યમે ધરણી વશ આવી, કેવળ શીલ પ્રભાવ. કે૦ ગો૦ ૧૪ નર સુર અસુર ખેચર ને ભૂચર, લોપી ને શકે લીહ; લો૦ પણ વિમળાચળના ગુણ ગાતાં,

---

જન્મનક્ષત્રને અનુસારે તેનું ગુણશેખર નામ પાડયું. ૧-૬ સૂર્ય જેવો તે દેદીપ્યમાન દેખાતો હતો, અને રૂપમાં રતિપતિ સરખો હતો. તે પુત્ર કલ્પવૃક્ષના છોડની જેમ માતા-પિતાના મનોરથની સાથે સાથે વૃદ્ધિ પામવા લાગ્યો. ત્યારપછી પ્રેમલાને પણ રૂપના નિધાન તુલ્ય પુત્ર થયો, રાજાએ તેનું મણિશેખર નામ પાડયું. બન્ને પુત્રો એકસાથે વૃદ્ધિ પામવા લાગ્યા અને ચંદરાજાને સાંસારિક સુખનો અનુભવ કરાવવા લાગ્યા. ચંદરાજા બે પુત્રને ખોળામાં બેસાડે છે, રમાડે છે અને તેની નિર્દોષ રમતગમતથી આનંદ મેળવે છે. બે પુત્રો પણ જેમ માનસરોવરને કીનારે હંસનું યુગ્મ ક્રીડા કરતું શોભે તેમ શોભે છે. વળી તે બન્ને શત્રુને શલ્ય બરાબર થયા, અથવા પોતાના કુળના થાંભલા જેવા થયા, જાણે મતિજ્ઞાન અને શ્રુત-જ્ઞાનની માફક બન્ને ભેળા રહી શાસ્ત્રનો અભ્યાસ કરતા હોય તેમ દેખાતા હતા. અનુક્રમે બન્ને પુત્ર મોટા થયા, એટલે અશ્વ ઉપર ખેલવા લાગ્યા, જેને જોવા સારૂ સૂર્ય પણ જાણે આકાશમાં પોતાના રથને સ્થિર રાખી તે લીલા જોતો હોય એવું લાગતું હતું. કેટલીકવાર હાથી ઉપર બેસીને બન્ને બાઇઓ વનમાં, બગીચામાં રમત રમે છે તે દેખીને દેવલોકનો સ્વામી ઇંદ્ર શંકે કે આ બે ભાઇઓ મારૂં સિંહાસન લઇ લે એવી શંકા રાખે છે. ૭-૧૨.

ભરતક્ષેત્રના ત્રણે ખંડમાં વગર પ્રયાસે ચંદરાજાની આજ્ઞા વિસ્તાર પામી. કોઇપણ રાજા તેને ન નમે તેવો રહ્યો નહીં. તેમના અખંડ બળના પ્રભાવથી અનેક રાજાઓ સ્વયમેવ આવી આવીને નમવા લાગ્યા. તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરે તેવું કોઇ રહ્યું નહીં.

---

* ( પાઠાંતરે ) મનમાગ્યાં અર્થીને દાન; સજ્જનોને દાન આપ્યાં.

**ન રહે ક્ષણ એક જીહ. ન૦ ગો૦ ૧૫ ભૂપે નિજ યશપુંજ સરિખા, નિપજાવ્યા પ્રાસાદ; નિ૦ બિંબપ્રતિષ્ઠા સ્પષ્ટ કરાવી, મુનિપતિ પાસે ઉલ્લાદ. મુ૦ ગો૦ ૧૬ જે જે પુણ્યતણી છે કરણી, તેહ કરે મહીપાળ; તે૦ મોહનવિજયે ચોથે ઉલ્લાસે, કહી એકવીશમી ઢાળ. ક૦ ગો૦ ૧૭**

---

કૃતજ્ઞશિરોમણિ ચંદરાજા વિમળાચળનાં ગુણ અહર્નિશ ગાયા કરે છે અને તેનો ઉપકાર સંભારે છે. અનુક્રમે તેણે પોતાના યશપુંજ જેવા ઉજ્વળ અનેક જિનમંદિરો કરાવ્યા અને અનેક જિનબિંબો નવા ભરાવીને ઉત્તમ મુનિરાજની પાસે તેની પ્રતિષ્ઠા કરાવી. બીજી પણ અનેક પ્રકારની ધર્મકરણી કરી. શ્રી મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની એકવીશમી ઢાળ કહી. ૧૩–૧૭

## ઢાળ સત્તરમીથી ઢાળ એકવીશમી સુધીનું રહસ્ય.

અહીંયા પ્રારંભમાં ચંદરાજાના અખંડ શિયળની કસોટી નીકળે છે. આવી અદ્‌ભુત સ્વરૂપવતી વિદ્યાધરી અને તે પણ વગર પ્રયાસે મળી જાય તેમજ સામી પ્રાર્થના કરે તેવે વખતે શિયળને અખંડ જાળવવું તે સાધારણ વાત નથી. એવો પ્રસંગ ન પ્રાપ્ત થાય ત્યાંસુધી પણ શિયળના જાળવનારા પ્રાણીઓ બહુ અલ્પ હોય છે. સુરૂપા સ્ત્રીઓને જોઈને નેત્રને નચાવનારા અને મનને બગાડનારા તો પ્રાયે પુષ્કળ હોય છે, પરંતુ જેને જોઇને પોતાનું મન ચકળવકળ થતું હોય તેજ સ્ત્રી એકાંતમાં, કોઈનો ભય ન લાગે તેવે વખતે, તેવે ઠેકાણે મળી જાય અને તે પણ સામી પ્રાર્થના કરે, તે વખતે પોતાના શિયળને જાળવી રાખનાર લાખસાં પણ એક માણસ નીકળવો મુશ્કેલ છે. આ વાત સુજ્ઞજનો તો તરતજ માની શકે તેવી છે; કારણ કે એ અનુભવસિદ્ધ જેવી હકીકત છે. ચંદરાજા એ વખતે જે અપૂર્વ દઢતા રાખે છે તે તેનું ખરૂં પુરૂષત્વ સૂચવે છે. ખરૂં પુરૂષાતન તેજ કહેવાય છે. જે મનુષ્ય બદ્ધકચ્છ રહી શકે છે તેનામાં ખરૂં પુરૂષત્વ સમજવું. અનેક સ્ત્રીઓના ભોક્તા અને પરદારાલંપટને ખરા પુરૂષત્વથી હીન સમજવા. ચંદરાજા તેને કહે છે કે ‘ હું તારા પતિની સાથે તને મેળવી આપું, બાકી બીજું તો તને પણ બોલવું ઘટતું નથી. ’ છેવટે તેને વધારે બોલતી અટકાવવા માટેજ ‘ તું મારી ધર્મની બ્હેન અથવા ધર્મની માતા છું ’ એમ કહે છે, એટલે તેનું મોઢું બંધ થાય છે, અને ચંદરાજાનાં વચન માત્ર નહીં પણ તેનું મન પણ અસ્ખલિત દઢ હોવાથી ખાત્રી થવાથી પરીક્ષા કરવા આવેલ દેવ પ્રગટ થાય છે અને ઈંદ્રે કરેલી પ્રશંસાની હકીકત જાહેર કરે છે. ઈંદ્ર પણ આવા પ્રબળ પુરૂષનીજ પ્રશંસા કરે છે, બીજાની કરતા નથી.

આ પ્રસંગની વાત પણ ચંદરાજા કોઇને કહેતા નથી. તે તેનું ગંભીરપણું અને નિરભિમાનીપણું સૂચવે છે. ઉત્તમ પુરૂષો સ્વમુખે આત્મપ્રશંસા કદીપણ કરતા નથી. આ પ્રસંગમાં કોઇ બીજું તો હાજર હતું નહીં, તેથી એ વાત સર્વના અજાણપણામાંજ રહે છે. અલ્પસત્ત્વી પ્રાણીઓ પોતે નાનું સરખું પુણ્યકાર્ય કર્યું હોય તેની બીજાને ખબર ન પડે

તો પોતે અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિથી તે વાત બીજાઓને જણાવે છે, અને ત્યારેજ તેને નિવૃત્તિ થાય છે. પોતાના કરેલા પરમાર્થને પોતે જીરવી શકતા નથી. જો કે ઉત્તમ કાર્યમાં એક પ્રકારની સુગંધ રહેલી હોય છે કે જેથી તે જણાયા સિવાય રહેતુંજ નથી; પરંતુ તેને વિલંબ લાગે તો તેટલો વિલંબ પણ અલ્પસત્ત્વી જીવ પોતાના નાના સરખા સત્કાર્ય માટે પણ સહન કરી શકતા નથી. બાકી જ્યારે મોટું કાર્ય કરે છે ત્યારે તો પ્રથમથીજ તેના વાજીંત્રોને તૈયાર રાખે છે, કે જેઓ તેનો અવાજ કર્યાજ કરે છે, પરંતુ એ ખરા ગુણની ખામી સૂચવે છે.

ચંદરાજા પોતનપુરથી પ્રયાણ કરી આભાપુરી આવતાં માર્ગમાં અનેક સ્ત્રીઓ પરણે છે. આ એક પ્રકારની પુણ્યપ્રકૃતિ છે, પરંતુ એવા પુણ્યાનુબંધી પુણ્યવાળા મહાપુરૂષો તેમાં તીવ્ર આસક્તિવાળા હોતા નથી. તેમને ભોગ્યકર્મનો ઉદયજ તેમાં બહુધા પ્રવૃત્તિ કરાવે છે.

ચંદરાજા અનુક્રમે આભાપુરી નજીક આવે છે, સૌને ખબર પડે છે અને બહુ આડંબર સાથે તેનું સામૈયું થાય છે. એમાં કાંઇ વિશેષ નથી; કારણ કે વીરમતીના રાજ્યવહિવટથી કાયર થઈ ગયેલી પ્રજા પોતાના મનપસંદ રાજા બહુ વર્ષે પધારે ત્યારે રાજી થાય તેમાં આશ્ચર્ય નથી. પ્રજા નિરંતર એવા રાજાનેજ ઇચ્છે છે કે જે ભોગસુખમાં આસક્ત ન હોય, પ્રજાના દુઃખે દુઃખી હોય અને નિરંતર પ્રજાની સંભાળ લેતા હોય. ચંદરાજામાં તેવા ગુણો પૂર્ણ અંશે હતા તેથી તેને પ્રજા ઇચ્છે તેમાં શું નવાઇ?

ચંદરાજાએ ૭૦૦ રાણીઓને રહેવાના જુદા જુદા આવાસો આપ્યા, પરંતુ તે બધી સંપીને રહેવા લાગી, એ પુણ્યનોજ પ્રકાર છે. બે સ્ત્રીઓના પતિની જીંદગીનું ચિત્ર જ્યાં વિચિત્ર પ્રકારનું આલેખી શકાય છે અને તેને બે સ્ત્રીના કુસંપને લીધે સુખને શોધી કાઢવું મુશ્કેલ થઇ પડે છે, તો આટલી બધી સ્ત્રીઓના પતિને સુખનો સંભવજ કયાંથી હોય? પણ જ્યાં પુણ્ય પ્રબળ હોય છે ત્યાં એ વાતની–સંપની ખામી હોતીજ નથી. તેની સ્ત્રીઓ બધી સંતોષમાંજ સુખ માનનારી હોય છે અને સુજ્ઞ પતિ તેમના સુખમાં બનતી રીતે ખામી આવવા દેતો નથી, તેથી સંપ બન્યો ને બન્યોજ રહે છે.

ચંદરાજા ગુણાવળીને પટ્ટરાણી પદે સ્થાપે છે. તે પદ ઉપર તો તેનો હક્ક હતોજ એટલે તેમાં કાંઇ વિશેષ નથી. બાકી ઉપકારી તરીકે તો તે હક્ક પ્રેમલાને મળવો જોઇતો હતો; પરંતુ પ્રેમલા એવી સુજ્ઞ હતી કે રાજા કદી તેને પટ્ટરાણીપદ આપવા ધારે તો તે પદનો તે સ્વીકાર કરત નહીં, કારણ કે ઉત્તમ જનો એવી તૃષ્ણા ધરાવતાજ નથી, અને બીજાનો હક્ક પોતાને પ્રાપ્ત થાય તેથી રાજી થતા નથી, પણ ઉલટા ખેદ પામે છે.

હવે ચંદરાજા અને ગુણાવળીની એકાંત વાત સાંભળવાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થાય છે. કોઇની એકાંતમાં–તેમાં પણ સ્ત્રીપુરૂષની એકાંતમાં આપણે દાખલ થવું ન જોઇએ, પરંતુ કર્ત્તા જ્યારે તેનો લાભ આપણને આપે છે ત્યારે તેમાં કાંઇક આપણું હિત હશે એમ આપણે જાણવું જોઇએ. આ વાતમાં રહસ્ય ઘણું છે. ગુણાવળી પ્રેમલાનો ઉપકાર માને છે તે તો વાસ્તવિકજ છે, પણ પછી પોતાનો પાડ માનવાનું ચંદરાજાને હાસ્યમાં કહે છે. 'જો હું વિમળાપુરી ગઈ તો તમે ત્યાં આવ્યા અને પ્રેમલાને પરણ્યા, નહીં તો

ક્યાંથી પરણુત ? ' આમ કહે છે. તેના ઉત્તરમાં ચંદરાજા પણ હાસ્યરૂપે કહી નાખે છે કે 'પક્ષી થવા માટે પણ તમારો પાડ માનીશ.' આ વાક્ય સાંભળતાં ગુણાવળી ચેતે છે; એટલે પછી પોતે સાસુની શીખવણીએ ચડી તેને માટે પસ્તાવો કરે છે અને 'કોઈ ભવે એવી સાસુ ન મળશો ' એમ કહે છે. જગતમાં સાસુપણું ઘણી સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે, તે વખતે પોતાના તાબામાં આવેલી વહૂને કેવી શીખામણ આપવી ? કેવી સ્થિતિમાં રાખવી? કેવો તેના ઉપર પ્રેમ રાખવો ? તે દરેક સાસુએ શીખવા જેવું છે. આ વીરમતી ઓરમાન સાસુ હતી, તેવી સ્થિતિ પણ ઘણી સ્ત્રીઓને પ્રાપ્ત થાય છે, તો તેવે વખતે પણ વહૂ પ્રત્યેની પોતાની ફરજમાં કાંઇ ફેર પડતો નથી–ઉલટો કાંઇક વધારો થાય છે. આ વાત સ્ત્રીજાતિએ ખાસ ધ્યાનમાં રાખવાની છે. જે સાસુ પોતાની વહૂને સારી શીખામણ આપે છે, તે સુખી થાય એમ ઇચ્છે છે, સુખના કારણો મેળવી આપે છે અને નીતિમાન્ બનાવે છે તે સાસુજ ખરી સાસુ છે અને તે સાસુજ પોતે પણ સુખી થાય છે. બીજી સાસુઓ તો પરસ્પર કલેશમાં કાળ વ્યતીત કરી અશુભ કર્મનો બંધ કરે છે અને સાંસારિક શાંતિસુખનો અનુભવ પણ કરી શકતી નથી.

ઉપકારને જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા ચંદરાજા નટોનો પ્રત્યુપકાર કરવા માટે ફરીને પણ ગામગરાસાદિ આપે છે, તો પણ પ્રથમ કરેલા ઉપકારનો પ્રત્યુપકાર થઈ શકતોજ નથી એમ અંતઃકરણથી માને છે. ગુણાવળી અને પ્રેમલાને પરસ્પર અત્યંત પ્રીતિ થઇ તેમાં તો નવાઇ નથી; કારણ કે બન્ને ગુણી, બન્ને સંતોષી અને બન્ને ખરા સુખને ઓળખવાવાળી હોય તેને પ્રીતિ જામે તેમાં આશ્ચર્ય શું ? વળી એમાં ચંદરાજાની બન્ને પરની સરખી દૃષ્ટિનું મેળવણ મળ્યું, એટલે તે પ્રેમરૂપ ગોરસ ખરેખરો જામે એ સંભવિતજ છે. બન્નેને પુત્રપ્રાપ્તિ થઈ તે એવા સંતોષ અને સુખનુંજ પરિણામ છે, અસંતોષીથી સુખ દૂર નાસે છે ત્યારે સંતોષીની સામું આવે છે. સાંસારિક અપેક્ષાએ રાજ્યસુખ, સ્ત્રીસુખ અને શારીરિક સુખ પ્રાપ્ત થયા પછી પુત્રસુખ બાકીમાં રહે છે. તે પ્રાપ્ત થાય છે ત્યારે સાંસારિક સુખની પૂર્ણાહુતિ થાય છે. બીજાં બધાં સુખ હોય પણ સંતતિની પ્રાપ્તિ ન થઈ હોય તો અમુક કાળે બધાં સુખો કડવાં લાગે છે. જો કે સુજ્ઞ મનુષ્યને તો તેવી તીવ્રેચ્છા થતી નથી, પરંતુ બીજાં બધાં સુખો સાથે સંતતિ હોતી નથી તો તેટલી પુણ્યમાં ખામી ગણાય છે.

ચંદરાજા તો પુરા પુણ્યશાળી હતા, તેથી તેને એવી ખામી રહેજ શાની ! બન્ને મુખ્ય સ્ત્રીને એકેક પુત્ર થાય છે અને ચંદરાજા તેનાં નામ સ્થાપન કરે છે, એટલે આ રહસ્ય પણ સમાપ્ત થાય છે. સાંસારિક અપેક્ષાએ પૂર્ણ સુખી અવસ્થામાં જોયા બાદ હવે ધાર્મિક–પારમાર્થિક અપેક્ષાએ પૂર્ણ સુખી જોવાનું બાકીમાં રહે છે. તે આપણે હવે પછીના રહસ્યમાં જોશું. એમના ચરિત્રમાં કોઇ પ્રકારની ખામી છેજ નહીં. હાલ તો આમાંથી સમજવા–ગ્રહણ કરવા યોગ્ય જે રહસ્ય ઉપર બતાવવામાં આવ્યું છે તે ઉપર લક્ષ્ય આપવું અને બની શકે તેટલું તેનું અનુકરણ કરવું. જેઓ એવી રીતે ઉત્તમ પુરૂષોનું અનુકરણ કરે છે તેઓ પરિણામે તેની જેવાજ થાય છે.

દુહા.

એહવે કાનનપાલકે, વિનવ્યો નૃપતિ સકાજ;
સમવસર્યા કુસુમાકરે, મુનિસુવ્રત જિનરાજ. ૧

તે નિસુણી વનપાળકે, કીધો લક્ષ્મીપૂર;
પ્રગટયો હૃદયે ચંદને, અનુભવનો અંકૂર; ૨

શણગાર્યા ગજ રથ તુરી, તિમ આભા નર નાર;
સસનૂરી અંતેઉરી, પુત્રાદિક મનોહાર. ૩

સામૈયું સુંદર સજ્યું, ગુહિર તૂર નિર્ઘોષ;
સાડંબર નૃપ પરવર્યો, કરવા સમકિત પોષ. ૪

સમવસરણ નિરખ્યો નયણ, સાધ્યા અભિગમ પંચ;
ગઢ વહી શિવપદ દ્રઢ કર્યો, ચંદે થઇ રોમાંચ. ૫

પરપદ નિસરણી ગણી, ચઢયો ચંદ સોપાન;
ભેટ્યો અતિ ભકતે કરી, કેવળજ્ઞાન નિધાન. ૬

નરનારી નિજ નિજ સભા, શોભાવી સાનંદ;
ચંદચકોર તણી પરે, નિરખે જિનમુખચંદ. ૭

---

દુહાનો ભાવાર્થ.

અન્યદા વનપાળકે આવીને વધામણી આપી કે ‘ આપણા કુસુમાકર નામના ઉદ્યાનમ શ્રીમુનિસુવ્રતસ્વામી ભગવાન્ સમવસર્યા છે, રાજા તે સાંભળીને બહુ હર્ષિત થયા, અ વનપાળકને પૂર્ણ પારિતોષિક આપ્યું. પછી હાથી, રથ, ઘોડા વિગેરેથી ચતુરંગિણી સે સજ્જ કરી તથા આખીયે આભાનગરી ધ્વજા–પતાકાથી શણગારી અને મોટા આડંબર સા નર–નારી તથા અંતેપુરની સ્ત્રીઓ તથા પુત્ર–પુત્રી વિગેરે પરિવાર સહિત મોટ અવા કરવાવાળા વાજીંત્રો વિગેરેથી સામૈયુ ખૂબ શણગારીને સમકિતરૂપી વૃક્ષને વાણીરૂપ મેઘર સિંચન કરનારા પ્રભુને વંદન કરવા માટે નીકળ્યા અને દૂરથી સમવસરણ જોઇને હર્ષિત થય નજીક આવતાં વાહન તજી દીધાં અને પાંચ અભિગમ જાળવી જાણે મોક્ષપદની નિસરણીઉપ ચડતા હોય તેમ સમવસરણના પગથીઆની શ્રેણીઉપર ચડી પરમાત્માને જોયા. પછી ત્ર પ્રદક્ષિણા દઇને વંદના કરી પરમ આનંદ પામ્યા. બારે પર્ષદાઓ પોતપોતાને સ્થાને બેઠી, અ પરમાત્માના મુખકમળમાંથી નીકળતી અમૃત સમાન દેશના સાંભળવા ઉત્કંઠિત થઇ. ૧–

૫૧

## ઢાળ ૨૨ મી.

( અરણીક મુનિવર ચાલ્યા ગોચરી.–એ દેશી. )

જ્ઞાન રસીલી રે નવલી પરષદા, અદભૂત રસ અભિલાષી રે; ભવિક થયા કૃષ્ણુસાર તણી પરે, પ્રભુ સનૂમુખ મુખ રાગી રે. ૧ શ્રીમુનિસુવ્રત જિનંદે દેશના, લોકાલોક વિહારી રે; અધ્યાતમ પટ સાધનની તુરી, ભવતરૂ છેદ કુઠારી રે. શ્રી૦ ૨ કરીએ જીવ સત્તાવન હેતુથી, કહીએ કર્મ જે તેહ રે; જ્ઞાનાવરણાદિ મૂલ પ્રકૃતિ કહી, આઠ સંખ્યાએ અછેહ રે. શ્રી૦ ૩ ભૂલ્યો ચેતન નિકેત સ્વભાવનો, વિભાવે તવ આવ્યો રે; કરમ વરગણાને જઇ ઘરે પડ્યો, જડનો અવસર ફાવ્યો રે. શ્રી૦ ૪ નવિ જો રહેતાં રે તેહથી અણાવર્યા, ચારજ ( આઠજ ) આતમ પ્રદેશ રે; જીવ એ લહેતો રે સઘ અજીવતા, નહીં અચરજ લવલેશ રે. શ્રી૦ ૫ તિણે જ્ઞાનાદિક ગુણ ગયો વિસરી, પસરી અશુદ્ધ પરનાળી રે; મિચ્છત માંહે રે પામ્યો મગનતા, પંકે જ્યું ગજ મધુપાળી રે. શ્રી૦ ૬ ગોલક અસંખ્યા એક વાલાગ્રમાં, ગોલકે અસંખ્ય નિગોદ રે; એકેક નિગોદે રે

---

### ઢાળ બાવીશમીનો ભાવાર્થ.

પ્રભુની સામે સૌએ પોતપોતાની દૃષ્ટિને સ્થિર કરી, એટલે પ્રભુએ લોક અને અલોકને જણાવતી, અધ્યાત્મપટને બનાવવાની નાળિકા સમાન અને ભવવૃક્ષને છેદન કરવામાં કુઠાર સમાન દેશના આપવી શરૂ કરી. ભવ્ય જીવો એક ચિત્તે સાંભળવા લાગ્યા.

પ્રભુ બોલ્યા–" હે ભવ્ય જીવો ! મિથ્યાત્વ અવિરત્યાદિ ૫૭ બંધ હેતુવડે જીવ કર્મ બાંધે છે. તે કર્મની મૂળ પ્રકૃતિ જ્ઞાનાવરણીયાદિ ૮ છે અને ઉત્તર પ્રકૃતિ ૧૫૮ છે. કર્મના વશે કરીને અનાદિ કાળથી જીવ પોતાનો સ્વભાવ ભૂલી ગયો છે, અને વિભાવદશામાં રમણ કરે છે, તેથી કર્મરાજાનું બળ તેના ઉપર વધારે વધારે ફાવતું જાય છે. આ જીવના અસંખ્યાત પ્રદેશો છે તે પૈકી આઠ પ્રદેશ ઉપર કર્મ લાગીજ શકતા નથી, એટલે તે કર્મવડે અનાવૃત્ત રહે છે. તેમ થવાથીજ આ જીવનું જીવસ્વરૂપ નિરંતર ટકી રહે છે. જો તે પ્રદેશો પણ કર્મવડે અવરાઇ જાય તો જીવ અજીવપણાને પામી જાય. એવા દૃઢ કર્મોવડે આવરિત જીવ પોતાના જ્ઞાનાદિ ગુણોને ભૂલી ગયો છે. મિથ્યાત્વ યોગે અશુદ્ધ પ્રનાળિકામાં પડ્યો છે અને જે વસ્તુ પોતાની નથી તેને પોતાની માની, તેના મોહમાં આસક્ત થઇ, તેના વિરહે શોકગ્રસ્ત થઇ, સંસારમાં પરિભ્રમણ કરે છે અને મદ ઝરતા હાથીના મદ ઉપર જેમ ભ્રમરાની શ્રેણી આસક્ત થઈને ભમે તેમ પૌદ્‌ગલિક પદાર્થોમાં આસક્ત થઇ સંસારમાં ભમે છે. ૧–૬

આ જીવનું મૂળ સ્થાન સૂક્ષ્મ નિગોદ છે, તે **અવ્યવહાર રાશી** કહેવાય છે. તેમાં એક વાળાગ્રપ્રમાણ આકાશમાં અસંખ્યાતા ગોળાઓ છે. દરેક ગોળામાં અસંખ્યાતી નિગોદ

જીવ અનંત છે, તિહાં નિજ આદિવિનોદ રે. શ્રી૦ ૭ ભવભ્રમ એહવા રે અતિહી સૂક્ષ્મ છે, અજિનમતી નવિ જાણે રે; એમ કરતાં વ્યવહારની રાશીમાં, આવ્યો કોઇક ટાણે રે. શ્રી૦ ૮ કર્મ વિટંબ્યો રે ભમ્યો ભવચક્રમાં, એકેંદ્રિયાદિક કુળ પામી રે; એમ પરિભ્રમણા રે કાળ અનાદિની, કરતાં નહીં કોઇ ખામી રે. શ્રી૦ ૯ આરે બેઠા રે વારાની પરે, લહ્યો માનવ અવતાર રે; હાર્યો તે પણ અશુભ સામગ્રીએ, સેવી વિષય વિકાર રે. શ્રી૦ ૧૦ છાકયો મહામદ તેહથકી ચઢી, મનના હાથમાં બાજી રે; સાહમી તેહથી કષાયાદિક તણી, ઉનમત્તતા ચઢી વાજી રે. શ્રી૦ ૧૧ મમતા ગણિકા રે અણિકા અજ્ઞાનની, લીધો તેણે પણ ઘેરી રે; પરવશ પ્રાણી રે જાણી નવિ શકે, જે છે ભવની ફેરી રે. શ્રી૦ ૧૨ આપ ન જાણે રે આપસ્વરૂપને, પર પરણિતીને પ્રવાહે રે; કુકર નિજ પ્રતિરૂપ લખી ભસે, દર્પણના ગૃહમાંહે રે. શ્રી૦ ૧૩ રાચ્યો કુગુરૂ કુદેવ કુધર્મથી, સુગુરૂ તત્ત્વાદિ ઉવેખી રે; લોકાકાશ પ્રદેશ વિષે થયો, એ ચેતન બહુ ભેખી રે. શ્રી૦ ૧૪ તેજસ કાર્મણના વાયે ચઢયો, રાગાદિક તે ભમાવે રે; ભીમ ભવોદધિહુંતી પ્રાણીઓ, જિનમત ઘાટ ન પાવે રે. શ્રી૦ ૧૫ નિમિત્ત પ્રયોગે રે અવિરતિ

---

છે, અર્થાત્ તે નિગોદીઆ જીવના શરીરો છે. તે એકેક શરીરમાં અનંતા અનંતા જીવો છે. આ નિગોદનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે. અને તે અન્યમતવાળા અદશ્ય પદાર્થોનું—અતીંદ્રિય પદાર્થોનું જ્ઞાન ન હોવાથી સમજી શકતા નથી. એ સૂક્ષ્મનિગોદમાં જીવ અનાદિ કાળથી વસેલો છે. તેમાંથી કોઈ ભાગ્યયોગે ભવિતવ્યતા અનુકૂળ થવાથી વ્યવહાર રાશીમાં આવે છે, એટલે બાદર પૃથ્વીકાયાદિમાં આવે છે. ત્યાંથી વિકળેંદ્રિયમાં આવે છે, ત્યાંથી તિર્યંચ પંચેંદ્રિયમાં આવે છે અને અનુક્રમે મનુષ્યપણું પામે છે. મનુષ્યપણું પામ્યા છતાં પણ અશુભ સામગ્રી મળવાથી અને શુભ સામગ્રી ન મળવાથી નરકાદિ દુર્ગતિમાં જાય છે અને અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે. એ બધું વિષયવિકાર અને કષાયોને વશ થવાથી થાય છે. વિષય કષાયવડે ઉન્મત્ત થવાથી તેને કૃત્યાકૃત્યની પીછાન રહેતી નથી અને તેથી તેની બાજી હાથમાં ન રહેતાં છુટી જાય છે. તે વખતે મમતારૂપ ગણિકા તેને પોતાને વશ કરી લે છે અને તેની પાસે અનેક પ્રકારના નાચ નચાવે છે. પરવશ પ્રાણી તેના સ્વરૂપને ન જાણવાથી આ મમતાજ મારો સર્વવિનાશ કરાવનારી અને ભવમાં ભ્રમણ કરાવનારી છે એમ સમજી શકતો નથી. પોતાના સ્વરૂપને ભૂલી જવાથી પરપરિણુતિના પ્રવાહમાં વહન કરે છે અને શુદ્ધ દેવ ગુરૂ ધર્મના સ્વરૂપને ન જાણવાથી કુદેવ, કુગુરૂ અને કુધર્મના યોગે તેમાં આસક્ત થઈ સુદેવાદિકને ઉવેખી મૂકે છે. વળી તેજસ કાર્મણ શરીરરૂપ નાવાએ આ પ્રાણી ચડ્યો છે. તે નાવને રાગદ્વેષથી સંસારસમુદ્રમાં ભમાડે છે. તેથી આ ભવોદધિમાંથી જિનમત રૂપ કિનારે તે નાવા આવી શકતી નથી. ૭–૧૫ એમ કરતાં કરતાં

અણુસર્યો, દેશવિરતિમાંહે પેસે રે; વ્રત પોસહ પચ્ચખાણ પૂજાદિકે, કર્મ સંભારને ખેસે રે. શ્રી૦ ૧૬ ઢીંગલીઉંથી રે રમતી બાળીકા, જિમ નિજપતિ સુખ પાવે રે; તિમ દ્વાદશવ્રત ખેલને ખેલતાં, અનુક્રમે સંયમ આવે રે. શ્રી૦ ૧૭ સાધે જો અપ્રમત્તપણાથકી પ્રાણાદિ પંચ સમીરો રે; પૂરક કુંભક રેચક અભ્યસે, સાષ્ટાંગ યોગ સધીરો રે. શ્રી૦ ૧૮ લાગે તાલી રે તારાદૃષ્ટિથી, ધરે અમૃત અનુષ્ઠાન રે; આવે ચિદાનંદ ગેહ સ્વભાવમાં, લહે કેવળ પ્રધાન રે. શ્રી૦ ૧૯ થઇને અલેશી રે હેતુ વિના તિહાં, એરંડબીજ દૃષ્ટાંતે રે; પામે પંચમગતિ અવગાહના, થઇ પરમાત્મા પ્રાંતે રે. શ્રી૦ ૨૦ એમ જાણીને રે ધર્મ સમાચરો, જેહ છે અહિંસા મૂળ રે; શિવસુખ સાધન એહ વિના નથી, રાખજો કરી અનુકૂળ રે. શ્રી૦ ૨૧ શાંતિસુધારસમાંહે ઝીલજો, થાજો તત્ત્વનિદર્શી રે; લહેશો ચિદાનંદ નિત્યાનંદતા, કરકંકણ શી આદર્શી રે. શ્રી૦ ૨૨ અહો ભવિપ્રાણી રે એમ જાણી કરી, કરો અનુભવથી પ્રસંગ રે; ચોથા ઉલ્લાસની ઢાળ બાવીશમી, કહે મોહન મનરંગ રે. શ્રી૦ ૨૩.

---

જ્યારે શુભ નિમિત્ત પામે છે ત્યારે તેના યોગે જીવ સમકિત પામે છે. પછી દેશવિરતિપણું પામે છે અને વ્રત પચ્ચખ્ખાણ કરવા ઉપર પ્રીતિ થાય છે, એટલે કેટલાંક કર્મો ખસવાં માંડે છે. એ પ્રમાણે શ્રાવકનાં બાર વ્રતરૂપ ક્રીડા કરતાં કરતાં કેટલાકને સર્વવિરતિપણું ઉદયમાં આવે છે. પછી ચારિત્ર લઇને અપ્રમત્તપણે પાળતાં પાંચ પ્રકારનાં વાયુને સાધ્ય કરી રેચક પૂરક અને કુંભકનો અભ્યાસ કરે એટલે અનુક્રમે અષ્ટાંગ યોગ સાધે છે. તારા દ્રષ્ટિથી માંડીને જો ખરેખરી તાળી લાગી જાય છે તો અમૃત અનુષ્ઠાન કરવાવડે પ્રાંતે જીવ ચિદાનંદ સ્વરૂપને પામે છે, પોતાના ઘરમાં આવે છે અને અનંતકાળથી આવરિત થયેલ કેવળજ્ઞાનને પ્રકટ કરે છે. પછી છેવટે અલેશીપણું પામી યોગ નિરોધ કરી એરંડ બીજને દૃષ્ટાંતે આ દેહમાંથી છુટીને પંચમ ગતિને પ્રાપ્ત કરે છે કે જ્યાં તેની સાદિ અનંત સ્થિતિ થાય છે—ફરીને ત્યાંથી પાછું આવવાનું નથી; કારણ કે સંસારના કારણભૂત કર્મોનો આત્યંતિક વિનાશ થયેલો હોય છે. અવ્યાબાધ અને અવિનાશી સુખ પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા પ્રાણીઓએ જેનું મૂળ અહિંસા છે એવાં સદ્ધર્મનું આરાધન કરવું; કેમકે દયામૂળ સર્વજ્ઞકથિત ધર્મનું આરાધન કર્યા સિવાય પ્રાણીને શિવસુખની પ્રાપ્તિ અન્ય પ્રકારે થઇ શકતી નથી. જે પ્રાણીને એવા અપ્રતિમ સુખની ઇચ્છા હોય તેણે તે ધર્મને સમ્યક્ પ્રકારે આરાધવો, શાંત સુધારસમાં ઝીલવું, તત્ત્વદર્શી થવું અને અહર્નિશ કર્મક્ષય કરવાને માટે તત્પર રહેવું, જેથી પરિણામે મનોવાંછિત સિદ્ધ થઇ શકે. આ બાબતમાં જેમ કરકંકણને જોવા માટે આદર્શની જરૂર હોતી નથી તેમ કોઇ પણ અન્ય દૃષ્ટાંતની જરૂર નથી. મારૂં દૃષ્ટાંતજ બસ છે. મારી પોતાનીજ એ સંબંધમાં જાતિઅનુભવથી ખાત્રી થયેલી છે અને તમે પણ તે સર્વ જોઇ શકો છો." ચોથા ઉલ્લાસની બાવીશમી ઢાળ મનના ઉલ્લાસથી મોહનવિજયજીએ કહી છે. ૧૬–૨૩

દુહા.

જિનવાણી અમિરસ શ્રવણ, પાત્ર ભરી ભરી ચંદ;
પાઇ ચિદ્દજ્ઞાની ભણી, કર્યો ઘણો સાનંદ. ૧

રોમ રોમ ઉલસિત થયાં, વાધ્યો રંગ વૈરાગ;
પામી અવસર વીનવે, જિનજીને મહાભાગ. ૨

વિજનનીએ મુજ પશુ કર્યો, ફિર્યો નટોને સંગ;
મકરધ્વજધુઅ કર ચઢયો, થયો નર સુગિરિ પ્રસંગ. ૩

કપટ કર્યું કિમ હિંસકે, કિમ સિંહલસુત રોગ;
પટરાણીથી કિમ થયો, મુજથી ફિરિ સંયોગ. ૪

એહ કથા મુજ આશ ઘો, પ્રભો ત્રિજગદાધાર;
તુમ સમ કુણ મિલશે વળી, સંશયનો હરનાર. ૫

થયા થશે ને થાય છે, જે જે જગત સ્વભાવ;
તે પ્રભુથી છાના નહીં, તુમે ભવસાગર નાવ. ૬

એવી નૃપની વિનતિ, અવધારી અરિહંત;
ચંદાદિકના પૂર્વ ભવ, એમ ઉપદિશે અનંત. ૭

દુહાનો ભાવાર્થ.

આ પ્રમાણેની મુનિસુવ્રત પરમાત્માની અમૃતસમાન દેશના સાંભળીને ચંદરાજા વિગેરે સર્વ સભા અત્યંત પ્રસન્ન થઇ, વૈરાગ્યે વાસિત થઇ અને યથાશક્તિ વ્રત નિયમ ગ્રહણ કરવા તત્પર થઈ. તે પ્રસંગે ચંદરાજાએ ઉભા થઇ પ્રણામ કરીને પૂછ્યું કે—" હે પરમાત્મન્! મને કયા કર્મવડે વિમાતાએ કુકડો કર્યો? કયા કર્મથી નટોની સાથે હું ભમ્યો? કયા કર્મથી પ્રેમલાલચ્છીના હાથમાં હું ગયો અને કયા કર્મથી સિદ્ધગિરિ સંયોગથી પાછો મનુષ્ય થયો? હિંસક મંત્રીએ કયા કર્મથી આવું પ્રબળ કપટ કર્યું? કનકધ્વજને કયા કર્મથી કુષ્ટનો વ્યાધિ થયો? આ મારી પટરાણી ગુણાવળીથી કયા કર્મવડે પાછો મારો સંયોગ થયો? આ હકીકતના કારણો જાણવાની મારા મનમાં અત્યંત અભિલાષા છે અને તે આપના સિવાય બીજું કોઇ કહી શકે તેમ નથી. ત્રણ જગતના ત્રણ કાળના ભાવ આપ સમયે સમયે જાણો છો. આપનાથી ત્રણ જગતમાં કાંઇ પણ છાનું નથી, માટે હે ભવસમુદ્રમાં પ્રવહણ સમાન પ્રભો! એ હકીકત કૃપા કરીને કહો."

આ પ્રમાણેની ચંદરાજાની વિનતિ સાંભળીને મુનિસુવ્રતસ્વામી પરમાત્માએ તેના પૂર્વભવનું સ્વરૂપ આ પ્રમાણે કહી બતાવ્યું.૧–૭

ઢાળ ૨૩ મી.

( રહો રહો રહો રહો વાહલા—એ દેશી. )

જંબુદ્વીપના ભરતમાં, વૈદર્ભ દેશ પ્રસિદ્ધ લાલ રે; વાસુગે નિજ શિરે જેહને, મણિ માનીને લીધ લાલ રે. ૧ જયો જયો જ્ઞાન જિણંદનો, વિધિ હરિ હરનો શ્યો નાણ; લા૦ સકળ ચરણ ગજચરણમાં, થાય નિમગ્ન પરિમાણ. લા૦ જ૦ ૨ તિહાં નગરી તિલકાપુરી, મદનભ્રમ જિહાં ભૂપ; લા૦ તસ અરિ ગિરિ-દરીએ વસે, જિમ જળ ગ્રીષ્મે કૂપ. લા૦ જ૦ ૩ કમળમાળા તસ ગેહની, જેહની સ્તુતિ ન કરાય; લા૦ એહની દેહની સામ્યતા, મેહની તડિતે થાય. લા૦ જ૦ ૪ તિલકમંજરી તેહની સુતા, સુરતરૂમંજરી જેમ; લા૦ કીધો બાળપણાથકી, વૈશ્નવ મતથી પ્રેમ. લા૦ જ૦ ૫ ધર્મ અધર્મ જાણે નહીં, ન ગણે ભક્ષ અભક્ષ; લા૦ દ્વેષ વહે જિનધર્મથી, એહ મિથ્યાત્વ પ્રત્યક્ષ લા૦ જ૦ ૬ ચંદન વિમુખી મક્ષિકા, થાયે મતિને ભૂલ; લા૦ તો શું કાંઇ ઘટી ગયું, ચંદન કેરૂં મૂલ. લા૦ જ૦ ૭ કિણહી તેમ કુમતિએ, નિંદ્યો જો જિનધર્મ; લા૦ જિનમતનું બિગડ્યું કિશ્યું, સાહમું તે બાંધે કર્મ. લા૦ જ૦ ૮ મદ્ય સીંચી જીમ વિષલતા, નૃપપુત્રી વધે તેમ; લા૦ લાગે ન જિનમત વાસના, લસણમેં મૃગમદ જેમ. લા૦ જ૦ ૯

---

ઢાળ ત્રેવીશમીનો ભાવાર્થ.

“આ જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં **વૈદર્ભ** નામે દેશ છે. વાસુકિ નામે જાણે પોતાના માથે મણિ હોય તેમ તેને ત્યાંના રાજાએ તેને લીધી છે. જેમ બધા પગો હાથીના પગ પાસે નકામા છે તેમ બ્રહ્મા, હરિ અને હરનું જ્ઞાન જેના જ્ઞાન પાસે અંશ માત્ર છે એવા જિનેશ્વર ભગવાનનું જ્ઞાન જયવંતુ વર્તો. ત્યાં **તિલકાપુરી** નામે નગરી છે અને **મદનભ્રમ** નામે રાજા છે. તેણે શત્રુ માત્રનો પરાજય કરેલો છે. તે રાજાને **કમળમાળા** નામે પટરાણી છે, તે વિદ્યુત્ જેવી કાંતિવાળી છે. તેને કલ્પવૃક્ષની મંજરી જેવી **તિલકમંજરી** નામે પુત્રી છે, પરંતુ તેને બાળપણાથીજ મિથ્યાધર્મ ઉપર પ્રેમ છે, ભક્ષ્યાભક્ષ્યનાં વિવેક જાણતી નથી અને જૈનધર્મની સાથે દ્વેષ વહન કરે છે; પરંતુ જેમ માખી ચંદનવૃક્ષથી વિમુખ રહે છે તેથી કાંઇ ચંદનવૃક્ષની કિંમત ઘટતી નથી, પણ તે ચંદનવૃક્ષની સુગંધનો લાભ મેળવી શકતી નથી, તેમ અમુક માણસ જૈનધર્મ ન માને તેથી તેની કાંઇ ક્ષતિ થતી નથી, પણ તે માણસ તેનો લાભ મેળવવાથી બેનશીબ રહે છે અને કર્મબંધ કરે છે. મદિરાથી સીંચેલી વિષલતા જેમ વૃદ્ધિ પામે તેમ તે રાજપુત્રી વૃદ્ધિ પામી છે, પરંતુ લસણમાં જેમ કસ્તુરીની સુગંધ ન આવે તેમ તેના અંતઃકરણમાં કિંચિત્ પણ જિનમતની વાસના ઉત્પન્ન થઇ નહિ. ૧–૯.

પુત્રી સુબુદ્ધિ પ્રધાનની, રૂપમતિ અભિધાન; લા૦ સાથે કર્યું સ્તનપાનને, સમકિત રસનું પાન. લા૦ જ૦ ૧૦ કલ્પલતા પીયુષથી, વાધે તિમ વધે તેહ; લા૦ સાધ્વી સંગતિથી થયો, શાસ્ત્રાભ્યાસનો સ્નેહ. લા૦ જ૦ ૧૧ જીવાદિક નવતત્ત્વના, ધાર્યા હૃદયે ભેદ; લા૦ જિનપૂજાદિકને વિષે, ન ધરે મનમાં ખેદ. લા૦ જ૦ ૧૨ સાધુ તથા સાધ્વી પ્રતે, જો વહોરાવે આહાર; લા૦ તો મંત્રીની પુત્રિકા, ભોજનથી વ્યવહાર. લા૦ જ૦ ૧૩ ભૂપસુતા મંત્રીસુતા, એક દિન લિખિત પ્રભાવ; લા૦ બાળક્રીડા કરતાં થકાં, બિહુને હુઓ મિલાવ. લા૦ જ૦ ૧૪ અળગી જો એક એકથી, એકે ક્ષિણ કોઇ જાય; લા૦ તો તે બિહું બાળા પ્રતે, કલ્પ થઇને વિહાય. લા૦ જ૦ ૧૫ પ્રેમ વશે તિણ પુત્રીએ, કીધો રહસ્ય વિચાર; લા૦ કિમ કરી બનશે આપણે, પરણે ભિન્ન ભરતાર. લા૦ જ૦ ૧૬ એક પિઉ આપણે પરણવો, એ તુજ મુજ સંકેત; લા૦ મોહને ઢાળ ત્રેવીશમી, ચોથે ઉલ્લાસે સહેત. લા૦ જ૦ ૧૭

દુહા

એક વર વરવાનો કર્યો, બિહુંએ ચિત્ત દૃઢાવ;
વધી સુરંગી ગોઠડી, અથ ન રહ્યો અટકાવ. ૧

પ્રથમ ન જાણી સચિવની, પુત્રીએ વશ નેહ;
જે શિવમતની રાગિણી, છે નૃપપુત્રી એહ. ૨

---

હવે બીજી સુબુદ્ધિ પ્રધાનની રૂપમતી નામે પુત્રી છે અને જેણે સ્તનપાનની સાથેજ જિનમતનું પાન કરેલું છે. અમૃતના સિંચનથી જેમ કલ્પલતા વધે તેમ તે વૃદ્ધિ પામેલી છે. તેને સાધ્વીની સંગતિ થવાથી શાસ્ત્રાભ્યાસમાં વૃદ્ધિ થઇ છે. નવતત્ત્વાદિકનું સ્વરૂપ તેણે જાણ્યું છે અને જિનપૂજાદિ ધર્મકરણીમાં નિરંતર તત્પર રહે છે. સાધુ–સાધ્વીને આહારાદિ વહોરાવે છે અને ત્યારપછીજ તે ભોજન કરે છે. ૧૦–૧૨.

અન્યદા પૂર્વભવના સંબંધથી રાજપુત્રી અને પ્રધાનપુત્રીને પરસ્પર મળવું થયું. તેમાંથી બન્નેને એટલા બધા સખીપણા થયા કે એક ક્ષણ પણ એકબીજાથી વિખુટી રહી શકે નહિ એક ક્ષણ પણ જો જુદી પડે તો કલ્પ જેવડી લાગે એમ થયું. એક દિવસ તે બન્નેએ વિચાર કર્યો કે—' આપણે પરસ્પર આવો અપ્રતિમ સ્નેહ છે તે જુદા જુદા વરને વરશું તો શી રીતે ટકી શકશે ? માટે આપણે એક વરનેજ વરવું. ' આ પ્રમાણેનો દૃઢ નિશ્ચય કર્યો. હેતપૂર્વક ચોથા ઉલ્લાસની ત્રેવીશમી ઢાળ મોહનવિજયજીએ રચી. ૧૩–૧૭.

દુહાનો ભાવાર્થ.

આવો પરસ્પર સ્નેહપ્રબંધ કરતાં મંત્રીપુત્રીને પ્રથમ ખબર ન પડી કે રાજપુત્રી તો મિથ્યાધર્મ ઉપર પ્રીતિવાળી છે. એ વાતની એને ધીમે ધીમે ખબર પડી અને તે જિનમત

રહેતે રહેતે ઓળખી, આચરણે અત્યંત;
પૂરી જિનમત દ્વેષિણી, અવગુણ ભરી અનંત. ૩

પણ નાણે કદીએ મુખે, સચિવસુતા સુવિશેષ;
જાણે રખે ફાંટો પડે, પ્રીતમાંહે લવલેશ. ૪

આવે ગુરૂણી સાધવી, મંત્રીપુત્રી આગાર;
રૂપમતી તવ સૂજતો, વહોરાવે આહાર. ૫

વિધિપૂર્વક કરે વંદના, જાએ ખિડકીત્યાંહિ;
એમ નિરખી નૃપ અંગજા, અણખ વહે મનમાંહિ. ૬

બેસાડી મંત્રીસુતા, ભણે નૃપબાળા તામ;
નિંદે સાધ્વીને ઘણું, દ્વિજરાગી નિક્કામ. ૭

## ઢાળ ૨૪ મી.

( તે તરિયા ભાઇ તે તરિયા–એ દેશી. )

**માન તું બ્હેની મુજ શીખડલી, મત જાણીશ કોઈ ઠાગો રે; રૂડું કહિતાં જો તહારા મનમાં, ભુંડું લાગે તો લાગો રે. મા૦ ૧ એ તો અજ્જા અતિ નિરલજ્જા, એહનો સંગ ન કીજે રે; એહવી અશુચિને આપણે મંદિર, પેસવા પણ નવિ દીજે રે. મા૦ ૨ બાહિરથી દિસે બગધ્યાની, પણ મનમાં હુવે કપટી રે;**

---

ઉપર દ્વેષ ધરનારી છે એમ પણ તેના સમજવામાં આવ્યું; પરંતુ તે વિચક્ષણ હોવાથી તેણે તે વાત મોઢે આણી નહીં–મનમાં સમજીને બેસી રહી. કારણ કે મોઢે લાવવાથી પરસ્પરના સ્નેહમાં ભંગ પડશે એમ તેને લાગ્યું. હવે મંત્રીપુત્રીને ત્યાં તો સાધ્વીઓ આહાર નિમિત્તે આવે છે, એટલે રૂપમતી તેને ભક્તિપૂર્વક વંદના કરીને વહોરાવે છે અને પછી ઘરના દ્વાર સુધી પાછળ જાય છે, એ જોઇને રાજપુત્રી પોતાના મનમાં ઈર્ષા કરે છે.

એક દિવસ મંત્રીપુત્રીને પોતાની પાસે બેસાડીને રાજપુત્રીએ તેની પાસે સાધ્વીની કેટલીક નિંદા કરી. ૧–૭

### ઢાળ ચોવીશમીનો ભાવાર્થ.

તે બોલી કે—"મારા કહેવાથી તને સારૂં લાગો કે માઠું લાગો પણ હું તો કહું છું કે આ આર્યાઓ બહુ નિર્લજ્જ હોય છે, એઓ સંગ કરવા લાયક નથી, એવા અપવિત્ર શરીરવાળીને આપણા ઘરમાંજ પેસવા દેવી ન જોઇએ. એતો બહારથી બગધ્યાની જેવી લાગે

ધૂતી લ્યે આપણને એ તો, નાંખી ભૂકી ચપટી રે. મા૦ ૩ હીંડે એહવી થઇ મસમુંડી, નહીં એહવી ધૂતારી રે; માંહોમાંહે સંભેડા લગાડે, જેવી કલહાગારી રે. મા૦ ૪ ઢાપાનગારીએ ઢાપાં કરીને, સઘળી નારી ધૂતી રે; નગરીની નારીઉં એહથી, રહી નથી અછૂતી રે. મા૦ ૫ શાતા પૂછે લટપટ માંડે, નયણાં રાખે હેઠી રે; જાણીએ જઇ કેદારે મિન્ની, કાંકણ પહિરી બેઠી રે. મા૦ ૬ ગૃહવાસે નવિ ઉદર ભરાણું, ત્યારે શીશ મુંડાવ્યું રે; લાલચ માટે તુજને આણે, સાહમું આવી ભણાવ્યું રે. મા૦ ૭ આપણ રૂડા કુળની પુત્રી, એહને પગે કિમ અડીએ રે; દેખી પેખીને એમ સજની, કુપકમાંહિ ન પડીએ રે. મા૦ ૮ એહવી ભેળી ચાર મળે તો, નગર વસાવે ફેરી રે; હાથમાં ઘાલી ઝોળી ભાજન, ભટકે શેરી શેરી રે. મા૦ ૯ માગી ખાયે ફાંદ પંપાળે, માંડ વધારે કાયા રે; તેં જે એહને કીધી ગુરૂણી, કરમ ઉદય કોઇ આયા રે. મા૦ ૧૦ એક દિન જો તું નવિ વહોરાવે, ઘર ઘર ભુંડું બોલે રે; વળી તાહરા સાતે પરિયાના, ઉભી ઉખેળા ખોળે રે. મા૦ ૧૧ એહની છાયાએ ઉભી રહું તો, હું તો પાપે ભરાઉં રે; ઇહાં તો એહને આવવા નહીં દઉં, એહનું કાંઇ ન ધરાઉં રે. મા૦ ૧૨ એ કોઇની ન હુઇ નવિ હોવે, વારૂં છું તે સારૂં રે; જેહની સંગતિ કોઇને ન ગમે, તે સંગતિ નહીં વારૂં રે. મા૦ ૧૩ એમ નિંદા

---

છે, પણ અંતરમાં તો મહા કપટી હોય છે. તે આપણી ઉપર ભુરકી નાખીને આપણને ધૂતે છે. એક બીજાની સાચી ખોટી વાતોનાં સાંધા કરી કજીઆ કરાવે છે, આપણી નગરીમાં પણ એમણે ઘણી સ્ત્રીઓને ધૂતી છે. આપણને શાતા પૂછી, મીઠું બોલી ભોળવે છે અને જાણે 'સો ઉંદર મારીને મીનીબાઇ પાટે બેઠા હોય' તેવો દેખાવ કરે છે. ઘરમાં જ્યારે પેટ ન ભરાણું ત્યારે માથું મુંડાવીને સાધ્વી થયેલ છે. અને સારા સારા ખાનપાનની લાલચથી તને સામી ભણાવવા આવે છે. પણ આપણે કુળવાનની પુત્રીઓએ તો તેનો સંગજ કરવો ન જોઇએ. એવી ચાર ભેળી થાય તો બીજું નગર વસાવે કે ઉજ્જડ કરે. તેઓ હાથમાં ઝોળી લઇને ઘરે ઘરે ભટકે છે અને ખાઇ પીને પેટ પંપાળે છે. આવી આર્યાને તેં ગુરૂણી કરી તે કાંઇ ઠીક કર્યું નથી. એક દિવસ જો તું નહીં વહોરાવે તો જ્યાએ જ્યાએ તારૂં વાંકું બોલશે અને આગલા પાછલા કંઇક ઉખેળા ઉખેળશે, માટે મને તો એની છાંયાએ ઉભાં રહેતાં પણ પાપ લાગે એમ જણાય છે, તેથી હું તો તેને અહીં આવવા દેવામાં રાજી નથી. એ સાધ્વીઓ કોઇની થઇ નથી અને થવાની નથી, તેની સંગત કોઇ કરતું નથી અને હું પણ તેટલા માટેજ તને વારૂં છું." ૧-૧૨.

આ પ્રમાણે રાજપુત્રી કહી રહી એટલે રૂપમતી બોલી કે—"હે બહેન! તમે આ શું બોલો છો? શું સમજીને આવી નિંદા કરો છો? એ તો પાંચ મહાવ્રત નિરતિચારપણે

સાધ્વીની નિસુણી, બોલે મંત્રી બેટી રે; રે બહેની મારી ગુરૂણીને, નિપટ કાં નાખે ઉછેટી રે. મા૦ ૧૪ સૂધા પંચ મહાવ્રત પાળે, ચાલે નિરતિચારે રે; એ તો સંવેગસરોવર હંસી, ન કરે લોભ કિવારે રે. મા૦ ૧૫ હું તો એહના એક અક્ષરની, ઓસિંગલ નવિ થાઉં રે; એ ગુરૂણી ઉપકારની ઉપર, હું બલીહારી જાઉં રે. મા૦ ૧૬ મુજને જો એહના અવગુણ ભાસે, નરકમાં ઠામ ન હોવે રે; તું જે એહનું વિરઉં કહે છે, મેલ તે એહનો ધોવે રે. મા૦ ૧૭ ગુરૂણીએ માહરી પશુતા ટાળી, નારી ઓળે આણી રે; થાજો એહનું કલ્યાણ અહોનિશિ, અવિચળ એહની વાણી રે. મા૦ ૧૮ એહની ચેલી હું જનમ જનમની, છે પરમેશ્વર શાખી રે; ઢાળ ચોવીશમી ચોથા ઉલ્લાસે, મોહનવિજયે ભાખી રે. મા૦ ૧૯

દુહા.

પ્રણમ્યાયોગ્ય પ્રવર્તિના, પુણ્યપાત્ર છે એહ;<br>
બાઇ એમ નવિ નિંદિયે, એહથી ધરીએ નેહ. ૧

જો એ ઋષિણી નિંદિયે, પુણ્યમૂળ કુમળાય;<br>
તટિનીતટ તરૂમૂળ જીમ, સહિજે વિલયે જાય. ૨

તે દિન એમ કહી અતિક્રમ્યો, ગઇ નૃપપુત્રી ગેહ;<br>
બીજે દિન આવી વળી, મંત્રીગૃહ સસનેહ. ૩

---

પાળે છે. લોભ તો એના અંગમાંજ નથી. એતો સંવેગરૂપ સરોવરને કીનારે હંસલી જેવા છે. એના એક અક્ષરની પણ ઓશીંગણ હું થઈ શકું તેમ નથી. એનો મારા ઉપર પરમ ઉપકાર છે. મને જો એના અવગુણ આવે તો મારો નરકમાંજ વાસ થાય; અને તું જે એની નિંદા કરે છે તે એના મેલ ધુએ છે. મને તો એમણે પશુ મટાડીને મનુષ્ય કરી છે. 'એનું અહોનિશ કલ્યાણ થજો' એમ હું અંતઃકરણથી ઇચ્છું છું. હું તો એની જન્મ જન્મની ચેલી થવા ઇચ્છું છું." મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની ચોવીશમી ઢાળ કહી. ૧૩-૧૯.

દુહાનો ભાવાર્થ.

સાધ્વી નમસ્કારપૂર્વક ભક્તિ કરવા યોગ્ય છે, માટે તેની નિંદા કદી પણ કરવી નહીં. એવા ઉત્તમ સાધ્વીની નિંદા કરવાથી મહાપાપના ભાજન થવાય છે, અને આપણું પુણ્યરૂપ વૃક્ષ કરમાઇ જાય છે. આ પ્રમાણે વાતો કરીને નૃપપુત્રી પોતાના સ્થાનકે ગઈ, તે દિવસ વ્યતિક્રમ્યો. બીજે

બિહુ સહીએ ક્રીડા કરી, બેઠી મંદિર બાર;
પ્રોયે સુતા અમાત્યની, નિજ મોતીનો હાર. ૪

કર્ણઝાલી બહુ મોલની, મૂકી થાળિમાંહિ;
બિહું સજની વાતો કરે, ક્ષિણ ઘાલે ગળે બાંહિ. ૫

આવી સાધ્વી વહોરવા, થયો જામ મધ્યાન;
પાય પ્રણમી મંત્રી સુતા, પડિલાભે પકવાન. ૬

ઘૃત લેવા ગૃહમાં ગઇ, મોતીઝાલી ઉવેખ;
સાધ્વીથી નૃપ પુત્રીએ, કરી કુબુદ્ધિ વિશેપ. ૭

ઢાળ ૨૫ મી.

( સુણ બહેની પીઉડા પરદેશ—એ દેશી. )

મંત્રીપુત્રી ઘૃત સાધ્વીને, ભાવે ચઢી વહોરાવે રે; ગુરૂણીજી ભલે ગેહ પધાર્યા, એ દિન લેખે આવે રે. મં૦ ૧ તુમ જેહવાને મુખે વવરાયે, વસ્તુ તે ગણીએ લેખે રે; જે કોઇ જગમાં હોવે અજ્ઞાની, તે તુમ ગુણને ઉવેખે રે. મં૦ ૨ એહવે અણખીલી નૃપપુત્રી, નયણા માંડી આડી રે; સાધ્વીની સાડીને પલવટ, ઝાલી લેઇ વિલગાડી રે. મં૦ ૩ રૂપમતીએ વળી સાધ્વીએ, કપટ કળા નવિ જાણી રે; ખડકી

---

દિવસ પાછી તે મંત્રીપુત્રી પાસે આવી. તે વખતે મંત્રીપુત્રી મોતીનો હાર પરોવતી હતી. તે બહુ કિમતી હતો. તેને થાળીમાં મૂકી બન્ને જણીઓ આનંદ કરતી હતી, વારે વારે તે એક-બીજાના ગળે હાથ પણ નાંખતી હતી, એવામાં મધ્યાન્હ થયો એટલે સાધ્વી વહોરવા પધાર્યા. મંત્રીપુત્રી હર્ષિત થઇને વહોરાવવા ઉઠી, તે વખતે મોતીની સાલ પરોવતી હતી તે તેણે મોતીના થાળમાં નૃપપુત્રી પાસે મૂકી. સાધ્વીને પકવાન વહોરાવીને ઘી લેવા માટે તે ઘરની અંદર ગઇ. એટલે રાજપુત્રીએ કર્ણભૂષણ લઇ લીધું અને વધારે કુબુદ્ધિ બતાવી. ૧–૭.

ઢાળ પચીશમીનો ભાવાર્થ.

હવે અમાત્યની પુત્રી ઘી લાવીને ઘણા ભાવપૂર્વક સાધ્વીને વહોરાવતી પોતાના આત્માને ધન્ય માનવા લાગી. જે વસ્તુ આવા સુપાત્રમાં પડે તેજ લેખે છે એમ માનવા સાથે જે અજ્ઞાની આવા સાધુ-સાધ્વીના ગુણોની ઉપેક્ષા કરે છે તેમનો જન્મજ અલેખે છે એમ તે માનવા લાગી.

હવે તે વખતે નૃપપુત્રીએ સાધ્વી ઉપર ઇર્ષાથી પેલી મોતીની સાલ પરોવેલી થાળમાં પડી હતી તે સાધ્વી અને મંત્રીપુત્રી બન્ને ન જાણે તેમ સાધ્વીના વસ્ત્રને છેડે બાંધી દીધી, તેની કપટકળા કોઇના જાણવામાં ન આવી. ૧–૩. રૂપમતી તો સાધ્વીને દ્વાર સુધી પહોંચાડીને

**લગણ પહોંચાડી ગુરૂણી, સચિવસુતા હિત આણી રે. મં૦ ૪ પાછી હાર પરોવા બેઠી, થાળમાં ઝાલી ન દીઠી રે; એ હાંસું ન કરો નૃપકન્યે, હાંસી અવર શું નીઠી રે. મં૦ ૫ ઝાલી બીજી પણ લ્યો જોઇએ તો, શું કરશો એક રાખી રે; છેતરશો પણ નવિ છેતરાઉં, ન ગળાયે જીવતી માખી રે. મં૦ ૬ કહે નૃપપુત્રી સુણ તું બહેની, મેં નથી કીધી હાંસી રે; એહવી હાંસી ન કરે કોઇ, થાયે જેહથી વિખાસી રે. મં૦ ૭ ઝાલી તો તાહરી ગુરૂણીએ લીધી, નયણે નિરખી મેં તો રે; હસતે હસતે માહરે માથે, ચોરી નાખી તેં તો રે. મં૦ ૮ ચોરે કોઇ પકડાયે કોઇ, ઉલટી ગતિ કોઇ તાહરી રે; તાહરા સમ મેં લીધી હોય તો, વિનતિ માન તું માહરી રે. મં૦ ૯ બોલી સચિવસુતા નિસુણીને, નૃપકન્યાને નિઠોલી રે; મુજ ગુરૂણીને કલંક તું દેતી, રહે બાઇ તું અણબોલી રે. મં૦ ૧૦ લેવા દેવા પાખે તાહરે, એહથી એવડો શો આં-ટો રે; અઘટિત કહેતાં તુજ જીભડીએ, કાંઇ ન ભાંગે કાંટો રે. મં૦ ૧૧ તૃણ પણ એ ન લિયે અણદીધું, શું કરે ઝાલીને લેઇ રે; એણે તો પરિહરી ગ્રહી દીક્ષા, મણિ માણિકની પેઇ રે. મં૦ ૧૨ એ વ્રતધરણી સુધી કરણી, એહનો ભ્રમ કો નાણે રે; યોગી વાડવ ભમતા સરખા, રખે એહને કરી જાણે રે. મં૦ ૧૩ એહના ઉપશમ-**

---

પાછી વળી, પછી મોતીનો થાળ હાથમાં લીધો એટલે તેમાં પરોવેલી મોતીની ઝાલ ન દીઠી. તેણે નૃપપુત્રીને કહ્યું કે—“ આમાંથી તમે ઝાલ લીધી જણાય છે તે લાવો, એમ હાંસી શું કરો છો ? તમારે જોઇતી હોય તો આ બીજી પણ લ્યોને. તમારાથી મારે વધારે શું છે ? એમ તમે છેતરો છો પણ હું છેતરાઇશ નહીં, આમ કંઇ જીવતી માખ ગળાશે નહીં. ” રાજપુત્રી બોલી કે—“ હું એવી હાંસી કરૂંજ નહીં કે જેમાં પરિણામે ખેદ ઉત્પન્ન થાય. મેં તારી ઝાલ લીધી નથી, પણ જ્યારે તું ઘી લેવા અંદર ગઇ ત્યારે તારી ગુરૂણીએ લઇ લીધી છે, તે મેં નજરોનજર જોઇ છે, પણ તને દુઃખ લાગે માટે હું બોલી નથી, પણ તેં તો મારે માથે ચોરી નાખતાં વિચારજ ન કર્યો. આ તો ‘ ચોરે કોક અને પકડાય કોક ’ એવું થયું. બાકી મેં લીધી હોય તો મને તારા સોગન છે. તું મારા ઉપર બીલકુલ શંકા રાખીશ નહીં. ” રૂપમતી બોલી કે—“ અરે બહેન ! મારી ઝાલ તેં ન લીધી હોય તો ભલે, પણ તું મારી ગુરૂણી ઉપર ખોટું કલંક શામાટે મૂકે છે ? એવાં વચન બોલવાં કરતાં વગરબોલી રહેતી હોય તો શું ખોટું છે ? તને વગર લેવેદેવે મારી ગુરૂણી સાથે શું દ્વેષ જાગ્યો છે કે તું તેના આવા અઘટતા અવર્ણવાદ બોલે છે ? આવું બોલતાં તારી જીભ કેમ અટકી પડતી નથી ? જે એક તૃણ વગરદીધું ન લેય તે ઝાલ કેમ લેય અને તેને લઇને શું કરે ? એણે તો ઘરના મણિ માણેક તજીને દીક્ષા લીધી છે. ૪–૧૨. એ મહા ઉત્તમ વ્રતને ધારણ કરનારા છે. ઉત્તમ કરણીમાં લયલીન છે. એની ઉપર શંકા પણ કોઇને આવે તેમ નથી. એમને તું ભામટા જોગી કે બ્રાહ્મણાદિકની જેવી ભટકતી

ભૂષણ આગળ, એ ભૂષણ કિણુ ગણતી રે; એહવી મહાસતીઓની વાતો, કહીએ નહીં અણબનતી રે. મં૦ ૧૪ ધન સાહમું નવિ જોયે થુંકી, પગલાં માંડે ભુંઇ પુંકી રે; નવિ દીઠી કોઇ મતની ટુંકી, મેં તુજ જેવી અચૂકી રે. મં૦ ૧૫ ન્યાસરીયે પણ ગાંઠ ન રાખે, જાચે તિવારે ચાખે રે; હાથ ન ઝાલે દીધા પાખે, તો તું ઇમ કાં ભાખે રે. મં૦ ૧૬ કહે નૃપપુત્રી રૂપમતીને, જો કહ્યું મારૂં ન માને રે; આપણ બિહું વસતીએ એહની, જઇને જોઇએ છાને રે. મં૦ ૧૭ એ પાસે જો ઝાલી લેઉં તો, મુજ સાબાશી દીજે રે; આપણ વાત એ સાચી કીજે, જિમ મુજથી તું પતીજે રે. મં૦ ૧૮ તે બેહુ કન્યા સાધ્વી વસતી, આવી હસતી હસતી રે; ઢાળ પચવીશમી મોહને ભાખી, ચોથે ઉલ્લાસે ઉલ્લસતી રે. મં૦ ૧૯

દુહા.

ઇર્યાપથિકી પડિક્કમી, સાધ્વી ક્રિયાપાત્ર;
આલોએ છે ગોચરી, ભોજન ભાડામાત્ર. ૧

એહવે તે બિહું કન્યકા, આવી વસતી મઝાર;
સચિવ સુતાએ સાચવ્યો, વંદનાદિ વ્યવહાર. ૨

મુહડે દેઇ મુહપતિ, સાધ્વી કહે તિવાર;
બાહિર બેસો બેહુ તુમે, કરવો છે આહાર. ૩

---

જાણીશ નહિ. વળી એના ઉપશમરૂપ ભૂષણ પાસે આ ભૂષણ કોણ ગણત્રીમાં છે? એવી મહાસતીઓની વાતો તો કરી શકાય તેમજ નથી. એ ધનની સામે તો થુંકતા પણ નથી; અને એક પગ માંડે છે તો તે પણ જોઈ પ્રમાર્જીને માંડે છે. એનાં સંબંધમાં આવી અઘટિત વાત કરનાર તો મેં તારા જેવી કોઇ દીઠીજ નથી. એ લુગડે પણ ગાંઠ રાખતા નથી, માગી લાવે છે ત્યારે ખાય છે અને કોઈના દીધા વિના કાંઈપણ હાથ ઝાલતા નથી તો એ મારી ઝાલ લે નહિ, માટે તારૂં કહેવું તદન ખોટું છે." ૧૩-૧૬

રાજપુત્રી બોલી કે—"તું વધારે શા માટે બોલે છે? આપણે બન્ને તેના ઉપાશ્રયે જઈએ અને હું તને તેને લુગડે બાંધેલી ઝાલ મેળવી આપું તો મને ખરી કહેજે." મંત્રીપુત્રીએ તે વાત કબુલ કરી અને તે બન્ને ઉપાશ્રયે આવી. ચોથા ઉલ્લાસની ઉલ્લસિત પચીશમી ઢાળ મોહનવિજયજીએ કહી. ૧૭-૧૯

દુહાનો ભાવાર્થ.

ત્યાં સાધ્વી ઇર્યાવહી પડિક્કમીને ગોચરી આલોવતા હતા. તે બન્ને અંદર ગઇ. મંત્રીપુત્રીએ વંદનાદિ વ્યવહાર જાળવ્યો, એટલે મોઢે મુહપત્તિ રાખી સાધ્વી બોલ્યા કે—

અક્ષર જો લેવો હોયે, તો પડખો ઘડી એક;
આજ કરંતા એષણા, અસુર થયું છે છેક. ૪

મંત્રીપુત્રી તત્ક્ષિણે, જઇ બેઠી એકંતઃ
નૃપપુત્રી જાયે નહીં, હિયડે કપટ અનંત. ૫

બાહિર બહેની કિમ ગઇ, કામ છે વસતીમાંહિ;
આણી આલયમાં ફરી, સચિવસુતા ગ્રહી બાંહિ. ૬

સાધ્વી મન સંશય ધરે, એમ કેમ બેહુ એહ;
આજ તો કોઇક વાતનો, દીસે છે સંદેહ. ૭

### ઢાળ ૨૬ મી.

( કોઇ રાખે રે, સૂર સુભટ કોઇ રાખે રે—એ દેશી. )

બોલી નૃપની પુત્રિકા રે, અજ્જા સુણ મુજ વાણી રે; કહું છું એકાંતે તુજને રે, રાખ તું તાહરૂં પાણી રે. કોઇ કોઇને રે, કુડું કલંક ન દેશો રે. ૧ એ આંકણી. એહવું તુજને વહોરવું રે, કિણ ગુરૂણીએ ભણાવ્યું રે; ગોચરી કરતાં ચોરવું રે, એહવું ઉદય કિમ આવ્યું રે. કો૦ ૨ ઘૃત લેવા ઘરમાં ગઇ રે, રૂપમતી એમ ભોળી રે; લીધી ઝાલી તેં એહની રે, તેહવે ભરતાં ઝોળી રે. કો૦ ૩ દીઠી નયણે માહરે રે, પણ હું તો નવિ ચોતી રે; ત્યારે જો જાણત એવડું રે, તુજને જાવા ન દેતી રે. કો૦ ૪ નહીં તો હું શ્યાને કહું રે, થઇને મુખની ફોરી રે; પણ તુજ

---

જરાવાર બહાર બેસો, અમારે આહાર કરવો છે, આજે ગોચરી લાવતાં મોડું થયું છે, તમારે અક્ષર લેવો હશે તો હું ઘડી પછી આપીશ.” આ પ્રમાણેનાં ગુરૂણીનાં વચનથી રૂપમતી ઉપાશ્રય બહાર નીકળી એટલે રાજપુત્રી તેને કહે કે—‘બહાર કયાં જાય છે, કામ તો અંદર છે.’ એમ કહી તેને પાછી અંદર ઘસડી ગઈ. સાધ્વી તે બન્નેનું આવું ધાંધલ જોઇ શંકાણા કે ‘આજે આમ કેમ કરે છે ? શું કાંઈ નવીન છે ?’ ૧–૭

### ઢાળ છવીશમીનો ભાવાર્થ.

એટલામાં તો રાજપુત્રી બોલી કે—“હે સાધ્વી ! તમને આવું વહોરવાનું કઇ ગુરૂણીએ શીખવ્યું છે કે વહોરતા જવું અને સાથે ચોરતા પણ જવું. આ મારી સખી ઘી લેવા ઘરમાં ગઈ ત્યારે તમે તેની મોતીની ઝાલ ઉપાડી લીધી છે, તે મેં મારી નજરે જોઇ છે, પણ હું મારી સખીને દુઃખ લાગે તે માટે બોલી નથી. જો હું આમ જાણતી હત તો તરતજ તેને કહી દેત. માટે હવે આની ઝાલ પાછી આપી દ્યો, કેમકે આ તમારી ચેલીએ મારે

ચેલીએ માહરે રે, માથે ચડાવી ચોરી રે. કો૦ ૫ બહેની ભુંડુ રખે માનતી રે, તે માટે હું ન બોલી રે; પણ હવે ઘર ઘર તાહરો રે, દેઇશ પડદો ખોલી રે. કો૦ ૬ સાધ્વી કહે એમ કાં કહે રે, રે મુગ્ધે અજાણ્યું રે; મેં તો વિના આહારથી રે, બીજું કાંઇ નથી આણ્યું રે. કો૦ ૭ સંશય હોય તો સુખે જુઓ રે, એ ત્રિપણીએ ઝોળી રે; ઝાલી કિસી વળી હું કિસી રે, એ મુજ ન ખપે ભોળી રે. કો૦ ૮ નૃપપુત્રી રોષે ચઢી રે, ન કર અજાજે મુજ ખોટી રે; આપ ભલી સન્નિધે કહું રે, મુજ બહિનીની અકોટી રે. કો૦ ૯ માંડિ માંડિ ઝોળી જુએ રે, નૃપપુત્રી સુપ્રસિદ્ધિ રે; સાડીએ વળગાડી જિહાં રે, ઝાલી તિહાંથી લીધી રે. કો૦ ૧૦ આપી સચિવપુત્રી પ્રત્યે રે, સાધ્વી ભણી અવહેલી રે; આજ પછે તું એહને રે, બેસીશ માં કહું ભેળી રે. કો૦ ૧૧ રૂપમતી કહે નૃપસુતે રે, એ સવિ કરણી તાહરી રે; કદીયે ચોરી કરે નહીં રે, ભદ્રક ગુરૂણી માહરી રે. કો૦ ૧૨ ગુરૂણીજી એહનું કહ્યું રે, રખે મનમાંહિ આણો રે; એ છે મિથ્યાત્વી એહમાં રે, નથી સમજણ એક દાણો રે. કો૦ ૧૩ પય પ્રણમી ગુરૂણીતણા રે, રૂપમતી ગૃહે આવી રે; નૃપપુત્રી ઘણીએ કળા રે, કીધી પણ નવિ ફાવી રે. કો૦ ૧૪ હવે આલોચે પ્રવર્ત્તની રે, નૃપપુત્રીએ કર્યું કાચું રે; પણ નગરીના

---

માથે ચોરી નાખી ત્યારે અણછુટકે મારે બોલવું પડ્યું છે. એ વસ્તુ તરત આપી દેશો તો બીજું કોઇ જાણશે નહીં, અને વિલંબ કરશો તો હું શહેરમાં બધે તમારી ચોરી પ્રકટ કરીશ." ૧-૬ સાધ્વી તેનાં આવાં વચનો સાંભળીને ગભરાઇ ગયા. તે બોલ્યા કે—'અરે તમે રાજપુત્રી થઇને આવું અસત્ય શું બોલો છો ? હું તો કાંઇ લાવી નથી. જોવું હોય તો આ તર્પણી, પાત્રા, ઝોળી જોઇ લ્યો. તમારી ઝાલ કેવી અને હું કેવી ? અમારે એ વસ્તુ ખપેજ નહીં.' રાજપુત્રી રોષ ચડાવીને બોલી કે-' એમ શા માટે જોવરાવો છો ? સીધા થઇને આપી દો.' પણ સાધ્વી અજાણ્યા હોવાથી કયાંથી આપે ? એટલે રાજપુત્રીએ જયાં વળગાડી હતી ત્યાંથી અંકોટી (ઝાલ) કાઢીને રૂપમતીના હાથમાં દીધી, અને સાધ્વીની હીલણા કરતી સતી બોલી કે—" હવે પછી આવાની સંગત કરીશ નહીં." રૂપમતી કહે કે—" આ કર્તવ્ય બધાં તારાંજ છે, એ શક વિનાની વાત છે. આમાં આ સાધ્વી બીલકુલ જાણતાંજ નથી. એ તો મહા ભદ્રસ્વભાવી છે, તે કદી ચોરી કરેજ નહીં." પછી ગુરૂણીજી પ્રત્યે તેણે કહ્યું કે—' આપ આના બોલ્યા કે કર્યા સામું જોશો નહીં. એ મિથ્યાત્વી છે અને જૈનમતની દ્વેષી છે, તેથીજ તેને આવી દુર્મતિ સૂઝી છે." ૭-૧૩ આ પ્રમાણે કહી ગુરૂણીને શાંત કરી ત્યાંથી બન્ને પોતપોતાને સ્થાનકે ગયા. રાજપુત્રીએ ઘણી ભારે કળા કેળવી, પણ તેનું પરિણામ તેનું ધાર્યું આવ્યું નહીં.

અહીં તે બન્નેના ગયા પછી સાધ્વીને પારાવાર ખેદ થયો. તેણે જાણ્યું કે—' આ વાત શહેર બધામાં વિસ્તાર પામશે અને રાજપુત્રીનું કહ્યું કોણ નહીં માને ? માટે હવે આના

લોકને રે, હિયડે વસશે સાચું રે. કો૦ ૧૫ રોષવશે તિહાં સાધ્વીએ રે, લીધો નિજ ગળે ફાંસો રે; ચારિત્રિયા પણ ક્રોધથી રે, ન વિચારે નિજ વાંસો રે. કો૦ ૧૬ પાડોશણ સુરસુંદરી રે, આવી તતક્ષિણ દોડી રે; ફાંસો સાધ્વી કંઠથી રે, કરૂણા આણી છોડી રે. કો૦ ૧૭ આહાર કરાવ્યો પાડોશણે રે, શ્રમણીને સમજાવી રે; સાધ્વી પણ સમજી કરી રે, સમતાને ઘર આવી રે. કો૦ ૧૮ સંયમ પાળે ભાવથી રે, અનુભવ વિભવ વિલાસે રે; ભાખી ઢાળ છવીશમી રે, મોહને ચોથા ઉલ્લાસે રે. કો૦ ૧૯

દુહા.

બિહું કન્યાને પરસ્પરે, અહર્નિશ વચન સંવાદ;
જિનમત શૈવીસતતણો, ચાલ્યો જાય વિવાદ. ૧

કોઇ કોઇના ધર્મને, માને નહીં લગાર;
બિહુંએ અવસરે સાચવે, નિજનિજના આચાર. ૨

એહવે નૃપ વૈરાટનો, જીતશત્રુ વડવીર;
સુરસેન તેહનો તનુજ, સુરગિરિ સમ વડધીર. ૩

તેણે મંત્રી મોકલ્યો, જિહાં તિલકાપુર નાહ;
કરવા તિલકમંજરીથકી, સુરસેન વિવાહ. ૪

---

કલંકયુક્ત જીવનવડે જીવવું શા કામનું ?' આમ વિચારી રોષના વશથી તેણે ગળે ફાંસો બાંધ્યો. '**ચારિત્રીયા પણ રોષના વશથી અકર્તવ્ય કરી નાખે છે.**' આ હકીકતની તરતજ ઉપાશ્રયના પાડોશમાં રહેનારી **સુરસુંદરી** નામની સ્ત્રીને ખબર પડી એટલે તેણે ત્યાં આગળ આવીને ફાંસો છોડી નાખ્યો, સાધ્વીજીને સાવધ કર્યા, શાંત કર્યા અને ભોજન કરાવ્યું. પછી સાધ્વી પણ સમજ્યા અને પાછા સમતાના ઘરમાં આવી નિરતિચાર ચારિત્ર પાળવા લાગ્યા. આવા મહા માઠાં દુષ્કર્મથી રાજપુત્રીએ મહા નિવિડ કર્મનો બંધ કર્યો. મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની છવીસમી ઢાળ કહી ૧૪–૧૯.

દુહાનો ભાવાર્થ.

રાજપુત્રી અને મંત્રીપુત્રીને નિરંતર જિનમત અને શૈવીમતને અંગે વિવાદ ચાલ્યા કરે છે. એકબીજાના ધર્મને તેઓ જરાપણ માનતી નથી અને યોગ્ય અવસરે પોતપોતાના ધર્મના આચારને બન્ને જાણીઓ જાળવે છે. તેમાં ભૂલ આવવા દેતી નથી. ૧–૨

એવે અવસરે વૈરાટના રાજા **જિતશત્રુ**એ પોતાના પુત્ર **શૂરસેન**ના વિવાહ માટે **તિલકમંજરી**ની માગણી કરવા તિલકાપુરીના રાજા પાસે પોતાના મંત્રીને મોકલ્યો. મંત્રીએ રાજાને હકીકત નિવેદન કરી. રાજાને તે વાત પસંદ પડી, એટલે તેણે પુત્રીને એકાંતે

પૂછે જનક સુતા પ્રતે, પાણિગ્રહણ સ્વરૂપ;
હરખિત થઇ પુત્રી કહે, તાતને વચન અનૂપ. ૫
જો મંત્રીની પુત્રિકા, વર એ વરે સુજાણ;
તો માહરે પણ એહ વર, વરવો કરૂં પ્રમાણ.
અમે બિહું બાળાપણથકી, કીધો છે સંકેત;
મળી બિહું જણીએ એક વર, વરવો વધતે હેત. ૭

ઢાળ ૨૭ મી.

( કાયાપુર પાટણ રૂઅડો—એ દેશી. )

આપણા પ્રકૃતપુરૂષ પ્રતે, ભાખે મકરધ્વજ રાય રે; આવ્યો છે સચિવ વૈરાટથી, કરીએ તસ કવણ ઉપાય રે. આ૦ ૧ માહરી તાહરી પુત્રીએ, મન ધર્યો એક ભરથાર રે; કહે તો બિહુંનો એક વરથકી, કરીએ વિવાહ નિરધાર રે. આ૦ ૨ નૃપ ભણી તામ મંત્રી કહે, તેડો વૈરાટ વકીલ રે; લગનનો દિવસ નિરધારીએ, માહરી નથી કોઈ ઢીલ રે. આ૦ ૩ તેડી વૈરાટનો મંત્રવી, નૃપ કહે આણી ઉચ્છાહ રે; મેળવ્યો અમે સુરસેનથી, બિહું સુતા કેરો વિવાહ રે. આ૦ ૪ લગનનો દિવસ નિશ્ચય કરી, આવજો મંત્રી વૈરાટ રે; જાઇ જીતશત્રુને વિનવ્યો, પાણિગ્રહણ તણો

---

પૂછ્યું. રાજપુત્રીએ અત્યંત આનંદપૂર્વક પોતાના પિતાને કહ્યું કે–" મારી સખી મંત્રીપુત્રી જો એ વરને પસંદ કરે તો અમે બન્ને તેને વરીએ, કારણ કે અમે બન્નેએ બાલ્યાવસ્થામાં અત્યંત હેતપૂર્વક એક વરને વરવાનો સંકેત કરેલો છે. " ૩–૭

ઢાળ સત્તાવીશમીનો ભાવાર્થ.

રાજાએ તરતજ મંત્રીને બોલાવ્યો અને વાત કરી કે ' જો તમારી પુત્રી આ વરને પસંદ કરે તો બન્નેનો સાથે વિવાહ નક્કી કરીએ. ' મંત્રીએ કહ્યું કે ' ખુશીથી તે પ્રમાણે નક્કી કરો, એમાં મારે કાંઇ વાંધો નથી. ' એટલે તુરતજ વૈરાટના મંત્રીને બોલાવીને મકરધ્વજરાજાએ કહ્યું કે ' અમે મારી અને મંત્રીની બન્ને પુત્રીઓનો વિવાહ તમારા રાજપુત્ર શૂરસેન સાથે કરવાનું કબુલ કરીએ છીએ. ' આવેલ મંત્રી તે વાત સાંભળી બહુ ખુશી થયો અને પછી પ્રવીણ જ્યોતિષીને બોલાવી વિવાહ દિવસ નક્કી કરી, મકરધ્વજરાજાની રજા લઇને તે વૈરાટ ગયો અને પોતાના રાજાને તમામ હકીકત નિવેદન કરી. તે પણ બહુ ખુશી થયા. ૧–૫

ઘાટ રે. આ૦ ૫ દોય ગોરીતણો વાલહો, થાયશે કુંઅર સુરસેન રે; જાન બહુ માન હુંતી સજી, ઉજળી સાગર ફેન રે. આ૦ ૬ આવીઓ તુરત તિલકાપુરી, સુરસેન વરરાજ રે; નૃપસુતા મંત્રીપુત્રી વરી, મનતણાં સીધલાં કાજ રે. આ૦ ૭ બિહુ સુસરે મિળી દાયજો, દેઇ ગજ વાજી રથ જોય રે; તુરત સંપ્રેડી લેઇ સાસરે, નૃપતિમંત્રી-સુતા દોય રે. આ૦ ૮ કંત સાથે બિહું આવીયો, નગર વૈરાટ મઝાર રે; સાસુએ સઘ વહુરો ભણી, સોંપ્યો ગૃહતણો ભાર રે. આ૦ ૯ વિલસે સુખ વિષયના કંતથી, તે બિહું વાધતે વેશ રે; કદીએ લોપે નહીં કુળવધુ, સાસુ સસરાનો નિર્દેશ રે. આ૦ ૧૦ પણ બિહું માંહોમાંહે હુવે, વચન વિવાદ કોઇ વાર રે; ચિત્ત ન મિલે એક એકનું, દોહિલો શોક વ્યવહાર રે. આ૦ ૧૧ શોકથી શૂળી રૂડી કહી, નહીં ઇહાં સીન ને મેષ રે; બેહુ જો બહિન સગિઉં હુવે, તોહી પણ વહે દ્વેષ રે. આ૦ ૧૨ દોય કોઇ એક વસ્તુનો, ચિત્તમાં ધરે અભિલાષ રે; એહજ કારણ વૈરનું, છે બહુ શાસ્ત્રની શાખ રે. આ૦ ૧૩ શોકનો સંબંધ દોહિલો, કલહ કરતાં દિન જાય રે; બોલે મોસા ને કોસે ઘણું, રોષ હીયડે ન સમાય રે. આ૦ ૧૪ જેહને દોય

---

પછી મોટા આડંબર સાથે સાગરના ફીણ જેવી ઉજળી જાન જોડીને વૈરાટના રાજા શૂરસેનકુમાર સહિત તિલકાપુરીએ આવ્યા. આનંદથી વિવાહ થયો. રાજાએ અને મંત્રીએ હાથી, ઘોડા, રથ, સેવકો, વસ્ત્રાભૂષણો વિગેરે પુષ્કળ દાયજો આપ્યો. તે સર્વ લઇને વૈરાટકુમાર બન્ને સ્ત્રીઓ સહીત વૈરાટનગરે આવ્યો. સાસુએ બન્ને સ્ત્રીઓ ઉપર ગૃહભારનું આરોપણ કર્યું. તે બન્ને વહુ પણ સાસુ સસરાની મર્યાદા જાળવતી–ગૃહકાર્ય સંભાળતી પોતાના પતિની સાથે આનંદથી સુખભોગ ભોગવવા લાગી. '**કુળવધૂનું એ કર્તવ્યજ છે.**' ૬–૧૦

આ પ્રમાણે બન્ને સખીઓ આનંદથી રહે છે પણ તેમને પરસ્પર ઘણી વખત વાદવિવાદ થયા કરે છે. ધર્મને અંગે એકબીજીનાં ચિત્ત મળતાં નથી. વળી હવે તો શોકયનો વ્યવહાર પરસ્પર થયો છે એટલે ચિત્ત જુદા પડવાનું બીજું પણ કારણ મળ્યું છે. લોકો '**શોકય કરતાં શૂળી પણ સારી**' એમ કહે છે તેમાં કાંઇ ખોટું નથી. કારણ કે જોકે બે સગી બહેનો હોય તોપણ એક પતિને વરવાથી તેમના વચ્ચે અપૂર્વ દ્વેષ જાગે છે. કોઇપણ એક વસ્તુની બે જણને સરખી અભિલાષા થાય ત્યારે વૈર ઉત્પન્ન થયા સિવાય રહેતુંજ નથી. કારણ કે એક વસ્તુ એક સાથે બેના ઉપભોગમાં આવી શકતી નથી. અને એક વખત કલહ ઉત્પન્ન થયો એટલે પછી તેને સિંચન મળતુંજ જાય છે. શોકયનો સંબંધ જગતમાં કનિષ્ટમાં કનિષ્ટ છે. તેમાં પરસ્પર સ્નેહનો અંશ પણ હોતો નથી, છતાં બહેન કહીને બોલાવાય છે. તેઓ એક બીજીને જૂઠાં કલંક આપે છે, મહેણાં મારે છે અને દ્વેષ વધારે છે. ૧૧–૧૪.

હુવે કામિની, તાસ ફોકટ અવતાર રે; ઇશ પણ પાર્વતી જાન્હવી, આદરી ભમેય સંસાર રે. આ૦ ૧૫ સુરનૃપ પ્રેમલુબ્ધો થકો, બિહું ભણી રાખે સમાન રે; જાળવે ચિત્ત બિહુંએ તણાં, જેમ તંબોળી નિજ પાન રે. આ૦ ૧૬ ચોથે ઉલ્લાસે સત્તાવીશમી, મોહને વર્ણવી ઢાળ રે; ભવિકજન ચિત્ત દેઇ સાંભળો, આગળ વાત રસાળ રે. આ૦ ૧૭

દુહા.

તિલકમંજરીના તાતને, રમતી કિણે આખેટ;
કાબર એક પરદ્વીપની, આવી કિધી ભેટ. ૧

શ્યામ શિખા નયણાં અરૂણ, ચંચા કનક સમાન;
પાંખો વિચ વિચ સિત અસિત, વાણી પીયુષ પાન. ૨

કાવ્ય કથા દોહા ભણી, ઘણી સુરંગી દેહ;
રીઝયો ભૂપતિ પંખિણી, રાખી સોવનગેહ. ૩

પુત્રીને રમવા ભણી, મૂકી પુર વૈરાટ;
તિલકમંજરી હરખી ઘણું, દેખી પંખણી ઘાટ. ૪

---

કર્ત્તા કહે છે કે-જે પુરૂષને બે સ્ત્રી હોય તેનો અવતારજ નિષ્ફળ છે, દુઃખમય છે, ઉપરથી સુખનો દેખાવ માત્રજ છે. જુઓ શિવે પણ પાર્વતી અને ગંગા બેને અંગીકાર કરી તો પછી તેને પરિભ્રમણ કરવું પડયું. શૂરસેન રાજકુમાર તો તંબોળી જેમ પોતાના પાનને એકસરખી રીતે જાળવે તેમ બન્નેને સરખી રીતે જાળવે છે, પણ જે કાંટો પવનથી ઉંચો નીચો થાય તેને સરખો રાખવા કોણ સમર્થ થઇ શકે? એટલે બન્નેને ઓછું વધતું પડ્યા કરે છે. મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની સત્તાવીશમી ઢાળ વર્ણવી. હે ભવિકજન! તમે ધ્યાન દઇને સાંભળો. આગળ રસવાળી વાત આવે છે. ૧૫-૧૭

દુહાનો ભાવાર્થ.

અહીં તિલકાપુરીમાં તિલકમંજરીના પિતાને કોઇ પારધીએ પરદ્વીપથી આવેલી નવીન જાતની કાબર પકડીને ભેટ કરી. તે કાબરને માથે કાળી શિખા હતી, લાલ નેત્ર હતાં, સુવર્ણ જેવી ચાંચ હતી, બે પાંખો વચ્ચે વચ્ચે કાળી ધોળી હતી, વાણી અમૃત જેવી મધુર હતી. વળી તે કાવ્ય, કથા, દુહા વિગેરે શીખેલી હતી, એટલે તે બોલીને અન્યના મનનું બહુ પ્રકારે રંજન કરતી હતી. રાજા તે કાબરની વાણીથી બહુજ પ્રસન્ન થયો. પછી તેણે સોનાની સળીવાળા પાંજરામાં તેને રાખીને પોતાની પુત્રીને રમવા માટે વૈરાટ નગરે મોકલી. તિલકમંજરી પણ તેને જોઇને બહુજ ખુશી થઈ. ૧-૪

સદા રમાડે તેહને, પોષે નવલ આહાર;
નાપે રૂપમતી પ્રતે, રમવાને કોઇ વાર. ૫
રૂપમતી માગે યદા, કહે નૃપપુત્રી એમ;
પીયર હુંતિ પંખિણી, તું ન મંગાવે કેમ. ૬
માહારે તાતે મોકલી, એ રમવાને કાજ;
પિયરથી મંગાવતાં, કિમ આવે તુજ લાજ. ૭

ઢાળ ૨૮ મી.

( રાગ સોરઠ. સામેરી. )

મંત્રી દુહિતા અતિ વિલખાણી, શોકલડીને મોસે રે; પણ ભોળી મનમાં નવિ જાણે, વિણસે જે કારજ રોષે રે. ૧ જાણે રે નહીં કોઇ કર્મની ગતિને. એ આંકણી. કાબર એક મંગાવવા કારણ, પિયર મુકયો કાગળીઓ રે; મંત્રીએ પુત્રીનાં અક્ષર વાંચી, શોક સંબંધ અટકળીઓ રે. જા૦ ૨ વનમાં ગીરમાં પુરમાં કાબર, જોઇ પણ નવિ લાધી રે; તાત વિચારે નહીં મુકું તો, ન રહે સુતાની બાધી રે. જા૦ ૩ કોસી પંખીણી એક કર આવી, નીલે વરણે રૂડી રે; અણજાણ્યો અળગાથી જાણે, એહ છે જે સુંદર સુડી રે. જા૦ ૪ કંચન

---

હવે તિલકમંજરી તે કાબરને નિરંતર રમાડે છે, તેને નવી નવી વસ્તુ ખવરાવે છે અને એકલી આનંદ મેળવે છે. રૂપમતીને એક ક્ષણ પણ રમવા આપતી નથી રૂપમતી માગે તો કહે છે કે ‘ તું તારે પિયરથી શામાટે મંગાવતી નથી ? મને મારા પિતાએ મોકલી છે તો તને મંગાવતાં શું લાજ આવે છે ? ’ ૫–૭

ઢાળ અઠ્ઠાવીશમીનો ભાવાર્થ

મંત્રીપુત્રી રૂપમતી આવાં વચનો સાંભળીને બહુજ વિલખી થઇ, પરંતુ કાંઇક ભોળી હોવાથી તેણે વધારે રોષ કર્યો નહીં, તેણે જાણ્યું કે રોષ કરવાથી કાર્યનો ઉલટો વિનાશ થાય છે.

અન્યદા તેણે કાબર મંગાવવા માટે પોતાના પિતાની ઉપર કાગળ લખ્યો. તે પત્ર વાંચીને મંત્રીએ શોકયના સંબંધની અટકળ કરી અને તેજ કારણથી મંગાવ્યાનું ધાર્યું. પછી તેણે વનમાં, પર્વતમાં, નગરમાં અનેક જગ્યાએ એવી કાબરની શોધ કરાવી પણ તેવી કાબર તો કોઇ ઠેકાણે મળી શકી નહીં. મંત્રીએ વિચાર્યું કે જો હું નહીં મોકલું તો પુત્રીને દુઃખ થશે, એટલે તેણે એક કોસી જાતની પક્ષીણી વર્ણમાં લીલી અને દૂરથી જોતાં સુડીજ લાગે. ૧–૪ તેવી સુંદર મળી તેને સોનાના પાંજરામાં રાખીને પુત્રી ઉપર મોકલાવી. રૂપમતી તેને

પિંજરમાંહે ઘાલી, પુત્રીને પોહોચાડી રે; રૂપમતીએ પિંજરથી કાઢી, ખોળે લેઇ રમાડી રે. જા૦ ૫ રાખે પિંજર જતન કરીને, રક્ષક એક તસ રાખ્યો રે; દાસીએ તિલકમંજરીને જઇને, ભેદ પંખીણીનો ભાખ્યો રે. જા૦ ૬ શોકે પીયરથી પંખીણી અણાવી, નિસુણી રોષ ભરાણી રે; પારકી આંજિ દેખી ન શકે, અહો કાંઈ અકહ કહાણી રે. જા૦ ૭ કોઇદિન શોક બેહુ મિલી બેઠી, નિજ નિજ પંખી વખાણે રે; કોસી નાણી પણ જાણીએ આણ્યો, વીંછી ચઢાવી છાણે રે. જા૦ ૮ એક કહે મારી કાબર રૂડી, એક કહે મુજ કોસી રે; જિમ એક ગ્રાહક આવે વિલગે, પાડોશી બેહુ ડોશી રે. જા૦ ૯ કહે બેઉ જણીઉં જોઇએ કેહની, પંખિણી મીઠું બોલે રે; વાદે ચઢીઉં હેઞ્યો પરઠી, નિજ નિજ પિંજર ખોલે રે. જા૦ ૧૦ કાબર જિમ બોલે નર વાણી, તિલકમંજરી તિમ કુદે રે; રૂપમતી બોલાવે કોશી, જેહ છે પિંજર જુદે રે. જા૦ ૧૧ બોલાવે પણ કિમહી ન બોલે, નરની વાણી કોશી રે; રૂપમતીએ મનમાં જાણ્યું, એતો ફુટરી ફોસી રે. જા૦ ૧૨ ખીજવે શોકડ રૂપમતીને, કાંઈ હસાડે પડોસી રે; માહરી કાબર

---

જોઇને બહુ રાજી થઇ. તેને પાંજરામાંથી કાઢી ખોળામાં બેસાડીને રમાડવા લાગી. તેને જાળવવા એક માણસ રાખ્યો, અને તેનું સારી રીતે જતન કરવા લાગી. કોઇ દાસીએ જઇને આ વાત તિલકમંજરીને કરી. તે વાત સાંભળીને તિલકમંજરીને ઘણો રોષ ઉત્પન્ન થયો. તેણે માન્યું કે—' મારી ઇર્ષ્યાથીજ તેણે પંખીણી પીયરથી મંગાવી. ' કર્ત્તા કહે છે કે ' જુઓ ! શોકયની તો અકથ કહાણી છે કે જે બીજીનું સુખ કે બીજીનો આનંદ જોઇ શકતીજ નથી. તેના હૃદયમાં ઈર્ષ્યાનળ સળગ્યાજ કરે છે. ' ૫-૭

એક દિવસ બન્ને જણીઓ પોતપોતાની પંખીણીને લઇને સાથે બેઠી છે, અને પોતપોતાની પંખીણીનાં વખાણ કરે છે. કર્ત્તા કહે છે કે—' રૂપમતીએ આ કોસી આણી નથી, પણ છાણે ચડાવીને વીંછી આણ્યો છે. ' એક કહે કે મારી પંખીણી રૂડી છે અને બીજી કહે કે મારી પંખીણી રૂડી છે. એમ બોલતાં બન્ને જણીઓ વાદે ચડી અને સામસામી હોડ કરી કે ' જુઓ કોની પંખીણી મીઠું બોલે છે ? એટલા ઉપરથી તેની પરીક્ષા થશે. ' પછી તિલકમંજરીએ પોતાની કાબરને બોલાવી એટલે તે તો બધી વાતે પ્રવીણ હતી એટલે ઘણાં મીઠાં વાક્યો બોલી. તેથી તિલકમંજરી કુદવા લાગી. રૂપમતીએ પોતાની કોસીને ઘણી બોલાવી પણ તે શું બોલે ? મનુષ્યની ભાષાજ તે જાણતી નહોતી તો મીઠું મીઠું કયાંથી બોલે ? એટલે રૂપમતી બહુ ખેદાણી. તેણે જાણ્યું કે ' આ મારી પંખીણી તો માત્ર ઉપરથીજ ફુટડી છે એટલુંજ છે, બીજું કાંઇ નથી. ' ૮-૧૨. પછી તિલકમંજરી રૂપમતીને ખીજવવા લાગી કે ' આમ પાડોશીઓને શામાટે સતાવે છે ? કયાં મારી કાબર અને કયાં તારી

ઉપર ઉવારી, નાંખું એહવી કોસી રે. જા૦ ૧૩ રૂપમતી હતી ઘણુંએ ડાહી, પણ પંખીથી રોષી રે; આગળ ભાવી કોઇ ન સમજે, કુણ જાણી કુણ જોશી રે. જા૦ ૧૪ રક્ષકે કહી ઘણુંએ વારી, વાત તું ન કર કુમોસી રે; તો પણ રૂપમતીએ કોસીની, પાંખો નાંખી ખોસી રે. જા૦ ૧૫ જોર ન ચાલ્યું કાંઇ પંખીનું, સોળ પહોર દુઃખ પાવી રે; પોહોતી પરભવ આર્ત્તધ્યાને, સ્ત્રી અવતારે આવી રે. જા૦ ૧૬ ગિરિ વૈતાઢચે ગગનવલ્લભપુર, પવનવેગ નૃપ ધન્ય રે, વેગવતી રાણીની કુખે, તે કોસી ઉતપન્ન રે. જા૦ ૧૭ વીરમતી તિણે પુત્રી પ્રસવી, બહુ કોડે હુલરાવી રે; વીર નૃપતિને આભાપુરીએ, આનંદે પરણાવી રે. જા૦ ૧૮ અપચ્છરદત્ત વિદ્યાઓ સાધી, કીધું રાજ્ય સુસાખી રે; અઠાવીશમી ચોથે ઉલ્લાસે, મોહને ઢાળ એ ભાખી રે. જા૦ ૧૯

દુહા.

રૂપમતીની દાસીએ, આણી મન ઉપગાર;<br>
સંભળાવ્યો કોસી ભણી, મહામંત્ર નવકાર. ૧

કોસી બાહિર પરઠવી, રૂપમતી મન આપ;<br>
પંખી વધ કીધા તણો, માંડ્યો પશ્ચાતાપ. ૨

---

કોસી ? એવી કોસી તો હજારો મારી કાબર ઉપરથી ઓવારી નાખું.' આવાં તિલકમંજરીનાં અભિમાનનાં વચનો સાંભળીને રૂપમતી ઘણી સમજુને ડાહી હતી, છતાં પોતાની પંખીણી ઉપર તેને અત્યંત રોષ આવ્યો. તેના રક્ષકે રૂપમતીને બહુ રીતે સમજાવી કે તમે આ બિચારી પંખીણી ઉપર શામાટે રોષ કરો છો ? તેમાં એનો શું દોષ છે ?' આ પ્રમાણે બહુ રીતે વાર્યા છતાં પણ રોષમાં આવેલી રૂપમતીએ કાંઇ પણ વિચાર ન કરતાં તે પંખીણીની પાંખો ખેંચી કાઢી. નિરપરાધી પંખીણીનું કાંઇ જોર ચાલ્યું નહીં. તે સોળ પહોર પર્યંત દુઃખ ભોગવી આર્ત્તધ્યાને મૃત્યુ પામીને મનુષ્યપણે જન્મી, એટલે તે વૈતાઢ્ય પર્વત ઉપર ગગનવલ્લભ નગરના રાજા **પવનવેગ**ની રાણી **વેગવતી**ની કુક્ષીમાં પુત્રીપણે ઉત્પન્ન થઇ. ગર્ભસ્થિતિ પૂર્ણ થયે તેનો જન્મ થયો. **વીરમતી** નામ પાડ્યું અને આભાપુરીના **વીરસેન** રાજાની સાથે તેના પિતાએ તેને પરણાવી. તેણે અપ્સરાઓ પાસેથી વિદ્યાઓ મેળવી અને પોતાના પતિના વિરહે આભાપુરીનું રાજ્ય તે ભોગવવા લાગી. મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની અઠ્ઠાવીશમી ઢાળ કહી. ૧૩–૧૯

દુહાનો ભાવાર્થ

રૂપમતીની દાસીએ કોસીને અંત સમયે નવકાર મંત્ર સંભળાવ્યો અને તે મરણ પામી એટલે તેને યોગ્ય સ્થાને પરઠવી. ત્યારપછી રૂપમતીને પક્ષીવધ સંબંધી અત્યંત પશ્ચાતાપ

તિલકમંજરી મિથ્યાત્વિણી, જન્મથી દુષ્ટ સ્વભાવ;
કોસિક ગતિ દીઠે વધ્યો, જિનમત નિંદા દાવ. ૩

રેરે રૂપમતી નિસુણ, એહવો તુજ જિનધર્મ;
મુખે પોકારે છે દયા, એહવાં કરી કુકર્મ. ૪

પંખી વધતાં પાપીણી, કિમ ચાલ્યા તુજ હાથ;
હું તો કહિએ નવિ હણું, એહવા જીવ અનાથ. ૫

શોકતણે વચને લહ્યો, રૂપમતી વિષવાદ;
વાધ્યો બેહુ શોકયો ભણી, નિજ નિજ ધર્મ વિવાદ. ૬

વારે ઘણુંએ વાલહો, તિમ વિમણીઉં થાય;
જિમ પાવક જ્વાળા વધે, જિમ જિમ ઘૃત સીંચાય. ૭

ઢાળ ૨૯ મી.

( બાપડલી રે જીભડલી તું કાં નહિ બોલે મીઠું—એ દેશી. )

રૂપમતી ઘણુંએ પસ્તાવે, કોસીને દુઃખ દેઇ; પણ કીધું અણકીધું ન હોવે, ના ન કહાયે કેઇ રે. ૧ બાપડલા રે જીવડલા તું કરજે કામ વિમાસી. એ

---

થવા લાગ્યો. તિલકમંજરી તો મહા મિથ્યાત્વી હતી, દુષ્ટ સ્વભાવવાળી હતી એટલે તેને તો આ પ્રમાણેની કોસીના મરણની હકીકતથી બોલવાનો લાગ મળ્યો. તેણે તે નિમિત્તે જિનમતની ઘણી નિંદા કરી અને રૂપમતીને કહેવા લાગી કે–" જોયો તારો જિનધર્મ ! જેમાં મોઢે દયા દયા પોકારાય છે અને કાર્ય તો આવાં થાય છે ! અરે પાપિણી ! તને આવી નિરપરાધી પંખીણીને મારતાં દયા કેમ ન આવી ? તારા હાથ કેમ ચાલ્યા ? હું તો કદી પણ એવા અનાથ જીવની હિંસા ન કરૂં. " શોકયનાં આવાં વચનોથી રૂપમતીને અત્યંત વિખવાદ થયો અને પોતપોતાના ધર્મ સંબંધી વિવાદ વૃદ્ધિ પામ્યો. તેનો પતિ તે બન્નેને ઘણું વારે પણ તેથી ઉલટો અગ્નિમાં ઘી હોમ્યાની જેમ તેમની દ્વેષજ્વાળા વધતીજ જતી હતી. કોઇ રીતે તે બન્ને શાંત થતી નહોતી. ૧–૭

ઢાળ ઓગણત્રીશમીનો ભાવાર્થ.

રૂપમતી પોતાના મનમાં કોસીને મારીને ઘણું પસ્તાવા લાગી. પણ એકવાર વગર-વિચાર્યું કાર્ય કરી નાખ્યા પછી તે કર્યું ન કર્યું થતું નથી. તેથીજ વિચક્ષણ મનુષ્યો વગર વિચાર્યું કોઇ પણ કાર્ય રભસવૃત્તિએ કરી નાખતા નથી. કર્ત્તા અહીં જીવને શિખામણ આપે છે કે—' હે જીવ ! તું જે કર તે વિચારીને કરજે, તારાં કાર્યથી તને નવાં કર્મ

**આંકણી. વિહડે જાતું આવતું વિહડે, કર્મ એ કરવત કાશી રે. બા૦ ૨ રૂપમતી જે મંત્રીપુત્રી, પંખી પાતિક પૂરી; પણ છે જિનમતની આરાધક, નહીં કોઇ વાતે અધુરી રે. બા૦ ૩ પૂરવ દેશે આભાનગરી, વીરસેન ધૃતધરણી; ચંદથકી પણ અધિકી સુંદર, ચંદ્રાવતી તસ ઘરણી રે. બા૦ ૪ ભોગવી જીવિત પૂરણ રીતે, રૂપમતી કોઇ દિવસે; આભાએ ચંદ્રાવતી ઉદરે, રૂડે રિખે નિવસે રે. બા૦ ૫ પૂરણ માસે અંગજ પ્રસવ્યો, ચંદ નામ તસ દીધું; કરો વિધે અથવા કરો અવિધે, ન મિટે ધર્મ જે કીધું રે. બા૦ ૬ હુતો જે કોસીતણો રખવાળો, તે થયો સુમતિ પ્રધાન; જે પંખીની કરૂણા આણી, એ તસ ફળ અમલાન રે. બા૦ ૭ જે પોશાલતણી પાડોશણ, સુરસુંદરી હિતકરણી; તેહ થઇ નૃપચંદ એ તાહરી, પ્રથમ ગુણાવળી ઘરણી રે. બા૦ ૮ રાજસુતા જે તિલકમંજરી, હુંતિ મિથ્યાપચ્છી; વિમલપૂરીએ ભૂપતિપુત્રી, થઇ તે પ્રેમલા-લચ્છી રે. બા૦ ૯ અજજા જીવ થયો કનકધ્વજ, પૂરવ રોષે કોઢી; કોઇ અજ્ઞાની કિમપિ ન જાણે, કર્મતણી ગતિ પોઢી રે. બા૦ ૧૦ ધાવ એ કપિલા જીવ કાબરનો, જેણે વઢવાડ લગાડી; નટવર જીવ છે સુરસેનનો, પરણ્યો જે બેહુ**

---

બંધાશે અને તેને વેદતાં પાછાં બીજાં બંધાશે, એટલે કાશીના કરવતની જેમ તે તો જતાં અને આવતાં બન્ને વખત વેરશે–વિડંબના પમાડશે. ' રૂપમતીએ જો કે આ એક કાર્ય અઘટિત કરી નાંખ્યું, પરંતુ તે જિનમતમાં પ્રવીણ હોવાથી પશ્ચાતાપાદિવડે તે કર્મને ઘણું ક્ષીણ કરી નાખ્યું અને સ્ત્રીવેદ ટાળી પુરૂષવેદ બાંધ્યો. ત્યાંથી આયુ પૂર્ણ થયે મરણ પામી આભાપુરીના વીરસેન રાજાની ચંદ્રાવતી નામની રાણીની કુક્ષીમાં પુત્રપણે ઉત્પન્ન થઈ. અનુક્રમે જન્મ થયો, એટલે **ચંદકુમાર** નામ પાડ્યું. તે હે રાજા ! તમે પોતે થયા ' વિધિપૂર્વક કે અવિધિએ કરેલો પણ ધર્મ નિષ્ફળ જતો નથી. ' ૧–૬

કોસીનો રક્ષક હતો તે મરણ પામીને હે ચંદરાજા ! તમારો **સુમતિ** નામે પ્રધાન થયો. પંખીણીની અંત અવસ્થાએ તેણે માત્ર કરૂણા આણી હતી તેનું શુભ ફળ તેને પ્રાપ્ત થયું. અને સાધ્વીના ઉપાશ્રયની પાડોશણ જે સુરસુંદરી નામે હતી જેણે સાધ્વીનો ગળાફાંસો દૂર કર્યો હતો તે મરણ પામીને હે ચંદરાજા ! તમારી રાણી **ગુણાવળી** થઇ. રાજપુત્રી તિલકમંજરી જે મિથ્યાદષ્ટિ હતી તે મરણ પામીને **પ્રેમલાલચ્છી** થઈ. સાધ્વીનો જીવ મરણ પામીને કુષ્ટિ **કનકધ્વજ** થયો. ' અજ્ઞાની જીવો કર્મની પ્રૌઢ ગતિને જાણતા નથી, પણ તેનું કેવું પરિણામ આવે છે તે જુઓ.' ૭–૧૦. કાબરનો જીવ **કપિલા ધાત્રી** થયો કે જે કાબરના ભવમાં પરસ્પર કલેશનું નિમિત્ત થઇ હતી. આ ભવમાં પણ તેણે નિમિત્તપણે કામ કર્યું છે. શૂરસેન કુમાર જે રાજપુત્રી અને મંત્રીપુત્રીનો સ્વામી હતો તે મરણ પામીને

લાડી રે. બા૦ ૧૧ રૂપમતીની પૂર્વે દાસી, તેહ થઇ નટબાળા; કર્મપ્રવાહ જેણે દિશે ચાલ્યા, ન ગણે નદી કે નાળા રે. બા૦ ૧૨ કુષ્ટીનો હિંસક જે મંત્રી, તે કાબર રખવાળો; પાર ન આવે પૂરવભવનો, જિમ ગહીલીનો ગવાળો રે. બા૦ ૧૩ શ્રી મુનિસુવ્રત જિનજીએ ભાખ્યા, ઇમ પૂરવભવ સહુના રે; આભાપતિ સમજ સમજ તું, કહીએ તુજ કિંબહુના રે. બા૦ ૧૪ પાંખો ઉખેડ્યાનો કોસીએ, લીધો વૈર પ્રસિદ્ધો; ઇહ ભવ તુજને વીરમતીએ, મંત્ર કુકડ કીધો રે. બા૦ ૧૫ કીધું કર્મ જે ઉદયે આવે, તિહાં નહીં કોઇનો ચારો; કાઢ્યો છે એમ સવળે જીવે, આપ આપણો વારો રે. બા૦ ૧૬ પૂર્વભવે સાધ્વીને ચોરી, દીધી થઇ નિઃશંકી; પ્રેમલાલચ્છી તો કહેવાણી, વિષકન્યાથી કલંકી રે. બા૦ ૧૭ પૂર્વે જિમ કોસીક રક્ષકનો, કાંઇ ન રહ્યો ઝાલ્યો; ગુણાવળીનો એણે ભવ પણ, વીરમતીથી ન ચાલ્યો રે. બા૦ ૧૮ દાસીએ કોસીક નીઝામી, પૂર્વભવે મનરંગે; ઇહ ભવ શિવમાળાએ કુર્કટ, દીધો પ્રેમલા સંગે રે. બા૦ ૧૯ ચંદનરેશે સુમતિ વિશેષે, હીયડામાંહે આણ્યો; પૂરવભવ અધિકારને જાણ્યો, શ્રી જિનજીએ વખાણ્યો રે. બા૦ ૨૦ શ્રી જિનરાજતણા ચરણાંબુજ, પ્રણમ્યા ચંદભૂપાળે; મોહન કહે રસ ચોથા ઉલ્લાસની, ઓગણત્રીશમી ઢાળે રે. બા૦ ૨૧

---

શિવકુમાર નટ થયો. રૂપમતીની તે ભવમાં જે દાસી હતી તે નટપુત્રી શિવમાળા થઇ. ‘કર્મનો પ્રવાહ તો જે દિશિમાં વહે તે દિશિમાં વહનજ કરે છે, તેને નદી નાળાં કે કોઇ અટકાવી શકતાં નથી.’ કાબરનો રક્ષક જે હતો તે હિંસક મંત્રી થયો.” આ પ્રમાણે શ્રી મુનિસુવ્રત સ્વામીએ સર્વના પરભવ કહીને કહ્યું કે “હે ચંદરાજા ! તને વધારે શું કહીએ, તારા પૂર્વભવના ચરિત્ર ઉપરથી તું કર્મની વિચિત્રતા સમજ. ૧૧–૧૪

કોસીની તેં પાંખ ઉખેડી નાખી હતી તેનું વૈર તેણે વીરમતી થઇને લીધું તેણે આ ભવમાં તને કુકડો કરીને ઘણો હેરાન કર્યો. કર્યાં કર્મ સર્વને ઉદય આવે ત્યારે ભોગવવાં પડે છે, તેમાં કોઇનો પ્રયત્ન ચાલી શકતો નથી, તેમાં તો વારા પછી વારો આવેજ છે. પૂર્વભવે સાધ્વીને માથે ખોટી ચોરી નાખી હતી તેથી પ્રેમલાલચ્છીને માથે આ ભવમાં કનકધ્વજ થઇને તેણે કુષ્ટી કરી નાખવાનું કલંક આપ્યું અને તે વિષકન્યા કહેવાણી. પૂર્વ ભવના કોસીના રક્ષકનું રૂપમતી પાસે ચાલ્યું નહોતું તેમ આ ભવમાં ગુણાવળીનું વીરમતી પાસે કાંઇ ન ચાલ્યું. તે રોતી રહી, અને તેના સ્વામીને (તને) વીરમતીએ કુકડો કર્યો. પૂર્વભવે રૂપમતીની દાસીએ કોસીને નિઝામી હતી તે સ્નેહથી આ ભવમાં શિવમાળાએ કુકડાને લાવીને પ્રેમલાલચ્છીને સોંપ્યો અને તેનું રક્ષણ કર્યું.” આ પ્રમાણે પરમાત્માએ ચંદરાજા વિગેરેના પૂર્વભવ સંબંધી કર્મોનો જે ફળાદેશ કહ્યો તે સાંભળી તે સર્વ પ્રતિબોધ પામ્યા. શ્રી જિનરાજના ચરણકમળને નમસ્કાર કર્યો. મોહનવિજયજીએ ચોથા ઉલ્લાસની ઓગણત્રીશમી ઢાળ કહી. ૧૫–૨૧

દુહા.

જિનવાણી નિસુણી કરી, ચંદ થયો બહુ દક્ષ;
મિટી ભ્રાંતિ નયણે નિરખી, પૂરવભવ પ્રત્યક્ષ. ૧

કરજોડી છોડી કપટ, તોડી માયા ફંદ;
દોડી ભાવેથી નમે, શ્રી શ્રીજ્ઞાનજિણંદ. ૨

તુજ જેહવો તારક મળ્યે, ભવસાગરનો પાર;
જો સ્વામી પામું નહીં, તો મુજ કવણ આધાર. ૩

કીધો મુજ પોતાતણો, દેખાડી ભવભીતિ;
હવે પ્રભુ મુજથી પાળવી, પોતાવટની રીતિ. ૪

પૂરે ગજ પાછા હઠે, સાહમાં ચાલે મીન;
જળ પણ પોતાવટ ગણે, ન ગણે દીન અદીન. ૫

જિન કહે દેવાણુપ્રિયે; મા પડિબંધ કરેહ;
અનુમતિ લેઇ કુટુંબની, ચારિત્ર ચિત્ત ધરેહ. ૬

કરી પ્રભુ ચરણે વંદના, આવ્યો ભૂપતિ ગેહ;
ચરણ કરણ ગુણ ઉપરે, પ્રગટ્યો પૂરણ નેહ. ૭

---

દુહાનો ભાવાર્થ.

ચંદરાજા જિનેશ્વર ભગવાનની વાણી સાંભળી બહુજ સાવધ થયા અને કર્મજાળ-માયાજાળ તોડીને પરમ ઉપકારી પરમાત્માના ચરણમાં જઈને બહુ ભક્તિપૂર્વક નમસ્કાર કર્યો. હે પરમાત્મન્! તમારી જેવા તારક મળ્યા છતાં જો હું ભવસાગરનો પાર ન પામું તો પછી બીજો મારે કોનો આધાર છે? આપે આ સંસારનો ખરેખરો ભય બતાવી મને તેનાથી ઉન્મુખ કર્યો છે તો હવે મને પોતાનો ગણીને આપે પ્રીતિની રીતિ પાળવી પડશે. જે પાણીના પૂરથી મોટા હાથીઓ પણ તણાઈ જવાના ભયથી પાછા હઠે છે તે પૂરમાં માછલાંઓ સામા પૂરે ચાલે છે, પણ તેને પાણી પોતાના ગણીને ઘસડી જતું નથી. માટે હે પ્રભો! મારી ઉપર પણ કરૂણા કરીને મને આ ભવસાગરમાંથી તારો." પ્રભુએ કહ્યું કે—'હે દેવાનુપ્રિય! જો તમારી એવી સદિચ્છા છે તો હવે ઉત્તમ કાર્યમાં વિશેષ પ્રતિબંધ ન કરવો.' ચંદરાજા 'તહત્તિ' કહીને પરિવાર સહિત પોતાના નગરમાં આવ્યો. ૧-૭

હવે ચંદરાજા પોતાની બન્ને સ્ત્રીઓને સમજાવીને ચારિત્રની અનુમતિ મેળવશે અને સૌ સાથે ચારિત્ર લેશે તે આપણે હવે પછી વાંચશું. હાલ તો ઉપર કહેવામાં આવેલી જિનરાજની દેશના અને ચંદરાજાદિકનો પૂર્વભવ, તેમાં રહેલું રહસ્ય વિચારીએ તેમજ બની શકે તેટલું તેનું અનુકરણ કરીએ.

## ઢાળ બાવીશમીથી ઢાળ ઓગણત્રીશમી સુધીનું રહસ્ય.

આ રહસ્યના પ્રારંભમાં ચંદરાજાના સાંસારિક સુખવૈભવનું વર્ણન કર્યું છે. સ્ત્રીસંબંધી સુખ પામ્યા પછી તે પુત્રસંબંધી સુખ પામે છે. બન્ને પુત્રો વૃદ્ધિ પામે છે અને ભણી ગણીને હુશિયાર થાય છે, એટલુંજ નહીં પણ રાજ્યયોગ્ય થાય છે. ચંદરાજાનું રાજ્ય પણ વૃદ્ધિ પામે છે, અનેક રાજાઓ સ્વયમેવ-તેના પુણ્યપ્રતાપથી આવી આવીને નમે છે. ત્રણ ખંડમાં તેની આજ્ઞા પ્રવર્તે છે. વાસુદેવ નહીં છતાં પણ વાસુદેવ જેટલી રાજઋદ્ધિ પ્રાપ્ત થાય છે. આ બધાં પુણ્યનાં ફળ છે એમ જાણીને ચંદરાજા આ ભવમાં અનેક પુણ્યકાર્ય કરે છે. ઉત્તમ પુરૂષો નિરંતર કૃતજ્ઞજ હોય છે. તે ઉપકારીના ઉપકારને ભૂલી જતા નથી. ધર્મ જેવો ઉપકારી કે જેણે આ ભવમાં અનેક પ્રકારનાં સુખ આપ્યાં તેને કૃતજ્ઞ મનુષ્ય કેમ વિસારે ? તે તો જેમ બને તેમ વિશેષ રીતે તેનું આરાધનજ કરે. ચંદરાજાએ પણ સાતે ક્ષેત્રનું પોષણ કરીને ધર્મની જેટલી બની તેટલી પુષ્ટિ કરી અને મળેલી સંપત્તિને અનેક પ્રકારે સફળ કરી.

પછી ઉત્તમ પુરૂષને ઉત્તમ સંયોગો સહેજે પ્રાપ્ત થાય છે, તે પ્રમાણે ચંદરાજાને પણ બને છે. ખરે વખતે શ્રીમુનિસુવ્રતસ્વામી પરમાત્મા ત્યાં પધારે છે. વનપાળક વધામણી આપે છે અને ચંદરાજા પરિવાર સહિત પ્રભુને વાંદવા જાય છે. વંદન કરીને સર્વ પર્ષદા યોગ્ય સ્થાને બેઠા પછી ભગવંત સમયને યોગ્ય દેશના આપે છે. તેની અંદર કર્મનું સ્વરૂપજ વર્ણવે છે. કર્મના બંધહેતુની હકીકત જણાવીને પછી જ્યાં આ જીવનો અનાદિ નિવાસ હોય છે તે સૂક્ષ્મ નિગોદનું સ્વરૂપ દર્શાવે છે. પછી તેમાંથી નીકળીને આગળ વધતો વધતો જીવ મનુષ્યપણું પામે છે, પરંતુ મિથ્યાત્વે વાહ્યો થકો ત્યાંથી પાછો નિગોદાદિમાં જાય છે અને ભવભ્રમણ કરે છે. અનુક્રમે સમકિત, દેશવિરતિપણું અને સર્વવિરતિપણું પામે છે, ઇત્યાદિ કહે છે. પછી અષ્ટાંગ યોગનું ટુંક સ્વરૂપ જણાવે છે. તેમાં તારાદષ્ટિથી અનુક્રમે અમૃત અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કર્યાનું કહે છે. દષ્ટિ આઠ છે. મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા. છઠ્ઠી કાંતાદષ્ટિનું બીજું નામ તારા પણ છે. અમૃતાનુષ્ઠાન આ છઠ્ઠી દષ્ટિમાંજ સંભવે છે. બીજી દષ્ટિઓમાં અંશે અંશે હોય છે. અહીં તેની પૂર્ણતા જોવાય છે. આ સંબંધી વિશેષ માહિતી જ્ઞાનસાર, બાર ભાવના વિગેરે જોવા-વાંચવાથી મળી શકે છે. અહીંથી આગળ વધતો પ્રાણી ઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન પ્રગટાવે છે, અને આયુ પૂર્ણ થયે અઘાતી કર્મોનો પણ ક્ષય કરી સિદ્ધાવસ્થાને પામે છે. પરમાત્માએ પોતાની દેશનામાં આ પ્રમાણેનો જીવની ઉત્ક્રાંતિનો ક્રમ ક્રમસર ચડતો ચડતો બતાવ્યો છે. આખી દેશનાજ રહસ્યમય છે, તેથી તેમાંથી રહસ્ય શોધવાની આવશ્યકતાજ નથી. તે દેશનાજ મનનપૂર્વક ફરી ફરીને વાંચવી અને પોતાના આત્માની ઉન્નત દશા કેવી રીતે થાય તેને માટે પ્રયત્નવાન્ થવું.

પરમાત્માની અમૃતમય દેશના સાંભળીને ચંદરાજા વિગેરેના રોમરોમ ઉલ્લાસિત થયા.

તેમના હૃદયમાં વૈરાગ્યનો અપૂર્વ રસ જાગ્યો, પરંતુ તે રસની વિશેષ પુષ્ટિને માટે તેમણે પોતાનો અને પોતાના સંબંધમાં આવેલા ગુણાવળી, પ્રેમલાલચ્છી એ બે રમણીનો તેમજ કનકધ્વજ કુમાર, હિંસક મંત્રી અને કપિલા ધાવનો પૂર્વભવ પૂછયો, તે સાથે શિવકુમાર નટ અને શિવમાળા સાથે પણ પૂર્વ સંબંધ શું હતો તેની પૃચ્છા કરી. પોતાને પ્રાપ્ત થયેલા સુખ–દુઃખાદિકના નિમિત્ત કારણો જાણવાની તીવ્ર ઇચ્છા પ્રભુને બતાવી, કે જે જાણ્યા પછી તે નિમિત્તોથી દૂર કે નજીક રહેવાનો પ્રયત્ન થઈ શકે. પોતાનું હિત–અહિત કરનારા કારણોને જો ઓળખાવવામાં આવે તો પછી તેનાથી દૂર યા નજીક રહી શકાય. આ પ્રમાણેની ચંદરાજાની પ્રાર્થનાથી પરમાત્માએ તેમનો પૂર્વભવ કહેવાની શરૂઆત કરી. એટલે તેમાંનાં જે પાત્રો ગુણાવળી, પ્રેમલાલચ્છી વિગેરે ત્યાં હાજર હતા તે બધા એક ચિત્તે સાંભળવા લાગ્યા.

પૂર્વભવનો વૃત્તાંત રાસના કર્ત્તાએ બહુ વિસ્તારથી કહેલો છે, તેથીજ આ રહસ્યને લંબાવવું પડયું છે. પૂર્વભવના વૃત્તાંતમાંથી બહુ રહસ્ય ખેંચવા યોગ્ય છે. તિલકમંજરી રાજપુત્રી મિથ્યાત્વવાસિત હોવાથી મંત્રીપુત્રી સાથે બીજી બધી રીતે ભરપૂર પ્રેમ છતાં અને એક વર વરવાનો નિર્ણય કર્યાં છતાં મંત્રીપુત્રીની પાસે તેની ગુરૂણી સાધ્વીની તે કેટલી બધી અઘટતી અને અસત્ય નિંદા કરે છે તે વિચારવા યોગ્ય છે. મંત્રીપુત્રી તો તેનો યથાર્થ ઉત્તર આપે છે અને તેની કહેલી દરેક હકીકતને પરાસ્ત કરે છે, તો પણ તેની બીલકુલ રાજપુત્રી ઉપર અસર થતી નથી. તે તો પોતાના વિચારનેજ દૃઢ વળગી રહે છે. તેના મિથ્યાભાવની પ્રબળતા એટલે સુધી વધી જાય છે કે તે નિર્દોષ સાધ્વીની ઉપર ચોરીનું કલંક મૂકવા માટે એક રાજપુત્રીને ન છાજે તેવું કામ કરે છે. સાધ્વીને છેડે મંત્રીપુત્રીનું કર્ણભૂષણ વળગાડી દે છે. સરલ હૃદયના સાધ્વી તેની ક્રિયાને કળી શકતા નથી. તે તો ઉપાશ્રયે જાય છે. પાછળ મંત્રીપુત્રી પોતાનું આભૂષણ શોધે છે, એટલે રાજપુત્રી સાધ્વી ઉપર ચોરીનું કલંક મૂકે છે. બન્ને જણીઓ ઉપાશ્રયે જાય છે, પણ સાધ્વીનાં મુખ ઉપર નિર્દોષતા જોઈનેજ તેને છેડેથી જો કે રાજપુત્રી તે આભૂષણ કાઢી આપે છે, પરંતુ મંત્રી-પુત્રી તરતજ તે અપકૃત્ય રાજપુત્રીનુંજ માને છે અને તેવા સ્પષ્ટ શબ્દો પણ કહે છે. તિલકમંજરી આ અપકૃત્યથી એવું કિલષ્ટ કર્મ બાંધે છે કે તેથી આગામી ભવે તેને વિષ-કન્યાનું કલંક પ્રાપ્ત થાય છે, એટલુંજ નહીં પણ તેને હણી નાખવા માટે વધભૂમિ પર્યંત લઈ જવામાં આવે છે. માત્ર તે વખતે પૂર્વકર્મ ક્ષય થઇ જવાથી તેનો વધ થતો અટકે છે અને તેના પિતા તેની વાત સાંભળવાની હા પાડે છે. તેને પરિણામે તે બચી જાય છે. પ્રાણી કર્મ કરતાં વિચારતાં નથી, પણ તેનાં ફળ કડવાં ભોગવવાં પડે છે ત્યારે પછી નિરર્થક પારાવાર પસ્તાવો કરે છે.

મંત્રીપુત્રી ક્રોધના આવેશમાં કોસીપંખીણીનાં પ્રાણ લે છે, પણ ધાર્મિક સંસ્કાર સારા પડેલા હોવાથી પશ્ચાત્તાપાદિવડે તે કર્મને ઘણું ખપાવે છે અને અન્ય ધર્મકરણીવડે

સ્ત્રીવેદને પણ ટાળી દઈ ચંદરાજા થાય છે. પૂર્વે બાંધેલું કર્મ ઘણું ખપાવ્યાં છતાં પણ શેષ રહેલ કર્મથી આ ભવમાં કુકડા થવું પડે છે અને અસહ્ય કષ્ટ ભોગવવું પડે છે. વીરમતી કે જે પૂર્વ ભવમાં કોસી હતી તે ચંદરાજા પ્રત્યેનાં પૂર્વભવનાં વૈરનો બદલો આ ભવમાં લે છે. 'કર્મનો વિપાક ખરેખરો ધ્યાન આપવા લાયક છે, કારણ કે તે અતિ બળવત્તર છે.'

પૂર્વભવના વૃત્તાંતમાં કર્ત્તાએ શોકયના સંબંધનું ચિત્ર પણ સારૂં આળેખ્યું છે. પ્રથમાવસ્થામાં રાજપુત્રી અને મંત્રીપુત્રીને અત્યંત સ્નેહ હતો, છતાં શોકય થયા પછી તે સ્નેહ કેવો દ્વેષ અને ઇર્ષાના રૂપમાં પલટાઇ જાય છે તે જોવાનું છે. '**શોકય કરતાં શૂળી સારી**' એ કહેવત કર્ત્તા અહીં ઘટાવે છે. જો પૂર્વના સ્નેહવાળી સ્ત્રીઓની આ સ્થિતિ થાય તો પછી જેને પ્રથમની પીછાન પણ ન હોય તેનું તો શું પરિણામ આવે તે સહેજે સમજી શકાય તેમ છે. બે સ્ત્રીના સ્વામીને કેવું સુખ હોય છે તેનો પણ કર્ત્તા અહીં થોડોક ચિતાર આપે છે, અને તેના મનુષ્ય અવતારનેજ ફોગટ-નિષ્ફળ-એળે ગયેલોજ ગણે છે. આ હકીકત ઘણા મનુષ્યોને તો અનુભવસિદ્ધ હોય છે અને કેટલાકને તેનું સ્વરૂપ યથાર્થ જાણવાથી અનુભવસિદ્ધ જેવી થયેલી હોય છે, છતાં પુત્રાદિકના નિમિત્તને અથવા બીજા નિમિત્તોને આગળ કરીને સમજુ ગણાતા મનુષ્યો પણ તે સ્થિતિ સ્વીકારે છે એ મોટા આશ્ચર્યની વાત છે.

પક્ષીપણાની સ્થિતિમાં પણ સંયોગ સારા મળવાથી કાબર જેવી લોકોમાં અમનોજ્ઞ ગણાતી પક્ષિણી પણ કેવી વિચક્ષણ થાય છે તે જોવાનું છે અને તે દષ્ટાંત ધ્યાનમાં રાખીને મનુષ્યપણામાં સારા સંયોગ મેળવી અથવા મળેલાનો લાભ લઈ મનુષ્યે વિચક્ષણ થવાની કેટલી જરૂર છે તે વિચારવાનું છે. એવી રીતે વિચક્ષણ થવું તે પણ સંસાર વધારવા માટે નહીં પણ સંસારનો ક્ષય કરવા માટે થવાની જરૂર છે એ ધ્યાનમાં રાખવાનું છે; નહીં તો એવા વિચક્ષણ તો જર્મન પ્રજાની જેવાં ઘણાં હોય છે કે જે પોતાની વિચક્ષણતાનો ઉપયોગ મનુષ્યોના પારાવાર સંહારને માટે અથવા તો અનેક પ્રકારનાં પાપારંભનાં કાર્યોની શરૂઆત કરવાને માટે કરે છે. એવી વિચક્ષણતા તેમનેજ મુબારક હો. આપણે તેની જરૂર નથી.

પૂર્વભવનું વૃત્તાંત પૂર્ણ કરતાં પરમાત્મા કયા કયા જીવને કયા કયા કર્મનું ફળ પ્રાપ્ત થયું છે તે સ્પષ્ટ કરી બતાવે છે. આ ભવની સાથે તેમના પૂર્વભવનો સંબંધ જોડી આપે છે કે જે સાંકળ બરાબર જોડાવાથી સર્વ શ્રોતાના દિલમાં અનિવાર્ય અસર ઉત્પન્ન કરે છે. ચંદરાજા તો તે હકીકત સાંભળીને સર્વ કરતાં અધિક વૈરાગ્યરંગે રંગાઇ જાય છે. તે તો તેજ વખતે સંસારથી પરાઙ્મુખ થઇ જાય છે અને સંસાર છોડવા તત્પર થઇ જાય છે. તે પરમાત્માને પોતાનો ઉદ્ધાર કરવાની અત્યંત પ્રાર્થના કરે છે અને પરમાત્મા શુભ કાર્યમાં વિલંબ ન કરવાનું-પ્રતિબંધ ન કરવાનું તેને કહે છે; એટલે તરતજ તે પ્રભુને વાંદીને પરિવાર સાથે પોતાની નગરીમાં આવે છે.

હવે ચંદરાજા બન્ને સ્ત્રીઓ–ગુણાવળી અને પ્રેમલાલચ્છી કે જે ૭૦૦ રાણીઓમાં મુખ્ય છે તેની સાથે સલાહ કરશે, પોતાનો દૃઢ વિચાર જણાવશે અને તેમના દિલ પણ વૈરાગ્ય-રંગે વાસિત કરશે; જેને પરિણામે બધા એક સાથે ચારિત્ર લેવા તત્પર થશે, એટલુંજ નહીં પણ ઘણા તો તેજ ભવમાં સંપૂર્ણ આત્મહિત સાધશે. તે આપણે હવે પછી વાંચીશું. હવે પછીના રહસ્યમાં આ રાસની–ચંદરાજાના ચરિત્રની પણ સમાપ્તિ થશે અને આપણો લેખક–વાંચકનો આ લેખને અંગે થયેલો સંબંધ પૂર્ણ થશે. હાલ તો આ રહસ્યમાં આવેલ પરમાત્માની દેશના અને ચંદરાજાનો પૂર્વભવ–તેનું વારંવાર મનન કરવાનું સૂચવી વિરમવામાં આવે છે અને આ રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે.



## ઢાળ ૩૦ મી.

(થિર થિર રે ચંદલા મ કરીશ વિહાણું–એ દેશી.)

**દેવી ગુણાવળી પ્રેમલાલચ્છી, એ બેહુ ચંદે તેડી રે; માંડી એકાંતે વૈરાગ્યની વાતો, વિષયકથા નવિ છેડી રે. ૧ થિર થિર રે ચેતન સંયમપથે, ભૂલે કાં આવ્યે બાજી રે; પતિ પત્નિનું મન જો રાજી, શું કરશે તિહાં કાજી રે. થિ૦ ૨. રે વનિતે અમે સંયમ લેશું, શ્રી પુરૂષોત્તમ પાસે રે; તૃપ્ત થયું મન રાજ્યલીલાથી, જિનવાણી વિશવાસે રે. થિ૦ ૩ જીવિત અંજળીના જળ સરિખું, અથવા જળનો પરપોટો રે; કાયા અસતી માયા જેહવી, કરવો ભરૂસો તે ખોટો રે. થિ૦ ૪ માંસ રૂધિર ગારાથી કીધી, ખડકી હાડ ભીતલડી રે; નસની**

---

### ઢાળ ત્રીશમીનો ભાવાર્થ

મુનિસુવ્રતસ્વામીની દેશનાથી અને પૂર્વભવના શ્રવણથી ચંદરાજાનું દિલ અત્યંત વૈરાગ્યવાસિત થયું. તેણે ઘેર આવી ગુણાવળીને અને પ્રેમલાલચ્છીને એકાંતે બોલાવીને કહ્યું કે—"હે વિનયવંત સ્ત્રીઓ! હું તો શ્રી મુનિસુવ્રતસ્વામી પરમાત્મા પાસે ચારિત્ર ગ્રહણ કરીશ, કેમકે તેમના ઉપદેશામૃતથી રાજ્યભોગ ઉપરથી મારૂં મન સર્વથા ઉઠી ગયું છે, હવે મને તેની તૃપ્તિ થઇ ગઇ છે; મને એમાં આનંદ આવતો નથી, મારી વૃત્તિ ઉદાસીન થઇ ગઈ છે. આપણું આયુષ્ય અંજળીમાં રાખેલા જળની જેમ ક્ષણે ક્ષણે ઘટતું–ટપકતું છે, અને છેલ્લી સ્થિતિએ પાણીના પરપોટા જેવું છે. પાણીના પરપોટાની જેમ તેને વિલય પામી જતાં વાર લાગતી નથી. આ શરીર પણ કુલટા સ્ત્રીની જેવું છે, તે ખરે વખતે પ્રીતિનો નિર્વાહ કરે તેમ નથી. એટલે તેનો તો વિશ્વાસજ કરવા યોગ્ય નથી. ૧–૪ માંસને રૂધીરરૂપી કર્દમથી આ હાડપીંજરરૂપ ભીંત ઉભી કરેલી છે; તેમાં નસોરૂપી વળીઓ

વળીઓ રોમને ઘાસે, છાઇ કાયા ઝુંપડલી રે. થિ૦ ૫ ભોજન પૂરણીએ પૂરાયે, પવનને થંભે થંભી રે; અભ્યંગનાદિકે લીંપી તોપણ, અવધે ન રહે ઉભી રે. થિ૦ ૬ કાગળને નાવડલે બેસી, કિમ ઉંડે જળ તરીયે રે; તિમ એ કાયા કિમ ઠહરાયે, એ દુસ્તર ભવદરીયે રે. થિ૦ ૭ મેળો આપણડો વાર અનંતી, હુવો નાવ્યો છેહડલો રે; અથિર એ મેળો કિમ કરી છાજે, ગહિલી માથે બેહડલો રે. થિ૦ ૮ જે ધરણી ધરણી નૃપ કરણી, મણિકણ કોડી કમાવે રે; જેહ જિહાં હુએ તેહ તિહાં રહે, કોઇ કિણ સંગ ન આવે રે. થિ૦ ૯ જગતતણી સ્થિતિ ક્ષણિક દેખીને, થયો હું ભવવૈરાગી રે; દ્યો અનુમતિ તો લેઉં દીક્ષા, જિનવચને રઢ લાગી રે. થિ૦ ૧૦ કહેશો તો પણ ન કહો તો પણ, મારે સંયમ લેવો રે; કોઇને કહે કેમ ન ખાયે, મુખે આવ્યો જે મેવો રે. થિ૦ ૧૧ રાણીએ વચન સુણી વાલિમનાં, રાખવાને ઘણું કીધી રે; વાર્યો ન રહ્યો તવ કરજોડી, સંયમ અનુમતિ દીધી રે.

---

ગોઠવી છે અને વાળરૂપ ઘાસથી તે ઝુંપડી આચ્છાદિત કરેલી છે, તે ઝુંપડીને નિરંતર ભોજનરૂપી પૂરણીથી પૂરવામાં આવે છે, છતાં તે ખાલી અને ખાલીજ રહે છે, પૂરાતીજ નથી. શ્વાસોશ્વાસ અથવા પવનરૂપી સ્થંભ ઉપર તેને ટેકાવેલી છે, અને સ્નાન વિલેપનાદિવડે નિરંતર તેને રીપેર કરવામાં આવે છે, છતાં મુદત પૂરી થયે એક ક્ષણ પણ તે ટકતી નથી. એવી અસ્થિર કાયારૂપી કાગળની નાવાવડે આ પારાવાર ભવસમુદ્ર શી રીતે તરી શકાય ? તે નાવા તેનો પાર પમાડી શકેજ નહિ. આ શરીરનો અને આપણો ( ભવજંતુઓનો ) મેળો ( મેળાપ ) આ સંસારમાં અનંતી વખત થયો છે, પરંતુ તેનું પરિણામ લાભદાયક આવેલું નથી. સંસારમાં તો ઘેલીને માથે બેઢું જેવું અસ્થિર હોય તેવું સર્વ અસ્થિર છે. વળી આ સંસારમાં પ્રાણી પ્રયાસ કરીને હીરા, માણેક, મોતી તેમજ રાજ્ય, પૃથ્વી અને સ્ત્રીપુત્રાદિક પુષ્કળ મેળવે છે, પરંતુ તે સર્વ અહીંનું અહીંજ રહે છે અને આ જીવ એકલો ખાલી હાથે પરભવમાં ચાલ્યો જાય છે, તેમાંનું કાંઇપણ તેની સાથે આવતું નથી. આ પ્રમાણેની આ સંસારની સ્થિતિ ક્ષણવિનશ્વર જોઇને મારૂં દિલ તેના પરથી અત્યંત ઉભગ્યું છે. હવે હું સંસારમાં રહેવા ઇચ્છતો નથી, તેથી જો તમે મને રજા આપો તો હું ચારિત્ર લેવા ઇચ્છું છું, કારણ કે પરમાત્માના વચન ઉપર મને ગાઢ પ્રેમ થયો છે–વિશ્વાસ આવ્યો છે, તેથી છેવટે એમ પણ કહું છું કે તમે રજા આપશો તો સારૂં અને નહીં આપો તો પણ હું તો ચારિત્ર લઇશજ. કેમકે ક્ષુધાતુર એવો કયો માણસ મોઢા પાસે પડેલા ઘેબર ન ખાય ? મૂર્ખ હોય તેજ ન ખાય.” ૫–૧૧.

આ પ્રમાણેનાં પોતાનાં સ્વામીનાં વચનો સાંભળીને બન્ને રાણીઓએ તેમને સંસારમાં રાખવા પ્રયત્ન કરી જોયો; પણ જ્યારે તે પ્રયત્ન કિંચિત્ પણ ફળદાયક લાગ્યો નહીં

થિ૦ ૧૨ રાજ્ય આભાનગરી નૃપચંદે, ગુણશેખરને દીધું રે; મણિશેખરાદિક અવર સુતોનું, મનડું રાજી કીધું રે. થિ૦ ૧૩ સાતશેં રાણી સુમતિ મંત્રીશ્વર, શિવનટ સકળ સુવેશું રે; વિનવે ચંદ ભણી કરજોડી, અમે પણ સંયમ લેશું રે. થિ૦ ૧૪ હરખ્યો ચંદ કરી આડંબર, દીક્ષા હિત પરવરિયો રે; નૃપ ચઢતે પરિણામે ચઢીઓ, સિંહ વળી પાખરીઓ રે. થિ૦ ૧૫ શ્રી મુનિસુવ્રત ચરણે આવ્યો, પ્રભુજીએ પણ સમજાવ્યો રે; તિમ ચંદાદિક ભાવ ચારિત્રીયે, ભાવ અધિક મન આવ્યો રે. થિ૦ ૧૬ ચંદને ધન્ય ઈંદ્રાદિક ભાખે, નિરખીને ધન્ય કરણી રે; ત્રીશમી ઢાળ એ ચોથે ઉલ્લાસે, કહી મોહને ભવતરણી રે. થિ૦ ૧૭

દુહા.

ગુણશેખર મણિશેખરે, નિરખી તાત વૈરાગ;
દીક્ષા લેવા અવસરે, કૃત મહોચ્છવ મહાભાગ. ૧

સહુ સુત કરજોડી કહે, અહો પ્રભુ જગદાધાર;
શિવસુખ અર્થી ભૂપને, દીજે સંયમભાર. ૨

કાંસાપાત્રે નીરકણ, જીમ કદી નવિ ઠહરાય;
વિષયરંગથી નૃપહૃદય, કિમહી નવિ ભેદાય. ૩

---

ત્યારે પછી તેમણે તેને અનુમતિ આપી. ચંદરાજાએ ગુણાવળીના પુત્ર ગુણશેખરને આભાપુરીનું રાજ્ય આપ્યું અને મણિશેખરાદિ બીજા પુત્રોને બીજા નાનાં નાનાં રાજ્યો વહેંચી આપીને રાજી કર્યા. તે વખતે તેની સાતશેં રાણીઓએ, સુમતિ મંત્રીએ અને શિવકુમાર નટે ચંદરાજાને કહ્યું કે 'અમે પણ તમારી સાથે ચારિત્ર લેશું.' તે સાંભળી ચંદરાજા બહુ ખુશી થયા. પછી ગુણશેખર અને મણિશેખરે મોટી ધામધુમ સાથે દીક્ષામહોત્સવ કર્યો. ચંદરાજા સર્વ પરિવાર સાથે મુનિસુવ્રતસ્વામી પાસે મોટા આડંબરથી અઢળક દાન દેતાં દેતાં આવ્યા. પ્રભુને વંદના કરી, પ્રભુએ તેમને ફરીને પણ દેશના આપી; એટલે તેમના ભાવ વિશેષ વૃદ્ધિ પામ્યા. ઈંદ્રાદિક દેવો પણ ચંદરાજાને ધન્યવાદ આપવા લાગ્યા. ચોથા ઉલ્લાસની ત્રીશમી ઢાળ મોહનવિજયજીએ વર્ણવી જે ભવ તારવામાં ઉત્તમ છે. ૧૨–૧૭.

દુહાનો ભાવાર્થ

પછી ગુણશેખરાદિ પુત્રોએ પરમાત્માને વિનંતિ કરી કે "શિવસુખના અર્થી એવા અમારા પિતા વિગેરેને ચારિત્ર આપો."

પછી પ્રભુએ કાંસાના પાત્ર ઉપર જેમ પાણીનું ટીપું ટકે નહીં તેમ વિષયરંગથી કિંચિત્ પણ ન લેપાય તેવું ચંદરાજાનું અંતઃકરણ જોયાં છતાં તેને દૃઢ કરવા માટે પોતાની

સુતને વચને જગતગુરૂ, તેડી ચંદ નરેશ;
ઉપદિશે સાંભળ નૃપતિ, દોહિલો છે ઋષિવેષ. ૪

પરિસહ સહિવા કઠિન છે, સંજમ ખાંડાધાર;
કરવો દાંતે મીણને, લોહચણા આહાર. ૫

એ સંયમ વેળુ કવલ, પ્રથમથકી કહું તુજ્જ;
વ્રતગિરિ શિખરથી બહુ પડ્યા, કહી દાખું છું ગુજ્જ. ૬

ચંદ કહે અહો જગતગુરૂ, છે દ્રઢચિત્ત મુજ હેવ;
કરો પ્રસાદ વ્રત ગુણરતન, જતન કરી સ્વયમેવ. ૭

### ઢાળ ૩૧ મી.

( વીણ વજાવી કાનુડે જી, એ દેશી. )

ચંદે ભૂષણ પરિહર્યાંજી, જાણી ભાર સમાન; કીધો વસ્ત્ર ઉતારતેજી, અહિ-કંચુકી અનુમાન. અનુભવ યોગે આદર્યુંજી, શુદ્ધ ક્રિયા અનુષ્ઠાન. એ આંકણી૦ ૧. લુંચન કીધો કેશનોજી, ચંદે થઇ અનુકૂળ; નાખ્યાં ઉખેડી જાણિએજી, એ તો

---

પાસે બોલાવીને કહ્યું કે–" હે ચંદનરેશ ! તમે ચારિત્ર લેવા ઉજમાળ થયા છો તે યોગ્ય છે, પરંતુ ચારિત્ર પાળવું બહુ મુશ્કેલ છે. ખાંડાની ધાર પર ચાલવાનું છે. મીણને દાંતે લોઢાના ચણા ચાવવાના છે. વેળુના કોળીયા ભરવાના છે. પરિસહ ઉપસર્ગાદિ સહન કરવા બહુ કઠણ છે. એ વ્રતરૂપી ગિરિશિખરથી અધ્યવસાય ભગ્ન થવાથી ઘણા જીવો પડ્યા છે કે જેનો પાછો પત્તો પણ લાગતો નથી, તેઓ દુર્ગતિમાં ભમ્યાજ કરે છે. માટે તમે સારી રીતે પુખ્ત વિચાર કર્યા પછીજ જે કરો તે કરજો. " આ પ્રમાણેનાં પરમાત્માનાં વચનો સાંભળીને ચંદરાજાએ કહ્યું કે–" હે સ્વામિન્ ! આપે કહી તે વાત ખરી છે. ચારિત્ર પાળવું મુશ્કેલ છે તે પણ ખરૂં છે, પરંતુ તે બધું કાયરને માટે છે, જે શૂરવીર છે તેને માટે બીલકુલ મુશ્કેલ નથી. " પ્રભુએ તેની આવી દઢતા જોઇને ચારિત્ર આપવાની હા કહી. ૧–૭

### ઢાળ એકત્રીશમીનો ભાવાર્થ

ત્યાર પછી ચંદરાજાએ સાપ કાંચળી ઉતારે તેમ સર્વ આભૂષણો ઉતાર્યાં અને જેમ કર્મવૃક્ષના મૂળ ઉખેડી નાખે તેમ મસ્તકપરના કેશ ઉખેડી નાખ્યા. ( લોચ કર્યો ). પછી શુદ્ધ ક્રિયા અનુષ્ઠાન આદરવા તત્પર થયા એટલે પ્રભુએ તેમને મુનિવેષ ( ઓઘો મુહપત્તિ )

કર્મતરૂનાં મૂળ. અ૦ ૨. ઠાવ્યો ચંદને મસ્તકેજી, શ્રી જિનજીએ વાસ; શિવવધૂ વશ કરવા ભણીજી, ચૂર્ણ એ કીધ પ્રકાશ. અ૦ ૩. ધર્મધ્વજ અને મુહપત્તિજી, આપે ચંદને નાથ; અંતરવૈરિ જીતવાજી, જાણે ખડગ ખેટક ગ્રહ્યું હાથ. અ૦ ૪ શ્રી ચંદ રાજઋષિ થયાજી, મુનિસુવ્રત ઉપદેશ; નરસુરે કીધી વંદનાજી, કહે ધન્ય ધન્ય સકળ સુરેશ. અ૦ ૫ સુમતિ મંત્રીએ ભાવથીજી, લીધો સંયમ ભાર; રાજઋષિનું મંત્રીપણુંજી, તિણે રાખ્યું કરી નિરધાર. અ૦ ૬. દીક્ષા લીધી શિવનટેજી, નટગતિ પરહી મેલ; લોકવંશના અગ્રનોજી, સહી માંડ્યો દુર્ઘટ ખેલ. અ૦ ૭. ગુણાવળી વળી પ્રેમલાજી, શિવમાળા મનુહાર; બીજી પણ વળી રાણીએજી, તિહાં લીધો સંયમ ભાર. અ૦ ૮. આભાપુરથી સ્વામીએજી, વિધિથી કીધ વિહાર; ચંદ મહાઋષિ પરવર્યાજી, લેઈ આપણો પરિવાર. અ૦ ૯. ગુણશેખરાદિ સંપ્રેડવાજી, આવ્યા જ્યાં લગે સીમ; શ્રી જિનરાજતણે મુખેજી, ઘણે અંગીકર્યાં વ્રત નીમ. અ૦ ૧૦. રાયઋષિને કરી વંદનાજી, ગુણશેખરાદિક તામ; કર જોડીને વિનવેજી, સહુ નિજ નિજ લેઈ નામ. અ૦ ૧૧. માયા ઉતારી સંચર્યાજી, રાજ્ય તજ્યું તૃણ જેમ; પણ અમચા મનડા થકીજી, તુમે વીસરશો

---

આપ્યો અને તેમના મસ્તકપર શિવવધૂને વશ કરવાના વશીકરણ સમાન ચૂર્ણનો ક્ષેપ કર્યો (વાસક્ષેપ કર્યો). તે વખતે ઇંદ્રાદિકે પણ તેમના પર વાસક્ષેપ કર્યો. પ્રભુએ પંચ (ચાર) મહાવ્રત ઉચ્ચરાવ્યા, એટલે ચંદરાજા રાજર્ષિ થયા. પછી સર્વ સુરનરે તેમને વંદના કરી. સુમતિ મંત્રીએ પણ તેજ વખતે દીક્ષા લીધી અને પ્રથમની પેઠેજ રાજર્ષિનું મંત્રીપણું કાયમ રાખ્યું. શિવકુમારે પણ સાંસારિક નટપણું છોડીને લોકરૂપ વંશના અગ્રભાગે ચડવારૂપ દુર્ઘટ ખેલ ખેલવા સારૂ અપૂર્વ નટપણું સ્વીકાર્યું, અર્થાત્ તેણે પણ નટપણું છોડી ચારિત્ર લીધું. ગુણાવળીએ, પ્રેમલાલચ્છીએ, શિવમાળા નટપુત્રીએ અને બીજી ચંદરાજાની અનેક રાણીઓએ પણ ચારિત્ર અંગીકાર કર્યું. બીજા અનેક ભવ્ય જીવોએ પ્રભુની પાસે અનેક પ્રકારનાં વ્રત નિયમો સ્વીકાર્યાં. ૧–૮.

પછી પ્રભુએ આભાપુરીથી વિહાર કર્યો અને ચંદરાજર્ષિએ પણ પરિવાર સહિત વિહાર કર્યો. ગુણશેખરાદિ દૂર સુધી વળાવવા આવ્યા. પછી પાછા વળતી વખતે તેમને વંદના કરી પોતપોતાના નામ જણાવીને બોલ્યા કે–" તમે તો અમારા પરનો સ્નેહ સર્વથા તજીને ચાલી નીકળ્યા, પણ અમારાથી તમારા પરનો સ્નેહ શી રીતે તજી શકાશે ? તમે અમને ભૂલી જશો પણ અમે તમને શી રીતે ભૂલશું ? તમે તો રાજ્યને તૃણની જેમ તજી દીધું પણ અમારાથી તે કેમ તજાશે ? તમે તો અંગનો મેલ તજી દે તેની જેમ

કેમ. અ૦ ૧૨ આવજો વહિલા વંદાવવાજી, રખે મૂકોજી વિસાર; અંગતણા મળની પરેજી, તુમે પરિહરી માંડયો વિહાર. અ૦ ૧૩. ધર્માશીષ્ દેઇ કહેજી, રાજઋષિ તેણિવાર; ધર્મોદ્યમ કરજો સહુજી, એ અથિર જાણી સંસાર. અ૦ ૧૪. માત પિતા સુત કેહનાજી, કેહના રાજ્ય ભંડાર; મ ધરશો પ્રતિબંધ કોઇથીજી, નિત્ય પાળજો કુળાચાર. અ૦ ૧૫. ચંદમુનિની શીખથીજી, પુત્રાદિક પરિવાર; આંસુ વમતા આવીયાજી, એમ આભાનગરી મઝાર. અ૦ ૧૬. ચંદ મહામુનિ જગ જયોજી, ઉપશમ ધરી સુવિશાળ; મોહને ચોથા ઉલ્લાસનીજી, કહી એકત્રીશમી ઢાળ. અ૦ ૧૭.

દુહા.

મહાઋષિ શ્રી ચંદવર, વિરમી સકળ સંતાપ;
સ્થવિર સમીપે અભ્યસે, ચારિત્ર ક્રિયા કલાપ. ૧

સુમતિ ઋષિ શિવકુંઅર ઋષિ, કરે શાસ્ત્ર સુપ્રસંગ;
રાજઋષિના વિનયમાં, નિતપ્રતે રહે અભંગ. ૨

ગુણાવળી આદિ સકળ, સાધ્વીનો પરિવાર;
વિનયે પ્રવર્ત્તણીઓ કને, શીખે મુનિઆચાર. ૩

---

સર્વને તજી દઇને અપૂર્વ વ્યવહાર આદર્યો છે, પરંતુ અમારી સર્વની એકજ અરજ છે કે-આપ અમને ભૂલી જશો નહીં, અને આ તરફ પાછા પધારી અમને દર્શનનો લાભ આપજો." ચંદરાજર્ષિએ સૌને ધર્મલાભરૂપ આશીષ્ આપીને કહ્યું કે—"નિરંતર ધર્મોદ્યમ કરજો, અને આ સંસારને અસ્થિર જાણી તેના મૃગજળ જેવાં સુખોમાં આસક્ત થઇ જશો નહીં. વળી આ રાજ્યભંડાર કે માતા-પિતાદિ સ્વજનોને પોતાના માનશો નહીં, તેનામાં વધારે પ્રતિબંધ કરશો નહીં અને નિરંતર ઉત્તમ કુળાચાર પાળજો." આ પ્રમાણે હિતશિક્ષા આપીને ચંદરાજર્ષિ આગળ ચાલ્યા, એટલે ગુણશેખર કુમાર વગેરે આંખમાંથી આંસુ સારતા પાછા વળ્યા. મહા વિશાળ ઉપશમને ધારણ કરતા ચંદ મહામુનિ જગતમાં જયવંતા થયા. ચોથા ઉલ્લાસની એકત્રીશમી ઢાળ મોહનવિજયજીએ રચી. ૯-૧૭.

દુહાનો ભાવાર્થ.

હવે ચંદરાજર્ષિએ સર્વ સંતાપ ( ઉપાધિ ) તજી દઇને સ્થવિર મહારાજા પાસે જ્ઞાનાભ્યાસ કરવા માંડ્યો, તે સાથે ચારિત્ર સંબંધી ક્રિયાકલાપમાં પણ કુશળતા મેળવી. સુમતિ મુનિ અને શિવકુમાર મુનિ પણ શાસ્ત્રાભ્યાસ કરવા લાગ્યા, અને સાથે સાથે ચંદરાજર્ષિનો વિનય સાચવવા લાગ્યા. ગુણાવળી વિગેરે સાધ્વીઓ પ્રવર્ત્તિનીની પાસે મુનિનો આચાર શિખ્યા,

એમ સહુએ પઠનાદિકે, રહે સદા લયલીન;
ચઢતે પરિણામે કરી, તપ જપ ક્રિયા નવીન. ૪

સંયમ સિંહપરે ગ્રહ્યો, પાળે થઇને સિંહ;
કહિયે કોઈ લોપે નહીં, શ્રી જિનઆણા લીહ. ૫

શ્રુતસાગર તરતાં થકાં, લેખે થયો પ્રયત્ન;
કરતલ આવીને ચઢ્યું, અધ્યાતમનું રત્ન. ૬

પરનિંદા તેમ અપ્પથુઇ, સ્વપ્રઘોષ હઠવાદ;
એહ નિવારીને રમે, ગુણઠાણે અપ્રમાદ. ૭

ઢાળ ૩૨ મી.

( વાધાના ભાવનની દેશી. )

**શ્રી ચંદરાયઋષિ શુભ સંયમ, નિરતિચારે પાળે હે; સસનેહા ભવિજન, પરમનાણ ખપ કીજીએ. એ આંકણી. એ ખટકાયમેં દયા પરિણામે, નિજ નિજ રૂપ નિહાલે હે. સ૦ ૧ પુદ્‌ગલદળે ખુતા ચેતનને, મૂલ ગુણે ગ્રહી આણે હે; સ૦ ભેદ વિજ્ઞાનથકી સમતાગુણ, નિજ હેતુઆ કરી જાણે હે. સ૦ ૨ આઠે પ્રવચન માતા કેરા, ખોળામાંહે ખેલે રે; સ૦ ખંતિતણે ખડગે કરી સહિજે, મોહ**

---

જ્ઞાનાભ્યાસ કરવા લાગ્યા અને તપ જપ વિગેરે ક્રિયાનુષ્ઠાનમાં તત્પર થયા. સિંહની જેમ ચારિત્ર લઈને સિંહની જેમ પાળવા લાગ્યા. સર્વે યત્કિંચિત્ પણ ચારિત્રમાં દૂષણ લગાડતા નહોતા અને પરમાત્માની આણા અખંડ પાળતા હતા. એ પ્રમાણે શ્રુતસાગરનું અવગાહન કરતાં તેમાંથી અધ્યાત્મ રત્ન તેમને પ્રાપ્ત થયું. પછી આત્મસ્તુતિ અને પરનિંદા વિગેરે સર્વથા તજી દઈ અપ્રમાદીપણું ધારણ કરી સાતમે અપ્રમત્ત ગુણઠાણે વિશેષે વિહરવા લાગ્યા. ૧–૭.

ઢાળ બત્રીશમીનો ભાવાર્થ.

ચંદરાજર્ષિ નિરતિચાર ચારિત્ર પાળે છે, પરમજ્ઞાનનો ખપ કરે છે, ષટકાય જીવની ઉપર અવિચ્છિન્ન દયાવાળા પરિણામે વર્તે છે, સર્વ જીવોને પોતાની સમાન લેખવે છે, પુદ્‌ગળ દ્રવ્યની આસક્તિમાં ખુંચી ગયેલા ચેતન દ્રવ્યને મૂળ ગુણવડે ખેંચીને ઉપર લાવે છે, ભેદજ્ઞાન થવાથી જડ ચૈતન્યનો ભેદ યથાર્થ સમજે છે અને સમતા પ્રમુખ ગુણનેજ પોતાના ખરા હેતુ સમજે છે. ૧–૨. આઠ પ્રવચન માતાના ખોળામાં ખેલે છે, ક્ષમારૂપ ખડ્‌ગવડે મોહ-

મહામદ હેલે હે. સ૦ ૩ અંતર સંવેગની તટિનીએ, પરમાનંદઘન ઝીલે હે; સ૦ કાયા રથને સુવિધે આણ્યો, યોગપંથને ચીલે હે. સ૦ ૪ જૈન વિવેકશૈલથી લીધી, અનુભવ રસની કુંપી હે; સ૦ સુભગ સંતોષતણા મંદિરમાં, ક્ષાયિક ભાવને સુંપી હે. સ૦ ૫ પંચ મેરૂસમ પંચ મહાવ્રત, અતુલબળે ઉપાડે હે; સ૦ પંચકરણ પંચાનનની પરે, લાવે સંવર વાડે હે. સ૦ ૬ પરિસહથી આતમગુણ પુષ્ટિ, મુક્તિની પ્રાપ્તિ વિચારે હે; સ૦ જિમ તાપાદિક સહનથી કંચન, ભૂષણપણું નિરધારે હે. સ૦ ૭ જિમ જિમ શાંતિરસ હૃદયામેં, આત્મપ્રદેશને ભેદે હે; સ૦ તિમ તિમ તામ્રતા ત્યજી ચિદ્રૂપા, પરમ મંગળતા વેદે હે. સ૦ ૮ જ્ઞાનાદિક ગુણે નિત્યાનંદે, આનંદતા વિધિ જાણે હે; સ૦ પરમાનંદ તણી ચાસણીઓ, કરિ કરિ સુભગ પ્રમાણે હે. સ૦ ૯ ક્ષપકશ્રેણી તણી ઋષિરાયે, રમવા માંડી બાજી હે; સ૦ મોહજોહની અભંગ જે સેના, તે પણ નાઠી લાજી હે. સ૦ ૧૦ કર્મ પ્રદેશ ઘનઘાતી સંકુચ્યા, પરમ પ્રદેશે ઉલ્લસિયો હે; સ૦ જાણી પ્રભાતે રવિ આગમ જિમ, દર્શનિશા તમ ખસિયો હે. સ૦ ૧૧ એકાદશ ચિક્કણ ગુણઠાણું, લંઘ્યો લાઘવ યોગે હે; સ૦ ઇહાં ચઢતા પ્રાણી કેઇ પડિયા, નડિયા મિથ્યા ભોગે હે. સ૦

---

રાજાને પરાજય પમાડે છે. અંતરંગ સંવેગરૂપ નદીમાં પરમાનંદના સમૂહરૂપ આ આત્માને સ્નાન કરાવે છે. કાયારૂપી રથને રત્નત્રયીના યોગરૂપી સુપંથે ચલાવે છે. (ઉન્માર્ગે જવા દેતા નથી.) જૈન ધર્મના વિવેકરૂપી પર્વતમાંથી અનુભવરૂપી રસકુંપિકા પ્રાપ્ત કરીને સૌભાગ્યવંતા સંતોષના મંદિરમાં રહેલા ક્ષાયિકભાવને તે સોંપી દીધી છે. પાંચ મેરૂ સમાન પાંચ મહાવ્રતને અતુલબળી થઇને ઉપાડે છે. પાંચે ઇંદ્રિયોરૂપ મૃગને સિંહની જેમ કબજે કરી સંવરરૂપ વાડામાં રૂંધે છે, પરિસહોને સમભાવે સહન કરે છે અને તેના વડેજ આત્મગુણની પુષ્ટિ અને મુક્તિની પ્રાપ્તિ થાય છે એમ માને છે. જેમ અગ્નિતાપાદિક સહન કરવાથી સુવર્ણ ખરા કંચનપણાને અથવા આભૂષણપણાને પામે છે, તેમ પરિસહ ઉપસર્ગાદિ સહન કરવાથીજ આત્માનું શુદ્ધ કંચનત્વ પ્રગટ થાય છે. વળી જેમ જેમ આત્મામાં શાંતરસ પ્રસરે છે, આત્મપ્રદેશો તેનાવડે ભીંજાય છે, તેમ તેમ આત્માનું તામ્ર સ્વરૂપ પલટાઇને તે સુવર્ણપણાને પામે છે અને પરમ પ્રકૃષ્ટ શુદ્ધ સ્વરૂપનો આત્માને અનુભવ થાય છે. જ્ઞાનાદિક ગુણોવડે નિત્યાનંદમાં વર્તવાથી પરમાનંદપણાનો અનુભવ કરે છે. ૧-૯.

આ પ્રમાણે કરતાં કરતાં ચંદરાજર્ષિએ ક્ષપકશ્રેણીની બાજી રમવા માંડી, એટલે મોહરાજાની અભંગ સેનામાં ભંગ પડ્યો, અને તેની આખી સેના લજ્જા પામીને ભાગીજ ગઇ. (નાશ પામી.) ૩-૧૧. પછી બાકીના ત્રણ ઘનઘાતી કર્મોનો નાશ કરવામાં તત્પર થયા અને અને અગ્યારમું જે ચીકણું (લપસણું) ગુણઠાણું છે ત્યાં પગ ન મૂકતાં બારમે ક્ષીણમોહ ગુણઠાણેજ ચડ્યા, અને ત્યાં ચારે ઘનઘાતી કર્મોનો સર્વથા ક્ષય કરી તેરમે ગુણઠાણે

૧૨ દ્વાદશ ગુણઠાણે સ્થિતિ માત્રા, અનિત્ય દશા ગુણ ભાવ્યા હે; સ૦ રાજઋષિ તેરમે ગુણસ્થાનક, શૈલેશીએ આવ્યા હે. સ૦ ૧૩ ઘાતીકર્મતણા આવરણા, જે થઇ ગયા પરમાણુ હે; સ૦ કાર્ય તજી પામી કારણતા, ધન્ય એહ ગુણઠાણું હે. સ૦ ૧૪ ઉદયો કેવળનાણ દિવાકર, યથાખ્યાત ગુણ પ્રગટ્યો હે; સ૦ લોકાલોક પ્રકાશ થયો તવ, આત્મ પ્રબળ દળ ઉલટ્યો હે. સ૦ ૧૫ સંસારી પ્રાણીના દીઠા, ગત્યાદિક ગુણ ભારી હે; સ૦ જાણી કર્મતણી વિચિત્રતા, સઘળી ભ્રાંતિ નિવારી હે. સ૦ ૧૬ દીઠી સમકિતદૃષ્ટિ દેવે, ઘાતી કર્મની ક્ષપણા હે; સ૦ કેવળજ્ઞાન ઉદય અનુમાની, કીધી કમળની રચના હે. સ૦ ૧૭ ચંદ કેવળી કમળાસન બેસી, અદ્‌ભુત દેશના દીધી હે; સ૦ ભવિકે વિષય તૃષા ઉપશમવા, અતિ આદરથી પીધી હે. સ૦ ૧૮ જંગમતીરથ અતિ સુખકારી, શ્રી ચંદ કેવળનાણી હે; સ૦ ઢાળ બત્રીશમી ચોથે ઉલ્લાસે, મોહનવિજયે વખાણી હે. સ૦ ૧૯

દુહા.

શ્રી શ્રીચંદ કેવળ લહી, ભૂતલ કરે વિહાર<br>
પ્રતિબોધે ભવિજનભણી, આણી મન ઉપગાર. ૧

દેખે કેવળદર્શને, લોકાકાર સ્વરૂપ;<br>
તેમ પ્રરૂપે ભવિકને, મૈત્રીભાવ અનૂપ. ૨

---

પહોંચી તેમણે કેવળજ્ઞાન તથા કેવળદર્શન પ્રાપ્ત કર્યું. આત્માના જ્ઞાનાદિ ગુણને આવરનારા જે કર્મપુદ્‌ગળો કાર્યરૂપ હતા તે કારણરૂપ થઇ ગયા, અર્થાત્ આત્મપ્રદેશોથી છુટા પડીને કર્મપરમાણુ થઇ ગયા. તેમને યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થઇ. કેવળજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થવાથી લોકાલોક પ્રકાશક થયા. તેનાવડે સર્વ સંસારી જીવોના ગતિ આગતિ વિગેરે સર્વ ભાવો હસ્તામલકવત્ જાણ્યા અને ભ્રાંતિમાત્ર ટળી ગઇ. ૧૦-૧૬.

તે વખતે નજીકમાં રહેલા સમકિતદૃષ્ટિ દેવોએ ઘાતીકર્મની ક્ષપણા થયેલી જાણી કેવળજ્ઞાનના ઉદયનું અનુમાન કર્યું, અને જ્ઞાનોત્સવ કરવા માટે તેને યોગ્ય પ્રયત્ન કર્યો. સુવર્ણ કમળની અપૂર્વ રચના કરી, એટલે તેના ઉપર બેસી ચંદકેવળીએ અદ્‌ભુત દેશના આપી કે જે દેશનાનું વિષયતૃષા શાંત કરવા માટે ઘણા ભવ્ય જીવોએ પાન કર્યું. ચોથા ઉલ્લાસની બત્રીશમી ઢાળ શ્રી મોહનવિજયજીએ કહી. ૧૭-૧૯

દુહાનો ભાવાર્થ.

જંગમ તીર્થરૂપ ચંદકેવળીએ ભૂતળ પર વિહાર કરી અનેક ભવ્ય જીવોને પ્રતિબોધ પમાડ્યો. બાળ, મધ્યમ, ઉત્તમ વિગેરે જીવોને યથાયોગ્ય ઉપદેશ આપ્યો અને કેટલાક

બાળાદિક નરને હિતે, દે તેહવા ઉપદેશ;
અગમ અગોચર ભાવના, ભેદ કહે સુવિશેષ. ૩
આવ્યા અનુક્રમે વિહરતા, પાવન સોરઠ દેશ;
ફરસ્યો વિમલાચલ વિમળ, ભાવી ભાવ વિશેષ. ૪
એ ગિરિ ઉપર મુનિ થયા, સિદ્ધ અનંતાનંત;
તીર્થ એહ સંભારતે, છૂટે કર્મ દુરંત. ૫
શ્રીચંદ પંચમનાણધર, પરમ ધરમ દાતાર;
માસતણી સંલેષણા, કીધી એ વ્યવહાર. ૬
ભોગવી પૂરણ આઉખું, હાયન ત્રીશ હજાર;
તેહમાં વર્ષ સહસ્ર એક, પાળ્યો સંયમભાર. ૭

ઢાળ ૩૩ મી.

( રાગ ધનાશ્રી. )

શ્રીચંદ કેવળી જોગ નિરૂંધી, પંચ સ્વરસ્થિતિ જાણેજી; શેષ કર્મ તજી ચઢયા અજોગી, ચૌદસમે ગુણઠાણેજી. ૧. અનંત વીર્ય ૧ અખેદ ૨ અતીંદ્રિય ૩, અક્ષયતા ૪ એ ચારેજી; જેહમાં લીલી થઇને ઊરધ, કરી ગતિ શ્રીચંદ પ્યા-

---

અગમ અગોચર ભાવ સમજાવ્યા. એ પ્રમાણે વિહાર કરતાં અનુક્રમે સિદ્ધાચળ તીર્થે પધાર્યા. એ તીર્થ પોતાને પ્રથમ પણ ઉપકારી થયેલ હોવાથી અને પ્રાંતે પણ તેજ ઉપકારક થવાનું છે એમ જ્ઞાનવડે જાણીને, તેનાપર અનંતાનંત મુનિમહારાજાઓ સિદ્ધિપદને પામેલા છે, એ તીર્થને સંભારવાથી પ્રાણીના કર્મબંધ ત્રુટે છે, ઇત્યાદિ સ્વરૂપનો અનુભવ કરી તે સ્થાનકેજ તેમણે એક માસની સંલેષણા કરી. ચંદરાજર્ષિએ એકંદર એક હજાર વર્ષનો દીક્ષાપર્યાય અને ત્રીશ હજાર વર્ષનું સર્વાયુ પાળ્યું. ૧-૭

ઢાળ તેત્રીશમીનો ભાવાર્થ.

શ્રી ચંદકેવળી સર્વ કર્મનો નાશ કરી, સર્વ યોગનું રૂંધન કરી જ્યાં માત્ર પાંચ હ્રસ્વાક્ષર જેટલું કાળમાન છે એવા ચૌદમા અયોગી ગુણ સ્થાનકે ચડ્યા. અનંતવીર્ય, અખેદપણું, અતીંદ્રિયપણું, અને અક્ષયતા એ ચારે મય થઇને પહોલા ચંદ રાજર્ષિએ ઊર્ધ્વ ગમન કર્યું. ૧-૨

રેજી. ૨. સવ્વટ્ઠસિદ્ધથી બારહ જોયણે, ઇસિપ્પભારા પુઢવીજી; તિહાં જોયણ ચોવીશમે ભાગે, અવગાહના સંભવવીજી. ૩ એ લોકાગ્ર અલોક છે આગળ, ઇહાં છે સકળ અદેહીજી; જ્યોતિ જ્યોતિમાંહે જઇ મિલીયા, શ્રીચંદ સિદ્ધ સ-નેહીજી. ૪ સાદિઅપર્યવસિતતા પામી, ભવભ્રમણા સવિ છુટીજી; પામ્યું પૂર્ણ નિરંજનનું પદ, લીલા સહજે અખૂટીજી. ૫. સુમતિસાધુ શિવસાધુ ગુણાવળી, પ્રેમલાલચ્છી સાહુણીજી; લહી કેવળ શિવસંપદ પામ્યા, પસરી કીર્તિ પ્રગુણી-જી. ૬. શિવમાળાદિક અવર સાહુણીઓ, સવ્વટ્ઠસિદ્ધે પહોતીજી; મહાવિદેહ માંહે અવતરીને, લહેશે તે પણ મુક્તિજી. ૭. એહવા શીળતણે અધિકારે, ચંદતણા ગુણ ગાયાજી; ઇણિપરે જે પાળે બ્રહ્મચર્યવ્રત, તે લહે સુખ સવાયાજી. ૮. નવ વાડે કરી શીલ જે રાખે, જે વિમળાચળ ફરસેજી; તે નર ચંદ સમોવડ થઇને, શાંતિ સુધા આકર્ષેજી. ૯. શ્રી શ્રીચંદ તણા ગુણ ગાઇ, રસના પાવન કીધીજી; શીલવ્રત દ્રઢ કરવા કારણ, ભવિને શિક્ષા દીધીજી. ૧૦. કોઇ સુકવિ એ ચરિત્ર

---

સર્વાર્થ સિદ્ધ નામના પાંચમા અનુત્તર વિમાનથી બાર યોજન ઉપર ઇષત્ પ્રાગ્ભાર નામની પૃથ્વી જે સિદ્ધશિલા નામે પીસ્તાળીસ લાખ યોજનની છે ત્યાં એક યોજનના ચોવીશમા ભાગે અવગાહના કરી રહ્યા. એ ભાગ લોકનો અગ્રભાગ સહુથી ઉંચામાં ઉંચો છે, તેની ઉપર અલોક છે. લોકાગ્રમાં સર્વ અદેહી–સિદ્ધ છે. જ્યોતિમાં જ્યોતિ મળે તેવી રીતે સિદ્ધમાં શ્રીચંદ મળી ગયા. ૩–૪

સાદિ અપર્યવસિતતા એટલે મોક્ષ પામ્યા તે આદિ અને હવે પછી ત્યાંથી પડવાનું નથી તેથી અનંત એવી સાદિ અનંત સ્થિતિ પ્રાપ્ત કરી. સંસારમાં જન્મ–મરણથી છૂટ્યા. પૂર્ણ નિરંજન પદ પ્રાપ્ત કર્યું અને સંસારી લીલાનો અભાવ થતાં સહજ આત્મસ્વરૂપની લીલા અખૂટપણે પ્રાપ્ત થઇ. સુમતિસાધુ, શિવસાધુ, ગુણાવળી અને પ્રેમલાલચ્છી સાધ્વીઓ કેવળજ્ઞાન પામી મોક્ષપદ પામ્યાં, તેઓની કીર્ત્તિ જગમાં બહુજ પ્રસરી. ૫–૬

શીવમાળા પ્રમુખ બીજી સાધ્વીઓ અનુત્તર વિમાનવાસી દેવગતિ પામ્યાં, ત્યાંથી ચવી મહાવિદેહમાં અવતરીને મુક્તિ પ્રાપ્ત કરશે. એવી રીતે શિયળવ્રતના અધિકારને વિષે ચંદ-રાજાના ગુણની સ્તવના કહી. એ પ્રમાણે જે જે જીવો બ્રહ્મચર્યવ્રત પાળશે તેઓ બીજા કરતાં સવાયાં સુખ મેળવશે. ૭–૮

નવ વાડ કરીને જે બ્રહ્મચર્યવ્રત પાળે તથા જે સિદ્ધગિરિરાજને ફરસે તે પ્રાણી ચંદરાજાની જેવો થઇ શાંતરસરૂપી અમૃતનું આકર્ષણ કરે, અજરામર થાય. એ પ્રમાણે ચંદરાજાના ગુણ ગાઇને આ જિહ્વા પવિત્ર કરી, તેમજ ભવ્ય જીવોને પોતાનું શિયળવ્રત દ્રઢ કરવા માટે હિતશિક્ષા આપી. ૯–૧૦

સુણને, મુજ હાંસી મત કરજોજી; હોયે અઘટિત પદ જો એહમાં, તે સજ્જન ઉદ્ધરજોજી. ૧૧. નહીં પરિચય સંયોજનગતિમાં, મુજ કવિ હાથે વ્રીડાજી; મારા મનથી મેં તો કીધી, જેહવી બાળક ક્રીડાજી. ૧૨. જે મેં મોટાના ગુણ ગાયા, એહજ લાભ મુજ મોટોજી; નિંદે જો કોઇ મુજ કવિતાઇ, તો પણ નથી કોઇ તોટોજી. ૧૩. પામે સંપદ પાવન થાયે, ચરિત્રનો સાંભળનારોજી; ન હોયે કિમ તો શુચિ કહિણારો, સુગુણહાર અવધારોજી. ૧૪. કાચા પાકા મહાનઋષિના ગુણ, ગાતાં કહો કુણ લાજેજી; વાંકી તો પણ ગહુંની પૂપા, લાગી ભુખ તે ભાંજેજી. ૧૫. તપગચ્છનાયક ગુણગણ લાયક, વિજયસેન સૂરીંદાજી; પ્રતિબોધ્યો જિણે દિલ્લીનો પતિ, અકબરશાહ ભૂમીંદાજી. ૧૬. તાસ ચરણ શતપત્ર સુમધુકર, કીર્તિવિજય ઉવઝાયાજી; તાસ શિષ કવિકુળમુખમંડન, માનવિજય કવિરાયાજી. ૧૭. તસપદ સેવક મતિશ્રુત સાગર, લબ્ધિ પ્રતિષ્ઠ કહાયાજી; પંડિત રૂપવિજય ગુણ ગિરૂઆ, દિન દિન સુયશ સવાયાજી. ૧૮. તેહને બાળકે મોહનવિજ-

---

કોઇ પણ ઉત્તમ કવિ આ ચરિત્ર સાંભળીને, કૃપા કરી મારી હાંસી કરશો નહીં. પરંતુ જો તેમાં કોઇ અઘટિત પદ કહેવાયાં હોય તો તેને સુધારીને વાંચવાપૂર્વક ઉદ્ધાર કરજો. ઉત્તમ કવિમાં હોય તેવી મારામાં વાકયરચના, પદલાલિત્ય, અર્થગૌરવ આદિ લાવવાની શક્તિ નથી. મારી કવિતા તે સારા કવિની દૃષ્ટિમાં હાંસી જેવી છે. તો પણ જેમ બાળક ક્રીડા કરે તેવી રીતે મારા મનથી મેં આ રચના કરી છે. ૧૧-૧૨.

મેં જે કાંઇ કર્યું છે તે માત્ર ઉત્તમ પુરૂષના ગુણની સ્તવના કરી છે, અને તેજ મને મોટો લાભ થયો છે. એટલું છતાં જો કોઇ મારી કવિતાની નિંદા કરશો તો તેમાં મને કાંઇ નુકસાન નથી. જો આ ચરિત્રનો સાંભળનારો સંપત્તિ પામે અને પવિત્ર થાય, તો પછી આ ચરિત્રનો કહેનારો કેમ પવિત્ર ન થાય અથવા સંપત્તિ ન પામે ? આ વાત ગુણવંત પુરુષો મનમાં અવધારજો. ૧૩-૧૪.

મહર્ષિના ગુણો કાચી રીતે કે પાકી રીતે ગાવામાં કોને લજ્જા આવે ? કોઇને આવે નહીં. વાંકો-ચુંકો પણ ઘઉંનો પૂડલો લાગેલી ભૂખ જરૂર ભાંગે. ૧૫.

અનેક ગુણોના સમૂહથી યુક્ત અને તપગચ્છના નાયક આચાર્ય શ્રી વિજયસેનસૂરિ થયા, જેમણે પૃથ્વીપતિ દિલ્લીના સ્વામી અકબર બાદશાહને પ્રતિબોધ પમાડ્યો. ૧૬.

તેમના ચરણ કમળને વિષે ઉત્તમ ભ્રમર સમાન શ્રી કીર્તિવિજય ઉપાધ્યાય થયા, તેમના શિષ્ય કવિકુળના મુખના શૃંગારરૂપ શ્રી માનવિજય કવિરાય થયા. તેમના ચરણના ઉપાસક, મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના સાગર તથા લબ્ધિએ કરી પ્રતિષ્ઠિત અને ગુણમાં ગરિષ્ઠ એવા પંડિત શ્રી રૂપવિજયજી થયા, જેમનો ઉત્તમ યશ દિવસે દિવસે સવાયો થયો. ૧૭-૧૮.

ચે, અઠ્ઠોત્તર સો ઢાળેજી; ગાયો ચંદ ચરિત્ર સુરંગો, ચરિત્ર વચન પરનાલેજી. ૧૯. કીધો ચોથો ઉલ્લાસ સંપૂરણ, ગુણ વસુ સંયમ ( ૧૭૮૩ ) વર્ષેજી; પોષમાસ સિતપંચમી દિવસે, તરણિજ વારે હર્ષેજી. ૨૦. રાજનગર ચોમાસું કરીને, ગાયો ચંદ ચરિત્રજી; શ્રવણ દેઇ શ્રોતા સાંભળશે, થાશે તેહ પવિત્રજી. ૨૧. જે કોઈ ભણશે ગણશે સુણશે, તસ ઘર મંગળ માળાજી; દિન દિન વધતી વધતી થાશે, નિર્મળકીર્તિ વિશાળાજી. ૨૨. અધિકું ઓછું જે કહિવાણું, મિચ્છા દુક્કડ તેહજી; ધ્રુવ જીમ અચલ હોજો ધરણી તલ, ચંદતણા ગુણ એહજી. ૨૩.

કળશ.

એ ચરિત્ર સાગર હુંતી નિરખી, યત્ન સુરગિરિ આચર્યો,
ચંદ નૃપ સંબંધ શશિ જિમ, અતિહી પ્રભાકર ઉદ્ધર્યો;
શ્રી વિજયક્ષેમ સૂરીંદ રાજ્યે, કરી પરમ ગુરુ વંદના,
કવિ રૂપસેવક મોહનવિજયે, વર્ણવ્યા ગુણ ચંદના. ૧

इति श्रीमोहनविजयविरचिते चंदचरित्रे प्राकृतप्रबन्धे चंदप्रकटन १, वीरमतीवध २, आभागमन ३, संयमग्रहण ४, शिवपदप्राप्तिरूपाभिश्चतुर्भिः कलाभिः समर्थितोऽयं चतुर्थोल्लासः संपूर्णः ॥

---

તેમના શિષ્ય મોહનવિજયજીએ એકસો ને આઠ ઢાળોએ કરી પૂર્વના ચરિત્રને અનુસારે આ ચંદરાજાનું ઉત્તમ ચરિત્ર ગાયું. આ ચોથો ઉલ્લાસ હર્ષ સહિત સંવત ૧૭૮૩ ના પોષ શુદિ ૫ અને શનિવારના રોજ સંપૂર્ણ થયો. રાજનગર ( અમદાવાદ )માં ચતુર્માસ કરીને ચંદરાજાનું ચરિત્ર વર્ણવ્યું. જે શ્રોતા ધ્યાનપૂર્વક સાંભળશે તે પવિત્ર થશે. આ ચરિત્રમાં મારાથી જે કાંઈ ન્યૂનાધિક કહેવાયું હોય તે સંબંધી હું મિચ્છામિ દુક્કડં માગું છું, અને ચંદરાજાના ગુણનું આ ચરિત્ર પૃથ્વી ઉપર ધ્રુવના તારાની જેમ અચળ રહેજો એમ ઇચ્છું છું. ૧૯–૨૩.

પૂર્વના ચરિત્ર રૂપ મહાસાગરમાંથી યત્નરૂપી મેરૂ પર્વત વડે મંથન કરી, ચંદરાજાના આ ચરિત્રરૂપી અત્યંત પ્રકાશ કરી, ચંદ્રને પ્રાપ્ત કર્યો. શ્રી વિજયક્ષેમસૂરીન્દ્રના શાસનમાં પરમ કૃપાવંત ગુરૂ શ્રી રૂપવિજયજીને વંદના કરી મોહનવિજયજીએ ચંદરાયના ગુણનું વર્ણન કર્યું. ૧.

આ રાસમાં પ્રથમ ઉલ્લાસમાં ઢાળ એકવીશ ગાથા ૫૧૪, દ્વિતીય ઉલ્લાસમાં ઢાળ ત્રેવીશ ગાથા ૫૮૫, તૃતીય ઉલ્લાસમાં ઢાળ એકત્રીશ ગાથા ૭૫૩, અને ચતુર્થ ઉલ્લાસમાં ઢાળ તેત્રીશ ગાથા ૮૨૭, સર્વ મળી ઉલ્લાસ ચારમાં ઢાળ એકસો આઠ, ગાથા ૨૬૭૯ છે.

**શ્રી ચંદરાજાનો રાસ, ભાવાર્થ સહિત, ચતુર્થ ઉલ્લાસ સંપૂર્ણ.**

## ઢાળ એકત્રીશમીથી ઢાળ તેત્રીશમી સુધીનું રહસ્ય.

પ્રારંભમાં ચંદરાજા પોતે તો સંપૂર્ણ વૈરાગ્યવાસિત થયેલા છે, પરંતુ પોતાની બે મુખ્ય સ્ત્રીઓને વૈરાગ્યવાસિત કરવા માટે સંસારની અસારતા બહુ સારી રીતે સમજાવે છે. પોતાનો ચારિત્ર લેવાનો વિચાર જણાવી તેમની અનુમતિ માગે છે, અને છેવટે એમ પણ કહી દે છે કે 'તમે અનુમતિ નહીં આપો તો પણ મારે તો ચારિત્ર લેવુંજ છે. હું હવે આવા અસાર સંસારમાં એક ક્ષણ પણ રહેવા ઇચ્છતો નથી, કેમકે આત્માને અહિતકારક શું છે તે ચોક્કસ સમજાયા પછી રાજ્યઋદ્ધિ કે પુત્ર-કલત્રાદિના સ્નેહમાં કોણ આસક્ત થાય ?' ગુણાવળી અને પ્રેમલાલચ્છી ચંદરાજાના ઉદ્‌ગારો જાણ્યા છતાં કાળક્ષેપ કરવાની વૃત્તિથી કાંઈક પ્રયત્ન કરે છે, પણ જ્યારે તેમનો નિશ્ચય અચળ જણાય છે ત્યારે તેઓ પણ સંમતિ આપે છે, અને પોતે પણ તેમની સાથે ચારિત્ર લેવા ઉજમાળ થાય છે. સુશીલ અને પતિવ્રતા સ્ત્રીઓનો એજ ધર્મ છે કે, પતિને સત્કાર્યમાં અનુસરવું. પતિના મૃત્યુ બાદ તેની સાથે બળી મરવું (સતી થવું) તેને જૈન શાસ્ત્ર અજ્ઞાનકષ્ટ કહે છે, અને તેને પતિવ્રતા સ્ત્રીના કર્ત્તવ્ય તરીકે લેખવતું નથી; પરંતુ પતિના માર્ગને અનુસરવું, પતિ જે જે વ્રત નિયમાદિ ગ્રહણ કરે તે પોતે પણ ગ્રહણ કરવા, સાથે રહીને પાળવા અને પળાવવા, પતિ કરે તેટલો અથવા તેથી અધિક તપ કરવો, અને પતિ ચારિત્ર લેવા ઉજમાળ થાય તો તેને ન રોકતાં પોતે પણ તેના માર્ગને અનુસરવું એજ ખરેખરો પતિવ્રતા સ્ત્રીનો ધર્મ છે એમ કહે છે. કોઇ પણ રીતે સંસારનાં દુઃખમાંથી છુટેલા પતિને તેણે ચારિત્ર લીધા પછી પણ પાછો સંસારમાં ખેંચી લાવવો, અને સંસારી અવસ્થામાં પોતા પ્રમાણે દુઃખ ભોગવવાથી વ્રતભંગ કરાવી દુર્ગતિએ પહોંચાડવો એ પતિવ્રતા સ્ત્રીનો ધર્મ નથી. અહીં એક વાત આજીવિકાના સાધનની આડી આવે છે, પણ જ્યાં પતિ કરે તે કરવાનુંજ હોય ત્યાં પછી તે આડી આવતી નથી. કદિ સંતતિના રક્ષણના સાધન માટે સવાલ થતો હોય તો તેનું નિરાકરણ કરવાની અપેક્ષા રહે છે, પરંતુ તેવી ગોઠવણ કદી બની નજ શકે અને પોતાના પરિણામ સંસારમાં ટકતા નજ હોય તો ચારિત્ર લેવું. અને આકસ્મિક દેહ છુટી ગયા પછી જેમ તે સંતતિની સંભાળ લેનાર બીજા નીકળી આવે છે, તેમ એવે પ્રસંગે પણ તેનો જન્મ બદલાઇ ગયેલો માની અન્ય ધર્મિષ્ઠ જનોએ તેની સંતતિની યોગ્ય સંભાળ લેવી. શ્રીમંત અને સહધર્મી ગણાતા સજ્જનોને માથે એ ખાસ ફરજ છે એમ ચોક્કસ ધ્યાનમાં રાખવાનું છે, કારણ કે તેથી પોતાના પણ ચારિત્રાવરણીય કર્મ ત્રુટે છે અને કાળાંતરે પોતાને ચારિત્ર ઉદયમાં આવે છે.

ઉત્તમ મનુષ્યનો પરિવાર પણ ઉત્તમજ હોય છે, અને અનુત્તમ પણ ઉત્તમના પ્રસંગમાં આવવાથી ઉત્તમ થઇ જાય છે. તેજ પ્રમાણે ચંદરાજાની તમામ સ્ત્રીઓ, મંત્રી, નટ, નટપુત્રી, એ સર્વે ચારિત્ર લેવા ઉજમાળ થઇ જાય છે. ચંદરાજા પુત્રોને રાજ્ય વહેંચી આપે છે, પુત્રો નિષ્ક્રમણોત્સવ-દીક્ષોત્સવ કરે છે, અને પ્રભુ પાસે આવી ચંદરાજા પોતાને ચારિત્ર આપવાની

પ્રાર્થના કરે છે. પુત્રો પણ તે કાર્યમાં પોતાની સંમતિ પ્રભુને જણાવે છે. અવસરે પ્રભુ ચંદરાજા વિગેરેને દૃઢ કરવા ( નહીં કે શિથિલ કરવા ) ચારિત્રની મુશ્કેલીઓ જણાવે છે, પરંતુ 'એ સર્વ મુશ્કેલીઓ કાયરને માટેજ છે, શૂરવીરને કાંઇ મુશ્કેલજ નથી' એમ જણાવી ચંદરાજા પોતાનાં વસ્ત્રાભૂષણો અને મસ્તક પરના કેશને પણ તજી દે છે. પછી પ્રભુ સ્વહસ્તે તેમને મુનિવેષ આપે છે અને મસ્તક પર વાસક્ષેપ કરે છે, કરેમિ ભંતે ઉચ્ચરાવે છે. ચારિત્રનો લાભ મળતાં કોઇ અપૂર્વ સંપત્તિની પ્રાપ્તિ થઇ હોય તેવો ચંદરાજા વિગેરેને હર્ષ થાય છે. સાથે ચારિત્ર લેવામાં સ્ત્રીઓ સ્ત્રીત્વ જાળવે છે, મંત્રી મંત્રીપણું જાળવે છે, ત્યારે નટ નટપણું પણ જાળવે છે. તે દીક્ષા લઇને એમ સૂચવે છે કે 'આજ સુધી નાટક કરીને જગતને રીઝવ્યું, હવે ભવનાટકના સ્વરૂપને બરાબર સમજીને તેનાથી છુટા પડી આત્માને રીઝવશું'. અન્ય રાજાઓ રીઝીને લક્ષ્મી આપતા હતા, તેમ આત્મરાજાને રીઝવીને તેની પાસેથી અનાદિ કાળથી દટાઇ ગયેલી આત્મસંપત્તિ–જ્ઞાનાદિ ગુણો મેળવશું, અને કૃતાર્થ થઇશું.

પ્રભુ આભાપુરીથી વિહાર કરે છે એટલે ચંદરાજર્ષિ પણ સાથેજ વિહાર કરે છે. તે વખતે તેમનો પરિવાર પાછા દર્શન દેવાની પ્રાર્થના કરે છે. ચંદરાજર્ષિ તેનો યોગ્ય ઉત્તર આપે છે અને પરિવાર પાછો વળે છે. ચંદરાજર્ષિ સ્થવિર પાસે પ્રથમ ક્રિયાકલાપ શીખે છે, અને પછી જ્ઞાનાભ્યાસ કરે છે. બીજા સાધુ–સાધ્વીઓ પણ પોતપોતાના કર્ત્તવ્યમાં તત્પર થાય છે.

ચારિત્ર ગ્રહણ કરવા માત્રથી ખાટી ગયા એમ માનવાનું નથી, કારણ કે એવું દ્રવ્યચારિત્ર તો આ પ્રાણી ઘણી વખત ગ્રહણ કરે છે; પરંતુ ભાવચારિત્રની પ્રાપ્તિ ન થવાથી ભવમાં ભટકયા કરે છે. ભાવચારિત્રની તો ઉત્કૃષ્ટી આઠ વારજ પ્રાપ્તિ થાય છે. આઠમી વખત તો તે અવશ્ય મોક્ષે જાયજ છે. ચારિત્ર સિંહની જેમ લેવું અને સિંહની જેમ પાળવું એમાંજ મહત્તા સમાયેલી છે. ચારિત્ર લીધા પછી નિરતિચાર પાળવું અને અહર્નિશ જ્ઞાનાદિ ગુણો વિશેષ વિશેષ પ્રગટ કરવા એજ કર્ત્તવ્યશુદ્ધ ચારિત્ર, જ્ઞાન અને સમ્યકત્વ બન્નેને પ્રકાશિત કરે છે. ચંદરાજર્ષિ એવુંજ ચારિત્ર પાળે છે, અને આત્માને કર્મમળ રહિત–નિર્મળ કરવાનો સતત પ્રયત્ન આદરે છે. જ્ઞાનગુણની તીવ્રતાથી કર્મોનું ખરૂં સ્વરૂપ સમજી પ્રથમ મોહશત્રુનેજ જીતવાની તે આવશ્યકતા માને છે, અને શાસ્ત્રમાં બતાવેલા તેના મર્મસ્થાનો ઉપર એવા દૃઢ પ્રહારો કરે છે કે જેથી તે નિર્બળ થઇ જાય છે, એટલુંજ નહીં પણ અંશે અંશે પ્રાણ રહિતજ થઇ જાય છે. અંશે અંશે એટલે મોહનીય કર્મની અમુક અમુક પ્રકૃતિઓ ક્ષયભાવનેજ પામતી જાય છે. છઠ્ઠે સાતમે ગુણઠાણે વર્તતા મુનિરાજ ત્યાંથી અપૂર્વકરણ ( આઠમે ) ગુણઠાણે આવી અપૂર્વ વીર્ય ફોરવી જેમ પ્રથમ અપૂર્વકરણરૂપ કુઠાર વડે મોહનીયકર્મની સાત પ્રકૃતિઓનો વિનાશ કર્યો હતો તેમ અહીં અપૂર્વકરણરૂપ વજ્ર વડે મોહનીયકર્મની ચારિત્રને આવરણ કરનારી ( ૨૧ ) પ્રકૃતિઓનો વિનાશ કરવા માંડે છે. આઠમાથી નવમે દશમે ગુણઠાણે જઇ અગ્યારમે ન જતાં બારમે ગુણઠાણેજ જાય છે, અને ચારિત્રાવરણીય સર્વ પ્રકૃતિઓનો વિનાશ કરી

માદીનાં ત્રણ ઘનઘાતી કર્મનો પણ આત્યંતિક અભાવ કરે છે. અગ્યારમે ગુણઠાણે તો જેણે ઉપશમશ્રેણી માંડી હોય તેજ જાય છે, ક્ષપકશ્રેણીવાળા માટે તે પગથીયુંજ નથી, તે તો દશમેથી બારમેજ આવે છે. જ્યારે ચાર ઘનઘાતી કર્મોનો ક્ષય થાય છે, ત્યારે તેને અનંતર સમયેજ કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે, અને તેરમું સયોગિકેવળી ગુણઠાણું પ્રાપ્ત કરે છે. શુક્લધ્યાનના પ્રથમના બે પાયા સેવી આ ગુણઠાણે આવે છે, એટલે અહીં ધ્યાનનો અભાવ છે-ધ્યાનાંતર દશા વર્તે છે. શુક્લધ્યાનના બાકીના બે પાયા તેરમા ગુણઠાણાને અંતે અને ચૌદમા ગુણઠાણામાં પ્રાપ્ત થાય છે. તે બે પાયા વડે યોગનિરોધ કરી શૈલેષી અવસ્થા પ્રાપ્ત કરી દેહના ત્રીજા ભાગને સંકોચી એટલે કે આત્મપ્રદેશોનો દેહના ⅔ ભાગમાં ઘન કરી એક સાથે દેહમાંથી નીકળે છે, અને જે સમયે નીકળે છે તે સમયેજ સાત રાજ ઊર્ધ્વગમન કરી સિદ્ધિસ્થાન પ્રાપ્ત કરે છે. ત્યાં તેમની અક્ષયસ્થિતિ હોય છે. ત્યાંથી ફરીને સંસારમાં આવવાપણું નથી; કારણ કે સંસારનાં બીજરૂપ કર્મોનો સર્વથા નાશ થયેલો હોય છે. આવી સર્વોત્તમ દશા ચંદરાજા પ્રાપ્ત કરે છે, અને બીજા પણ કેટલાક જીવો તે સ્થિતિ મેળવે છે. બાકીના સર્વાર્થસિદ્ધ વિમાનમાં એકાવતારી દેવ થાય છે. અહિં ચંદરાજાનું ચરિત્ર સમાપ્ત થાય છે.

આ બધી હકીકત ઉપરથી જે માર્ગે-જે રીતે તેમણે ( ચંદરાજાએ ) મોક્ષસુખ મેળવ્યું તે માર્ગજ અવિનાશી સુખ પ્રાપ્ત કરવાનો છે એમ આપણે સમજવાનું છે. પરમાત્માએ એજ માર્ગ બતાવ્યો છે, પરમાત્મા પોતે પણ એજ માર્ગે સિદ્ધ થયા છે, તો હવે આપણે કાળક્ષેપ ન કરતાં એ માર્ગે ધીમું કે ઉતાવળું પણ ચાલવા માંડવું એ આપણું કર્તવ્ય છે. ગૃહસ્થધર્મ અંગીકાર કરવો તે ધીમું ચાલવું છે, અને મુનિપણું સ્વીકારવું તે ઉતાવળું ચાલવું છે. જો ખરેખર અવિનાશી સુખની ઇચ્છા ઉદ્ભવી હોય-વર્તતી હોય તો એ માર્ગે ગમન કરવાથીજ આ ભવમાં અથવા આગામી ભવમાં કાર્યસિદ્ધિ થવાની છે એમ સમજવું. આ સંબંધમાં અનેક શાસ્ત્રોમાં પૂર્વપુરૂષો આપણા એકાંત હિતવત્સલપણાથી ઉલ્લેખ કરી ગયા છે. આપણે તે સર્વ યથામતિ જાણ્યા છતાં સાંસારિક સુખમાં આસકત થઇ, કષાયોને વશ થઇ, અવિરતિને આગળ કરી, તે માર્ગને યથાશક્તિ પણ સ્વીકારીએ નહીં તો પછી આપણો આ ભવદુઃખમાંથી નિસ્તાર કેમ થાય ? નજ થાય. માટે ભવ્ય પ્રાણીઓએ આ આખા ચરિત્રને અને તેના રહસ્યને હૃદયમાં અવધારી, તેના પરમ રહસ્ય તરીકે તેના છેલ્લા રહસ્યોમાં બતાવેલો માર્ગ સ્વીકારી, આત્મહિત કરવા તત્પર થવું. આ પ્રમાણેની વારંવાર સૂચના-પ્રેરણા-ઉદીરણા કરી આ ચરિત્રનું રહસ્ય સમાપ્ત કરવામાં આવે છે, અને આ રહસ્ય લખતાં કાંઇ પણ મિથ્યા લખાણું હોય તેને માટે મિચ્છામિ દુક્કડં આપવામાં આવે છે.

## ઉપસંહાર.

ઉપર પ્રમાણે શ્રી ચંદરાજાનો રાસ સંપૂર્ણ કરતાં તેના કર્ત્તા **શ્રીમોહનવિજયજી** કહે છે કે-મેં આ રાસ રચીને મારી રસનાને પવિત્ર કરી છે, અને શિયળવ્રતને દ્રઢ કરવા માટે ભવ્યાત્માઓને શીખામણ આપી છે. આ રાસ વાંચીને કોઈ કવિએ મારી હાંસી ન કરવી, તેમણે તો એમાં કોઇ અઘટિત પદરચના હોય તો સુધારવી, કેમકે હું કાંઇ મોટો કવિ નથી, મેં તો એક આ બાળક્રીડા કરી છે. મેં એમાં મહાપુરૂષોના ગુણ ગાયા છે તેથી મને તો લાભજ છે. મારી કવિતાને કોઇ નિંદે તો તેથી મને કાંઇ પણ નુકસાન નથી. જો કોઈ પણ આ ચરિત્રનો સાંભળનાર પવિત્ર થાય અને આત્મસંપત્તિ મેળવે, તો પછી તેનો કહેનારો પવિત્ર કેમ ન થાય ? આત્મસંપત્તિ કેમ ન મેળવે ? મેળવેજ. મહાપુરૂષોના ગુણ જેવી આવડે તેવી ભાષામાં પણ કથન કરવાથી લાભજ થાય. જુઓ, ગમે તેવો વાંકો ચુંકો પુડલો હોય, પણ તે ખાવાથી ક્ષુધાનું દુઃખ તો દૂર થાયજ.

આટલું કહેવા વડે કર્ત્તા પોતાનું નિરભિમાનપણું સૂચવે છે, અને ઉત્તમ પુરૂષોના ગુણ ગાવાની ઉત્તમતા ઇચ્છક જનોની ફરજ પણ સૂચવે છે.

હવે કર્ત્તા પોતાની પ્રશસ્તિ-ગુરૂપરંપરા વર્ણવે છે. તપગચ્છના નાયક શ્રી **વિજયસેનસૂરિ** થયા કે જેમણે અકબર બાદશાહને પ્રતિબોધ્યો. તેમના શિષ્ય **કીર્ત્તિવિજય**, તેમના **માનવિજય**, તેમના **રૂપવિજય**, અને તેમના શિષ્ય **મોહનવિજયે ૧૦૮** ઢાળો વડે ચંદરાજા, ચંદરાજર્ષિ અને ચંદકેવળીના તેમજ તેમની સાથે તેમના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા-સંબંધમાં આવેલા સંબંધીઓનાં ચરિત્રોનું વર્ણન કર્યું છે. આ રાસ સંવત્ ૧૭૮૩ ના પોષ શુદિ ૫ અને શનિવારે રાજનગર( અમદાવાદ )માં પૂર્ણ કર્યો છે.

કર્ત્તાએ પ્રાંતે આ રાસનું પઠન-પાઠન કરનાર અને સાંભળનાર-સંભળાવનારને આશિષ આપી છે, અને રાસની અંદર જે કાંઇ ઓછું વધતું લખાણુ હોય તેને માટે મિચ્છામિ-દુક્કડ આપ્યો છે, તેમજ આ રાસને અને ચંદરાજાના ગુણાનુવાદને અચળ રહેવારૂપ-દીર્ઘકાળ પર્યંત ટકવારૂપ આશીર્વાદ આપ્યો છે.

**શ્રી ચંદરાજાના રાસના ચતુર્થ ઉલ્લાસનું રહસ્ય સંપૂર્ણ.**



# શ્રી ચંદરાજાના રાસમાં આવતા મુખ્ય મુખ્ય પાત્રોની ઓળખાણ.

## પુરૂષ વર્ગ.

**ચંદરાજા**—આભાપુરી નગરીનો મહારાજા, વીરસેન રાજાનો પુત્ર.

**વીરસેન**—ચંદરાજાનો પિતા.

**પદ્મશેખર**—ચંદરાજાની માતા ચંદ્રાવતીનો પિતા.

**પવનવેગ**—ચંદરાજાની સાવકી માતા વીરમતીનો પિતા, અને ગગનવલ્લભ નગરનો વિદ્યાધર રાજા.

**ગુણશેખર**—ચંદરાજાની પટ્ટરાણી ગુણાવળીનો પિતા.

**મકરધ્વજ**—ચંદરાજાની રાણી પ્રેમલાલચ્છીનો પિતા, અને વિમળાપુરી નગરીનો રાજા.

**કનકધ્વજ**—સિંહલરાજ કનકરથનો કોઢીયો પુત્ર, જેને બદલે ચંદરાજા પ્રેમલાલચ્છીને ભાડે પરણ્યા હતા.

**કનકરથ**—કનકધ્વજનો પિતા, સિંહલપુરીનો રાજા.

**ગુણશેખર**—ચંદરાજાનો ગુણાવળી રાણીને પેટે જન્મેલો પુત્ર.

**મણિશેખર**—ચંદરાજાનો પ્રેમલાલચ્છી રાણીને પેટે જન્મેલો પુત્ર.

**શિવકુમાર**—નાટ્યકલામાં પ્રવીણ નટ, જેણે કૂકડો બનેલા ચંદરાજાને પોતાની સાથે રાખ્યા હતા.

**સુમતિ**—ચંદરાજાનો પ્રધાન.

**સુબુદ્ધિ**—વિમળાપુરીના રાજા મકરધ્વજનો પ્રધાન.

**મદનભ્રમ**—પ્રેમલાલચ્છીના પૂર્વભવનો જીવ જે તિલકમંજરી, તેણીનો પિતા, અને તિલકાપુરી નગરીનો રાજા.

**શૂરસેન**—શિવકુમાર નટના પૂર્વભવનો જીવ. ચંદરાજાનો પૂર્વભવ મંત્રિપુત્રી રૂપમતી અને પ્રેમલાલચ્છીનો પૂર્વભવ રાજપુત્રી તિલકમંજરી, એ બન્નેનો સ્વામી.

**સુબુદ્ધિ**—ચંદરાજાનો પૂર્વભવનો જીવ જે રૂપમતી, તેણીનો પિતા, અને મદનભ્રમ રાજાનો મંત્રી.

## સ્ત્રી વર્ગ.

**ચંદ્રાવતી**—ચંદરાજાની માતા, વીરસેન રાજાની રાણી.

**વીરમતી**—ચંદરાજાની સાવકી માતા, વીરસેન રાજાની પટ્ટરાણી.

**ગુણાવળી**—ચંદરાજાની પટ્ટરાણી, અને ગુણશેખર રાજાની પુત્રી.

**પ્રેમલાલચ્છી**—ચંદરાજાની રાણી, અને વિમળાપુરીના રાજા સોરઠપતિ મકરધ્વજની પુત્રી.

**શિવમાળા**—શિવકુમાર નટની પુત્રી.

**રતિરૂપા**—ચંદ્રાવતીની માતા, અને પદ્મશેખર રાજાની પટ્ટરાણી.

**વેગવતી**—વીરમતીની માતા, અને વિદ્યાધર રાજા પવનવેગની રાણી.

**રૂપમતી**—ચંદરાજાનો પૂર્વભવનો જીવ, મંત્રીપુત્રી.

**તિલકમંજરી**—પ્રેમલાલચ્છીનો પૂર્વભવનો જીવ, રાજપુત્રી.

**સુરસુંદરી**—ગુણાવળીનો પૂર્વભવનો જીવ.

## શહેરો વિગેરે.

**આભાપુરી**—ચંદરાજાની રાજધાનીની નગરી.

**વિમળાપુરી**—પ્રેમલાલચ્છીના પિતા સોરઠપતિ મકરધ્વજની રાજધાનીનું શહેર.

**પદ્મપુરી**—પદ્મશેખર રાજાની રાજધાનીનું શહેર.

**ગગનવલ્લભ**—વીરમતીના પિતા પવનવેગ વિદ્યાધરની રાજધાનીનું શહેર.

**સિંહલપુરી**—કનકરથ રાજાની રાજધાનીનું શહેર.

**તિલકાપુરી**—મદનભ્રમ રાજાની રાજધાનીનું શહેર.

**સિદ્ધાચલ, શત્રુંજય**—સૌરાષ્ટ્ર દેશમાં આવેલું મહાન્ તીર્થસ્થાન.

**સૂર્યકુંડ**—શ્રી શત્રુંજય તીર્થ ઉપર આવેલો પ્રભાવશાળી કુંડ, જે હાલ હયાત છે.

**કોસી**—એક જાતની પક્ષિણી, વીરમતીના પૂર્વભવનો જીવ.

